

# શ્રીરામકૃષ્ણકથામૃત

## ભાગ પહેલો તથા બીજો



સસ્તુ સાહિત્યવર્ધક કાર્યાલય
અમદાવાદ અને મુંબાઈ



# श्रीरामकृष्णकथामृत

## भाग पहेलो तथा बीजो

श्रीयुत महेन्द्रनाथ गुप्तकृत बंगाळी पुस्तको उपरथी

અનુવાદકઃ નર્મદાશંકર બાલાશંકર પંડ્યા, શાહપોર-સુરત


सस्तुं साहित्य वर्धक कार्यालयने माटे

સંપાદક અને પ્રકાશકઃ ભિક્ષુ-અખંડાનંદ.

સ્થાન-અમદાવાદ અને મુંબઈ.

આવૃત્તિ બીજી, પ્રત ૫૩૦૦, વિ૦ સં૦ ૧૯૮૦, કુલ પ્રત ૧૦૨૦૦

મૂલ્ય-અમદાવાદમાં રૂ. ૨॥ અન્યત્ર ૨॥।, પો૦ જુદું.

# આ (બીજી) આવૃત્તિવિષે બે બોલ

શ્રીરામકૃષ્ણકથામૃતના આ બંને ભાગ સંવત ૧૯૭૪ તથા ૧૯૭૫ના વર્ષમાં વિવિધ-ગ્રંથમાળાદ્વારા પ્રથમ નીકળ્યા હતા અને એમાંનો પહેલો ભાગ તો એકાદ વર્ષમાંજ ખુટી પડીને મળતો બંધ થયો હતો. ઈશ્વરકૃપાથી આજે એ બંને ભાગોની બીજી આવૃત્તિ આ પુસ્તકના રૂપમાં પ્રસિદ્ધ થાય છે.

બંને ભાગો યથાશક્ય સંશોધિત થયા પછીજ આ આવૃત્તિ છપાઇ છે. છપાઇ વગેરેની અશુદ્ધિઓનું શુદ્ધિપત્ર આ પછીનાં પૃષ્ઠોમાં અપાયલું જણાશે. ૐતત્સત્

રામનવમી વિ૦ સંવત ૧૯૮૦ — ભિક્ષુ–અખંડાનંદ

# आ आवृत्तिना मूल्यादिनी गणना

૨૫૩૦) ફરમા ૪૨ અને પ્રત ૫૦૦૦) પાછળ (બિગાડ, ભેટ, ઘટ, ફંડ, વગેરેને લગતી વધારાની પ્રત ૩૦૦ સાથે) કાગળ રીમ ૨૩૦ નો ખર્ચ

૨૨૬૮) છપાઇ, કંપોઝ, વળાઈ, સંશોધન, પ્રુફ, વીમો, તથા બીજી વ્યવસ્થા મળીને દરેક ફરમા દીઠ રૂ ૫૪) પ્રમાણે

૨૫૦૦) પૂંઠાં, કવર, છબી, અસ્તર તથા સામાન્ય પેકીંગ ખર્ચ મળીને સો પ્રતે રૂ. ૫૦)

૭૨૯૮ કુલ.

આ પુસ્તકનું મૂલ્ય રૂ૦ ૨॥ રખાયું છે, તેમાંથી સંસ્થાના ચાલુ ધોરણ મુજબ પુસ્તક વેચાઇ રહે ત્યાંસુધીના (પગાર, ભાડાં, કમીશન, જાહેરાત, વીમો વગેરે) ખર્ચ બદલ રૂપીયે ૭ આના બાદ થતાં જે રૂ. ૧॥–ની ચોકખી રકમ રહી, તેને પ્રત પાંચ હજાર સાથે ગુણવાથી ઉપલા ટોટલ કરતાં પાંચસોકની રકમ વધુ થવા જશે. જે બદલ આ પુસ્તકનું મૂલ્ય તત્કાળમાં લેનાર માટે રૂ. ૨)≈ ને બદલે પૂરા બે રૂપીઆ (અને મુંબઇ ઇત્યાદિ ઇતર સ્થળોમાટે રૂા. સવા બે) રાખવામાં આવ્યું છે.

એક પ્રતિષ્ઠિત પત્રનો અભિપ્રાય—"બંગાલમેં શ્રીરામકૃષ્ણ પરમહંસ નામકે એક પહુંચે હુએ મહાત્મા હો ગયે હૈં. સર્વભૂત સ્વામી વિવેકાનંદ ઉન્હીંકે શિષ્ય થે. પરમહંસજી કોઇ નામી વિદ્વાન ન થે; પર આત્મતત્ત્વકે વે પારગામી પંડિત થે. ઉનમેં પારમાર્થિક ઔર પારલૌકિક જ્ઞાનકી માત્રા બહુત અધિક થી. ભક્તિભાવકે ઉન્મેષસે વે બાતકી બાતમેં સમાધિમગ્ન હો જાતે થે. બડે બડે જ્ઞાની ઔર વિજ્ઞાની ઉનકી સેવા કરને ઔર ઉનકે સમાગમસે લાભ ઉઠાનેકે લીએ ઉન્હેં ઘેરે રહેતે થે. પરમહંસજી સાધારણ બાતચીતમેં ભી લૌકિક દૃષ્ટાંતોંકે દ્વારા ઐસી ઐસી પારમાર્થિક બાતેં કહ દેતે થે, જૈસી બડે બડે શાસ્ત્રજ્ઞ ઔર પંડિતોંકો ન સૂઝ શકતી થીં. ઇન બાતોં યા કથાઓંકો પરમહંસજીકે શિષ્ય લિખ લિયા કરતે થે. × × પ્રસ્તુત પુસ્તક ઉસી સંગ્રહકે હિન્દી અનુવાદકા પહલા ભાગ હૈં. × × પુસ્તકકી કથાયેં સચમુચ હી અમૃતવર્ષિણી હૈં. ઉનકે કથામૃત હોનેમેં કુછ ભી સંદેહ નહીં. પુસ્તક પઢને ઔર ઉનકી કથાઓંકા અમૃત જીભર પીને યોગ્ય હૈં. ઉસસે અજીર્ણ હોનેકા ડર નહીં." "સરસ્વતી"

# પહેલી આવૃત્તિના નિવેદનનો સારાંશ

(કેટલાક સંશોધન સાથે)

આ ગ્રંથદ્વારા એક એવા મહાત્માની ઉપદેશકથા રજુ થાય છે કે જેઓ વર્તમાન યુગમાં એક આધ્યાત્મિક આદર્શ હતા. એ મહાપુરુષનું સંક્ષિપ્ત જીવન આ પછીનાં પૃષ્ઠોમાં અપાયું છે. વિસ્તૃત જીવન પણ યથાસંયોગ નિકળશે.

પરમહંસ શ્રીરામકૃષ્ણદેવ કલકત્તાથી પાંચ છ મૈલ દૂર આવેલા રાણી રાસમણિના કાલિમંદિરમાં રહેતા. તેમના સમાગમે કલકત્તા ૪૦ ના અનેક જિજ્ઞાસુઓ વખતોવખત જતા અને ત્યાં ચાલતી ચર્ચા સાંભળીને તેમજ વિવિધ પ્રશ્નો પૂછીને તેમના કલ્યાણકારી ઉપદેશામૃતનું પાન કરતા. આ મહાત્મા "પ્રભુજ સર્વનો ગુરુ છે" એમ કહેતા અને પોતાને ગુરુ કહેવાની સાફ નાજ પાડતા; છતાં અનેક મનુષ્યો પોતાના મનવડે તેમનેજ પોતાના ગુરુ અને ઉદ્ધારક માનતા. આ શિષ્યો પૈકી શ્રીયુત મહેન્દ્રનાથ ગુપ્ત પણ એક હતા. તેઓ ગૃહસ્થાશ્રમી છતાં વૃત્તિથી એક સંન્યાસીના જેવાજ ગુણવાન અને જિજ્ઞાસુ હતા. તેઓની હાજરીમાં પરમહંસજી સમક્ષ જે કંઇ ચર્ચા વગેરે થતું તેની તેઓ નોંધ તૈયાર કરી લેતા. એ નોંધ કેવી આબેહૂબ અને સંપૂર્ણ છે, તે આ પુસ્તકના વાચનથી સમજાશે. પરમહંસજી જેવા અસામાન્ય મહાત્માના ઉપદેશોની આવી ઉત્તમ નોંધ પૂરી પાડીને શ્રીયુત મહેન્દ્રનાથે સમગ્ર ભારતવર્ષના જિજ્ઞાસુવર્ગ ઉપર મોટો ઉપકાર કર્યો છે.

બંગભાષામાં લખાયલી એ નોંધો શરૂમાં ચોપાનિયારૂપે અને પાછળથી "રામકૃષ્ણ-કથામૃત" એ નામથી ચાર પુસ્તકોમાં પ્રસિદ્ધ થએલી હોઇ ત્યાંના જિજ્ઞાસુવર્ગમાં ત બહુજ પ્રિય થઇ પડી હતી. સ્વામી વિવેકાનંદજીએ આ કાર્યની સ્તુતિમા તેના લેખક મહાશય ઉપર નીચે મુજબનો પત્ર લખી મોકલ્યો હતો.

દેહરાદુનઃ ૨૪ મી, ડિસેંબર ૧૮૯૭.

મારા પ્રિય મ.

" તમારા બીજા ચોપાનિયા માટે ઘણા ઘણા ધન્યવાદ. તે ખરેખર આશ્ચર્યજનક
" છે. તે લખવામાં તમે જે પદ્ધતિ રાખી છે તે ખરેખર અપૂર્વ છે. આવા મહાન
" ઉપદેશકનું આવું-પોતાની બુદ્ધિનો પાસ લાગવા દીધા સિવાયનું વૃત્તાંત જનસમાજ
" આગળ કદિ પણ રજુ થયું નથી. તમારી ભાષા પણ સર્વથા એવી રસિક,
" અસરકારક અને તે ઉપરાંત એવી સરળ અને સ્પષ્ટ છે કે કંઇ પૂછોજ નહિ."

" મને આ ચોપાનિયાં વાંચીને જે આનંદ થયો છે તે હું શબ્દોમાં પૂરેપૂરો દર્શાવી
" શકું તેમ નથી. જ્યારે જ્યારે તે વાંચું છું ત્યારે ત્યારે હું આ લોકથી કોઇ અન્ય
" દિવ્યલોકમાં હોઉં એમ મને લાગે છે. આમ થાય એમાં નવાઇ છે ? આપણા
" ગુરુદેવનો સુબોધ એવો તો દિવ્ય અને પ્રતિભાશાળી હતો કે તેના પ્રતાપે આપણામાંના

"દરેક પણ તેવાજ પ્રતિભાશાળી થવું જોઇએ: અને જો તેવા નહિ થઇએ તો આપ-
"ણામાં કંઇજ નથી. અત્યાર અગાઉ આપણામાંના કોઇએ તેમનું જીવનચરિત્ર
"લખવાનો પ્રયત્ન શામાટે નહિ કર્યો હોય, તેનું કારણ હવે હું સમજી શકું છું
"કે, આ મહાન કાર્ય તમારા માટેજ ખાસ રખાયું હતું. તેઓ તમારા (લખાણ)માં
"પ્રત્યક્ષ જણાઇ આવે છે." સર્વ પ્રેમ અને નમસ્કારસહિત—વિવેકાનંદ

"તા. ક. સોક્રેટીસના સંવાદોમાં સર્વત્ર પ્લેટોજ રહેલો ભાસે છે; જ્યારે તમે
"તો ( એ લખાણમાં ) તદ્દન ગુપ્ત રહ્યા છો. વળી એમાંનો નાટ્ય ભાગ તો અન-
"હદ ખુબીદાર છે. અહીં તેમજ પશ્ચિમમાં તે દરેકને પસંદ પડે છે."

પરમહંસજી વિદેહ થયા પછી સ્વામી વિવેકાનંદજી અમેરિકા જઇને આવ્યા બાદ તેમના સમાગમનો પણ મહેન્દ્રનાથજીએ ખૂબ લાભ લીધો હતો અને સ્વામીજીએ જૂદે જૂદે પ્રસંગે જૂદી જૂદી અગત્યની બાબતો ઉપર પોતાની ઓજસ્વી ભાષામાં જે વિચારો તથા અભિપ્રાયો દર્શાવેલા, તેમજ જે અસરકારક ઉપદેશો આપેલા, તે સર્વ પણ તેમણે આબેહૂબ નોંધી લઇને પુસ્તકાકારે પ્રસિદ્ધ કર્યા હતા. આ વિચારો તેમજ ઉપદેશો એવા મહત્વના અને ઉપકારક છે કે "રામકૃષ્ણ કથામૃત" ના વાંચનારે તેનો પણ લાભ અવશ્ય લેવો જોઇએ. આ સંસ્થાદ્વારા તેનો ગુજરાતી અનુવાદ "વિવિધ ગ્રંથમાળા" ના પુસ્તકરૂપે આગળ પ્રસિદ્ધ થએલો હોઈ પાછળથી બીજી આવૃત્તિરૂપે તેનો સમાવેશ "સ્વામી વિવેકાનંદના સદુપદેશ–ગ્રંથ પહેલો" એમાં થએલો છે.

"રામકૃષ્ણકથામૃત" નાં બંગાળી પુસ્તકોમાંથી કેટલાક પ્રસંગો લઇને શ્રીયુત મહેન્દ્રનાથે અંગ્રેજીમાં "ગોસ્પેલ ઓફ્ રામકૃષ્ણ" નામે પુસ્તક કહાડેલું તેનાં પણ ગુજરાતી, મરાઠી તેમજ હિન્દી ભાષાંતરો છપાઇ ચૂક્યાં છે; પરંતુ એ પુસ્તકની યોજના મુખ્યત્વે વિદેશી વાચકોના ઉપયોગની દૃષ્ટિથી બહુજ ટુંકાણમાં થએલી છે. હિંદુ સંસ્કૃતિ ધરાવનારા જિજ્ઞાસુ વર્ગને માટે વિશેષ પ્રિય અને હિતાવહ થાય એવા મૂળ બંગાળી પુસ્તકોમાંના પ્રત્યેક ઉત્તમ પ્રસંગો પ્રસિદ્ધ કરવાનું ઉચિત સમજીને આ પુસ્તકની યોજના તો તે મૂળ બંગાળી પુસ્તકો ઉપરથીજ કરવામાં આવી છે.

પરમહંસજીની વાતચીત જૂદા જૂદા મનુષ્યો સાથે અને જૂદા જૂદા પ્રસંગે થવા છતાં વિષય તેનો તે હોય એવા પ્રસંગોમાં કોઇ વાર તેમાં દૃષ્ટાંત, કીર્તન વગેરે તેનાં તેજ આવ્યા કરે એ સ્વાભાવિક છે. એવી પુનરાવૃત્તિઓ કમી કરવા તરફ આમાં અનુ-વાદકે તેમજ સંપાદકે બનતું ધ્યાન આપ્યું છે અને જ્યાં એમ કરવાથી પ્રસંગમાં ન્યૂનતા આવે એમ લાગ્યું ત્યાંજ તે સંક્ષેપથી—અને કોઇ કોઇ વાર જેમની તેમ પણ—કાયમ રખાઇ છે.

આધ્યાત્મિક ઉપદેશ વારંવાર શ્રવણ મનન થયા પછીજ જ્ઞાનચારિત્ર્યમાં ઉતરી શકતો હોવાથી એવા ઉપદેશોની પુનરાવૃત્તિઓ જિજ્ઞાસુજનો માટે દોષરૂપ નહિ પણ

ગુણરૂપજ થઇ રહે છે. એક વસ્તુ ઉપરનો કાટ દૂર થાય નહિ ત્યાંસુધી તેના ઉપર થતી કાનસના ઘર્ષણની ઉપરાઉપરિ આવૃત્તિઓ ઉપકારકજ નિવડે છે; તેમ દીર્ઘકાળના અજ્ઞાનજન્ય સંસ્કારો અને સ્વભાવોથી કટાઇ ટીપાઇને બેડોળ બનેલા માનવહૃદયને સર્વવ્યાપી પરમાત્મજ્યોતિનું સર્વ દુઃખનિવારક પ્રતિબિંબ ઝીલવા યોગ્ય બનાવવા માટે આવી પુનરાવૃત્તિઓ ઉપકારકજ થઇ પડે છે. એકને એકજ ગ્રંથ, સ્તોત્ર, કે મંત્રનો પાઠ અથવા જપરૂપે આવૃત્તિઓ કર્યા કરવાનું પણ એટલાજ માટે મહાત્માઓ ઉપદેશે છે.

શ્રીયુત નર્મદાશંકર બાલાશંકર પંડયાએ આ પુસ્તકનો અનુવાદ કાળજીથી અને સમયસર તૈયાર કરી મોકલ્યો; તેમજ બન્યું ત્યાંસુધી કવિતાના અનુવાદ કવિતામાંજ ઉતાર્યા, તેને માટે તેમને સપ્રેમ ધન્યવાદ આપવામાં આવે છે.

રામનવમી વિ૦ સં૦ ૧૯૭૪ ભિક્ષુ—અખંડાનંદ

# थोडीक लावणीओ

## જહાં યાદ હૈ તેરી વહીં વહીં તૂ દેખા.

હર જગે પે દેખા કહીં કહીં તૂ દેખા; જહાં યાદ હૈ તેરી વહીં વહીં તૂ દેખા. ટેક.
જાજાકર ગંગાસાગર સિંધુ નહાયા; મૈં તેરે ઇશ્કમેં ચારો તરફ ઉઠ ધાયા.
નહિં મૈંને પ્યારે ઔર કહીં તૂ દેખા; જહાં યાદ હૈ તેરી વહીં વહીં તૂ દેખા.—૧
જંગલ બસ્તી સબ ઉજાડ હમને છાના; નહિં દેખા તુઝકો દેખા સબી જમાના.
કોઇ મતવાલા કહતા હૈ કોઇ મસ્તાના; જો જો કુછ જિસને કહા સો હમને માના.
ખુબ ખુબ ફિરા દર દરકા હુઆ દિવાના; નહિં પાયા પ્યારે તેરા કહીં ઠિકાના.
અબ યાદ કરી તો દિલમેં યહી તૂ દેખા; જહાં યાદ હૈ તેરી વહીં વહીં તૂ દેખા.—૨
સર પટક પટક કર પહાડપર દે મારા, ઔર આહ આહ કર કરકે બહુત પુકારા.
દેખા દેવલ દેહરા ઔર ઠાકુરદ્વારા; સરતાપા સબકો દેખ દેખ કર હારા.
ઘર બાર તજા આલમસે લિયા કનારા; જેસી કુછ ગુજરી વૈસે કિયા ગુજારા.
યે બાતેં હમકો યાદ રહી તૂ દેખા; જહાં યાદ હૈ તેરી વહીં વહીં તૂ દેખા.—૩
સબ દેખા હમને ગુલશન ઔર ગુલ્લાલા; બન ફકીર બન બન ફિરા પહન વનમાલા.
દેખા પત્તા પત્તા ઔ ડાલી ડાલા; હૈં સબ મેં તૂ ઓર સબસે રહે નિરાલા.
યહ બનારસીકા કલામ રસકા હાલા; હૈ અરજ મેરી યહ સુનો નંદકે લાલા.
તુઝકો તેરે આશિકોં કે દિલમેં દેખા; જહાં યાદ હૈ તેરી વહીં વહીં તૂ દેખા.—૪

## જો કરતા જગકે કાર વહી કર્તા હૈ.

જો કહતા હમ કરતે વો દુઃખ ભરતા હૈ; જો કરતા જગકે કાર વહી કરતા હૈ. ટેક.
જો કહતા હમને વેદ પઢે હૈં ચારી; ઉસકા કહતે હરિ ઇસકી મતિ હૈ મારી.
કોઇ કહતા હમ ક્ષત્રી હૈં હમ બ્રહ્મચારી; સબ અહંકારમેં ફંસે હુયે નરનારી.
જો અહંબુદ્ધિકો તજે કરે નાચારી; ઉસકો મિલતે ઇક પલભરમેં ગિરિધારી.
જો નિષ્કુલ પૂજા કરૈ વહી તરતા હૈ; જો કરતા જગકે કાર વહી કરતા હૈ.—૧
જો કહતા હમ તો નિત્ય દાન કરતે હૈ; ઉસકા પરમેશ્વર નહીં માન કરતે હૈ;
જો દેકર દાન મનમેં ગુમાન કરતે હૈ; વો સ્વર્ગ છોડ ફિર નરક પાન કરતે હૈ.
જો અહંકાર તજી હરિકા ધ્યાન ધરતા હૈ; ઉસકા હરિ આદર માન સદા કરતા હૈ.
જો કરતા હૈ સો વહી એક કરતા હૈ, જો કરતા જગકે કાર વહી કરતા હૈ.—૨
જો કહતા હૈ મૈં બડા કવીશ્વર જ્ઞાની; ઉસકો હરિ કહતે ઇસકી મિથ્યા બાની.
કોઇ કહતે હમ હૈં બડે વીર બલવાની; ઉસકો હરિ કહતે યહ તો હૈં અભિમાની.
કોઇ બનકે બૈઠે હૈ રાજા ઓર કોઇ રાની; ઇસ પૃથ્વીપર હૈ બડે બડે અભિમાની.
ઇસ અહંકારસેં અપના દિલ ડરતા હૈ; જો કરતા જગકે કાર વહી કરતા હૈ.—૩
જો કહતા મૈંને બડા જંગ જીતા હૈ; વહ મરતા હૈ ફિર કભી નહીં જીતા હૈ.
જિસ જિસને મનમેં અહંકાર જીતા હૈ; વહ દો દિનમે દુનિયાસે હો બીતા હૈ.
અબ દેવીસિંહ દિલ ફૂટા હુઆ સીતા હૈ; જો કામ કિયા પ્રભુકે અર્પણ દેતા હૈ.
કહે બનારસી હરિભક્ત વો ન મરતા હૈ. જો કરતા જગકે કાર વહી કરતા હૈ.—૪

## જો ઘર રખે વો ઘર ઘરમેં રોવે હૈ.

ઘર મિલે ઉસે જો અપના ઘર ખોવે હૈ; જો ઘર રખે વો ઘર ઘરમેં રોવે હૈ. ટેક
જો રાજ તજે વો મહા રાજ કરતા હૈ; ઓર જાન તજે સો કભી નહીં મરતા હૈ.
સુખ ત્યાગે ફિર વો ઓરકા દુઃખ હરતા હૈ; ધન તજે સો ફિર દોલતસે ઘર ભરતા હૈ.
જો પલંગ તજે સો ફૂલોંપર સોવે હૈ; જો ઘર રખે વો ઘર ઘરમેં રોવે હૈ.—૧
જો પર દારાકો તજે વો પાવે રાની; ઓર જૂઠ બચન દે છોડ સિદ્ધ હોય બાની.
જો દુરબુદ્ધિકો તજે વો હોવે જ્ઞાની; મનસા ત્યાગે તો મિલે રિદ્ધ મનમાની.
જો સર્વ તજે ઉસકો સબ કુછ હોવે હૈ; જો ઘર રખે વો ઘર ઘરમેં રોવે હૈ.—૨
જો કુછ ઇચ્છા નહિં કરે વો ઇચ્છા પાવે; ઓર સ્વાદ તજે વો અમૃત ભોજન ખાવે.
નહિ માગે સો ફલ પાવે જો મન ભાવે; હૈ ત્યાગમેં તીનો લોક ભેદ યું ગાવે.
જો મેલા હોકે રહૈ વો દિલ ધોવે હૈ; જો ઘર રખે વો ઘર ઘરમેં રોવે હૈ.—૩
જો પક્ષપાતકો તજે તો સબકો જીતે; ઓર કામ તજે તો હોય કામ મનચીતે.
કહે દેવીસીંહ હર ભજન જીન્હોને કીને; ઉનકો ગોવિંદને અપના રૂપ કર દીને.
અબ બનારસી ઘર ખોકે બહ જોવે હૈ; જો ઘર રખે વો ઘર ઘરમેં રોવે હૈ.—૪

# શ્રીરામકૃષ્ણ અને તેમના ઉપદેશો

## સ્વામી વિવેકાનંદના એક લેખનો સારાંશ

બ્રહ્મોસમાજના મહાન ઉપદેશક સ્વર્ગસ્થ કેશવચંદ્રસેને એકવાર પોતાની હમેશની મોહક ઢબે કહ્યું હતું કે "શ્રીરામકૃષ્ણની સાદી, મીઠી અને ઘરગથ્થુ ભાષામાં આશ્ચર્યકારક પવિત્રતા જોવામાં આવે છે. જો કે આપણે જેને અશ્લીલ કહીએ એવા કેટલાક શબ્દોનો તે ઉપયોગ કરે છે તોપણ તેમનું અસાધારણ અને નાના બાળક જેવું નિર્દોષ જીવન જોતાં, અને તેમનામાં વિષયીપણાની ઝાંખામાં ઝાંખી ગંધ પણ નથી એ વાતને ધ્યાનમાં લેતાં શ્રીરામકૃષ્ણના કેટલાક ગ્રામ્ય અને અશ્લીલ શબ્દો નિંદાપાત્ર બનતા નથી; એટલુંજ નહિ પણ તેમને લીધે એમની વાતચીતમાં ઉલટી વધારે લહેજત આવે છે."

તેમના ઉપર બીજો આક્ષેપ એ મૂકવામાં આવે છે કે તેમણે પોતાની પત્ની તરફ ઘણી જંગલી વર્તણુક ચલાવી હતી; કારણ કે તેમણે પરણ્યા પછી સંન્યાસી તરિકે જીવન ગાળવાની પ્રતિજ્ઞા લીધી હતી. આના જવાબમાં પ્રો૦ મેક્ષમૂલર લખે છે કે, " શ્રીરામકૃષ્ણે પોતાની સ્ત્રીની અનુમતિ લીધા પછીજ સંન્યાસવ્રત ગ્રહણ કર્યું હતું." તેમનાં પત્ની પણ આવા પતિને લાયક ચારિત્ર્યવાળાં હોવાથી પોતાના પતિની હયાતીમાં ઘણીજ ખુશીથી તેમનાં શિષ્યા બન્યાં હતાં; અને પતિએ બતાવેલી વિધિ પ્રમાણે સાધનભજન કરીને નૈષ્ઠિક બ્રહ્મચારિણી તરિકે ઈશ્વરની સેવામાં જીવન અર્પણ કરીને અનંત શાંતિ અને આનંદનો અનુભવ કરતાં હતાં. વળી તે ( પ્રો૦ મેક્ષમૂલર ) પ્રશ્ન પૂછે છે કે " પ્રજોત્પત્તિ કર્યા સિવાય શું પતિપત્ની વચ્ચે પ્રીતિ નજ હોઈ શકે ? શરીરના સંબંધ વગર પણ એક બ્રહ્મચારી વિષયવાસનાના ડાઘ વગરનું શુદ્ધ-સાત્ત્વિક જીવન ગાળીને પોતાની બ્રહ્મચારિણી પત્નીને પણ બ્રહ્માનંદના સાક્ષાત્કારથી ઉત્પન્ન થતા દિવ્ય આનંદની સહભાગી બનાવી શકે; એ વાત આપણા પોતાના દેશની સ્થિતિ જોતાં આપણને નહિ માનવા જેવી લાગે અને લાગવી પણ જોઈએ; છતાં એ વાત પણ શક્ય તો છેજ એમ હિંદુઓ કહે છે અને આપણે તેમના પ્રામાણિકપણા ઉપર ભરોસો મૂકતાં પણ શીખવું જોઈએ."

તેમના ઉપર ત્રીજો આક્ષેપ એ મૂકવામાં આવે છે કે તેઓ " વેશ્યા સ્ત્રીઓ તરફ જોઈએ તેવો નૈતિક તિરસ્કાર નાખતા નહિ. " તેના ઉત્તરમાં પ્રોફેસર મેક્ષમૂલર ઘણીજ મધુર દલીલનો ઉપયોગ કરે છે. તે લખે છે કે, " આ આક્ષેપ એકલા રામ-કૃષ્ણ ઉપરજ મૂકી શકીએ ! તે બુદ્ધ ભગવાનની દિવ્ય કૃપાનો પ્રસાદ મેળવવા ભાગ્યશાળી બનેલી વારાંગના અંબાપાલિ અને ભગવાન જીસસ ક્રાઈસ્ટે જેના ઉપર અનુગ્રહ કર્યો હતો તે વ્યભિચારિણી સામેરિટન સ્ત્રીનું આપણને સ્મરણ કરાવે છે." *

---

* શ્રીરામકૃષ્ણ તો સ્ત્રીજાતિમાં આનંદમયી માતાનીજ મૂર્તિનું દર્શન કરતા. તેમની

વળી ચોથો આક્ષેપ એ છે કે દારૂ પીનાર તરફ તેઓ તિરસ્કાર બતાવતા નહિ; પરંતુ રાગ અને તિરસ્કાર જેવી ભાવનાઓ શ્રીરામકૃષ્ણ જેવી સ્થિતિવાળા પુરુષમાં હોયજ કેવી રીતે ? એમ હોય તો બુદ્ધ ભગવાને પણ તેમનો આશ્રય લેવા આવનાર દારૂડીઆઓ, વેશ્યાઓ, ચોર લોકો અને બીજા તરેહ તરેહનાં પાપકર્મ કરનારાઓને તિરસ્કારપૂર્વક લાત મારીને કહાડી મૂકવાં જોઇતાં હતાં ! તેમણે તેમ કર્યું ન હતું. તેમણે કાંઈ આંખો મીંચીને યંત્રની માફક ઉપર ઉપરનોજ ઉપદેશ તેમને આપ્યો ન હતો.

પ્રો૦ મેક્ષમૂલરે પ્રસિદ્ધ કરેલો (અંગ્રેજી) ગ્રંથ શ્રીરામકૃષ્ણના જીવન કરતાં તેમનાં ઉપદેશવચનોવડે વધારે જગ્યા રોકે છે. અંગ્રેજી જાણનાર પ્રજા એ ઉપદેશવચનો તરફ કેટલી બધી આકૃષ્ટ થઈ છે, તે એ પુસ્તકના ઝપાટાબંધ થએલા વેચાણ ઉપરથી કહી શકાય છે. શ્રીરામકૃષ્ણના પવિત્ર મુખમાંથી ટપકેલાં વચનામૃત, પ્રબલ આધ્યાત્મિક ભાવના અને શક્તિવડે એવાં પરિપૂર્ણ થએલાં છે કે જગતના એકેએક ભાગ ઉપર તે પોતાની શુભ અસર કર્યા વગર રહેજ નહિ. **बहु जनहिताय बहु जनसुखाय**—અનેક લોકોના સુખને માટે, અનેક લોકોના કલ્યાણને માટેજ જે મહાત્મા પુરુષો જન્મે છે; તેમની જીવનપ્રણાલિ અને તેમનાં કાર્યો સાધારણ મનુષ્યને માટે અનુકરણીય હોય છે; તેવીજ રીતે તેમની ઉપદેશ કરવાની પદ્ધતિ પણ આશ્ચર્યકારકજ હોય છે.

પણ એવા મહાપુરુષો તરફ આપણે કેવું વર્તન રાખીએ છીએ ? એક નિર્ધન બ્રાહ્મણના બાળકે આપણા દેશમાં જન્મ ધારણ કરીને આપણને સર્વને પવિત્ર બનાવ્યા, અને પોતાનાં ચિરંજીવ રહે એવાં ઉપદેશવચનોના પ્રતાપે આપણા ઉપર રાજ્ય કરનાર પ્રજાને આપણા તરફ સહાનુભૂતિ અને સન્માન રાખતી બનાવી-તેને માટે આપણે શું કર્યું ? ચોકખું સત્ય ઘણીવાર પ્રિય લાગે એવું હોતું નથી; પરંતુ **सत्यं वदेत् प्रियं वदेत्**—સત્ય વચન કહેવું તે પણ પ્રિય લાગે એવી રીતે કહેવું, એ નિયમનો ભંગ કરવાની ઘણે પ્રસંગે જરૂર પડે છે. આપણામાંથી ઘણા માણસો સ્વીકારે છેજ કે તેમના જીવનવડે અને તેમના ઉપદેશવડે આપણને ઘણો લાભ થયો છે; પણ તેઓ એટલું મોઢેથી સ્વીકારીનેજ પોતાને કૃતકાર્ય માની લે છે. આપણા પોતાનાજ જીવનમાં જો એ ઉપદેશને ઉતારવાનો યત્ન આપણે કરી શકીએ એમ ન હોય, તો પછી જ્ઞાન અને ભક્તિના સૂરની મિલાવટ કરીને શ્રીરામકૃષ્ણે જે મહાન્ સંગીત ઉત્પન્ન કર્યું છે તેને સર્વત્ર ફેલાવી દેવાનું તો આપણાથી બની શકેજ કેમ ?

---

આંખે વારાંગનાનું મલિન શરીર નહિ પણ તેની અંદર રહેલા આત્માનુંજ દર્શન થતું હતું. એક પ્રસંગે તેમના વૈરાગ્યની પરીક્ષા કરવાના ઈરાદાથી એક ગૃહસ્થે તેમની પાસે એક સુંદર વેશ્યાને મોકલી હતી, પણ નિર્દોષ બાળક જેવા શ્રીરામકૃષ્ણ "મા" "મા" કહીને તેને પગે પડયા હતા. ભા૦ ક૦

તમે જે માનો છો તેની મોટામાં મોટી સાબીતી તો તમારાં કામ છે. જે તમે સત્ય માનો છો તેને આચરણમાં મૂકી બતાવો." શુદ્ધ અંતઃકરણના વિચાર અને વૃત્તિઓ તો તેના પરિણામ ઉપરથી—તેમનાદ્વારા થતાં કાર્યો ઉપરથીજ માલૂમ પડી આવે છે.

જેઓ પોતાને ઘણા વિદ્વાન માને છે અને તેથી કરીને જેઓ આ તદ્દન સામાન્ય પંક્તિના નિરક્ષર પૂજારીને કશી વિસાત વગરનો ગણે છે; તેમને અમારા તરફથી નમ્ર પ્રાર્થના છે કે, " જે દેશનો એક સાધારણ નિરક્ષર પૂજારી પોતાના ચારિત્ર્ય અને આત્મબળને પ્રતાપે થોડાજ વખતમાં તમારા પૂર્વજોએ સેવેલા સનાતન ધર્મનો વિજયનાદ ચારે દિશાએ ગજાવવા સમર્થ થયો, અને દરિયાપારના દેશોમાં પણ સનાતન ધર્મની વિજયઘોષણા ગજવી મૂકી; તે દેશના તમે પોતે તો મહા સમર્થ વીર નર છો. વળી તમે સંભાવિત, સત્તાવાન, કુલીન અને વિદ્વાન પણ છો, ત્યારે તમે તો ધારો તો તમારા દેશને માટે, તમારા ધર્મને માટે, અને હિંદુજાતિને માટે એથી પણ વધારે મહત્ત્વનાં અને વધારે યશસ્વી કાર્ય કરી શકો ! માટે ચાલો, તૈયાર થાઓ; કમ્મર કસીને આગળ આવો. તમારામાં જે દિવ્ય વિભૂતિઓ રહેલી છે તેને પ્રકટ કરો. તમને તેમ કરતા જોઇશું એટલે અમે તો અત્યંત ભક્તિપૂર્વક તમારૂં પણ પૂજન કરવાને તૈયારજ છીએ. અમે તો અજ્ઞાન, અપ્રસિદ્ધ, બે બદામના દરિદ્ર ભિખારીઓ હોઈ સાધુનો વેશ ધારણ કરીને પેટ ભરીએ છીએ; પણ તમે તો શ્રીમંત છો, પ્રતિષ્ઠિત છો, સત્તાવાન છો, કુળવાન છો અને તે ઉપરાંત જ્ઞાન અને વિદ્યાના ભંડાર છો ! અને તેમ છે તો પછી તમે શામાટે જાગૃત થઇને સર્વના નેતા બનતા નથી ? આગળ ચાલીને અમને માર્ગ બતાવો અને જગતના—કલ્યાણને અર્થે સંપૂર્ણ આત્મસમર્પણનું ભવ્ય દૃષ્ટાંત અમારી આગળ રજુ કરો; એટલે અમે તમારા પણ દાસાનુદાસ બનીને તમારૂં અનુસરણ કરીશું ! "

આમ ન કરતાં કેટલાક લોકો વિનાકારણે, તદ્દન ગેરવાજબીપણે, નરી ઇર્ષ્યા અને વૈરની વૃત્તિ, કે જે પરાધીન અને ગુલામીમાં સડતી નિર્બળ પ્રજામાં સામાન્ય દોષ છે તેને વશ થઈને શ્રીરામકૃષ્ણે મેળવેલો વિજય અને તેના નામની પ્રસિદ્ધિ દેખી ન ખમાયાથી જુઠો બળાપો કરવા લાગ્યા છે; તેમને અમારે એટલુંજ કહેવું યોગ્ય છે કે,—" પ્રિય મિત્રો ! તમે જે કરો છો તે મિથ્યા ફાંફાં છે. ધર્મભાવનાનો જે અનંત અને અમર્યાદિત બળવાન મહામોજ ઉછળ્યો છે, અને જેણે દિશાની મર્યાદાઓને તોડીને પોતામાં શમાવી દીધી છે, તથા જેના શ્વેત શિખર ઉપર દિવ્ય તેજથી ઝળકતી તેની (શ્રીરામકૃષ્ણની) પ્રતાપવાન મૂર્તિ નૃત્ય કરી રહી છે—આ પરિણામ આગળ પડવા, કીર્તિ મેળવવા, અથવા પૈસા પેદા કરવા માટેના અમારા સ્વાર્થી પ્રયત્નોથીજ આવ્યું હશે તો તો તમારા અથવા બીજા કોઈના પ્રયત્ન વગરજ—જગતના મહાન નીતિનિયમ પ્રમાણેજ આ મહામોજ થોડાજ વખતમાં કાળના ઉંડા ગર્તમાં સમાઈ જશે અને તેનું નામનિશાન સરખું પણ રહેશે નહિ;

પણ જો આ તરંગ જગદંબાની ઇચ્છાથી, તેનીજ પ્રેરણાથી અને તેનાજ આદેશ અનુસાર ઉત્પન્ન થઇને આ મહાપુરુષના પરમ શુદ્ધ અને નિષ્કામ પ્રેમથી જગતને પ્લાવિત કરવામાટેજ સરજાયો હશે તો તો હે પામર, નિર્બળ, અદેખા માનવી! સર્વ શક્તિમાન જગજ્જનેતાની ઇચ્છાના ગતિનો વેગ રોકવાની તારામાં શી તાકાત છે ?"

## અધ્યાપક કાલેલકરે શ્રીરામકૃષ્ણજયંતિ પ્રસંગે આપેલું વ્યાખ્યાન.

( નવજીવનમાંથી સાભાર ઉદ્ધૃત )

ઇ૦ સ૦ ૧૮૩૩ કે ૩૪ માં લૉર્ડ મૅકૉલેએ હિંદુસ્તાનને વિલાયતી શિક્ષણ આપવાનું કંપની સરકાર પાસે નક્કી કરાવ્યું તેના પહેલાં પણ આપણે ધર્મભ્રષ્ટ તો થયાજ હતા. ધર્મભ્રષ્ટ થયા તેથીજ પારતંત્ર્યમાં આવી પડ્યા, છતાં અધર્મનેજ ધર્મ માનવા જેટલો બુદ્ધિભ્રંશ થયો ન હતો; પણ અંગ્રેજી કેળવણી લેવાને આપણે આતુર થયા. અંગ્રેજ લોકોએ તે પૂરી પાડવાનો નિશ્ચય કર્યો તે દિવસથી ધીમે ધીમે આપણે આપણા જીવનનો પાયો સ્વાર્થ, સ્વચ્છંદ અને નરી હરિફાઇપરજ ચલાવ્યો.

ઇશ્વરને ત્યાં એવો નિયમ છે કે દરેક આપત્તિનો ઇલાજ એની સાથેજ જન્મે છે. ઇ૦ સ૦ ૧૮૩૪માંજ જ્યાં અંગ્રેજી કેળવણી પહેલવહેલી વવાઇ ગઇ હતી તેજ પ્રાંતમાં રામકૃષ્ણ પરમહંસનો જન્મ થયો. રામકૃષ્ણ પરમહંસ એટલે હિંદુધર્મનો શુદ્ધ અને પ્રાણવાન પ્રવાહ. રાજા રામમોહનરાયે હિંદુમુસલમાની અને ઇસાઇ ધર્મનાં તત્ત્વોનું અધ્યયન કરી બધાનો સામાન્ય સાર કહાડવાનો પ્રયાસ ચલાવ્યો હતો. એજ અરસામાં પ્રત્યક્ષ સાધના કરી ધર્મતત્ત્વનો અનુભવ કરવાનો પ્રયાસ રામકૃષ્ણ પરમહંસે ચલાવ્યો. રામકૃષ્ણ પરમહંસે પણ હિંદુ, મુસલમાન અને ખ્રિસ્તી એ ત્રણે ધર્મનું રહસ્ય અનુભવ્યું અને કહ્યું કેઃ-" અનુભવી દૃષ્ટિએ બધા ધર્મ સરખા સાચા છે." રામમોહનરાયને ત્રણે સંસ્કૃતિના સાહિત્ય સાથે પરિચય હતો, જ્યારે રામકૃષ્ણ પરમહંસે ત્રણમાંથી એકેનું અધ્યયન કર્યું ન હતું. ભણ્યા વગર પણ અનુભવ મેળવી શકાય છે એમ રામકૃષ્ણ પરમહંસે સિદ્ધ કર્યું.

નાનપણથીજ રામકૃષ્ણ પરમહંસે સ્વતંત્ર વૃત્તિ કેળવી હતી. સત્યવાદી પિતા અને નિઃસ્પૃહ માતાનું સંતાન બીજું શું કરી શકે? એમના વખતમાં સામાન્ય કેળવણી મળતી તે પણ લેવાની તેમણે ના પાડી. 'કેળાં, ચોખા અને પૈસા અપાવનાર કેળવણી લઇને હું શું કરૂં? મારે તો પરમાત્માની પ્રાપ્તિ કરવી છે. તમારી કેળવણી મને તે ક્યાંથી આપે?' એમજ તેઓ કહેતા. એકવાર જો તેઓ કેળવણીના સકંજામાં સપડાઇ જાત તો તેમને મૅકૉલેવાળી કેળવણી લેવી પડત, પણ તેમને તો ઇશ્વરપ્રાપ્તિની કેળવણી લેવી હતી અને ઇશ્વરને તેમની મારફતે બંગાળાને તેવીજ કેળવણી આપવી હતી; તેથી તેઓ અભણજ રહ્યા. આજે દુનિયામાં કેટલાએ લોકો તેમને અવતારી પુરુષ તરીકે પૂજે છે.

× × ×

રામકૃષ્ણ પરમહંસને ઈશ્વરના અવતાર ગણવા કે ન ગણવા એની બારે ચર્ચા હજીએ ચાલે છે. દરેક વ્યક્તિમાં ઈશ્વરીતત્ત્વ તો હોયજ છે. જ્યાં જ્યાં આ ઈશ્વરીતત્ત્વ વધારે સ્ફુટ થતું હોય, વિભૂતિમત્, શ્રીમત્, ઊર્જિત હોય ત્યાં ત્યાં અવતારની કલ્પના કરવી એ કંઈ ખોટું નથી. જેણે પોતાનો ઉદ્ધાર કર્યો છે એટલુજ નહિ પણ જે બીજાનો ઉદ્ધાર કરવા સમર્થ છે તે ચોક્કસ ઈશ્વરનો અવતાર છે એમાં શક નથી. વિશિષ્ટ જમાનાની ખાસ ખામી જોઈ, ખાસ નબળાઈ જોઈ તે દૂર કરવાનું સામર્થ્ય જેની અંદર જોવામાં આવે તેનેજ અવતાર કહેવો એમ પણ કેટલાક કહે છે. આ બધી દૃષ્ટિએ રામકૃષ્ણ પરમહંસને આપણે અવતાર ગણી શકીએ. છતાં સ્વાર્થની દૃષ્ટિએ હું રામકૃષ્ણ પરમહંસને અવતારી પુરુષ તરીકે ઓળખવા નથી માગતો. અવતાર એટલે માણસની દયા ખાઈ માણસનો હાથ ઝાલવા નીચે ઉતરેલો મનુષ્યદેહધારી ઈશ્વર. તે કંઈ સાચો માણસ નથી. તેની પાસેથી મદદ મળી શકે, પણ તેનું અનુકરણ કરવાની શ્રદ્ધા તે ન આપે. રામકૃષ્ણ પરમહંસને અવતારી માનીએ એટલે તેમણે કયા કયા ચમત્કારો કર્યા, કઈ કઈ લીલા કરી બતાવી, આપણી પાસેથી તેઓ શું શું માગે છે અને એકવાર વિધિપૂર્વક તેમને શરણ જઈએ એટલે અનાયાસે તેમની પાસેથી આપણને શું શું મળી શકે તેનોજ વિચાર આપણા મનમાં આવે છે.

પણ જો આપણે તેમને માણસ ગણીએ તો એમની પાસે એમની પહેલાંની મૂડી કેટલી હતી, તે મૂડીનો તેમણે કેવો ઉપયોગ કર્યો, પોતાના દોષો સામે તેમને કેવું કેવું લડવું પડયું અને પોતાના પુરુષાર્થથી તે કેવી રીતે સંપૂર્ણતા અને ઐશ્વર્ય પ્રાપ્ત કરી શકયા તે તરફ આપણું ધ્યાન જાય છે. માણસને હિંમત આપનાર બે વચનો આપણી ભાષામાં છે: **परित्राणाय साधूनां संभवामि युगे युगे ।** આ એક અને ' નર કરણી કરે તો નરકા નારાયણ હોય ' એ બીજું. બંને ઈશ્વરી વચન છે, પણ બીજું વધારે પ્રાણપ્રદ છે એમાં શક નથી.

\+ + +

રામકૃષ્ણ પરમહંસના મનમાં નાનપણમાં વર્ણાભિમાન તો હતુંજ. રાણી રાસમણી ન્યાતે માછણ હતી. તેના મંદિરમાં પણ આપણાથી ભોજન કરાય નહિ એમ તેઓ માનતા. પણ જ્યારે તેઓ સાધના કરવા લાગ્યા ત્યારે અભિમાન કહાડી નાખવા માટે તેમણે રાત્રે આસપાસનાં જાજરૂ સાફ કરવાનું અને અત્યંજોનાં આંગણાં પોતાના વાળવતી વાળવાનું શરૂ કર્યું. ધન અને માટી સમાન છે એવી વૃત્તિ કેળવી હાથમાંનો રૂપીઓ અને માટીનું ઢેફું બંને તેઓ નદીમાં ફેંકતા. અંત્યજો પાસે ઇશ્વરનું નામ લેવડાવી તેમના હાથનું પાણી પીનાર એવા પોતાના એક ચુસ્ત વૈષ્ણવ મિત્રનાં તેઓ વખાણ કરવા લાગ્યા. મનમાં અપવિત્ર વિચાર આવતાંવાર ફરી આવું થાય તો આ દેહનો અંત આણીશ એવો તેમણે નિશ્ચય કર્યો. દરેક ધર્મના વિદ્વાનો પાસેથી

તે તે ધર્મની સાધના સમજી લઇ તેનો અનુભવ કર્યો અને પરિણામે દુનિયાના બધાએ ધર્મો સાચા છે એવો સ્વાનુભવ એમણે જગતને ઉપદેશ્યો. પ્રથમ તેઓ કાલીના પ્રસાદ તરીકે માંસાહાર કરતા. પછી તે છોડી દીધો એટલુંજ નહિ પણ પૂજાને માટે ફૂલ અને બિલ્વપત્ર વગેરે તોડતા તે પણ તેમણે છોડી દીધું. ' આ ફૂલો જ્યાં છે ત્યાંજ તે ઇશ્વરને અર્પિત નથી ? ઇશ્વરના આ વિસ્તીર્ણ દેહ ઉપર તેઓ ભૂષણ તરીકે નથી વિરાજેલાં ? ત્યાંથી તેમને શામાટે તોડી કહાડીએ ? એમજ તેઓ કહેતા. જ્યાંસુધી મનનું સમાધાન ન થાય ત્યાંસુધી તેઓ ઉદ્વિગ્નજ રહેતા. સાંજ પડે એટલે જીંદગીનો એક દિવસ ગયો છતાં ઇશ્વરપ્રાપ્તિ થઇ નહિ એ દુઃખે તેઓ પોકે પોકે રોઈ પડતા. આમ અનેક રીતે સાધના કરતાં કરતાં તેમને સ્ફુરી આવ્યું કે બધે એકજ ઇશ્વરીતત્ત્વ વ્યાપેલું છે. તેઓ શાંત થયા. જીંદગીનું સાર્થક થયું. નરના નારાયણ થઇ ગયા. લોકો તેમને રામકૃષ્ણ પરમહંસ કહેવા લાગ્યા.

× × ×

ઇશ્વર પાછળ જે મણુસ ગાંડા થાય તેને સમાજ સાંખી શકતો નથી. રામકૃષ્ણ પરમહંસનું ગાંડપણ જોઇ સગાંવહાલાંએ તેમને પરણાવી દેવાનો વિચાર કર્યો. તેમણે પોતેજ એક પાંચ વર્ષની સાત્ત્વિક વૃત્તિવાળી કન્યા પસંદ કરી; પરંતુ પરણ્યા છતાં પણ એ તો તેવા ને તેવાજ રહ્યા. એમની સ્ત્રી જ્યારે મોટી થઇ ત્યારે પતિની દશા શી છે તે જોવા તેમની પાસે આવી. રામકૃષ્ણ પરમહંસે માતા ગણી તેની પૂજા કરી ! શારદા માતાએ કહ્યું " આપે પરમેશ્વરપ્રાપ્તિનો માર્ગ સ્વીકાર્યો છે. આપને ત્યાંથી પાછા ખેંચનારી અવિદ્યા માયા હું નથી થવા માગતી. આપની પાસે આપની સેવા કરૂં એટલોજ પ્રસાદ ચાહું છું." શારદા માતાએ આખરસુધી તેમની સેવા કરી, તે મારફતે શાંતિ મેળવી અને રામકૃષ્ણ પરમહંસે આ લોક છોડયા પછી પણ તેમનીજ માનસપૂજા કરવામાં પોતાની બાકી રહેલી જીંદગી વીતાડી. પ્રતાપચન્દ્ર મુઝુમદાર જેવા બ્રાહ્મભક્તે રામકૃષ્ણ પરમહંસપર આક્ષેપ મૂકયો છે કે ' રામકૃષ્ણ પરમહંસે આ રીતે પોતાની સ્ત્રી પ્રત્યે ક્રૂરતા વાપરી છે અને તેની સ્થિતિ વિધવા જેવી કરી મૂકી છે. ' પરંતુ હિંદુ આદર્શની દૃષ્ટિએ શારદા માતાની સ્થિતિ દયા ખાવા જેવી નહિ, પણ અદેખાઇ કરવા જેવી હતી. કોઇ સ્ત્રીપુરુષ પોતાના વિકારને મારીને સંયમી જીવન પસંદ કરે તો તેમાં દયા ખાવા જેવું શું છે ?

" વાસનાતૃપ્તિ એ માણસનો સ્વાભાવિક હક્ક છે અને વાસનાતૃપ્તિમાંજ જીવનસાફલ્ય છે, " એ તત્ત્વજ્ઞાન આપણું નથી. વાસનાઓથી આત્મા ઘેરાયો છે અને તેથી કષ્ટ પામે છે. વાસનાનો નાશ કરી આત્માને છોડાવવાથી તે પોતાનો આનંદ પોતાની મેળે ભોગવી શકે છે, એ આપણો જીવનમંત્ર છે. હું જ્યારે કલકત્તામાં શારદા માતાનાં દર્શને ગયો હતો ત્યારે તેઓ રામકૃષ્ણ પરમહંસની છબિની પૂજા કરતાં હતાં. ફક્ત એકજ સફેદ વસ્ત્ર પહેરેલું. વાળ છૂટા હતા. લાંબા વખતસુધી

ધ્યાન કરવાથી આંખમાં જે વિશેષ તેજ આવે છે તે તરફ સ્વાભાવિકરીતે લક્ષ ગયું. તેમની મુખમુદ્રા ઉપર પાવિત્ર્ય, શાન્તિ, પ્રસન્નતા અને માતૃવાત્સલ્ય ભરપૂર વિલસતાં હતાં. પતિદેવની પૂજામાં તેમની તલ્લીનતા જોઇ મનમાં થયું, શું આ પ્રત્યક્ષ દુર્ગાની મૂર્તિ હશે ? એમની નજીક પણ દુઃખ આવી ન શકે, તો એમને પોતાને તો દુઃખ ક્યાંથીજ સંભવે !

*　　　　*　　　　*

' મારા ગુરુદેવ ' એ સ્વામી વિવેકાનંદના લેખ ઉપરથીજ ઘણાખરાને રામકૃષ્ણ પરમહંસની માહીતી મળી હશે; પણ તેમનો પહેલવહેલો પરિચય તો આપણને 'ગૉસ્પેલ ઑફ શ્રીરામકૃષ્ણ ' ઉપરથી થયો. આ ગ્રંથ લખનાર વિભૂતિ કોણ હશે ? એમ ઘણાને થયું હશે. ચોપડી ઉપર લેખક તરીકે ફક્ત મ૦ એટલીજ નિશાની છે. તેમનું આખું નામ મહેંદ્રનાથગુપ્ત હતું. કલકત્તામાં તેમને દર્શને પણ અમે ગયા. તેમની ભવ્ય અને ભક્તિનમ્ર મૂર્તિ જોઈ રામકૃષ્ણ પરમહંસનાંજ દર્શન થયા જેટલું સમાધાન થયું. આગળ જતાં તેમનો વધારે સહવાસ મળ્યો. તેઓ તો રામકૃષ્ણ પરમહંસના ચરિત્રકાર. પરમહંસવિષે તેમની પાસેથી કેટલુંયે સાંભળવાનું મળ્યું. તેમની સ્મરણશક્તિ અજબ છે. જ્યારે જ્યારે અમે તેમને કંઇ પણ પૂછીયે ત્યારે પોતાની સ્મરણપોથી ઉઘાડીને તેમાંથી એકાદ પાનું જોઇ લે, મિનિટેક આંખ મીંચી ધ્યાન કરી લે અને તરતજ પરમહંસ સાથેનો કોઈ જૂનો પ્રસંગ તેમની દૃષ્ટિ આગળ ઉભો થતો. પરમહંસ ક્યાં બેઠેલા, તેમણે શું ઓઢેલું, તેમનું મોં કઇ દિશા તરફ હતું, પાસે કોણ કોણ બેઠેલા હતા, પછી કોણ કોણ આવ્યા, વચમાંથી કોણ ઉઠી ગયા—બધું વિગતવાર તેઓ કહી શકતા. સંભાષણ તો અક્ષરે અક્ષર ઉતારી શકતા. તેમની ગુરુભક્તિ એટલી ઉત્કટ છે કે એક અક્ષરની પણ ભૂલ થઈ જાય તો ગુરુદ્રોહ કર્યાનુંજ તેમને દુઃખ થાય. તેમના જેટલા યથાર્થવાદી ચરિત્રકાર ભાગ્યેજ બીજા હશે.

*　　　　*　　　　*

પરમહંસના ૩૬ શિષ્યો હતા એમ કહેવાય છે. દરેકને એમણે જૂદી જૂદી રીતે કેળવેલા. કોઇને જ્ઞાનમાર્ગ બતાવ્યો તો કોઇને ભક્તિમાર્ગ. એક શિષ્યને ખાસ ઉપદેશ આપતા હોય એ વખતે બીજાઓને ત્યાં હાજર રહેવાની રજા આપતા નહિ. એક જણસાથે અધ્યાત્મરામાયણ વાંચતા હતા ત્યાં શશીબાબુ ( સ્વામી બ્રહ્માનંદ ) આવી ચડયા. પરમહંસે કહ્યું ' આ તારે માટે નથી, તું અહિંથી જતો રહે. '

×　　　　×　　　　×

રામકૃષ્ણ પરમહંસ એક ઇશ્વરની ભક્તિજ જાણતા. ઇશ્વરને ઓળખો, ઇશ્વરને પ્રાપ્ત કરો એટલુંજ તેઓ કહેતા. છતાં પોતાના જીવનથી તેમણે આ યુગનો યુગધર્મ ચોક્કસ રીતે આપણને બતાવ્યો છે.

તેમનો પ્રથમ સંદેશ સર્વ ધર્મોની એકતાનો છે. બધા ધર્મો એકજ ઈશ્વરની ઉપાસના કરે છે, બધા એકજ ઠેકાણે જાય છે, એકે એક રસ્તો સાચો છે; એમ તેમણે અનુભવની અધિકારયુક્ત વાણીથી દુનિયાને સમજાવ્યું. એક જણે તેમને પૂછ્યું કે શું વામાચારી શાક્તધર્મ પણ સાચો રસ્તો છે? તેમણે કહ્યું મંદિરમાં જવાના અનેક રસ્તા હોય છે અને ખાળ મોટી હોય તો તેના કાણામાંથી પણ મંદિરમાં પ્રવેશ તો થઇ શકે; પણ મહાદ્વાર છોડી એવો ગંદો રસ્તો આપણે કેમ પસંદ કરીએ?

તેમનો બીજો સંદેશો માણસના ધ્યેયવિષે છે. માણસે ઇશ્વરપ્રાપ્તિનોજ વિચાર કરવો, અને આત્મશુદ્ધિ કરવી, એટલે તેને જે જોઇએ છે તે મળી શકે છે, થડ હાથમાં આવ્યું એટલે ડાળાંપાંદડાં એમની મેળે હાથ આવી જાય છે.

આના સાધન તરીકે તેમણે કનક અને કાન્તાનો ત્યાગ બતાવેલો છે. કોઇ પણ માણસ સ્ત્રી તરફ પત્નીભાવે જુએ ( અથવા તો કોઇ પણ સ્ત્રી પુરુષ તરફ વલ્લભભાવે જુએ ) ત્યાંસુધી તેને માટે મોક્ષ નથી. કામ અને લોભ એ મોક્ષમાર્ગમાં મોટામાં મોટા વાટમારાઓ છે.

રામકૃષ્ણ પરમહંસની સાધનાનું પ્રથમ પગથિયું અહંકારનાશ એ હતું. અહંકારનો નાશ કરવા તેમણે અંત્યજસેવા આદરી આપણને આપણો યુગધર્મ શીખવ્યો છે. કૃષ્ણકિશોર નામના એક વૈષ્ણવ ગૃહસ્થની વાર્તા તેઓ પોતાના શિષ્યોને કહેતા. પરમહંસ કહેતા, " કૃષ્ણકિશોરને ત્યાં હું અધ્યાત્મરામાયણ સાંભળવા જતો. કૃષ્ણકિશોરની શ્રદ્ધા ભારે હતી. એક વાર તે વૃન્દાવનની યાત્રાએ નીકળેલો. રસ્તામાં તેને બહુ તરસ લાગી. એક કૂવાપરના કોઇ માણસ પાસે તેણે પાણી માગ્યું. પેલાએ કહ્યું, હું અંત્યજ છું, મારૂં પાણી તમને કેમ ચાલશે? કૃષ્ણકિશોરે કહ્યું, તું ઇશ્વરનું નામ લે અને પાણી કહાડી આપ. તેણે તે પ્રમાણે કૃષ્ણકિશોરને પાણી કહાડી આપ્યું અને તે બ્રાહ્મણે એ પાણી પીધું. "

જેણે કનક અને કાન્તાનો ત્યાગ કર્યો છે, જેનામાં અહંકાર નથી તેના મનમાં સામાજિક ઉચ્ચનીચતાનો ભાવ ક્યાંથી હોય? તેને હિસાબે રાય અને રંક સરખાજ હોય. રામકૃષ્ણ પરમહંસે રાજા સુરેન્દ્રનાથ ટાગોરને રાજા કહેવાની ના પાડી હતી. પરમહંસે કહ્યું: જો, હું કંઇ તને રાજા બાજા કહેવાનો નથી, કેમકે તેમ કહેવું એ જૂઠું બોલવા સમાન છે.

પરમહંસની ખાસ વિશેષતા તેમની શિષ્યપ્રીતિ છે. ગુરુની પાછળ પડેલા શિષ્યો ઘણા મળે છે, પણ શિષ્ય પાછળ ઘેલા થયેલા રામકૃષ્ણ પરમહંસ તો અપૂર્વજ ગણાય. જેમ દયામય પ્રભુ ભક્તાધીન છે તેમ પરમહંસ પોતાના શિષ્યોની બધી કાળજી રાખતા.'

* * *

રામકૃષ્ણ પરમહંસે આ રીતે આખી જીંદગી ઈશ્વરભક્તિમાં અને લોકકલ્યાણમાં ખરચી નાખી. દિવસરાત્ર ધર્મોપદેશ કરી કરી તેમના ગળામાં વણ પડયું. વૈદ્ય અને દાક્તર લોકોએ તેમને બોલવાની મનાઇ કરી. પણ લોકો—સત્પુરુષના ચાર શબ્દો સાંભળી કૃતાર્થ થવા માગનારા લોકો—તેમની પાસે આવ્યાજ કરે અને પરમહંસ પણ કોઇને નિરાશ કરે નહિ. રાતદિવસ તેમનો વાગ્યજ્ઞ ચાલુજ રહેતો. પરમહંસની ગંભીર માંદગી સાંભળી તેમને આરામ આપવાને બદલે આ છેલ્લી તક સાધવા ટોળે-ટોળાં દૂર દૂરથી આવવા લાગ્યાં. યજ્ઞ વધારે જોરથી ચાલવા લાગ્યો. આખરે સને ૧૮૮૬ ના ઑગસ્ટની ૧૬ મીના રાત્રિએ પરમહંસે યજ્ઞમાં પોતાની પૂર્ણાહુતિ આપી દીધી.

× × ×

શરીર નશ્વર છે, તે યથાકાળે પડવાનુંજ, પણ આપણા સમાજની પામરતા જોઇ દુઃખ થાય એવું છે. સાધુસંતોએ ઉપદેશેલા માર્ગ પ્રમાણે ચાલનાર ઓછા હોય છે, પણ સાધુના ચરણનો સ્પર્શ કરી, તેનું દર્શન કરી, તેનો અવાજ કાનમાં ભરી લઇ તેના પ્રસાદના બે ચાર ટુકડા ખાઇ જઈ, તેના નામનો જયઘોષ કરી 'પાવન' થઈ જવા માગનાર કૃપણ લોભીઓની સંખ્યાજ વધારે હોય છે. અનાયાસે કેટલું મળી શકે છે એ તરફજ તેમની દૃષ્ટિ હોય છે. શાક વેચનારી પાસેથી બે શીંગ વધારે કઢાવવાની વૃત્તિ અને આવી રીતે સહેજે મોક્ષ મેળવવાની વૃત્તિમાં કશો ફેર નથી.

× × ×

સમાજમાં લોકસેવક વધે એ ઇચ્છવા જેવું છે, પણ તેની સાથે સેવા લેનારની સંખ્યા વધે તો તો મેળ સરખોજ રહેવાનો. સમાજમાં સેવા લેવાની વૃત્તિ વધતીજ જાય છે. સેવકોને તેમનો સેવાધર્મ સમજાવી સમજાવીને તેમના ભોગ કરવામાં આવે છે. શું પત્ની, શું દેશસેવક અને શું સાધુસન્ત—દરેક ઉપભોગ્ય વસ્તુ છે એવી-જ માન્યતા વધી પડી છે.

સાધુસન્તો પાસેથી આપણે આશ્વાસન મેળવીએ, સાધવાનો રસ્તો જાણી લઇયે, તેમના સહવાસથી વાસનાપર જય મેળવવાની શક્તિ કેળવીએ; પોતાની કૃપણતા છોડી ધર્મવીર થઇએ એવો આશીર્વાદ માગીએ; નહિ કે અનાયાસે ઐહિક કે પારલૌકિક સુખોપભોગ તેમની મારફતે મેળવવાની આશા રાખીએ.

× × ×

પરમહંસનો ઉપદેશ તેમના શિષ્ય સ્વામી વિવેકાનન્દે દેશ દેશાંતરસુધી પહોંચાડયો. અંગ્રેજી કેળવણીથી મોહિત થયેલા આપણા લોકો ઉપર વિવેકાનન્દના અંગ્રેજી લેખો મારફતેજ અસર થાય એમ હતું. પરમહંસનું શુદ્ધ અધ્યાત્મ જીરવવાની શક્તિ જેમનામાં ન હતી તેમને માટે પાશ્ચાત્ય વિચારો મેળવીને કરેલું વિવેકાનન્દી મિશ્રણ બહુજ અનુકૂળ થઇ પડયું. વિવેકાનન્દે પરમહંસના અધ્યાત્મને તત્ત્વજ્ઞાનની

ભાષામાં મૂક્યું અને તે દૃષ્ટિએ સંસારસુધારો અથવા જીવનસુધારો કેવી રીતે થઇ શકે તે બતાવ્યું. તેજ સૂત્ર હાથમાં લઇ ભગિનિ નિવેદિતાએ હિંદુ સામાજિક જીવન અને ઐતિહાસિક રાષ્ટ્રીય જીવનનું રહસ્ય ખોલી બતાવ્યું. આજે રામકૃષ્ણ મિશનમાં અનેક સેવાશ્રમો, અદ્વૈતાશ્રમો અને મંદિરો રામકૃષ્ણનો ઉપદેશ કાયિક, વાચિક અને માનસિક પ્રવૃત્તિદ્વારા દુનિયા આગળ પીરસી રહ્યાં છે. જેને ભૂખ લાગી હશે તેજ લેશે. જેનામાં મુમુક્ષા હશે તેજ તેનું રહસ્ય સમજી શકશે. જેનામાં વ્યાકુળતા હશે તેજ તેનો ઉપયોગ કરી શકશે.

# પરિપૂર્ણતાનું એક દૃષ્ટાંત

એક વિદ્વાન્ હતો. તેણે આઠવર્ષ પર્યન્ત એવી ઇચ્છા રાખ્યા કરી કે: હે પ્રભો! મને એવા માણસનો સમાગમ કરાવ કે જેની પાસેથી હું સત્ય જ્ઞાન પ્રાપ્ત કરૂં. આગળ જતાં તેની એ ઇચ્છા જ્યારે બહુજ તીવ્ર થઈ, ત્યારે જાણે ઇશ્વિરે કહ્યું હોય તેમ તેના અંતરમાં એવી પ્રેરણા થઇ કે:—" નીલકંઠ મહાદેવના શિવાલયમાં એક માણુસ છે તેની પાસે જા; તે તને સત્ય સુખનો માર્ગ દેખાડશે. " આટલું સાંભળતાંજ પેલો વિદ્વાન્ જિજ્ઞાસુ તે સ્થાને ગયો અને ત્યાં તેણે એક વિચિત્ર માણસને બેઠેલો દીઠો. એના પગ ફાટી ગયેલા હતા અને તેપર ધુળ અને કચરો વળગેલો હતો. એણે શરીરપર જે વસ્ત્ર પહેર્યાં હતાં તે બધાંનું મૂલ્ય ત્રણ બદામ પણ નહોતું!

પેલા જિજ્ઞાસુએ તે પુરુષની એવી સ્થિતિ જોઈ કહ્યું "પ્રભુ તને સારો દહાડો દેખાડે!"

તે પુરુષે ઉત્તર આપ્યો:—" નબળો દિવસ કદિ મેં જોયોજ નથી!"

જિજ્ઞાસુ:—ઈશ્વર તને સૌભાગ્ય આપો.

પુરુષ:—મને દુર્ભાગ્ય છેજ નહિ.

જિજ્ઞાસુ:—તું સુખી થા—પણ વારૂ, તું આવા ઉત્તરો મને શા કારણથી આપે છે?

પુરુષ:—હા, ઘણીજ ખુશીથી તે કારણ કહીશ. તમે ઇચ્છ્યું કે ઈશ્વર મને રૂડો દિવસ દેખાડે; પણ નબળો દિવસ મારો હતોજ ક્યારે, કે મને રૂડા દિવસની જરૂર રહે? પ્રભુની ઇચ્છાનુસાર જીવન નિર્ગમન કરતાં મને સારી રીતે આવડે છે. હું ખાત્રીપૂર્વક માનું છું કે પ્રભુ જે કંઇ કરે છે તે ઉત્તમજ કરે છે; અને એ પ્રભુ સારો વા નબળો દિવસ દેખાડે છતાં પણ તે પ્રભુનિર્મિત હોવાથી સારોજ છે એમ હું માની લઉં છું; તેથી નબળો દિવસ મેં કદિ જોયોજ નથી. તમે ઇચ્છ્યું કે પ્રભુ મને સુખી કરે; પણ હું દુઃખી કદિ હતોજ નહિ; કારણ કે

મારી બધીજ ઇચ્છાઓ પ્રભુને સમર્પણ કરી દઇને એમજ માની બેઠો છું કે, જે ઇશ્વરની ઇચ્છા તેજ મારી ઇચ્છા.

આ સાંભળી પેલા જિજ્ઞાસુને પ્રતીત થયું કે નિરભિમાનતાપૂર્વક પ્રત્યેક વસ્તુની નિસ્પૃહતા રાખવી, એજ પ્રભુનાં ચરણ સમીપ જવાનો સરળ માર્ગ છે.

જિજ્ઞાસુએ પુનઃ પ્રશ્ન કર્યો:— તું કયાંથી આવ્યો છે? ઉત્તર:—પ્રભુ પાસેથી.

પ્રશ્ન:—પ્રભુને તેં કયારે જોયો? ઉત્તર:—જ્યારે કામના માત્રનો ત્યાગ કર્યો ત્યારે.

પ્રશ્ન:—પ્રભુને તેં કયાં રાખ્યો છે?

ઉત્તર:—પવિત્ર હૃદયમાં અને શુદ્ધનિષ્ઠા ધરાવતાં મનુષ્યોમાં.

પ્રશ્ન:—તું કેવા પ્રકારનો મનુષ્ય છે? ઉત્તર:—હું રાજા છું.

પ્રશ્ન:—તારૂં રાજ્ય કયું?

ઉત્તર:— મારો આત્મા એજ મારૂં રાજ્ય છે; કારણ કે મારી બાહ્ય અને આન્તર ઇન્દ્રિયો ઉપર હું એવી રીતે રાજ્ય ચલાવું છું કે મારા આત્માની સર્વ તૃષ્ણાઓ, ઇચ્છાઓ અને શક્તિઓને હું અંકુશમાં રાખી શકું છું, અને મારૂં આ રાજ્ય પૃથ્વી ઉપરના કોઇ પણ રાજ્ય કરતાં વધારે સારૂં છે.

જિજ્ઞાસુએ છેલ્લો પ્રશ્ન કર્યો:—"આવી પરિપૂર્ણ દશા તેં શી રીતે પ્રાપ્ત કરી?"

તેનો ઉત્તર મળ્યો:—મૌન, ઉમદા વિચાર અને પ્રભુમાં તન્મયતાવડે. એનાથીજ મેં કૈવલ્ય પ્રાપ્ત કર્યું છે, અને પ્રભુપદપ્રાપ્તિમાંજ શાશ્વત સુખ અને શાન્તિ મને મળી છે.

# ज्ञानयज्ञनी योजना

વાંચનાર બંધુઓ અને બહેનો!

જે પરમાત્માની કૃપાથી અને આપણા મહાન્ ઋષિમુનિઓના પ્રતાપથી આજે આવા ઉમદા ગ્રંથોનો લાભ તમે સહજમાં લઇ શકો છો; તે પ્રભુ અને ઋષિમુનિઓ પ્રત્યે કૃતજ્ઞતા દર્શાવવી અને તેમના ઋણથી મુક્ત થવું એ પણ પ્રત્યેકનું કર્તવ્ય છે. આ કર્તવ્ય માત્ર વાણીથી નહિ, પણ કૃતિથી-એટલે કે પોતાના કરતાં ઉતરતી સ્થિતિવાળા મનુષ્યોની ઉન્નતિ માટે તનમનધનથી ઉદાર બનીને દર્શાવવી જોઇએ. આ પ્રકારે આ કર્તવ્ય જેટલા પ્રમાણમાં માણસ બજાવતો ચાલે છે તેટલા પ્રમાણમાં તેના તરફ પણ તે પરમ પિતા પ્રભુની કૃપાદૃષ્ટિ વધતી ચાલીને તેને અધિકાધિક ઉચ્ચ વસ્તુસ્થિતિઓ પ્રાપ્ત થતી ચાલે છે. ઓરડાનાં બંને તરફનાં દ્વાર ખુલ્લાં મૂકવાથી મલિન હવા નીકળતી રહી તેને ઠેકાણે બહારની વિશુદ્ધ હવા પ્રવેશતી રહે છે, તેવુંજ આ બાબતમાં પણ છે.

ઉત્તમ ગ્રન્થોનું સેવન કરવાના અનેક લાભો તમે પોતે અનુભવતા હશો; પરંતુ

દેશમાંનાં લખીવાંચી જાણનારાં લાખો કરોડો મનુષ્યોમાંથી સેંકડે દશ માણસો પણ ભાગ્યેજ ઉત્તમ વાચનનો લાભ લઈ શકે છે; અને બાકીનો નેવું ટકા ભાગ તો તેનાથી બેનશીબજ રહે છે. પ્રભુનાં આ બાળસંતાનો—અક્ષરબોધરૂપી છતી આંખોએ અજ્ઞાનના અંધકારમાં અથડાઇ રહેલાં આપણાં આ અસંખ્ય નાનાં ભાઈબહેનોના—જીવનપથને પ્રકાશવા માટે તેમને ઉત્તમ વાચનરૂપી જ્ઞાનદીપક વિનામૂલ્યે પૂરા પાડવા; એના જેવી પુણ્ય કૃતિ પ્રભુસેવા, અથવા માનવસેવા, બીજી કઇ હોઈ શકે? તે પરમ પિતા પ્રત્યે કૃતજ્ઞતા દર્શાવવાનો આથી ઉત્તમ માર્ગ બીજો કયો હોઇ શકે?

પ્રભુએ આ સૃષ્ટિ રચીને તેને બીજાઓની દયા ઉપરજ મૂકી દીધી હોય એવું તો હોયજ નહિ. તે પ્રભુની સર્વવ્યાપકતા, સર્વશક્તિમત્તા, સર્વજ્ઞતા અને સર્વ પ્રાણિ-પદાર્થ પ્રત્યેની અનુપમ સતત્ કૃપાદૃષ્ટિ આગળ તો મોટા સામ્રાટ્ સમગ્ર પૃથ્વીનું દાન પણ તૃણતુલ્ય ગણાય તેમ છે. આમ છતાં તે કૃપાળુએ શ્રીમાનો ઉપર કૃપા કરીને તથા તેમનાપર કેટલીક ફરજ મૂકીને એવો માર્ગ પણ રાખ્યો છેજ કે જેથી તેઓ પોતાથી ઉતરતી સ્થિતિવાળાઓને તનમનધનથી અમુક દરજ્જે ઉપયોગી બની શકે; અને તેમ કરીને પોતાનું હિત, પુણ્ય અને સુખ વધારી શકે; તથા ધનવૈભવની સાથે જોડાયલાં અનેકવિધ જ્ઞાતઅજ્ઞાત પાપોમાંથી છૂટાય તેટલા છૂટી શક.

ઉપર જણાવ્યું તેમ માનવસમાજમાંનો જે મોટો ભાગ જ્ઞાનચારિત્ર્યવર્ધક ગ્રંથોનો લાભ નથી લઇ શકતો. તેમાં સદ્ગ્રંથોના અસ્તિત્વનું તથા તેના સદુપયોગના ફાયદાઓનું તે વર્ગનું અજ્ઞાન, પૈસા ખર્ચવાની તેમની અરુચિ ને અશક્તિ, માત્ર સમાચારપત્રો કે વિલાસી વાર્તાઓમાંજ તેમનું પડયા રહેવું, વગેરે અનેક કારણો હશે; પરંતુ જેમ ઘરમાંનાં મોટાં માણસો બાળકોને બોલતાં, ચાલતાં, ખાતાં, પીતાં, લખતાં, વાંચતાં વગેરે શિખવવાની અને તેમની બીજી પણ સર્વ આવશ્યકતાઓ પૂરી પાડવાની પોતાની ફરજ સમજે છે: તેમ દેશરૂપી કુટુંબમાંના બાળવર્ગ સમાન એ અતિ વિશાળ માનવસમાજ પ્રત્યે પણ તેમના વડીલ બંધુઓ તરીકે સમજુ સજ્જનોને માથે આ બાબતમાં જે ખાસ અગત્યની ફરજ રહેલી છે, અને તે ફરજ તેઓ નથી બજાવતા, એ કારણ તો વળી સર્વથી મોટું અને માફ ન થઇ શકે તેવું છે.

હકીકત એ પ્રમાણે હોવાથી સામાન્ય જનસમૂહમાં ચડતા વર્ગવાળાઓએ (વિદ્વાનો અને ધનવાનોએ વખતોવખત નાનાંમોટાં જ્ઞાનચારિત્ર્યવર્ધક ચોપડીચોપાનીઆં મોટી સંખ્યામાં ફેલાવતા રહીને તેમનામાં પણ ઉત્તમ જ્ઞાનચારિત્રની જાગૃતિ તથા વૃદ્ધિ થતી ચાલીને તેમનો જીવનમાર્ગ સરલ તથા સુખાવહ બને તેમ કરવું જોઇએ. તેમના વડીલ બંધુઓ તરીકેજ નહિ, પણ તેમની મહેનતનો અનેક પ્રકારે લાભ ઉડાવનારા તરીકે દેવઋણ અને ઋષિઋણમાંથી છૂટવા માટે, ધનવૈભવની સાથે જોડાયલાં અનેકવિધ જ્ઞાત અજ્ઞાત પાપોમાંથી છૂટવા માટે; તથા પ્રભુની અધિક કૃપા મેળવી અધિકાધિક સુખ-

સંપત્તિનો તેમજ મોક્ષપદનો લાભ મેળવવા માટે પણ સમજુઓએ તે બહુસંખ્યક માનવબંધુઓમાં જ્ઞાનચારિત્ર્યનો પ્રચાર ખૂબ છૂટથી થાય તેમ કરવું જોઇએ.

આ પ્રકારનું કાર્ય એક સ્વતંત્ર યોજનાના રૂપમાં ઉપાડી લઇ તેની પાછળ સર્વભાવે મંડી પડનાર કોઇ નિઃસ્વાર્થી, ચારિત્ર્યવાન્ બહુશ્રુત અને વ્યવહારકુશળ વ્યક્તિ ગુજરાતને માટે નીકળી આવે તો તે બહુજ અગત્યની લોકસેવા બજાવી શકે. ધર્મ, નીતિ, આરોગ્ય, ઘરગથુ ઉપાયો, સ્વચ્છતા, ગૃહવ્યવસ્થા, બાળઉછેર, માંદાંની માવજત, પરોપકાર, સારા રીતરિવાજ, ખરાબ રૂઢિબંધન, જનસેવાના દરેકથી બની શકે તેવા સાદા-સીધા પ્રકારો, અને બીજી અનેક બાબતોને લગતા નાના નાના અને અસરકારક નિબંધો તથા વાર્તાઓ આવા કામને માટે વખતો વખત યોજી શકાય; અને ગુજરાતી તથા બીજી ભાષાઓમાં આવાં ચોપડીચોપાનીઆં વખતો વખત મેળાઓદ્વારા, ગામડાંઓમાં લોકસેવાનાં કામો બજાવનારાઓદ્વારા, તેમજ ગ્રંથમાળાઓ અને માસિકપત્રો વગેરેના સંસ્કારી વાચકવર્ગદ્વારા ઘણા મોટા પ્રમાણમાં ફેલાવી શકાય.

ખ્રિસ્તી લોકો ભારતવાસીઓને પોતાની જાળમાં વિશેષ સપડાવવા સારૂ અનેક પ્રકારનાં પુસ્તકપુસ્તિકાઓ ફેલાવવા પાછળ તનમનથી અથાક શ્રમ લેવાની સાથે ધનથી પણ લાખો કરોડોનો ખર્ચ કર્યા કરે છે; તો પછી આપણા પોતાનાજ દેશના અને પોતાનાજ ધર્મના લોકોની આવા પ્રકારની સેવાઓ તરફ આપણાજ દેશના અને આપણાજ ધર્મના સમજુ સજ્જનોએ લક્ષ આપવાની કેટલી બધી જરૂર છે ?

જ્યાંસુધી આવાં કામો એવા સ્થાયી અને મોટા પાયા ઉપર ઉઠાવવામાં આવે નહિ; ત્યાંસુધી એ દિશામાં પણ થોડું ઘણું થાય તે કરવાના હેતુથી આ સંસ્થા તરફથી આ "**જ્ઞાનયજ્ઞ**" **ની યોજના અને** ફંડ ચાલુ કરવામાં આવ્યાં છે.

આ જ્ઞાનયજ્ઞની પ્રથમ આહુતિ તરીકે શ્રીમદ્ ભગવદ્ગીતાના સારાંશરૂપ ૧૮ મા અધ્યાયની પ્રત ૧૧૪૦૦૦ ટીકાસહિત છપાવીને ૧૯૭૯ના ચાતુર્માસમાં-તેનો ઉપયોગ કરવા ઇચ્છે એવાં મનુષ્યોમાં કાળજીપૂર્વક ફેલાવાઇ હતી; અને ચાલુ સાલમાં હિન્દી તેમજ મરાઠી ટીકાવાળી એવીજ પુસ્તિકાઓ તે તે પ્રાંતોમાં ફેલાવવાની ધારણા રખાઇ છે.

આ પ્રમાણે દરેક વર્ષના ચાતુર્માસમાં, તેમજ અનુકૂળતા આવે ત્યારે ત્યારે આ "એકાધ્યાયી ગીતા" બીજાં વધારે માણસોમાં તથા બીજી ભાષાઓમાં ફેલાવી શકાય; તથા બીજાં પણ જૂદી જૂદી ઉપયોગી બાબતોને લગતાં નાનાં નાનાં ચોપડીચોપાનીઆં વખતો વખત મોટી સંખ્યામાં ફેલાવી શકાય; તેટલા સારૂ આ **જ્ઞાનયજ્ઞફંડ સદાને માટે ખુલ્લું રાખવામાં આવ્યું છે.**

આ ફંડમાં કમમાં કમ ચાર આનાસુધીની રકમ લેવાશે અને વખતો વખત જે રકમ ભેગી થશે, તેમાંથી જ્ઞાનચારિત્ર્યને વધારનારાં લોકોપયોગી ચોપડીચોપા-

નીઆં તે તે વર્ષના ચાતુર્માસમાં અથવા અન્ય અનુકૂળ સમયે ફેલાવાતાં રહેશે.

આ ખાતે મોકલાતી દરેક રકમ સાથે "જ્ઞાનયજ્ઞફંડમાટે" એટલું અવશ્ય જણાવવું. મ૦ ઓ૦ દ્વારા મોકલનારને તો ટપાલ રસ્તે તેની પાવતી મળે છેજ. અને અમદાવાદ અથવા મુંબઇના કાર્યાલયમાં રૂબરૂ આપનારને રૂબરૂમાંજ પાવતી મળશે.

આ ફંડના વહિવટનો હિસાબ વિવિધ ગ્રંથમાળાદ્વારા વખતો વખત પ્રસિદ્ધ થશે અને તેમાં મળેલી પ્રત્યેક રકમ દાતાના નામ સાથે છપાશે. ઉપર જણાવેલી પ્રત ૧૧૪૦૦૦ ના ખર્ચનો, તથા ત્યાંસુધીમાં જ્ઞાનયજ્ઞફંડમાં ભરાયલાં નાણાંનો હિસાબ એ માળાના પુસ્તક "વિવેકાનંદ ભાગ ૧૦ મો" એમાં છપાઇ ચૂકયો છે.

આ કોષમાં આર્થિક સહાય આપનારા જે સજ્જનો, આ યોજનાદ્વારા નીકળતાં ચોપડીચોપાનીઆં ફેલાવવાનું કાર્ય પણ બજાવવાની તત્પરતા જણાવશે તેઓની તેવી સહાય પણ ધન્યવાદની સાથે લેવાશે; અને તેમની રકમમાંથી તૈયાર થઇ શકે એટલી પુસ્તિકાઓ તો તેમને અવશ્યજ મોકલી અપાશે.

આશા છે કે જ્ઞાનપ્રચારનો મહિમા સમજનારા સજ્જનો આ શુભ કાર્યમાં વખતો વખત ઉપયોગી થતા રહી શુભાશુભ પ્રસંગે આ ફંડને યાદ કરવા ચૂકશે નહિ.

આ "જ્ઞાનયજ્ઞકોષ" માં રૂ. ૧૦૦ અથવા તેથી વધુ રકમ મોકલનારની જો ઇચ્છા હશે અને તે પ્રથમથીજ જણાવી હશે; તો તેટલા દ્રવ્યવડે તૈયાર થનારી પુસ્તિકાઓના મુખપૃષ્ઠ ઉપર "અમુક તરફથી અમુક પ્રસંગ યા વ્યકિતના સ્મરણમાં સદુપયોગાર્થે ભેટ" કે એવું કાંઇ છપાવવું હશે તો છાપી શકાશે; અને એવું છપાયલી સઘળી અથવા જેટલી પ્રથમથી કહી હશે તેટલી પ્રતો તે ધણીને સ્વહસ્તે વહેંચવા સારૂ મોકલી આપી બાકીની પ્રતો સંસ્થા તરફથી બીજાઓદ્વારા વહેંચાશે.

ગમે તેટલી થોડી પ્રત ખરીદીને વહેંચવા ઇચ્છનાર પણ જો ઇચ્છશે તો તે પ્રતો ઉપર ઉપર જણાવ્યા પ્રમાણે પોતાનું નામ વગેરે હાથવડે અથવા તો રબ્બરના સીક્કાવડે તે લખી–છાપી શકશે.

આર્ય ઋષિમુનિઓએ લોકસેવાદ્વારા સ્વહિતને સધાવનારાં જે અનેકવિધ યજ્ઞદાનાદિ ઉપદેશ્યાં છે, તેમાં જ્ઞાનદાનને સર્વોપરિ ગણીને તેને "બ્રહ્મદાન" કહ્યું છે.

પરમવંદનીય શ્રીજ્ઞાનેશ્વર મહારાજ જ્ઞાનેશ્વરીમાં કહે છે કેઃ–"જે કોઇ પુસ્તકના નિમિત્તથી ગીતા બીજાઓને આપે છે, તે માણસ લોકોને માટે આ સંસારરૂપી બજારમાં મોક્ષસુખનું સદાવ્રત ખોલે છે...ગીતારૂપી માતા અને મનુષ્યોરૂપી બાળક છૂટાં ભટકે છે, તેમનો મેળાપ કરાવી આપવો, એ સજ્જનોનો ધર્મ છે."

ભૂતમાત્રના સદાના સહાયક અને પરમ આધારસ્વરૂપ પરમાત્મદેવની અપાર લોકહિતાવહતામાં નિમિત્તભૂત બનવામાં રહેલું અહોભાગ્ય સર્વને સમજાઓ. **ૐ તત્સત્**

સસ્તું સાહિત્યવર્ધક કાર્યાલય–અમદાવાદ અને મુંબઇ

# શુદ્ધિપત્ર

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૮ | ૧૨ | તથા । | તથા |
| ૧૮ | ૩૧ | જમાડગ્નાં | જમાડ્યાં |
| ૨૮ | ૨૮ | લખના | લખનૌ |
| ૬૫ | ૭ | થયે | થયો |
| ૬૮ | ૧૪ | મોકલ્યું | માણસ મોકલ્યું |
| ૭૧ | ૧૧ | હોડી | હોડીમાં |
| ૭૨ | ૨૨ | સવત્ગુણી | સત્ત્વગુણી |
| ૭૭ | ૨૩ | આમર | આમાર |
| ૮૧ | ૯ | ૧૮૨૨ | ૧૮૮૨ |
| ૯૦ | ૬ | પૈડાવાએ | પૈડવાએ |
| ૧૦૫ | ૧૬ | કહી | કરી |
| ૧૦૬ | ૧૭ | ગાર | ગૌર |
| ૧૧૦ | ૧૬ | બોલે | બોલવા |
| ૧૧૮ | ૫ | દાસણુ | દારુણુ |
| ૧૧૮ | ૧૪ | કમ | કર્મ |
| ૧૨૫ | ૨ | મારગ | મારગ છે |
| ૧૩૦ | ૩ | ૧૮૪૪ | ૧૮૮૪ |
| ૧૪૭ | ૨૪ | જણાઇ | તણાઇ |
| ૧૫૩ | ૧૭ | પવાની | પીવાની |
| ૧૫૫ | ૧૮ | ગારાંગ | ગૌરાંગ |
| ૧૭૯ | ૬ | માંડમા | માંડ્યા |
| ૧૯૪ | ૨૪ | સાથી | સૌથી |
| ૧૯૬ | ૧૭ | સાથી | સૌથી |
| ૧૯૬ | ૨૮ | સ્પશ | સ્પર્શ |
| ૧૯૭ | ૬ | થએમ | એમ |
| ૨૦૦ | ૨૫ | મારગ | મારગ છે. |
| ૨૦૧ | ૧૩ | પારપછી | પછી |
| ૨૦૬ | ૩૧ | આશ્ચય | આશ્ચર્ય |
| ૨૧૨ | ૨૭ | માગ | માર્ગ |

| | | | |
|---|---|---|---|
| ૨૨૬ | ૨૧ | શ્વરાવેશમાં | ઈશ્વરાવેશમાં |
| ૨૩૫ | ૨૨ | હું | શું |
| ૨૪૧ | ૧૮ | કરનાં | કરતાં |
| ૨૪૭ | છેલ્લી | એક | ણુમાં એક |
| ૨૪૯ | ૧૧ | પાપીની | પાપની |
| ૨૫૨ | ૨ | પજ્યભાવ | પૂજ્યભાવ |
| ૨૫૨ | ટિપ્પણી | પૃષ્ઠ ૨૫૩ નીચે જુઓ | |
| ૨૫૩ | ૧૭ | ભાવસ્થામાં | ભાવાવસ્થામાં |
| ૨૫૯ | ૩૦ | રતા | ફરતા |
| ૨૬૩ | ૩૨ | એટલામાં ય | એટલામાં ત્યાં |
| ૨૬૪ | ૩૦ | તરૂપી મોતી | મુક્તિરૂપી મોતી |
| ૨૭૩ | ૨૧ | ગારાંગ | ગૌરાંગ |
| ૨૭૬ | ૩૧ | યાવ્સ | વ્યાસ |
| ૨૭૮ | ૨૬ | લાગ્યાં | લાગ્યાં |
| ૩૦૬ | ૧૯ | આવીને બેઠા | બેઠા |
| ૩૧૫ | કટમાં | અ | આ |
| ૩૨૭ | ૧૩ | सर्व | सर्वं |
| ૩૩૦ | ૧૬ | કેશનચંદ્ર | કેશવચંદ્ર: |
| ૩૪૬ | ૭ | શ્રીગારાંગનું | શ્રીગૌરાંગનું |
| ૩૪૯ | ૨૬ | જ્યોત્સના | જ્યોત્સ્ના |
| ૩૫૨ | ૨૪ | ગાભક્ષક | ગૌભક્ષક |
| ૩૫૮ | ૯ | શ્રીગારાંગ | શ્રીગૌરાંગ |
| ૩૫૮ | ૧૮ | ,, | ,, |
| ,, | ૨૧ | અશ્રથી | અશ્રુથી |
| ૩૫૯ | ૨૧ | ગારાંગ | ગૌરાંગ |
| ૩૬૮ | ૧૫ | આચાય | આચાર્ય |
| ૩૭૨ | ૧૮ | ધમ | ધર્મ |
| ૩૭૩ | ૨૪ | ગૌરાંગ | ગૌરાંગ |
| ૩૮૧ | ૧૦ | હર બોલ | હરિબોલ |
| ૩૮૩ | ૨૪ | ( હસીને | ( હસીને ) |
| ૩૮૮ | ૧૩ | ગારાંગને | ગૌરાંગને |
| ૩૮૮ | ૩૨ | પ્રત્રે | પ્રત્યે |
| ૪૦૫ | ૧૧ | આપ્યા | આવ્યા |

| | | | |
|---|---|---|---|
| ૪૦૮ | ૩૩ | નાકા | નૌકા |
| ૪૧૭ | ૫ | આવ્ય | આવ્યા |
| ૪૧૯ | ૩૩ | બિભત્સવ | બીભત્સ |
| ૪૨૮ | ૨૦ | માન | માન |
| ૪૩૬ | ૧૪ | હાજી | હજી |
| ૪૪૧ | ૧૫ } | યાવન | યૌવન |
| ,, | ૨૧ } | | |
| ૪૪૪ | ૩ | × सवथा | सर्वथा |
| ,, | ૪ | आत्मौ | × आत्मौ |
| ૪૫૭ | ૫ | गिरीजेश | गिरिजेश महेश |
| ૪૫૭ | ૧૫ | कैलासशलैविानवास | कैलासशैलविनिवास |
| ૪૬૩ | ૧૪ | ચિત્રે | ચિત્રો |
| ૪૮૧ | ૨૭ | ભજન | ભજન; |
| ૪૯૪ | ૫ | ત્યાા ગી | ત્યાગી |
| ,, | ૮ | ભણાત્યા | ભણાવ્યા |
| ૫૦૪ | ૨૪ | યું | થયું |
| ૫૦૭ | ૧૩ | ચાદ | ચૌદ |
| ૫૧૫ | ૨ | અશ્રપાત | અશ્રુપાત |
| ,, | ૧૫ | દિવસ મુધી | દિવસસુધી |
| ૫૨૫ | ૧૭ | પંડતજી | પંડિતજી |
| ૫૨૬ | ૩૧ | ધ્યાનની | ધાન્યની |
| ૫૪૨ | ૧૦ | કરાડો | કરોડો |
| ૫૬૪ | ૨૩ | ગળના | ગળાના |
| ૫૬૫ | ૧૬ | સ્ત્ર | સ્ત્રી |
| ૫૭૨ | ૨૦ | પોતાનો | પોતાને |
| ૫૭૫ | ૧૦ | માછલીઅ | માછલીએ |
| ૫૭૫ | ૧૬ | નિશ્રષ્ટ | નિશ્ચેષ્ટ |
| ૫૭૭ | ૨૪ | આપવો | આપવા |
| ૫૮૫ | ૧૨ | નશ્રેષ્ટ | નિશ્ચેષ્ટ |
| ૫૯૭ | ૧૯ | ગાવા ગાયન | ગાયન ગાવા |
| ૬૦૮ | ૩૧ | પડયો | પડયા |



# अनुक्रमणिका

**ખંડ છઠ્ઠો** ( પૃષ્ઠ ૧૦૧ થી ૧૦૭ ):-ઈશ્વરચંદ્ર વિદ્યાસાગર અને કેશવચંદ્ર સેનની સાથે જ્ઞાનચર્ચા–માયા અને દયા વચ્ચે શો ફેર છે ?–બ્રહ્મ ત્રિગુણાતીત છે–કાચો અહંકાર અને પાકો અહંકાર–સાકાર અને નિરાકાર–પુરુષ અને પ્રકૃતિ–ભોગવાસના અને વ્યાકુળતા.

**ખંડ સાતમો** ( પૃષ્ઠ ૧૦૮ થી ૧૧૩ ):-દક્ષિણેશ્વરમાં ભક્તો સાથે–પ્રારબ્ધ તો સર્વને ભોગવવુંજ પડે છે–નરેંદ્રનું ગાયન અને શ્રીરામકૃષ્ણદેવને સમાધિ–પ્રભુપ્રાપ્તિનો ઉપાય–જ્ઞાની અને ભક્તમાં ભેદ–નરેન્દ્રના ગુણ.

**ખંડ આઠમો** ( પૃષ્ઠ ૧૧૪ થી ૧૨૧ ):-બ્રહ્મસમાજના ઉત્સવમાં સમાધિ અને કીર્તનાનંદ–સંસારમાં જનકની પેઠે રહેવું સહેલું નથી–વિજયનું એકાંતમાં સાધન–નિષ્કામ કર્મ અને સકામ કર્મ–સંન્યાસી અને ધનસંચય–પ્રેમ અને કર્મત્યાગ–એકાગ્રતા અને કુંભક–અહંકારનું રામબાણ ઔષધ.

**ખંડ નવમો** ( પૃષ્ઠ ૧૨૨ થી ૧૨૯ ):-શ્રીરામકૃષ્ણદેવની મહત્તા–સંસારની અનિત્યતા–પ્રભુપ્રાપ્તિ પછીનો અને પ્રાપ્તિ વિનાનો ગૃહસ્થાશ્રમ–સાધન અને સાધના–વિશિષ્ટાદ્વૈતવાદ–પાપ મનમાં ડંખવાનુંજ–સંસારરૂપી રોગનું ઔષધ–ઓસડ–**मामेकं शरणं व्रज।**

**ખંડ દશમો** ( પૃષ્ઠ ૧૩૦ થી ૧૪૪ ):-બગીચામાં કીર્તનની રમઝટ અને પરમહંસદેવને સમાધિ–સરળતા અને ઈશ્વરપ્રાપ્તિ–ગાંડાજ થવું તો ઈશ્વરપ્રાપ્તિ માટેજ કાં ન થવું ?–પરમહંસદેવની સરળતા–બ્રાહ્મભક્તોની સાથે આનંદ–કીર્તિ અને અહંકાર–'હું કર્તા, હું ગુરુ' ઈશ્વરદર્શન પામેલાની પરખ–કર્મયોગનું લક્ષણ–કળિયુગ માટે કર્મયોગ કે ભક્તિયોગ ?–જીવનનો ઉદ્દેશ–કર્મ નહિ પણ ઈશ્વરપ્રાપ્તિ–પ્રતાપને ઉપદેશ–સંસારમાં રહીને સાધન કેવી રીતે કરવું ?

**ખંડ અગીઆરમો** ( પૃષ્ઠ ૧૪૫ થી ૧૫૩ ) જ્ઞાનીનો કર્મત્યાગ–પાંડિત્ય અને વિવેક વૈરાગ્ય–પંડિતાઈ અને ઉપદેશ–ઉપદેશ કરવાનો ઈશ્વરી આદેશ કેવી રીતે મળે ? ઈશ્વરપ્રાપ્તિના જૂદા જૂદા ઉપાય–ભક્તને બ્રહ્મજ્ઞાન મળે ખરૂં ?–ત્રણ જાતના આચાર્ય–પાત્રાપાત્રનો વિચાર.

**ખંડ બારમો** ( પૃષ્ઠ ૧૫૪ થી ૧૭૩ ):-બ્રહ્મસમાજના મંદિરમાં સંકીર્તન અને સમાધિ–સિદ્ધિઓ ઈશ્વરથી વિમુખજ રાખે છે–સિદ્ધ કોણ કહેવાય ?–સાકારને ભજો કે નિરાકારને ભજો, પણ દઢતા અને વ્યાકુળતાપૂર્વક ભજવો જોઈએ–ઐશ્વર્યને નહિ પણ ઈશ્વરને શોધો–પાંડિત્યથી નહિ પણ વ્યાકુળતાથીજ પ્રભુ મળશે–ઈશ્વર પક્ષપાતી છે કે ?–સમાજ, નિર્લિપ્ત સાંસારિ જીવન અને સંસારત્યાગ–સ્ત્રીપુત્ર પ્રત્યેનું કર્તવ્ય–ઈશ્વરને મુખ્તિયારનામું આપો–સંસારમાં રહેલા જીવન્મુક્તનું લક્ષણ–વિષયાસક્તિને ટાળવાનો ઉપાય–અહંકાર અને અમલદારી–ભિન્ન ભિન્ન પ્રકૃતિના

**ખંડ વીશમો** ( પૃષ્ઠ ૨૬૮ થી ૨૮૦ ):–ત્યાગીએ સ્ત્રીઓ સાથે વાતો કરવી જોઇએ નહિ–સર્વ ધર્મોનો સમન્વય–કીર્તનાનંદ અને સમાધિ–નામ માહાત્મ્ય કે અનુરાગ–વૈષ્ણવધર્મ અને સાંપ્રદાયિકતા–નિત્યસિદ્ધ અને કૌમાર વૈરાગ્ય–પંચવટીમાં કીર્તનાનંદ–સંસારીઓની બહાદુરી શેમાં છે ?

**ખંડ એકવીશમો** ( પૃષ્ઠ ૨૮૧ થી ૨૯૬ ):–પાપ પુણ્યનો સવાલ–દોલતને કરશો શું ?–પ્રેમનાં લક્ષણ–નામ મહિમા–સાચી ભક્તિ અને દેખાડવાની ભક્તિ–ઇશ્વરદર્શન કેમ થતું નથી ?–પૈસા મળે મોટા થવાતું નથી–જે કોઇ ઇચ્છે તે જ્ઞાન મેળવી શકે છે–કીર્તનાનંદ અને સમાધિ–બદ્ધ અને મુક્ત, સાધનસિદ્ધ અને કૃપાસિદ્ધ–પરમહંસજીને ભાવસમાધિ–ગૃહસ્થોને ઉપદેશ–હે જીવ ! યુદ્ધમાટે સજ્જ થા કાળ આપણી સામેજ છે.

**ખંડ બાવીશમો** ( પૃષ્ઠ ૨૯૭ થી ૩૦૦ ):–મારી ખાતર બરદાસ્ત ન કરો–શું માણસ સ્વતંત્ર છે ?–સાધુસંગ અને અભ્યાસ–ભક્તોની સાથે સંકીર્તનાનંદ અને સમાધિ.

**ખંડ ત્રેવીશમો** ( પૃષ્ઠ ૩૦૧ થી ૩૦૫ ):–હરિશ્ચંદ્રની કથા અને પરમહંસજીને ભાવસમાધિ–ગોપીપ્રેમનો પ્રસંગ અને પરમહંસજીને ભાવસમાધિ–જ્ઞાનભકિત અને પ્રેમભક્તિ.

**ખંડ ચોવીશમો** ( પૃષ્ઠ ૩૦૬ થી ૩૧૪ ):–પરમહંસજીએ મધરાતસુધી કરેલું સ્તવનકીર્તન–મનુષ્યમાં ઇશ્વરનું દર્શન–નરેન્દ્ર સાથેની પહેલી મુલાકાત વખતની હકીકત–પરમહંસજી પોતાની હકીકત કહે છે–ગુરુકૃપા અને સાધના–સાકારને માનો કે નિરાકારને માનો, પણ દૃઢ શ્રદ્ધા તો જોઇએજ–સ્ત્રીના સ્પર્શથી પરમહંસદેવને વીંછીના જેવી પીડા થવી.

**ખંડ પચીશમો** ( પૃષ્ઠ ૩૧૫ થી ૩૧૯ ):–પરમહંસદેવ પોતાની હકીક્ત કહે છે–એકવાર તેનું દર્શન કરો એટલે બધુંએ સમજાઇ જશે–ઇશ્વરદર્શન થયા પછી શરીર રહે તોએ શું ને ન રહે તોએ શું ?–ગુરુ શિષ્યનો સંવાદ–પરમહંસજી પોતાની હકીક્ત કહે છે.

**ખંડ છવીશમો** (પૃષ્ઠ ૩૨૦ થી ૩૨૫):–ઇશ્વરમાં મન રાખીને સંસારનાં કામ થવાં કઠિન છે–તીવ્ર વૈરાગ્ય ઉપજે એટલે જાણો કે કામ થઇ ગયું–એકવાર પ્રભુ-દર્શન કરો અને પછી ભલેને સંસારમાં રહો–સાધના, શ્રદ્ધા અને આત્મજ્ઞાન–મન સ્થિર થતાં વાયુ પણ આપોઆપ સ્થિર થઇ જાય છે.

**ખંડ સત્તાવીશમો** ( પૃષ્ઠ ૩૨૬ થી ૩૩૧ ):–પંડિતાઇ અને સાધુતા–ઇશ્વર-દર્શન પામેલાનાં કામ અને વચન ઓરજ પ્રકારનાં હોય છે–પરમહંસજીની અવસ્થા–જગત્ એ બાજીગરનો ખેલ–સત્યજ્ઞાન અને આવડત મેળવે તો સંસાર સુખરૂપ પણ છે–તેને શરણ થાઓ એટલે તે પોતેજ બધું બતાવી દેશે.

**ખંડ અઠ્ઠાવીશમો** ( પૃષ્ઠ ૩૩૨ થી ૩૪૨ ):–કેશવચંદ્રસેનને ત્યાં પરમહંસજીને

સમાધિ–પરમહંસજીનો ઉપદેશ–બ્રહ્મ અને આદ્યશક્તિ–જીવન્મુક્તોનું ઉત્થાનદશાનું અવલંબન, સાત્ત્વિક લોકો અને ભલાં કામો એજ છે–ઈશ્વરને માતૃવત ગણવાની ભાવના–ઈશ્વરના ઐશ્વર્યનું વર્ણન–વિષ્ણુમંદિરમાં ઘરેણાંની ચોરી–ઈશ્વરનું દવાખાનું અને ચિકિત્સા–ઈશ્વર એજ ગુરુ અને કર્તા–કેશવને માટે શ્રીરામકૃષ્ણની લાગણી–સિદ્ધિ નહિ પણ તમારી ભક્તિજ આપજો.

ખંડ ઓગણત્રીશમો ( પૃષ્ઠ ૩૪૩ થી ૩૫૦ ):–શ્રીગૌરાંગ અને ચૈતન્યદેવની અવસ્થાઓમાં સામ્ય–હઠયોગ અને રાજયોગ–રામકૃષ્ણજીના શિષ્યો–પરમહંસજીની પોતાની હકીકત–તેમની સાત્ત્વિક ઈચ્છાઓ અને તેની સિદ્ધિ–મહાન્ ભક્ત મહારાજ જયમલનું ચરિત્ર–શિષ્યની વિચારમાળા.

ખંડ ત્રીશમો ( પૃષ્ઠ ૩૫૧ થી ૩૬૦ ):–પરશુરામ અને ગુહક રાજાની હકીકત-ભક્તનું યોગક્ષેમ પ્રભુ પોતે વહન કરે છે–પ્રભુપ્રાપ્તિમાટે તીવ્ર વૈરાગ્યની જરૂર–બાલકના જેવી શ્રદ્ધા અને વ્યાકુળતા જોઈએ–શ્રીગૌરાંગવિષેનાં અસરકારક ભજનોનું ગાન–એક શિષ્યનું ગુપ્ત ભજન.

ખંડ એકત્રીશમો ( પૃષ્ઠ ૩૬૧ થી ૩૭૫ )–અનાહત શબ્દ એટલે શું ?–જન્મ-મરણ કયારે ટળે ?–ભેદવાદ અને અભેદવાદ–જ્ઞાનીનાં લક્ષણ–જ્ઞાન અને વિજ્ઞાન–ગૃહસ્થાશ્રમ અને સાધના–સંસારી લોકો બોલે છે ખરા પણ તેમનાથી તે પ્રમાણે બનતું નથી–માસ્તરની કેટલીક હકીકત–કેશવચંદ્રસેન અને નવવિધાન–એક રામ, હજાર નામ–માણસને માથે રહેલાં ઋણ, એ ઋણ કોને બંધનકર્તા નથી ?–સંન્યાસી અને તીર્થ-યાત્રા–હરિગુણ સાંભળવામાં નિમંત્રણની જરૂર નથી.

ખંડ બત્રીશમો ( પૃષ્ઠ ૩૭૬ થી ૩૯૧ ):–નામસ્મરણ અથવા પદાર્થના દર્શન માત્રથી પણ ભાવનું ઉદ્દીપન થઈ આવવું–સિદ્ધિ મેળવવામાં નુકશાન–એક સાધુનું દષ્ટાંત–જ્ઞાનોન્માદ, પ્રેમોન્માદ અને ભક્તિનો ઉન્માદ–પરમહંસજીની પોતાની ઉન્મત્તાવસ્થા–બળ્યું તારૂં વેદાંત અને ધૂળ પડી તારા ગીતા વાંચવા પર !–ગુપ્ત યોગી અને પ્રકટ યોગી–જેણે વૈભવ નથી જોયા તેજ વૈભવને ઈચ્છે છે, ખરો ભક્ત નહિ–નાટકશાળામાં સમાધિ–ગૌરાંગપ્રેમથી ઉન્મત્ત બનવું–ગૌરાંગ પ્રભુના જીવનમાંના કેટલાક ખાસ પ્રસંગો–શિષ્યોના કલ્યાણમાટે પરમહંસદેવની કાળજી.

ખંડ તેત્રીશમો ( પૃષ્ઠ ૩૯૨ થી ૩૯૭ ):–નિર્ગુન મેરા બાપ હૈ સિરગુન મેરી માઈ–ધર્મ એટલે ઈશ્વર તરફ જવાનો માર્ગ–વિજય ગોસ્વામીને ઉપદેશ–નિંદાની દરકાર ન કરો–મોટા લોક, પૈસાદાર, કૂતરૂં, સાંઢ અને દારૂડીઆથી સાવચેત રહેવું–ચક પાછળ બેઠાં છે તેમનું શું કરશો ?–હું ને મારૂં એજ અજ્ઞાન, તું ને તારૂં એ જ્ઞાન–ઈશ્વર સર્વત્ર છે–ઈશ્વરી શક્તિવાળા માણસો.

ખંડ ચોત્રીશમો (પૃષ્ઠ ૩૯૮ થી ૪૦૩):–પરમહંસદેવને સમાધિ–યોગભ્રષ્ટ વિષે

માઇકેલ મધુસૂદન, કૃષ્ણદાસ પાલ, પંડિત દીનબંધુ, પંડિત શ્યામાપદ, ડૉ૦ રામનારાયણ, ડૉ૦ દુર્ગાચરણ, કાશીવાળા પ્રસિદ્ધ તૈલંગ સ્વામી વગેરે.

તેમના અત્યંત પ્રિય અને અંતરંગ શિષ્યો ઘણાખરા ૧૮૭૯ અને ૧૮૮૨ ના વચગાળામાં તેમને આવી મળ્યા હતા, કે જે વખતે તેમનો ઉન્માદ શમી ગયો હતો અને નાના બાળકના જેવી તેમની અવસ્થા થઈ હતી.

તેમના અંતરંગ શિષ્યો તેમની પાસે આવતા થયા ત્યાર પહેલાં પણ કેટલાક અગ્રગણ્ય ભક્તો અને જ્ઞાનીઓ તેમને મળવા માટે દક્ષિણેશ્વર આવતા હતા. અરિયાદાના રહીશ, વયોવૃદ્ધ અને ધર્મપરાયણ ગૃહસ્થ કૃષ્ણકિશોર, કલકત્તાના શંભુ મલ્લિક નામના કેળવાયલા અને શ્રીમંત ગૃહસ્થ, ન્યાયશાસ્ત્ર વિશારદ નારાયણ શાસ્ત્રી, ગારી પંડિત, અચલાનંદ, બરદ્વાનના માજી મહારાજાના દરબારી પંડિત પદ્મલોચન, આર્યસમાજના આદિપુરુષ સ્વામી દયાનંદ અને એવા બીજા અનેક પ્રખ્યાત પુરુષો સાથે એમનો મેળાપ થયો હતો. કામારપુકુર જે તેમનું મૂળ વતન હતું ત્યાંના તથા સિયોર અને શ્યામબજારના ઈશ્વરપરાયણ અને ભક્ત હૃદયવાળા લોકો ઘણીવાર તેમનો સત્સંગ કરવા આવતા.

એ ઉપરાંત બ્રહ્મસમાજના આગેવાનો તથા સભાસદો પણ ઘણીવાર તેમની સાથે સમાગમમાં આવતા. બ્રાહ્મભક્તો ઉપર તેઓ ઘણો સ્નેહ રાખતા હતા, અને બ્રાહ્મભક્તો પણ તેમના તરફ ભક્તિભાવથી જોતા હતા. બ્રહ્મસમાજના ઉત્સવને પ્રસંગે તેમને નિમંત્રણ થતું અને તેઓ બ્રાહ્મભક્તોની સાથે મળીને હરિકીર્તન અને નૃત્ય કરતા, ત્યારે સમાજના સભાસદોનાં હૃદય પ્રેમભક્તિથી ચકચૂર બની જતાં.

તેમના અનુયાયીઓની સંખ્યા ઘણી વિશાળ છે. તેમાંના કેટલાક પ્રસિદ્ધ અને કેટલાક અપ્રસિદ્ધ છે. આ પુસ્તકમાં તેમાંના કેટલાકનાં નામ જોવામાં આવશે. હજી પણ દિવસે દિવસે તેમની સંખ્યામાં વૃદ્ધિ થતી જાય છે. મદ્રાસ, લંકા, સંયુક્ત પ્રાન્તો, કુમાઉન, નેપાલ, મુંબઇ, રાજપુતાના, પંજાબ, જાપાન વગેરે પ્રદેશોમાં શ્રીરામકૃષ્ણને પગલે ચાલવાની અભિલાષા રાખનારાં અનેક સ્ત્રીપુરુષો છે. એકલા એશિયાખંડમાંજ નહિ પણ અમેરિકા અને યૂરોપમાં અને વિશેષ કરીને ઇંગ્લંડમાં અને સંયુક્ત રાજ્યોમાં તેમના શિષ્યો છૂટા છવાયા ઘણે સ્થળે છે.

નાટ્યશાસ્ત્રવિશારદ સ્વર્ગસ્થ ગિરીશચન્દ્ર કોઇએક સમયે પક્કા નાસ્તિક હતા. એક વેળા પર્વત ઉપરથી પગ ખસી જતી વખતે એમના મુખમાંથી અકસ્માત્ ઈશ્વર શબ્દ નીકળી ગયો હતો. એટલા સારૂ પણ એમણે પોતાના મનને ધિક્કાર દીધો હતો. વળી એ દારૂના શીશા ને શીશા ગટગટાવી જતા. સભ્યસમાજમાં, સાધુજનો અને મુરબ્બીઓના દેખતાં પણ સુરાપાન કરતાં તેમને લજ્જા આવતી નહિ. પરમહંસદેવના સમાગમમાં આવ્યા પછી ઈશ્વર ઉપર તેમને શ્રદ્ધા ઉત્પન્ન થઇ હતી; એટલુંજ નહિ

પણ સુરાપાનની ટેવ પણ ધીમે ધીમે છુટી ગઇ હતી. ગિરીશબાબુએ પાછળથી પરમહંસજીની ઘણી સેવા કરી હતી, પરમહંસ તેમને વીરભકત કહીને બોલાવતા. ગિરીશને જોતાંજ તેમને અપૂર્વ આનંદ થઇ આવતો. પરમહંસજીના સમાગમથી તેમણે ઉંડું તત્ત્વજ્ઞાન પ્રાપ્ત કર્યું હતું. તેમણે રચેલા બુદ્ધદેવચરિત, બિલ્વમંગળ, નરસિંહરામ અને રૂપસેના આદિ ગ્રંથોમાંથી એમનું ઉંડું તત્ત્વજ્ઞાન અને ધાર્મિકતા સ્પષ્ટ જણાઇ આવે છે.

પોતાના સમાગમમાં આવનાર અન્ય પણ અનેક શિક્ષિતો અને યુવકોને પરમહંસદેવે આસ્તિક બનાવ્યા છે. અનેક કુપથગામી મનુષ્યોને સદાચારી બનાવ્યા છે અને તેમનું મહાન્ કલ્યાણ સાધ્યું છે.

મોક્ષમાર્ગના પરમ સહાયક તરીકેનું કાર્ય બજાવનાર સદ્‌ગુરુને હિંદુઓ માતાપિતા કરતાં પણ અધિક મહત્ત્વ આપે છે, અને પરમહંસદેવ પણ એક એવાજ અસામાન્ય કૃપાળુ ઉપદેષ્ટા હોઇને ઉપર કહ્યું તેમ અનેકોના ઉદ્ધારક થયા હતા; પરંતુ ગુરુપણાનું કે મહાત્માપણાનું તેમને લેશ પણ અભિમાન ન હતું. :અનેક દ્રવ્યોપાસક આડંબરીઓ કંઠી બાંધીને કે મંત્ર ફુંકીને પોતાને ગુરુ મનાવવામાં અને પછી ઈશ્વરને સ્થાને પોતાનીજ ઉપાસના કરાવી સભા–સમાજોમાં પોતાના નામની જય બોલાવવામાં વડાઇ લે છે; તેવું કશુંજ પરમહંસદેવને પસંદ ન હતું; એટલુંજ નહિ પણ તેમના સમક્ષ "ગુરુ" શબ્દ બોલવાનું સાહસ પણ કોઇ કરી શકતું નહિ. "ગુરુ" કહેવા જતાં તેઓ કહેતા હતા કે "કોણ કોનો ગુરુ? એક ઈશ્વરજ સર્વનો ગુરુ છે."

તેમની મુખાકૃતિ સદા પ્રસન્ન રહેતી. કર્તાપણાનું અભિમાન તો તેઓમાં છેકજ નષ્ટવત્ થયું હતું. તેઓ એમજ માનતા અને કહેતા કે "હું તો કશુંજ કરતો નથી, જે કાંઇ કરે છે તે માતાજ કરે છે."

પરમહંસના ભકતવર્ગમાં અનેક સ્ત્રીઓ પણ હતી. જેમાં કેટલીક સંન્યાસિનીઓ અને કેટલીક ગૃહસ્થાશ્રમી હતી.

દક્ષિણેશ્વરમાં સ્ત્રીઓની આવજા શરૂ થઈ તે સમયના થોડા દિવસ અગાઉથી, પરમહંસદેવનાં પત્ની પણ પતિસેવા કરવાના અભિપ્રાયથી ત્યાં આવ્યાં હતાં. પરમહંસ કોઇ કોઇ દિવસ તો એમને પોતાના ઘરમાં પ્રવેશ કરવા દેતા અને કોઈ વખત નિષેધ કરતા. એક દિવસ પરમહંસને ભાવાવેશમાં આવેલા જોઇને તેમની પરીક્ષા કરવા ખાતર, માતા ઠાકુરાણીએ પૂછ્યું કે, "હું કોણ છું?" પરમહંસે આનંદપૂર્વક કહ્યું કે; "તું મારી આનંદમયી માતા છું." માતાજીએ એ શબ્દો સાંભળીને કહ્યું "એવી વાત કહેશો નહિ." પરમહંસે કહ્યું; "હું જાણું છું કે મા આનંદમયીએ એક રૂપે આ દેહને જન્મ આપ્યો છે; બીજા રૂપે એ કાલીના મંદિરમાં વસે છે અને ત્રીજા રૂપે મારી સેવા કરે છે." પત્નીનાં ચક્ષુમાંથી જળધારા પડવા લાગી

અને તે દિવસથી એમણે એવી વાત કરવી છોડી દઇને પતિની સેવામાંજ ચિત્ત પરોવ્યું. જે સ્ત્રીઓ પરમહંસદેવની પાસે જવાની હિંમત ધરી શકતી નહિ તેઓ માતાજીની પાસે જઇને બેસતી અને માતાજી તેમનો આદરસત્કાર કરતાં.

સ્ત્રીઓ જગદંબાનાંજ સ્વરૂપ છે, એવો સાક્ષાત્કાર ન થાય અને ઇશ્વરને માટે હૃદયમાં શુદ્ધ પ્રેમભક્તિનો ઉદય ન થાય ત્યાંસુધી સ્ત્રીજાતિથી દૂર રહેવાનો તે પોતાના શિષ્યોને ઉપદેશ આપતા. શુદ્ધ હૃદયની અને ઉંચી કોટિની ભક્તિમતી સ્ત્રીઓની બાબતમાં પણ તેઓ ઉપર કહેલા નિયમનું પાલન કરાવતા.

તેઓ પોતાના ઓરડામાં હિંદુ દેવ-દેવીઓનાં ચિત્રો રાખતા; એટલુંજ નહિ પણ બુદ્ધ ભગવાનની અને ઇસુખ્રિસ્તની છબીઓ પણ રાખી હતી. એક છબીમાં ઈસુખ્રિસ્તને જાણે તેઓ સમુદ્રનું તોફાન શાંત કરતા હોય અને ડૂબતા પીટરને બચાવતા હોય, તેવા ચીતર્યા છે. એ ચિત્ર હજી પણ તેમના ઓરડામાં છે.

શ્રીરામકૃષ્ણ પરમહંસના સંબંધમાં તેમના પટ્ટશિષ્ય સ્વામી વિવેકાનંદજી કહે છે કેઃ—

" શંકરાચાર્યની અદ્દભુત બુદ્ધિ અને રામાનુજની વિશાળ ઉદારતાનું એક સામટું
" સંમેલન જેમાં થયેલું હોય એવી એક વ્યક્તિની ભરતખંડને આ જમાનામાં
" જરૂર હતી. હિંદુસ્તાનની પ્રજા એક એવા મહાપુરુષની રાહ જોતી હતી કે જે દરેક
" સંપ્રદાયમાં એક આત્માનું-એક ઇશ્વરની શક્તિનું દર્શન કરે; જે પ્રાણીમાત્રમાં
" ઇશ્વરને વિદ્યમાન રહેલો અનુભવે; જેનું ઉદાર હૃદય ભરતખંડનાં અને ભરતખં-
" ડની બહારનાં દેશોનાં દરિદ્ર, દુર્બળ અને પતિત મનુષ્યોને માટે દ્રવીભૂત થાય;
" જેની વિશાળ બુદ્ધિ તત્ત્વજ્ઞાનના કૂટમાં કૂટ પ્રશ્નનું નિરાકરણ કરી શકે; જે ભરત-
" ખંડના અને અન્ય પ્રજાઓના તમામ પરસ્પર વિરુદ્ધ સંપ્રદાયોની એકતા અને
" સત્યતા સિદ્ધ કરીને પોતાની સમન્વય કરવાની અદ્દભુત શક્તિવડે બુદ્ધિના
" તીક્ષ્ણ વૈભવયુક્ત અને હૃદયની ઉચ્ચ ભાવનાયુક્ત સાર્વભૌમિક ધર્મનું દર્શન
" કરાવી શકે."

" ઉપર જણાવ્યા જેવો એક મહાપુરુષ ભરતખંડમાં થોડાંજ વર્ષ ઉપર જન્મ્યો
" હતો અને અનેક વર્ષ સુધી તેના ચરણ સમીપ બેસીને તેમનો ઉપદેશ સાંભળવાને
" હું ભાગ્યશાળી થયો હતો. એવા મહાપુરુષના જન્મને માટે જ્યારે યોગ્ય સમય
" આવ્યો, જ્યારે જનસમાજને તેની ખરેખરી જરૂર જણાઇ, ત્યારે તેણે દર્શન
" આપ્યું. આશ્ચર્યની વાત એ હતી કે તેનો જન્મ અને તેના જીવનનું કાર્યક્ષેત્ર
" એક એવા નગરની ( કલકત્તાની ) પાસે હતું કે જે નગરનો શિક્ષિત વર્ગ પાશ્ચાત્ય
" ભાવનાઓથી ઉન્મત્ત બની ગયો હતો, અને જે નગર હિંદુસ્તાનનાં બીજાં સ્થાનો
" કરતાં વિશેષપણે યૂરોપિયનસાઈ બની ગયું હતું. આ મહાત્માની પાસે પુસ્તકિયા

"જ્ઞાન લેશમાત્ર પણ ન હોતું, તેઓ મહાબુદ્ધિશાળી છતાં પોતાનું નામ પણ પૂરૂં
"લખી શકતા ન હતા, અને તેમ છતાં પણ તેમના કથનને યુનિવર્સિટીના સર્વોત્તમ
"તીક્ષ્ણ બુદ્ધિસંપન્ન ગ્રેજ્યુએટો એકે અવાજે સ્વીકારતા હતા. એ મહાપુરુષની
"મગજશક્તિ આગળ આપણે બધા નાના બાળક જેવા છીએ. તે એક વિલક્ષણ
"પુરુષ હતા."

"સર્વ ધર્મના ગર્ભમાં રહેલી સમાનતા—એકતાને પ્રકટ કરીને તેનો વિસ્તાર
"કરવો એજ મારા ગુરુનો ઉદ્દેશ હતો. બીજા ધર્મસ્થાપકોએ પોતપોતાના નોખ
"નોખા ધર્મોનો ઉપદેશ કરેલો છે; અને તે ધર્મો તેમના પોતાના નામથીજ ઓળખાય
"છે; પરંતુ ઓગણીસમી સદીના આ ધુરંધર મહાત્માએ એવું કશુંજ કર્યું નથી
"અને કોઇપણ ધર્મને ઉતરતો જણાવ્યો નથી; કારણ કે તેમને સ્પષ્ટ સમજાયું
"હતું કે:—

"સર્વ ભિન્ન ભિન્ન ધર્મો તે મૂળ એકજ અનાદ્યનંત સનાતન ધર્મની જૂદી
"જૂદી શાખાઓ છે."

"એમના ઉપદેશ આજના જમાના માટે અત્યંત ઉપકારક છે, એમ હું માનું
"છું. એ મહાપુરુષની અંદર પરમાત્માની વિભૂતિનો પ્રકાશ હતો એ નિશ્ચયપૂર્વક
"માનજો. એ ગરીબ બ્રાહ્મણનો પુત્ર કે જેનો જન્મ બંગાળામાં કોઇક દૂરના અપ્ર-
"સિદ્ધ ગામડામાં થયો હતો, તેને આજે યૂરોપ અને અમેરિકાનાં હજારો શિક્ષિત
"સ્ત્રીપુરુષો દેવતુલ્ય માનીને વંદન કરે છે, અને હજી પણ તેના ઉપાસકોની સંખ્યા
"અનેકગણી વધતી જાય છે. ઈશ્વરની ઇચ્છાનો ભેદ સમજવા કોણ સમર્થ છે? હે
"બંધુઓ! જો તમે આ મહાપુરુષના જીવનમાં ઈશ્વરના ઉદ્દેશ અને પ્રેરણાનું
"દર્શન ન કરી શકો તો મારે કહેવું પડશે કે તમે અંધ છો. જન્માંધ છો."

× × × ×

પરમહંસદેવની વ્યાધિગ્રસ્ત દશામાં એક વેળાએ એક મનુષ્યે પૂછ્યું કે:—"મહા-રાજ! તમે એક મહાન્ યોગી છો, ત્યારે તમે શરીરનો જરાક વિચાર કરીને તમારા રોગને મટાડવાનો પ્રયત્ન કેમ નથી કરતા?" પ્રથમ તો તેમણે કશો ઉત્તર આપ્યો નહિ; પરંતુ જ્યારે તે મનુષ્યે એનો એ પ્રશ્ન બે ચાર વાર પૂછ્યો, ત્યારે તેમણે મૃદુસ્વરથી જવાબ આપ્યો કે; "મારા મિત્ર! હું ધારતો હતો કે, તમે પણ એક મહાત્મા હશો, પરંતુ તમે પણ સંસારના બીજા મનુષ્યો જેવીજ વાતો કરો છો. મારૂં મન મેં ઈશ્વરને અર્પણ કરેલું છે, ત્યારે તમે શું એમ કહેવા માગો છો કે તે પાછું લઇ લઉં અને શરીર કે જે આત્માનું એક બંધનજ છે, તેના હિતમાટે તેની યોજ-ના કરૂં?"

ઉપદેશકોને તેઓ એજ સલાહ આપતા કે, "પ્રથમ પોતામાં રહેલા દોષોનેજ

જોવાની શક્તિ પ્રાપ્ત કરો, પોતાનાજ ચારિત્ર્યને સુધારો અને આત્મજ્ઞાન પ્રાપ્ત કરો; એટલે તેનું પરિણામ પોતાની મેળેજ બીજાઓ ઉપર થશે. કમળ પ્રફુલ્લિત થાય છે, ત્યારે તેમાં રહેલા મધુને મેળવવામાટે મધમાખીઓ આપોઆપજ દોડી આવીને એકઠી થઇ જાય છે."

તેઓ કહેતા કેઃ—

"મનુષ્યમાં જેમ જેમ આત્મજ્ઞાનનો પ્રકાશ વધતો જાય તેમ તેમ તે સત્તા અને શક્તિમાં ખીલતો ચાલે છે; માટે સર્વથી પ્રથમ એજ પદાર્થને મેળવીને તમારા પોતાના જીવનનેજ ઉન્નત બનાવો."

સ્વામી વિવેકાનંદજી કહે છે કેઃ—

"જેમના મનમાં ધર્મને માટે ખરી લાગણી હોય છે તેઓજ ઉપલી વાતને "સમજી તથા પાળી શકે છે; અને જેમણે પોતે એ તત્ત્વનો સાક્ષાત્કાર કર્યો હોય "છે તેઓજ તેને લગતું જ્ઞાન બીજાઓને આપી શકે છે. તેઓજ મનુષ્યજાતિના "મહાન્ શિક્ષકો થઇ શકે છે. અજ્ઞાનના ગાઢ અંધકારમાં જ્ઞાનનો આબાદ પ્રકાશ "પાડવાની ખરી શક્તિ માત્ર તેમનામાંજ રહેલી હોય છે."

× × × ×

"ખરો ગુરુ તેનેજ કહી શકાય કે જે વિદ્યુત્વેગે એક વિદ્યાર્થી અથવા શિષ્યની "અવસ્થામાં આવી જાય, શિષ્યના આત્મામાં પોતાના આત્માને પ્રવેશાવે, શિષ્યનાં "નેત્રોથી પોતે નિહાળે, તેના કર્ણોથી પોતે સાંભળે ને તેના મનવડેજ તેની બધી "વાતો સમજે. આવો ગુરુજ શિષ્યને સત્ય જ્ઞાનનું દાન આપી શકે છે. બીજાથી "તે આપી શકાતું નથી. સાધારણ રીતે વિશ્વમાં જે કેટલાક વિઘાતક ગુરુઓ આપણા "જોવામાં આવે છે, તેઓ કશુંજ હિત કરી શકતા નથી."

* * *

"ભાષા અને વકતૃત્વશક્તિનો લોકોના મનપર પ્રભાવ નથી પડતો, કિન્તુ "વક્તાની આત્મશક્તિ કે જે તેના પ્રત્યેક શબ્દ અને પ્રત્યેક વચનમાં વ્યાપ્ત હોય "છે, તેનોજ પડે છે."

"મારા આ કહેવાનો અનુભવ દરેકને મળી શકે એમ છે. ઘણીકવાર આપણે "અત્યંત સુંદર, મનોહર અને વકતૃત્વકળાથી ભરપૂર ભાષણો સાંભળીએ છીએ "અને તેમાં બુદ્ધિના આશ્ચર્યકારક વાદવિવાદો ભરેલા આપણા જોવામાં આવે છે; "છતાં પણ ઘેર જતાંજ આપણે તે સર્વ ભૂલી જઇએ છીએ. બીજી તરફ કોઇવાર "કોઈ મનુષ્યના મુખમાંથી અત્યંત સરળ ભાષામાં બોલાયલા થોડાક શબ્દોને પણ "આપણે મરણપર્યંત ભૂલી શકતા નથી, અને તે શબ્દો આપણા આત્માના એક "ભાગરૂપ બની જઇને ઉત્તમ પરિણામો નિપજાવે છે."

શ્રીરામકૃષ્ણ પરમહંસ પણ એવીજ ઉચ્ચ કક્ષાના અસાધારણ મહાત્મા હતા એમ દર્શાવતાં વિવેકાનંદજી કહે છે કેઃ—

" મારા ગુરુના જીવનનો પ્રથમ ભાગ આત્મજ્ઞાનની પ્રાપ્તિમાં વ્યય થયો હતો " અને શેષ જીવનનો તેમણે તે જ્ઞાન બીજાઓને વહેંચી આપવામાં વ્યય કર્યો હતો."

\+ + +

" એ અદ્દભુત અને અલૌકિક મહાત્માનાં દર્શનમાટે સહસ્રાવધિ જનો આવીને " એકત્ર થતા અને તેમની ગ્રામ્ય ભાષા કે જેનો એકેએક શબ્દ અદ્દભુત શક્તિમાન્ " અને જ્ઞાન પ્રકાશથી પ્રદીપ્ત હતો, તે સાંભળવાની ઉત્કંઠા ધરાવતા."

× × ×

" દિવસરાતના ચોવીશ કલાકમાંથી વીશ વીશ કલાક તેઓ ઉપદેશ આપવામાં " વીતાડતા. એ ક્રમ એક બે દિવસ નહિ, કિન્તુ માસોના માસોપર્યન્ત અખંડ ચાલ્યા " કરતો હતો અને ઉપદેશના ઉત્તમ પ્રવાહથી ભીંજાઇને જ્યારે જનસમૂહ વિખેરાઇ " જતો, ત્યારેજ તેમને વિશ્રાંતિની વેળા મળતી હતી. મનુષ્યજાતિને માટે તેમના " હૃદયમાં એટલો બધો પ્રબળ પ્રેમ હતો કે, પોતાને ત્યાં આત્મિક સહાયતા મેળ- " વવા આવનાર મનુષ્ય દીનમાં દીન હોય, તોપણ તેને તેઓ કદાપિ નિરાશ કરતા " નહોતા. અંતે વધારે બોલવાથી તેમને ગળાનો એક દુઃખદ રોગ લાગુ પડયો, " તોપણ પોતાનો એ ક્રમ તેમણે છોડયો નહિ. કોઇ પણ મનુષ્ય પોતાને મળવા " આવ્યું છે, એવી જાણ થતાંજ તેને તેઓ પોતા પાસે બોલાવતા હતા અને શાં- " તિથી તેના સમસ્ત પ્રશ્નોના યથાર્થ ઉત્તરો આપતા. સારાંશ કે વિશ્રાંતિનો સમય " તેમને માટે નિર્માણજ થયો નહોતો."

\+ + + +

" મારા ઉપરથી એ મહાપુરુષની તુલના કરતા નહિ. હું તો તેમના હલકામાં " હલકા યંત્ર જેવો છું."

× × × ×

" એમનું સમગ્ર જીવન ઉપનિષદોના સમન્વયરૂપ હતું; એમના ઉપદેશં કરતાં " એમનું જીવન વિશેષરૂપે ઉપનિષદોના મૂર્તિમાન્ ભાષ્યતુલ્ય હતું. જાણે ઉપનિષદ્દનું " જ્ઞાનજ મનુષ્યરૂપ ધારણ કરીને પ્રકટ થયું હોય એવા તે મહાપુરુષ હતા."

× × × ×

" જો હું મારા આખા જીવનમાં એક પણ સત્ય જાહેર કરી શકયો હોઉં તો " તે સત્ય હું તેમની પાસેથી શીખ્યો છું."

× × × ×

" જો મેં મન, વાણી અને કર્મથી એક પણ સત્કાર્ય કર્યું હોય; જો જગતના

"કોઇ પણ મનુષ્યને ઉપકારક થઇ પડે એવું એક પણ વચન મારા મુખમાંથી
" નીકળી ગયું હોય, તો તેનો યશ મને નહિ પણ એ મહાપુરુષનેજ છે."

× × × ×

" મારામાં જે કાંઈ જીવનપ્રદ, બળ પ્રેરનાર અને પવિત્રતા આપનાર શકિતઓ
" હોય તે સર્વ તેમની પ્રેરણાનું અને તેમનાજ ઉપદેશનું પરિણામ છે અથવા એ
" સર્વમાં તે પોતેજ રહેલા છે."

× × × ×

" જે દેશમાં એવા મહાત્માઓ જેટલા અધિક ઉદ્દભવે છે તેટલા પ્રમાણમાં તે
" દેશની અધિક ઉન્નતિ થાય છે; અને જે દેશમાં તેમનો અભાવ હોય છે તે દેશ
" અવનત અવસ્થામાંજ રહે છે."

× × × ×

ઈ. સ. ૧૮૮૬ ની ૧૬ મી ઑગસ્ટની રાત્રે (૫૨) વર્ષની વયે રામકૃષ્ણ પરમહંસદેવના આત્માએ નશ્વર દેહનો ત્યાગ કર્યો. મૃત્યુના થોડા માસ અગાઉ તેમના ગળાની નળીમાં એક ફોલ્લો થયો હતો. એ ફોલ્લો મોટો થઈ જવાથી પરમહંસદેવને ઘણીજ વેદના ભોગવવી પડી હતી; પણ એમણે એને માટે જરા પણ શોક કર્યો નથી. ધીમે ધીમે ગળામાં અન્ન ઉતરવું બંધ થઇ ગયું, અને શરીર જીર્ણશીર્ણ થવા લાગ્યું. ગુરુની આવી અવસ્થા જોઈને શિષ્યો તેમને ચિકિત્સા સારૂ બાગબજારમાં લાવ્યા. ત્યાંથી બલરામ બાબુના ઘરમાં અને ત્યાંથી કાશીપુરમાં એક સુરમ્ય બગીચામાં તેમને લઇ જવામાં આવ્યા. અનેક પ્રવીણ ડૉકટરો અને વૈદ્યોના ઉપચાર છતાં એજ સ્થાનમાં પરમહંસની માનવલીલા સમાપ્ત થઇ.

વિશ્વવિદ્યાલયના અનેક યુવકો પરમહંસદેવની પાસે જ્ઞાન અને શાન્તિ મેળવવા સારૂ આવતા હતા. દેશની ભાવિ આશારૂપ એ યુવકોને પરમહંસ ઘણુંજ ચાહતા હતા. કેટલાક યુવકોએ શ્રીરામકૃષ્ણનો જ્ઞાનગર્ભ ઉપદેશ શ્રવણ કરીને, સંસારસુખને તિલાંજલિ આપી સંન્યાસાશ્રમનો સ્વીકાર કર્યો હતો. તેમાં નરેન્દ્રનાથ દત્ત મુખ્ય હતા; જેમણે પાછળથી સ્વામી શ્રીવિવેકાનંદ નામથી આખી સૃષ્ટિમાં પ્રસિદ્ધિ મેળવી છે. પરમહંસદેવના મૃત્યુ પછી દસબાર વર્ષસુધી એ સાધુઓ ભજન, સાધન અને દેશાટનમાં પ્રવૃત્ત રહ્યા હતા. પાછળથી દેશભક્ત સ્વામી વિવેકાનંદે તેમનો નિયમિત સંઘ બનાવીને તેમનીદ્વારા દેશસેવાના કાર્યનો આરંભ કર્યો. એ સંન્યાસીસંઘનું નામ રામકૃષ્ણ મિશન છે.

રામકૃષ્ણમિશને ભારતવર્ષમાં બેલૂડ, માયાવતી, મદ્રાસ, કાશી, કનખલ, લખના, વૃંદાવન, કલકત્તા, મદ્રાસ વગેરે પચીસ ત્રીસ સ્થળોએ મઠ તેમજ સેવાશ્રમોની સ્થાપના કરી છે.

કલકત્તાની નજદીકમાં ભાગીરથીની પશ્ચિમ દિશામાં, હાવડા જીલ્લામાં બેલુડ નામનું એક ગામ છે. એ ગામમાં નદીના તટ ઉપર સ્વામી વિવેકાનંદે બંગાળી સંવત્ ૧૩૦૪ માં એક મઠની સ્થાપના કરી હતી. એ મઠમાં શ્રીરામકૃષ્ણ પરમહંસ-દેવનાં અસ્થિ, પાદુકા હસ્તાક્ષર આદિ નાના પ્રકારનાં સ્મૃતિચિન્હોનો ભક્તિપૂર્વક સાચવી રાખવામાં આવ્યાં છે. દર વર્ષે શિવરાત્રી પછી પરમહંસદેવના જન્મોત્સવને દિને, બેલૂડના મઠમાં મહોત્સવ કરવામાં આવે છે.

એ મઠમાં દરરોજ નિયમપૂર્વક પૂજાપાઠ આદિ અનુષ્ઠાન થયા કરે છે. કેટલાક છાત્ર અને બ્રહ્મચારીઓ એ મઠમાં વાસ કરીને બ્રહ્મચર્યપાલન, ચરિત્ર-ગઠન અને વિદ્યાભ્યાસ કરે છે. એમને એ બધાં કાર્યોમાં મઠ તરફથી મદદ મળે છે. દેશદેશાંતર-માંથી આવતા સાધુઓ ત્યાં આગળ બે ચાર દિવસ આશ્રય મેળવે છે. સઘળા સંપ્રદાયના ધર્મજિજ્ઞાસુ લોકોના પ્રશ્નોનું ત્યાં યથાશક્તિ સમાધાન કરવામાં આવે છે.

કુમાયુન જિલ્લામાં માયાવતી નામક સ્થાનમાં " માયાવતી અદ્વૈતાશ્રમ " મઠ સ્થાપવામાં આવ્યો છે. ત્યાં આગળ પણ બેલૂડ મઠની માફકજ વ્યવસ્થા છે, ત્યાંથી 'પ્રબુદ્ધ ભારત' નામનું માસિક અને બીજાં સારાં પુસ્તકો પ્રકટ થાય છે.

મદ્રાસનો મઠ, મદ્રાસ શહેરમાં સમુદ્ર કિનારે કેસલકેરનોન નામક સુપ્રસિદ્ધ પ્રાસા-દમાં સ્થાપવામાં આવેલો છે. એ સ્થાનમાં પણ ઉપર જણાવેલા મઠ માફક કાર્ય થાય છે.

શ્રીરામકૃષ્ણ મિશનનાં સેવાશ્રમોમાં દીન, દરિદ્રી, અનાથ તથા માંદાંઓ વગેરેની અન્નથી તેમજ ઔષધ વગેરેથી સેવા—ચાકરી થાય છે; અને મઠોમાં વિરક્ત સંન્યા-સીઓ તેમજ બ્રહ્મચારીઓ ભજન, સાધન, પઠન, અભ્યાસ ૪૦ કરે છે. આ સર્વ સેવાશ્રમો તેમજ મઠોનો નિભાવ બહારની સહાયવડે થાય છે. ઉદારાત્માઓએ આવી સંસ્થાઓને છૂટથી અને ચાલુ મદદ આપવી ઉચિત છે.






श्री

# रामकृष्णकथामृत

## खंड पहेलो

**પ્રભુસ્મરણમાં રોમાંચ થાય ત્યારેજ કર્મ મૂકી શકાય**

**निरंजनं नित्यमनंतरूपम् भक्तानुकंपाधृतविग्रहं वै ।**
**ईशावतारं परमेशमीड्यम् तं रामकृष्णं शिरसा नमामः ॥**




લકત્તાથી થોડેક દૂર આવેલા દક્ષિણેશ્વર નામના સ્થાનમાં કાલિકા-દેવીનું મંદિર છે. ઋતુ વસંત હતી. ઇ૦ સ૦ ૧૮૮૨ નો માર્ચ મહિનો હતો. પરમહંસ રામકૃષ્ણના જન્મોત્સવને કેટલાક દિવસ વીતી ગયા હતા. સાંજ પડવા આવી હતી. આ સમયે પરમહંસજી પાસે મ* આવી પહોંચ્યો. આ તેનું પ્રથમ દર્શન હતું. મ જુએ છે કે એ ઓરડામાં કેટલાક લોકો નિસ્તબ્ધ થઇને પરમહંસજીની કથાનું શ્રવણ કરે છે. પરમહંસજી પૂર્વાભિમુખે એક આસનપર બેસીને ઈશ્વરસંબંધી વિવેચન કરે છે અને ભક્તો જમીન-પર બેઠા બેઠા સાંભળે છે.

---

* શ્રીયુત મહેન્દ્રનાથ ગુપ્તા, એ રામકૃષ્ણ પરમહંસના અનન્યભક્ત હોઇ તેમણે

## ભગવત્સ્મરણથી રોમાંચ થાય ત્યારે કર્મ કરવાની જરૂરનથી

**મ** ઉભો ઉભો વિસ્મિત બનીને જુએ છે. તેને ભાસ થાય છે કે જાણે સાક્ષાત્ શુકદેવજી ભગવતકથા કરે છે અને સર્વ તીર્થો અત્ર એકત્ર થયાં છે! અથવા તો જાણે ચૈતન્ય મહાપ્રભુ પુરીધામમાં રામાનંદ, સ્વરૂપ વગેરે ભકતોની સાથે બેસીને હરિ-ગુણકીર્તન કરી રહ્યા છે!

પરમહંસજી કહે છે:—જ્યારે રામનામ બોલતાં રોમાંચ થાય અને નેત્રમાંથી આનંદનાં અશ્રુ વહે ત્યારે નિશ્ચયપૂર્વક સમજવું કે હવે સંધ્યા, ઉપાસના વગેરે કર્મ કરવાની જરૂર નથી. ત્યારેજ કર્મત્યાગ કરવાનો અધિકાર મળ્યો કહેવાય–કર્મ આપો આપજ છુટી જાય છે. ત્યાર પછી માત્ર રામનામ કે હરિનામ કે માત્ર ૐકારનો જપ કરીએ તો ચાલે." વળી તે આગળ બોલ્યા:–"સંધ્યાનો ગાયત્રીમાં લય થાય છે અને ગાયત્રીનો ૐકારમાં લય થાય છે.

**મ** વરાહનગરથી એક બાગમાંથી બીજા બાગમાં એમ ફરતો ફરતો અહીં આવી ચડયો છે. આજે રવિવારને લીધે અવકાશ હોવાથી તે સિધુની (સિદ્ધેશ્વર મજૂમદાર) સાથે ફરવા નીકળ્યો છે. થોડા વખતપર તે પ્રસન્નકુમાર બેનરજીના બાગમાં ગયો હતો. તે વખતે સિધુએ કહ્યું હતું કે, "ગંગાકિનારે એક રમણીય બાગ છે. તે બાગ જોવા આવીશ? ત્યાં એક પરમહંસ રહે છે." તે ઉપરથી બાગનો ઝાંપો વાસીને **મ** અને સિધુ પરમહંસજી પાસે આવ્યા હતા.

**મ** વિસ્મિત થઇને જોતાં જોતાં વિચારવા લાગ્યો કે "અહા! શું સુંદર સ્થાન છે! કેવો ચમત્કારી પુરુષ છે! કેવી ચિત્તપાવન કથા કરે છે! અહીંજ બેસવાનું મન થાય છે; પરંતુ ચાલ, અહીં સુધી આવ્યો છું તો બગીચો પણ જોઇ આવું, ને પછીજ અહીં બેસું."

## પુસ્તકો વિના પણ જ્ઞાન થઇ શકે? સત્પુરુષો તરફ જીજ્ઞાસુને થતું કુદરતી આકર્ષણ

આવો વિચાર કરીને સિધુની સાથે **મ** ઘર બહાર નિકળે છે એવામાંજ આરતિનો મધુર ધ્વનિ શરૂ થયો. એક સામટાં કાંસાં, ઘંટ, ખોલ અને કરતાલના નાદ થવા લાગ્યા. બાગની દક્ષિણેથી નોબતનો મધુર ગંભીર શબ્દ સંભળાવા લાગ્યો. એ સર્વ નાદલહરી ભાગીરથીના વક્ષસ્થલ ઉપર ભ્રમણ કરતી કરતી ઘણે દૂર નાકળી જઇ લય પામી જતી હતી. પુષ્પોની સુગંધયુકત વસંતના વાયુની મંદ મંદ લહરીઓ આવી રહી હતી.

જે કાંઇ નજરે જોયું અને સાંભળ્યું તે લખી રાખ્યું હતું. તેમની નિત્યનોંધને આધારે એમણે પોતે આ ગ્રંથ મૂળ બંગાળીમાં રચ્યો છે.

સર્વત્ર દીવાનો પ્રકાશ થઇ રહ્યો હતો. દેવમંદિરોમાં આરતિની ક્રિયા સર્વ સ્થળે ચાલી રહી હતી. મ શિવમંદિરમાં, રાધાકાંતના મંદિરમાં અને ભવતારિણીના મંદિરમાં આરતિનાં દર્શન કરી પરમ આનંદ પામ્યો. સિધુ કહે:-"આ દેવાલય રાસમણિએ બંધાવેલું છે. અહીં રોજ સેવા થાય છે અને અતિથિ તેમજ કંગાલ લોકોનું ભરણ-પોષણ થાય છે."

આમ વાતો કરતા કરતા ભવતારિણીના મંદિરમાંથી નીકળી ફરસબંદીવાળા પગરસ્તાપર થઇને બેઉ જણ પાછા પરમહંસ રામકૃષ્ણના ઘર આગળ આવી પહોંચ્યા. જુએ છે તો બારણાં બંધ.

હવે બારણાં ઠોકવાની જરૂર જણાઇ. મ અંગ્રેજી ભણેલો હોવાથી પારકા ઘરમાં એકદમ ઘુસી જવા ચાહતો ન હતો. જેથી બારણા આગળ વૃન્દા નામની એક દાસી બેઠી હતી તેને તેણે પૂછ્યું: "મહારાજ અંદર છે કે નહિ?"

વૃન્દા:—હા, એ રહ્યા અંદર.

મ:—તે અહીં કેટલા વખતથી રહે છે?

વૃન્દા:—ઘણા દિવસ થઇ ગયા.

મ:—મહારાજ ચોપડીઓ ખૂબ વાંચતા હશે કેમ?

વૃન્દા:—નારે મા! ચોપડી બોપડી કેવી? એમને તો બધુંય મોંએ.

મ કૉલેજમાં ભણ્યો હતો. મહારાજ રામકૃષ્ણ પુસ્તકો રાખતા કે વાંચતા નથી એમ જાણીને તેને વધારે આશ્ચર્ય થયું.

મ:—ઠીક, હું ધારૂં છું કે તેઓ હમણાં સંધ્યા કરવા બેઠા હશે. અમે ઘરમાં જઇએ? જરા તું અંદર જઇને તેમને ખબર કર.

વૃન્દા:—તમે શા માટે નથી જતા? સુખેથી જઇને બેસો.

પછી તેઓ ઘરમાં ગયા. જુએ છે તો ત્યાં બીજું કોઇ નથી. પરમહંસજી એકલા આસન ઉપર બેઠા છે. ઘરમાં ધૂપ થયો છે અને સઘળાં બારી બારણાં બંધ છે.

મ પ્રવેશ કરીને મહારાજને પ્રણામ કરે છે. મહારાજ તેમને બેસવાની આજ્ઞા આપે છે. મ અને સિધુ બેઉ નીચે બેસે છે. મહારાજ તેમને પૂછે છે:-"ક્યાં રહો છો? શું કરો છો? વરાહનગરમાં શા વાસ્તે આવ્યા છો?"

મએ બધા પ્રશ્નના ઉત્તર આપ્યા પણ તે જુએ છે કે મહારાજ વચમાં વચમાં અન્યમનસ્ક થઇ જાય છે. કેટલોક સમય વીત્યા પછી તેના જાણવામાં આવ્યું કે એવી દશાને ભાવસમાધિ કહે છે. જાણે કોઈ માછી પાણીમાં ગલ નાખી માછલી પકડવા બેઠો હોય તેમ પરમહંસજી એકાગ્ર ચિત્તે બેઠા હતા. માછલી આવીને ખાય અને જ્યારે ખેંચાખેંચ કરે ત્યારે જેમ માછી તે તરફ એક દૃષ્ટિથી જુએ અને બીજા કશાપર

લક્ષ ન આપે તેવી સ્થિતિ રામકૃષ્ણજીની હતી. મના સાંભળવામાં પાછળથી આવ્યું હતું તેમજ ઘણી વેળા તેણે જાતે પણ જોયું હતું કે સંધ્યાકાળ થયા પછી તેમનામાં આવો ભાવ આવે છે, અને કોઈ કોઈ વાર તો તેઓ બાહ્ય જ્ઞાન તદ્દન ખોઈ બેસે છે.

મ:—આપ સંધ્યા કરી લો, અમે પછી આવીશું.

શ્રીરામકૃષ્ણ:—( ભાવસ્થ ) ના, ના, સંધ્યા જેવું હમણાં કશું કરવું નથી.

થોડી વાતચીત કર્યા બાદ મ એ પ્રણામ કરી રજા લીધી. મહારાજે કહ્યું કે "આવતા રહેજો."

## પુસ્તકો સિવાય પણ જ્ઞાન મેળવી શકાય ?

મ જતાં જતાં વિચાર કરે છે: "આ મહાપુરુષ કોણ હશે ? શામાટે મને એની પાસે બીજી વાર જવાનું મન થાય છે ? પુસ્તકો તો એમણે વાંચ્યાંજ નથી. શું પુસ્તકો સિવાય પણ મનુષ્ય જ્ઞાન પ્રાપ્ત કરી શકે ? કેટલું આશ્ચર્યકારક ? મને એમની પાસે બીજી વાર જવાનું મન થાય છે. તેમણે પણ કહ્યું છે કે આવજો. કાલે કે પરમ દહાડે સવારમાં આવીશ."

## अखण्डमण्डलाकारं व्याप्तं येन चराचरम् ।
## तत्पदं दर्शितं येन तस्मै श्रीगुरवे नमः ॥

મ જ્યારે બીજીવાર પરમહંસજી મહારાજનાં દર્શન કરવા ગયો ત્યારે સવારનો સમય હતો. આશરે આઠેક વાગ્યાનો સુમાર થયો હતો. મહારાજ તે વખતે હજામત કરાવવા બેઠા હતા. થોડી ઘણી ઠંડી પડતી હતી, તેથી તેમણે શરીરપર એક ગરમ શાલ ઓઢી હતી. મને જોઈ તેમણે કહ્યું: "આવ્યો ? ઠીક થયું, અહીં બેસ."

અગ્નિકોણ તરફના ભાગમાં આ વાત થઈ. હજામ ત્યાં હતો. મહારાજ હજામત કરાવતા હતા અને મની સાથે વચ્ચે વચ્ચે વાતચીત કરતા હતા. શરીરે ઉપર કહ્યું તે પ્રમાણે શાલ ઓઢી હતી. પગમાં દર્ભની સપાટ હતી. વદન સ્મિતભર્યું હતું. વાત કરતી વેળા જરા જીભ ચોંટતી હતી.

શ્રીરામકૃષ્ણ:—( મને ) ઠીક, તારૂં ઘર ક્યાં ?

મ:—જી, કલકત્તામાં.

શ્રીરામકૃષ્ણ:—અહીં ક્યાં રહે છે ?

મ:—જી. મહારાજ ! અહીં વરાહનગરમાં મારી મોટી બેનનું ઘર છે. ઇશાન કવિને ઘેર.

શ્રીરામકૃષ્ણ:—હાં ! ઇશાનને ઘેર ? વારૂ કેશવને કેમ છે ? બહુ માંદા છે ખરૂં ?"

મઃ—મેં પણ સાંભળ્યુ છે ખરૂં, પણ હમણાં પહેલાં કરતાં ઠીક છે.

શ્રીરામકૃષ્ણઃ—મેં કેશવને માટે માતાજીની + નાળીએર અને સાકરની બાધા રાખી છે. રાત્રે હું ઘણી વાર નિદ્રામાંથી જાગી ઉઠું છું ત્યારે માની પાસે રડું છું. કે મા! કેશવનો રોગ મટાડી દો. કેશવ નહિ હોય તો કલકત્તે જઈ કોની સાથે વાતચીત કરીશ ?



## જ્ઞાની કોણ કહેવાય અને અજ્ઞાની કોણ કહેવાય?

**अज्ञानतिमिरांधस्य ज्ञानांजनशलाकया ।**
**चक्षुरुन्मिलितं येन तस्मै श्रीगुरवे नमः॥**

શ્રીરામકૃષ્ણઃ—( મને ) તારૂં લગ્ન થયું છે ?

મઃ—જી, હા.

શ્રીરામકૃષ્ણઃ—( કંપારી ખાઇને ) હાં ! લગ્ન થઇ ચૂક્યું છે ?

મ ઘોર અપરાધીની પેઠે સ્તબ્ધ થઇને બેઠો. મનમાં વિચાર કરે છે કે લગ્ન કરવામાં એવો શો દોષ હશે ?

મહારાજ ફરીથી પૂછે છે: "તને છોકરાં થયાં છે કે ?"

મની છાતી ધબકવા લાગી. તેણે બીતાં બીતાં કહ્યું: "જી, હા." જાણે માન-ભંગ થયું હોય તેમ મ સ્તબ્ધ બની ગયો. તેનો અહંકાર ચૂર્ણ થઇ ગયો. થોડી વાર પછી મહારાજ રામકૃષ્ણે તેના તરફ દૃષ્ટિ કરીને સ્નેહપૂર્વક કહ્યું, "ઠીક, તારાં લક્ષણ તો સારાં દેખાય છે. હું કપાળ, નેત્ર સઘળું જોઇ શકું છું." તેમણે વધા-રામાં કહ્યું: "ઠીક, તારી સ્ત્રી કેવી છે ?× વિદ્યાશકિત છે કે ૧ અવિદ્યાશક્તિ ?"

મઃ—જી, સારી છે પણ અજ્ઞાન છે.

શ્રીરામકૃષ્ણઃ—( જરા ગુસ્સે થઇને, ) અને તું તો જ્ઞાની છે કેમ ?

મ જ્ઞાન કોને કહે અને અજ્ઞાન કોને કહે તે અત્યારસુધી જાણતો ન હતો. અત્યારસુધી તો તે એટલુંજ જાણતો હતો કે પાઠશાળામાં ભણે અને ખૂબ પુસ્તકો વાંચે તેજ જ્ઞાની. એ ભ્રમ પાછળથી દૂર થયો ત્યારેજ તેણે જાણ્યું કે ઈશ્વરને જાણવો **તેનું નામજ "જ્ઞાન" અને ન જાણવો તેનું નામ "અજ્ઞાન"**

મહારાજે ઉપલો પ્રશ્ન કર્યો તે સાંભળીને મના અહંકારને ભારે ધક્કોલાગ્યો.

---

+પરમહંસજીને "માતા" ના નામથી સંબોધવાનું વધારે ગમતું. આ ગ્રંથમાં તે પ્રકાર જ્યાં ત્યાં માલમ પડયા કરશે.

× સમજુ, સદ્ગુણી અને અનુકૂળ.

૧ મૂર્ખ અને પ્રતિકૂળ.

શ્રીરામકૃષ્ણઃ—( મને ) ઠીક, તું સાકાર ઈશ્વરને માને છે કે નિરાકારને ?"

## નિરાકારવાદ પણ સત્ય અને સાકારવાદ પણ સત્ય છે. પ્રતિમા-પૂજન કેવી ભાવનાથી કરવું જોઇએ ?

મ:—( સ્વગત ) સાકાર પ્રભુને માનવો કે નિરાકારને ? જો ઈશ્વર નિરાકાર છે એમ માનીએ તો પછી તેને સાકાર કેમ કહી શકાય ? પરસ્પર વિરુદ્ધ બાબતો કેમ સત્ય હોઇ શકે ? દૂધ ધોળું છે અને વળી કાળું પણ છે એમ તે બને ? (પ્રકટ રીતે) —જી, નિરાકાર. મને એ મત ઠીક લાગે છે.

શ્રીરામકૃષ્ણઃ—બરાબર છે, એક બાબતપર વિશ્વાસ હોય એ સારી વાત છે, તો પણ એમ નહિ સમજતો કે તારો એકલાનોજ અભિપ્રાય સાચો છે અને બીજાના મત જૂઠા છે. એટલું યાદ રાખજે કે **નિરાકારવાદ પણ સત્ય છે અને સાકાર-વાદ પણ સત્ય છે.** જ્યાંસુધી તને ઈશ્વરનો સાક્ષાત્કાર થાય–તું તેનાં દર્શન કરે ત્યાંસુધી તારા મતને ચુસ્તપણે વળગી રહેજે.

બેઉ મત સત્ય છે એ વાત પરમહંસજીને મોંએ વારે વારે સાંભળીને મ આશ્ચર્ય-ચકિત થયો. આ વાત તેના પુસ્તકીય જ્ઞાનમાં આવી ન હતી. તેનો અહંકાર ત્રીજી વાર તૂટી ગયો. પણ આ વખતે તેણે મહારાજ સાથે વિવાદ કરવાની ધૃષ્ટતા કરી.

મ:—જી, તે સાકાર છે એમ માનીએ એ તો ઠીક પણ તે પત્થરની પ્રતિમા તો નથીજ.

શ્રીરામકૃષ્ણઃ—પત્થરની કેમ કહેવાય ! એ તો ચિન્મયી પ્રતિમા.

ચિન્મયી પ્રતિમાનો અર્થ મ થી બિલકુલ સમજાયો નહિ. તેણે કહ્યું: "ઠીક, જેઓ કાષ્ટ–પાષાણની પ્રતિમાઓનું પૂજન કરે છે તેમને એટલું સમજવું ઉચિત છે કે પરમેશ્વર પ્રતિમા તો નથીજ. તેમણે પ્રતિમાનું પૂજન કરતી વખતે ઈશ્વરનુંજ પૂજન કરે છે એવો વિચાર મનમાં રાખવો જોઇએ. જડ વસ્તુનું પૂજન કરવું એ કનિષ્ઠ છે."

## પોતે સુધરવાની તો વાતજ નહિ ને બીજાને સુધારવા છે !

શ્રીરામકૃષ્ણઃ—( જરા ગુસ્સામાં ) તમને કલકત્તાના લોકોને એક પ્રકારની ઘેલછા લાગી છે. માત્ર ભાષણો આપવાં, બીજાઓને સુધારવા, પણ પોતે સુધરવાની તો વાતજ નહિ ! તમે લોકોને શું સમજાવનાર હતા ? જેણે જગતની ઉત્પત્તિ કરી છે તેજ સમજાવશે. જેણે સૃષ્ટિ રચી છે, સૂર્ય ચંદ્ર બનવ્યા છે, મનુષ્ય અને જીવ જંતુની રચના કરી છે, તેમજ તેમના પોષણનાં સાધન તૈયાર રાખ્યાં છે, તેમનું પાલન કરવાને માબાપ બનાવ્યાં છે, માબાપના હૃદયમાં સ્નેહ મૂક્યો છે, તે શું નહિ સમજાવે ? તેણે આટલું કર્યું છે તો શું આ કામ પણ નહિ કરે ? જો જ્ઞાન આપવાની તેને

જરૂર લાગશે તો તે જાતેજ આપશે. તે અંતર્યામી છે. જો પ્રતિમાપૂજન કરવામાં ભૂલજ થતી હોય તો તે શું જાણતો નથી કે સઘળા પ્રકારની પૂજા તેનેજ અર્થે થાય છે? તે મૂર્તિપૂજનથી પણ સંતુષ્ટ થશે. વચમાં તમારે બીજાઓમાટે શા વાસ્તે માથાકૂટ કરવી જોઇએ? તમને પોતાનેજ જ્ઞાન મળે અને ભક્તિ મળે તેમાટે તો પ્રયાસ કરો!

આ વખતે મ નો અહંકાર તદ્દન ચૂર્ણ થઈ ગયો હોય એમ દેખાયું. તેણે વિચારવા માંડ્યું કે એ જે બોલે છે તે સાચું તો લાગે છે. મેં ઈશ્વરને હજી ઓળખ્યો નથી. તેના પ્રત્યે મારી ભક્તિ જાગી નથી. માટે તેમ થવા પહેલાં બીજાને ભક્ત બનાવવા નિકળવું એ તો આડંબરજ કહેવાય. ઈશ્વરને પોતે જાણ્યો નથી, તેને વિષે પૂરૂં સાંભળ્યું પણ નથી, છતાં પારકાને જ્ઞાન આપવા જવું એ બુદ્ધિહીન માણસનું કામ છે. એ તે શું ગણિતશાસ્ત્ર, ઇતિહાસ કે સાહિત્ય છે કે પારકાનું શીખવ્યું શીખાય? એ તો ઈશ્વરતત્ત્વ. એ જે કહે છે તે મારા મનમાં ઉતરી જાય છે.

મહારાજ રામકૃષ્ણ સાથે મ નો આ પહેલો અને છેલ્લો વિવાદ હતો.

શ્રીરામકૃષ્ણ:—તું પત્થરની પ્રતિમાનું પૂજન કહે છે? જો પત્થર હોય તો તેની પૂજા પણ સપ્રયોજન છે. નાના પ્રકારના ઉપાસના વિધિ ઈશ્વરેજ યોજેલા છે. જેણે જગત્ રચ્યું તેજ છે સઘળું શિખવે છે—અધિકાર વિચારીને જેના જઠરને જે પચે છે તેને તે ખવરાવવાનો બંદોબસ્ત કરે છે. એક સ્ત્રીને પાંચ બાળક છે. ઘરમાં અનાજ છે. માતા પોતાના બાળકને માટે એકજ અનાજમાંથી નાનાપ્રકારની ચીજો બનાવે છે અને જેને જે પચે તેને તે આપે છે. કોઇને સારૂ ચોખાનો બિરંજ બનાવે છે તો કોઇને તેની કાંજીજ કરીને પાય છે. કોઇને તે ખીચડીરૂપે કઢી સહિત આપે છે, તો કોઇને એકલા ઘી સાથેજ ખવરાવે છે. હવે સમજ્યો?

મ:—જી, હા.

---

## શું કરીએ તો ઈશ્વરમાં ચિત્ત પરોવાય?

**संसारार्णवघोरे यः कर्णधारस्वरूपकः ।**
**नमोऽस्तु रामकृष्णाय तस्मै श्रीगुरवे नमः ॥**

મ:—(વિનીતભાવથી) શું કરીએ તો ઈશ્વરમાં ચિત્ત પરોવાય?

શ્રીરામકૃષ્ણ:—ઈશ્વરનું નામ અને તેના ગુણનું ગાન તથા સત્સંગ કરવાથી ચિત્ત ઈશ્વર તરફ વળે છે.

ઈશ્વરભક્ત અથવા સાધુની પાસે વારંવાર જવું જોઇએ. સંસારમાં અને વિષય-

સુખમાં રાત દિવસ રચ્યાપચ્યા રહેવાથી ઈશ્વિર તરફ કદિ પણ મન જતું નથી. વારંવાર એકાંતમાં જઈને તેનું ચિંતન કરવાની ખાસ જરૂર છે. આરંભમાં એકાંતનું સેવન નહિ કરવાથી ઈશ્વિરમાં મનોવૃત્તિને સ્થિર કરવાનું કાર્ય બહુ વિષમ થઇ પડે છે.

જ્યાંસુધી છોડ નાનો હોય ત્યાંસુધી તેને વાડની જરૂર રહે છે. નહિ તો ગાય કે બકરાં તેને કરડી ખાયજ. 'મનમાં, ખુણામાં કે વનમાં ધ્યાન કરવા બેસવું જોઇએ.' ઈશ્વિર એજ સત્ અથવા નિત્ય છે અને બાકીનું સર્વ અસત્ અને અનિત્ય છે, એવો વિચાર કરવાથી અનિત્ય વસ્તુઓનો મનથી ત્યાગ થઇ શકે છે.

મઃ—(વિનીત ભાવથી) સંસારી માણસે સંસારમાં કેવી રીતે રહેવું જોઇએ?

શ્રીરામકૃષ્ણઃ—સર્વ કાર્ય કરવાં, પણ ચિત્ત એકલા ઈશ્વિરમાંજ રાખવું.

## ગૃહસ્થસંન્યાસ–નિર્જન સ્થાનમાં સાધન

સ્ત્રી, પુત્ર, બાપ, મા સર્વને પોતાનાં ગણીને તેમની સેવા કરવી, જાણે તે આપણાંજ હોય તેમ વર્તવું. પણ મનમાં યાદ રાખવું કે તેઓ આપણાં નથીજ. જો તેઓ પ્રભુપરાયણ હોય તોજ તેઓને ખરી રીતે આપણાં કહી શકાય. પ્રભુ એકલોજ આપણો સાચો સંબંધી છે, અને જેઓ તેને ભજે છે તેઓજ સાચા સગા છે.

કોઇ શેઠીઆની દાસી શેઠનું બધું કામકાજ કરે છે પણ તેનું ચિત્ત તો પોતાનાજ ઘરમાં હોય છે. વળી તે શેઠનાં છોકરાં તરફ પોતાનાં છોકરાં જેટલુંજ હેત બતાવે છે. કહેશે કે 'મારો રામ' 'મારો હરિ' પણ તે મનમાં જાણે છે કે આ છોકરાં કાંઇ મારાં નથી. કોઇ તેને ખાવાની સારી ચીજ આપશે તો પેલા રામ અને હરિને નહિ આપતાં ઘેર જઇ પોતાનાંજ છોકરાંને આપશે.

કાચબી ખોરાક શોધવા જળમાં ઘૂમે છે. પણ તેનું મન કયાં ભટકતું હોય છે? નદીને કાંઠે પોતાનાં ઇંડાં મૂકયાં હોય છે ત્યાંજ. તેમ સંસારનાં સર્વ કાર્ય કરવાં પણ ચિત્ત તો ઇશ્વરમાંજ રાખવું.

ઈશ્વિરભક્તિ પ્રાપ્ત કરતાં પહેલાં સંસારમાં તમે પ્રવેશ કરશો તો બમણા ગુંચવાઇ જશો. વિપત્તિ, શોક, સંતાપ, સર્વ મળીને તમારા ચિત્તની સ્વસ્થતા બગાડી નાખશે અને જેમ જેમ તમે સાંસારિક બાબતોમાં ચિત્ત પરોવતા જશો તેમ તેમ તમે વધારેને વધારે લદબદ થતા જશો.

ફણસ કાપવું હોય તો પ્રથમ હાથ તેલવાળા કરીને કાપવું, નહિ તો તેનો ચીકણો રસ હાથને ચોંટી જાય છે; તેમ ઈશ્વરપ્રેમરૂપી તેલ હાથે ચોળ્યા પછીજ સંસારના કાર્યમાં હાથ ઘાલવો.

એ પ્રેમ અને ભક્તિ મેળવવા માટે એકાંતવાસની જરૂર છે. માખણ બનાવવું હોય તો પ્રથમ દૂધનું દહીં કરવા સારૂ તેને એકાંતમાં સ્થિર મૂકી રાખવું જોઇએ

હલાવ હલાવ કરીએ તો દહીં કે માખણ કશું પણ ના બને. દહીં થયા પછીથી તેને એકાંતમાં જઇને ખૂબ વલોવવું જોઈએ, તોજ માખણ થાય.

મનવડે એકાંતમાં ઇશ્વરનું ચિંતન કર્યાથી જ્ઞાન, વૈરાગ્ય અને ભક્તિ મળે છે; પણ એ મનને સંસારમાં રાખી મૂકયાથી તે નીચ અને મલિન થઇ જાય છે. સંસારમાં તો માત્ર કામિની અને કાંચનનુંજ ચિંતન થાય છે.

સંસાર એ જળ બરોબર છે અને મન એ દૂધ બરોબર છે. જો દૂધને જળમાં ભેળી દઇએ તો દૂધ અને જળ સેળભેળ થઇને એકરૂપ બની જશે. પછી તે પાણી-માંથી છૂટું પડી શકશે નહિ. પણ દૂધનું દહીં બનાવી તેમાંથી માખણ કહાડી તેને જળમાં રાખ્યું હોય તો તેને કશી હરકત થશે નહિ. તેમ પ્રથમ એકાંતમાં સાધન ભજન કરીને જ્ઞાન–ભક્તિરૂપી માખણ મેળવવું જોઇએ. પછી તે માખણને સંસાર-રૂપી જળમાં રાખીશું તો પણ તે જળસાથે મળી ન જતાં ઉપરજ તર્યા કરશે.

સાથે સાથે વિચાર કરવાની પણ બહુ જરૂર છે. કામિની, કાંચન અનિત્ય છે; ઇશ્વરજ સત્ય છે પૈસો શા ખપનો છે? તે વડે અન્ન, વસ્ત્ર અને રહેવાને મળે; પણ તેનાથી ઇશ્વરપ્રાપ્તિ થતી નથી, માટે પૈસો કદાપિ જીવનનું લક્ષ્ય થઇ શકે નહિ. એનું નામજ વિચાર. સમજ્યો બાપુ!

મઃ—જી, હા. પ્રબોધચંદ્રોદય નામનું નાટક હું વાંચું છું તેમાં વસ્તુવિચાર-વિષે વિવેચન આવે છે.

શ્રીરામકૃષ્ણઃ—હાં! વસ્તુવિચાર. જો, પૈસામાં શું છે? અથવા સુંદર સ્ત્રીના દેહમાં પણ કેવળ હાડકાં, માંસ, ચરબી, મળ–મૂત્ર એવી એવી વસ્તુઓ છે. મનુષ્ય ઈશ્વરથી વિમુખ થઇને આવા પદાર્થોમાં મન પરોવે એ કેટલું ખેદ કરવા જેવું છે?

મઃ—પ્રભુનું દર્શન થઇ શકે ખરું?

## ઇશ્વરપ્રાપ્તિનો ઉપાય—વ્યાકુળતા ત્રણ ગણી વધવી જોઇએ

શ્રીરામકૃષ્ણઃ—હા, અવશ્ય થઇ શકે છે. વારંવાર એકાંતસેવન· તેનું નામ–ગુણ-કીર્તન; વિવેક અને પ્રાર્થના એટલા ઉપાય કરવા જોઇએ.

મઃ—મનની કેવી સ્થિતિ થાય ત્યારે પ્રભુનું દર્શન થાય?

શ્રીરામકૃષ્ણઃ—ખૂબ વ્યાકુળતાપૂર્વક તેને માટે આક્રંદ કરીએ ત્યારે તેનું દર્શન થાય. સ્ત્રીપુત્રને માટે લોકો ઘડો ભરીને આંસુ પાડે છે; પૈસામાટે તો એટલાં આંસુ પાડે છે કે તે આંસુમાં પોતે પણ તણાઈ જાય. પણ ભગવાનને માટે કોણ આંસુ પાડે છે? ઇશ્વરને જે રીતે બોલાવાય તે રીતે બોલાવવો જોઇએ."

એમ કહી પરમહંસજી ગાવા લાગ્યાઃ—

( હરિ ભજન વિના દુઃખ દરિયા સંસારનો પાર ન આવે-એ રાગ. )

મન મારા રે, હૃદય ભરી પૂકારી જો શું થાય છે?
બળ તારૂં રે, પ્રેમ તણું અજમાવી જો શું થાય છે? ટેક.
માડી તુજ પ્રેમ ભરી હસતી, સુણતાં તુજ બૂમ ન રે' અળ્તી,
શાને તું સાદ કરે ન રતિ— મન મારા રે. ૧
મન તું એકાગ્ર કરી દેજે, બિલ્વિપત્ર સહિત અક્ષત લેજે,
દઇ ચંદન કાલીચરણ ચુમજે— મન મારા રે. ૨

પ્રભુવિરહથી ચિત્ત વ્યાકુળ થવા માંડે એટલે તેના દર્શનનો અરુણોદય થયો સમજવો. અરુણોદય થયા પછી સૂર્યોદય થાય છે તેમ વ્યાકુળતા થયા પછી ઇશ્વર-દર્શન થાય છે.

ત્રણ ગણું આકર્ષણ થાય ત્યારે પ્રભુ દર્શન આપે છે. **વિષયીનું વિષયભોગ-તરફ, માતાનું સંતાનપ્રત્યે અને સતીઓનું પતિ તરફ આકર્ષણ; એ ત્રણેના એક સામટા બળ જેટલું પ્રભુપ્રેમનું બળ થાય ત્યારે તેના દર્શનનો આનંદ મળે.**

ઇશ્વરપ્રત્યે કેટલો પ્રેમ રાખવો જોઇએ? માતાનો પોતાના બાળકપર જેટલો પ્રેમ છે, વિષયલુબ્ધ માણસનો વિષયપર જેટલો પ્રેમ છે, સતીનો પતિપર જેટલો પ્રેમ છે, એ ત્રણના પ્રેમનો જે સરવાળો થાય તેટલો પ્રેમ પ્રભુ ઉપર દઢ થાય ત્યારે તેનાં દર્શન થાય.

ઉત્કંઠાપૂર્વક તેને બોલાવવો જોઇએ. બિલાડીનાં બચ્ચાં માત્ર મ્યાઉં મ્યાઉં કરી માને બોલાવી જાણે છે. મા તેમને ઘડીમાં અહીં રાખે અને ઘડીમાં બીજે ઠેકાણે મૂકી આવે. કોઇવાર ભોંયપર સૂવાડે અને કોઇ વાર આપણી પથારીમાં પણ જઇને સુવાડી આવે. માની મરજીમાં આવે તેમ કરે. બચ્ચાંને દુઃખ થાય ત્યારે તેઓ માત્ર મ્યાઉં મ્યાઉં કરે છે. એ મ્યાઉં શબ્દ સાંભળીને મા જ્યાં હોય ત્યાંથી દોડતી આવે છે. બચ્ચાંને તો મ્યાઉં મ્યાઉં-કરતાંજ આવડવું જોઇએ. બાકીનું સર્વ જગદંબા કરી લે છે.

---

## વિષયી લોક ભક્તની નિંદા-મશ્કરી કરે ત્યારે શું કરવું?

**सर्वभूतस्थमात्मानं सर्वभूतानि चात्मनि ।**
**ईक्षते योगयुक्तात्मा सर्वत्र समदर्शनः ॥ गीता ६-२९**

**મ** વરાહનગરમાં પોતાની બેનને ઘેર રહેતો હતો. જે ક્ષણથી તેને પરમહંસ રામકૃષ્ણજીનાં દર્શન થયાં ત્યારથી તેનું ચિત્ત તેમનામાંજ ચોંટયું હતું. જાણે હમેશાં

તે આનંદમય મૂર્તિને નિહાળું અને તેમની અમૃતમય કથાનું શ્રવણ કરૂં એવી ઇચ્છા તેના મનમાં ઉત્પન્ન થઈ હતી. તેને એવો પણ વિચાર આવતો કે આ અભણ દરિદ્ર બ્રાહ્મણ ( પરમહંસ રામકૃષ્ણ ) આવાં મહાન્ સત્યો શી રીતે સમજ્યો હશે ? અને શી રીતે પોતાનું જીવન તદ્રૂપ કરી શકયો હશે ? આવી સરળતાથી ગહન વિષયોને સમજાવતાં મએ આજ સુધીમાં કોઇને પણ જોયો ન હતો. કયારે તેમની પાસે જાઉં અને કયારે તેમનાં દર્શન કરૂં એવીજ લગની મને રાત્રિદિવસ લાગી રહી હતી.

જોત જોતામાં રવિવાર આવી પહોંચ્યો, વરાહનગરના નેપાલવાળા બાબુની સાથે સાંજના ત્રણ અને ચારની વચ્ચે મ દક્ષિણેશ્વર આવી પહોંચ્યો. જુએ છે તો એના એજ ઓરડામાં પરમહંસ રામકૃષ્ણ એક નાના બાજઠ ઉપર બેઠા હતા. આખો ઓરડો લોકોથી ભરાઈ ગયો હતો. આજે રવિવાર હોવાથી ઘણાક ભકતો દર્શન કરવા આવ્યા છે. તે વખતે મ કોઇને ઓળખતો ન હતો. મ પણ એક બાજુએ બીજાઓની સાથે બેસી ગયો. જુએ છે તો પરમહંસજી હસતે મોંએ ભકતોની સાથે વાર્તાલાપ કરતા હતા.

એક ઓગણીશ વર્ષના છોકરાને ઉદ્દેશીને અને તેના તરફ જોઇને પરમહંસજી ખૂબ હરખાઇ હરખાઇને વાતો કરે છે.

## નરેંદ્ર–પાછળથી વિવેકાનંદ

તેનું નામ નરેન્દ્ર હતું. તે કૉલેજમાં ભણતો હતો અને સાધારણ બ્રહ્મસમાજનો સભાસદ હતો. તેની વાત કરવાની રીતભાત જુસ્સાદાર અને પ્રતાપવાળી હતી નેત્રો ઉજ્જવલ અને વિશાળ હતાં, અને કાંતિ મહાન્ ભકત જેવી હતી.

મ અનુમાન કરે છે કે વાર્તાનો વિષય વિષયાસકત સંસારી મનુષ્યોને લગતો છે. જેઓ માત્ર ઈશ્વરનું ચિંતન કરે છે અને ધર્મને અનુસરે છે તેમની આ વિષયી લોકો નિંદા અને મશ્કરી કરે છે. વળી સંસારમાં અનેક દુષ્ટ લોકો છે તેમની સાથે કેવા પ્રકારનો વ્યવહાર કરવો જોઇએ એવિષે પણ ચર્ચા થાય છે.

શ્રીરામકૃષ્ણઃ—નરેન્દ્ર ! તું શું ધારે છે ? સંસારી લોકો ઇશ્વરપરાયણ માણસોની કેટલી નિંદા કરે છે ? હાથી જ્યારે જતો હોય છે ત્યારે કૂતરાં તથા બીજાં જાનવરો કેવી કીકીયારી કરી મૂકે છે, પણ હાથી તો પાછું સરખુંએ જોતો નથી ! તારી કોઇ નિંદા કરે તો તું શું કરે વારૂ ?

નરેન્દ્રઃ—હું તો એમજ સમજું કે ભલે કૂતરાં ભસે.

શ્રીરામકૃષ્ણઃ—( હસીને ) નહિ રે ! એટલે સુધી ન જા. ( બધા હસે છે. ) ઇશ્વર પ્રાણિમાત્રમાં રહેલો છે, છતાં સારા માણસોની સાથેજ પરિચય રાખવો જોઇએ;

નઠારા લોક સાથે બહુ સાવધાનતાપૂર્વક રહેવું જોઇએ. વાઘની અંદર પણ નારાયણ તો છેજ, પણ તેથી કાંઇ તેને આલિંગન દેવાય ? ( હસાહસ. ) કોઇ કહેશે કે વાઘમાં પણ નારાયણ છે તો પછી શામાટે તેને જોઇને નાસી જવું ? તેનો જવાબ એ છે કે જેઓ આપણને દૂર નાસી જવાનું કહે છે તેઓમાં પણ નારાયણ છે તો પછી તેમની વાત કેમ ન સાંભળવી ?

એક વાત સાંભળ. એક વનમાં એક સંત પુરુષ રહેતા હતા. તેમણે અનેક શિષ્યોને ઉપદેશ આપ્યો કે પ્રાણિમાત્રની અંદર નારાયણનો વાસ છે એમ જાણી સર્વને નમસ્કાર કરવા. એક દિવસ તેમાંનો એક શિષ્ય હોમને માટે લાકડાં લેવા જંગલમાં ગયો. તેવામાંજ કાંઇક કોલાહલ થવા લાગ્યો અને લોકો બૂમો પાડવા લાગ્યા કેઃ–"સૌ કોઇ નાસી જજો–નાસી જજો. ગાંડો હાથી આવે છે. નાસજો." બધાં નાસવા લાગ્યાં પણ પેલો શિષ્ય નાઠો નહિ. તે એમ સમજતો હતો કે હાથીમાં પણ નારાયણ છે તો પછી શા વાસ્તે નાસવું ? એમ કહીને તે રસ્તા વચ્ચે ઉભો રહ્યો અને નમસ્કાર કરીને હાથીમાં રહેલા નારાયણનું સ્તવન કરવા લાગ્યો. માવત બૂમો પાડે "અલ્યા બ્રાહ્મણ ! નાસી જા, નાસી જા," તોપણ તે શિષ્ય ખસ્યો નહિ. છેવટે હાથીએ તેને સૂંઢવડે પકડયો અને એક બાજુએ ફેંકી દઇને ચાલતો થયો અને તે શિષ્ય પોતાને થએલી ઇજાથી બેભાન હાલતમાં પડી રહ્યો.

આ સમાચાર સાંભળીને ગુરુ અને બીજા શિષ્યો તેને ઉપાડીને આશ્રમમાં લાવ્યા અને દવા કરવા લાગ્યા. થોડીવાર પછી તેને ચેતન આવ્યું ત્યારે તેને કોઇએ પૂછ્યું:–" ભાઈ હાથી આવે છે. એવું તું જાણતો હતો તોપણ તું કેમ નાસી ન ગયો ?" પેલા શિષ્યે જવાબ આપ્યો કે ગુરુ મહારાજે મને કહ્યું હતું કે નારાયણ મનુષ્યમાં, જીવજંતુમાં, સર્વમાં છે; તેથી હાથીમાં રહેલા નારાયણ આવે છે એમ જાણીને હું ત્યાંજ ઉભો રહ્યો અને નાસી ગયો ત્યારે ગુરુએ તેને કહ્યું: " બાપુ ! હાથી નારાયણ છે એ વાત તો ખરી, પણ માવતરૂપી નારાયણે તને નાસી જવા કહ્યું તે વાત તેં કેમ ન માની ? સર્વ નારાયણસ્વરૂપ છે ત્યારે માવતરૂપી નારાયણની વાત પણ સાંભળવી જોઇતી હતી. * ( હસાહસ )

શાસ્ત્રમાં કહ્યું છે કે **आपो नारायण:** જળ નારાયણ છે. પણ એક જળ દેવ-

* અમુક પ્રકારની માનસિક યોગ્યતા સિદ્ધ કરવાથી હિંસક પશુઓ પણ તેના આગળ ચૂપ બની જાય છે એ વાત ખરી; પરંતુ તેવી સિદ્ધિ ન મેળવી હોય ત્યાંસુધી તો તેમ નજ બને. આધ્યાત્મિક યોગ્યતા વળી એથી જૂદી ચીજ છે. એમાં એવી સિદ્ધિઓ મેળવવાની લાલસા ખરા જિજ્ઞાસુમાટે અંતરાયરૂપ અને ત્યાજ્ય હોઇને સર્વ સિદ્ધિઓના સાગરરૂપ આત્મસિદ્ધિજ લક્ષ્ય હોય છે. મળ, વિક્ષેપ અને આવરણ દૂર કરવાં એજ એમાં સાધનરૂપ છે. સંપાદક

સેવામાં વપરાય છે, બીજું જળ વાસણ માંજવામાં કે કપડાં ધોવામાંજ વપરાય છે, પણ પીવામાં કે દેવસેવામાં વપરાતું નથી. તેમ સાધુ, અસાધુ, ભક્ત અને ભક્તિવિમુખ સર્વના હૃદયમાં નારાયણનો સામાન્ય વાસ તો છેજ, પણ તેથી કાંઇ અસાધુ અને ભક્તિવિમુખ દુષ્ટ લોકોની સાથે વ્યવહાર રખાય નહિ. તેમની સાથે ગાઢ સંબંધ બંધાય નહિ. કોઇની સાથે સહજ વાતચીત કરી શકાય તો કોઇની સાથે તે પણ કરી શકાય નહિ. એવા લોકની પાસે ન રહેતાં દૂર રહેવું સારૂં.

## દુષ્ટ લોકો ઇજા કરવા આવે તો શું કરવું?

નરેન્દ્રઃ—મહારાજ ! જો દુષ્ટ લોકો આપણને ઇજા કરવા આવે અગર ઇજા કરે તો શું આપણે મૂંગે મોડે સહન કરવું જોઇએ ?

શ્રીરામકૃષ્ણઃ—સંસારમાં રહેવું હોય તો નઠારા લોકોથી આપણે પોતાનો બચાવ કરવામાટે એક પ્રકારના તમોગુણનો દેખાવ કરવાની જરૂર છે; પણ કોઇ આપણું અનિષ્ટ તાકે તેથી આપણે પણ તેનું અનિષ્ટ તાકવું એમ ન થવું જોઈએ.

એક ખેતરમાં ગોવાળીઆ ગાયો ચારતા હતા. તે ખેતરમાં એક મોટો ઝેરી સાપ રહેતો હતો. એ સાપના ભયને લીધે બધાં સાચવીને ખેતરમાં ફરતાં હતાં. એક દિવસ એક બ્રહ્મચારી તે ખેતરમાં થઇને જતો હશે ત્યાં ગોવાળીઆ દોડતા દોડતા આવીને તેને કહેવા લાગ્યાઃ " મહારાજ ! એ રસ્તે જશો નહિ, ત્યાં એક ભયાનક સાપ રહે છે. " બ્રહ્મચારીએ કહ્યુંઃ " તે ભલે રહ્યો. મને તેનો ભય નથી. હું મંત્ર જાણું છું. " એમ કહી બ્રહ્મચારીએ તે બાજુએ જવા માંડયું. ગોવાળીઆ બીકને લીધે તેની પાછળ ગયા નહિ. આ બાજુએ સાપ પણ ફેણ ઉંચી કરીને દોડતો આવતો હતો, પણ તે બ્રહ્મચારીની પાસે આવ્યો ન આવ્યો એટલામાં તે અમુક મંત્ર ભણ્યો એટલે સાપ તેના પગ આગળ કીડાની માફક પડી રહ્યો. બ્રહ્મચારીએ કહ્યુંઃ ' અરે ! તું શામાટે પરહિંસા કરતો ફરે છે ? આવ તને મંત્ર આપું. એ મંત્ર જપ્યાથી તારા મનમાં ઇશ્વરભક્તિનો ઉદય થશે, તને ભગવાનનાં દર્શન થશે અને હિંસા કરવાનું મન થશે નહિ. ' એમ કહીને તેણે સાપને મંત્ર આપ્યો. મંત્ર લીધા પછી સાપે ગુરુને પ્રણામ કર્યાં અને પૂછ્યુંઃ ' મહારાજ ! મારે એ મંત્રનું સાધન કેવી રીતે કરવું તે કહો. ' ગુરુએ કહ્યુંઃ ' તું એ મંત્રનો જપ કર્યા કરજે અને કદિ કોઇની પણ હિંસા કરતો નહિ. ' વળી તેણે તે સાપને કહ્યું કે હું બીજી વાર આવીશ.

આ પ્રમાણે કેટલાક દિવસ વીત્યા. ગોવાળીઆએ જાણ્યું કે હવે સાપ કરડવા આવતો નથી. તેઓ તેને પથરા મારે તોપણ સાપ ગુસ્સે ન થતાં કીડાની માફક પડી રહેતો. એક દિવસ એક ગોવાળીઓ તેની પાસે ગયો. તેણે સાપને પૂછડીથી

પકડયો, ખૂબ વીંઝયો અને પછી જોરથી જમીનપર ફેંકી દીધો. સાપ મોંમાંથી લોહી ઓકયો અને બેશુદ્ધ થઇ ગયો. ન હાલે કે ન ચાલે. ગોવાળીઆએ જાણ્યું કે તે મરી ગયો. તેથી તેઓ જતા રહ્યા.

મોડી રાત્રે સાપને ભાન આવ્યું ત્યારે તે ધીરે ધીરે મહાકષ્ટે પોતાના રાફડામાં જતો રહ્યો. તેનું શરીર કચ્ચરઘાણ વળી ગયું હતું. પાસું ફેરવવાની પણ શક્તિ ન હતી. ઘણા દિવસસુધી ભૂખે મરવાથી તેના શરીરમાં માત્ર ચામડી અને હાડકાંજ બાકી રહ્યાં. એવી દશામાં તે માત્ર રાત્રે એકજ વાર ખોરાક શોધવા બહાર આવતો. બીકને લીધે દિવસે તો રાફડા બહાર આવતોજ નહિ. મંત્ર લીધા પછી તેણે હિંસા કરવી છોડી દીધી હતી. માટી, પાંદડાં અને ઝાડપરથી પડેલાં ફળ ખાઇને તે નિર્વાહ કરતો હતો.

પછી લગભગ એક વર્ષે પેલો બ્રહ્મચારી ત્યાં બીજી વાર આવ્યો. આવતાં વારમાં સાપની તપાસ કરી. ગોવાળીઆ કહે સાપ તો મરી ગયો. પણ તેને એ વાત ઉપર વિશ્વાસ બેઠો નહિ. તે જાણતો હતો કે જે મંત્ર આપેલો છે તેનું સાધન થયા વગર તેનો દેહ છૂટી જાયજ નહિ. તેથી તે સાપના રાફડા આગળ જઇ તેનું નામ દઇને બોલાવવા લાગ્યો. ગુરુદેવનો અવાજ સાંભળીને સાપ દરમાંથી બહાર આવ્યો અને ભક્તિભાવપૂર્વક પ્રણામ કર્યા. બ્રહ્મચારીએ પૂછ્યું: 'તને કેમ છે?' સાપે કહ્યું: 'ઠીક છે.' બ્રહ્મચારી કહે: 'તું માંદો પડયો હોય એમ દેખાય છે.' સાપ કહે: 'મહારાજ! આપે આજ્ઞા કરી હતી કે તારે હિંસા કરવી નહિ. હું પાંદડાં અને ફળ ખાઇને રહું છું તેથી કદાચ રોગ થયો હશે. મારામાં સત્ત્વગુણનો ઉદય થયો છે તેથી હું કોઇના ઉપર ક્રોધ કરતો નથી.' ગોવાળીઆએ તેને વીંઝીને ફેંકી દીધો હતો તે વાત સાપ ભૂલી ગયો હતો. બ્રહ્મચારી કહે: 'માત્ર ફળ ખાધાથી શરીરમાં આવો ફેરફાર થાય નહિ. જરૂર કાંઈ બીજું કારણ હોવું જોઇએ. તું સંભારી કહાડ.' સાપને ગોવાળીઆવાળી વાત સાંભળી આવતાં તેણે કહ્યું: 'મહારાજ! હવે મને યાદ આવે છે કે એક વાર મને ગોવાળીઆએ બહુ માર્યો હતો. તેઓ મૂર્ખ છે. મારા મનની શી સ્થિતિ છે તેની તેમને શી ખબર? હું કોઇને કરડતો નથી કે ઇજા કરતો નથી એ તેઓ શી રીતે જાણે?' બ્રહ્મચારીએ કહ્યું: 'તું આવો મૂર્ખ કયાંથી? તને તારો પોતાનો બચાવ કરતાં ન આવડયું? મેં તને કરડવાની ના કહી હતી પણ શું ફુંફાડો મારવાની ના કહી હતી? કરડવું નહિ, પણ ફુંફાડો તો રાખવો.'

નઠારા લોકો સામે એવો ફુંફાડો બતાવવાની જરૂર છે. તેમને ઇજા ન કરવી પણ ભય તો બતાવવોજ જોઇએ. નહિ તો પછી સાપના જેવીજ આપણી ગતિ થાય. વિષના બદલામાં આપણે તેમના શરીરમાં વિષ રેડવું નહિ, અનિષ્ટના બદલામાં અનિષ્ટ કરવું નહિ.

## જગતમાં ચાર પ્રકારના જીવ હોય છે

એક ભક્તઃ—ઈશ્વરની સૃષ્ટિમાં દુષ્ટ લોકો હોય છેજ કેમ? દુનિયામાં પાપ કેમ થતાં હશે?

શ્રીરામકૃષ્ણ:—ઈશ્વરની સૃષ્ટિમાં નાના પ્રકારના જીવજંતુ, ઝાડ, વેલા વગેરે છે. કેટલાંકને અમૃતજેવાં મીઠાં ફળ આવે છે અને કેટલાંકનાં ફળ કડવાં ઝેર જેવાં હોય છે. એવી રીતે માણસમાં પણ કેટલાક સારા તો કેટલાક નઠારા પણ હોય છે; સાધુ પણ હોય છે, અને દુષ્ટ પણ હોય છે. સંસારમાં બદ્ધ જીવો પણ છે અને ભક્તો પણ છે.

જીવ ચાર પ્રકારના હોય છે:—બદ્ધજીવ, મુમુક્ષુજીવ, મુક્તજીવ અને નિત્યજીવ. નિત્યજીવ એટલે નારદ અને એમના જેવા, કે જેઓ સંસારમાં માત્ર મનુષ્યજાતિના કલ્યાણને માટેજ રહે છે—તેમને ઉપદેશ આપવા માટેજ રહે છે, તેઓ નિત્યજીવ છે.

જેઓ વિષયસુખમાં રચ્યાપચ્યા રહે છે અને પ્રભુને ભૂલી જાય છે, તથા ભૂલે ચૂકે પણ ઈશ્વરનું સ્મરણ કરતા નથી તેઓ બદ્ધજીવ છે. જેઓ મુક્ત થવાની ઇચ્છા રાખે છે તેઓ મુમુક્ષુ કહેવાય છે. પણ તેઓમાંથી કોઈ મુક્તિ મેળવી શકે છે અને કોઈ નથી પણ મેળવી શકતા.

જેઓ સંસારને વિષે કામિની અને કાંચનથી લોભાતા નથી, એવા સાધુ મહાત્માઓ મુક્તજીવ કહેવાય છે. તેમના મનમાં કદિ વિષયવાસના જાગૃત થઈ શકતીજ નથી અને તેઓ હમેશાં ઈશ્વરના ચરણકમળનુંજ ધ્યાન કરે છે.

એક તળાવમાં કોઈ એક માછી જાળ પાથરે છે. બે ચાર માછલી એવી ચતુર હોય છે કે કદિ જાળ તરફ જતીજ નથી—તેવા જીવને આપણે નિત્યજીવ કહી શકીએ. પણ તેઓ ગણત્રીનાજ હોય છે. ઘણી ખરી માછલી જાળમાં પકડાય છે. તેમાંની કેટલીક નાસી જવાનો પ્રયત્ન કરે છે, તેમને મુમુક્ષુ જીવની ઉપમા આપી શકાય. પણ તેમાંની બધી નાસી શકતી નથી. બેચાર માછલીઓ ખૂબ ખેંચતાણ કરીને છટકી જાય છે; ત્યારે માછી લોકો કહે છે:—'જો અલ્યા, પેલી મોટી માછલી નાસી ગઈ!' પણ વધુ ભાગે તો જાળમાં પકડાય છે તેમાંની ઘણીક તો તરફડાટ કર્યા છતાં પણ નીકળવા પામતી નથી. વળી મોટી સંખ્યા તો નાસવાનો યત્ન પણ કરતી નથી, તેઓ તો જાળમાં મોં ઢાંકીને તળાવને તળીએ કાદવમાં જઈને ચૂપાચૂપ સૂઈ જાય છે અને કહે છે કે અહીં બહુ મજા છે. અહીં આપણને કશો ભય નથી. પણ તેમને ખબર નથી કે હમણાંજ માછી તેમને ખેંચીને પાણી બહાર કહાડશે અને જમીનપર નાખી દેશે. આવા જીવ તે બદ્ધજીવ કહેવાય.

બદ્ધજીવો સંસારમાં કામિની અને કાંચનથી લોભાઈને બંધાઈ જાય છે. હાથેપગે સર્વાંગે બંધાઈને જકડાઇ જાય છે. તળાવને તળીએ કાદવમાં મોં ઘાલીને વિચાર કરે છે કે સંસારમાં કામિની અને કાંચનમાંજ ખરૂં સુખ છે. એમ માનીને તેઓ નિશ્ચિંત-

પણે પડી રહે છે.

પણ તેમને ખબર નથી કે વિષયસુખમાં રચ્યાપચ્યા રહેવાથી આત્માનું મૃત્યુ થાય છે. બદ્ધજીવ જ્યારે મરવા પડે છે ત્યારે તેની સ્ત્રી કહે છે, 'તમે તો જાઓ છો પણ મારે માટે શું કરતા જાઓ છો?' તેની આગળ પરમાત્માની કે પરલોકની તો તે વાતજ નથી કરતી. મરનારને પણ એટલું દઢ માયાબંધન હોય છે કે દીવો ભડ ભડ બળતો જોઇને તે કહે છે: 'અરે! સાંભળે છે કે? દિવેલ બળી જાય છે તે જોતી નથી? એને બદલે એક દિવેટ રાખ.' એમ કહીને તે પ્રાણ મૂકે છે. બદ્ધજીવને કદિ ઈશ્વરનું સ્મરણ થતું નથી. જો બીજું કામકાજ ન હોય તો વૃથા ગપાટાજ હાંકે છે અથવા તો નિરુપયોગી કામ કરે છે. પૂછીએ તો કહે છે કે બેઠાં બેઠાં અમારો વખત શી રીતે જાય? માટે જરા ગંજીફે અથવા પાસે રમીએ છીએ!

## શ્રદ્ધાનું માહાત્મ્ય અને સંસારીમાટે મુક્તિનો ઉપાય

**यो मामजमनादिञ्च वेत्ति लोकमहेश्वरम् ।**
**असंमूढः स मर्त्येषु सर्वपापैः प्रमुच्यते ॥ गीता १०–३**

એક ભક્ત:—મહરાજ! આવા સંસારબદ્ધ મનુષ્યને માટે કોઇ મુક્તિનો ઉપાય નહિ હોય?

શ્રીરામકૃષ્ણ:—અવશ્ય ઉપાય તો હોવોજ જોઇએ. વારંવાર સાધુસમાગમ કરવો જોઇએ અને વખતોવખત એકાંતમાં જઇને ઈશ્વરનું ધ્યાન કરવું જોઇએ, તથા સત્ અસતનો વિચાર કરવો જોઈએ. ઈશ્વરની પ્રાર્થના કરવી જોઇએ કે 'મને ભક્તિ અને શ્રદ્ધા આપો.' શ્રદ્ધા ઉત્પન્ન થઈ એટલે કામ થઈ ગયું. શ્રદ્ધા કરતાં કશું પણ વધારે શ્રેષ્ઠ નથી.

(કેદાર તરફ જોઇને) શ્રદ્ધાનું કેટલું બળ છે તે જાણે છે? પ્રાચીન કથા છે કે રામચંદ્રજી જે પૂર્ણબ્રહ્મ નારાયણ હતા તેમને લંકા જવામાટે સમુદ્ર ઉપર પૂલ બાંધવો પડયો હતો, પણ હનુમાનને રામનામપર અડગ વિશ્વાસ હતો તેથી રામનામ લઇને એક છલંગ મારીને પેલી પાર જઇ પડયા. તેમને પૂલની જરૂર ન પડી. ખુદ રામ કરતાં પણ રામના નામમાં વધારે બળ છે. (હસાહસ)

વિભીષણે એક પાંદડા ઉપર રામનામ લખીને તે પાંદડું એક જણના ધોતીઆને છેડે બાંધી આપ્યું અને કહ્યું કે, બીશ નહિ. દરિયાપર સુખેથી ચાલ્યો જજે. જે ઘડીએ અવિશ્વાસ કરીશ,–વહેમ લાવીશ તેજ ઘડીએ ડૂબી જઇશ. પેલો માણસ આ પ્રમાણે રોજ સમુદ્ર પાર જાય અને આવે. એક દિવસ પોતાના ધોતીઆને છેડે શું બાંધેલું છે તે જાણવાનું પેલા માણસને મન થયું અને ન રહેવાયું. તે ગાંઠ

છોડીને જુએ છે તો માત્ર રામનામજ લખેલું. ! આ જોઇને વિચાર કરવા લાગ્યો: ' આ શું ? આમાં તો ફક્ત રામનું નામજ લખેલું છે !' આવો અવિશ્વાસ થતાંજ તે ડૂબી ગયો.

જેને ઈશ્વર ઉપર વિશ્વાસ છે તેણે કદાચ જો મહાપાતક કર્યાં હોય—ગોહત્યા, બ્રહ્મહત્યા, સ્ત્રીહત્યા કરી હોય તોપણ ભગવાન્ ઉપરના વિશ્વાસના બળથી તેનો ઉદ્ધાર થઇ શકે છે. તેણે માત્ર એટલુંજ કહેવું જોઇએ કે ' આજથી એવું કામ નહિ કરૂં.' એમ કહીને તેનું પવિત્ર નામ લેવા માંડે તો પછી તેનેમાટે કશો ભય નથી.

આટલું કહ્યા પછી પરમહંસજી ગાવા લાગ્યા—

તારૂં નામ લેતાં મુખથી માડી ! હું મરૂં જો !
ભૂંડો પાતકી તોયે ન લેશ હું ડરૂં જો !
ભલે પાપ મેં કદિ કર્યાં કોટિ કોટિ જો !
હણ્યા વિપ્ર, હણી નાર, ગરીબ ગાવડી જો ! તારૂં.
અંતકાળે અલબેલી મારી માવડી જો !
જરૂર તારશે પવિત્ર નામ—નાવડી જો ! તારૂં.

પછી નરેન્દ્રની વાત નીકળી. પરમહંસજીએ પોતાના ભક્તોને કહ્યું:—

પેલા છોકરાને જોયો ? અહીં તો તે બહુ શાંત છે. તોફાની છોકરો પોતાના બાપની પાસે ડાહ્યો ડમક થઇને બેસે છે, પણ જ્યારે રમવા નીકળે છે ત્યારે તેની રીતભાત ઓર પ્રકારની હોય છે. એ નિત્યસિદ્ધ જીવ છે. એ સંસારમાં કદિ બંધાય એમ નથી. જરાક મોટી ઉમરનો થતાં એનામાં જ્ઞાનનો ઉદય થશે, ચૈતન્ય પ્રકટશે અને ઈશ્વર તરફ ચાલ્યો જશે. મનુષ્યજાતિને ઉપદેશ આપવા માટેજ એવા આત્માઓ અહીં અવતાર ધારણ કરે છે. તેમને સંસારની કોઇ પણ વસ્તુ પ્રિય લાગતી નથી, તેઓ કામિની—કાંચનથી આસક્ત થતા નથી.

વેદમાં હોમા પક્ષીની વાત આવે છે. એ પક્ષી આકાશમાં ઘણે ઉંચે રહે છે. આકાશમાંજ પોતાનાં ઇંડાં મૂકે છે. તે ઇંડાં પ્રસવ્યા પછી નીચે પડવા માંડે છે. પણ તે એટલે ઉંચેથી પડે છે કે પડતાં પડતાંમાંજ તેનાં કોટલાં ફૂટી જઇને બચ્ચાં બહાર નીકળે છે. તેઓ જુએ છે કે આપણે ઘણે ઉંચેથી પડીએ છીએ અને પૃથ્વીસાથે અફળાઇશું તો જરૂર છુંદાઇ જઇશું, તેથી પૃથ્વીને અડકયા વગરજ પાંખો ફડફડાવીને પાછાં એકદમ માતા તરફ ઉંચે ઉડવા લાગે છે.

આ વાતમાં જેને પક્ષીની માદા કહેલી છે તે મહાકાલ અથવા જગન્માતા છે કે જે આ દૃશ્ય જગતથી પર છે. આંખ ઉઘાડતાં પહેલાં મનુષ્યજીવનનું રહસ્ય જેમને ખબર નથી એવાં બચ્ચાં તે પવિત્ર આત્માઓ છે, પણ જેવાં તેમનાં નેત્ર ઉઘડે છે એટલે તરતજ તેઓને જ્ઞાન થાય છે કે જો આપણે પૃથ્વીને અગર પૃથ્વીપરની કોઈ પણ

વસ્તુને–દ્રવ્ય, કીર્તિ, કે વિષયસુખને અડકીશું તો જરૂરજ મૃત્યુ થશે. તુરતજ તેઓ દિશા બદલે છે અને માતા એજ સત્ય છે એમ જાણીને તેના તરફ પરમ જ્યોતિર્મય પ્રદેશોમાં સીધાં ઉડી જાય છે.

નરેન્દ્ર ઉઠી જાય છે.

સભામાં કેદાર, પ્રાણકૃષ્ણ ઇત્યાદિ અનેક ભક્તો બેસી રહ્યા છે.

શ્રી રામકૃષ્ણઃ—જુઓ, નરેન્દ્ર ગાવામાં, બજાવવામાં, વાંચવામાં, લખવામાં બધામાં, હોશિઆર છે. એક દિવસ કેદાર તેની સાથે વાદવિવાદ કરવા લાગ્યો પણ નરેન્દ્રે તેની દલીલને એક સપાટામાં ઉડાવી દીધી. (પરમહંસજી અને બધા હસે છે.)

( મને ) " અંગ્રેજીમાં તર્કશાસ્ત્રનું કોઇ પુસ્તક છે ? "

મઃ—જી હા. અંગ્રેજીમાં ન્યાયશાસ્ત્ર છે.

શ્રી રામકૃષ્ણઃ—તે કેવું હોય ? મને કહે જોઇએ.

મ મોટી મુશ્કેલીમાં આવી પડયો. તેણે કહ્યું:–ન્યાયશાસ્ત્રના એક ભાગમાં સાધારણ સિદ્ધાંત ઉપરથી કોઇ વિશેષ સિદ્ધાંત બાંધવાની વાત આવે છે. જેમકે બધાં માણસ મરી જશે. પંડિતો માણસ છે, તેથી પંડિતો મરી જશે. વળી બીજા ભાગમાં કોઇ અમુક દૃષ્ટાંત અથવા બનાવ ઉપરથી સાધારણ સિદ્ધાંત કરવાની વાત આવે છે. જેમકે આ કાગડો કાળો છે; પેલો કાગડો કાળો છે; અને જેટલા કાગડા જોવામાં આવે છે તેટલા બધા કાળા હોય છે, માટે બધાજ કાગડા કાળા છે.

પણ આવા પ્રકારના સિદ્ધાંતમાં ભૂલ આવવાનો સંભવ છે, કેમકે કદાચ શોધતાં શોધતાં કોઇ ઠેકાણે ધોળા કાગડા પણ મળી આવે. વળી એક બીજું દૃષ્ટાંત–જ્યાં વરસાદ આવે છે ત્યાં વાદળાં છે અથવા હતાં, તેથી સાધારણ સિદ્ધાંત એવો બાંધી શકાય છે કે વાદળાંવડે વરસાદ આવે છે. એક બીજું દૃષ્ટાંત–આ માણસને બત્રીશ દાંત છે; પેલા માણસને બત્રીશ દાંત છે; વળી જેટલા માણસ જોવામાં આવે છે તે સર્વને બત્રીશ દાંત છે, માટે સઘળાં માણસને બત્રીશ દાંત હોવા જોઇએ.

શ્રીરામકૃષ્ણ માત્ર વાત સાંભળતા હતા પણ તેમનું ધ્યાન તેમાં ન હતું, તેથી એ વાત બંધ રહી.

## રામકૃષ્ણનું સમાધિમાં આવી જવું

**श्रुतिविप्रतिपन्ना ते यदा स्थास्यति निश्चला ।**
**समाधावचलाबुद्धिस्तदा योगमवाप्स्यसि ॥ गीता २–६३**

સભા વિખરાઈ ગઇ હતી. ભક્તો કોઇ આ બાજુએ તો કોઇ તે બાજુએ એમ ચારે કોર ફરતા હતા. મ પણ પંચવટી વગેરે જગ્યામાં ફરવા લાગ્યો. તે વખતે

સાંજના પાંચનો સુમાર થયો હતો. થોડી વાર પછી મ રામકૃષ્ણજીના ઓરડામાં આવીને જુએ છે તો ઉત્તર દિશાએ આવેલી નાની પરસાળમાં એક અદ્દભુત ઘટના થઈ રહી છે.

રામકૃષ્ણજી સ્થિર ઉભા રહ્યા છે. નરેન્દ્ર ગાય છે. બે ચાર ભકતો ઉભા છે. મ આવીને સંગીત સાંભળે છે. તે સાંભળતાંજ ત્યાં ઉભા રહેવાનું મન થાય છે. નરેન્દ્રના ગાયનનું એટલું આકર્ષણ છે. મએ પોતાની જીંદગીમાં પરમહંસજી સિવાય બીજા કોઇના કંઠથી આવું મધુર ગાયન કદિ સાંભળ્યું ન હતું. પરમહંસજી તરફ દૃષ્ટિ કરી મ દિઙ્મૂઢ બની ગયો. તે ઉભા હતા, નેત્રનો એક પણ પલકારો થતો ન હતો. શ્વાસોશ્વાસ પણ ચાલતો હશે કે બંધ હશે? મએ કોઇને પૂછી જોયું ત્યારે જવાબ મળ્યો કે એનું નામ સમાધિ. મએ આવો પ્રસંગ કદિ જોયો ન હતો અને સાંભળ્યો પણ ન હતો. તે આશ્ચર્યચકિત થઈ વિચારવા લાગ્યો કે શું ઈશ્વરનું ચિંતન કરતાં કરતાં માણસ બાહ્યજ્ઞાનશૂન્ય થઇ શકે છે? કેટલી શ્રદ્ધા અને ભક્તિ થયા પછી આવી અવસ્થા આવતી હશે? નરેન્દ્ર ગાય છે:—

> સ્મરજે સતત મન માહરા, ચિદ્દઘન નિરંજન શ્યામને;
> અતુલ કાન્તિ, મોહન મુરતિ, ભક્ત ઉર અભિરામને.
> નવ રાગ રંજિત, ઈન્દુ નિંદિત, તડિત મંડિત કાંતિને;
> વદન દર્શન પિયુષ વર્ષણ, ભુવન મોહન નામને.

પદનાં આટલાં ચરણ ગવાતાં રામકૃષ્ણ પુલકિત થઇ કંપવા લાગ્યા. નેત્રમાંથી આનંદાશ્રુ ટપકવા લાગ્યાં. અનુપમ સૌંદર્યના દર્શનથી જાણે પ્રસન્ન થતા હોય તેમ મુખ વારંવાર મલકતું હતું. શું "ઈન્દુનિંદિત, તડિત મંડિત" કાન્તિનું તેમને દર્શન થતું હશે? એનું નામ ભગવાનના ચિન્મય સ્વરૂપનું દર્શન? કેટલાં સાધનને અને ભજનને પરિણામે, કેટલી તપશ્ચર્યાના ફળમાં, કેટલી ભક્તિ અને વિશ્વાસના પ્રતાપથી એ સ્વરૂપનું દર્શન થતું હશે?

ગાયન આગળ ચાલે છે:—

> ઉર મંડલે, કમલાસને, પધરાવજે શ્રી ચરણને,
> જો શાંત મનથી પ્રેમ–નયને પ્રિયતણા મુખ ચંદ્રને.

વળી રામકૃષ્ણના મુખ ઉપર અત્યંત મોહક હાસ્ય પથરાયું. શરીર ફરીથી નિશ્ચેષ્ટ બન્યું. નેત્રકમળ બીડાયાં. શું તે "ભુવનમોહન" સૌન્દર્ય નિહાળતા હશે? અને તે દર્શનથી તેમને આટલો આનંદ થતો હશે?

હવે પદનું છેલ્લું ચરણ ગવાતું હતું:—

> ચિન્મય રસે, અમી ઝરણમાં, રસ બસ બની તરજે સુખે;
> સ્મરજે સતત મન માહરા ચિદ્દઘન નિરંજન શ્યામને.

સમાધિ અને પ્રેમાનંદનું આ અદ્ભૂત ચિત્ર હૃદયમાં ધારણ કરી મ ઘર તરફ પાછો ફર્યો. વારંવાર તેના કાનમાં નરેન્દ્રે ગાએલા હૃદયહારી ગીતના ભણકાર આવતા હતા કેઃ—

" ચિન્મય રસે, અમી ઝરણમાં રસબસ બની તરજે સુખે. "

## ભક્તો સાથે આનંદ–સત્સંગનું વ્યસન

**यं लब्ध्वा चापरं लाभं मन्यते नाधिकं ततः।**
**यस्मिन् स्थितो न दुःखेन गुरुणापि विचाल्यते॥ गीता ६–२२**

બીજે દિવસે રજા હતી. ત્રણ વાગ્યાને સુમારે મ ફરીથી રામકૃષ્ણજીને ઘેર આવી પહોંચ્યો. મહારાજ તેજ જગ્યાએ બેઠા હતા. જમીનપર સાદડી પાથરેલી હતી. ત્યાં નરેન્દ્ર, ભવનાથ અને બીજા પણ એક બે જણ બેઠા હતા. તેઓ ઓગણીશ વીશ વર્ષના છોકરાઓજ હતા. પરમહંસજી પ્રફુલ્લ વદનથી આસનપર બેઠેલા હતા અને છોકરાઓ સાથે વાતચીત કરતા હતા.

મ જેવો ઘરમાં દાખલ થયો કે તુરત પરમહંસજી ખડખડ હસી પડયા અને છોકરાઓ તરફ જોઇને કહેવા લાગ્યા; " જુઓ આ બીજીવાર આવ્યો ખરો ! " બધા હસી પડયા.

મ ત્યાં જઇ દંડવત્ પ્રણામ કરીને બેસે છે. પ્રથમ તો તે માત્ર હાથ જોડીનેજ ઉભો ઉભો નમસ્કાર કરતો, અંગ્રેજી ભણેલા છોકરાઓ તેમજ કરે છે, પણ આજે તો મ શ્રીરામકૃષ્ણને લાંબો થઇને પગે લાગ્યો, પછી તે બેઠો. પોતે કેમ હસ્યા તે શ્રીરામકૃષ્ણે નરેન્દ્ર વગેરે ભક્તોને સમજાવ્યું. તેમણે કહ્યુંઃ—

જુઓ, એક દિવસ ચાર વાગે એક મોરને અફીણ ખવડાવ્યું. બીજે દિવસે બરાબર ચાર વાગે અફીણનો બંધાણી થએલો મોર અફીણ ખાવા આવીને ઉભોજ હતો. ( બધા હસે છે. )

મ મનમાં મનમાં વિચાર કરે છે કે આ વાત ખરી છે. ઘેર ગયો હતો પણ આખો દિવસ ને રાત ચિત્ત અહીંજ ચોંટી રહ્યું હતું. મનમાં થાય કે ક્યારે જાઉં ! અહીં જાણે કોઈ મને ખેંચી લાવતું ન હોય ! બીજે ઠેકાણે જવાનો વિચાર સરખો નથી થતો. મ આ પ્રમાણે વિચાર કરે છે ત્યારે રામકૃષ્ણજી છોકરાઓ સાથે તારા-મૈત્રક રચી પોતે હસે છે અને તેઓને હસાવે છે. જાણે પોતે પણ તેમના જેવડા ન હોય. હાસ્યનો તરંગ ઉછળી રહ્યો છે. જાણે પરમાનંદની લહાણી થાય છે !

મ અચંબામાં ગરકાવ થઇ જઇ આ અદ્ભુત ચિત્ર નિહાળતો બેઠો. તે વિચારવા લાગ્યો કે શું આજ પુરુષે મને ગઇ કાલે સમાધિનું અને પૂર્વે કદિ નહિ દીઠેલા

માનંદનું સ્વરૂપ બતાવ્યું હતું ? શું તેજ વ્યક્તિ આજે સામાન્ય મનુષ્યની પેઠે ર્તે છે ? શું તેમણેજ પહેલે દિવસે ઉપદેશ આપતી વેળા મારો તિરસ્કાર કર્યો તો? તું "જ્ઞાની" એવો પ્રશ્ન શું તેમણે મને કર્યો હતો? 'તે સાકાર છે અને વળી નેરાકાર છે' એ વાત કહેનાર તે આજ ? તે ઈશ્વરજ સત્ય છે અને સંસારની ાર્વ વસ્તુઓ અનિત્ય છે એવો મને ઉપદેશ આપનાર આજ હશે ? સંસારમાં દાસીની ાઠે રહેવાનું શીખવનાર પણ શું એજ હતા !

પરમહંસજી આનંદ કરે છે અને ફરી ફરીને મ તરફ જુએ છે. મ સ્તબ્ધ ાઇને તે જગ્યાપર જાણે ઠરી ગયો હોય તેમ બેઠો છે. પછી પરમહંસજી રામલાલને ાંબોધી કહેવા લાગ્યાઃ "જો આ જરા ઉમ્મરે મોટો છે તેથી ગંભીર થઈને ઠો છે. બીજા બધા હસે છે ત્યારે એ કેવો ડાહ્યો થઈને બેસી રહ્યો છે!" મની ઉમ્મર તે સમયે સત્તાવીશ વર્ષની હતી.

## હનુમાનની એકનિષ્ઠતા—રામકૃષ્ણને સમાધિ

એમ કરતાં પરમભક્ત હનુમાનની વાત નીકળી. હનુમાનનું એક ચિત્ર પરમહંસજીની દિવાલપર હતું. તે બોલ્યા : "જુઓ, હનુમાનનો કેવો ભક્તિભાવ હતો ? ધન, માન, દેહનું સુખ, કશું પણ ઇચ્છતા નહિ. માત્ર ભગવાનનેજ ઇચ્છતા હતા. જ્યારે સ્ફાટિકના સ્તંભમાંથી બ્રહ્માસ્ત્ર લઈને હનુમાન જતા હતા ત્યારે મંદોદરીએ તેમને લોભાવવાને અનેક પ્રકારનાં ફળ ફેંકવા માંડયાં. એમ જાણીને કે ફળની લાલચથી તે બ્રહ્માસ્ત્ર ભૂલી જાય પણ હનુમાન લલચાય એવા ન હતા. તેમણે કહ્યું:—

અમે તો મસ્ત વેરાગી, નહિ ફળની તમા અમને;
તમારા કાચના હીરા, મુબારક રે ભલે તમને.
અમોને જે મળ્યું છે ફળ,
થયું તેથી જીવન રસભર,
હૃદયમાં રામ કલ્પવૃક્ષ, હવે ફળની તમા શાને ?
ભલે જે ચાહીએ તે ફળ, પલકમાં આવતું સામે. અમે૦

મહારાજ આ ગાયન ગાતા હતા એટલામાં ફરીથી સમાધિ થઇ ગઇ. કાલની પેઠેજ નિશ્ચેષ્ટ દેહ, અડધાં મીંચેલાં નેત્ર, છબીમાં દેખાય છે તેવુંજ સ્વરૂપ! સંધ્યાકાળ થયો છે, પરમહંસજી ઈશ્વરસ્મરણ કરે છે; તેમણે મને કહ્યું: "તું નરેન્દ્ર સાથે વાતચીત કર, પછી તને તે કેવો લાગે છે એ મને કહેજે."

આરતિ થઇ ગઈ હતી. મ કેટલીક વાર પછી આંગણાના પશ્ચિમ ભાગમાં નરેન્દ્રને મળે છે. પરસ્પર વાતચીત થાય છે. નરેન્દ્રે કહ્યું: "હું સાધારણ બ્રહ્મસમાજનો સભાસદ છું, અને કૉલેજમાં ભણું છું.

રાત પડી હતી—હવે મ ને જવું હતું, પણ તેને જવું ગમતું ન હતું, તેથી

નરેન્દ્ર પાસે જઈ તે રામકૃષ્ણજીને ખોળવા ગયો. તેમનું સંગીત સાંભળી તેનું મન અને હૃદય મુગ્ધ બન્યાં હતાં. મહારાજના શ્રીમુખનું ગાયન સાંભળવાની તેને ભારે ઉત્કંઠા હતી. ખોળતાં ખોળતાં તેને માલમ પડ્યું કે શ્રીકાલિકાના નાટ્યમંદિરમાં તે એકલા આંટા મારતા હતા.

માતાજીના મંદિરમાં મૂર્તિની બેઉ બાજુએ દીવા બળતા હતા. વિશાળ નાટ્યમંદિરમાં પણ એક દીવો બળતો હતો. પ્રકાશ ઝાંખો હતો. પ્રકાશ અને અંધકારના મિશ્રણથી જેવો દેખાવ થાય છે તેવો દેખાવ નાટ્યમંદિરનો હતો. મ પરમહંસજીનું સંગીત સાંભળી મોહિત થયો છે—જાણે મંત્રમુગ્ધ સર્પ ! તે તેમની પાસે જઇ જરા બીતો બીતો પૂછે છે: " મહારાજ આજે ભજન ગવાશે ?"

પરમહંસજી જરા વિચાર કરીને બોલ્યા: " ના, આજે ભજન નથી ગાવાં." એમ કહેતાં મનમાં એકાએક યાદ આવ્યું હોય તેમ તેમણે કહ્યું: " તોપણ એક કામ કર, હું કલકત્તામાં બળરામને ઘેર આવવાનો છું. ત્યાં ભજન ગવાશે. તું ત્યાં આવજે."

મ:—જેવી આજ્ઞા.

શ્રીરામકૃષ્ણ:—તું બલરામ બસુને ઓળખે છે ? તેં તેમનું ઘર જોયું છે ?

મ:—ના મહારાજ.

શ્રીરાકૃષ્ણ:—શું બોઝવાડામાં બળરામ બોઝનું ઘર નથી જોયું ?

મ:—નાજી, પણ પૂછતો પૂછતો આવીશ.

શ્રીરામકૃષ્ણ:—(મની સાથે ફરતાં ફરતાં) ઠીક, તને એક વાત પૂછવી છે, મારે વિષે તું શું ધારે છે ?

મ બોલ્યા વગર વિચારમાં ગરકાવ થઇને ઉભો રહે છે. તેઓ બીજીવાર પૂછે છે: " તને શું લાગે છે ? મને કેટલા આના જ્ઞાન થયું છે ? "

મ:—" આનાની વાત તો હું જાણતો નથી, પણ આવું જ્ઞાન, પ્રેમ, ભક્તિ, શ્રદ્ધા, વૈરાગ્ય અને ઉદારતા કદિ કોઇ ઠેકાણે જોઇ નથી. "

રામકૃષ્ણજી હસવા લાગ્યા.

આ પ્રમાણે કેટલીક વાતચીત થયા પછી મએ પ્રણામ કરીને રજા માગી. ઠેઠ બારણાસુધી ગયા પછી કાંઇ સાંભળી આવ્યું તેથી તે પાછો આવ્યો અને મંદિરમાં શ્રીરામકૃષ્ણની પાસે જઇને ઉભો રહ્યો.

શ્રીરામકૃષ્ણ:—કેમ પાછો આવ્યો ?

મ:—જી, બલરામ બસુ કોઈ મોટા માણસ હશે, મને તેમના ઘરમાં વખતે ન આવવા દે, માટે હું ત્યાં નહિ આવું. હું તો અહીંજ આપને મળી જઇશ.

શ્રીરામકૃષ્ણ:—ના, ના, આવજે. મારૂં નામ દઇને કહેજે કે હું તેમને મળવા આવ્યો છું.

મ " જેવી આજ્ઞા " એમ કહી ફરીથી પ્રણામ કરી રજા લઇ ઘેર ગયો.



# खंड बीजो

## કેશવચન્દ્રસેન સાથે નૌકાવિહાર



આજે લક્ષ્મીપૂજનનો મહોત્સવ છે. ઇ. સ. ૧૮૮૨, ૨૭ મી ઑક્ટોબર, શુક્રવાર છે. પરમહંસજી દક્ષિણેશ્વરના કાલિકા મંદિરમાં પૂર્વપરિચિત ઘરમાં બેઠા છે. વિજય ગોસ્વામી અને હરલાલ સાથે વાત કરે છે. એવામાં એકજણે આવીને કહ્યું: "બાબુ કેશવસેન સ્ટીમરમાં બેસી ઘાટ ઉપર આવ્યા છે. થોડીવારમાં કેશવના શિષ્યો ત્યાં આવી પહોંચ્યા. તેમણે પરમહંસજીને પ્રણામ કરીને કહ્યું:" મહાશય ! નૌકા તૈયાર છે. અમે આપને તેડવા આવ્યા છીએ. કેશવબાબુ સ્ટીમરમાં છે. અમને તેમણે મોકલ્યા છે." સાંજના ચાર વાગી ગયા છે. પરમહંસજી હોડીમાં બેસી સ્ટીમરપર ચડવા જાય છે. સાથે વિજય છે. હોડીમાં બેસતાં પરમહંસજીને સમાધિ આવી જાય છે—એકદમ બાહ્ય જ્ઞાન શૂન્ય થઈ જાય છે.

મ સ્ટીમરમાં ઉભો ઉભો આ સમાધિનું દર્શન કરે છે. તે ત્રણ વાગ્યાનો કેશવની સ્ટીમરમાં બેસી કલકત્તેથી આવ્યો છે. કેશવ અને રામકૃષ્ણજીનો સમાગમ તથા તેમનો પરસ્પર આનંદ જોવાની તેને ઘણી ઉત્કંઠા છે. તેમની વાતચીત સાંભળવા તે ઘણો ઉત્સુક છે. કેશવે પોતાના સાધુચરિત્રથી અને વાણીની છટાથી મ ના જેવા અનેક બંગદેશીય યુવકોનું ચિત્ત હરણ કર્યું હતું. અનેકે તેમને પોતાના આત્મીય ગણી તેમને હૃદયનો શુદ્ધ પ્રેમ અર્પણ કર્યો હતો. કેશવે અંગ્રેજી કેળવણી લીધી છે; પાશ્ચાત્ય ફિલૉસૉફી અને સાહિત્યનું સારું અધ્યયન કર્યું છે. વળી તે દેવ—દેવીની પૂજાને "મૂર્તિપૂજા" કહી વખોડે છે. એવા પુરુષ પરમહંસ રામકૃષ્ણ ઉપર શ્રદ્ધા રાખે અને વારંવાર તેમનાં દર્શન કરવા આવે એ શું વિસ્મયકારક નથી? તેમના મનનો મેલ ક્યાં અને કેવી રીતે થયો હશે, એ રહસ્ય જાણવા માટે મ અત્યંત કુતૂહલથી વાટ જોઇ રહ્યો હતો. રામકૃષ્ણ પરમહંસ નિરાકારવાદી હતા ખરા, પણ તેની સાથે તે સાકારવાદી પણ હતા. તે બ્રહ્મનું ધ્યાન ધરતા, પણ તેની સાથે દેવ—દેવીની મૂર્તિઓનું ફૂલ અને ચંદનથી શ્રદ્ધાપૂર્વક પૂજન પણ કરતા, પ્રેમથી મસ્ત

બની જઈ ભજન પણ ગાતા અને નૃત્ય પણ કરતા. વળી તે ખાટલાગોદડાંપર સૂતા; કોરવાળાં ધોતીઆં પહેરતા; કોટ, મોજાં અને કોઈ વાર બૂટ પણ પહેરતા. છતાં પણ તેઓ સંસારી નથી, તેમનો સમસ્ત વ્યવહાર ત્યાગીનો છે તેથી લોક તેમને પરમહંસ કહે છે. આ બાજુએ કેશવબાબુ ચુસ્ત નિરાકારવાદી છે; સ્રીપુત્રાદિકની સાથે સંસારમાં રહે છે; અંગ્રેજીમાં ભાષણો આપે છે; એક વર્તમાનપત્ર ચલાવે છે; અને સંસારનાં સર્વ કાર્ય કરે છે.

સ્ટીમરમાંથી કેશવસહિત સર્વ બ્રહ્મભકતો પરમહંસજીના નિવાસની શોભા જોઈ રહ્યા છે. વહાણની પૂર્વ દિશામાં થોડે દૂર એક ઘાટ છે અને મંદિરનું આંગણું છે. ડક્કાની ડાબી બાજુએ ૭ અને જમણી બાજુએ ૭ એમ બાર શિવમંદિર છે. શરદ્ ઋતુનું નીલ આકાશ, ભવતારિણીના મંદિરનું સુવર્ણશિખર, ઉત્તરમાં પંચવટી અને બીજાં વૃક્ષની ટોચ ચિત્રપટપર દેખાતી હતી. બે નોબતખાનાની વચમાં બગીચો અને તેમાં ઉત્તમ પુષ્પવૃક્ષો આવી રહ્યાં હતાં. નીલ આકાશનું પ્રતિબિંબ તરંગાયમાન થતાં જાહ્નવીના જળમાં પથરાતું હતું. દશ્ય જગતની મૃદુતા અને બ્રહ્મભક્તોના હૃદયની મૃદુતા, ઉપર સુંદર સુનીલ અનંત આકાશ, સામે સુંદર દેવમંદિર, નીચે પવિત્ર સલિલા ભાગીરથી–જેને તીરે આર્ય ઋષિગણો ભગવાનનું ધ્યાન કરતા, વળી આવનાર એક મહાપુરુષ–જાણે મૂર્તિમાન સનાતનધર્મ ! આવું પવિત્ર દર્શન મહા સદ્‌ભાગ્યનું ફળ છે. આવા સ્થળમાં, આવા ભક્તિમસ્ત ભકતોના સહવાસમાં, સમાધિસ્થ મહાત્માનાં દર્શનથી કોને ભક્તિરસનો ઉદય ન થાય ? કયું પાષાણહૃદય ના પીગળે ?

## સમાધિ

હોડી આવી પહોંચી. સર્વ પરમહંસ રામકૃષ્ણનાં દર્શન કરવા આતુર હતા, ભીડ થઈ ગઈ. રામકૃષ્ણજીને સલામત ઉતારવા માટે કેશવબાબુ દોડધામ કરવા લાગ્યા. તેમને મહામહેનતે જરા શુદ્ધિમાં આણી સ્ટીમરપર કૅબીનમાં લાવ્યા. ત્યાં પણ તેઓ ભાવસ્થ હતા. કેશવ વગેરે ભકતોએ તેમને પ્રણામ કર્યા, પણ હજી શુદ્ધિ આવી ન હતી. ત્યાં એક ટેબલ હતું અને થોડી ખુરશીઓ હતી. એક ખુરશીપર રામકૃષ્ણજીને બેસાડયા. બીજી ખુરશી કેશવબાબુએ લીધી. વિજય પણ બેઠા. બીજા ભકતો જેને જ્યાં ફાવ્યું ત્યાં બેસી ગયા. ઘણાકને જગ્યા મળી નહિ. તેઓ બહાર ઉભા ઉભા ડોકીઆં કરતા હતા.

રામકૃષ્ણજી બેઠા કે તરત બીજી વાર સમાધિ આવી ગઈ. સંપૂર્ણ બાહ્યજ્ઞાનશૂન્ય. સઘળા ટગર ટગર જુએ છે. કેશવે જાણ્યું કે ઓરડામાં ઘણી ભીડ થઈ છે અને પરમહંસજીને બેચેની લાગશે, તેથી તેણે ઉઠીને બારીઓ ઉઘાડી નાખી.

વિજય હમણાં થોડા વખત થયાં કેશવના મંડળનો ત્યાગ કરી સાધારણ બ્રહ્મ-

સમાજમાં જતા હતા, અને કેશવની સામે ભાષણ આપતા હતા, તેથી આ સ્થળે વિજયને મળવા કેશવચન્દ્ર તૈયાર હતા નહિ.

બ્રહ્મભક્તો એકી નજરે જોઇ રહ્યા છે, પરમહંસજીની સમાધિનો આખરે ભંગ થયો, છતાં તે સંપૂર્ણ અંશે ભાવસ્થ હતા. તેઓ એકલા એકલા અસ્ફુટ સ્વરથી બોલે છે: " મા ! મને અહીં કેમ આણ્યો ? તેઓ સખ્ત બંધનમાં પડયા છે, શું મારાથી તેમનો છૂટકારો કરી શકાશે ? "

તેમને ધીરે ધીરે બાહ્યજ્ઞાન થયું. ગાજીપુરના નીલમાધવ તથા એક બ્રહ્મભક્ત તેમની સાથે પાઉહારી * મહારાજની વાત કરવા લાગ્યા.

એક બ્રહ્મભક્ત:—મહારાજ, આ લોકોએ પાઉહારી મહારાજનાં દર્શન કર્યાં છે. તે ગાજીપુરમાં રહે છે, આપના જેવાજ છે.

રામકૃષ્ણજીથી હમણાં બોલાતું નથી; માત્ર જરા હસ્યા.

બ્રહ્મભક્ત:–મહાશય, પાઉહારી બાવાએ પોતાના ઓરડામાં આપની છબી પણ રાખી છે.

તેઓએ જરા હસીને પોતાના દેહભણી આંગળી બતાવી કહ્યું: " ખોળીયું. "

" એ તો તકીઓ અને તેનો ગલેફ. " દેહી અને દેહ. પરમહંસજી કહે છે કે દેહ નશ્વર છે; સ્થાયી નથી. દેહની અંદર જે દેહી રહેલો છે તે અવિનાશી છે. દેહની છબીથી શું વળ્યું ? દેહ અનિત્ય વસ્તુ છે, તેનાપર પ્રેમ રાખ્યાથી શો લાભ ? જે અંતર્યામી પ્રભુ મનુષ્યના હૃદયમાં રહ્યા છે તેનુંજ પૂજન કરવાની જરૂર છે.

હવે તે મૂળ પ્રકૃતિપર આવ્યા જણાતા હતા. તેમણે કહ્યું: " પણ એક વાત સ્મરણમાં રાખવા જેવી છે. ભક્તનું હૃદય પરમાત્માનું નિવાસસ્થાન છે. તે સર્વ ભૂતમાત્રમાં સામાન્યરૂપે ( શાંત વાયુની પેઠે ) વસે છે ખરા, પણ ભક્તના હૃદયમાં તે વિશેષરૂપે ( વહેતા શાંતિપ્રદ વાયુની પેઠે ) હોય છે. જેમ કોઇ જમીનદાર તેની જમીનદારીનાં તમામ સ્થાનમાં રહી શકે તેમ હોવા છતાં પણ અમુક દિવાનખાનામાં તે ઘણો સમય ગાળે છે, તેમ ભક્તનું હૃદય એ ભગવાનનું દિવાનખાનું છે. ( બધા પ્રસન્ન થાય છે. )

---

## જ્ઞાનયોગ, ભક્તિયોગ અને કર્મયોગની એકતા

**यत्सांख्यैः प्राप्यते स्थानं तद्योगैरपि गम्यते ।**
**एकं सांख्यं च योगं च यः पश्यति स पश्यति ॥**

**गीता ५–५**

---

* થોડા સમયપર થઇ ગએલા એક સિદ્ધ પુરુષ.

જ્ઞાની જેને બ્રહ્મ કહે છે તેને યોગી પરમાત્મા કહે છે, અને ભક્ત તેને ભગવાન કહે છે. એક બ્રાહ્મણ જ્યારે પૂજા કરે છે ત્યારે તે પૂજારી કહેવાય છે, અને જ્યારે રસોઇ કરે છે ત્યારે રસોઇઓ કહેવાય છે. જે જ્ઞાની પુરુષ જ્ઞાનયોગનું અવલંબન કરે છે તે 'નેતિ નેતિ' એ પદ્ધતિએ વિચાર કરે છે. બ્રહ્મ આ નથી, તે નથી, જીવ નથી, જગત્ નથી, એમ વિચાર કરતાં કરતાં જ્યારે મન સ્થિર થાય છે, જ્યારે તેનો લય થાય છે, ત્યારે સમાધિની સ્થિતિ પ્રાપ્ત થાય છે—ત્યારે બ્રહ્મજ્ઞાન મળે છે. બ્રહ્મ સત્ય અને જગત્ મિથ્યા એવી બ્રહ્મજ્ઞાનીની ધારણા સાચી છે. નામ–રૂપ એ સર્વ સ્વપ્નવત્ છે. બ્રહ્મ શું છે તે મોંએથી કહી શકાયજ નહિ.

જ્ઞાનીઓનો—અદ્વૈતવાદી વેદાંતીઓનો હમણાં કહ્યો તેવો મત છે, પણ જેઓ ભક્ત છે તેમનો મત જૂદો છે. તેઓ જગતને સ્વપ્નવત્ કહેતા નથી. તેઓ કહે છે કે આ જગત્ ભગવાનનું ઐશ્વર્ય છે. આકાશ, તારા, ચંદ્ર, સૂર્ય, પર્વત, સમુદ્ર, જીવજન્તુ એ સર્વ ઈશ્વરે ઉત્પન્ન કર્યાં છે. તેમનાવડે ભગવાનનું ઐશ્વર્ય જણાય છે. તે સર્વના અંતરમાં છે અને બહાર પણ છે. ઉત્તમ ભક્ત કહેશે કે ઈશ્વર પોતે જીવ, જગત્ અને ચોવીશ તત્ત્વોરૂપે આપણને દર્શન આપે છે. ભકત ખાંડનો સ્વાદ લે છે; ખાંડ બની જતો નથી.* (બધા હસે છે.)

ભક્તનો ભાવ કેવો હોય છે? હે ભગવન્! તમે મારા સ્વામી છો, હું તમારો દાસ છું, તમે માતા છો અને હું તમારો પુત્ર છું. તમે પૂર્ણ છો, હું તમારો અંશ છું. "હું બ્રહ્મ છું." એવું ભક્ત કહેતો નથી.

યોગી પણ પરમાત્મા સાથે સાક્ષાત્કાર કરવાને યત્ન કરે છે. તેનો હેતુ જીવાત્મા અને પરમાત્માનો યોગ કરવાનો છે. વિષયમાંથી મન વાળી લઇને પરમાત્મામાં મનને સ્થિર કરવાનો તેનો પ્રયત્ન છે, શરૂઆતમાં તે એકાંતમાં જઇ આસન વાળી અનન્ય ચિત્તથી ધ્યાનધારણા કરે છે.

વસ્તુ એક છે, નામમાંજ ભેદ છે, જે બ્રહ્મ તેજ પરમાત્મા, તેજ ભગવાન, જ્ઞાનીનો બ્રહ્મ, યોગીનો પરમાત્મા અને ભક્તનો ભગવાન્ એકજ છે.

---

## કાળી એજ બ્રહ્મ, અને બ્રહ્મ એજ કાળી

**त्वमेव सूक्ष्मा त्वं स्थूला व्यक्ताव्यक्तस्वरूपिणी।**

---

* અર્થાત્ ભગવાનને પોતાનાથી જૂદા માની તેમની ભક્તિ કરી આનંદનો ઉપભોગ કરે છે; પરંતુ જગતૂના અબાધ્ય નિયમાનુસાર એ રસ્તે પણ ધ્યાતામાં ધ્યેયાંશ વધતો જઇને અમુક હદે તે પહોંચી જતાં કીટભ્રમ ન્યાયથી ભક્તને આપોઆપજ પોતાની તદ્રૂપતા–પ્રભુરૂપતાનું ભાન થઇ આવે છે. સંપાદક

**निराकारापि साकारा कस्त्वां वेदितुमर्हति ॥**

**महानिर्वाणतंत्र**

આ બાજુએ સ્ટીમર કલકત્તા તરફ પ્રયાણ કરતી હતી. ઓરડામાં જેઓ રામકૃષ્ણજીનું દર્શન કરી તેમની અમૃતમયી કથાનું શ્રવણ કરતા હતા તેમને સ્ટીમર ચાલે છે કે નહિ તેની ખબર પણ ન હતી. ફૂલ ઉપર બેઠા પછી ભ્રમર શું ગણગણાટ કરે છે? નહિ, તે તો એક ચિત્તે રસજ ચૂસે છે.

દક્ષિણેશ્વર પુષ્કળ દૂર રહી ગયું. સુંદર દેવાલયની છબિ દૃશ્યપટ ઉપરથી જતી રહી. સ્ટીમરના ચક્રના આઘાતથી ભાગીરથી તરંગાયમાન થતી, ફીણ અને કલ્લોલપૂર્ણ દેખાવા લાગી, છતાં એ કલ્લોલનો ધ્વનિ ભક્તોના કાનમાં પહોંચતો ન હતો, તેઓ મુગ્ધ થઇને એક હસમુખા, સ્નિગ્ધ નેત્રવાળા, પ્રિયદર્શન અદ્ભુત યોગીને નિહાળતા હતા, તેઓ મુગ્ધ થઇને એક પ્રેમમસ્ત, સર્વત્યાગી વિરાગીને જોતા હતા, કે જે ઇશ્વર સિવાય બીજું કશું જાણતાજ નથી. પરમહંસજીનું સંભાષણ આગળ ચાલે છે.

શ્રી રામકૃષ્ણઃ—વેદાન્તવાદી બ્રહ્મજ્ઞાનીઓ કહે છે કે સૃષ્ટિ, સ્થિતિ, પ્રલય, જીવ, જગત્ એ સર્વ ભગવાનની શક્તિના ખેલ છે. વળી તેઓ કહે છે કે વિચાર કરતાં આ સઘળું જગત્ સ્વપ્નવત્ જણાય છે, બ્રહ્મ એકજ સત્ય છે; બાકી સઘળું અસત્ય છે. શક્તિ પણ સ્વપ્નવત્ અવસ્તુ છે.

પણ ગમે તેટલો વિચાર કરો, પરંતુ સમાધિસ્થ થયા વગર શક્તિના પ્રદેશમાંથી ( દૃશ્ય જગત્માંથી ) બહાર જવાતું નથી, અને ત્યાંસુધી સત્ય ( અપરોક્ષ ) જ્ઞાન મળતું નથી. 'હું ધ્યાન કરૂં છું' 'હું વિચાર કરૂં છું' એવી વૃત્તિ પણ શક્તિના પ્રદેશની મર્યાદામાંજ આવી જાય છે.

માટે બ્રહ્મ અને શક્તિમાં ભેદ ન સમજવો. એકને માનીએ તો બીજાને માનવાની ફરજજ પડે છે, જેમ અગ્નિ અને તેની દાહક શક્તિ, અગ્નિનું અસ્તિત્વ સ્વીકારીએ તો તેની દાહકશક્તિ સ્વીકાર્યા વગર ચાલે નહિ; અને અગ્નિને ન માનીએ તો એકલી દાહકશક્તિ પણ સંભવે નહિ. એ પ્રમાણે સૂર્યને ન સ્વીકારીએ તો સૂર્યના તેજને પણ રદ કરવું પડે, અને તેજને રદ કરીએ તો સૂર્ય પણ રદ થાય. જેમ સૂર્ય અને તેનું તેજ તથા અગ્નિ અને તેની દાહકશક્તિ છુટાં પાડી શકાતાં નથી, તેમ પરબ્રહ્મનું અસ્તિત્વ તેની શક્તિનું અવલંબન કર્યા વિના અનુભવી શકાતું નથી."

દૂધ કેવું હોય છે? લોક કહે છે કે દૂધ ધોળું છે, પણ દૂધને કે બીજા ધોળા પદાર્થોને મનમાંથી કહાડી નાખીને—તે પદાર્થોનો આધાર લીધા વગરજ કાંઇ ધોળાશનો ખ્યાલ આવી શકશે?

લીલામયી આદ્યશક્તિ સૃષ્ટિ, સ્થિતિ અને પ્રલય કરે છે. તેનું નામ કાળી. કાળી એજ બ્રહ્મ અને બ્રહ્મ એજ કાળી. બેઉ એકજ વસ્તુ છે. જ્યારે તે નિષ્ક્રિય હોય છે–સૃષ્ટિ, સ્થિતિ, પ્રલય એમાંનું કાંઇ પણ કાર્ય કરતાં નથી ત્યારે તેને બ્રહ્મ કહે છે. જ્યારે તે એ સર્વ કાર્ય કરે છે ત્યારે તેને કાળી અથવા શકિત કહે છે. બેઉ એકજ વ્યકિત છે. માત્ર નામ–રૂપમાં ભેદ છે. જેમ જળ, વૉટર અને પાણી. એક સરોવરને ત્રણ ચાર ઘાટ છે. એક ઘાટે હિન્દુલોક પાણી પીએ છે, તેઓ કહે છે કે "જલ." બીજા ઘાટપર મુસલામાન પાણી પીએ છે, તે કહેશે કે "પાની." ત્રીજા ઘાટપર સાહેબ લોક પાણી પીએ છે, તેઓ કહેશે કે "વૉટર." તેમ બ્રહ્મ એકજ છે; કેવળ નામમાંજ તફાવત છે. કોઇ કહેશે "અલ્લા" કોઈ કહેશે "ગૉડ." કોઈ કહેશે "બ્રહ્મ" કોઇ કહે "કાળી" કોઇ રામ, હરિ, દુર્ગા, જીસસ પણ કહે છે.

## સંસારની ઉત્પત્તિ–કાળીની લીલા

કેશવઃ–( સહાસ્ય ) કાળી કેવા પ્રકારની લીલા કરે છે તે જરા કહો તો ખરા?

શ્રીરામકૃષ્ણઃ–( હસતાં હસતાં ) તે નાના પ્રકારની લીલા કરે છે. તે મહાકાળી, નિત્યકાળી, શ્મશ્માનકાળી, રક્ષાકાળી અને શ્યામાકાળીરૂપે ક્રીડા કરે છે. મહાકાળી અને નિત્યકાળીની કથા તંત્ર શાસ્ત્રોમાં આવે છે. જ્યારે સૃષ્ટિ નહોતી ઉત્પન્ન થઇ, ચંદ્ર, સૂર્ય, ગૃહ, પૃથ્વી હતાં નહિ, ગાઢ અંધકાર સર્વત્ર વ્યાપી રહ્યો હતો, તે સમયે નિરાકાર મહાકાળી મહાકાળ સાથે વિરાજતી હતી. શ્યામાકાળીમાં કોમળ હૃદયના અનેક ભાવ રહેલા છે. લોકોમાં તેનું પૂજન થાય છે જ્યારે પ્લેગ, દુષ્કાળ, ધરતી-કંપ, રેલ વગેરે ઉપદ્રવ થાય છે ત્યારે રક્ષાકાળીનું પૂજન લોકો કરે છે, શ્મશાન-કાળી એ સંહારમૂર્તિ છે. મુડદાં, શિયાળ, ડાકણો, જોગણીઓ સાથે તે શ્મશાનમાં રહે છે. રુધિરની ધારા, ગળામાં મુંડમાળા અને કેડે માણસના હાથનો કંદોરો, એવાં કમકમાટ ઉપજાવે એવાં ભયંકર આભૂષણો પહેરી ભયાનક સ્થાનમાં તે મહાભીષણ સ્વરૂપે રહે છે.

જ્યારે જગત્‌નો નાશ થાય છે–મહા પ્રલયનો સમય આવે છે ત્યારે માતા સૃષ્ટિનું બીજક સંઘરી રાખે છે. જેમ ઘરરખુ સ્ત્રી એક ઘડામાં ચીંથરે બાંધીને ઉપયોગની નાની વસ્તુઓ સંઘરી રાખે છે, તેમ જગત્‌ની માતા સૃષ્ટિની સઘળી વસ્તુઓનું બીજ સાચવી રાખે છે. ( કેશવ તથા બીજા ભકતો હસે છે. )

શ્રીરામકૃષ્ણઃ–(હસતા હસતા) હા, હા, જેમ ઘરરખુ સ્ત્રીઓ એક ઘડામાં સમુદ્ર-ફીણ, વડીઓ, કાચલીઓ, દૂધીનાં, કાકડીનાં, ભીંડાનાં વગેરેનાં બીયાં, સૂંઠ, મરી એવી એવી હજાર ખપની ચીજોની નાની પોટલીઓ બાંધીને રાખી મૂકે છે, અને ખપ પડે ત્યારે છોડે છે, તેમ બ્રહ્મમયી માતા સૃષ્ટિના નાશ વખતે સર્વ બીજ

સાચવી રાખે છે.

આદ્યશક્તિ જગતની અંદર છે અને જગતથી પર પણ છે. જગતનો પ્રસવ કરે છે, છતાં જગતની અંદર પણ રહે છે. વેદમાં ઉર્ણનાભિની કથા આવે છે–કરોળીઓ અને તેનું જાળું. તે પોતાનાં શરીરમાંથી જાળ બહાર કહાડે છે અને પાછો પોતે તેનાપર રહે છે. ઇશ્વર જગતનો આધાર અને આધેય બેઉ છે.

કાળી શું રંગે કાળી છે? ના, એ તો દૂરથી કાળી દેખાય છે; તેને જાણ્યા પછી કાળી નથી દેખાતી. આકાશ દૂરથી નીલવર્ણું દેખાય છે; પાસેથી જુઓ, કશો રંગ નથી. સમુદ્રનું જળ પણ દૂરથી ભૂરૂં દેખાય છે; પાસે જાઓ અને ખોબામાં લઇને જુઓ, કોઇ પણ જાતનો રંગ જોવામાં આવશે નહિ.

આ વાત કરતાં કરતાં પ્રેમોન્મત્ત થઇ રામકૃષ્ણજીએ ગાયું:—

નામે કાળી પણ રંગે ન કાળી, સમજ મન ! માતા મારી રે. ટેક.
કાળરૂપિણી દિગંબરી મા, હૃદય ઉજ્જવલ કરનારી રે–નામે૦

શ્રીરામકૃષ્ણ:–(કેશવ વગેરે ભકતો તરફ) મોક્ષ અને બંધન કરનાર પણ તેજ છે. તેની માયાવડે સંસારી જીવ કામિની અને કાંચનમાં લુબ્ધ થાય છે, વળી તેનીજ દયાવડે મુક્ત પણ થાય છે. તેજ ભવબંધન કાપનારી તારિણી છે.

એટલું કહી પરમહંસજીએ ગંધર્વને લજ્જિત કરે એવા દિવ્ય સ્વરથી રામપ્રસાદનું* એક ગીત ગાયું:–

[1]ભવસંસાર બજારે માજી, ભલો પતંગ ચગાવ્યોજી. ટેક.
તૃષ્ણાવાયુ બળે ઉડયો ને, આશા દોરે બંધાયો રે,
અસ્થિમાંસના ખોખા ઉપર ત્વચા ×વડે જકડાયો– ભવ૦
ત્રણ ગુણથી નિર્માણ કર્યોને, અદ્‌ભુત ઘાટ ઘડાયો રે,
વિષયવાસના માંજો પાઇ, કર્કશ દોર બનાવ્યો– ભવ૦
લાખ પતંગમાં કોઇ એક તૂટે, હસી હસી તાળી પાડેરે,
પ્રસાદ કહે જે કો નર છૂટે, ઉડી પડે મા ખોળે– ભવ૦

તે લીલામયી છે; આ સંસાર તેની લીલા છે. તે ઇચ્છામયી છે, તે આનંદમયી છે. લાખમાંથી એકાદને મુક્તિ મળે છે.

---

* બંગાળાના સુપ્રસિદ્ધ ભક્ત કવિ. એનાં કાવ્યો માતાની ઉપાસના તથા રાધાકૃષ્ણના પ્રેમ અને વિરહવિષે છે. વળી તેમાં તંત્રશાસ્ત્રનાં ભેદી રહસ્યો પણ ઘણાંજ છે.

૧ " કાલકા અજબ ઝપાટા બે, કે તું કયા જાને લડકા બે " એ પદની ધૂનમાં અથવા પ્રભાતી રાગમાં.

× નરદેહ.

## બંધ અને મોક્ષ

**सर्वं धर्मान् परित्यज्य मामेकं शरणं व्रज ।**
**अहं त्वा सर्वपापेभ्यो मोक्षयिष्यामि मा शुचः ॥ गीता १८--६६**

એક બ્રહ્મભક્તઃ–મહારાજ ! તે ધારે તો સર્વને મુક્ત કરી શકે તેમ છે તો પછી અમારા જેવાને સંસારમાં તેણે શામાટે બાંધી રાખ્યા હશે વારૂ ?

શ્રીરામકૃષ્ણઃ–તેની એવી મરજી છે. આપણુ બધાને લઇને રમવાની તેની મરજી છે. એક પ્રકારની રમતમાં જે છોકરો પોતાની આંખ બંધ કરનારને ઓળખી જાય છે તેને માથે દાન આવતું નથી. તે રમતમાંથી છૂટો થઈ જાય છે અને બીજાં બધાંને રમવું પડે છે. આપણી સાથે રમવામાં માને આનંદ થાય છે. બધાનેજ માથેથી દાન જતું રહે તો રમત શી રીતે ચાલે ? ત્યારે તો મા નારાજ થાય.

તેણે આત્માને આંખનો ઇસારો કરીને કહ્યું છે કે "જા જઇને સંસાર માંડ." હવે જીવનો શો દોષ ? તે પાછી જ્યારે કૃપા કરીને મનની વૃત્તિ બદલી નાખે ત્યારે વિષયમાંથી મન ઉઠી જાય અને તેના પાદપદ્મમાં ચિત્તવૃત્તિ સ્થિર થાય. =

બ્રહ્મભક્તઃ–મહારાજ ! સર્વસ્વ ત્યાગ કર્યા વગર ઇશ્વરને પામી શકાય ?

શ્રીરામકૃષ્ણઃ–( સહાસ્ય ) નહિ, નહિ, તમને સર્વસ્વ ત્યાગ કરવાનું કોણ કહે છે ? સર્વની વચ્ચે રહેવામાં ખોટું શું છે ? તમને નોકસ નામની ગંજીફાની રમત આવડે છે ? * મેં ઘણા હાથ કર્યા તેથી હું રમત હાર્યો છું, તમે ચતુર છો, કોઈએ દશ હાથ કર્યા, કોઇએ પાંચ કર્યા, કોઇએ છ કર્યા. વધારે હાથ કરશો તો મારી માફક રમત હારી જશો. રમત ચાલે છે તે ઠીક ચાલે છે. ચાલવા દો. ( હસાહસ ) હું સત્ય કહું છું કે તમે સંસારી છો તેમાં દોષ નથી. માત્ર તમારે મન ઇશ્વરમાંજ પરોવવું જોઇએ. તેમ ન કરીએ તો ન ચાલે. એક હાથે વ્યવહારનાં કાર્ય કરો, બીજો હાથ પ્રભુના ચરણપર રાખો, વ્યવસાય ન હોય ત્યારે બે હાથે તેનાં ચરણ પકડી હૃદયપર રાખો.

એ તો બધું મનને લઇને છે. મનજ મુક્ત થાય છે અને મનજ બંધાયલું છે. મન જે રંગમાં રંગાય તે રંગમાં તમે રંગાયા કહેવાઓ. ધોબીએ ધોએલા ધોળા કપડા જેવું મન છે. લાલ રંગમાં બોળો એટલે લાલ થશે; ભુરા રંગમાં બોળશો

---

= તત્વજીજ્ઞાસુનું સમાધાન આથી ન થાય; પરંતુ આગળ વાંચતાં સમાધાન થાય એવું પણ આવશેજ. **સંપાદક**

* આ રમતમાં બરાબર સત્તર હાથ જીતે તોજ જીત્યા કહેવાય. એથી વધારે હાથ જીતાય તોપણ હાર્યા કહેવાય.

એટલે ભુરૂં દેખાશે; જે રંગે રંગશો તેવું તે દેખાશે. જુઓને, જેઓ અંગ્રેજી ભણે તેમનાથી અંગ્રેજીમાં એની મેળેજ બોલાઇ જવાય છે. (હસાહસ) બૂટ મોજાં પહેરે અને બામરાં રાખે છે. જાણે ખુદ અંગ્રેજજ! વળી જો સંસ્કૃત ભણીને કોઇ પંડિત થાય તો એકલો એકલો શ્લોકજ બોલ્યા કરે છે. મનને જો કુસંગમાં રાખીએ તો તેવાજ પ્રકારની વાતચીત અને વિચાર આપણાથી કરાય છે. જો આપણે ભકતના સહવાસમાં રહીએ તો તેથી કરીને ઇશ્વરનું ધ્યાન, હરિકથા વગેરે આચરણ અનાયાસે કરાય છે.

મનને લીધેજ બધું છે. એક બાજુએ સ્ત્રી અને એક બાજુએ છોકરાં છે. મન એક છે તોપણ સ્ત્રીના તરફ આપણો એક પ્રકારનો ભાવ રહે છે, અને છોકરાં તરફ બીજાજ પ્રકારનો ભાવ હોય છે.

શ્રીરામકૃષ્ણ:–(બ્રહ્મભકતોને) મનથીજ બંધન છે અને મનથીજ મુકિત છે. હું મુકત છું. સંસારમાં રહું કે અરણ્યમાં રહું તેમાં મને બંધન શેનું ? હું ઇશ્વરનો બાળક છું, રાજરાજેશ્વરનો પુત્ર છું. મને બાંધનાર કોણ છે ? જો સાપ કરડે તો ઝેર ઉતારવાનો સરસ ઉપાય એ છે કે "મને ઝેર ચડયુંજ નથી," "ઝેર છેજ નહિ;" એવી દ્દઢતાપૂર્વક ધારણા કરવી. તેમ "હું બંધાયેલો નથી, હું મુકત છું" એવી ધારણા કરતાં કરતાં લાંબે વખતે તેવા થવાય છે એટલે મુકત થવાય છે.

એકવાર ખ્રિસ્તીધર્મનું એક પુસ્તક (બાઇબલ) કોઇએ મને આપ્યું. મેં કહ્યું મને વાંચી સંભળાવો. બસ તેમાં તો એકની એકજ વાત–પહેલેથી તે છેવટ સુધી પાપ, પાપ ને પાપનીજ વાત. (કેશવપ્રતિ) તમારી બ્રહ્મસમાજમાં માત્ર પાપનીજ વાત આવે છે. જે માણસ હું બંધાયેલો છું, બંધાયેલો છું! એવીજ ભાવના કર્યા કરે તે જેમ બંધનમાં રહે છે, તેમ જે માણસ રાત દિવસ "હું પાપી છું, હું પાપી છું," એમ માન્યા કરે તે સદા પાપીજ રહે છે.

ઇશ્વરના નામ ઉપર એટલો વિશ્વાસ હોવો જોઇએ કે "મેં તેનું એક વાર નામશરણ લીધું, હવે મારામાં પાપ કેવું ? હવે મને પાપ શું કરવાનું છે ? હવે હું મુકત છું" એવીજ ખાત્રી થઇ જાય. કૃષ્ણકિશોર પરમ ધાર્મિક હતા. મોટા આચારનિષ્ઠ બ્રાહ્મણ હતા. તે એકવાર વૃન્દાવન ગયા હતા. એક દિવસ ફરતાં ફરતાં તેમને તરસ લાગી. તેમણે જોયું કે કૂવાપર એક સ્ત્રી પાણી ભરતી હતી. તેમણે કહ્યું કે, બાઇ મને એક લોટો પાણી આપીશ ? તું શી ન્યાત છે ? તેણે કહ્યું:–"મહારાજ; હું ઢેઇડી છું" કૃષ્ણકિશોર બોલ્યા:–ફીકર નહિ, તું શિવ શિવ કહીને પાણી ખેંચ અને મને પા.

ભગવાંનનું નામસ્મરણ કરવાથી મનુષ્યનાં દેહ અને મન શુદ્ધ થાય છે. વારે વારે "પાપ" અને "નરક" નીજ વાતો શામાટે કર્યા કરવી ? એક વાર કહેવું

કે મેં પાપ કર્યાં છે, પણ તે નહિ કરૂં, એમ કહીને પ્રભુના નામમાં પૂર્ણ શ્રદ્ધા રાખવી.

પરમહંસજી પ્રેમોન્મત્ત થઇને નામમાહાત્મ્ય ગાવા લાગ્યા:-

તારૂં નામ લેતાં મુખથી મારી હું મરૂં જો !
ભૂંડો પાતકી તોયે ન લેશ હું ડરૂં જો ! ઇત્યાદિ.

હું તો માત્ર માની શુદ્ધ ભક્તિજ માગતો હતો. હાથમાં ફૂલ લઇ માના પાદ-પદ્મમાં તે અર્પણ કરીને કહેતો કે, મા, આ પાપ-પુણ્ય સર્વ તમે ગ્રહણ કરો અને મને તો માત્ર શુદ્ધ ભક્તિજ આપો. લ્યો, આ તમારૂં જ્ઞાન અને આ અજ્ઞાન. આ લ્યો, તમારી પવિત્રતા અને અપવિત્રતા. આ તમારો ધર્મ અને અધર્મ, મારે તો માત્ર ભક્તિજ જોઇએ છે.

વળી તેઓ બોલ્યા:-

રામપ્રસાદનું એક ભજન સાંભળો:-

( ગિરધારી રે વાત કહું તે વિચારો. એ રાગ. )

મન ચાલોરે, ભવ સંસારની વાટે, જાશું મુક્તિધામને ઘાટે;
ચાલો લઇએ કલ્પતરૂફળ મીઠાં, પુરુષારથ ચાર અમૂલાં. ટેક.
પ્રવૃત્તિ નિવૃત્તિ બે નારી રે, નિવૃત્તિનો સાથ સ્વીકારી રે,
પુત્ર વિવેક સાથે લેજો રે, જ્ઞાનગલીરી રે વાતડી કે'શે વાટે-જાશું.
મન મારા રે શુચિ અશુચિની સાથે જ્યારે રે'શો એકજ ભાવે,
જ્યારે થાશે રે બે પર સરખી પ્રીતિ, ત્યારે થાશે માની ઝાંખી.
અહંકાર અવિદ્યા તાર્રા રે, માત તાતનાં મોં નવ જોવાં રે,
જો મોહ ખેંચે તને વમળે રે,, ચૂડ ભરજે રે જ્ઞાનતરુને બાથે-જાશું.
બે બકરા રે ધર્મ અધર્મને માનો, તેને ખેંચીને ખીલે બાંધો,
નવ ગાંઠે રે જો બળ ખૂબ બતાવે, શિર કાપો જ્ઞાન કટારે.
પ્રવૃત્તિ પ્રિયાના પુત્રો રે, તેને દૂર થકી સમજાવોરે;
ના માને બોધ તમારો રે, જ્ઞાન દરિયે રે નાખો હણી સઉ સાથે-જાશું.

સંસારમાં રહીને ઇશ્વરપ્રાપ્તિ કેમ ન કરાય ? જનકરાજાને તે થઇ હતી. એક ભકત કહે છે કે, સંસાર સ્વપ્નવત્ છે, પણ પ્રભુના પાદપદ્મની ભક્તિ પ્રાપ્ત કરે તો સંસાર કેવો છે, તે વિષે રામપ્રસાદ કહે છે તે સાંભળો:-

સંસાર આ ગુલઝાર તેમાં પ્રેમ પી પ્રેમી બની,
રમવું સુખેથી ઝિંદગી ધોકો નહિ દિલમાં ધરી.
ત્યાગી ઋષિથી શું અધમ છે જનક જેવા રાજવી ?
સંસારમાં સરસા રહ્યા ને નેમ શ્રી હરિમાં ધરી.

## ઈશ્વરપ્રાપ્તિના ઉપાય–પ્રભુપ્રેમ અને ઇન્દ્રિયસંયમ

**संनियम्येन्द्रिय ग्रामं सर्वत्र समबुद्धयः ।**
**ते प्राप्नुवन्ति मामेव सर्वभूतहितेरताः ।। गीता, १२–४**

પણ ખાલી ધાંધલ કર્યાથીજ જનકરાજા થવાતું નથી. જનકરાજાએ નિર્જન સ્થાનમાં રહીને બહુ તપશ્ચર્યા કરી હતી. સંસારમાં રહીને પણ કોઇ કોઇ વાર એકાંતનું સેવન કરવું જોઇએ. સંસારથી એકાંત થઇને બે ત્રણ દિવસે ભગવાનનું ઉત્કંઠાપૂર્વક ભજન થાય તો તે પણ ઠીક છે. વખત નજ મળે તો પછી માત્ર મહિનામાં એકાદ દિવસ પણ એકાંતમાં જઇ ઈશ્વરનું સ્મરણ થઇ શકે તો તેટલું પણ સારૂં છે. લોકો સ્ત્રીપુત્રાદિક માટે ઘડો ભરીને આંસુ પાડે છે, પણ ઈશ્વરના વિરહથી કોણ આંસુ પાડે છે? વારંવાર નિર્જન સ્થાનમાં જઇ ઈશ્વરપ્રાપ્તિને માટે સાધન–ભજન કરવું જોઇએ. સંસારમાં રહીને નાના પ્રકારના વ્યવહારમાં ગુંથાયાથી શરૂઆતમાં મનને સ્થિર કરતાં બહુ મુશ્કેલી નડે છે. નાના છોડવાની આસપાસ વાડ ન કરીએ તો બકરાં ચરી જાય, માટે શરૂઆતમાં વાડ કરવી જોઇએ. ઝાડ મોટું થયા પછી તેને વાડની જરૂર રહેતી નથી; પછી તેની સાથે હાથી બાંધીએ તો પણ તેને કાંઇ ઇજા થતી નથી."

સંસારાસક્ત જીવને એક પ્રકારનો મહારોગ છે, સંસારાસક્ત જીવ પ્રભુને વિસરી ગયો છે અને કનકકામિનીની મોહજાળમાં બંધાયો છે. તાવની બિમારીવાળા રોગીના ઓરડામાં પાણીનો ઘડો અને અથાણું રાખ્યું હોય તો કાંઇ બાકી રહે? અથાણું ખાવાની પ્રબળ ઇચ્છાને વશ થઇ તે જરૂર અથાણું ખાય છે, અને પછી તરસ લાગવાથી પાણી પીએ છે, હવે એને કદિ આરામ થાય ખરો? જો એને સાજો કરવો હોય તો તેને બીજા ઓરડામાં સુવાડવો જોઇએ. સંસારબદ્ધ જીવની એવીજ અવસ્થા છે. વિષય એ પાણીનો ઘડો છે, અને તૃષ્ણા એ તરસ છે. જેમ અથાણું સાંભરતાં મોંમાં પાણી છૂટે છે, તેમ સ્ત્રી આદિ વસ્તુઓપર નજર જતાં મોહવશ જીવના મનમાં વિકાર ઉત્પન્ન થાય છે; માટે તેને એકાંતરૂપી અનુપાનની બહુ જરૂર છે.

વિવેક અને વૈરાગ્યની પ્રાપ્તિ કરીને પછી સંસારમાં પ્રવેશ કરવાને હરકત નથી. સંસારસમુદ્રમાં કામ–ક્રોધ વગેરે મગર રહે છે, પણ શરીરે હળદર ચોળીને જળમાં પ્રવેશ કર્યાથી મગરનો ભય રહેતો નથી. વિવેકવૈરાગ્ય એ હળદર છે. સત્યાસત્ય વિચારનું નામ વિવેક છે. ઈશ્વર એજ સત્ય છે; બાકીનું સર્વ અસત્ય છે; ચાર દિવસ રહેનારૂં છે. ઈશ્વર ઉપર પ્રેમ રાખવાની જરૂર છે. જેવો ગોપીનો શ્રીકૃષ્ણ ઉપર હતો તેવો. સાંભળો એક પદ:–

સખી વાંસળી વાગી રે, નિકુંજે શ્યામતણી;
હુંથી પળ ન રે'વાયે રે, પ્રાણ મારા લીધા હરી.
સખી શાને તું ઉભી રે, શ્યામ મારી વાટ જુએ;
ચાલ્ય ચાલ્ય ને ભુંડી રે, મોંઘી પળ શીદ ખુએ ?
તને કૃષ્ણજી લાગે રે, મિથ્યા સખી સ્વપ્નસમા;
મને ઘેલીને લાગે રે, વહાલા મુજ પ્રાણસમા.
સખી નાદ બંશીનો રે, માત્ર તને કાને પડે;
મારો અંતર ઉદધિ રે, સખી તે થકી ઉછળે.

અશ્રુપૂર્ણ નેત્રથી આ ગીત ગાતાં ગાતાં પરમહંસજી કેશવ વગેરે બ્રહ્મભક્તોને કહેવા લાગ્યા; તમે બ્રહ્મસમાજી છો, તમે નિરાકાર પ્રભુને ભજો છો, તમે તેના અવતારને માનતા નથી, પણ તેથી હરકત નથી. રાધા અને શ્રીકૃષ્ણને માનો કે ન માનો, પણ ભગવાનને માટે કેવો પ્રેમ, અને કેવી ઉત્કંઠા રાખવી જોઇએ, તે તમે જરૂર તેમની કથાઓમાંથી શીખો, તેમના જેવા પ્રેમઘેલા થવા યત્ન કરો, ઉત્કંઠા હશે તોજ પ્રભુનો મેળાપ થશે.

ભરતી ઉતરી ગઇ છે, આગબોટ સપાટાબંધ કલકત્તા તરફ દોડી જાય છે, તે હોરાબ્રિજ ઓળંગીને સરકારી બગીચા નજીક આવી પહોંચી છે. એથી જરા આગળ જવાનો કેપ્ટનનો હુકમ થયો છે. આગબોટ કેટલે દૂર આવી પહોંચી, તેની અંદર બેઠેલાઓને ખબર પડી નથી. પરમહંસજીની વાત સાંભળવામાં તેઓ ગુલતાન થઇ ગયા છે. દિશા અને કાળનું તેમને ભાન રહ્યું નથી.

કેશવ રામકૃષ્ણજીને ધાણી અને કોપરૂં ખાવા આપે છે. સઘળા થોડું થોડું ખોળામાં લઇને ખાય છે. આનંદનું જાણે બજાર ભરાયું છે અને આનંદ લુંટાઇ રહ્યો છે!

આ વખતે પરમહંસજીએ જોયું કે, કેશવ અને વિજય બેઉ જણા ઘણા સંકુચિત ભાવથી બેઠા છે. પરમહંસજીને તે બેઉ વચ્ચે સલાહ કરાવવાની ઇચ્છા થઇ.

**" सर्वभूतहितेरताः "**

શ્રીરામકૃષ્ણ:—( કેશવને ) અરે ! આ વિજય આવ્યો છે. તમારો બેઉનો ઝઘડો તો જાણે રામ અને શિવનું યુદ્ધ ! (હસાહસ) એ યુદ્ધ પૂરૂં થયું, અને તેમની વચ્ચે સલાહ પણ થઇ ગઇ, છતાં શિવજીનાં ભૂત, પ્રેત અને રામનાં વાંદરાં દાંતીઆ કરતાં અને દાંત કચકચાવતાં બંધ પડયાં નહિ ! (હસાહસ) તમારી બેઉની વચ્ચે સલાહ થશે પણ તમારા અનુયાયીઓનો ઝઘડો બંધ પડશે નહિ. બાપ દીકરા વચ્ચે પણ તકરાર થાય છે. રામ અને લવ-કુશની લડાઇ થઇ હતી. વળી મા અને દીકરી જૂદા જૂદા મંગળવાર કરે છે. મા પોતાના શુભમાટે મંગળવાર કરે છે, અને દીકરી પોતાને માટે કરે છે. જાણે બેઉનાં હિત જૂદાં જૂદાંજ ન હોય ! તેજ પ્રમાણે એક બ્રહ્મ-

સમાજ કેશવની અને બીજી વિજયની ! વાહ ! (હસાહસ).

તોપણુ ઠીક છે. જુઓને ભગવાને પોતે શ્રીવૃન્દાવનમાં લીલા કરી ત્યાં જટીલા કુટીલાની શી જરૂર હતી ? છતાં જો તેઓ નહોત તો કૃષ્ણલીલાની આવી ખુબીજ ન આવત. પ્રેમમાં અંતરાય આવવાથી તેનો પ્રવાહ બમણો વેગવાળો થાય છે. ( હસાહસ. )

રામાનુજ વિશિષ્ટાદ્વૈતવાદી હતા અને તેમના ગુરુ અદ્વૈતવાદી હતા. તે બન્નેનો મેળ બેસતો ન હતો; ગુરુશિષ્ય પરસ્પર ખંડનજ કર્યા કરતા. એમ ચાલ્યુંજ જાય છે, છતાં ગમે તે થાય તોપણ પોતાના તે પોતાનાજ.

---

## ગુરુપણુ–ઉપદેશ કોણ કરી શકે

**पिता हि लोकस्य चराचरस्य, त्वमस्य पूज्यश्चगुरुर्गरीयान् ।**
**न त्वत्समोऽस्त्यभ्याधिकःकुतोऽन्यो लोकत्रयेऽप्यप्रतिमप्रभावः ॥**
**गीता, ११–४३**

સઘળાં આનંદ કરે છે, શ્રીરામકૃષ્ણજી કેશવને સંબોધીને બોલ્યાઃ તું પરીક્ષા કરીને તારી સમાજમાં લોકોને દાખલ કરતો નથી તેથી આવી ફાટફુટ થાય છે. મનુષ્યો જણાય છે એકસરખાં, પણ તે ભિન્ન પ્રકૃતિનાં હોય છે. કોઇમાં સત્ત્વગુણ વધારે હોય છે, કોઇમાં રજોગુણ વધારે હોય છે અને કોઇમાં તમોગુણ વધારે હોય છે. ધારી દેખાય છે એકસરખી, પણ કોઇમાં માવો તો કોઇમાં કોપરાનું ખમણ અને કોઇમાં નરી દાળજ ભરેલી હોય છે. (હસાહસ)

મારી સ્થિતિ જૂદાજ પ્રકારની છે. હું તો ખાઇપીને મોજ કરૂં છું; બાકીના બીજા બધાની વાત મા જાણે. મને માત્ર ત્રણ વાતો ખુંચે છે. (૧) ગુરુ (૨) કર્તા અને (૩) બાપ. હું સ્વવશ છુંજ નહિ, હું માના હાથમાં રમકડા જેવો છું. હું સંસારી થઇ કુટુંબનો પાલક થવા માગતો નથી. હું મારો બધો સમય તેની અને તેનાં જૂદાં જૂદાં સ્વરૂપ જે પ્રાણીમાત્ર છે, તેમની સેવા કરવામાંજ ગુજારૂં. ગુરુ એક સચ્ચિદાનંદ–તેજ ઉપદેશનો આપનાર. હું તો નાના બાળક જેવો–મા જ્યાં દોરે ત્યાં જાઉં. મનુષ્ય ગુરુઓ તો લાખો ને કરોડો મળે છે. બધાને ગુરુ થવું ગમે છે ! શિષ્ય થવું કોને ગમે ?

બીજાને ઉપદેશ આપવાનું કામ ઘણું કઠણ છે, જ્યારે પ્રભુનો સાક્ષાત્કાર થાય અને જ્યારે તે લોકોને ઉપદેશ દેવાનો હુકમ કરે ત્યારેજ કાર્ય સફળ થાય. નારદ, શુકદેવ, વગેરેને તેવો હુકમ થયો હતો. શંકરાચાર્યને પણ તેમજ થયેલું. ઇશ્વરની આજ્ઞા

વગર ઉપદેશ આપવા જશો તો તમારૂં કહેવું કોઇ સાંભળશે નહિ. જ્યાંસુધી ચુલામાં બળતણ હોય ત્યાંસુધી દૂધ ઉભરાય છે; બળતણ ખેંચી લઇએ એટલે કાંઇ નહિ. કલકત્તાના લોક નવીનતા ઉપર મોહનાર અને અસ્થિર મનના છે. એક ઠેકાણે કૂવો ખોદવા માંડે ત્યાં પત્થર નીકળે એટલે બીજે ઠેકાણે ખોદવા લાગે, ત્યાં રેતી નીકળે એટલે તે જગ્યા છોડી દઇ ત્રીજે ઠેકાણે ખોદે છે !

વળી મનમાં ને મનમાં ઇશ્વરનો આદેશ થયો કહેવાય નહિ. કેટલાક લોકો પોતાના મનમાં એવા પ્રકારના વિચારને સેવે છે અને માને છે કે અમને અમુક વિચાર જગતમાં ફેલાવવાનો આદેશ થયો છે, પરન્તુ એ ભૂલ છે. તેનો ખરેખરો સાક્ષાત્કાર થાય, તેની સાથે પ્રત્યક્ષ વાતચીત થાય, ત્યારેજ ખરો આદેશ થયો કહેવાય. તેવા પુરુષની વાતમાં કેટલું આધ્યાત્મિક બળ હોય છે ? પર્વતો હાલી જાય છે. ભાષણથી શું વળે ? થોડા દિવસ લોક સાંભળશે અને પાછા ભૂલી જશે; સાંભળ્યા પ્રમાણે કરશે કોઇ નહિ.

એક ઠેકાણે તળાવ હતું. તળાવને કાંઠે નજીકના લોક સવારમાં દિશાએ જતા. જેઓ વહેલા નહાવા ધોવા આવતા તેઓ ગાળો દે, પણ બીજે દિવસે તેનું તેજ ! ગંદકી થતી અટકતી નહિ. ( હસાહસ ) પછી લોકોએ મ્યુનિસિપાલિટીને ફરીઆદ કરી એટલે એક ચપરાસી આવીને ઉભો રહ્યો. તેણે આવી એક કાગળ ચોડયો કેઃ—

" અહીંઆં ગંદકી કરવી નહિ " ત્યારથી લઇ કોઇની ગંદકી કરવાની હિંમત ચાલી નહિ.

જે મનુષ્ય ઉપદેશ આપવા નીકળે તેણે ઇશ્વરની ચપરાસ લઇને નીકળવું જોઇએ. તેમ નહિ કરવાથી તો તેની મશ્કરી થાય છે. પોતાની પાસે જ્ઞાન હોય નહિ અને બીજાને જ્ઞાન આપવું–આંધળો આંધળાને રસ્તો બતાવે ( હસાહસ ) એમાં તો બેઉનું અહિત થાય છે. જ્યારે તમને ઇશ્વરનો સાક્ષાત્કાર થાય અને જ્યારે તમારી અંતર્દૃષ્ટિ ઉઘડે ત્યારેજ આત્માનો રોગ તમે બરાબર ઓળખી શકો અને ત્યારેજ તમે ઉપદેશ આપવાની યોગ્યતાવાળા ગણાઓ. "

" ઇશ્વરાદેશ થયા વિના 'હું લોકને ઉપદેશ આપીશ' એમ કહેવું એ તો અહંકાર કહેવાય. અહંકાર અજ્ઞાનનું પરિણામ છે. અજ્ઞાન હોવાથી "હું કર્તા છું" એવું ભાન થાય છે, ÷ 'ઇશ્વરજ કર્તા છે, હું કાંઇ કરતો નથી' એવું જ્યારે બરાબર સમજાય ત્યારેજ જીવન્મુક્ત થવાય. " હું કર્તા છું " એમ માનવાથી દુઃખ અને અશાંતિ થાય છે. "

---

÷ अहंकारविमूढात्मा कर्ताहमिति मन्यते ॥ गीता.

## કર્મ, યોગ અને ભક્તિ

**तस्मादसक्तः सततं कार्यं कर्म समाचर ॥**
**असक्तो ह्याचरन् कर्म परमाप्नोति पुरुषः ॥**

**गीता, ३–१९**

શ્રીરામકૃષ્ણ:—(કેશવ વગેરેને) તમે કહો છો કે "અમે જગત્‌નું ભલું કરીએ છીએ' પણ જગત્ તે કાંઇ નાનુંસરખું છે ? વળી જગત્‌નું ભલું કરનાર તમે કોણ? ઇશ્વરનાં દર્શન કરો, તેનો સાક્ષાત્કાર કરો. તે શક્તિ આપશે તો સર્વ કાર્ય કરી શકશો નહિ તો નહિ.

એક ભક્ત:—જ્યાંસુધી ઇશ્વરપ્રાપ્તિ ન થાય, ત્યાંસુધી સઘળાં કર્મનો ત્યાગ કરવો ?

શ્રીરામકૃષ્ણ:—ના, કર્મનો ત્યાગ શા વાસ્તે કરવો ? ઇશ્વરનું ધ્યાન, તેનું નામ, ગુણકીર્તન, એવાં એવાં જે નિત્ય કર્મ છે તે કર્યા કરવાં

બ્રાહ્મભક્ત:—સંસારવ્યવહારનાં કામ ?

શ્રીરામકૃષ્ણ:—હા, તે પણ કરવાં; પરંતુ સંસારયાત્રાને અર્થે જેટલાની જરૂર હોય તેટલાંજ. અને તે પણ શુદ્ધ–મન–સરળ હૃદયની એવી પ્રાર્થનાપૂર્વક કે એ સર્વ કર્મ મારાથી નિષ્કામભાવે થાઓ. વળી કહેવુ કે–હે ઇશ્વર ! મારાં વ્યવહારનાં કામ ઓછાં કરો, કારણ કે જેમ કામ વધે છે તેમ હું તમને ભૂલી જાઉં છું. હું નિષ્કામ કર્મ કરૂં છું પણ સકામ થઇ જાય છે. હું દાન કરૂં છું તે ઘણીવાર લોકમાં આબરૂ મેળવવાના લોભથી કરૂં છું.

શંભુમલ્લિક દવાખાનાં, નિશાળો ઇ૦ બાંધવાની વાત કરતો હતો. મેં કહ્યું કે જે કામ જરૂરનાં હોય તેજ કરવાં, અને તે પણ તારા માર્ગમાં આવી પડે તેજ. વળી તે નિષ્કામભાવથી કરવાં. આપણે શોધી શોધીને મરજીમાં આવે તેવાં કામ ન કરવાં. તેમ કરવાથી ઇશ્વરને ભૂલી જવાય છે. માતાના મંદિર આગળ જઇ દાન કર્યા કરીએ અને મંદિરમાં જવાનો વિચાર પણ ન કરીએ તો કંઇ દર્શન થાય નહિ. પ્રથમ ધક્કામુક્કી ખાઇને પણ દર્શન કરી આવવા અને પછી જેટલું દાન કરવું હોય તેટલું કરવું. પ્રથમ તો જેમ બને તેમ જલદીથી ઇશ્વરનાં દર્શન કરવાં; ત્યારપછી બીજા બધા કામ કરવાં. ઇશ્વરને મેળવવા માટે શુભ કર્મ સાધનરૂપ છે. [1] વળી મેં શંભુને કહ્યું કે જો તને ઇશ્વરના દર્શન થાય તો તું શું તેમને એમ કહે કે ઉભા રહો, હમણાં મને વખત

---

[1] જેઓને પ્રભુદર્શનની દરકાર નથી અને શુભ કર્મ કરવાની ખાતરજ અનંતકાળ-પર્યંત જેઓ નિષ્કામ ભાવે કરે છે, તથા જેમને મુક્તિની પરવા નથી તેમને માટે આ કથન નથી.

નથી, મારે તો હજી થોડાં દવાખાનાં અને અનાથાશ્રમો બંધાવવાં છે! (હસાહસ.) ભક્ત આ પ્રમાણે કદિ કહેશે નહિ. તે કહેશેઃ "પિતા! પિતા! મને તો આપનાં ચરણકમળ આગળ સ્થાન આપો, આપની સાથેને સાથે રાખો, મને શુદ્ધ ભક્તિ આપો.

કર્મયોગ ઘણો અઘરો છે. શાસ્ત્રમાં જેટલાં કર્મ કરવાનું કહ્યું છે તેટલું કળિયુગમાં અઘરૂં પડે છે. અન્નને આધારે પ્રાણ છે. આ જમાનામાં ગુજરાન મેળવવામાં એટલો બધો વખત જાય છે, કે કર્મ કરવાનો અવકાશજ રહેતો નથી. આજના વખતમાં એવા સખત તાવ આવે છે કે જો દરદીને અસલના વારાના દશમૂળી કવાથ આપવાનો વિચાર કરીએ તો કદાચ કવાથ બનાવતાં પહેલાંજ તેના રામ રમી જાય; માટે એને બદલે સુદર્શનચૂર્ણ વાપરવું જોઇએ. તે પ્રમાણે કળિયુગમાં તો ભક્તિયોગ, ભગવાનનાં નામ અને ગુણનું કીર્તન તથા પ્રાર્થનાજ ઠીક છે. (બ્રાહ્મભક્તોને) તમારો પણ ભક્તિમાર્ગ છે. તમે હરિનામસંકીર્તન કરો એટલે જીવન સફળ થશે. તમારો માર્ગ બહુ સારો છે, તમે વેદાંતીઓની માફક જગતને સ્વપ્નવત્ કહેતા નથી; તમે તેમના જેવા બ્રહ્મજ્ઞાની નથી પણ ભક્ત છો, તમે ઈશ્વરને વ્યક્તિ માનો છો તેજ સરસ છે. તમે ભક્ત છો. તમે તેને ઉત્કંઠાપૂર્વક બોલાવશો તો અવશ્ય તેને પામશો.

---

## ભક્તને ઘેર—ભક્તોની સાથે

આગબોટ કોમલઘાટ પર આવી પહોંચી, બધા ઉતરવા લાગ્યા. કૅબીન બહાર આવી જોયું તો પૂર્ણચંદ્રનો ઉદય થયો છે. ભાગીરથીના વક્ષઃસ્થળ ઉપર અને ઓવારા ઉપર ચંદ્રનાં કિરણ પથરાયાં હતાં. રામકૃષ્ણજીમાટે ગાડી આવી છે. થોડીવાર પછી રામકૃષ્ણજી, મ અને બીજા બે ભક્તો તેમાં બેસે છે. કેશવનો ભત્રીજો નંદલાલ પણ ગાડીમાં તેમની સાથે આવે છે.

ગાડીમાં બેઠા પછી પરમહંસજીએ પૂછ્યું: "તે કયાં છે?" અર્થાત્ કેશવ ક્યાં છે? જોતજોતામાં કેશવબાબુ પણ આવી પહોંચ્યા. તેમનું મોં મલકતું હતું. તેમણે પૂછ્યું: "કોણ કોણ સાથે જાય છે?" બધા ગાડીમાં બેઠા પછી કેશવે જમીનપરથી પરમહંસજીની ચરણરજ લઇ માથે મૂકી અને પરમહંસજીએ પણ તેમની સાથે પ્રેમપૂર્વક વાત કરી રજા આપી.

ગાડી ચાલવા લાગી. અંગ્રેજોના બંગલા ત્યાં આવી રહ્યા હતા, સુંદર રાજમાર્ગ હતો, અમાસીઓ સુંદર વિમળ ચંદ્રકિરણમાં સ્નાન કરી રહી હતી. બારણે ગૅસના દીવા બળતા હતા. અંદરપણ તેજોમય દીપમાળા પ્રગટી રહી હતી. ઘેરઘેર હાર્મોનિયમ તથા પિયાનોના મધુર ધ્વનિ સાથે અંગ્રેજ રમણીઓનાં ગાયન થતાં હતાં. પરમહંસજી ઘણા પ્રસન્ન થયા. તેમણે એકાએક કહ્યું: "મને તરસ લાગી છે." હવે શું કરવું?

નંદલાલે ઇન્ડીઆ કલબ આગળ ગાડી થોભાવી; ત્યાંથી કાચના પ્યાલામાં પાણી આણ્યું. પરમહંસજીએ હસતાં હસતાં પૂછ્યું: "બરાબર ધોયો છે કે?" નંદલાલે કહ્યું "હા" પરમહંસજીએ તે પ્યાલામાંથી પાણી પીધું.

જાણે નાનું બાળક! ગાડી ચાલવા લાગી એટલે ડોકીઆં કરી લોક, ગાડી, ઘોડાં, ચાંદની વગેરે તેઓ જોવા લાગ્યા. જગત્‌ની સર્વ સુંદર ચીજો જોઇ તેમને આનંદ થતો. નંદલાલ કોલૂટોલા આગળ ઉતરી પડયો. પરમહંસજીની ગાડી સુરેશમિત્રના ઘર આગળ આવી. સુરેશબાબુ તેમના પરમ ભકત હતા, અત્યારે તે ઘરમાં ન હતા. તે પોતાના નવા બગીચામાં ગયા હતા. ઘરના માણસોએ અમારે માટે નીચેનો ઓરડો ઉઘાડી આપ્યો. હવે ગાડીનું ભાડું આપવું જોઇએ તે કોણે આપવું? સુરેશ બાબુ હોત તો તે આપત. પરમહંસજીએ એક શિષ્યને કહ્યું–"તમે અંદર જઇ બાબુનાં વહુ પાસેથી ભાડું લઈ આવો. તે આપણને ઓળખે છે, અને મારો તથા તેના વરનો સંબંધ જાણે છે." (હસાહસ)

નરેન્દ્રનું ઘર પણ પાડોશમાં હતું. પરમહંસજીએ તેને બોલાવવા મોકલ્યું. થોડી વારમાં ઘરનાં માણસો તેમને માળપર લઇ ગયાં. ત્યાં શેતરંજી પાથરી હતી અને બેચાર તકીઆ મૂકયા હતા. ભીંતપર સુરેશની પરમપ્રિય છબિ હતી. પરમહંસ રામકૃષ્ણ જાણે કેશવને સર્વ ધર્મનું–ખ્રિસ્તી, હિંદુ, મુસલમાન, બૌદ્ધ સર્વનું એકપણું સમજાવતા હોય તેવું દૃશ્ય આળેખેલું હતું. વળી તેમાં વૈષ્ણવ, શૈવ સર્વ સંપ્રદાયની પણ એકતા બતાવી હતી.

પરમહંસજી આનંદથી વાર્તાલાપ કરવા લાગ્યા. એટલામાં નરેન્દ્ર આવી પહોંચ્યો. તેને જોઇ તેમને બમણો હર્ષ થયો. તેમણે કહ્યું:—"આજ કેશવબાબુ સાથે આગબોટમાં ફરવા ગયો હતો. વિજય અને બીજા કેટલાક ભકતો પણ હતા. પછી મ તરફ આંગળી કરી કહ્યું: "એને પૂછી જો, મેં કેશવને અને વિજયને શું કહ્યું હતું? મા દીકરી નોખા નોખા મંગળવાર કરે અને જટીલા કુટીલા ન હોત તો કૃષ્ણની પ્રેમલીલાને પુષ્ટિ મળત નહિ." મ પ્રતિ "કેમ ખરૂં ને?" મ કહે હા. મોડી રાત થઇ ગઈ તોપણ સુરેશબાબુ ઘેર આવ્યા નહિ. રાતના દશ વાગ્યા હતા. પરમહંસજી હવે દક્ષિણેશ્વર જવાની ઉતાવળ કરવા લાગ્યા.

રસ્તામાં ચંદ્રનું અજવાળું હતું, ગાડી આવી પહોંચી. પરમહંસજી તેમાં બેઠા. નરેંદ્ર અને મ તેમને પ્રણામ કરી પોતપોતાને ઘેર ગયા.





# खंड त्रीजो

## બ્રહ્મસમાજના ભકતોની સાથે વાર્તાલાપ તથા આનંદ

**माश्च योऽव्यभिचारेण भक्तियोगेन सेवते ।**
**स गुणान् समतीत्यैतान् ब्रह्मभूयाय कल्पते ॥**

**गीता, १८–२६**



(લગભગ પચ્ચીશ વર્ષને અંતરે પરમહંસ રામકૃષ્ણજી સિંતિની બ્રહ્મસમાજની મુલાકાતે ગયા છે.)

આજે આશ્વિન માસની કૃષ્ણપક્ષની બીજ છે. બ્રહ્મસમાજના મંદિરમાં એ સમાજનો છમાસિક ઉત્સવ છે. આ પ્રસંગે પરમહંસજીને સમાજ તરફથી નિમંત્રણ થયું છે. સાંજના ત્રણ ચાર વાગતાં તેઓશ્રી કેટલાક પોતાના ભકતો સાથે ગાડીમાં બેસીને દક્ષિણેશ્વરના કાલિકામંદિરથી નીકળી શ્રીયુત વેણીમાધવ પાલના મનોહર ઉદ્યાનયુક્ત નિવાસમાં આવી પહોંચ્યા. એજ સ્થળે બ્રહ્મસમાજનું અધિવેશન થવાનું છે. બ્રાહ્મભકતો તેમના તરફ ઘણો સદ્ભાવ અને શ્રદ્ધા રાખે છે; તેમનો પણ બ્રહ્મસમાજ તરફ ઘણો અનુરાગ છે. ગઇ કાલેજ સાંજના કેટલા ભારે હર્ષની લહાણી કરતા કરતા તેઓ બાબુ કેશવચંદ્રસેન અને તેમના શિષ્યોની સાથે કાલિકા મંદિરથી કલકત્તાસુધી સ્ટીમરમાં બેસીને ગંગાજીમાં સહેલ કરી આવ્યા હતા.

સિંતિ કલકત્તાથી ઉત્તર દિશામાં દોઢ ગાઉને અંતરે પાઇક પાડાની પાસે આવેલું છે.

વાડી–બંગલો ઘણોજ મનોહર છે. સ્થાન અત્યંત એકાંતમાં છે. ઈશ્વરોપાસના માટે તે સવિશેષ યોગ્ય સ્થળ છે. એ બંગલાનો માલીક વર્ષમાં બે વાર પોતાને ઘેર સમાજનો મહોત્સવ કરાવે છે–એક શરદ્‌ઋતુમાં અને બીજો વસંતઋતુમાં–આજના ઉત્સવ નિમિત્તે તેમણે કલકત્તાના તેમજ સિંતિની પાસે આવેલા ગામના અનેક ભકતોને નોતર્યા હતા. કલકત્તેથી શિવનાથ તથા બીજા કેટલાક બ્રહ્મસમાજના ભકતો

આવ્યા હતા. તેમનામાંના કેટલાક પ્રાતઃકાળની ઈશ્વિરોપાસનામાં પણ સામેલ થયા હતા, અને સાયંકાળે પુનઃ ઉપાસના થવાની છે તેની રાહ જોતા બેઠા હતા. વિશેષમાં તેમને ખબર મળી હતી કે આજે બપોરે એક મહા પુરુષનું આગમન થનાર છે, અને તેમની આનંદમય મૂર્તિનાં દર્શન કરવાની તક મળનાર છે. વળી તેમના હૃદયહારી કથામૃતનું પાન કરવાની તથા તેમનું મધુર સંકીર્તન સાંભળવાની અને હરિપ્રેમમય નૃત્ય જોવાની તક તેમને મળનાર છે. આમ હોવાથી તેઓ સર્વ ઘણી ઉત્કંઠાથી સાંજ પડવાની રાહ જોતા બેઠા હતા.

બપોર પછી બગીચામાં લોકોની ઠઠ જામવા લાગી. કેટલાક લતામંડપોમાં મૂકેલી બૅન્ચો ઉપર બેઠા હતા, કેટલાક હોજ આગળ ફરતા ફરતા મિત્રો સાથે વાર્તાલાપ કરતા હતા, કેટલાક સમાજમંદિરમાં જઇ ઉત્તમ આસન પોતાને માટે રોકી લઈ પરમહંસ રામકૃષ્ણજીની રાહ જોતા હતા. બગીચામાં પ્રવેશ કરવાના દરવાજા આગળ એક પાનની દુકાન હતી. પ્રવેશ કરતાં એમજ ભાસ થતો હતો કે જાણે આ સ્થળ એક મંદિર છે, અને આજે રાત્રે અત્ર હરિકથા થનાર છે. ચારે દિશાએ આનંદ આનંદ પથરાઇ રહ્યો હતો. શરદૃઋતુનું સ્વચ્છ આકાશ આનંદથી ચળકાટ મારતું હતું. બગીચાનાં વૃક્ષોમાં, લતાઓમાં તથા પુષ્પોમાં વાયુની લહરીઓ આનંદથી ક્રીડા કરી રહી હતી. આકાશ, વનસ્પતિ, જીવજંતુ સર્વ જાણે એક સ્વરે ગાતાં હતાં કે,

"આજે હૃદય હર્ષે ઉભરાયે, શ્રી હરિમંગલ તેજે !"

સર્વ લોકો ભગવાન્ રામકૃષ્ણનાં દર્શનમાટે આતુર હતા. એવામાં તેમની ગાડી સમાજમંદિર પાસે આવી પહોંચી.

તેમને સન્માન આપવામાટે સઘળા ઉભા થયા. લોકોએ તેમને બધી બાજુએથી ઘેરી લીધા !

પરમહંસજી મહારાજ હસતે મોંએ પોતાના આસન ઉપર આવીને બેઠા. સર્વની ચિત્તવૃત્તિ રામકૃષ્ણજીમાં સ્થિર થઇ ગઇ.

પરમહંસજી સ્મિત કરી શ્રીયુત શિવનાથ તથા બીજા ભક્તો તરફ જોઇને કહેવા લાગ્યા, "ભાઇ શિવનાથ ! તમે બધા ભક્ત છો. તમને જોઇને મને ઘણો આનંદ થાય છે. ગાંજાખોરોનો સ્વભાવ છે કે બીજા ગાંજાખોર મળતાં તેને ઘણો આનંદ થાય છે, અને વળી તેઓ એક બીજાને કોટી પણ કરે છે. ( શિવનાથ વગેરે હસે છે. )

## સંસારી લોકોનો સ્વભાવ

શ્રીરામકૃષ્ણઃ–' હું જોઉં છું કે અમુક માણસનું મન ઇશ્વરમાં કદિ પણ પરોવાતુંજ નથી, ત્યારે હું તેમને કહું છું કે જાઓ, તમે જરા અમારાથી દૂર જઇને બેસો, અથવા જાઓ, મંદિર જોઇ આવો. ' ( રાણી રાસમણિએ બંધાવેલું કાલિકા

મંદિર ) ( સઘળા હસે છે. )

વળી એમ પણ મારા જોવામાં આવે છે કે ભક્તોની સાથે કેટલાક નવરા-રખડેલ લોકો પણ મારી પાસે આવે છે. તેમનું મન દુનિયાદારીમાં સજ્જડ ચોંટી ગએલું હોય છે. તેમને ઈશ્વરસંબંધી સંભાષણ જરાએ ગમતું નથી. પેલા ભક્ત લોકો જ્યારે મારી સાથે કેટકલીવાર સુધી ઈશ્વરકથા અથવા જ્ઞાનચર્ચા કરે છે ત્યારે તેવા સદ્‌ગૃહસ્થોને કાંઇ ચેનજ પડતું નથી. તેઓ ઘડીએ ઘડીએ ઉંચા નીચા થાય છે, અને વારે વારે પેલા ભક્તોના કાનમાં કહ્યા કરે છે કે "ચાલોને, ઉઠોને, બહુવાર થઇ! ચાલવું છે કે નહિ?" તેમ છતાં જ્યારે પેલા ઉઠતા નથી ત્યારે થાકીને પોતે ઉભા થાય છે, અને કહે છે કે, "તમે બેસો, અમે જઇએ છીએ." ભક્તો કહેઃ "જરા બેસોને, જવાય છે." પણ પેલાથી રહેવાતું નથી. તેઓ તો બહાર જઇને હોડીમાં બેસી હવા ખાય છે. ( સઘળા હસે છે. )

સંસારી લોકોને જો કહીએ કે તમે સર્વસ્વ ત્યાગ કરીને કેવળ શ્રીહરિના પાદપદ્મમાંજ ચિત્ત પરોવો, તો તેઓ કદિ આપણું સાંભળશેજ નહિ. એવા વિષયાસક્ત લોકોને ઈશ્વર તરફ ખેંચવાના હેતુથી ગૌરાંગ અને નિત્યાનંદ એ બન્ને ભાઈઓએ વિચાર કરી લોકોને કહ્યું હતું કે, "માંસ-માછલી ખાવાની ઇચ્છા હોય તો ભલે ખાઓ, યુવાન સ્ત્રીઓ સાથે રમણ કરવાની ઇચ્છા હોય તો ભલે તેમ કરો, પણ હરિ-નામ લો." પેલી બે વસ્તુઓના પ્રલોભનથી ઘણા માણસો હરિનામ લેતા થયા. હરિનામામૃતનો સ્વાદ ચાખ્યા પછી તેમને લાગ્યું કે માંસ-માંછલીના શેરવા તે બીજું કાંઇજ નહિ પણ ઈશ્વર પ્રેમનાં અશ્રુ અને યુવતી તે પૃથ્વી. યુવતી સાથે રમણ કરવું એટલે પ્રભુપ્રેમમાં મસ્ત થઇને પૃથ્વી ઉપર આળોટવું તે.

## નામ માહાત્મ્ય

નિત્યાનંદે લોકોને કહ્યું હતું કે, તમે ગમે તે ઉપાયે પણ હરિનામ લો. શ્રી ચૈતન્ય મહાપ્રભુએ કહ્યું છે કે, ઈશ્વરના નામનું માહાત્મ્ય ઘણું અલૌકિક છે. તેનું ફળ કદાચ તુરત જણાય નહિ તો પણ ગમે ત્યારે તે મળવાનુંજ છે. જેમ કોઇ માણસ બગીચાની દિવાલપર એકાદ બીજ મૂકી જાય તેનું ઝાડ તુરતજ નહિ ઉગે, તોપણ કોઇ દિવસ તે બીજ જમીનપર ગબડી પડશે અને તેનો પૃથ્વી સાથે યોગ થતાં તેનું વૃક્ષ થશે અને ફળ ધારણ કરશે.

## ત્રિગુણાત્મક પ્રકૃતિ અને ભક્તિ પણ ત્રિગુણાત્મક

શ્રીરામકૃષ્ણઃ—જેમ સંસારી લોકોમાં સત્ત્વ, રજસ્ અને તમસ્ એવા ત્રણ ગુણ

હોય છે તેમ ભક્તિમાં પણ ત્રણ ગુણ હોય છે."

સંસારી લોકોમાં સત્ત્વગુણ કેવી રીતે ઓળખવો ? જેનું ઘર ભાગ્યું તુટ્યું ગમે તેવી અવસ્થામાં પડેલું હોય છે; ઈશ્વર પૂજન કરવાની ઓરડીમાં પણ કબુતરની અઘારી પડેલી હોય છે; ભીંતમાંથી અહિં તહિં પોપડા ઉખડીને રેતી ખરતી જોવામાં આવે છે; ઘરનો સરસામાન જૂનો તથા જેવો તેવો હોય છે અને તેને ઠીકઠાક કરાવવાની જેને જરાએ પરવા કે કાળજી હોતી નથી; કપડાં જેવાં મળી આવે તેવાં પહેરે છે; ખાવાનું મળ્યું તોએ ઠીક, અને ન મળ્યું તોએ ઠીક; સ્વભાવ અત્યંત શાંત, મધુર, દયાળુ, માયારહિત, નિસ્પૃહી અને કોઇનું જરા પણ અહિત કરવાને અત્યંત નારાજ હોય છે. એવા માણસને સત્ત્વગુણી જાણવા.

સંસારીલોકોના રજોગુણનું લક્ષણ સાંભળો. ખીસામાં ઘડીઆળ,સુંદર સોનાનો અછોડો, હાથમાં બે ત્રણ વીંટીઓ, ઘરનો સરસામાન ફેશનદાર, ભીંતપર રાજા રાણીની તથા દુનિયાના મોટા રજોગુણી માણસોની તસ્વીરો, ઘરની ભીંતો છોયલી અને જ્યારે જરૂર પડે ત્યારે મરામત થતીજ હોય; કોઈ ઠેકાણે જરાએ ડાઘો કે કચરો હોયજ નહિ; તરેહ તરેહનાં સુંદર કપડાં, ભભકાદાર રાચરચીલાં, નોકર ચાકરના પોશાક પણ ભભકાદાર, એ બધાં રજોગુણનાં લક્ષણ છે.

સંસારી લોકમાં તમોગુણનાં લક્ષણ-નિદ્રા, કામ, ક્રોધ, અહંકાર વગેરે.

આ રીતે ભક્તમાં પણ ત્રણ ગુણ હોય છે. જે સત્ત્વગુણી ભક્ત છે તે જરા પણ આડંબર વગર કોઇ કોઇવાર તો સૂતાં સૂતાં જપ, ધ્યાન વગેરે કરે છે. શરીરની દરકાર માત્ર જીવન ટકાવવા પૂરતીજ. રસોઇમાં કોઇ જાતની તજવીજ કે સ્વાદની દરકારજ નહિ. કપડામાં જરાએ ભભકો કે આડંબર નહિ. ઘરમાં સામાન કે રાચરચીલાનો બીલકુલ શોખ નહિ. એવા સવત્ત્ગુણી ભક્ત કદિ કોઇની ખુશામત કરતા નથી.

જે રજોગુણી ભક્ત હોય છે તે તિલક ધારણ કરે છે; રુદ્રાક્ષની અથવા તુલસીની માળા પહેરે છે; વળી તે માળા સોનાના ગાંઠણથી, વચમાં વચમાં સોનાના મણકા મૂકાવીને ગંદાવે છે; (બધા હસે છે) પૂજા કરવા બેસે છે ત્યારે પીતાંબર પહેરી શાલ ઓઢીને બેસે છે.

તમોગુણવાળા ભક્ત ઈશ્વરની પાસે દુર્બળતા ન બતાવતાં સખત જુસ્સો બતાવે છે. જેમ લૂંટારાઓ જોરજુલમ કરીને ધન ઝુંટાવી લે છે તેમ તેઓ ઈશ્વરની પાસે દાવો કરીને-હઠ કરીને પ્રેમ માગે છે, અથવા લૂંટે છે.

તમોગુણ છે તો ખરાબ, પણ તેનું સુકાન ફેરવી નાખીએ એટલે ઈશ્વરપ્રાપ્તિ ઘણીજ સુલભ થઇ જાય છે. ઈશ્વરની આગળ જાંસો કરવો, તે કંઇ પારકો નથી, આપણો નજીકમાં નજીકનો ખરો અંતરનો સંબંધી છે.

## ઈશ્વર કેવો છે ને કેવી રીતે તેને જાણી શકાય?

**भक्त्या त्वनन्यया शक्य अहमेवं विधोऽर्जुन।**
**ज्ञातु द्रष्टुं च तत्त्वेन प्रवेष्टुञ्च परंतप ॥**

**गीता, ११–५४**

એક બ્રાહ્મભક્તે પ્રશ્ન કર્યો કે ઈશ્વર સાકાર છે કે નિરાકાર?

શ્રીરામકૃષ્ણ:—ઈશ્વરનું સ્વરૂપ આવુંજ છે ને આવું નથી, એમ કહી શકાયજ નહિ. તે નિરાકાર છે છતાં સાકાર થઈ શકે છે. ભક્તના સંતોષમાટે તે સાકાર થાય છે. જેઓ જ્ઞાનમાર્ગી છે, જેઓ જગતને સ્વપ્નવત્ માને છે, તેઓને માટે તે નિરાકાર છે. જેઓ ભક્તિમાર્ગે જનારા છે, તેઓ જાણે છે કે અમે એક પદાર્થ છીએ અને જગત્ પણ એક પદાર્થ છે. એવા ભક્તને ઈશ્વર એક વ્યક્તિરૂપે દર્શન આપે છે. જેઓ જ્ઞાનમાર્ગી છે એટલે કે વેદાંતવાદી છે તેઓ "નેતિ નેતિ" એવો વિચાર કરે છે. વિચાર કરતાં કરતાં જ્ઞાનીને સમજાય છે કે અહંભાવ મિથ્યા છે, અને જગત્ પણ મિથ્યા–સ્વપ્નવત્ છે. જ્ઞાનીઓ બ્રહ્મનું જ્ઞાનચક્ષુવડે દર્શન કરી શકે છે.

તે કેવીરીતે? જાણે સચ્ચિદાનંદ એક અગાધ, અનંત સમુદ્ર છે; તેને કિનારો નથી–સીમા નથી; ભક્તિરૂપી ઠંડીથી ઠેકાણે ઠેકાણે એ નિરાકાર જળ સાકાર બરફરૂપ બની ગયું છે; અર્થાત્ ભક્તની આગળ તે કોઈ કોઈ વાર વ્યક્તભાવે સાકાર રૂપે પ્રકટ થાય છે. જ્ઞાનરૂપી સૂર્યની ગરમી પડતાં એ બરફ પીગળી જાય છે એટલે પછી ઈશ્વરનું વ્યક્તરૂપે દર્શન થતું નથી અને તે એક વ્યક્તિ છે એમ પણ કહી શકાતું નથી. તે કોણ છે? કેવો છે? એ મોડે કહેવાયજ નહિ. કોનાથી બોલાય? બોલનાર કોણ? જે બોલનાર તેનું વ્યક્તિત્વ રહ્યું નથી; તેનું અહંપણું પીગળી ગયું છે અને તે બોલ્યું જડતું નથી.

વિચાર કરતાં કરતાં આખરે અહં બહં કશુંએ રહેતું નથી. જેમ કાંદાનું બહારનું પડ ઉખેડીએ તો અંદરનું બીજું પડ માલમ પડે છે, અને એક પછી એક પડ ઉકેલતાં આખરે માંહ્ય કશુંજ જણાતું નથી.

જે ઠેકાણે બોલનાર પોતાનું હુંપણુંજ ગુમાવી બેઠો છે, શોધનાર પોતેજ રહ્યો નથી, ત્યાં પછી બ્રહ્મનું સ્વરૂપ જ્ઞાનદૃષ્ટિથી કેવું જણાય છે તેને કહેનાર કોણ? મીઠાની પુતળી સમુદ્રનું ઉંડાણ માપવા ગઈ, તે સમુદ્રમાં ઉતરતી ગઈ તેમ તેમ ઓગળતી ગઈ; હવે એ શી રીતે બહાર આવે અને સમુદ્રનું ઉંડાણ આપણને કહે?

પૂર્ણ જ્ઞાનનું લક્ષણ શું? પૂર્ણ જ્ઞાન થાય એટલે મનુષ્યની વાણી વિરમી જાય. પછી હુંરૂપી મીઠાની પૂતળી સચ્ચિદાનંદરૂપી સમુદ્રમાં ઓગળી જઈને સમુદ્ર સાથે

એકરૂપ થઇ જાય. ભેદબુદ્ધિ રહેજ નહિ.

જ્યાંસુધી જ્ઞાન થએલું હોતું નથી ત્યાંસુધીજ લોકો બકબકાટ કરે છે અને વાદવિવાદ ચલાવે છે. જ્ઞાન થાય એટલે બધું ચુપાચુપ. ઘડો ભરાઇ જાય અને ઘડાના પાણીની અને નદીના પાણીની એકતા થાય એટલે શબ્દ થતો બંધ થાય. જ્યાંસુધી ઘડો પૂરો ભરાયો ન હોય ત્યાંસુધીજ અવાજ થાય છે—પછી નહિ.

અસલના લોક કહેતા કે કાળેપાણીએ ગએલું વહાણ પાછું આવેજ નહિ.

આપ મૂએ પીછે ડુબ ગઇ દુનિયા. ( હસે છે. )

પરંતુ લાખવાર બ્રહ્મવિચાર કર્યા છતાં એ દેહ હોય ત્યાં સુધી હુંપણું જતું નથી. એટલા માટે "હું ભક્ત છું" એવા પ્રકારનું હુંપણું આપણા જેવા માટે ઉત્તમ છે.

ભક્તને માટે સગુણ બ્રહ્મ છે; અર્થાત્ તે ગુણ ઐશ્વર્યયુક્ત છે. તે એક વ્યક્તિ છે, સાકાર છે, દર્શન પણ આપે છે. તે પ્રાર્થના સાંભળે છે. (બ્રહ્મસમાજના ભક્તોને) તમે જે પ્રાર્થના કરો તે તેનેજ ઉપલક્ષીને કરજો. તમે વેદાંતવાદી નથી, જ્ઞાની નથી, તમે ભક્ત છો. ભલે તમે ઇશ્વરને સાકાર માનો અથવા ન માનો, તેમાં કશી હરકત નથી. ઇશ્વર એક વ્યક્તિ છે, અને મનુષ્યનો તેની સાથે ઘણો નિકટનો સંબંધ છે, એટલું તમે માનો છો તે પણ ઠીક છે. જે પ્રભુ તમારી પ્રાર્થના સાંભળે છે, સૃષ્ટિ સ્થિતિ અને પ્રલય કરે છે, તે અનંત શક્તિવાન્ છે. ભક્તિથી તેને સહજમાં પામી શકાય છે.

---

## ઈશ્વરદર્શન—સાકાર કે નિરાકાર ?

એક બ્રહ્મભક્તે પ્રશ્ન કર્યો કે "મહારાજ ! ઇશ્વરનું દર્શન થઇ શકે ખરૂં ? જો થતું હોય તો આપણે તેને કેમ જોઇ શકતા નથી ?"

શ્રીરામકૃષ્ણ:—હા, અવશ્ય દર્શન થઇ શકે છે. જેમ સાકાર સ્વરૂપનું દર્શન થઇ શકે તેમ તેના અવ્યક્ત રૂપનું દર્શન થઇ શકે છે.

બ્રાહ્મભક્ત:—શો ઉપાય કર્યાથી ઇશ્વરનું દર્શન થઇ શકે ?

શ્રીરામકૃષ્ણ:—અત્યંત વ્યાકુળતાપૂર્વક તેને માટે પોકાર કરવો જોઇએ. તેની આગળ આર્તપણે કકળી પડવું જોઇએ. લોકો પુત્રમાટે, સ્ત્રીમાટે, ધનમાટે એટલાં આંસુ પાડે છે કે એક ઘડો ભરાય; પરંતુ ઇશ્વરના વિરહથી આંસુનું એક ટીપું પણ કોઇ પાડે છે ? એક દાખલો આપું. મા પોતાના બાળકને રમવામાટે ચૂસણી આપે છે. તેની સાથે રમત કરવામાં છોકરૂં માને ભૂલી જાય છે. મા તે દરમ્યાન રાંધવાનું વગેરે ઘરકામ કરે છે. થોડીવારે બાળક ચૂસણીથી કંટાળીને ફેંકી દઇને રડવા માંડે છે, એટલે મા ચૂલે ઉકળતી દાળ પડતી મૂકીને પણ તેની પાસે દોડી આવે છે, અને તેને ખોળામાં લઇને ધવરાવે છે.

બ્રાહ્મભક્તઃ—મહારાજ ! ઈશ્વરના સ્વરૂપ સંબંધી જગતમાં નાના પ્રકારના મત-મતાંતરો શામાટે ચાલતાં હશે ? કોઇ કહે છે કે તે સાકાર છે; કોઇ કહે છે કે નિરાકાર છે; વળી સાકારવાદીઓમાં પણ નાના પ્રકારના મતભેદ જોવામાં આવે છે. આટલો બધો ગોટાળો શામાટે થતો હશે ?

શ્રીરામકૃષ્ણઃ—જે ભક્તને ઈશ્વરના જે સ્વરૂપનું દર્શન થાય છે તે સ્વરૂપને તે માને છે. ખરૂં જોતાં એમાં ગોટાળો કશો છેજ નહિ. માત્ર તેના કોઇ પણ એક સ્વરૂપનો સાક્ષાત્કાર થાય એટલે પછી બીજું સર્વ તે પોતેજ સમજાવી દે છે. જે શેરીમાં આપણે કદિ ગયા નથી તેની ખબર આપણને અહિં બેઠાં બેઠાં શી રીતે મળે ?

એક દૃષ્ટાંત સાંભળો; એક માણસ દિશાએ જવા ગયો હતો. તેણે જોયું કે એક ઝાડ ઉપર એક જનાવર બેઠેલું છે. તેણે ઘેર આવતાં એક જણને કહ્યું કે પેલા ઝાડ પર એક સુંદર લાલ રંગનું જનાવર બેઠેલું છે તે મેં જોયું. પેલા માણસે જવાબ આપ્યો કે જ્યારે હું દિશાએ જવા ગયો હતો ત્યારે મેં પણ જોયું હતું, પણ તે લાલ ન હતું, ભૂરા રંગનું હતું. ત્રીજો માણસ બોલ્યો કે તમે બેઉ ખોટા છો; તે રાતુંએ નથી અને ભૂરૂં પણ નથી; પીળા રંગનું છે ! એ પ્રમાણે જૂદા જૂદા માણસો જૂદી જૂદી વાતો કહેવા લાગ્યા. છેવટે બધા તે ઝાડ પાસે ગયા. ત્યાં એક માણસ બેઠેલો હતો. તેને પૂછ્યું ત્યારે તેણે કહ્યું કે, હું આ ઝાડ નીચેજ રહું છું. એ જનાવ-રને હું સારી રીતે જાણું છું. તમે બધા જે કાંઇ કહો છો તે સત્ય છે. તે કોઇવાર લાલ, કોઇવાર પીળું, કોઇવાર લીલું એમ જૂદા જૂદા રંગ ધારણ કરી શકે છે. વળી કોઇવાર તો તેને રંગજ હોતો નથી.

સારાંશ એ છે કે જે કોઇ ઈશ્વરનું હરહમેશ ચિંતવન કરે છે તેજ જાણી શકે છે કે તેનું સ્વરૂપ કેવું છે. તેજ જાણી શકે છે કે ઈશ્વર નાના પ્રકારનાં સ્વરૂપ ધારણ કરી શકે છે, અને જૂદે જૂદે રૂપે દર્શન આપે છે. તે સગુણ છે, અને નિર્ગુણ પણ છે. જે ઝાડ તળે રહે છે તેજ જાણી શકે છે કે એ બહુરૂપી જનાવર જૂદા જૂદા રંગનું થઇ શકે છે અને કોઇવાર કેવળ રંગ વગરનું પણ થઇ જાય છે. બીજા લોકો માત્ર વાદવિવાદ કરી ઝગડો મચાવે છે અને નિરર્થક કલેશ કરે છે.

એક કવિએ કહ્યું છે કેઃ—

"નિરાકાર છે તાત અમારો, અમ જનની સાકાર."

ઈશ્વરનું જે સ્વરૂપ ભક્તને પ્રિય હોય તેરૂપે તે તેને દર્શન આપે છે. તે ભક્તવ-ત્સલ છે. શાસ્ત્રમાં કહ્યું છે કે "ભક્તવીર હનુમાનની ખાતર કૃષ્ણે રામરૂપ ધારણકર્યું હતું."

વેદાંત દૃષ્ટિએ જોતાં તો રૂપબુપ છેજ નહિ, એ દર્શનશાસ્ત્ર પ્રમાણે તો બ્રહ્મજ કેવળ સત્ય છે; નામરૂપયુક્ત જગત મિથ્યા છે. જ્યાંસુધી હું ભક્ત છું એવું હુંપણું રહે છે ત્યાંસુધીજ ઈશ્વરનું દર્શન કરવાનો તેમજ ઈશ્વરને વ્યક્તિ માનવાનો

સંભવ છે. તત્ત્વજ્ઞાનની દૃષ્ટિથી જોઇએ તો ભક્તનું હુંપણું તેને ઈશ્વરથી કાંઇક દૂર રાખે છે. કાલીના સ્વરૂપમાં અને કૃષ્ણના સ્વરૂપમાં આટલો તફાવત કેમ? દૂરથી જોઇએ છીએ માટેજ. દૂરથી સૂર્ય નાનો દેખાય છે. વળી કાળી અને કૃષ્ણ શ્યામ વર્ણનાં શામાટે? એ પણ દૂરથી જોઇએ છીએ તેથી. જેમ સરોવરનું પાણી દૂરથી જોઇએ તો ભૂરૂં દેખાય છે અને કોઇવાર કાળું કે લીલું દેખાય છે, પણ ખોબામાં લઇને જોતાં તે રંગ વગરનું જણાશે. આકાશ દૂરથી ભૂરૂં દેખાય છે પરંતુ પાસેથી જોતાં રંગ વગરનું જણાશે. * * *

* * * *

## ઈશ્વરપ્રાપ્તિનાં લક્ષણ અને સાત ભૂમિકા

**यस्त्वात्मरतिरेवस्यादात्मतृप्तश्च मानवः ।**
**आत्मन्येव च संतुष्टस्तस्य कार्यं न विद्यते ॥**

**गीता, ३–१७**

વેદમાં બ્રહ્મજ્ઞાનીની નાના પ્રકારની અવસ્થાઓનું વર્ણન આપેલું છે.

જ્ઞાનમાર્ગ ઘણો કઠણ માર્ગ છે. વિષયલોલુપતા, કામિની અને કાંચન તરફ આસક્તિ, એમાંનું જરા પણ રહી ગયું હોય તો જ્ઞાન થયું કહેવાયજ નહિ.

આ સંબંધે વેદમાં સાત ભૂમિકાઓની હકીકત આપેલી છે. એ સાત ભૂમિકાઓ તે મનનાં જૂદાં જૂદાં સ્થાન છે. જ્યાંસુધી સંસારના વિષયોમાં મન પરોવાયલું રહે છે ત્યાંસુધી લિંગ, ગુદા અને નાભિ એ ત્રણ સ્થાનમાં મન રહે છે. તે વખતે મનની ઊર્ધ્વદૃષ્ટિ થતીજ નથી, માત્ર કાંચન કામિનીમાંજ મન આસક્ત રહે છે. મનની ચોથી ભૂમિકા હૃદય છે. તે વખતે પ્રથમ ચૈતન્યનો ઉદય થાય છે, અને ચારે બાજુએ જ્યોતિનાં દર્શન થાય છે. તેવે વખતે એ વ્યક્તિ ઈશ્વરીય જ્યોતિનાં દર્શન કરીને ચકિત થઇ જાય છે કે અહાહા! આ શું દર્શન થયું! ત્યારપછી તેની દૃષ્ટિ નીચે–એટલે સંસારના પદાર્થો ઉપર ઠરતી નથી.

મનનું પાંચમું સ્થાન કંઠ છે. જેનું મન કંઠમાં સ્થિર થાય છે તેનું અજ્ઞાન–અવિદ્યા નાશ પામે છે, તેને ઈશ્વરીય કથા સિવાય અન્ય વિષય પ્રિય લાગતો નથી. કોઇ બીજી વાત કહાડે તો તે ત્યાંથી ઉઠીને ચાલતો થાય છે. તેને દુનિયાદારીના વિષય ઉપર બોલવું કે વાત કરવી રુચતીજ નથી.

મનનું છઠ્ઠું સ્થાન કપાળ છે. મન ત્યાં આગળ જાય છે એટલે અહોનિશ ઈશ્વરનુંજ દર્શન થાય છે. છતાં ત્યાં પણ એક પ્રકારનું अहं–હુંપણું રહી જાય છે. તે વ્યક્તિ ઈશ્વરના અનુપમ સ્વરૂપના દર્શનથી ઉન્મત્ત બની જાય છે. તે એ સ્વરૂ-

પને સ્પર્શ કરવા કે આલિંગન દેવા જાય છે પણ તેમ થઇ શકતું નથી. ફાનસમાં દીવો બળતો જોઇને પતંગીયું જાણે કે હમણાં તેને સ્પર્શ કરૂં પણ કાચના, અંતરાયને લીધે તે દીવાને સ્પર્શ કરી શકતું નથી.

મસ્તક એ મનની સાતમી ભૂમિકા છે. મન ત્યાં પહોંચે એટલે સમાધિ પ્રાપ્ત થાય છે અને બ્રહ્મજ્ઞાનીને બ્રહ્મનાં પ્રત્યક્ષ દર્શન થાય છે. એ અવસ્થાએ ગયા પછી શરીર ઝાઝા દિવસ ટકતું નથી. હમેશાં સમાધિસ્થ રહે છે. ખાઇ શકતું નથી. મોંમાં દૂધ રેડવામાં આવે તોપણ તે બહાર નીકળી પડે છે. એ સાતમી ભૂમિકામાં ગયા પછી એકવીશમે દિવસે શરીર છૂટી જાય છે.

બ્રહ્મજ્ઞાનીનો આવો કઠિનમાર્ગ તમારે માટે નથી. તમારે તો ભક્તિમાર્ગજ ગ્રાહ્ય છે. ભક્તિમાર્ગ ઘણોજ સહેલો અને સુલભ છે.

## સમાધિ અને કર્મત્યાગ

મને એકવાર કોઇએ પૂછ્યું હતું કે, "મહારાજ ! તમે સમાધિ ચડાવતાં શીખવી શકો છો ?" ( સઘળા હસે છે. )

સમાધિ થયા પછી સર્વ પ્રકારનાં કર્મોનો ત્યાગ થઇ જાય છે. સંધ્યા, પૂજા, જપ વગેરે કર્મો, સંસારનાં કામકાજ સર્વ છૂટી જાય છે. શરૂઆતમાં જપ, ધ્યાન વગેરેની ખૂબ રમઝટ ચાલે છે; પરંતુ જેમ જેમ ઈશ્વરની નજીક જવાય છે તેમ તેમ કર્મનો આડંબર કમી થતો જાય છે. તે એટલે સુધી કે આખરે ઇશ્વરનો નામોચ્ચાર, તેની પ્રાર્થના, ભજન વગેરે તમામ બંધ થઇ જાય છે. (શિવનાથને) જ્યારે તમે આ મેળાવડામાં આવવાના હતા ત્યારે તમારૂં નામ, તમારા ગુણ, તમારાં કાર્યો ઇત્યાદિ વિષે અહિં વાતચિત થતી હતી; પરંતુ તમે જાતે આવ્યા એટલે તે બધું બંધ થઇ ગયું અને તમારા દર્શનનોજ આનંદ લોકો લેવા લાગ્યા.

જ્યારે નામસંકીર્તનની શરૂઆત થાય છે ત્યારે ભજનમંડળી "નિતાઇ આમર માતા હાતી"–"નિતાઇ આમાર માતા હાતી" એવું બોલે છે. પછી જ્યારે ભજનનો રસ વધારે ગાઢ થાય છે ત્યારે ફક્ત "હાતી હાતી" એટલુંજ બોલાય છે. પછી માત્ર "હાતી" એટલુંજ માત્ર મોઢેથી બોલી શકાય છે. એમ કરતાં છેવટે "હા" કહેતાં કહેતાં ભાવસમાધિ આવી જાય છે. ત્યારપછી તો કીર્તન કરાવનાર વ્યક્તિ તદ્દન નિશ્ચેષ્ટ થઇ જાય છે.

દાખલા તરીકે જ્યારે બ્રાહ્મણો જમવા આવે છે ત્યારે ખૂબ શોરબકોર મચી રહે છે. પછી જ્યારે પતરાળાં નંખાય છે ત્યારે બધા પોતપોતાની જગ્યાએ બેસી જાય છે અને ઘોંઘાટ ઘણે અંશે કમી થાય છે; ત્યાર પછી "લાડુ આવવા દેજો." "આ તરફ લાડુ આવવા દો" એટલુંજ સંભળાય છે. પછી જ્યારે તેઓ જમવા

બેસે છે ત્યારે બારઆની અવાજ ઘટી જાય છે. માત્ર કોઇ કોઇ વાર દાળના સબડકા સિવાય બીજું કશું ભાગ્યેજ સંભળાય છે. છેવટે જ્યારે દાળ ભાત પીરસાય છે ત્યારે પાછા સબડકા વધારે સંભળાય છે. અને જમ્યા પછી તો નિદ્રા—બસ, બધું ચુપાચુપ.

તેમ શરૂઆતમાં કર્મ, ઉપાસના વગેરેની ખૂબ પ્રવૃત્તિ રહે છે; પરંતુ જેમ જેમ સાધક ઈશ્વરની નજીક આવતો જાય છે તેમ તેમ કર્મ ઓછું થાય છે, અને કર્મનો સંપૂર્ણ ત્યાગ થતાં સમાધિ પ્રાપ્ત થાય છે.

કોઇ ગૃહસ્થની સ્ત્રી જ્યારે ગર્ભિણી થાય છે ત્યારે તેની સાસુ તેના ઉપરનું કામ કાંઇક ઓછું કરે છે. નવમો મહિનો બેઠા પછી તેની પાસેથી બહુજ થોડું કામ લેવામાં આવે છે, અને પ્રસવ થયા પછી તો સર્વ કામ બંધ થઇને માત્ર પોતાના છોકરાને લઇનેજ બેસી રહે છે. ઘરનું કામકાજ સાસુ, નણંદ, દેરાણી વગેરે કરે છે.

સમાધિસ્થ થયા પછી શરીર ઝાઝો વખત ટકતું નથી. કેટલાક જગતને ઉપદેશ આપવાના હેતુથીજ શરીર ટકાવી રાખે છે. જેમકે નારદ ઇત્યાદિ; અથવા તો ચૈતન્ય મહાપ્રભુ જેવા અવતારી પુરુષો. કૂવો ખોદાઇ રહ્યા પછી કેટલાક લોકો કોદાળી, પાવડો ફેંકી દે છે, અને કેટલાક સાચવી રાખે છે; તે એટલામાટે કે વખતે પાડોશીમાંથી કોઇને ખપ લાગે. એવા મહાપુરુષો હમેશાં મનુષ્યોનું દુઃખ જોઇને દયાર્દ્ર થઇ જાય છે. તેઓ જરા પણ સ્વાર્થપરાયણ હોતા નથી. 'પોતાને જ્ઞાન થયું એટલે બસ' એવું તેઓ કદિ મનમાં લાવતા નથી. સંસારના સ્વાર્થી લોકોનો સ્વભાવ તો તમે જાણતાજ હશો. કપાયલી આંગળીપર પણ મૂતરે નહિ, કેમકે એથી રખેને કંઇક પરોપકાર થઇ જાય! (સઘળા હસે છે) બે પૈસાની મિઠાઇ જો એવાની પાસે બજારમાંથી મંગાવીએ તો માંહ્યથી થોડીક ખાધા વગર રહેજ નહિ. (સઘળા હસે છે.)

પણ જગતને ઉપદેશ આપવા બહાર પડવું હોય તો સામર્થ્ય જોઇએ. પાતળી લાકડી પોતે તો નદીમાં તરતી ચાલી જાય છે, પણ જો એકાદ પક્ષી તેના ઉપર બેસે તો એટલા ભારથી પણ તે ડૂબી જાય છે. નારદ જેવા મહાપુરુષો શીમળાના લાકડા જેવા છે. તેઓ પોતે તરે એટલુંજ નહિ પણ તેમને જે વળગે તેમને પણ તારી શકે છે. માણસ તો શું પણ ગાય, બળદ અને હાથીને પણ તારી શકે.

---

## ઇશ્વરદર્શન અને પુનર્જન્મ

**अदृष्टपूर्वं हृषितोऽस्मि दृष्ट्वा भयेन च प्रव्यथितं मनो मे।**
**तदेव मे दर्शय देव रूपं प्रसीद देवेश जगन्निवास॥**

**गीता, ११-४५**

× × × ×

પરમહંસજી પોતાના ગંધર્વને પણ લજાવે એવા મધુર કંઠથી ગાવા લાગ્યાઃ—

ડૂબ, ડૂબ, ડૂબ, મન ! રૂપનિધિમાં ડૂબ ડૂબ. ટેક
તળ વિતળ પાતાળ ખૂંદ, પામશે તું પ્રેમધન;
કમર કસી શોધ, શોધ, હૃદયમાંજ વૃંદાવન. ડૂબ૦
ઝળહળતી જ્ઞાનજ્યોતિ, હૃદયમંદિરે સુહાવ;
સતત પ્રેમ જ્ઞાન ભક્તિ, રશ્મિમાં તું માલ માલ. ડૂબ૦
રૂમ ઝુમ રૂમ ઝુમ નાદ થાય, ધ્યાન સુરતિમાંજ જાય,
નમી નમી ગુરૂદેવ પાય, કબીર લીન થાય થાય. ડૂબ૦

શ્રીરામકૃષ્ણઃ—ઈશ્વરનું દર્શન થયા પછી પણ ભક્તને તેની લીલા નિહાળવાની ઇચ્છા થાય છે ખરી. રામચંદ્રજીએ રાવણનો વધ કર્યા પછી જ્યારે લંકામાં પ્રવેશ કર્યો ત્યારે વૃદ્ધ નિકષા નાસી જવા લાગી, એ વખતે લક્ષ્મણે કહ્યું:—"હે રામ ! આપણે આ શું દેખીએ છીએ ? આ નિકષા મરવા ભોંય સુંઘે છે. અરે તેના પુત્રો હણાયા તોપણ હજી તે જીવ બચાવવાને માટે કેવી નાસે છે ?" રામચંદ્રજીએ નિકષાને અભયદાન આપીને પોતાની પાસે બોલાવી અને નાસવાનું કારણ પૂછ્યું. ત્યારે તેણે ઉત્તર દીધો કે, "હે રામ ! આટલા વરસ જીવી તો તમારી આ બધી લીલા જેવા પામી. હજી વધારે જીવવાની ઇચ્છા છે. હજી તો મારે તમારી કંઇ કંઇ લીલા જોવાની છે ! (સઘળા હસે છે.)

( શિવનાથને ) તમને જેવાની મને બહુ હોંસ થાયછે. શુદ્ધાત્માનું દર્શન કરવાનું મને ન મળે તો હું જીવું શી રીતે ? શુદ્ધાત્મા પૂર્વજન્મનો સગો હોય એમ મને તેના ઉપર ઉમળકો આવે છે.

એક બ્રાહ્મભક્તે પ્રશ્ન કર્યોઃ મહારાજ! આપ પુનર્જન્મને માનો છો ?

શ્રીરામકૃષ્ણ—"હા, મેં સાંભળ્યું છે કે પુનર્જન્મ થાય છે. ઈશ્વરની યોજના આપણે અલ્પ બુદ્ધિવાળા મનુષ્યો સમજી શકીએ નહિ. ઘણા કહી ગયા છે કે પુનર્જન્મ થાય છે અને તેમનાં વચન ઉપર હું અશ્રદ્ધા કરી શકતો નથી. ભીષ્મપિતા પોતાનો દેહ છોડવાની તૈયારી કરતા હતા. બાણશય્યા ઉપર સૂતા હતા. પાંડવો અને શ્રીકૃષ્ણ પોતે તેમની પાસે ઉભા હતા. તે વખતે સૌએ જોયું કે તેમની આંખમાંથી આંસુ પડતાં હતાં. અર્જુને કૃષ્ણને પૂછ્યું; "ભાઇ, આ કેવું આશ્ચર્ય ! પિતામહ જે સ્વયં ભીષ્મદેવ, સત્યવાદી, જિતેન્દ્રિય, મહાજ્ઞાની, અષ્ટ વસુમાંના એક વસુ, તેઓ દેહત્યાગ સમયે માયામુગ્ધ જીવની માફક શામાટે રડતા હશે ?" શ્રીકૃષ્ણે ભીષ્મદેવને કહ્યુ કે આ પ્રશ્નનો ઉત્તર આપો. ત્યારે તેમણે કહ્યું; "હે કૃષ્ણ ; હું શા કારણથી રડું છું તે તમે સારી રીતે જાણો છો. પાંડવો કે જેમના તમે ભગવાન્ પોતે

સારથી છો, તેમનાં દુ:ખનો–વિપત્તિનો અંત આવતો નથી, એ વિચાર જ્યારે મનમાં આવે છે ત્યારે મારાથી રડી દેવાય છે, અને એમ થાય છે કે ઈશ્વરના કાર્યક્રમની મને કશી સમજ પડતી નથી.

## ભકતોની સાથે કીર્તનાનંદ

સમાજમંદિરમાં સાયંકાળની ઉપાસના થઇ ગઈ. રાતના સાડા આઠનો સુમાર થયો હતો. સૂર્યાસ્ત થયા પછી ચારપાંચ ઘડીએ ચંદ્રનો ઉદય થયો. બગીચાનાં વૃક્ષો, લતાઓ, પત્રો સર્વ શરદ્‌ઋતુના ચંદ્રની વિમળ જ્યોત્સ્નાથી રૂપેરી રંગે રંગાઇ ગયાં. આ બાજુએ સમાજમંદિરમાં સંકીર્તનનો આરંભ થયો. પરમહંસ રામકૃષ્ણ હરિ-પ્રેમમાં મસ્ત થઇને નૃત્ય કરવા લાગ્યા. બ્રાહ્મભકતો પણ ખોલ,+ કરતાલ લઇને તેમની આસપાસ મંડળાકારે નૃત્ય કરવા લાગ્યા. સઘળા ભાવોન્મત્ત બની ગયા. જાણે ભગવાનનો સાક્ષાત્કારજ ન થતો હોય ! હરિનામની ગર્જના વારંવાર થવા લાગી. આસપાસનાં ગામોના રહેવાસીઓએ એ હરિનામ ધ્વનિ સાંભળ્યો અને, બંગલાના માલીક વેણીમાધવબાબુને ધન્યવાદ આપવા લાગ્યા.

સંકીર્તન પૂરૂં થયા પછી રામકૃષ્ણજી નીચા નમીને જગન્માતાને પ્રણામ કરવા લાગ્યા, અને બોલતા ગયા કે, " ભાગવત, ભકત, ભગવાન્; જ્ઞાનીના ચરણમાં પ્રણામ; ભક્તના ચરણે પ્રણામ; સાકારવાદી ભક્તના ચરણે પ્રણામ; નિરાકારવાદી ભક્તને ચરણે પ્રણામ; પ્રાચીન કાળના બ્રહ્મજ્ઞાનીઓને પ્રણામ; બ્રહ્મસમાજના આધુનિક બ્રહ્મજ્ઞાનીઓને પ્રણામ."

વેણીમાધવબાબુએ નાના પ્રકારની ભોજન સામગ્રી તૈયાર કરાવી હતી. તેમણે સર્વ ભકતોને જમાડીને તૃપ્ત કર્યા. પરમહંસ રામકૃષ્ણજીએ પણ સર્વ ભકતોની સાથે આનંદપૂર્વક ભોજન કર્યું.

+ બંગાળામાં વપરાતું મૃદંગને મળતું પણ વચમાંથી વાંકું ઉપસેલું વાદ્ય. ભા૦કે૦





# खंड चोथो

## શરીરત્યાગ કે આત્મહત્યા?

**न जायते म्रियते वा कदा चिन्नायं भूत्वा भविता वा न भूयः ।**
**अजो नित्यः शाश्वतोऽयं पुराणो न हन्यते हन्यमाने शरीरे ॥**

**गीता. २–२०.**




યુત વિજય કૃષ્ણ ગોસ્વામી શ્રીરામકૃષ્ણજીનાં દર્શન કરવા માટે દક્ષિણેશ્વરના કાલિકામંદિરમાં આવ્યા છે. તેમની સાથે ત્રણ ચાર બ્રાહ્મભક્તો પણ છે. આજે કાર્તિક માસની શુક્લ પક્ષની ચતુર્થી છે. અંગ્રેજી સન ૧૮૨૨ ના ડીસેંબરની ૧૪ મી તારીખ છે. પરમહંસજીના પરમ ભક્ત બળરામની સાથે હોડીમાં બેસીને તેઓ સર્વ કલકત્તેથી અહિં આવ્યા છે. રામકૃષ્ણજી બપોરના જરા વિશ્રામ લેતા બેઠા છે. આજે રવિવાર હોવાથી ઘણાં માણસોનું આવવું થાય છે. જે ભક્તોને પરમહંસજી સાથે એકાંતમાં વાતચીત કરવાની ઇચ્છા હોય છે તેઓ હમેશાં બીજો કોઇ દિવસ પસંદ કરે છે.

પરમહંસજી એક પાટ ઉપર બેઠા છે. વિજય, બળરામ, માસ્તર અને બીજા ભક્તો પશ્ચિમે તેમના તરફ મુખ કરીને કોઇ સાદડી ઉપર તો કોઇ કેવળ ભોંય પરજ બેઠા છે. ઓરડાના પશ્ચિમ તરફના બારણામાંથી ગંગાનાં દર્શન થાય છે. શિયાળો હોવાથી નિર્મળ જળયુક્ત ભાગીરથી સ્થિર રીતે વહી રહી છે. બારણાની બહાર પશ્ચિમ તરફ અર્ધ ગોળાકાર ઓટલો છે અને ઓટલાની આગળ પુષ્પવાટિકા છે. તેની પેલીમેર પત્થરનો પુસ્તો છે. પુસ્તાની પશ્ચિમ બાજુએ પવિત્ર પાપહારિણી ભાગીરથી મંદિરના ઓવારાને આનંદથી પખાળતી પખાળતી વહી જાય છે.

શિયાળો હોવાથી બધા શરીરે ગરમ કપડાં પહેરીને આવ્યા છે. વિજયને શૂળનો સખ્ત વ્યાધિ હોવાથી ઘણું કષ્ટ પામે છે. સાથે દવાની શીશી લાવ્યા છે. દવા પીવાને

વખત થયો એટલે તેમણે દવા પીધી. વિજય હમણાં * સાધારણ બ્રહ્મ સમાજના એક પગારદાર ઉપદેશક છે. સમાજની વેદી ઉપર બેસીને ઉપદેશ–વ્યાખ્યાન કરે છે, તોપણ સમાજના આગેવાનો સાથે તેને અનેક પ્રકારના મતભેદ પડયા છે. નોકરી સ્વીકારી એટલે કરે પણ શું ? સ્વતંત્રતાથી ઉપદેશ અને સમાજને લગતું કાર્ય તે કરી શકતા નથી. એમનો જન્મ ઘણા પવિત્ર કુળમાં થએલો છે. ગોસ્વામી અદ્વૈતાચાર્યના તે વંશજ છે. અદ્વૈતાચાર્ય મહાજ્ઞાની હતા. તેઓ નિરાકાર પરબ્રહ્મનું ધ્યાન કરવા છતાં ભકિતની પરાકાષ્ઠાએ પહોંચેલા હતા. તે ભગવાન ચૈતન્યદેવના એક મુખ્ય સંગી હતા. હરિપ્રેમમાં મસ્ત બનીને નૃત્ય કરતા હતા, અને નૃત્ય સમયે અલૌકિક આનંદને લીધે બેશુદ્ધ બનીને પોતે પહેરેલાં વસ્ત્ર ખસી જતાં તેનું પણ ભાન રહેતું નહિ. વિજય બ્રહ્મસમાજમાં છે અને નિરાકાર પરબ્રહ્મનું ધ્યાન કરે છે, પરંતુ તેના પૂર્વજ મહાન્ ભકત અદ્વૈતાચાર્યનું લોહી હજી તેની નાડીઓમાં ઉછળે છે; તેના શરીરમાં રહેલું હરિપ્રેમનું બીજ અંકુરિત થઇ પ્રકટ થવાના સમયની રાહ જોઇ રહ્યું છે. તેજ કારણથી પરમહંસ રામકૃષ્ણજીનો દેવદુર્લભ હરિપ્રેમ અને પ્રેમમસ્ત સ્થિતિ જોઇને તે તેમના તરફ આકર્ષાયા છે. જેમ મંત્રમુગ્ધ સર્પ બાજીગરની સામે ફણા માંડીને નિશ્ચળ બનીને બેસી રહે છે, તેમ પરમહંસજીના મુખમાંથી નીકળતી અમૃતમય ભગવત્ કથાનું શ્રવણ કરતાં વિજયકૃષ્ણ ગોસ્વામી મુગ્ધ થઇને એ મહાત્માની પાસે કલાકના કલાક બેસી રહે છે. વળી પરમહંસજી જ્યારે ઈશ્વરપ્રેમથી ભાવોન્મત્ત બનીને બાળકની માફક નૃત્ય કરે છે ત્યારે વિજય પણ એ નૃત્યમાં સામેલ થાય છે.

એક છોકરાએ પોતાના ગળામાં અસ્રો મારીને આત્મહત્યા કરી હતી, પ્રથમ તેની વાત નીકળી. છોકરાનું નામ વિષ્ણુ હતું.

શ્રીરામકૃષ્ણ:—( વિજય, માસ્તર અને બીજા ભકતોને ) જુઓ, એ છોકરાએ આત્મહત્યા કરી એ વાત સાંભળીને તમારૂં મન જરા ખિન્ન થયું છે; તે અહિં મારી પાસે કોઇ કોઇવાર આવતો હતો. તે નિશાળે ભણતો હતો. તે મને કહેતો કે. “ મને સંસાર પર કંટાળો આવવા લાગ્યો છે. ” ત્યાર પછી થોડો વખત તે પશ્ચિમ બંગાળામાં કોઇ સગાને ઘેર રહ્યો હતો. ત્યાં પણ તે એકાંતમાંજ રહેતો. ખેતરોમાં, પર્વતો પર તથા અરણ્યમાં તે હમેશાં જતો અને ધ્યાન કરતો. તે એમ પણ કહેતો કે મને કોઇ કોઇવાર ઈશ્વરની ઝાંખી થાય છે.

* રાજા રામમોહનરાયે સ્થાપેલી બ્રહ્મસમાજ મહર્ષિ દેવેન્દ્રનાથ ટાગોરના સમય સુધી બ્રહ્મસમાજજ કહેવાતી. ત્યાર પછી બાબુ કેશવચંદ્રસેન અને દેવેન્દ્રનાથને મતભેદ પડયો, એટલે સમાજ વિભક્ત થઈ. દેવેન્દ્રનાથવાળી આદિ બ્રહ્મસમાજ કહેવાઈ અને કેશવવાળી સાધારણ બ્રહ્મસમાજ કહેવાઇ. ભા. કે.

મને એમ લાગે છે કે આ એનો છેલ્લો જન્મ છે. પૂર્વજન્મોમાં તેણે ઘણો પુરુષાર્થ કર્યો હોવો જોઇએ. જે કાંઇ બાકી હતું તે એણે આટલાં વર્ષમાં કરી નાખ્યું.

પૂર્વ જન્મના સંસ્કાર અવશ્ય માનવા પડે છે. એક કથા એવી છે કે, એક માણસ શબને સાથે રાખીને અમુક પ્રકારની મંત્ર સાધના કરતો હતો. ઘોર અરણ્યમાં પ્રવેશ કરીને તે દેવીની આરાધના કરતો હતો. તે ઘણાં ભયંકર સ્વરૂપ જોવા લાગ્યો અને આખરે એક વાઘે તેના પ્રાણ લીધા. બીજો એક માણસ વાઘની બીકથી ઝાડ ઉપર ચડી ગયો. તેણે ઝાડ ઉપર રહ્યાં રહ્યાં મનુષ્યનું શબ અને પૂજાની સામગ્રી તૈયાર દીઠાં, એટલે આપોઆપ નીચે આવીને આચમન કરીને શબ ઉપર બેસી ગયો. થોડીવાર જપ કર્યો ન કર્યો એટલામાં તો તેને દેવીનો સાક્ષાત્કાર થયો. દેવીએ કહ્યું: "હું તારા ઉપર પ્રસન્ન થઇ છું, વરદાન માગ." પેલા માણુસે માતાને ચરણે પ્રણામ કરીને કહ્યું, "મા, એક વાત પૂછવાની હિંમત કરૂં છું. તમારૂં કાર્ય જોઇને મને આશ્ચર્ય થાય છે. પેલો માણુસ કેટલું કેટલું કષ્ટ સહન કરીને કેવા ભાવથી આટલા દિવસ તમારી આરાધના કરતો હતો, તેના ઉપર તમને દયા આવી નહિ, અને હું કાંઇ જાણતો નથી, મેં કશી સાધના કરી નથી, તમારૂં ભજન કદિ કર્યું નથી, હું આવો જ્ઞાનહીન, ભક્તિહીન, અધમ જીવ, તેના ઉપર તમે આટલી કૃપા કરો છો તેનું કારણ શું?" દેવીએ સ્મિત કરીને જવાબ આપ્યો: "પુત્ર! તને પૂર્વ જન્મના વૃત્તાંતનું કશું સ્મરણ નથી, પરન્તુ તેં અનેક જન્મપર્યંત મારી આરાધના કરી છે. એ સાધનના પ્રતાપથી તને આટલી ટૂંક મુદતમાં મારો સાક્ષાત્કાર થયો. બોલ, હવે શું વરદાન જોઇએ છે?"

## મુક્તપુરુષ અને દેહત્યાગ

એક ભક્ત:—એણે આત્મહત્યા કરી એ સાંભળીને અમે તો ભયભીત થઇએ છીએ.

શ્રીરામકૃષ્ણ:—અલબત્ત, આત્મહત્યા મહા પાપ છે, એમ કર્યાથી ફરી ફરીને આ સંસારમાં આવવું પડે છે અને ફરી ફરીને સર્વ પ્રકારનાં કષ્ટ સહન કરવાં પડે છે. છતાં જો કોઇ ઇશ્વરનાં દર્શન કર્યા પછી દેહ ત્યાગ કરે તો તેથી આત્મહત્યાનું પાપ લાગતું નથી. ખરી રીતે એ આત્મહત્યા કહેવાયજ નહિ. જ્ઞાન પ્રાપ્ત થયા પછી કેટલાક શરીરનો ત્યાગ કરી નાખે છે. સોનાની મૂર્તિ માટીના બીબામાંથી તૈયાર થઇને બહાર પાડયા પછી બીબાને રાખવું હોય તો રાખે અને ભાંગી નાખવું હોય તો ભાંગી નાખે.

ઘણાં વરસ પહેલાં વરાહનગરથી એક છોકરો મારી પાસે આવતો. તેની ઉમ્મર વીશેક વરસની હશે. તેનું નામ ગોપાલસેન હતું. જ્યારે તે મારી પાસે બેસતો ત્યારે મને એવો ભાવ આવતો કે જાણે તેને મારી છાતી સરસો દાબું. તે જ્યારે જતો ત્યારે એમ થતું કે જાણે મારા હાથ પગ ભાગી ગયા. એ છોકરો એક દિવસ એકાએક મારે પગે હાથ મૂકીને બોલ્યો; " હું હવે ફરી આવનાર નથી, હું જાઉં છું. " થોડા દિવસ પછી મારા સાંભળવામાં આવ્યું કે તેણે શરીર છોડી દીધું.

**अनित्यमसुखं लोकमिमं प्राप्य भजस्व माम्। गीता. ९–३३**

## મુક્તિના માર્ગમાં અંતરાયો–કામિની કાંચન

શ્રીરામકૃષ્ણઃ—જીવ ચાર પ્રકારના કહેવાય છે–(૧) બદ્ધજીવ, (૨) મુમુક્ષુજીવ, (૩) મુક્તજીવ, (૪) નિત્યજીવ.

સંસાર જાળરૂપ છે, જીવ માછલીરૂપ છે, અને ઈશ્વર જેની માયા આ સંસાર છે તે માછીરૂપ છે. જ્યારે માછીની જાળમાં માછલીઓ પકડાય છે ત્યારે કેટલીક માછલીઓ જાળ તોડાવીને નાસી જવાની કોશીશ કરે છે, અર્થાત્ મુક્ત થવાની કોશીશ છે. એવા જીવને મુમુક્ષુજીવ કહે છે. જેઓ નાસવાને ફાંફાં મારે છે તેઓમાંથી બધા કાંઇ સફળ થતા નથી, છતાં બે ચાર માછલાં જીવ લઇને નાસી પણ જાય છે. એવા માણસો બહુ જૂજ હોય છે. તેઓ મુક્તજીવ કહેવાય છે. કેટલીક માછલીઓ પોતાના સ્વભાવથીજ એવી સાવધ હોય છે કે કદિ જાળમાં પકડાતીજ નથી. નારદ જેવા નિત્યજીવ કદિ સંસારજાળમાં સપડાતાજ નથી. પણ ઘણીખરી માછલીઓ જાળમાં પકડાયા છતાં પણ જાણતી નથી કે આપણે પકડાયાં છીએ, અને મરણને શરણ થવાનાં છીએ. તેઓ તો જાળમાં પડી પડી જાળ સાથેજ કાદવમાં પોતાનું શરીર છુપાવવાની ચેષ્ટા કરે છે! નાસવાની હિલચાલ સરખી કરતી નથી અને કાદવમાં ઉંડી ઉંડી ઘુસતી જાય છે એનું નામ બદ્ધજીવ. જાળમાં પકડાયા છતાં તેઓ તો એમજ સમજે છે કે આપણે તો અહિં ખૂબ મઝા છે. મુમુક્ષુ અને મુક્તજીવને સંસાર ખાળકૂવા જેવો જણાય છે અને બિલકુલ રુચતો નથી. તેમનામાંના કેટલાક જ્ઞાન થયા પછી અથવા ઈશ્વરનાં દર્શન થયા પછી શરીરનો ત્યાગ કરે છે. પણ એવી રીતે શરીર ત્યાગ કરવાની વાત બહુ મુસ્કેલ છે.

## બદ્ધજીવનાં લક્ષણ

બદ્ધજીવોને–સંસારીજીવોને કોઇપણ પ્રકારની શુદ્ધિ હોતી નથી. આટઆટલું કષ્ટ પડે છે, વિપત્તિ પડે છે, સંતાપ વેઠવો પડે છે, તોપણ તેમના હૃદયમાં ચૈતન્યનો

ઉદય થતો નથી.

ઊંટને કાંટાવાળું ઘાસ બહુ ભાવે છે. જેમ જેમ તે ખાય છે તેમ તેમ મોંમાંથી દડદડ લોહી પડતું જાય છે તોપણ કાંટાવાળું ઘાસ તે ખાતુંજ જાય છે. છોડતું નથી. સંસારી લોકોને આટલો આટલો શોક, સંતાપ વેઠવો પડે છે તોપણ એક સ્ત્રી મરી જાય અથવા વ્યભિચારિણી થઈ નાસી જાય તો બીજીવાર લગ્ન કરે છે. પુત્રનું મરણ થતાં કેટલો શોક થાય છે? છતાં થોડી મુદતમાં તે બધું દુઃખ ભૂલી જાય છે. એજ છોકરાની મા જે પુત્રના મરણથી લગભગ ગાંડી બની જાય છે, તેજ મા થોડા વખત પછી શોક વિસારી મૂકે છે, વાળ હોળે છે, ઘરેણાં પહેરે છે અને પાછી જાણે કંઇજ ન બન્યું હોય તેવી થઈ જાય છે! પુત્રીને સાસરે વળાવતી વખતે તેનાં માતાપિતા કલ્પાંત કરે છે અને પાછાં વરસો વરસ નવાં બાળક પેદા કરે છે! દાવા લઢી લઢીને કેટલાય લોક પાયમાલ થઇ જાય છે, છતાં કચેરીઓનાં પગથીઆં ઘસતાં અને વકીલોને ઘેર ફેરા ખાતાં પાછા હઠતા નથી! તેઓ એટલાં છોકરાં પેદા કરે છે કે તેમને પેટપૂરતું અન્ન ખવરાવવાનું પણ તેમનામાં સામર્થ્ય હોતું નથી, ત્યારે કપડાં આપવાની કે ભણાવવાની તો વાતજ શી? છતાં વરસો વરસ છોકરાંની પેદાશ તો ચાલુજ!

જેમ સાપ છછુંદર પકડે છે, તે પછી નથી ગળી શકતો કે નથી છોડી શકતો; તેમ બદ્ધજીવો મોંઢેથી તો બોલે છે કે બળ્યું, આ સંસારમાં કશો સાર નથી; તો પણ તેમનાથી સંસાર છોડાતો નથી. ઈશ્વર તરફ મન લગાડાતું નથી!

કેશવબાબુનો એક સગો જેની ઉમ્મર પચાસ વરસની થઇ છે, તેનો વખત જતો નથી માટે તે ગંજીફે રમે છે! માત્ર ઈશ્વરનું નામ લેવાનોજ તેને અવકાશ નથી!

બદ્ધજીવનું એક બીજું લક્ષણ સાંભળો. તેમને જો સંસારમાંથી ખસેડીને સારે ઠેકાણે લઇ જઇએ તો બિચારા ઝુરી ઝુરીને મરે છે. નરકના કીડાને નરકમાંજ આનંદ લાગે છે! ત્યાંજ તે પુષ્ટ રહે છે. જો કોઇ તેને અનાજના કોઠારમાં મૂકે તો મરી જાય છે. (બધા સ્તબ્ધ બની ગયા.)

## તીવ્ર વૈરાગ્ય અને અભ્યાસ

**असंशयं महाबाहो मनोदुर्निग्रहं चलम्।**
**'अभ्यासेन तु कौन्तेय वैराग्येण च गृह्यते॥ गीता. ६–३५**

વિજય:—બદ્ધજીવના મનની કેવી અવસ્થા થાય ત્યારે તે મુક્ત થઇ શકે?

શ્રીરામકૃષ્ણ:—ઈશ્વરકૃપાથી તીવ્ર વૈરાગ્યનો ઉદય થાય અને કામિનીકાંચન ઉપ-

રથી આસક્તિ ઘટતી જઇને આખરે તે છેક નિર્મૂળ થઇ જાય ત્યારે તીવ્ર વૈરાગ્ય થાય છે. જેને તીવ્ર વૈરાગ્ય થયો હોય તેનું હૃદય તો ઇશ્વરને માટે આકુળવ્યાકુળ બની જાય. માનું હૃદય જેમ પેટના છોકરામાટે વ્યાકુળ થાય છે તેમ જેને તીવ્ર વૈરાગ્ય થયો તેને ભગવાન્ સિવાય બીજું બધું અકારૂં, કડવું ઝેર જેવું લાગે છે. સંસારને તે ખાળકૂવો દેખે છે. તેને તો એમજ થાય છે કે, અરે ! હું ડૂબી મુઓ ! તે પોતાનાં સગાંઓને પણ ઝેરી સાપ જેવાં દેખે છે ! કોઇ પાસે આવે તો નાસી જવાની ઇચ્છા કરે છે અને વખતે નાસી પણ જાય છે. ઘરનો બંદોબસ્ત કરીએ, વહુ છોકરાંને માટે જોઇતી તૈયારી કરી લઇએ, પછી નિરાંતે ઈશ્વરનું ચિંતવન કરીશું; એવો વિચાર તેને નથી આવતો. તેના હૃદયમાં તો જુસ્સાના ભભુકા ઉઠે છે.

તીવ્ર વૈરાગ્ય કોને કહેવાય ? એક દૃષ્ટાંત સાંભળો. એક દેશમાં એકવાર દુષ્કાળ પડયો. ખેડુતો નહેરો ખોદીને દૂરની નદીમાંથી પાણી વાળીને ખેતરમાં લાવતા હતા. એક ખેડુત ખૂબ ટેકવાળો અને અડગ જુસ્સાવાળો હતો. તેણે સવારમાં ઉઠીને નિશ્ચય કર્યો કે જ્યાંસુધી ખેતરમાં પાણી નહિ આવે, જ્યાંસુધી નદી અને નહેરની સપાટી એક નહિ થાય ત્યાંસુધી અન્નપાણી હરામ છે. બપોર થઇ ગયા. નહાવાની વેળા થઇ. તેની સ્ત્રીએ છોકરીના હાથમાં તેલની વાડકી આપીને તેને ખેતરમાં મોકલી. છોકરી બોલી: “ બાપા ! ખાવાનો વખત થયો. આ તેલ શરીરે ચોળીને નહાઇ લો.” ખેડુત કહે: “ તું અહિંથી ચાલી જા, મારે હજી કામ છે.” પાછલો પહોર થવા આવ્યો પણ ખેડુત તો ખોદતોજ ગયો. ખાવાનું તેને યાદજ આવ્યું નહિ. અંતે થાકીને તેની સ્ત્રી જાતે ખેતરમાં આવી અને કહેવા લાગી: “ હજી તમે નહાતા નથી ! ખાવાનું ટાઢું થઇ ગયું, ચાલો, ખાઇ લો. ખાઇને કામ કરજો. તમારે લીધેજ બધું ઘરને બાર છે. આજ ના થાય તો કાલે કરજો.” ખેડુત ખીજવાઇ જઇને બોલ્યો: “ તને અક્કલ નથી, વરસાદ પડયો નથી, ખેતરમાં કશું વવાયું નથી, છોકરાં ખાશે શું ધૂળ ? ભૂખે મરવાનો વખત આવ્યો છે. જા, ઘેર ચાલી જા. મેં તો ઠરાવ કર્યો છે કે ખેતરમાં પાણી આવે નહિ ત્યાંસુધી મારે નહાવુંએ નથી અને ખાવુંએ નથી.” એમ કહી પાછો તે કામે વળગ્યો. સાંજસુધી તનતોડ મહેનત કરી અને નહેર તથા નદીનું જોડાણ કરી નાખ્યું. નદીનું પાણી ખળખળ કરતું ખેતરમાં દાખલ થવા લાગ્યું. એ જોઇને તેનું મન શાંત થયું. તેને ભારે હર્ષ થયો. હવે તેણે કોદાળી–પાવડા ફેંકી દીધાં. પછી તેણે ઘેર જઇ સ્ત્રીને કહ્યું: “ ચાલ, તેલ લાવ. હુક્કો લાવ.” પછી નિશ્ચિંત થઇને તે નહાયો, જમ્યો અને ઘસઘસાટ ઉંઘી ગયો. એનું નામ તે તીવ્ર વૈરાગ્ય.

બીજો એક ખેડુત હતો. તેને પણ પોતાના ખેતરમાં પાણી વાળવું હતું. તેની સ્ત્રી જ્યારે ખેતરમાં જઇને કહેવા લાગી કે, “ ચાલોને, ખાવાનું તૈયાર થયું છે, કામ

તો થશે તેને એવડી શી ઉતાવળ છે ? " ત્યારે પેલા ખેડુતે એકદમ કોદાળી–પાવડો પડતાં મૂકયાં અને કહ્યું કે, " તું કહે છે ત્યારે ચાલ, રહેવા દઈએ. " ( સઘળા હસે છે ) એના ખેતરમાં પાણી આવ્યુંજ નહિ. એનું નામ મંદ વૈરાગ્ય. જો જુસ્સા વગર–નિશ્ચય વગર ખેડુતના ખેતરમાં પાણી પણ ન આવ્યું તો પછી ઈશ્વરની પ્રાપ્તિ તો થાયજ કયાંથી ?

## દાસત્વ અને કામિની

**आपूर्यमाणमचलप्रतिष्ठं समुद्रमापः प्रविशन्ति यद्वत् ।**
**तद्वत्कामा यं प्रविशन्तिसर्वे स शान्तिमाप्नोति न कामकामी ॥**

**गीता, २–७०**

શ્રીરામકૃષ્ણ:—( વિજયને ) તમે પહેલાં આવતા તેમ હવે કેમ નથી આવતા ?

વિજય:—આવવાની ઇચ્છા તો બહુ થાય છે; પણ હું પરાધીન છું, હાલમાં સમાજની નોકરી સ્વીકારી છે.

શ્રીરામકૃષ્ણ:—કામિનીકાંચનજ જીવને બંધનરૂપ છે. તેમનાથીજ જીવની સ્વાધીનતા નષ્ટ થાય છે. કામિનીને માટે કાંચનની જરૂર પડે છે અને તેનેજ માટે બીજાનું દાસત્વ સ્વીકારવું પડે છે; સ્વાધીનતા ગુમાવવી પડે છે, અને પોતાની મરજી મુજબ કાર્ય કરી શકાતું નથી.

જયપુરના ગોવિંદજીના પૂજારી પ્રથમ લગ્ન કરતા ન હતા. તે વખતે તેઓ પુષ્કળ સ્વાભિમાની અને નિસ્પૃહી હતા. ખુદ રાજા તેડાં મોકલે તોપણ જવાની દરકાર કરતા નહિ. ઉલટા જવાબમાં કહેવડાવે કે " રાજાજીને કહેજો કે અહિં પધારે. " ત્યારપછી રાજા અને બીજા પાંચ આગેવાન માણસોએ મળીને તેમનાં લગ્ન કરી દીધાં. પછી રાજાના મેળાપમાટે તેઓ નિમંત્રણની રાહ પણ નહિ જોતા, વગર બોલાવ્યે જઇને રાજાની પાસે હાજર થતા, અને કહેતા કે " મહારાજ ! અમે આપને આશીર્વાદ દેવા આવ્યા છીએ ! આ થોડોક પ્રસાદ લાવ્યા છીએ તે આપ ગ્રહણ કરો ! " એ પ્રમાણે જ્યારે સારો માઠો અવસર આવે કે રાજા પાસે જઇને ઉભા રહેતા અને કહેતા કે આજ તો ઘર ઉકેલવું છે, આજ તો છોકરાનું જનોઇ છે, આજ તો દીકરીનું સીમંત છે, વગેરે વગેરે.

" બારસો બાવા અને તેરસો બાવી " વાળી વાત તો તમે સાંભળીજ હશે. નિત્યાનંદ ગોસ્વામીના પુત્ર વીરભદ્રને તેરસો સાધુ શિષ્યો હતા. તેઓએ જ્યારે સિદ્ધિ પ્રાપ્ત કરી ત્યારે વીરભદ્રને ભય ઉત્પન્ન થયો. તેને વિચાર આવ્યો કે આ બધા તો સિદ્ધ થઈ ગયા. હવે તેઓ જે કહેશે તે અવશ્ય સિદ્ધ થવાનુંજ. તેઓ જ્યાં જશે

ત્યાં કાંઈ નવું જૂનું કરવાનાજ. બિચારા અજ્ઞાન લોકો જાણ્યે અજાણ્યે એમનો અપરાધ કરી બેસશે અને તેમનું આ સાધુઓની સિદ્ધિઓના પ્રતાપથી જરૂર અકલ્યાણ થઇ જશે ! આમ ધારીને આખરે નિશ્ચય કરીને વીરભદ્રે તેમને પોતાની પાસે બોલાવ્યા અને કહ્યું કે, તમે ગંગાપર જઇને સ્નાનસંધ્યા કરી આવો. સાધુઓમાં એવી તો તલ્લીનતા હતી કે ધ્યાન કરતાં કરતાં તેઓ સમાધિસ્થ થઈ ગયા. ભરતીનું પાણી માથા ઉપર થઇને ચાલ્યું ગયું છતાં તેનું પણ એ સાધુઓને કશું ભાન રહ્યું નહિ ! ભરતી ઉતરીને ઓટ થવા લાગી છતાં પણ તેમની સમાધિ હજી ઉતરી નહિ ! તેરસોમાંથી સો સાધુઓને ગુરુની આજ્ઞા બરાબર સમજવામાં આવી હતી. ગુરુઆજ્ઞાનો ભંગ ન થાય માટે તેઓ ત્યાંથી ઉઠીને ચાલતા થયા, અને વીરભદ્રની પાસે ગયાજ નહિ. બાકીના બારસો સાધુઓ ગુરુ પાસે ગયા. વીરભદ્રે કહ્યું કે આ તેરસો બાવીઓ તમારી સેવામાં તૈયાર છે, તમે અકેકેક જણ તેમની સાથે લગ્ન કરો. ત્યારે સાધુઓએ કહ્યું:–" જી, મહારાજ ! આપની આજ્ઞા માથે ચડાવીએ છીએ, પણ અમારામાંથી સો જણા તો ચાલ્યા ગયા છે." પછી પેલા બારસો સાધુઓએ લગ્ન કર્યાં. એક એક બાવાએ બાવી સાથે સંસાર માંડયો. પછી તેમનું પ્રથમનું તેજ, તપશ્ચર્યાનો પ્રતાપ, એ બધું પાણીના રેલાની માફક ચાલ્યાં ગયાં. સ્ત્રીની સાથે સહવાસ કરવા પછી આધ્યાત્મિક બળ રહી શકેજ ક્યાંથી ! તે ઉપરાંત સ્વાધીનતાને પણ એક સામટી છોડી દેવી પડે છે. ( વિજયને ) તમને તમારા પોતાના અનુભવ પરથી સમજાતુંજ હશે કે બીજાની નોકરી કરવાથી કેવું પરિણામ આવે છે ! જુઓ, આજ કાલ મોટી મોટી પરીક્ષાઓમાં પાસ અને અંગ્રેજી ભણીને પાવરધા થએલા માણસો સાહેબ લોકોની નોકરી કરતા ફરે છે અને સવાર સાંજ તેમના બુટની લાતો ખાઇને પેટ ભરે છે ! એનું એકજ મૂળ કારણ છે: તે "કામિની" બસ, લોકો એમજ સમજે છે કે પરણીને મોજ કરીશું, પણ તેમની મોજ તો અવળી નીકળી જાય છે ! પરણ્યાથીજ અપમાન વેઠવાનું અને દાસત્વ કરવાનું આવી પડે છે !

## ઇશ્વરદર્શન થયા પછી કામિની અને કાંચન

જો એકવાર તીવ્ર વૈરાગ્યના બળવડે ઇશ્વરદર્શન થાય તો પછી સ્ત્રીમાં આસક્તિ રહેતી નથી. ઘરમાં રહીને–સંસાર માંડયો હોય છતાં સ્ત્રીમાં લુબ્ધ થવાનો કશો ભય રહેતો નથી. એક લોહચુંબક મોટું હોય અને બીજું નાનું હોય તો તે એમાંથી સોયને કોણ ખેંચી શકશે ? જરૂર મોટું લોહચુંબકજ સોયને ખેંચી જશે. ઇશ્વરની આગળ કામિનીરૂપી લોહચુંબક બહુજ અલ્પ છે. તેનું ખેંચાણ તો શા હિસાબમાં ?

એક ભક્તઃ—મહારાજ ! શું ત્યારે સ્ત્રીજાતિ ઉપર તિરસ્કાર બતાવવો !

શ્રીરામકૃષ્ણ—જેમને ઇશ્વરની પ્રાપ્તિ થઇ છે તેઓ તો સ્ત્રીજાતિને એવી દૃષ્ટિથી જોતાજ નથી કે રખેને ફસાઇ જઇશું. તેઓ તો એમજ જાણે છે કે સ્ત્રી માત્ર બ્રહ્મમયી જગન્માતાના અંશ છે. એમ જાણીને તેઓ સ્ત્રીજાતિને વંદનજ કરે છે.

( વિજયને ) તમારે વખતો વખત આવતા રહેવું. તમને જોઇને હું ઘણો પ્રસન્ન થાઉં છું.

## ગુરુ કોણ? આદેશવાદ અને અધિકારી નિર્ણય

વિજયઃ—બ્રહ્મસમાજની નોકરી કરૂં છું, એટલે જ્યારે ઇચ્છા થાય ત્યારે આપની પાસે નથી આવી શકાતું. સુયોગ મળે છે ત્યારે આવી જાઉં છું.

શ્રીરામકૃષ્ણઃ—(વિજયને) જુઓ, આચાર્ય બની ને ઉપદેશ આપવાનું કામ ઘણું અઘરૂં છે. ઇશ્વરનો સાક્ષાત્ આદેશ થયો ન હોય તો લોકોને સચોટ ઉપદેશ આપી શકાતોજ નથી.

× × × ×

× × × ×

માટે આદેશ મેળવ્યા પછીજ જો આચાર્ય થવું હોય તો તેમ કરવું અને લેકચરો આપવાં હોય તો તે પણ પછીજ આપવાં. જેમને ઇશ્વરનો આદેશ મળે છે તેમને તેમની શકિત પણ પ્રાપ્ત થાય છે, એટલે તેઓ આચાર્યનું ઘણું મુશ્કેલીભરેલું કામ પણ બજાવી શકે છે.

એક મોટા જમીનદારને અને તેની રૈયતમાંના એક સાધારણ માણસને તકરાર થઇ. બેઉ જણ કચેરીએ ચઢયા. લોકો સમજ્યા કે આ સાધારણ માણસે જમીનદાર જેવાની સામે બાથ ભરી છે તો જરૂર તેની પાછળ કોઇ જોરાવર માણસ હોવો જોઇએ, અથવા તો કોઈ બીજો મોટો જમીનદાર તેને આ કજીયામાં ગુપ્ત રીતે મદદ આપતો હોવો જોઇએ. મનુષ્ય પણ એક સામાન્ય જીવ હોઈ તેને જ્યાંસુધી ઇશ્વરની શક્તિ પ્રાપ્ત ન થાય ત્યાંસુધી તે આચાર્યનું કઠિણ કામ કદિ પણ પૂર્ણરીતે કરી શકે નહિ.

વિજયઃ—મહારાજ ! બ્રહ્મસમાજદ્વારા જે ઉપદેશ અપાય છે તેવડે લોકોનો ઉદ્ધાર થઇ શકે કે નહિ?

શ્રીરામકૃષ્ણઃ—મનુષ્યની શી ગુંજાસ કે બીજા મનુષ્યને સંસારના બંધનમાંથી મુક્ત કરી શકે? જે પરમેશ્વરની માયા આ સમગ્ર જગતને મોહ પમાડનારી છે તે પરમેશ્વર સિવાય અન્ય કોઇ મુકિત અપાવી શકે તેમ છેજ નહિ. સચ્ચિદાનંદ ગુરુ સિવાય ખરો ગુરુ કોઇ નથી. જેમને ઇશ્વરદત્ત શકિત મળી નથી, જેમને તેનો આદેશ મળ્યો નથી, તેમની તાકાત શી કે મનુષ્યનાં ભવબંધનનું છેદન કરી શકે?

હું એકવાર પંચવટી × પાસે ઝાડ નીચે દિશાએ જવા ગયો હતો. ત્યાં મેં એક દેડકાને બૂમો પાડતો સાંભળ્યો. જોયું તો એક સાપે તેને પકડયો હતો. હું. થોડીવારે જ્યારે પાછો ફર્યો ત્યારે પણ એ દેડકો જીવતો હતો અને ખૂબ બૂમો પાડતો હતો. ડોકીયું કર્યું કે જોઉં તો ખરો કે શો મામલો છે? જોઉં છું તો એ દેડકાને સાપે નહિ પણ એક નાના હલકી જાતના + પૈડાવાએ પકડયો હતો. તેનાથી દેડકો ગળાય પણ નહિ ને છોડાય પણ નહિ, અને દેડકાને બિચારાને અત્યંત વેદના થાય. પછી મને લાગ્યું કે જો એ દેડકાને ખરેખરા નાગે પકડયો હોત તો બે ત્રણ મિનિટમાંજ તે ચૂપ થઇ જાત. પૈડવાએ પકડયો છે તેમાંજ આટલી પીડા પામે છે! ખરા નાગની અને પૈડવાની શક્તિમાં આવો તફાવત છે!

એજ પ્રમાણે જો ખરો સદ્‌ગુરુ મળે તો જીવના અહંભાવનો થોડાજ વખતમાં નાશ કરી નાખે છે, અને કાચો ગુરુ મળે તો ગુરુની અને શિષ્યની બેઉની કમબખ્તીજ સમજવી! શિષ્યનો અહંભાવ જાય નહિ અને સંસારનાં બંધન તૂટે નહિ! એવા કાચા ગુરુનો પાલવ પકડયાથી શિષ્ય કદિ મુક્ત થઇ શકે નહિ.

## મુક્તિ અને ઇશ્વરપ્રાપ્તિના ઉપાય

### अहंकारविमूढात्मा कर्ताहमितिमन्यते ॥ गीता.

વિજય:—મહારાજ! અમે સર્વે શા કારણથી બંધાઇ ગયા હઇશું? શા કારણથી અમે ઇશ્વરનો સાક્ષાત્કાર કરી શકતા નથી?

શ્રીરામકૃષ્ણ:—જીવાત્માનો અહંભાવ એજ માયા છે. એ અહંભાવનું આવરણ તમારી આસપાસ આવી રહેલું છે. "આપ મુએ પીછે ડુબ ગઈ દુનિયા" જો ઇશ્વરની કૃપાથી "હું કર્તા નથી" એવો દઢ સાક્ષાત્કાર થાય તો તુરતજ જીવાત્મા જીવન્મુક્ત થઇ જાય. પછી તેને કશાનો ભય રહે નહિ.

એ માયા, એ અહંકાર એક પ્રકારનાં કાળાં વાદળાં જેવાં છે. સૂર્યની આસપાસ વાદળાં ઘેરાઈ જવાથી સૂર્યનું દર્શન થઈ શકતું નથી, પરન્તુ વાદળાં વિખેરાઇ જાય એટલે સૂર્ય તો હતો ત્યાંને ત્યાંજ છે. દૂર ગયોજ નથી. જો ગુરુકૃપાથી અહંભાવનો એક સામટો નાશ થાય તો ઇશ્વરનું દર્શન થવામાં કશોજ વિલંબ નથી.

શ્રીરામચંદ્ર અઢી હાથજ દૂર છે; તે સ્વયં ઇશ્વર છે છતાં વચમાં સીતારૂપી માયાના આવરણને લીધેજ લક્ષ્મણરૂપી જીવ ઇશ્વરને જોઇ શકતો નથી.

જુઓ, હું મારા મોંડા ઉપર એક રૂમાલ નાખી દઉં તો તમે મારી પાસે બેઠેલા

× દક્ષિણેશ્વર નજીક આવેલા પાંચ વડના સમૂહને પંચવટી કહે છે.
+નાનો, બહુ ઝેરી નહિ એવો સર્પ.

છો છતાં મને જોઈ શકશો નહિ; એજ પ્રમાણે ભગવાન્ પણ પ્રાણિમાત્રની પાસેના પાસેજ છે, તોપણ માયારૂપી આવરણને લીધે તેને કોઇ જોઇ શકતું નથી.

જીવાત્મા જાતે તો સચ્ચિદાનંદસ્વરૂપ છે, પણ માયા અથવા અહંભાવને લીધે તેને નાના પ્રકારની ઉપાધિ વળગેલી છે, અને તેથીજ તે પોતાનું સત્ય સ્વરૂપ ભૂલી ગયો છે.

જીવાત્માને નાના પ્રકારની ઉપાધિઓ વળગવાથી તેનો સ્વભાવ પણ બદલાઇ જાય છે. જેઓ ફેશનદાર કપડાં પહેરે છે, પટીઆં પાડે છે, આરસીમાં મોડું જુએ છે તેમની પ્રકૃતિમાં એકદમ મોજીલાપણું આવી જાય છે. તેઓ નાટકનાં ગાયન ગાતા ગાતા ચાલવા માંડે છે. હાથમાં લાકડી લીધી એટલે આપોઆપજ તેને આમતેમ હલાવવાનું મન થાય છે. નિર્બળ માણસને પણ એક વાર બૂટ પાટલુન પહેરાવી જુઓ! એટલે તે એકદમ સીસોટી વગાડતો વગાડતો ચાલશે અને દાદરે ચડતી વખતે સાહેબ લોકોની પેઠે ફલંગો મારતો મારતો ચડશે! એક માણસના હાથમાં કલમ આપી જુઓ! એકાદ કાગળનો ટુકડો મળી આવ્યો કે તુરતજ તે અમથો અમથો પણ બિલાડાં ચીતરવા મંડી જશે! આવો ઉપાધિનો પ્રતાપ છે.

પૈસો એ એક અજાયબ જેવી ઉપાધિ છે. પૈસો આવ્યો કે એકદમ માણસનો સ્વભાવ બદલાઈ જાય છે, જાણે અસલ હતો તે માણસજ ન હોય!

મારી પાસે એક બ્રાહ્મણ કોઇ કોઇવાર અહીં આવતો હતો. તે બહારથી ઘણો વિવેકી હતો. કેટલેક વર્ષે હું એક શહેરમાં ગયો. મારી સાથે હૃદય પણ હતો. હું હોડીમાંથી ઉતર્યો તેવોજ મેં તે બ્રાહ્મણને ગંગાના ઘાટપર બેઠેલો જોયો. તે હવા ખાવા બેઠો હતો. મને જોઇને તે બોલ્યો:–" મહારાજ! કેમ છો?" મેં તેમની બોલવાની ઢબ અને અવાજ ઉપરથી હૃદયને કહ્યું:–' હૃદય! આ માણસને પૈસા મળ્યા હોવા જોઇએ, તેથીજ તેના સ્વભાવમાં આટલો બધો ફેરફાર થયો છે; હૃદય એ સાંભળી હસવા લાગ્યો.

એક દેડકાને પૈસો જડયો. તે તેણે પોતાના ખાબોચીઆમાં મૂક્યો; એ ખાબોચીયા આગળ એક નાની હોડી હતી. એ હોડીમાં એક હાથી બેસવા આવ્યો તેને જોઇને દેડકા ભાઇને ખૂબ ક્રોધ ચડયો અને તે હાથી તરફ લાકડી ઉગામવા લાગ્યો! તે હાથીને કહેવા લાગ્યો કે તું કોણ એવો મોટો કે મારી હોડીમાં બેસવા આવે! પૈસાનો એવો મદ રહે છે.

× × × ×

× × × ×



## દુષ્ટ અહંભાવ અને શુદ્ધ અહંભાવ

જે અહંભાવ જીવાત્માને સંસારમાં નાખે છે, કાંચન-કામિનીમાં લુબ્ધ કરી મૂકે છે, તે અહંભાવ બહુજ ખરાબ છે. એ અહંભાવજ જીવ અને આત્મા વચ્ચે મોટો ભેદ કરી દે છે. એ અહંભાવજ આપણી અંદરજ રહ્યો રહ્યો બોલે છે. પાણી ઉપર લાકડીનો ઘા કરીએ ત્યારે પાણીના બે ભાગ પડયા એવો આભાસ થાય છે; પરંતુ ખરૂં જોતાં જળ એકજ હોઇને માત્ર લાકડીને લીધેજ તે વિભિન્ન થએલું દેખાય છે. આપણો અહંભાવ તે એ લાકડીને ઠેકાણે છે. લાકડી લઇ લો એટલે જળ તો એકનું એકજ છે.

એ દુષ્ટ અહંભાવનું સ્વરૂપ કેવું છે ? તે "હું" એવું બોલે છે, પણ એ હું શું છે તે વાત એ જાણતો નથી. મારી પાસે આટલું ધન છે, મારી પાસે કેવા મોટા માણસો આવે છે ? જો કોઇ ચોર દશ રૂપીઆ ચોરી જાય તો પહેલાં તો ચોરની પાસેથી રૂપીઆ મારી ઝુડીને કઢાવી લે, પછી તેને ખૂબ માર મારે, આટલું કરીને પણ તેનો કેડો છોડે નહિ; પણ પોલિસને હવાલે કરી દે, અને એ દુષ્ટ અહંભાવ એવું કહે છે કે: " એ ચોર મારા દશ રૂપીઆ ચોરી ગયો છે." આટલી બધી દુષ્ટ અહંભાવની દાંડાઇ હોય છે !

વિજય:—જો એ અહંભાવ જતાંસુધી સંસાર ઉપરથી આસક્તિ કમી થાય નહિ અને સમાધિ પણ થઇ શકે નહિ, તો પછી બ્રહ્મજ્ઞાનનો માર્ગજ વધારે શ્રેયસ્કર છે; કેમકે તેવડે સમાધિ થઇ શકે છે. ભક્તિમાર્ગમાં છેવટસુધી અહંભાવ કાયમ રહે છે, માટે જ્ઞાનયોગજ શ્રેષ્ઠ કહેવાય.

શ્રીરામકૃષ્ણ:—કેટલાક માણસોની બાબતમાં સમાધિ થયા પછી અહંભાવ બિલકુલ જતો રહે છે ખરો, પણ ઘણાખરામાં તો કાંઇક રહીજ જાય છે. ગમે એટલો બ્રહ્મવિચાર કરો, પણ આખરે એ અહંભાવ કોઇકવાર પણ ડોકીયું કર્યા વગર રહેશેજ નહિ. પીપળાનું ઝાડ આજે કાપી નાખો પણ કાલે સવારે જઇને જોશો તો પાછા બે ચાર ફણગા ફૂટયાજ હશે.

જો કેમે કરતાં અહંભાવ નજ જાય તો " ચાલ, સાળા, તારૂં મોઢું બાળ. હું દાસ છું એવા રૂપેજ તને રહેવા દઇશ." "તું પ્રભુ, હું તારો દાસ છું" એવો ભાવ સારો છે. 'હું દાસ છું,' 'હું ભક્ત છું,' એવા અહંભાવમાં દોષ નથી. મિઠાઇ ખાવાથી મિઠાઇનાજ ઓડકાર આવે છે; પણ એકલી સાકરજ ખાઇએ તો તે મિઠાઇ જેવી સ્વાદિષ્ટ ન લાગે. જ્ઞાનયોગ બહુ મુશ્કેલ છે. દેહાત્મબુદ્ધિ ટળ્યા વગર જ્ઞાન થતું નથી. જેઓ પોતાને જ્ઞાની કહેવડાવે છે તે તો માત્ર વાતોજ કરનારા છે. કળિયુગના અન્નથી પોષાયલાં આપણાં શરીરમાંથી દેહાત્મબુદ્ધિ-અહંબુદ્ધિ-કદિ નિર્મળ થતીજ નથી; માટેજ કળિયુગમાં ભક્તિ ઉત્તમ છે. ભક્તિમાર્ગ ઘણોજ સરળ છે. ખરા અંતઃકરણથી

વ્યાકુળ બનીને ઈશ્વરનું નામ લો, તેના ગુણ ગાઓ, એટલે જરૂર તમે ઈશ્વરને પ્રાપ્ત કરશો. એમાં બિલકુલ સંદેહ નથી.

જેમ પાણી ઉપર એકવાર લાકડી માર્યા પછી જરાવારમાટે એક પ્રકારનો લીસોટો દેખાઇ જાય છે, તેમ 'હું દાસ છું,' 'હું ભક્ત છું' કે 'બાળક છું' એ પણ માત્ર અહંભાવનો લીસોટોજ છે.

## ભક્તિયોગ અને જ્ઞાનયોગ

**क्लेशोऽधिकतरस्तेषामव्यक्तासक्तचेतसाम् ।**
**अव्यक्ता हि गतिर्दुःखं देहवद्भिरवाप्यते ॥ गीता १२-५**

વિજયઃ—મહારાજ ! આપ એ દુષ્ટ અહંભાવનો નાશ કરવાનું કહો છો, ત્યારે "હું દાસ છું" એવા અહંભાવમાં દોષ નથી રહેતો ?

શ્રી રામકૃષ્ણઃ—'હું દાસ છું' એ પણ એક પ્રકારનો અહંભાવ તો છેજ, પણ તે બંધનકર્તા નથી. એથી તો ઇશ્વરપ્રાપ્તિ થાય છે.

વિજયઃ—ઠીક, જે મનુષ્ય 'હું દાસ છું' એવુંજ માત્ર અભિમાન રાખે છે તેના કામક્રોધાદિકનું શું થાય છે ?

શ્રીરામકૃષ્ણઃ—જો તમે કહો છો તેવો ભાવ દઢ થાય તો તેથી ઘણો લાભ છે. એવા મનુષ્યમાં કામક્રોધ વગેરેનો આકારજ માત્ર રહે છે. ઇશ્વરની પ્રાપ્તિ થયા પછી 'હું દાસ છું' અથવા 'હું ભક્ત છું' એવો અહંભાવ રહી જવા છતાં પણ એ વ્યક્તિથી કોઈનું અનિષ્ટ થઇ શકતું નથી. પારસમણિના સ્પર્શથી લોખંડની તલવાર સોનાની થઇ જાય છે અને તલવારની આકૃતિ પણ રહે છે, પરંતુ તે વડે કોઈનું ખૂન કરાતું નથી.

નાળિયેરના ઝાડ પર વેલા વળગેલા હોય તે વેલા સૂકાઇ જાય તોપણ ઝાડ ઉપર તેનાં નિશાન રહી જાય છે. એ નિશાન ઉપરથી આપણે જાણી શકીએ ખરા કે એક વેળા આ ઝાડને પણ વેલા વળગેલા હશે. તેમ ઇશ્વરપ્રાપ્તિ થયા પછી અહંભાવનાં માત્ર નિશાનજ રહે છે; અને કામક્રોધના પણ ખાલી લીસોટાજ રહે છે. એ પછી બાળકના જેવી અવસ્થા થઇ જાય છે. બાળકનો સ્વભાવ જોશો તો સત્ત્વ, રજ અને તમમાંથી કોઇ પણ એક ગુણ તેનામાં વિશેષરૂપે પ્રકટ હોતો નથી. બાળક ઘડીભર એક ચીજ ઉપર મોહિત થાય છે પણ બીજીજ પળે તે ભૂલી જાય છે. તેની પાસે પાંચ રૂપીઆનું કપડું હોય તે પણ જો માત્ર એક પૈસાનું રમકડું આપશો તો તમને કહાડી આપશે. અલબત્ત પહેલાં તો જરા આનાકાની કરશે કે નહિ આપું, મારા બાપાએ આણી આપ્યું છે. વળી બાળકને મન સર્વ સમાન છે. તેને મોટાં

નાનાં, નીચ ઉંચનો ભેદ નથી. તેને ન્યાત-જાતનો પણ વિચાર નથી. જો તેની મા કહે કે આ તારો ભાઇ છે તો તે માણસ ગમે તે ન્યાતનો હોય તોપણ તેની થાળીમાં તે ખાવા બેસે છે. બાળક કદિ ઘૃણા કરતું નથી. પવિત્ર શું, અપવિત્ર શું, એનું તેને જ્ઞાન નથી. જાજરૂ જઈ આવીને હાથ ધોવામાં સમજતું નથી. ઇશ્વર દર્શન થયા પછી સાધકની આવીજ અવસ્થા થઇ જાય છે.

વિજયઃ—જેઓ કેવળ વેદાંતનુંજ ચિંતવન અને અધ્યયન કર્યા કરે છે તેઓ ઇશ્વરપ્રાપ્તિ કરી શકે ખરા ?

શ્રીરામકૃષ્ણઃ—જરૂર વેદાંતના મનનથી પણ ઈશ્વરપ્રાપ્તિ થાય છે, એને જ્ઞાન-યોગ કહે છે; પણ એ ઘણો મુશ્કેલ છે. બ્રહ્મ સત્ય અને જગત્ મિથ્યા, એટલી વાતનો જો સાક્ષાત્કાર થાય તો મનનો નાશ થાય અને સમાધિ પ્રાપ્ત થાય. પણ કળિયુગનાં અન્નથી પોષાયલાં મનુષ્યોને એ વાત સમજાયજ શી રીતે ? જ્યાંસુધી દેહાત્મબુદ્ધિ ટળે નહિ ત્યાંસુધી એ જ્ઞાન થાયજ નહિ. 'હું દેહ નથી, મન નથી, ચોવીશ તત્ત્વો નથી; હું સુખ-દુઃખથી પર છું; મને રોગ, શોક, જરા, મૃત્યુ કાંઇ છેજ નહિ' એવો સાક્ષાત્કાર થવો બહુ મુશ્કેલ છે. તમે ગમે તેટલું વેદાંતનું મનન કર્યાજ કરોને, પણ દેહાત્મબુદ્ધિ કોણ જાણે ક્યાંથીએ અણધારી રીતે આવીને ઉભીજ રહે છે ! પીપળાના ઝાડને કાપી નાખો. તમે એમ જાણો કે કપાઇ ગયું, નિર્મૂળ થઇ ગયું, પણ બીજે દહાડે સવારે જઇને જોશો તો એચાર ફણગા ફૂટયાજ હશે. દેહાભિમાન કેમે કર્યું જતુંજ નથી, માટે કલિયુગમાં ભક્તિયોગને શ્રેષ્ઠ કહ્યો છે. તે ઘણોજ સરળ છે.

આપણે સાકર થવાનું પસંદ કરતા નથી, પણ સાકર ખાવાનું પસંદ કરીએ છીએ. 'હું બ્રહ્મ છું" એવો વિચાર કરવાની મને પોતાને કદિ ઇચ્છા થતી નથી. હું તો એમજ કહું છું કે તમે ઇશ્વર છો અને હું તમારો દાસ છું. મનને પાંચમી અને છઠ્ઠી ભૂમિકામાંજ લાંબો વખત રહેવા દેવામાં ખૂબ આનંદ રહે છે. છઠ્ઠી ભૂમિકાની પાર જઇને સાતમી ભૂમિકામાં લાંબો. વખત મનને સ્થિત કરવાની મારામાં શક્તિ નથી. મારી શક્તિ તો માત્ર તેનું નામ-ગુણગાન કરવા જેટલી છે. સેવ્ય-સેવકભાવ બહુ ઉત્તમ છે. જુઓ, આપણે 'ગંગાના તરંગ' એમ કહીએ છીએ, પણ તરંગની ગંગા કહેતા નથી !

## બે પ્રકારની ભક્તિ

વળી માત્ર ભક્તિની વાતો કર્યા કરવાથી પણ ઇશ્વરપ્રાપ્તિ થતી નથી. પ્રેમભક્તિ વગર ઇશ્વરનું દર્શન થતું નથી. પ્રેમભક્તિનું બીજું નામ રાગ ભક્તિ છે. પ્રેમ વગર, દૃઢ અનુરાગ વગર ભગવાન મળતા નથી.

બીજો એક ભકિતનો પ્રકાર છે, તેનું નામ વૈધીભક્તિ. એમાં જપ, ઉપવાસ, તીર્થયાત્રા ઇત્યાદિ સાધન કરવાં પડે છે; શાસ્ત્રવિધિ પ્રમાણે ષોડશોપચાર પૂજન કરવાં પડે છે; એ સર્વ ક્રિયાઓ કરતાં કરતાં ધીમે ધીમે રાગભકિતનો ઉદય થાય છે. જ્યાં સુધી રાગભક્તિ ન થઈ હોય ત્યાંસુધી ઇશ્વરદર્શનની આશા રાખવી ફોકટ છે. સંસારવાસના સમૂળી જતી રહે અને પ્રભુ ઉપર સોળે સોળ આના મન ચોંટે ત્યારે ભગવાન્ મળે.

પણ કેટલાકને રાગભકિત એકદમ થઇ જાય છે. તેમને વૈધીભકિતની ગલીકુંચીઓમાંથી પસાર થવું પડતું નથી. એવા જીવો સ્વતઃસિદ્ધ કહેવાય છે. બાળપણથીજ તેમને ઇશ્વિર ઉપર પ્રેમ હોય છે. બાળપણથીજ ઇશ્વિરનાં દર્શનમાટે તેમના ચિત્તની અત્યંત વ્યાકુળતા હોય છે. જેમકે પ્રલ્હાદ. વિધિવાદીય ભકિત એક સાધન માત્ર છે. પવન જોઇએ તો આપણે પંખો હલાવીએ છીએ, પણ એની મેળેજ પવનની લહેર આવતી હોય તો પછી પંખાની જરૂર નથી. તેમ જો કે ઇશ્વિર ઉપર પ્રેમ ઉત્પન્ન થવાને માટે જપ, વ્રત, ઉપવાસ વગેરે કામનાં છે, પણ જેમ પવનના ઝપાટા આપોઆપ આવવા માંડે એટલે લોકો પંખો ફેંકી દે છે; તેમ ઇશ્વિર ઉપર પ્રેમ, અનુરાગ ઉત્પન્ન થવા માંડે એટલે જપ, તપ, કર્મ વગેરે પણ એની મેળેજ છૂટી જાય છે. જેઓ હરિપ્રેમથી મતવાલા બને છે તેમને વિધિવાદીય કર્મોની દરકાર શી હોય?

જ્યાંસુધી ઇશ્વિર પ્રતિ પ્રેમ થયો નથી ત્યાંસુધી આપણી ભકિત કાચીજ કહેવાય, તેના ઉપર પ્રેમ જામે ત્યારેજ ભકિત પરિપકવ થઇ ગણાય.

જેની ભકિત કાચી હોય તેનાથી ઇશ્વિર સંબંધી ઉપદેશ હૃદયમાં ધારણ કરી શકાતો નથી. ભકિત પરિપકવ થાય ત્યારેજ તે હૃદયમાં ઉતરે છે. જેમ ફોટોગ્રાફની પ્લેટ ઉપર * કાળો રંગ લગાડયો હોય તોજ તેના ઉપર છબી કાયમની પડી રહે છે નહિ તો ઉડી જાય છે. ચોકખા કાચ ઉપર હજારો ચિત્રો પડે છે પણ અદૃશ્ય થઈ જાય છે અને કાચ હતો તેવો ને તેવોજ રહે છે. ઇશ્વિર ઉપર પ્રેમ ચોંટયો ન હોય તો ખરો ઉપદેશ હૃદયમાં જામતોજ નથી.

## ઇશ્વિરદર્શનનો ઉપાય

વિજય:—મહારાજ! ઇશ્વિરનાં દર્શન કરવા માટે પ્રયાસ કરીએ, તેને મળવા માટે મહેનત કરીએ, તો એમ કરતાં કરતાં ભકિતનો ઉદય થાય કે નહિ?

શ્રીરામકૃષ્ણ:—ભકિતવડેજ ઇશ્વિર મળે છે, પણ તે પરિપકવ થવી જોઇએ. રાગભકિત ખરેખરી થવી જોઇએ. એવી ભકિત થાય ત્યારેજ ઇશ્વિર ઉપર પ્રેમ બંધાય. જેમ બાળકોનો મા ઉપર પ્રેમ છે, માનો પોતાના બાળક ઉપર પ્રેમ છે, અને સ્ત્રીનો

* કાળો રંગ—રૂપાનું સોલ્યુશન.

જેમ પતિ ઉપર પ્રેમ છે તેવો પ્રેમ થવો જોઇએ.

એવા ઇશ્વરીય પ્રેમનો ઉદય થાય એટલે સ્ત્રી, પુત્ર, સગાં સંબંધી સર્વે ઉપરની મમતા ઓછી થાય છે. માત્ર દયા રહે છે. એ પ્રભુ-પ્રેમ પ્રાપ્ત થયા પછી સંસાર પરદેશ જેવો લાગવા માંડે છે. આ જગત્ માત્ર કર્મ ભૂમિ-એક ઑફિસ હોય એમ લાગે છે. જેમ કોઇ માણસ દૂરના ગામમાં રહેતો હોય અને કલકત્તે નોકરી કરવા આવતો હોય તેમજ થઈ જાય છે. તે કલકત્તે રહે છે ખરો પણ માત્ર નોકરીને અર્થેજ. ઇશ્વર ઉપર લગની લાગે એટલે સંસાર ઉપરની આસક્તિ જતી રહે છે.

એકવાર રાધિકાએ કહ્યું કે:–" હું જગતને કૃષ્ણમય જોઉં છું. " ત્યારે તેની સખીઓએ કહ્યું:–" અમે તો જોઇ શકતાં નથી. તું તો ઘેલી થઈ છે. " રાધિકાએ કહ્યું; " તમે પ્રેમ-અંજનથી તમારી આંખો આંજી જુઓ, એટલે તમે પણ મારી પેઠેજ જોઇ શકશો. "

( વિજયને ) તમારી બ્રહ્મસમાજનાં ભજનોમાં પણ એક ગીત છે કે:—

" વિના અનુરાગ, કરે યજ્ઞ યાગ,
નહિ પ્રભુ લેશ તે માને. "

એ અનુરાગ, એ પ્રેમજ પરિપક્વ ભક્તિનું લક્ષણ છે, એ પ્રેમ જો એકવાર હૃદયમાં અંકુરિત થવા પામે તો સાકાર અને નિરાકાર બેઉનો સાક્ષાત્કાર થયા વગર રહેજ નહિ.

વિજય:—શું કરીએ તો ઇશ્વરનાં દર્શન થાય ?

શ્રીરામકૃષ્ણ:—ચિત્તશુદ્ધિ વગર નહિ બને. લોકોનાં મન કામિની-કાંચનને લીધે મલિન થઇ ગયાં છે. મન ઉપર કાદવનાં પડ બંધાઇ ગયાં છે. સોયને કાદવવાળ કરો તો પછી લોહચુંબક તરફ એ ખેંચાશે નહિ, પરંતુ કાદવ બધો ઉખેડીને સાફ-સુફ કરી નાખો એટલે તુરતજ તે લોહચુંબક તરફ ખેંચાઈ જશે. આપણા મન ઉપર ચઢેલા મેલને પશ્ચાત્તાપનાં અશ્રુવડે ધોઇ નાખવો જોઇએ. ' હે ઈશ્વર હવેથી હું આવું કાર્ય નહિજ કરૂં ' એમ બોલીને જે પશ્ચાત્તાપપૂર્વક આક્રંદ કરે છે તે પોતાના મનનો મેલ ધોઇ નાખે છે. પછી ઇશ્વરરૂપી ચુંબક તેના મનરૂપી સોયને ખેંચી લે છે. એમ થતાં થતાં અંતે સમાધિ થાય છે, અને ઇશ્વિરદર્શન થાય છે.

ઇશ્વર કૃપા તે કાંઇ જેવી તેવી ચીજ છે કે સહેલાઇથી મળી જાય ? અહંકારનો એકદમ ત્યાગ કરવો જોઇએ. જ્યાંસુધી ' હું કર્તા છું ' એવું જ્ઞાન રહે છે ત્યાં સુધી તેનાં દર્શન થઇ શકેજ નહિ.

જો કોઇને ફોજદારનું મોં જોવાની ઇચ્છા હોય તો તેણે તેને વિનંતિ કરવી જોઇએ કે સાહેબ, જરા મહેરબાની કરીને ફાનસનું અજવાળું આપના ચહેરા ઉપર પડવા દો. તમારૂં મોં જોવાની મારી ઇચ્છા છે.

તેજ પ્રમાણે ઈશ્વરની પણ પ્રાર્થના કરવી જોઇએ કે હે પ્રભુ ! કૃપા કરીને આપનો પ્રકાશ આપના ઉપર પડવા દો; તમારાં દર્શનની અમને અભિલાષા છે.

વિજયની આર્થિક સ્થિતિ સારી ન હતી, તેથી તે હોડી કે ગાડીભાડું ખરચીને આવવા અસમર્થ હતા. પરમહંસજી કોઈ કોઇવાર તેને અમુક માણસની જોડે તેડાવતા હતા.

સાંજ પડી એટલે બળરામ, વિજય તથા તેની સાથે આવેલા બીજા કેટલાક લોકો બળરામની હોડીમાં બેસીને ત્યાંથી વિદાય થયા. બલરામે તેમને બાગબજારના ઓવારા-પર ઉતાર્યા. માસ્તર પણ એજ હોડીમાં ગયા.





# खंड पांचमो

## સમાધિ–મંદિરમાં




આજે ફાગણ વદ પાંચમ છે. અંગ્રેજી સાલ ૧૮૮૩ના માર્ચની ૨૬મી તારીખ છે. બપોરે ભોજન લીધા પછી પરમહંસ રામકૃષ્ણજી જરા આરામ લેવા બેઠા છે. તેજ પૂર્વપરિચિત દક્ષિણેશ્વરનું કાલિકામંદિરનું સ્થળ છે. સામે પશ્ચિમ દિશાએ ગંગા વહે છે. તેના સ્વચ્છ, નિર્મલ જલનો પ્રવાહ વહ્યો જાય છે. બપોરના બે વાગવા આવ્યા છે, અને નદીમાં જુઆળ આવવાનો સમય થયો છે.

કેટલાક ભક્તો આવી પહોંચ્યા છે. તેમાં શ્રીયુત અમૃતબાબુ ત્રૈલોકયબાબુ, જેનો મધુર કંઠ કેશવચંદ્રની બ્રહ્મસમાજમાં ઈશ્વરનાં ગુણગાન કરતી વખતે યુવાન વૃદ્ધ સર્વનાં ચિત્તને મંત્રમુગ્ધ કરીને ઈશ્વરભક્તિથી ચકચૂર કરી નાખે છે, તેઓ પણ છે. રાખાલના શરીરે આજે ઠીક નથી એ વાત પરમહંસજી પોતાના ભક્તોને કહે છે.

શ્રીરામકૃષ્ણઃ–જુઓ, રાખાલ આજે માંદો થયો છે. સોડા પીધે કાંઈ સાજા થવાય કે ? જા, બાપુ, જરા જગન્નાથનો પ્રસાદ ખાઇ આવ.

આટલું બોલતાં બોલતાં તેમનામાં અદ્‌ભુત ભાવનો આવેશ આવી ગયો. જાણે કે તેઓ પોતાની સમક્ષ રાખાલનું રૂપ ધારણ કરીને આવેલા સાક્ષાત્ નારાયણના બાળ સ્વરૂપનેજ નિહાળતા હોય ને! એક બાજુએ કામિનીકાંચનનો સંપૂર્ણ ત્યાગ કરનાર બાળક ભક્ત રાખાલ અને બીજી બાજુએ રાત્રિદિવસ ઈશ્વરના પ્રેમમાં મસ્ત રહેનાર રામકૃષ્ણ પરમહંસ! તેમનાં પ્રેમ સરોવર જેવાં નેત્રો વાત્સલ્યભાવથી છલકાઇ ગયાં. પરમહંસજી બાળક રાખાલને વાત્સલ્યભાવે જોઇ 'ગોવિંદ' 'ગોવિંદ' એ શબ્દો પ્રેમપૂર્ણ સ્વરે ઉચ્ચારવા લાગ્યા. શ્રીકૃષ્ણને જોતાં યશોદાના હૃદયમાં જે ભાવનો ઉદય થતો તેનાજ જાણે આજે પુનઃ દર્શન થયાં.

આ અદ્‌ભુત લીલા સર્વ ભક્તો નિહાળવા લાગ્યા. સર્વ ચિત્રરૂપ બની ગયા હતા. ગોવિંદ શબ્દોચ્ચાર કરતાં કરતાં ભક્તાવતાર શ્રીરામકૃષ્ણને સમાધિ આવી ગઇ.

શરીર તદ્દન સ્થિર થઈ ગયું. ઇન્દ્રિયો જાણે પોતાની ફરજ બજાવી ચૂકીને ચાલી ગઈ હોય તેવું જણાવા લાગ્યું ! દૃષ્ટિ નાસિકાના અગ્રભાગમાં સ્થિર થઈ ગઇ ! શ્વાસ ચાલે છે કે બંધ છે તે કહી શકાતું નથી. આવા અદ્‌ભુત ભાવાંતરને સમાધિ કહે છે.

એવામાં એક ભગવાં વસ્ત્ર ધારણ કરનાર કોઈ અપરિચિત બંગાળી આવીને એક આસનપર બેઠો.

---

## નિત્યસિદ્ધ અને રાગભકિત

**कर्मेन्द्रियाणि संयम्य य आस्ते मनसा स्मरन् ।**
**इंद्रियार्थान् विमूढात्मा मिथ्याचारः स उच्यते ॥ गीता ३–६**

પરમહંસજીની સમાધિ ધીમે ધીમે ઉતરવા લાગી હતી, છતાં હજી તેઓ ભાવસ્થ સ્થિતિમાંજ વાત કરતા હતા. પોતે એકલા એકલાજ બોલતા હતા.

શ્રીરામકૃષ્ણ:–(અમૃત અને ત્રૈલોક્યને) નરેન્દ્ર, રાખાલ બાખાલ એ બધા નિત્યસિદ્ધ આત્માઓ છે. એ લોકો અનેક જન્મથી ઈશ્વરના ભક્ત છે. અનેક સમય સુધી સાધન–ભજન કરતાં ભક્તિનો કાંઇક ઉદય થાય છે. આ લોકોને તો જન્મથીજ ઈશ્વર ઉપર પ્રેમ છે. એ તો પાતાળ ફોડીને નિકળેલા મહાદેવ છે; લાવીને બેસાડેલા નથી.

નિત્યસિદ્ધ આત્મા એ કાંઈક વિરલ અને અલૌકિક વસ્તુ છે. બધાં પક્ષીની ચાંચ વાંકી નથી હોતી. એવા લોકો કદિ સંસારમાં ફસાતા નથી. જેમકે પ્રહ્લાદ.

સાધારણ માણસો ભજન–સાધન કરે છે, ઈશ્વરની ભક્તિ કરે છે; પણ પાછા સંસારમાં આસક્ત થાય છે; કામિની કાંચનથી મોહિત થાય છે. માખી ફૂલપર બેસે, મિઠાઇપર બેસે અને વખતે વિષ્ઠાપર પણ બેસી જાય. (સઘળા સ્તબ્ધ બની ગયા.)

નિત્યસિદ્ધ જીવો પણ મધમાખ જેવા છે. તેઓ માત્ર ફૂલઉપર બેસીને મધજ ચૂસે છે. નિત્યસિદ્ધ જીવો હરિરસનુંજ પાન કરે છે; વિષયરસ તરફ તેઓ કદિ નજર રાખતા નથી.

સાધન–ભજન કરવાથી જે ભક્તિ પ્રકટે છે તેવી તેમની ભક્તિ નથી હોતી. આટલા જપ કરવાજ જોઇએ, આટલો વખત ધ્યાન કરવુંજ જોઇએ, આવી રીતે ઈશ્વરપૂજન કરવુંજ જોઇએ, એ સર્વ વિધિવાદીય ભક્તિનાં લક્ષણ છે. જેમ ખેતરમાં વાવેલું હોય તો મોટો ચકાવો ખાઇને જવું પડે છે, અથવા વાંકીચૂંકી વહેતી નદી હોય તો નદીના વહેણની સાથે લાંબો ચકાવો લેવો પડે છે, તેવો આ વિધિવાદીય ભક્તિનો માર્ગ છે.

રાગભક્તિ—પ્રેમભક્તિવડે ઈશ્વરને પોતાના અંતરનો સગો જાણીને તેની સાથે પ્રેમ સંબંધ જેઓ બાંધે છે તેમને કોઇ નિયમની કે શાસ્ત્રના કોઇ પણ વિધાનની જરૂર રહેતી નથી. એ તો જેમ લણેલા ખેતરમાંથી ગમે તે જગ્યાએ થઇને જવાય છે, તેમ ઈશ્વરની ,સમીપ પોતાને ફાવે તે રીતે પહોંચી જાય છે. તેને માત્ર ઈશ્વર પાસે જવા સાથેજ કામ છે.

જ્યારે નદીમાં પૂર આવે છે ત્યારે તેનો પ્રવાહ બહુ વાંકોચૂકો હોતો નથી. ખેતરોમાં પણ વાંસ વાંસ પૂર પાણી થઇ જાય છે, એટલે પછી ફાવે તેમ હોડી હાંકો.

એવી રાગભક્તિ—પ્રબળ અનુરાગ—પ્રેમનો ઉછાળો ન હોય ત્યાંસુધી ઈશ્વરનાં દર્શનની આશા રાખવી નહિ.

## સવિકલ્પ અને નિર્વિકલ્પ સમાધિ

અમૃતઃ—મહારાજ આપને સમાધિમાં કેવો અનુભવ થાય છે ?

શ્રીરામકૃષ્ણઃ—તમે જાણો છો કે કીડો ભમરીનું ધ્યાન કરતાં કરતાં આખરે સાક્ષાત્ ભમરીજ બની જાય છે, તેમ જીવાત્મા પરમાત્માનું ધ્યાન કરતો કરતો તેની સાથે તદ્રૂપ થઇ જાય છે.

અમૃતઃ—થોડો ઘણો અહંભાવ રહે છે ખરો ?

શ્રીરામકૃષ્ણઃ—હા, મને કાંઈક અહંભાવ રહી જાય છે. સોનાની કટકીને સોના સાથે ગમે એટલા જોરથી ઘસો તોપણ થોડીક તો રહી જવાનીજ. જીવ અને ઈશ્વરનો સબંધ એક મોટો આગનો સમૂહ અને એક નાની ચીણગારી એના જેવો છે. બ્રહ્મજ્ઞાન તો જતું રહે છે, પણ કાંઇક અહંભાવ તે રહેવા દે છે અને તે આપણા આનંદની ખાતરજ. જેમ હું અને તમે એમ બે ભિન્ન હોઇએ તોજ સુખનું આસ્વાદન થઇ શકે. કોઇવાર એ અહંભાવ તે તદ્દન ખેંચી લે છે. ત્યારે જડ સમાધિ અથવા નિર્વિકલ્પ સમાધિ થાય છે, તે વખતના અનુભવનું વર્ણન વાણી વડે થઈ શકતું નથી. મીઠાની પૂતળી સમુદ્ર માપવા ગઈ તે જેમ જેમ ડૂબતી ગઇ તેમ તેમ ઓગળતી ગઇ અને આખરે તદાકાર થઇ. પછી તે શી રીતે ઉપર આવે અને સમુદ્ર કેટલો ઉંડો છે તે પણ આપણને શી રીતે કહે ?



# खंड छट्ठो

## ઇશ્વરચંદ્ર, વિદ્યાસાગર અને કેશવચંદ્રસેનની સાથે જ્ઞાનચર્ચા



આજે આષાઢ વદી ત્રીજ, ઇ. સ. ૧૮૮૩ ના જુલાઇની ૨૨ મી તારીખ ને રવિવાર છે. ભક્તો એ દિવસે પરમહંસ રામકૃષ્ણજીનાં દર્શન કરવા આવે છે. તેઓ બીજે કોઈ દિવસે ઘણું ખરૂં આવી શકતા નથી. રવિવારને દહાડે તેમને અવકાશ મળે છે. અધર, રાખાલ અને માસ્તર કલકત્તેથી ગાડીમાં બેસીને બપોરે એક બેના સુમારે કાલિકામંદિરમાં આવી પહોંચ્યા છે. પરમહંસજી જમીને આરામ લેતા બેઠા હતા. ઓરડામાં મણિમલ્લિક વગેરે કેટલાક ભક્તો બેઠા હતા.

રાસમણિએ બંધાવેલા કાલિકામંદિરના વિશાળ ચોગાનની પૂર્વ દિશાએ શ્રી રાધાકાન્તનું અને શ્રીભવતારિણીનું મંદિર હતું. પશ્ચિમ દિશાએ બાર શિવમંદિર આવેલાં હતાં, હારબંધ આવેલાં શિવમંદિરની બરાબર ઉત્તરે પરમહંસજીનું નિવાસ સ્થળ હતું. ઓરડાની પશ્ચિમ દિશાએ અર્ધગોળાકાર ઓટલો હતો. ત્યાં ઉભાં ઉભાં પશ્ચિમ બાજુએથી ગંગાનાં દર્શન કરી શકાતાં હતાં. ગંગાનો પુસ્તો અને ઓટલાની વચ્ચેના ચોગાનમાં મંદિરનો વિશાળ બગીચો હતો. એજ ઠેકાણે પરમહંસજીએ અગાઉ તપશ્ચર્યા કરી હતી. ઘરમાં ભીંતો ઉપર કેટલીક છબીઓ હતી. તેની અંદર એક ચિત્ર જીસસ ક્રાઇસ્ટનું હતું. પીટર પાણીમાં ડૂબે છે અને જીસસ તેનો હાથ પકડીને તેને પાણીમાંથી બહાર કહાડે છે એવો તે ચિત્રનો મર્મ હતો. એક બુદ્ધ ભગવાનની પત્થરની મૂર્તિ હતી.

પરમહંસજી એક પાટ ઉપર ઉત્તર તરફ મુખ રાખીને બેઠા છે, અને ભક્તો કોઇ ભોંયપર તો કોઇ સાદડીઉપર ફાવે તેમ બેઠા છે. સર્વ એ મહાપુરુષની પ્રસન્ન મૂર્તિ એકી નજરે જોઇ રહ્યા છે. ઓરડાથી થોડેજ અંતરે પુસ્તાને અથડાઇને પવિત્ર સલિલા ભાગીરથી દક્ષિણ તરફ વેગથી વહી જાય છે.

શ્રીયુત મણિમલ્લિક એક જૂના બ્રાહ્મભક્ત છે. તેમની ઉમ્મર સાઠ પાંસઠ વર્ષની હશે. તેઓ થોડા દિવસપર કાશીની યાત્રા કરી આવ્યા છે, અને આજે પરમહંસજી-

નાં દર્શન કરવા આવ્યા છે, તેઓ કાશીના અનુભવની વાતો કહે છે.

*મણિમલ્લિક:*—પ્રવાસમાં મેં એક સાધુ જોયા. તે કહેતા કે ઇંદ્રિયોનો સંયમ કર્યા વગર કશું નીપજેજ નહિ. માત્ર મોંઢેથીજ 'ઈશ્વર, ઈશ્વર' કહેવાથી કાંઇ વળે નહિ.

શ્રીરામકૃષ્ણ:—પ્રથમ સાધન તો કરવુંજ જોઇએ; શમ, દમ, તિતિક્ષા પ્રાપ્ત કરવાં જોઇએ. નિર્વાણ પ્રાપ્ત કરવું એ કાંઇ સહેલું નથી.

જેમ કપૂરને બાળીએ અને કશુંએ રહેતું નથી, તેમ બ્રહ્મવિચાર કરતાં કરતાં કશુંજ રહેતું નથી. બ્રહ્મવિચારની પરાકાષ્ઠા આવે છે ત્યારે સમાધિ થાય છે. તે સમયે હું, તમે, જગત્ કશાની ખબર રહેતી નથી.

## માયા અને દયા વચ્ચે શો ફેર છે?

એક ભક્ત:—મહારાજ! આપે વિદ્યાસાગરને તો જોયા છે. તે આપને કેવા લાગે છે?

શ્રીરામકૃષ્ણ:—વિદ્યાસાગરમાં પાંડિત્ય છે, દયા છે, પણ અંતર્દષ્ટિ નથી. એના હૃદયની અંદર શુદ્ધ સોનું છે, પણ તેની એને હજી ખબર નથી. જો એ વાતની એને ખબર પડે તો આજે બધું બહારનું કાર્ય કરે છે તે બધું બંધ પડી જાય; એકદમ ઉપરામ પામી જાય. 'હૃદયમાં ઈશ્વર છે' એમ જો બરાબર તેના સમજવામાં આવી જાય તો તેનાજ ચિંતવનમાં મન ચોંટી જાય. અલબત્ત, તે કરે છે તેમ નિષ્કામ કર્મ કરતાં કરતાં આખરે વૈરાગ્ય ઉત્પન્ન થાય છે અને ઈશ્વર તરફ મન દોડે છે તથા ત્યાંજ ચોંટી રહે છે.

ઇશ્વરચંદ્ર વિદ્યાસાગર જે પ્રકારનાં કાર્ય કરે છે તે બહુ ઉત્તમ છે. દયા અને માયા વચ્ચે બહુ તફાવત છે. દયા સારી છે, માયા બંધનકારક છે. **માત્ર સ્ત્રી, પુત્ર, ભાઇ, બહેન વગેરે સગાં સંબંધીઓ ઉપરજ પ્રેમ રાખવો એ માયા કહેવાય. પ્રાણિમાત્ર ઉપર સમાન પ્રેમ હોવો એજ દયા છે.**

## બ્રહ્મ ત્રિગુણાતીત છે

માસ્તર:—દયા પણ એક પ્રકારનું બંધન ખરૂં કે નહિ?

શ્રીરામકૃષ્ણ:—એ બહુ આગળ વધ્યા પછીનો પ્રશ્ન છે. દયા સત્ત્વગુણમાં રહે છે. સત્ત્વગુણવડે સૃષ્ટિનું પાલન થાય છે, રજોગુણવડે જગતની ઉત્પત્તિ થાય છે, અને તમોગુણવડે સંહાર થાય છે; પરંતુ બ્રહ્મ તો સત્ત્વ, રજ અને તમ એ ત્રણે ગુણોથી પર છે. તે પ્રકૃતિથી પણ આગળ છે.

જે ઠેકાણે શુદ્ધ બ્રહ્મ છે, ત્યાં એ ત્રણમાંથી કોઈ પણ ગુણ જઇ શકતા નથી.

ચોર લોકો સારી વસ્તીવાળી જગ્યાએ જતા નથી, કેમકે તેમને ભય રહે છે કે રખેને પકડાઇ જઇશું. સત્ત્વ, રજ ને તમ એ ત્રણ ગુણનું પણ તેમજ છે.

એક દૃષ્ટાંત સાંભળો. કેટલાક માણસો વનમાં થઇને જતા હતા. તેવામાં તેમને ત્રણ ચોરે ઘેરી લીધા અને સર્વસ્વ લૂંટી લીધું. એક ચોર બોલ્યો:–' આ લોકોને જીવતા શામાટે રાખવા જોઇએ ! ' એમ કહીને તલવાર ઉગામી. ત્યારે બીજો ચોર બોલ્યો:–' ના, એમને મારવા તો નહિજ, પણ એમને મુસ્કેટાટ બાંધીને અહિંજ રહેવા દેવા. ' પછી ચોરોએ તેમના હાથપગ બાંધી દીધા અને તેમને જંગલમાં મૂકીને ચાલતા થયા. થોડી વાર પછી એ ત્રણમાંનો એક ચોર પાછો આવ્યો અને કહેવા લાગ્યો:—' તમને બહુ દુઃખ થતું હશે. આવો હું તમને છૂટા કરૂં' એમ કહીને તેણે પેલા લોકોનાં બંધન છોડી નાખ્યાં. પછી તે ચોરે કઃ–' ચાલો હું તમારી સાથે આવીને તમને રાજમાર્ગસુધી સલામત પહોંચાડી આવું. ' ઘણી વાર ચાલ્યા પછી તેઓ બધા રાજમાર્ગ આગળ આવી પહોંચ્યા; એટલે તે ચોર બોલ્યો:–' આ તમારો રસ્તો. એ પેલું તમારૂં ગામ દેખાય. ' ત્યારે લોકોએ ચોરને કહ્યું:–' ભાઇ, તેં અમારા ઉપર ઘણો ઉપકાર કર્યો છે. અમારા ઘરસુધી આવો તો કેવું સારૂં ! ' ચોરે કહ્યું:–' ત્યાં લગી મારાથી ન અવાય, વખતે પોલિસ પકડે ! '

સંસાર પણ એક પ્રકારનું અરણ્ય છે. એ અરણ્યમાં સત્ત્વ, રજ અને તમ નામના ત્રણ ચોર રહે છે, અને તેઓ જીવ પાસેથી તત્ત્વજ્ઞાન છીનવી લે છે. તમોગુણ જીવનો વિનાશ કરવા જાય છે. રજોગુણ તેને સંસારમાં બાંધી રાખે છે. સત્ત્વગુણની મદદથી કામ, ક્રોધ વગેરે તમોગુણનાં હથિયાર સામે જીવનું રક્ષણ થાય છે. વળી એ સત્ત્વગુણ જીવને સંસારબંધનમાંથી મુક્ત કરે છે. આટલું છતાં પણ સત્ત્વગુણ એ પણ એક ચોરજ છે. તે જીવને તત્ત્વજ્ઞાન પાછું નથી આપતો, પણ તેને પોતાના અસલના સ્થાન પર જવાનો માર્ગ બતાવીને કહે છે કે આ તમારૂં ઘર દેખાય, પણ એ પરમ ધામમાં પોતે આવી શકતો નથી. જ્યાં બ્રહ્મસાક્ષાત્કાર થાય છે, ત્યાંથી સત્ત્વગુણને ઘણે દૂર રહેવું પડે છે.

## કાચો અહંકાર અને પાકો અહંકાર

એક ભક્તઃ—બ્રહ્મજ્ઞાન થયા પછી ધર્મ સ્થાપવાની ઇચ્છા રહે ખરી ?

શ્રીરામકૃષ્ણઃ–એકવાર કેશવ સાથે બ્રહ્મજ્ઞાનસંબંધી વાતચીત થઇ હતી. તે સમયે કેશવે કહ્યું:–" હજી આગળ બોલો. " મેં કહ્યું:–" આગળ બોલતાં તમારી સમાજ બમાજ નહિ રહે." ત્યારે કેશવે કહ્યું:–"ત્યારે તો આટલેથીજ રહેવા દેજો, મહારાજ!" ( સઘળા હસે છે ) પછી મેં કેશવને કહ્યું:–' હું અને મારૂં ' એમ કહેવું એજ અજ્ઞાન છે. હું કર્તા છું અને આ મારાં સ્ત્રી, પુત્ર, ધન, આબરૂ પ્રતિષ્ઠા છે એમ અજ્ઞાન ન

હોય તો મનાયજ નહિ.' ત્યારે કેશવ કહે:–'મહારાજ! એ અહંભાવનો ત્યાગ કર્યા પછી તો કશુંજ રહેશે નહિ?' મેં જવાબ દીધો:–'કેશવ! હું તમને પૂરેપૂરો અહંભાવ ત્યાગ કરવાનું નથી કહેતો. માત્ર કાચા અહંભાવનોજ ત્યાગ કરો. હું કર્તા છું; મારે સ્ત્રી છે; પુત્ર છે; હું ગુરુ છું; એ સર્વ અભિમાન જે કાચા અહંભાવનાં પરિણામ છે તેનો ત્યાગ કરો. એટલાનો ત્યાગ કરશો એટલે માત્ર પાકો અહંભાવજ રહેશે. જેમકે હું ઇશ્વરનો દાસ છું; હું તેનો ભક્ત છું; 'હું કર્તા નથી; તેજ માત્ર કર્તા છે,'

એક ભક્તઃ–પાકા અહંભાવથી સમાજની સ્થાપના થાય ખરી કે?

શ્રીરામકૃષ્ણ:–મેં કેશવને કહ્યું:–હું સમાજનો પ્રમુખ છું; હું લોકોને ઉપદેશ આપું છું; એ બધો કાચો અહંભાવ છે. અમુક મતનો પ્રચાર કરવો એ બહુ મુશ્કેલ કામ છે. ઈશ્વરની આજ્ઞા વગર તે બની શકે નહિ. તેનો આદેશ પ્રથમથીજ મળવો જોઇએ. જેમ શુકદેવને ભાગવતની કથા કરવાનો આદેશ થયો હતો તેમ જે કોઇ ઈશ્વરનો સાક્ષાત્કાર કર્યા પછી તેની પાસેથી આદેશ પ્રાપ્ત કરે અને પછી ધર્મપ્રચાર કરે તથા લોકોને ઉપદેશ આપવા નીકળી પડે તો હરકત નથી. તેનો અહંભાવ કાચો નહિ પણ પાકો છે.

એટલા માટે મેં કેશવને કહ્યું કે કાચા અહંભાવનો ત્યાગ કરો. હું દાસ છું, હું ભક્ત છું; એવા અહંભાવમાં દોષ નથી.

---

તમે સમાજ સમાજ કરો છો, પણ તમારી સમાજ છોડીને લોકો ચાલ્યા જાય છે તે નથી જોતા? કેશવ કહે છે કે લોકો ત્રણ વર્ષ આ સમાજમાં રહે છે, ને પછી વળી બીજી કોઈ સમાજમાં જોડાય છે. વળી જતી વખતે મારી સાથે કજીઓ કરીને જાય છે. મેં કહ્યું:–"ભાઈ, તમે શિષ્યોના સ્વભાવની પરીક્ષા કર્યા વગર ગમે તેને શિષ્ય કરી દો છો તેનુંજ એ પરિણામ છે."

એક દિવસ કેશવ અને તેના શિષ્યો અહિં આવ્યા હતા. મેં કહ્યું કે મારે તમારૂં લૅકચર સાંભળવું છે. પછી રાત્રે ચાંદનીમાં કેશવે લૅકચર આપ્યું. ત્યાર પછી ઘાટ-પર બેઠાં બેઠાં અમે ઘણા વખતસુધી વાતચીત કરી. મેં કહ્યું:–"જે ભગવાન્ છે તેજ એકરૂપે ભક્ત છે, તેજ એકરૂપે ભક્તિ છે, માટે બોલો, ભક્તિ–ભક્ત–ભગવાન્" કેશવ અને તેના શિષ્યો એક અવાજે બોલ્યા; 'ભક્તિ–ભક્ત–ભગવાન્' પછી મેં કહ્યું: 'બોલો, ગુરુ–કૃષ્ણ–વૈષ્ણવ.' ત્યારે કેશવે કહ્યું:–'મહારાજ! એટલે સુધી ન જશો. નહિ તો આપણને જગત્ ખુશામતખોર કહેશે.'

ત્રિગુણાતીત થવું બહુ મુશ્કેલ છે. જ્યાંસુધી ઈશ્વરદર્શન ન થાય ત્યાંસુધી ત્રિગુણાતીત ન થવાય. જીવ માયાના રાજ્યમાં વાસ કરે છે. એ માયા ઈશ્વરને ઓળ-

ખવા દેતી નથી. એ માયા મનુષ્યને અજ્ઞાની કરી મૂકે છે. હૃદયની પાસે એક વાછરડો હતો. એક દિવસ જોયું તો તેને ચરાવવાને માટે ખેતરમાં રાખ્યો હતો. મેં હૃદયને પૂછયું કે રોજ એને શા માટે અહિં લાવે છે ! તેણે કહ્યું:–" મામા ! એને દેશ મોકલી દેવાનો છે, માટે ખવડાવી પીવડાવીને તાજો કરૂં છું, જેથી મોટો થાય ત્યારે હળ ખેંચે."

આ વાત સાંભળતાં જ હું મૂર્ચ્છા ખાઇને પડી ગયો. મને વિચાર આવ્યો કે શો માયાનો ખેલ ! કયાં કામારપુકુર ગામ ને કયાં કલકત્તા ! આ વાછરડો અહિં મ્હોટો ને પુષ્ટ થવા આવ્યો છે પણ મોટો થશે ત્યારે એને નાથશે અને હળે જોડશે ! એનુંજ નામ માયા–એનુંજ નામ સંસાર ! ઘણીવારે મારી મૂર્છા વળી અને હું શુદ્ધિમાં આવ્યો.

એવામાં સાયંકાળ થયો. મંદિરોમાં સાયંકાળની આરતિનો આરંભ થયો. પરમહંસજીના ઓરડામાં પણ ધૂપ કરવામાં આવ્યો. તે પોતે સંધ્યાકાળ થતાં ઇશ્વરનું નામ જપવા લાગ્યા. તે હાથ જોડીને નાની બાજઠ ઉપર બેસી માતાજીનું ધ્યાન કરતા હતા. એટલામાં વેલધરવાળા શ્રીયુત ગોવિંદ ચાટુર્ય અને તેના સંબંધીઓ ત્યાં આવ્યા અને પરમહંસજીને પ્રણામ કહી ભોંયપર બેઠા. માસ્તર અને રાખલ પણ ત્યાંજ હતા.

બહાર ચંદ્રોદય થયો હતો. જગત્ પ્રશાંત બનીને સ્મિત કરી રહ્યું હતું. ઓરડાની અંદર સઘળા નિઃશબ્દ બની પરમહંસજીની શાંત મૂર્તિ નિહાળતા બેઠા હતા. પરમહંસજી હજી ભાવવિષ્ટજ હતા. થોડીવાર પછી તેઓ બોલવા લાગ્યા પણ અવસ્થા ભાવપૂર્ણજ હતી.

## સાકાર અને નિરાકાર–પુરુષ અને પ્રકૃતિ

શ્રીરામકૃષ્ણ:—બોલો, તમારે જે શંકા હોય તે પૂછો.

ગોવિંદ:—મહારાજ ! શ્યામાનું સ્વરૂપ સાચું છે ?

શ્રીરામકૃષ્ણ:—સરોવરનું જળ દૂરથી કાળું દેખાય છે; પરંતુ પાસે જઇએ અને ખોબામાં લઇને જોઇએ તો એ જળ રંગ વગરનું માલમ પડશે. ઈશ્વરની જેમ જેમ પાસે જતા જઇએ તેમ તેમ સમજાતું જાય છે કે તેને રૂપરંગ છેજ નહિ. આકાશને દૂરથી જુઓ તો ભૂરૂં દેખાશે; પરન્તુ પાસેથી જુઓ તો જરાએ રંગ માલમ પડશે નહિ. ઇશ્વરને દૂરથી જુઓ તો રૂપ–રંગ યુક્ત જણાશે. માતાને દૂરથી જુઓ તો તે " શ્યામા " જણાશે પણ પાસેથી જોતાં રૂપરંગ જણાશે નહિ.

શ્યામા પુરુષ કે પ્રકૃતિ ! એક ભક્ત પૂજા કરતો હતો. એવામાં એક માણસ દર્શન કરવા આવ્યો. તેણે ભગવાનના ગળામાં જનોઈ જોયું. તેણે પૂછયું:–" શું

તમે માતાને ગળે જનોઇ પહેરાવો છો ?" આ સાંભળીને પેલો ભક્ત બોલ્યો:—"ભાઈ, માતાનાં ખરેખરાં દર્શન તો તેંજ કર્યાં. મેં આજસુધી કર્યાં નથી અને અત્યારે પણ હું માતાના સ્વરૂપને ઓળખી શકતો નથી. તે પુરુષ છે કે પ્રકૃતિ છે તે હું કહી શકતો નથી, માટેજ મેં જનોઇ પહેરાવ્યું છે."

જે શ્યામા છે તેજ બ્રહ્મ છે. જે સાકાર છે તેજ નિરાકાર છે. જે સગુણ છે તેજ નિર્ગુણ છે. બ્રહ્મ શક્તિ–શક્તિ બ્રહ્મ–અભેદ સચ્ચિદાનંદમય અને સચ્ચિદાનંદ મયી.

ગોવિંદ:—યોગમાયા કોને કહે છે ?

શ્રીરામકૃષ્ણ:—યોગમાયા એટલે પુરુષ અને પ્રકૃતિનો યોગ, જે કાંઇ આપણે જોઇ શકીએ છીએ તે સર્વ પુરુષપ્રકૃતિના યોગનું પરિણામ છે. શિવકાલીની મૂર્તિ જુઓ. શિવની ઉપર કાલી ઉભાં છે. શિવ શબવત્ નીચે સૂતેલા છે ! કાલી શિવના મુખ તરફ જોઈ રહ્યાં છે ! એ સર્વ પુરુષપ્રકૃતિના યોગનું રૂપક છે. પુરુષ નિષ્ક્રિય છે, માટે શિવ શબવત્ થઈને સૂઇ રહ્યા છે. પુરુષના યોગવડે પ્રકૃતિ સર્વ કાર્ય કરે છે–સૃષ્ટિની ઉત્પત્તિ, સ્થિતિ અને પ્રલય કરે છે.

રાધાકૃષ્ણની યુગલ મૂર્તિને તો માનો છો. એ યોગને લીધેજ શ્રીકૃષ્ણ બંકિમ-રૂપ–ત્રિભંગરૂપ ધારણ કરે છે. એ યોગ બતાવવાને માટે કૃષ્ણે નાકમાં મોતી પહેર્યાં છે. રાધાજીએ નીલમ પહેર્યું છે. રાધાનો વર્ણ ગોર અને મોતીના જેવો તેજસ્વી છે. કૃષ્ણનો વર્ણ રાધાજીના નીલમ જેવો શ્યામ છે, વળી શ્રીકૃષ્ણ પીતાંબર પહેરે છે અને રાધા નીલવર્ણનું વસ્ત્ર પહેરે છે.

ઉત્તમ ભક્ત કોણ? જે બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત કર્યા પછી જોઇ શકે છે કે જીવ, જગત્ અને ચોવીશ તત્વો એ સર્વ બ્રહ્મનાંજ સ્વરૂપ છે. પ્રથમ "નેતિ નેતિ" એવું ચિંતવન કરતાં કરતાં છેક અગાશીએ ( બ્રહ્મસુધી ) પહોંચવું જોઇએ, અગાશીએ પહોંચ્યા પછી માલમ પડે છે કે જે ચીજોની અગાસી બનેલી છે તેજ ઇંટ, ચૂનો અને રેતીવડે જીનાનાં પગથીઆં, ભીંતો વગેરે બનેલાં છે, પછીજ સમજાશે કે જીવ, જગત્ એ સર્વ એકનાં એકજ છે.

શુષ્ક તત્ત્વજ્ઞાન ! છટ છટ ! કાંઇ કામનું નહિ !

વળી તે આગળ બોલ્યા: "કેવળ, શુષ્ક તત્ત્વજ્ઞાનથી માણસ શુષ્ક–કઠોર બની જાય છે. જ્યાંસુધી હું અને તું એવો ભેદ રહે છે ત્યાંસુધી ઇશ્વરના પાદ–પદ્મની શુદ્ધ ભક્તિ થઈ શકે છે."

શ્રીરામકૃષ્ણ:—( ગોવિંદને ) કોઇવાર એમ કહું છું કે તું તે હું અને હું તે તું. વળી કોઇવાર 'તું તે તુંજ' એમ પણ થઇ જાય છે. ત્યારે પછી "હું" ખોળ્યું જડતું નથી.

અદ્વૈતજ્ઞાન થયા પછી ચૈતન્યની પ્રાપ્તિ થાય છે. ચૈતન્યની પ્રાપ્તિ થઇ એટલે સર્વ

ભૂતમાત્ર ચૈતન્યરૂપ દેખાય છે. ચૈતન્યપ્રાપ્તિ પછી આનંદ. અદ્વૈત-ચૈતન્ય-નિત્યાનંદ.

## ભોગવાસના અને વ્યાકુળતા

( માસ્તરને ) માટેજ તને હું કહું છું કે ઇશ્વરના સ્વરૂપમાં અશ્રદ્ધા રાખવી નહિ. સ્વરૂપ છેજ એવો વિશ્વાસ રાખો. પછી જે સ્વરૂપ આપણને પ્રિય હોય તેનું ધ્યાન કરવું.

( ગોવિંદને ) તમે શું સમજ્યા ? જ્યાંસુધી ભોગવાસના છે ત્યાંસુધી ઇશ્વરને ઓળખવાની કે તેનાં દર્શન કરવાની વ્યાકુળતા થતી નથી. બાળક રમતમાં પડીને માને ભૂલી જાય છે-મીઠાઈ ખાવાની લાલચમાં ભૂલી જાય છે; પણ જ્યારે રમતપર કંટાળો આવે છે-મીઠાઇ ભાવતી નથી ત્યારે પછી તે માને બોલાવે છે. માને આવતાં વાર લાગે તો આક્રંદ કરી મૂકે છે. પછી તેને રમકડાં આપો, મીઠાઇ આપો પણ કશાને હાથ નહિ લગાડે. કોઇની પાસે જશે નહિ, કોઈના સામું જોશે નહિ. તે તો એમજ કહેશે કે મને માની પાસે લઇ જાઓ. જે તેને તેની મા પાસે લઈ જશે તેનીજ પાસે તે જશે.

સંસારના સુખવૈભવ ઉપર તેવો કંટાળો આવે ત્યારેજ ઇશ્વરને માટે હૃદયમાં ઉત્કંઠા પ્રકટે. પછી કયા ઉપાયવડે તેને પ્રાપ્ત કરૂં, એનુંજ માત્ર ચિંતવન રહે છે અને ઇશ્વર સંબંધી વાતજ સાંભળવી ગમે છે.

માસ્તરઃ-( સ્વગત ) ખરેખર ભોગવાસના જાય ત્યારેજ ઇશ્વરપ્રાપ્તિમાટે ચિત્તની વ્યાકુળતા થાય.





# खंड सातमो

## દક્ષિણેશ્વરમાં ભક્તો સાથે



આજે પરમહંસ રામકૃષ્ણજી ભક્તોની સાથે દક્ષિણેશ્વરના મંદિરમાં બેઠા છે. આજે શ્રાવણ વદ પડવો, સન ૧૮૮૩ ની ૧૯ મી આગષ્ટ ને રવિવાર છે.

મંદિરમાં ભોગઆરતિ થતી હતી તેથી સરણાઇનો ધ્વનિ થતો હતો. પરમહંસજી મહારાજનો ઓરડો બંધ હતો. પ્રસાદ લીધા પછી થોડી વાર આરામ લેવા તેઓ જરા સૂતા હતા. સૂઈ ઉઠયા પછી બપોરે તે પોતાના ઓરડામાં એક નાની બાજઠ ઉપર બેઠા. એવામાં માસ્તરે આવીને તેમને પ્રણામ કર્યા. થોડી વાર પછી પરમહંસજી મહારાજે તેની સાથે વેદાંતવિષયક વાર્તા શરૂ કરી.

શ્રીરામકૃષ્ણઃ—(માસ્તરને) જો, અષ્ટાવક્રસંહિતામાં આત્મજ્ઞાન સંબંધી કથન છે. આત્મજ્ઞાનીઓ કહે છે કે, 'સોહમ્' એટલે 'હુંજ પરમાત્મા' છું. આ મત સઘળા વેદાંતીઓ અને સંન્યાસીઓનો છે. સંસારી લોકોને માટે આ મત યોગ્ય નથી.

વેદાંતવાદીઓ કહે છે કે આત્મા નિર્લેપ છે. સુખદુઃખ, પાપપુણ્ય એમાંનું કોઇ આત્માને બંધન કરી શકતું નથી, તેમનાથી આત્માને કશી હાનિ થતી નથી; માત્ર દેહાભિમાની લોકોનેજ તેની અસરો ભોગવવી પડે છે. ધોળેલી દિવાલ હોય તે મલિન થઇ શકે, પણ આકાશ મલિન થઇ શકે નહિ.

કૃષ્ણકિશોર વેદાંતીઓનો મત માનતો હતો. તે કહેતો કે હું "ખ" એટલે આકાશવત્ છું. છતાં તે પરમ ભક્ત હતો. તેને મોંડે એ વાત શોભે; તેને એમ કહેવું પરવડે પણ બીજા બધાને પરવડે નહિ.

છતાં 'હું મુક્ત છું' એવું અભિમાન રાખ્યાથી અવશ્ય લાભ થાય છે. 'હું મુક્ત છું' એમ બોલતાં બોલતાં—એવી ધારણા કરતાં કરતાં અંતે મુક્ત થવાય છે. વળી 'હું બદ્ધ છું' એવી ધારણા કરતાં કરતાં બંધાયલા ન હોઇએ તોપણ બંધાઇ જવાય છે. જે 'હું પાપી છું,' 'હું પાપી છું' એમજ વારંવાર બોલે છે અને

માને છે તે અવશ્ય પાપમાં ખરડાય છે; માટે ખરા મનથી એમજ કહેવું જોઇએ કે હું તેનું નામ જપું છું, મારે હવે પાપ કેવું? બંધન કેવું?

## પ્રારબ્ધ તો સર્વને ભોગવવુંજ પડે છે

સાંજના બે ત્રણ વાગ્યાનો સુમાર થયો છે. ભક્તવીર શ્રીયુત અધરચંદ્રસેન અને બલરામ બસુ આવીને પરમહંસજીને પ્રણામ કરીને આસનપર બેઠા.

પછી બડાબજારના મલ્લિકબાબુએ સ્થાપેલી સિંહવાહિની દેવીની મૂર્તિવિષે વાત નીકળી.

શ્રીરામકૃષ્ણઃ—હું સિંહવાહિનીનાં દર્શન કરવા ગયો હતો. વળી ચાષાધોપા શેરીમાં એક મલ્લિક નામના ગૃહસ્થને ઘેર દર્શન કરવા ગયો હતો. ઘર જૂનું હતું. ઘરધણી ગરીબ થઈ ગયો હતો. જ્યાં ત્યાં કબુતરની અઘાર પડી હતી. ભીંતોમાંથી રેતી ખરતી હતી. પોપડા ખરતા હતા. બીજા મલ્લિકોનાં ઘર જેવાં ભભકાબંધ છે તેવું આ ઘર ન હતું. (માસ્તરને) એનો અર્થ શો હશે? કહે જોઇએ.

માસ્તરે કશો ઉત્તર આપ્યો નહિ.

શ્રીરામકૃષ્ણઃ—તમે શું સમજ્યા? દરેક જણને પૂર્વનાં કર્મ ભોગવવાનાં હોય છે, તે ભોગવ્યા વગર છૂટકોજ નથી. સંસ્કાર–પ્રારબ્ધ એ બધું માનવું પડે છે.

એક કઠિયારો હતો, તે પરમ ભક્ત હતો. તેને દેવીનાં સાક્ષાત્ દર્શન થયાં હતાં. દેવીની તેના ઉપર કેટલી કૃપા! કેટલો પ્રેમ! તોપણ તે કઠિયારોજ રહ્યો. રોજ લાકડાં કાપતો અને પોતાનું ગુજરાન ચલાવતો. કારાગૃહમાં દેવકીજીને સાક્ષાત્ ચતુર્ભુજ–શંખ ચક્ર ગદા પદ્મધારી ભગવાનનાં દર્શન થયાં, પણ ભગવાને તેમને એજ વખતે બંધનમુક્ત કર્યાં ન હતાં.

માસ્તરઃ—કેદખાનામાંથી છૂટાય શી રીતે? દેહજ બધા પ્રકારની જંજાળનું મૂળ છે. દેહ છૂટી જવો જોઇએ.

શ્રીરામકૃષ્ણઃ—તમે શું સમજ્યા? પ્રારબ્ધ કર્મના ભોગ તો ભોગવવાજ પડે. અને જ્યાંસુધી ભોગ ભોગવવાના બાકી હોય ત્યાંસુધી દેહ રહેવાનોજ. એક કાણો ગંગાસ્નાન કરવા ગયો. તેનાં પાપ તો ધોવાઈ ગયાં પણ કાણી આંખ ન મટી! (સઘળા હસે છે) પૂર્વજન્મનાં કર્મ હતાં તે ભોગવ્યા વગર છુટકોજ ન હતો.

મણિઃ—જે બાણ ધનુષ્યમાંથી છૂટી ગયું તેના ઉપર આપણો કશો અધિકાર રહેતો નથી.

શ્રીરામકૃષ્ણઃ—દેહને તો સુખદુઃખ આવે ને જાય, પણ ભક્તને જ્ઞાન અને ભક્તિનું જે ઐશ્વર્ય હોય છે તે તે કદિ ગુમાવતો નથી. જુઓને, પાંડવોને ઓછી વિપત્તિ હતી! પરંતુ એટલી વિપત્તિ છતાં તેઓ કદિ ચૈતન્ય રહિત થયા ન હતા. એવા

જ્ઞાની અને એવાભક્ત જગત્માં અતિ વિરલ છે.

## નરેંદ્રનું ગાયન અને શ્રીરામકૃષ્ણદેવને સમાધિ

આ વાત ચાલતી હતી એટલામાં નરેન્દ્ર અને શ્રીયુત વિશ્વનાથ ઉપાધ્યાય ત્યાં આવી પહોંચ્યા. વિશ્વનાથ નેપાળના રાજાના વકીલ અથવા રાજપ્રતિનિધિ હતા. પરમહંસજી તેમને કૅપ્ટન કહેતા. નરેન્દ્રની ઉમ્મર તે વખતે બાવીશ વર્ષની હતી. તે બી. એ. ક્લાસમાં અભ્યાસ કરતો હતો અને કોઇ કોઇ વાર-ખાસ કરીને રવીવારે તે પરમહંસજી પાસે આવતો.

તેઓ પ્રણામ કરીને બેઠા. પરમહંસજીએ નરેન્દ્રને ગાવાનું કહ્યું. ઓરડાની પશ્ચિમ દિશાની ભીંત ઉપર તાનપુરો લટકાવ્યો હતો. નરેન્દ્રે તે લીધો અને તેના તાર ખેંચી સૂર મેળવવા માંડયા. સઘળા એકી નજરે ગાનાર તરફ જોવા લાગ્યા. બાયાં અને તબલાંનો સૂર મળ્યો. હવે ગાયન કંઠમાંથી નીકળે એટલીજ વાર હતી.

શ્રીરામકૃષ્ણ:—(નરેન્દ્રને) જો, તે દિવસની પેઠે નથી વાગતો.

કૅપ્ટન:—પૂર્ણ થઇ ગયો છે એટલે શબ્દ નીકળતો નથી. (સઘળા હસે છે) ભરાઇ ચૂકેલો ઘડો!

શ્રીરામકૃષ્ણ:—પણ નારદ વગેરે પૂર્ણ છતાં બોલે માંડ છે.

કૅપ્ટન:—તેઓ બીજાનાં દુ:ખ જોઇને બોલવા માંડે છે.

શ્રીરામકૃષ્ણ:—હા, નારદ વગેરે સમાધિ કર્યા પછી નીચે ઉતર્યા છે. માત્ર દયાની ખાતર-" લોકકલ્યાણમાટેજ તેઓ બોલ્યા છે."

નરેન્દ્રે ગાયન શરૂ કર્યું:—

સત્ય શિવમૂર્તિ શુભ હૃદયમંદિરે, પ્રકટશે તે ઘડી ધન્ય કહીએ,
નિરખીને નિરખીને, ફરી ફરી નિરખીને, ડૂબશું, ડૂબશું રૂપદરિએ.
નાથ બ્રહ્માંડ કોટિ તણો બેસશે, જે સમે હૃદયમાં જ્ઞાન થઇને;
તે સમે નાથના ચરણનું શરણ લઇ, બેસશું ચૂપ ને દીન બનીને.
હર્ષ ને પીયુષની વૃષ્ટિ હૃદયે થશે, મન ચકોરૂં બની હર્ષ ઘેલું,
ચંદ્રના ઉદયથી મસ્ત કલરવ કરે. મસ્તી આનંદની મોજ લેતું.
નાથ! તમ દર્શને મસ્ત અમ ત્યમ થશું, લોટશું નાથજી! આપ ચરણે;
હૃદય અજવાળશું, ધન્ય જીવિત થશું, પામશું સ્વર્ગસુખ આજ દેહે.
પુનિત ને પાપહર મૂર્તિ તમ તાતજી, નિરખતાં હૃદયનાં તિમિર ટળશે;
ભાનુના ઉદયથી જગતનાં તિમિર દળ, પલકમાં નષ્ટ થઇ આપ પળશે.
પ્રબળ વિશ્વાસ છે હૃદયમાં નાથજી, જીવન આધાર છો આપ એક!
માગીએ પ્રણતિ કરી, પ્રેરજો વધુ વધુ, આપનાં ભર્ગ, અમ એજ આશ.

આપના પ્રેમ ને ભક્તિમાં મસ્ત થઇ, પૂર્ણ ચકચૂર અમ હૃદય થાતાં;
હું પણું ખોઇને પામીએ આપને, માગીએ એજ વરદાન મોંઘાં.
હર્ષપીયુષની વૃષ્ટિ.........

એ શબ્દો પૂરા બોલાયા નહિ હશે એટલામાં તો પરમહંસજી ગંભીર સમાધિમાં નિમગ્ન થઇ ગયા. તેઓ હાથ જોડીને બેઠા છે, પૂર્વ તરફ મુખ છે, દેહ ટટાર છે, આનંદમયીના રૂપસમુદ્રમાં ડુબી ગયા છે, બાહ્યજ્ઞાન લેશમાત્ર પણ નથી, શ્વાસ ચાલતો હશે કે નહિ તે સમજાતું નથી. નેત્ર સ્થિર છે. નેત્રનો એક પલકારો પણ માર્યા વગર શિલ્પીએ ઘડેલી પ્રતિમા જેવા સ્થિર બેઠા છે!

## પ્રભુપ્રાપ્તિનો ઉપાય; જ્ઞાની અને ભક્તિમાં ભેદ

આખરે સમાધિનો ભંગ થયો. અત્યાર પહેલાં નરેન્દ્ર પરમહંસજીની સમાધિની સ્થિતિનું દર્શન કરવાને માટે ઓરડો છોડીને પૂર્વ તરફના ઓટલા ઉપર ઉભો હતો; તે ઠેકાણે હાજરા બાબુ એક કામળીપર બેસીને હાથમાં માળા લઇને હરિનામનો જપ કરતા હતા; તેની સાથે નરેન્દ્ર વાત કરવા લાગ્યો. આ બાજુએ આખો ઓરડો લોકોથી ભરાઇ ગયો હતો. પરમહંસજીએ સમાધિભંગ થયા પછી એકત્ર થએલા ભક્તોમાં નજર ફેરવી જોયું તો ત્યાં નરેન્દ્ર ન હતો. માત્ર તાનપુરોજ પડી રહ્યો હતો, અને ભક્તો તેમના તરફ ઉત્કંઠાથી જોઇ રહ્યા હતા.

શ્રીરામકૃષ્ણઃ—આગ લગાડતો ગયો; હવે તો અહિં રહેવું હોય તો રહે અને જવું હોય તો જાય. (કૅપ્ટન અને બીજા ગૃહસ્થોને) "સચ્ચિદાનંદને જાણો, તમને પણ આનંદ મળશે. સચ્ચિદાનંદ તો સર્વત્ર સદાકાળ છેજ. માત્ર પડદો આડો છે. જેમ જેમ વિષયાસક્તિ ઓછી થતી જશે તેમ તેમ ઇશ્વર તરફ પ્રેમ-આકર્ષણ વધતું જશે."

કૅપ્ટનઃ—કલકત્તે ઘેર આવું છું ત્યારે કાશી તેટલું દૂર જાય છે; કાશી તરફ જાઉં છું ત્યારે ઘર તેટલુંજ દૂર જાય છે.

શ્રીરામકૃષ્ણઃ—રાધાજી જેમ જેમ કૃષ્ણની નજીક આવતાં ગયાં તેમ તેમ કૃષ્ણના દેહમાંથી નીકળતી સુવાસ તેમને આવતી ગઇ. જેમ ઇશ્વરની પાસે આવતા જશો તેમ ભક્તિપ્રેમ વધતાં જશે. નદી સાગરની નજીક આવતી જાય છે ત્યારેજ તેનામાં ભરતી ઓટ થાય છે.

"જ્ઞાનીના શરીરમાં એકજ તરફની ગંગા વહે છે. તેના મત પ્રમાણે બધું સ્વપ્નવત્ છે. તે હમેશાં પોતાના સ્વરૂપમાં સ્થિર રહે છે. ભક્તની ગંગા એકજ તરફ નથી વહેતી. તેનામાં વખતો વખત ભરતી-ઓટ થાય છે. તે હસે છે, રડે છે, નાચે છે, ગાય છે. ભક્ત ઇશ્વરની સાથે વિલાસ કરવા ચાહે છે. કોઇવાર તે તરે છે, કોઇવાર

ડૂબે છે, કોઇવાર બહાર આવે છે. જેમ પાણીમાં બરફ ડબક ડબક ડૂબકીઓ મારે છે તેમ." (સઘળા હસે છે.)

એકજ સચ્ચિદાનંદ શક્તિભેદે–જૂદાં જૂદાં રૂપ ધારણ કરે છે. 'તે તો તુંને તુંજ, માતમુજતારા.'+ જ્યાં કાર્ય છે એટલે કે સૃષ્ટિ, સ્થિતિ અને પ્રલય છે ત્યાં શક્તિ છે. પાણી સ્થિર હોય તોપણ તે પાણી કહેવાય અને મોજાં ઉછળતાં હોય તોપણ તે પાણીજ કહેવાય. જે સચ્ચિદાનંદ છે તેજ આદ્યશક્તિ છે. તેજ સૃષ્ટિ, સ્થિતિ અને પ્રલય કરે છે. જેમકે આપણા આ કૅપ્ટન હાલ કાંઈ સરકારી કામ કરતા નથી તોપણ તે તો કૅપ્ટનજ છે. પૂજા કરવા બેઠા હોય તોપણ તે કૅપ્ટન છે; અને લાટસાહેબ (વાઇસરૉય) પાસે જતા હોય તોપણ તે કૅપ્ટન છે. માત્ર ઉપાધિમાંજ ફેર છે.

કૅપ્ટનઃ—"જી, મહારાજ!"

શ્રીરામકૃષ્ણઃ—મેં આ વાત એકવાર કેશવસેનને પણ કહી હતી.

કૅપ્ટન—"કેશવસેન * * * * છે, સાધુ નથી."

શ્રીરામકૃષ્ણઃ—(ભક્તોને) "હું કેશવ સેન પાસે જાઉં છું ત્યારે આ કૅપ્ટન મને ત્યાં જવાની ના કહે છે."

કૅપ્ટનઃ—"મહારાજ! આપ જાઓ તો પછી અમારાથી શી રીતે અટકાવાય? શું અમારા રોક્યા આપ રોકાવાના હતા?"

શ્રીરામકૃષ્ણઃ—"તું પૈસાની ખાતર લાટસાહેબ પાસે જઇ શકે અને હું કેશવ સેન પાસે ન જાઉ કેમ? તે ઇશ્વરનું ધ્યાન કરે છે. તેની સ્તુતિ કરે છે, તેનું નામ જપે છે. 'ઈશ્વર–માયા–જીવ જગત્' એવું તું નથી માનતો? જે ઇશ્વર છે તેજ સર્વરૂપે દેખાય છે; તેજ જગત્‌રૂપે દેખાય છે."

શ્રીરામકૃષ્ણઃ—(સસ્મિત નરેન્દ્રને) કેમ! તમે શી વાતો કરી રહ્યા છો?

નરેન્દ્રઃ—અમે તો ખૂબ વાતો કરી. 'લાંબી લાંબી' વાતો.

શ્રીરામકૃષ્ણઃ—પણ શુદ્ધજ્ઞાન અને શુદ્ધભક્તિ બેઉ એકજ છે. જ્યાં શુદ્ધજ્ઞાન છે ત્યાં શુદ્ધભક્તિ પણ ખેંચાઈ આવે છે, છતાં ભક્તિમાર્ગ વધારે સરળ છે.

નરેન્દ્રઃ—જ્ઞાનનું કામ છેજ નહિ. 'ઓ મા! મને તારા પ્રેમથી ઘેલો બનાવી દે' બસ એટલુંજ કહેવાની જરૂર છે. (માસ્તરને) મેં હમણાં ×હૅમિલ્ટન વાંચ્યો. તે લખે છે કે, " × × × ×

શ્રી રામકૃષ્ણઃ—(માસ્તરને) એનો અર્થ શો?

નરેન્દ્રઃ—"ફિલસુફી વિચારતાં વિચારતાં આખરે મનુષ્ય પંડિત મૂર્ખ થઇ જાય છે, અને પછી ધર્મના માર્ગપર જવા લાગે છે."

શ્રીરામકૃષ્ણઃ—(હસતા હસતા) થૅન્ક યૂ! થૅન્ક યૂ! (સઘળા હસે છે.)

+એક શક્તિનું નામ છે. બંગાળામાં પૂજાય છે.

×ગયા સૈકામાં થઈ ગયેલો આગેવાન અંગ્રેજ ફિલસુફ.

## નરેન્દ્રના ગુણ

સાંજ પડવા આવી હતી તેથી ઘણાખરા લોક પોતપોતાને ઘેર ગયા. નરેન્દ્ર પણ ગયો.

સાંજ પડયા પછી પરમહંસજી મહારાજે જગન્માતાને પ્રણામ કર્યા અને તાળી પાડીને હરિધ્વનિ કરવા લાગ્યા. ઓરડામાં કેટલીક દેવતાઓની છબીઓ હતી—ધ્રુવ, પ્રલ્હાદ, રામચંદ્રજી, કાલિકા, રાધાકૃષ્ણ વગેરેનાં ચિત્રો હતાં. તેમને સર્વને એક પછી એક નામ દઇ દઇને પરમહંસજીએ પ્રણામ કર્યા. પછી તેઓ બોલ્યા:—" બ્રહ્મ—આત્મા —ભગવાન્; ભાગવત ભક્ત ભગવાન્; બ્રહ્મ શક્તિ, શક્તિ બ્રહ્મ; વેદ પુરાણ તંત્ર; ગીતા ગાયત્રી; શરણાગત, શરણાગત; નાહં નાહં; તુંહિ તુંહિ; હું યંત્ર છું, તમે યંત્રને ચલાવનાર છો." ઇત્યાદિ.

નામસ્તવન કર્યા પછી હાથ જોડીને તેમણે કેટલીક વારસુધી જગન્માતાનું ધ્યાન કર્યું.

બે ચાર ભક્તો ગંગાકિનારે બગીચામાં ફરવા ગયા હતા, તેઓ આરતિ થઇ રહ્યા પછી થોડી વારે પરમહંસજીના ઓરડામાં એક પછી એક આવી પહોંચ્યા.

પરમહંસજી પોતે ખાટલા ઉપર બેઠા. માસ્તર, અધર, કિશોરી વગેરે જમીનપર તેમની સામે બેઠા.

શ્રીરામકૃષ્ણ:—( ભક્તોને ) નરેન્દ્ર, ભવનાથ, રાખાલ વગેરે નિત્યસિદ્ધ જીવો છે. તેઓ ઇશ્વર કોટિના છે. એમને ઉપદેશ આપવો બિન જરૂરી છે. જુઓ, નરેન્દ્ર કોઇનીએ દરકાર કરે છે ! કૅપ્ટનની ગાડીમાં બેસીને મારી પાસે આવ્યો હતો, કૅપ્ટને તેને સારે ઠેકાણે બેસવા કહ્યું, પણ એણે તેની સામે જોયુંએ નહિ. મારી પણ પરવા કરતો નથી ! જેટલું જાણે છે તેટલું તે જણાવતો નથી કે વખતે હું લોકોને એમ કહું કે નરેન્દ્ર આવો વિદ્વાન્ છે ! એને માયા મોહ જરાએ નથી, કશાં બંધન નથી. બહુ સરસ પાત્ર છે. એકજ પાત્રમાં આટલા ગુણ છે. **ગાવામાં, વગાડવામાં, લખવામાં, ભાષણ કરવામાં બધામાં તૈયાર** ! પાછો **જિતેન્દ્રિય** છે. કહે છે કે હું પરણવાનો નથી. નરેન્દ્ર અને ભવનાથ બેનું ઠીક જોડું છે. જાણે વરવહુ, નરેન્દ્ર ઝાઝો આવતો નથી તે ઠીક છે. બહુવાર આવે તો હું ગભરાઇ જાઉં.



# खंड आठमो

## બ્રહ્મસમાજના ઉત્સવમાં સમાધિ અને કીર્તનાનંદ



આજે કાર્તિક વદ એકાદશી અને ઇ. સ. ૧૮૮૩ ના નવેંબરની ૨૬ મી તારીખ છે. શ્રીયુત મણિમલ્લિકના ઘરમાં સિંદુરિયા પટીની બ્રહ્મસમાજનું અધિવેશન થનાર છે.

આજે ઉપાસનામંદિર આનંદપૂર્વક દેખાય છે. સાંજ થતાં પહેલાં બ્રાહ્મભક્તો આવવા લાગ્યા છે. તેમનામાં આજે રોજના કરતાં વિશેષ ઉત્સાહ આવેલો છે. આ ઉત્સવમાં પરમહંસ રામકૃષ્ણજી પધારનાર છે, તેથી તેઓ વધારે ઉમંગમાં આવેલા છે. બ્રહ્મસમાજના આગેવાનો—કેશવચંદ્ર, વિજય, શિવનાથ વગેરે ભક્તો—પરમહંસજીને ઘણા ચહાય છે, તેથી બ્રહ્મ-સમાજના બીજા ભક્તોને પણ તે ઘણા પ્રિય થઇ પડ્યા છે. હરિપ્રેમથી અલમસ્ત હાલતમાં છે. તેમનો પ્રેમ, જ્વલંત વિશ્વાસ, દૃઢ શ્રદ્ધા, બાળકની માફક સરળભાવે ઇશ્વરની સાથે વાતચીત કરવાનો તેમનો સ્વભાવ, ઇશ્વરને માટે તેમના ચિત્તની વ્યાકુળતા અને રુદન, સ્ત્રીજાતિને માતૃવત્ ગણીને તેમના તરફ પૂજ્યભાવ, તથા તેમને વિષે વાત કરવાનો અણગમો, તેલની ધારાની માફક કેવળ અખંડ ઇશ્વરકથા, સર્વ ધર્મનો તેમનાં ધર્મતત્ત્વોમાં સંયોગ, પરધર્મ તરફ લેશમાત્ર પણ દ્વેષભાવ નહિ, ઇશ્વરભક્તોને માટે તેમનું રુદન અને ઉત્કંઠા, આ સર્વ ગુણના પ્રભાવથી બ્રાહ્મ-ભક્તો તેમના તરફ આકર્ષાયા હતા, અને તેથીજ તેઓ ઘણે ઘણે દૂરથી પણ આ મહાપુરુષનાં દર્શન કરવા આવ્યા હતા.

ઉપાસના શરૂ થતાં પહેલાં પરમહંસ રામકૃષ્ણજી શ્રીયુત વિજયકૃષ્ણ ગોસ્વામી અને બીજા બ્રાહ્મભક્તો સાથે હસતે મોંડે વાતચીત કરવા લાગ્યા. સમાજમંદિરમાં રોશની થઇ હતી. ઉપાસના શરૂ થવાને થોડીજ વાર હતી.

પરમહંસજી બોલ્યાઃ—કેમ, આજે શિવનાથ આવ્યા નથી ?

એક બ્રાહ્મભક્તે કહ્યુંઃ—આજે તેને કામનું ઘણું રોકાણ છે, તેથી નથી આવ્યા.

પરમહંસજીએ કહ્યુંઃ—શિવનાથને જોઇને મને ઘણો આનંદ થાય છે. જાણે

ભક્તિ–રસમાં રાતદિવસ ડૂબેલોને ડૂબેલોજ.

પછી બ્રહ્મસમાજની પદ્ધતિ પ્રમાણે ઉપાસના શરૂ થઇ. વેદી ઉપર આચાર્ય બેઠા હતા. સામે મીણબત્તીઓ બળતી હતી. વ્યાખ્યાન આપ્યા પછી આચાર્યે પરબ્રહ્મ સંબંધી વેદોક્ત મહામંત્રોનું ઉચ્ચારણ કરવા માંડયું. બ્રાહ્મભક્તો પણ એક અવાજે તે પુરાતન આર્ય ઋષિઓના પવિત્ર મુખમાંથી નીકળેલા મંત્રો ગાવા લાગ્યા. તેઓ બોલ્યાઃ—

"सत्यं ज्ञानमनंतं ब्रह्म आनंदरूपममृतम् यद्विभाति शांतम् शिवमद्वैतम् शुद्धमपापविद्धम् ।"

આ પ્રણવયુક્ત મંત્રનો ધ્વનિ ભક્તોના હૃદયાકાશમાં પ્રતિધ્વનિત થવા લાગ્યો. તેના પ્રભાવથી અનેક માણસોની અંતર વાસનાઓ શમી ગઇ. સર્વનાં ચિત્ત ઘણે અંશે સ્થિર અને ધ્યાનપરાયણ થવા લાગ્યાં સર્વનાં નેત્રો મીંચેલાં હતાં. થોડા કાળને માટે તેઓ વેદોક્ત સગુણ બ્રહ્મનું ધ્યાન કરવામાં તલ્લીન થઇ ગયા.

પરમહંસજી પણ ભાવ સમુદ્રમાં ડૂબી ગયા; નેત્રો સ્થિર અને પલકારા વગરનાં હતાં: શરીરના તમામ અવયવો નિશ્ચેષ્ટ અને ચિત્રવત્ સ્થિર બની ગયા હતા. આત્મારૂપી પક્ષી કોઇક બીજાજ પ્રદેશમાં આનંદથી વિચરણ કરી રહ્યો હતો.

સમાધિ ઉતર્યા પછી પરમહંસજી નેત્ર ઉઘાડીને ચારે બાજુએ જોવા લાગ્યા. જોયું તો સભાનાં સર્વ માણસોનાં નેત્ર હજી બંધજ હતાં. તેઓ 'બ્રહ્મ' 'બ્રહ્મ' બોલતા બોલતા એકાએક ઉભા થયા. ઉપાસના પૂરી થયા પછી બ્રાહ્મભક્તો ખોલ કરતાલ લઇને સંકીર્તન કરવા લાગ્યા. પરમહંસજી પણ પ્રેમાનંદમાં ચકચૂર બની જઇને તેમના સંકીર્તનમાં સામેલ થયા, અને તેમની સાથે નૃત્ય કરવા લાગ્યા. સઘળા મુગ્ધ થઇને એ મધુર નૃત્ય નિહાળવા લાગ્યા. વિજયકૃષ્ણ ગોસ્વામી અને બીજા ભક્તો પણ તેમના આસપાસ નૃત્ય કરવા લાગ્યા. આ અદ્‌ભુત દર્શનથી અને કીર્તનથી થતા આનંદને લીધે ઘણા લોકોને એકદમ સંસારનું વિસ્મરણ થઈ ગયું. ક્ષણવાર પણ હરિરસનું પાન કરતાં વિષયરસનું સુખ તેમને તુચ્છ લાગવા માંડયું, કેટલાકને આ રસને મુકાબલે વિષયસુખનો આનંદ કડવો ઝેર જેવો લાગ્યો. કીર્તન પૂરૂં થતાં સર્વ પોતપોતાને આસને બેઠાં. પરમહંસજી હવે શું બોલે છે તે સાંભળવાની ઉત્કંઠાથી સર્વ તેમની આસપાસ કુંડાળું વળીને બેઠા.

## સંસારમાં જનકની પેઠે રહેવું સહેલું નથી

એકત્ર થએલા બ્રહ્મસમાજના ભક્તોને સંબોધીને પરમહંસજી બોલ્યાઃ–નિર્લેપ રહીને સંસારમાં રહેવું એ ઘણું મુશ્કલ છે. પ્રતાપ કહે છે કે, 'મહારાજ! અમે

તો જનક રાજાના જેવા છીએ. જનક નિર્લિપ્તપણે સંસારમાં રહ્યા હતા; અમે પણ તેમજ રહીએ છીએ.' મેં કહ્યું:–'ભાઇ, મોઢેથી બોલ્યા એટલે જનક જેવા થવાતુ નથી. જનક રાજાએ કેટલી તપશ્ચર્યા કરીને જ્ઞાન મેળવ્યું હતું? નીચું માથું અને ઉંચા પગ કરીને અર્થાત્ અત્યંત પરિશ્રમ લઇને અનેક વર્ષ પર્યંત તપશ્ચર્યા કરાય ત્યારેજ સંસારનાં બંધન છૂટે છે.'

ત્યારે હવે સંસારીને માટે કર્તવ્ય શું છે? તેને માટે મુક્તિનો ઉપાય છે કે નહિ? જરૂર છે તો ખરો. કેટલાક સમયસુધી તેમણે એકાંત વાસ કરીને સાધના કરવી જોઇએ. એકાંતવાસથી ભક્તિ અને જ્ઞાન મળે છે. ત્યાર પછી સંસારમાં પ્રવેશ કરે તો કશી હરકત નથી. જ્યારે એકાંતમાં સાધન–ભજન કરવામાં આવે છે ત્યારે સંસારથી બહુ દૂર જવાય છે. તે વખતે સ્ત્રી, પુત્ર, માતા, પિતા, ભાઈ, બહેન વગેરે કોઈ સગાં સંબંધી પાસે હોતાં નથી. એકાંતમાં સાધન કરતી વેળા વિચાર કરવો જોઇએ કે મારૂં કોઇ નથી, મારૂં કશું નથી, ઈશ્વરજ મારૂં સર્વસ્વ છે. એવો વિચાર વારંવાર કરીને હૃદયની વ્યાકુળતાપૂર્વક ઈશ્વરની પાસે ભક્તિની યાચના કરવી જોઇએ.

તમે એમ પૂછશો કે સંસારીએ કેટલા વખતસુધી એવી રીતે એકાંતમાં બેસીને સાધના કરવી જોઇએ? હું કહું છું કે વધારે નહિ તો ઓછામાં ઓછો એકજ દિવસ એકાંત ગાળો તોપણ લાભ છે. ત્રણ દિવસ સાધના કરો તો વધારે લાભ છે. પછી બાર દિવસ, એક મહિનો, ત્રણ મહિના, એક વર્ષ જેની જેવી શક્તિ અને અનુકૂળતા. જ્ઞાન અને ભક્તિ મેળવ્યા પછી સંસારમાં પ્રવેશ કરાય તો ઝાઝો ભય રહેતો નથી.

ફણસ કાપવું હોય તો પ્રથમ હાથે તેલ લગાડવું, એટલે ફણસની ચીકાશ હાથે ચોંટશે નહિ. ચોર ચોરની રમત રમતી વેળા જો કોઈ ડોશીને અડકી પડે તો તેને માથે દાવ આવતો નથી. એકવાર પારસમણિને અડકીને સોનું બની જાઓ, પછી હજારો વર્ષ કાદવમાં દટાઇ રહો તોપણ સોનું તે સોનુંજ રહેશો.

મન દૂધના જેવું છે. તેને જો સંસારરૂપી પાણીમાં રાખીએ તો જેમ દૂધ પાણી સાથે મળી જાય છે તેમ તે સંસારમાં મળી જાય છે. એ મનરૂપી દૂધને એકાંતમાં રાખીને માખણ બનાવી દેવું જોઇએ. મન છે તો દૂધ જેવું, પણ એકાંતમાં સાધન કર્યાથી તે જ્ઞાનભક્તિરૂપી માખણ બની જાય છે. પછી એ માખણ સંસારરૂપી જળમાં અનાયાસે રહી શકે છે. એ માખણ કદિ પણ સંસારરૂપી જળ સાથે મળી જતું નથી; માત્ર તેની ઉપર નિર્લિપ્તપણે તર્યા કરે છે.

## વિજયનું એકાંતમાં સાધન

વિજય કૃષ્ણ ગોસ્વામી હમણાં ગયાજી જઇને પાછા ફર્યા છે. ત્યાં કેટલોક વખત

હીને તેમણે સાધુ સમાગમ કર્યો હતો. હાલમાં તે ભગવાં વસ્ત્ર પહેરે છે. તેની સ્થિતિ ઘણીજ ઉત્તમ અને પવિત્ર છે. તેની દૃષ્ટિ અંતરમાંજ ઠરેલી રહે છે. પરમહંસજીની પાસે નીચી નજરે તે બેઠેલા છે. જાણે કોઈ ઉંડા વિચારમાં ગરકાવ ન ઈ ગયા હોય !

પરમહંસજીએ તેને સંબોધીને કહ્યું:–વિજય ! તેં તારી રહેવાની જગ્યા નક્કી રી મૂકી હોય એમ લાગે છે.

જો, બે સાધુ ફરતા ફરતા એક નગરમાં આવી પહોંચ્યા. એક જણ એકદમ હેરનાં બજાર, દુકાનો, બગીચા બધું જોવા નીકળી પડયો. એવામાં તેને તેનો સાથતી ળ્યો. પેલા સાધુએ તેને પૂછયું; 'તું એકદમ શહેર જોવા નીકળી પડયો પણ તેં ારો સરસામાન કયાં રાખ્યો ?' ત્યારે તે સાધુએ કહ્યું; 'મેં અગાઉથી મારો મુકામ ક્કી કરી રાખ્યો હતો. મેં મારાં ગાંઠડાં પોટલાં ત્યાં મૂકી દીધાં, અને ઘરને બધી ાજુએથી તપાસીને નિશ્ચિંત થયો, ત્યાર પછી શહેર જોવા નીકળી પડયો છું. હવે તને પૂછું છું કે તેં તારો મુકામ મુકરર કર્યો કે નહિ ?'

(માસ્તર વગેરેને) જુઓ, વિજયનો ફુઆરો આજ દિનસુધી દબાઈ રહેલો હતો; વે તે છૂટો થઇ ગયો છે.

## નિષ્કામકર્મ અને સકામ કર્મ

શ્રીરામકૃષ્ણઃ—(વિજયને) જુઓ, શિવનાથની ધાંધલ ઘણી છે. વર્તમાનપત્રોમાં લખાણ ખે છે, અને બીજા અનેક વ્યવસાય હાથમાં લે છે. સંસારી કામોમાં ઘણો વખત ંકાઇ રહેવાથી ચિત્તની શાંતિનો ભંગ થાય છે, અને વિચાર–ચિંતા વધી પડે છે.

શ્રીમદ્‌ભાગવતમાં એવી કથા છે કે અવધૂત (દત્તાત્રેય)ને ચોવીશ ગુરુ હતા. તેમાં મણે સમડીને પણ પોતાની ગુરુ ગણી હતી. એક ઠેકાણે કેટલાક માછી લોકો ાછલી પકડતા હતા. એવામાં એક સમડીએ આવીને એક માછલી ઉપર ઝડપ મારી મને તેને પકડી લઇ ચાલતી પકડી. તેની પાસે માછલી જોઇને હજારો કાગડા તેની પાછળ ડયા અને તેને ચારે બાજુએથી ઘેરી લીધી, તથા કા કા કરીને ભારે ઘોંઘાટ ચાવી મૂકયો. જે બાજુએ માછલી લઇને સમડી જાય તે બાજુએ કાગડા પણ ની પાછળ પડે. દક્ષિણ તરફ સમડી ગઈ ત્યારે કાગડા તે તરફ ગયા. ઉત્તર તરફ ઇ ત્યારે તેઓ તે તરફ વળ્યા. એ પ્રમાણે પૂર્વ, પશ્ચિમ બધી બાજુએ સમડી ફરી ળી, પણ કાગડાઓએ તેની પૂઠ છોડી નહિ. આખરે તે સમડી બાવરી બની ગઈ મને ગભરાટને લીધે તેના પંજામાંથી માછલી પડી ગઈ. એમ થતાં તુરતજ કાગડા સમડીને છોડી દઇને માછલી ભણી ઉડી ગયા. ત્યાર પછી તે સમડી નિશ્ચિંત ને એક ઝાડ ઉપર બેસીને વિચારવા લાગી કે "આ માછલીએ મને આટલો સંતાપ

કરાવ્યો ! હમણાં તે મારી પાસે નથી તો કેવી નિશ્ચિંતપણે બેઠી છું !

અવધૂતે એ સમડી પાસેથી એ ઉપદેશ ગ્રહણ કર્યો કે જ્યાંલગી પોતાની પાસે માછલી છે એટલે કે વાસના છે, ત્યાંસુધી કર્મ કેડો મૂકશે નહિ, અને કર્મને લીધે દાસણુ ચિંતા, સંતાપ, અશાંતિ સહન કરવી પડશે; માટે વાસનાનો ત્યાગ થાય ત્યારેજ કર્મનો ક્ષય થાય અને ત્યારેજ શાંતિ મળે.

છતાં નિષ્કામકર્મ કરવાં સારાં છે. તેનાથી ચિત્તની શાંતિનો ભંગ થતો નથી, પણ ખરેખરાં નિષ્કામ કર્મ થવાં બહુ મુશ્કેલ છે. આપણે મનમાં એમ સમજીએ કે અમે નિષ્કામ કર્મજ કરીએ છીએ; પણ કોણ જાણે કયાંયથી કામના આવીને ઉભી રહે છે ! તેની ખબરજ પડતી નથી. પ્રથમથી જો પુષ્કળ સાધન કર્યું હોય તો એ સાધનના બળથી કેટલાક લોક કેવળ નિષ્કામ કર્મ કરી શકે છે. ઇશ્વરનાં દર્શન થયા પછી તો નિષ્કામ કર્મ એની મેળેજ થઇ જાય છે. ત્યાર પછી સકામ કર્મનો તો ઘણા ખરાની બાબતમાં ક્ષયજ થઇ જાય છે. માત્ર નારદ જેવા કેટલાક લોકકલ્યાણનેમાટેજ કર્મ કરે છે.

## સંન્યાસી અને ધનસંચય

શ્રીરામકૃષ્ણ.—(વિજયને) અવધૂતને એક બીજા ગુરુ હતા. તે મધમાખ હતી. મધમાખ અત્યંત પરિશ્રમ લઇને ઘણા વખત સુધી મધનો સંગ્રહ કરે છે, પણ તે મધનો ઉપભોગ પોતે કરી શકતી નથી. કોઇ માણસ તેનો મધપૂડો ઉખાડીને તેમાંનું મધ નીચોવી લે છે. મધમાખીની પાસેથી અવધૂતે એ ઉપદેશ લીધો કે, કશાનો પણ સંગ્રહ કરવો નહિ. સાધુ લોકો ઇશ્વરની ઉપર સોળે સોળ આના ભરોંસો મૂકે છે. તેઓ કદિ સંગ્રહ કરતા નથી.

પણ સંસારી લોકોની બાબતમાં આ નિયમ લાગુ પાડી શકાય નહિ. તેમને તો પોતાના કુટુંબનું પાલન કરવાનું છે, એટલે તેમણે તો સંગ્રહ કરવોજ જોઇએ. પંખી અને સાધુ એ બેને સંગ્રહ કરવાની જરૂર હોતી નથી, છતાં પક્ષીને પણ બચ્ચાં થયા પછી દાણા ચાંચમાં ઘાલીને બચ્ચાંને માટે માળામાં લાવવા પડે છે.

જો, વિજય ! કોઇ સાધુની પાસે તું ગાંસડાં પોટલાં જુએ, જો તે પોતાના પોટલાની ગાંઠો વાળે તો તેવા સાધુનો તું કદિ વિશ્વાસ કરીશ નહિ. મેં વટતલા પાસે એક સાધુ જોયો હતો. બે ત્રણ જણ તેની પાસે બેઠા હતા. કોઇ દાળ ઝાટકતા હતા. કોઇ કપડાં સીવતા હતા અને કોઇ એક મોટા માણસને ત્યાં થવાના ભંડારાની વાતો કરતા હતા. તેઓ કહેતા હતા કે, એ બાબુએ તો લાખો રૂપીઆ ખરચી નાખ્યા. સાધુઓને ખૂબ જમાડયા—પૂરી, જલેબી, પેંડા, બરફી, માલપુઆ, ભાત ભાતનાં ભોજન જમાડયાં. (સઘળા હસે છે.)

વિજય:–હાજી, ગયામાં પણ મેં એવા સાધુ જોયા હતા. ગયાના લોટવાળા સાધુ ( સઘળા હસે છે. )

## પ્રેમ અને કર્મત્યાગ

શ્રીરામકૃષ્ણ:–( વિજયને ) ઈશ્વર ઉપર પ્રેમ ઉત્પન્ન થાય એટલે કર્મત્યાગ આપોઆપ થઇ જાય છે. જે કર્મ ઈશ્વર કરાવે તે કરાય છે. તારો હવે સમય થયો છે. સર્વ છોડી દઇને બોલ કે, 'હે મન! તું જો અને હું જોઉં અને જાણે બીજું કોઇજ નહિ જુએ.'

એટલું બોલીને શ્રીરામકૃષ્ણજી પોતાના અપૂર્વ સુસ્વરથી માધુર્ય વર્ષાવતા ગાવા લાગ્યા:—

(ભક્તિનો મારગ શૂરાનો, નહિ કાયરનું કામ જોને–એ રાગ.)
જતન કરીને રાખ હૃદયમાં, મા ભવ તારક શ્યામા જોને!
હે મન! તું જોને હું જોઉં, અવર ન પામે લાગ જોને!
કામ ક્રોધને ભૂરકી નાખી, જા મન તું એકાંત જોને!
રાત દિવસ રસનાએ રટજે, માડી કેરૂં નામ જોને!
મલિન વાસનારૂપી મંત્રી, ફરકે ન તારી પાસ જોને!
જ્ઞાન નેત્રનો ચોકી પહેરો, સાચવજે દિન રાત જોને!
મનડા! વાટ વિકટ છે વસમી, રહેજે ખુબ હુશીઆર જોને!
પળ પળ માનું નામ સમરજે, વાટ ખડગની ધાર જોને!

શ્રીરામકૃષ્ણ:–( વિજયને ) ભગવાનના શરણાગત થઇએ ત્યારે લજ્જા, ભય એ સર્વનો ત્યાગ કરવો. 'હું હરિનામ બોલીને નૃત્ય કરીશ તો લોકો મારે માટે શું બોલશે' એવો વિચાર મનમાંથી કહાડીજ નાખવો.

લજ્જા, ઘૃણા અને ભય, ત્રણે રહેવાં ન જોઇએ. લજ્જા, ઘૃણા, ભય, જાતિ-અભિમાન એ સર્વ આત્માને બંધનકર્તા છે. એ બધાં જાય ત્યારે સંસારમાંથી મુક્ત થવાય.

પાશબદ્ધ તે જીવ, પાશમુક્ત તે શિવ. ઈશ્વરનો પ્રેમ એ અતિ દુર્લભ વસ્તુ છે. સ્ત્રી તેના ધણી ઉપર જેવો પ્રેમ અને વિશ્વાસ રાખે છે તેવા ઈશ્વર ઉપર રહેવાં જોઇએ. ત્યારેજ ભક્તિનો ઉદય થાય છે. શુદ્ધ ભક્તિ થવી બહુ કઠણ છે. ભક્તિ વડે હૃદયમન સર્વ ઈશ્વરમાંજ લીન થઈ જાય છે."

ત્યાર પછી ભાવ ઉત્પન્ન થાય છે. ભાવવડે મનુષ્ય મૂર્છિત થઇ જાય છે. વાયુ સ્થિર થઇ જાય છે. આપોઆપ કુંભક થઇ જાય છે. જેમ બંદુકમાંથી ગોળી છોડતી વખતે, બંદુક ફોડનારનું ચિત્ત એકાગ્ર થાય છે, વાણીનો વ્યાપાર બંધ થાય છે અને

પ્રાણ સ્થિર થાય છે, તેમ સાધકને પણ થાય છે."

"પ્રેમ ઉત્પન્ન થવો એ તો બહુ આગળની વાત છે. ચૈતન્ય મહાપ્રભુને પ્રેમ પ્રકટયો હતો. ઈશ્વર ઉપર પ્રેમ ઉત્પન્ન થયા પછી બહારના પદાર્થોનું ભાન રહેતું નથી. જગતને ભૂલી જવાય છે, અને પોતાનો દેહ, જે સર્વને અતિપ્રિય છે, તેનું પણ સ્મરણ રહેતું નથી." એટલું કહીને પરમહંસજી ગાવા લાગ્યાઃ—

એવો અવસર ક્યારે આવશે ? હે સંત !
એવો અવસર ક્યારે આવશે ?
હરિ ! હરિ ? કહેતાં, નયન જળ વહેતાં;
અંગે અંગ પુલકાઇ જશે. હે સંત૦
અરે ! પ્રેમ સુરા પીતાં, બનીને રંગ રાતા;
સંસાર જ્વાલા શમી જશે. હે સંત૦

—o—

## એકાગ્રતા અને કુંભક

આ વાત ચાલતી હતી એવામાં કેટલાક નિમંત્રિત બ્રાહ્મભક્તો ત્યાં આવી પહોંચ્યા. તેમાંના કેટલાક વિદ્વાન્ અને ઉંચા દરજ્જાના સરકારી અમલદારો હતા. એકનું નામ શ્રીયુત રજનીનાથ રાય હતું.

ભાવ પ્રકટયા પછી પ્રાણ સ્થિર થાય છે એ વાત પરમહંસજી કહેતા હતા. તેઓએ આગળ કહ્યુંઃ–જ્યારે અર્જુને મત્સ્યવેધ કર્યો ત્યારે તેની નજર માત્ર માછલીની આંખ ઉપરજ સ્થિર થઇ હતી. બીજા કોઇ તરફ તેણે નજર સરખી કરી ન હતી. તે એટલે સુધી કે માછલીની આંખ સિવાય તે તેના શરીરનો બીજો કોઇ પણ ભાગ જોઇ શકયો ન હતો. એવી અવસ્થા થાય ત્યારે પ્રાણ સ્થિર થાય અને કુંભક સિદ્ધ થાય.

ઈશ્વરદર્શન થયાનું એક લક્ષણ એ છે કે અંદરનો વાયુ ઘર્ઘર અવાજ કરતો ઉંચે ચડીને માથા તરફ ચડે છે, એમ થયા પછી જ્યારે સમાધિ થાય ત્યારે ઈશ્વરનું દર્શન થાય છે.

શ્રીરામકૃષ્ણઃ–( નવા આવેલા બ્રાહ્મભક્તો તરફ જોઇને ) જેઓ ફક્ત વિદ્વાનજ છે અને જેમને ઈશ્વર તરફ ભક્તિ અથવા અનુરાગ બિલકુલ નથી, તેમના કહેવામાં ઘણો ગોટાળો હોય છે. એક સામવેદી બ્રાહ્મણ એમ કહેતો કે "ઈશ્વર તો નિરસ છે. તેને પોતાની પ્રેમભક્તિવડે સરસ કરો !" વેદમાં કહ્યું છે કે **रसो वै सः।** એટલે કે તે રસસ્વરૂપ છે. તેને નિરસ કેવી રીતે કહેવાય ? માત્ર તેના કહેવા ઉપરથી એટલું સમજાય છે કે કહેનારને ઈશ્વર કોણ છે તે વિષે કશું જ્ઞાન નથી, માટેજ તે આવો ગોટાળો કરી મૂકે છે.

કોઇ માણસ કહે કે " મારા મામાની ગૌશાળામાં એક ઘોડો છે " એ વાત ઉપરથી સમજવું કે ઘોડો છેજ નહિ, કારણ કે ગૌશાળામાં ઘોડા હોયજ નહિ. ( સઘળા હસે છે. )

——०——

## અહંકારનું રામબાણ ઔષધ

કેટલાકને ઐશ્વર્યનો અહંકાર હોય છે, કોઇને માનનો, કોઇને પદવીનો, એમ બધાને કાંઇને કાંઇ પ્રકારનો અહંકાર હોય છે. પણ એ સઘળું ચાર દિવસનું ચાંદરણું છે. એમાંનું કશુંએ સાથે આવતું નથી. એક ભજનમા કહ્યું છે કે:—

( તેમાં ભૂલી ગયો ભગવાનને રે—એ રાગ. )

આંખ ખોલી જોને તું વહેવારીઆ રે ! ( ૨ )
નથી તારૂં કશું જગમાંહ્ય, એ તો મિથ્યા જગતના માળખાં રે !
રખે ભૂલે હરિનામ મીઠડું રે ! ( ૨ )
જેને કાજે કરે પરપંચ, તે તો આવે ન સાથ પરલોકમાં રે !
અંતે વ્હાલા સગાં પૂળો મૂકશે રે ( ૨ )
તારા મુખડામાં મૂકશે આગ, કોઇ ઉભો ન રાખે બારણે રે !
શેઠ શેઠ કહીને નમતા તને રે ( ૨ )
બોળી બોળીને બાળશે તેજ, જ્યાંહાં ઉડી ગયા તારા પ્રાણીઆ રે !

પૈસાનો અહંકાર કરવોજ નહિ. જો કોઇ કહે કે હું પૈસાદાર છું તો તેના કરતાં પણ વધારે પૈસાદાર જગત્માં છેજ. એક એક કરતાં વધારેને વધારે છેજ. જ્યારે સાંજ પડે છે અને આગીઆ ચમકે છે ત્યારે તે પોતાના મનમાં એમ સમજે છે કે અમે આખા જગતને પ્રકાશ આપીએ છીએ, પણ જ્યારે તારા ઉગે છે ત્યારે તેમનું અભિમાન ઉતરી જાય છે. પછી તારાઓ એમ અભિમાન કરે છે કે અમે જગતને અજવાળું આપીએ છીએ, પણ એટલામા તો ચંદ્ર ઉગે છે, એટલે તુરત તારાઓનું અભિમાન ઓગળી જાય છે. પછી વળી ચંદ્રને અહંકાર થાય છે કે આખું જગત્ મારા તેજવડે શોભી રહ્યું છે, પણ એટલામાં તો જોતજોતામાં અરુણોદય થાય છે, અને ચંદ્ર નિસ્તેજ થઇ જાય છે! થોડીવાર પછી તો તે જણાતો પણ નથી !

આ પ્રમાણે જો ધનવાન્ માણસો વિચાર કરતા હોય તો તેમનો ધનનો ગર્વ ટકેજ નહિ.

ઉત્સવને લીધે શ્રીયુત્ મણિ મલ્લિકે અનેક પ્રકારનાં ભોજન તૈયાર કરાવ્યાં હતાં. તેમણે પુષ્કળ પ્રેમથી પરમહંસજીને તથા ત્યાં આવેલા બીજા ભકતોને જમાડીને તૃપ્ત કર્યા. કોઇને કશી અડચણ પડી ન હતી. પછી સર્વ વેરાયા.



# खंड नवमो

## શ્રીરામકૃષ્ણદેવની મહત્તા




સ. ૧૮૮૩ ની ૨૮મી નવેંબરનો દિવસ છે. આજ સાંજના ચાર પાંચ વાગ્યાને સુમારે પરમહંસ રામકૃષ્ણજી કેશવચંદ્ર સેનના કમલકુટીર અથવા લિલિ કૉટેજ નામના ઘર તરફ જવા નીકળ્યા છે. કેશવની તબીયત અસ્વસ્થ હતી, કદાચ થોડાજ સમયમાં તેનો દેહ છૂટી જશે એવી સ્થિતિ હતી. તેની ખબર લેવાને માટે સાંજના સાત વાગ્યાને સુમારે માથા ઘસા શેરીમાં રહેતા બાબુ જયગોપાલ સેનને ઘેર પોતાના કેટલાક ભકતોની સાથે પરમહંસજી આવી પહોંચ્યા.

તેમના ભક્તો શા વિચાર કરતા હશે ? પરમહંસજી ઈશ્વરપ્રેમમાં નિરંતર રહે છે. તેમણે લગ્ન કર્યું છે, પણ પોતાનાં પત્ની સાથે કોઈપણ સાંસારિક સંબંધ રાખ્યો નથી. તેઓ પત્ની તરફ માનભરી વર્તણુંક રાખે છે, તેમનું પૂજન પણ કરે છે, અને તેમની સાથે માત્ર ઈશ્વરસંબંધીજ વાતચીત કરે છે. તેમની સાથે બેસીને તેઓ ઈશ્વરસ્તુતિ કરે છે, પૂજન કરે છે અને ધ્યાન ધરે છે; પરંતુ કોઈ જાતનો માયિક સંબંધ રાખ્યો નથી. તેઓ એમજ માને છે કે ઈશ્વરજ માત્ર સત્ય વસ્તુ છે; બાકીનું સર્વ અવસ્તુ છે. પૈસાને તો તે અડકતા પણ નથી. ધાતુના લોટાને કે વાડકીને પણ હાથ લગાડતા નથી. સ્ત્રીને સ્પર્શ કરતા નથી. જો ધાતુ અથવા સ્ત્રી એમાંથી કોઈને ભૂલમાં પણ અડકી જવાય તો વીંછી કરડયો હોય તેવું તેમના શરીરને દુઃખ થાય છે, અને શરીરનો જે ભાગ અડકયો હોય તે* ઝણઝણી ઉઠે

* પરમહંસ રામકૃષ્ણજીવિષે એમ કહેવાય છે કે તેમનાથી ધાતુ અને સ્ત્રીને સ્પર્શ કરી શકાતો નહિ. આ વાત નરેન્દ્રના (પાછળથી વિવેકાનંદ ) જાણવામાં આવતાં તેના ટીખળી અને સત્યશોધક સ્વભાવ પ્રમાણે તેણે પરીક્ષા કરવાનો નિશ્ચય કર્યો. એક વાર તેણે પરમહંસજીની પથારી નીચે છાના માના બેઆની મૂકી દીધી. ત્યારે કેટલાક કલાકસુધી તેમને નિદ્રા આવી નહિ અને પથારીમાં તરફડયા કર્યા. આખરે નરેન્દ્રે ખરી વાત માની દીધી અને પથારી નીચેથી બેઆની કહાડી લીધી. એમ થયું ત્યારેજ તેઓ સુખેથી ઉંઘી શકયા.

છે. જો તેઓ સોનુંરૂપું હાથમાં લે તો તુરતજ હાથ જૂઠો થઇ જતો અથવા વાંકો થઇ જતો અને શ્વાસ રૂંધાઇ જતો. જ્યારે તે છોડી દે ત્યારેજ શ્વાસોશ્વાસ ચાલે અને હાથ સારો થાય

આ સર્વ ઉપરથી તેમના ભકતો પોતાને માટે શો વિચાર કરતા હશે ? શું અમારે સંસારનો ત્યાગ કરવો ? ભણવા ગણવાનું પણ શું પ્રયોજન છે ? કદાચ લગ્ન ન કરીએ પણ નોકરી ધંધો કર્યા વગર કાંઇ છુટકો છે ? કાંઇ માબાપનો ત્યાગ કરાવાનો છે ? અમે તો લગ્ન કરી ચૂકયા છીએ, પ્રજા પણ થઇ છે. કુટુંબનું પોષણ કરવાની અમારી ફરજ છે, ત્યારે અમારૂં શું થશે ? અમને પણ એમ થાય છે કે રાતદિવસ ઇશ્વિરભક્તિમાંજ નિમગ્ન થઇ જઇએ. પરમહંસજીનું જીવન જોઇએ છીએ ત્યારે વિચાર આવે છે કે આ આપણે શું કરીએ છીએ ? એ તો રાતદિવસ તેલની ધારની માફક અખંડ નિરવચ્છિન્ન ઇશ્વિરના ધ્યાનમાંજ મસ્ત રહે છે, અને આપણે રાતદિવસ સંસારની અનેક ઉપાધિઓમાં, પારકાના દાસત્વમાં વખત બરબાદ કરીએ છીએ ! આ કાળાં વાદળાંથી ઘેરાયલા સંસારરૂપી આકાશમાં તેમનું દર્શન એજ માત્ર પ્રકાશનો સંચાર ! એજ માત્ર અમારો દિલાસો ! આ જીવનના મહા પ્રશ્નનું નિરાકરણ કેવી રીતે કરવું ?

અરે ! એમણે પોતે કરી બતાવ્યું છે, છતાં હજી શંકા અને સવાલ ?

" તોડો રેતી તણી દિવાલ બળથી, પૂરા કરો કોડને. "

ખરેખર ! શું રેતીનીજ દિવાલ છે ? ત્યારે આપણે તે કેમ તોડી શકતા નથી ? હા, શક્તિનો અભાવ છે. જુસ્સોજ નથી. પ્રેમનો જુઆળ આવ્યો નથી. જો તેના ઉપર પરમહંસજીનો છે એવો પ્રેમ પ્રકટ થાય તો એવી રેતીની દિવાલોનો કાંઇ હિસાબ નથી. ગંગામાં ભરતી ચડે ત્યારે કંઇ દિવાલની તાકાદ છે કે તેને ખાળી શકે ? જ્યારે પ્રેમનો ઉદય થયો ત્યારે શ્રીગૌરાંગ પ્રભુએ કૌપીન ધારણ કર્યું. એજ પ્રેમના બળથી ઇસુએ આત્મબલિદાન આપ્યું.અને પિતાના પ્રેમમય મુખનું ધ્યાન કરતાં કરતાં શૂળી ઉપર દેહ ત્યાગ કર્યો. એજ પ્રેમે બુદ્ધને સિંહાસન છોડાવી સં-ન્યાસી બનાવ્યા ! એ પ્રેમનું એક બિન્દુ પણ જો ઉત્પન્ન થાય તો આ અનિત્ય સંસાર આખોને આખો તેમાં ડૂબી જાય !

ઠીક, જેઓ છેક દુર્બળ છે, જેઓને જરા પણ પ્રેમની પ્રાપ્તિ થઇ શકી નથી, જેઓ સંસારની અને માયાની સખ્ત બેડીમાં જકડાયલા છે. તેમને માટે ઉદ્ધારનો માર્ગ કયાં છે ? તેમણે આ પ્રેમમસ્ત સાધુનો સમાગમ કદિ પણ છોડવો નહિ જોઇએ, હવે એ શું બોલે છે ?

ભક્ત લોકો આ પ્રમાણે વિચાર કરતા હતા. પરમહંસજી જયગોપાલના દિવાન-ખાનામાં બેઠા હતા. સામે જયગોપાલ, તેમનાં સંબંધીઓ અને પાડોશીઓ બેઠા

હતા. તેમાંનો એક જણ પરમહંસજી સાથે વાદવિવાદ કરવા તૈયાર થયો. તેણે આગળ આવીને વાતની શરૂઆત કરી. જયગોપાળનો ભાઇ વૈકુંઠ પણ એ વખતે હાજર રહેતો.

## સંસારની અનિત્યતા

વૈકુંઠ:—અમે સંસારી લોકો છીએ; અમને કાંઇ ઉપદેશ આપો.

શ્રીરામકૃષ્ણ:—સંસારી લોકોએ આટલું હમેશ યાદ રાખવું. તેમણે એક હાથ ઈશ્વરના ચરણકમળપર રાખવો અને બીજે હાથે સંસારનાં કામ કરવાં.

વૈકુંઠ:—મહારાજ ! સંસાર ખરેખર અસત્યજ છે ?

શ્રીરામકૃષ્ણ:—જ્યાંસુધી ઈશ્વરને ન ઓળખીએ ત્યાંસુધી સંસારને મિથ્યાજ જાણવો. ઈશ્વરને મનુષ્ય છેક ભૂલીજ જાય છે, અને ખાલી ' મારૂં મારૂં ' કરે છે, તથા માયાની બેડીમાં જકડાઇ, કામિની કાંચનની મોહજાળમાં પડીને ઉલટો વધારે ડૂબે છે. માયાથી મનુષ્ય એવો અજ્ઞાન અને અંધ બની જાય છે કે નાસવાનો માર્ગ હોય છે છતાં પણ તે નાશી શકતો નથી. સાંભળો:—

( હું દિવાનો દેશનો—એ રાગ. )

અજબ છે મોહ એ મહામાયા તણો ખરે !<br>
ફસ્યા છે જ્યાં બ્રહ્મા મહેશ, જીવ શું કરે ?<br>
બિચારો જીવ શું કરે ? અરે ? બિચારો જીવ શું કરે ?<br>
મુક્તિનો માર્ગ છે છતાં અલિ કમલમાં મરે,<br>
કીટ ગુંથી જાલ પંડે કેદમાં ફસે,<br>
અજબ છે મોહ એ મહામાયા તણો ખરે !

તમે જાતેજ જોઈ લો કે સંસાર અનિત્ય છે કે નહિ ? આજ ઘરનો દાખલો લ્યો. એમાં કેટલા માણસ આવ્યા ને કેટલા ગયા ! કેટલા જન્મ્યા ને કેટલા મરી ગયા ! સંસાર છે અને નથી. અનિત્ય ! જે આવીને 'મારૂં મારૂં' કરે છે તેને છતી આંખે સૂઝતું નથી. તે આંખો બંધ કરીને બેસે છે. કશું વિઘ્ન નથી હોતું છતાં એક છોકરાને ખાતર કેટલાક માણસો કાશી પણ જઇ શકતા નથી. મારા નાનાનું શું થશે ? કહ્યું છે કે 'જવાનો રસ્તો છે છતાં માછલી નાશી શકતી નથી. રેશમનો કીડો હાથે કરીનેજ મરે છે. પોતાનું કેદખાનું પોતેજ રચે છે.' આ સંસાર મિથ્યા છે; અનિત્ય છે.

પાડોશી:—મહારાજ ! એક હાથ ઈશ્વર ઉપર અને બીજો સંસારમાં શામાટે રાખવો ? જો સંસાર અનિત્યજ હોય તોપછી એક હાથપણ તેમાં શા માટે રાખવો જોઇએ ?

શ્રીરામકૃષ્ણ:—તેને ઓળખ્યા પછી માલમ પડશે કે સંસાર અનિત્ય નથી. એક ભજન સાંભળો.

( ભક્તિનો મારગ શૂરાનો નહિ કાયરનું કામ જોને—એ રાગ. )
સાંભળજો શીખામણ દઉં છું, મનની ખેતી કાજ જોને.
માનવરૂપી જમીન પડતર, દેશે સોનાં પાકે જોને.
હરિ નામની વાડ કરજો, લેશ નહિ નુકસાન જોને.
વાડ કરીને નિર્ભય રે'જો, યમ નવ મુકે પાગ જોને.
સો વર્ષે પણ એ ખેતરનો, પટો ન પૂરો થાય જોને.
લણણી જ્યમ ફાવે ત્યમ કરજો, જાણી નિજનો માલ જોને.
ગુરુમંત્રનું બીજ વાવીને, ભક્તિ વારિ સીંચો જોને.
શ્રદ્ધા ને ધીરજ રાખીને, અમુલખ ફળને લણજો જોને.

—o—

## પ્રભુપ્રાપ્તિ પછીનો અને પ્રાપ્તિ વિનાનો ગૃહસ્થાશ્રમ

શ્રીરામકૃષ્ણઃ—ભજન સાંભળ્યું ? 'કાળીના નામની વાડ બનાવો એટલે પાકને નુકશાન નહિ થાય ' ઈશ્વરને શરણ જાઓ. તેમ કરશો તો મનવાંછિત ફળ મળશે. 'તેની વાડ એવી સજ્જડ છે કે તેમાં યમ દાખલ થઇ શકતો નથી.' એકવાર જો તેની પ્રાપ્તિ કરો તો પછી આ સંસાર તમને અસાર નહિ લાગે. જેઓ તેને જાણે છે તેઓ જોઈ શકે છે કે જીવ, જગત્ એ સર્વ તેનાંજ પ્રકટ સ્વરૂપ છે. તેઓ પોતાનાં છોકરાંને ખવરાવે છે, પણ મનમાં એમજ સમજે છે કે અમે બાળગોપાલને ખવડાવીએ છીએ. માતાપિતાને ઈશ્વર-ઈશ્વરી તુલ્ય જાણીને તેમની સેવા કરે છે. ઈશ્વરને ઓળખીને પછી જો લગ્ન કરે તો વિવાહિતા સ્ત્રીની સાથે તે ઐહિક સંબંધ નથીજ રાખતા એમ કહીએ તો ચાલે. બેઉ જણ ઈશ્વરની ભક્તિ કરે છે, ઈશ્વરની કથાવાર્તા કરે છે. ઈશ્વરનાજ ચિંતવનમાં બેઉજણ સાથે જીવન ગાળે છે. તે સર્વ પ્રાણીમાત્રમાં રહેલો છે એમ જાણીને બેઉ જણ ભુતપ્રાણીમાત્રની સેવા કરે છે.

પાડોશીઃ—મહારાજ ! એવાં સ્ત્રી પુરુષ જોવામાં નથી આવતાં !

શ્રીરામકૃષ્ણઃ—છે તો ખરાં, પણ ઘણાં વિરલ. વિષયી લોકો તેમને ઓળખી શકતા નથી, આવાં થવા માટે બેઉ જણ તૈયાર જોઇએ, બેઉ કેવળ ઈશ્વરપરાયણ જોઇએ. જો બેઉ જણ ઈશ્વરાનંદ માટે તરસ્યાં હોય તોજ એમ બની શકે, એવાં થવા માટે ઈશ્વરનો વિશેષ અનુગ્રહ થવો જોઇએ. તેમ નહોય તો બેઉ વચ્ચે કદિ મેળ થતો નથી. એક જણ દૂર રહી જાય છે. જો બેઉનો મેળ નહોય તો સંસાર અતિ કલેશરૂપ થાય છે. સ્ત્રી રાતદિવસ અસંતુષ્ટ રહે છે અને કહે છે કે, 'મને મારા બાપે આની સાથે પરણાવી તે કરતાં કૂવામાં નાખી હોત તો વધારે સારૂં. નથી પેટ ભરીને ખાવાનું મળતું; છોકરાં ભૂખે ટળવળે છે; સારાં લુગડાં, ઘરેણાંની તો આશાજ ક્યાંથી ? કોઇ દિવસ ઓઢી પહેરીને અને છોકરાંને પહેરાવી ઓઢાડીને બહાર જવાનો તો

લહાવોજ ન મળ્યો ! તમે મને શું સુખ આપ્યું! આંખો મીંચીને હરિકૃષ્ણ હરિકૃષ્ણ કર્યા કરો છો! એવી ગાંડાઇ છોડી દો અને બે પૈસા કમાવા માંડો' વગેરે વગેરે.

એક ભક્તઃ-આપ કહો છો તેવાં સર્વે વિઘ્નો અમને છે. છોકરાં પણ મૂર્ખ જેવાં છે. એવી એવી અનેક અડચણો છે. હવે અમારે શું કરવું તે કહેશો ?

## સાધન અને સાધના

શ્રીરામકૃષ્ણઃ-સંસારમાં રહીને સાધન કરવું ઘણું અઘરૂં છે. તેમાં અનેક પ્રકારની અડચણો નડે છે તે તમને કહેવાની જરૂરજ નથી. મંદવાડ, શોક, ગરીબાઇ. સ્ત્રીની સાથે અણબનાવ, મૂર્ખ છોકરાં વગેરે અનેક ઉપાધિઓ છે; તોપણ ઉપાય તો છેજ. વખતોવખત એકાંતમાં જઇને ઈશ્વરની આરાધના કરવી. તેને પ્રાપ્ત કરવામાટે જીવ સટોસટનો યત્ન કરવો.

પાડોશીઃ-ઘર છોડીને જંગલમાં જવું જોઇએ ?

શ્રીરામકૃષ્ણઃ-એકદમ ઘર છોડીને ચાલ્યા જવાનું હું તમને નથી કહેતો. જ્યારે અવકાશ મળે ત્યારે એકાંત સ્થાનમાં વધારે નહિ તો એકાદ બે દિવસ પણ રહેવું જોઇએ, કે જ્યાં સંસારનો કશો સંબંધ રહે નહિ, સંસારી લોકોની સાથે દુનિયાદારીની કશી વાતચીત કરવાનો પ્રસંગજ આવે નહિ. જો એવું એકાંત સ્થળ નજ મળે તો સાધુઓના સહવાસમાં રહેવું.

પાડોશીઃ-સાધુ કેવી રીતે ઓળખાય ?

શ્રીરામકૃષ્ણઃ-જેનું મન, હૃદય, અંતરાત્મા ઈશ્વરમાંજ આરોપાયેલાં હોય તે સાધુ. જે કામિનીકાંચનનો ત્યાગી છે તેજ ખરો સાધુ. જે સાધુ છે તે સ્ત્રીઓને એહિકદૃષ્ટિથી જેતો નથી, તે હમેશાં તેમનાથી દૂર રહે છે. જો કદિ સ્ત્રીઓ તેમની પાસે આવે તો તેમને તે માતૃવત્ ગણી વંદન કરે છે. સાધુ હમેશાં ઈશ્વરનુંજ ચિંત્વન કરે છે. ઇશ્વર સિવાય બીજા વિષયપર તે વાતચીતજ કરતો નથી. સર્વ પ્રાણી માત્રમાં ઇશ્વર છે એમ જાણીને તે સર્વની સેવા કરે છે. સાધુનાં આ મુખ્ય લક્ષણ છે.

પાડોશીઃ-શું બરાબર એકાંતમાંજ રહેવું જોઇએ ?

શ્રીરામકૃષ્ણઃ- જુઓ, ફુટપાથ આગળ નાનાં ઝાડ રોપેલાં છે, જ્યાંસુધી તે નાનાં હોય છે ત્યાંસુધી તેની આસપાસ વાડ કરે છે અથવા સળીયાનું પાંજરૂં મૂકે છે. તેમ ન કરે તો ગાય-બકરાં એ છોડને ખાઇ જાય, પણ છોડ મોટો થયા પછી તેને વાડની જરૂર હોતી નથી. ઝાડ મોટું થયા પછી તેની સાથે હાથી બાંધીએ તોપણ હરકત નથી; પછી તેને કશો ભય નથી; માટે પ્રથમ તો વિવેક પ્રાપ્ત કરવાની મહેનત કરવી જોઇએ. ફણસ કાપતા પહેલાં હાથે તેલ લગાડવું જોઇએ.

પાડોશીઃ- વિવેક કોને કહેવો ?

શ્રીરામકૃષ્ણઃ–"ઇશ્વર સત્ છે, બીજું બધું અસત્ છે, એ વિચારને વિવેક કહે છે. સત્ એટલે નિત્ય; અસત્ એટલે અનિત્ય. જેણે વિવેક પ્રાપ્ત કર્યો છે તે જાણે છે કે માત્ર ઇશ્વરજ સત્ય વસ્તુ છે; બીજું બધું અવસ્તુ છે. વિવેક પ્રકટ થાય એટલે ઇશ્વરને ઓળખવાની ઇચ્છા થાય છે. અસત્ પર પ્રેમ હોય–જેમકે શરીરસુખ, આબરૂ, મોટાઇ, ધન વગેરે પર જ્યાંસુધી પ્રેમ હોય ત્યાંસુધી ઇશ્વરને ઓળખવાની ઇચ્છાજ થતી નથી. સત્ અસતનો વિચાર કરીએ ત્યારેજ ઇશ્વરને ખોળવાની ઇચ્છા થાય છે.

જ્યારે મન નિવૃત્ત થાય છે ત્યારે વિવેક પ્રકટ થાય છે. વિવેક થાય ત્યારે તત્ત્વજ્ઞાન અંતરમાં ઉતરે તે, અને મન નિત્યસુખ પ્રાપ્ત કરવા યત્ન કરે છે. કાલીરૂપી કલ્પવૃક્ષના મૂળ આગળ એટલે ઇશ્વરના સાંનિધ્યમાં જ્યારે મન સ્થિર થાય છે ત્યારે તે ચારે પ્રકારનાં ફળ મેળવે છે. તેને તે આપોઆપ મળી જાય છે, અને વળી મન માન્યાં મળે છે. તેને પામ્યા એટલે ધર્મ સિદ્ધ થાય છે, અને ઇચ્છા હોય તો અર્થ, કામ તથા મોક્ષ પણ મળે છે.

પાડોશીઃ—ત્યારે સંસારને મિથ્યા શામાટે કહો છો ?

## વિશિષ્ટાદ્વૈતવાદ

શ્રીરામકૃષ્ણઃ—જ્યાંસુધી આપણે ઇશ્વરને પામીએ નહિ ત્યાંસુધી 'નેતિ નેતિ' એવો વિચાર કરીને સર્વનો ત્યાગ કરવો. ઇશ્વરને જેમણે પ્રાપ્ત કર્યો છે તેઓ તો જાણેજ છે કે તેજ સર્વરૂપે પ્રકટ થયો છે. ઇશ્વર–માયા, જીવ–જગત્ એ સર્વ એકજ છે. ત્યારેજ સાક્ષાત્કાર થાય છે કે જીવ, જગત્ એ ઇશ્વરનાંજ સ્વરૂપ છે. આપણે એક બિલિનું ફળ લઇએ. તેમાં છોડું, ગર્ભ અને બીજ ત્રણ વાનાં છે. બીજ અને ગર્ભ કહાડી લઇને કોઇ માણસ માત્ર છોડાંનું વજન કરીને કહે કે બિલાનું આટલું વજન છે; તો શું આપણે એમ નહિ પૂછીએ કે ભાઇ, ગર્ભ અને બીયાં કહાડી લઇને ફળનું વજન કરાય કે ? વજન કરતી વખતે છોડાં, ગર્ભ અને બીયાં એ ત્રણને એકઠાં રાખીને આખા ફળનું વજન કહાડીએ ત્યારેજ કહેવાય કે ફળનું આટલું વજન છે. તેમ છોડાં એ જગત્ છે અને જીવ તે બીયાં છે. જ્ઞાન પ્રાપ્ત કરતી વખતે શરૂઆતમાં આપણે એવો વિચાર કરીએ કે જીવ અને જગત્ અનાત્મ વસ્તુ અથવા અવસ્તુ છે. ફળને તપાસતી વેળા એમ કહેવાય કે આ બીજ છે, આ છોડું છે અને આ ગર્ભ છે. છોડાં અને બીયાં અસાર–નકામાં છે, પણ આખા ફળનો વિચાર કરતી વખતે તો એકસામટોજ વિચાર કરવો જોઇએ, એમ કરતાં માલમ પડશે કે એકજ તત્ત્વમાંથી છોડાં, બીજ અને ગર્ભની રચના થયેલી છે. આખા ફળનું જ્ઞાન થયું એટલે ફળવિષે સંપૂર્ણ જ્ઞાન થયું કહેવાય; તેમજ બ્રહ્મના જ્ઞાનમાં

જગતના પદાર્થમાત્રનું જ્ઞાન આવી જાય.

અનુલોમ વિલોમનો સિદ્ધાંત સમજ્યા? છાસવડે માખણ અને માખણવડે છાસ. જો છાસ હોય તો માખણ હોય અને માખણ હોય તો છાસ પણ હોવી જોઇએ. જો આત્મા છે તો અનાત્મ પદાર્થો પણ છે.

જે નિત્યપદાર્થ છે તેનીજ લીલા દૃશ્ય જગત્ છે. જેની લીલા છે તે નિત્યવસ્તુ છે. જેને આપણે ઇશ્વિર કહીએ છીએ તેજ જીવ અને જગત્રૂપે પ્રકટ થાય છે.

તેને જેમણે ઓળખ્યો છે તેઓ જાણે છે કે સર્વ તેનાંજ સ્વરૂપ છે. માબાપ, છોકરાં, પાડોશી, જીવજંતુ, સારૂં-નરસું, પવિત્ર અપવિત્ર સર્વ તેજ છે.

## પાપ મનમાં ડંખવાનુંજ

પાડોશી:—ત્યારે પાપપુણ્ય છેજ નહિ?

શ્રીરામકૃષ્ણ:—છે અને નથી. મનુષ્યમાં જો અહંકાર રહેલો છે તો ભેદબુદ્ધિ પણ સાથેજ રહેલી છે. અને પાપપુણ્યનું જ્ઞાન પણ રહેલુંજ છે. કોઇ કોઇનો અહંકાર જતો રહ્યો છે. તેઓ પાપપુણ્ય, પવિત્ર-અપવિત્ર એ સર્વની પાર ગયા છે. જ્યાંસુધી ઇશ્વરનો સાક્ષાત્કાર ન થયો હોય ત્યાંસુધી ભેદબુદ્ધિ રહે છે, ત્યાંસુધી સારા નરસાનું જ્ઞાન રહે છે, અને તે રહેવાનુંજ. તમે મોંડેથી ભલે એમ બોલો કે 'અમારે મન પાપપુણ્ય બેઉ સરખાં છે; તે જે કરાવે તે અમે કરીએ છીએ. પણ એ બધું માત્ર કહેવાનુંજ. મનમાં તો જાણો છો કે એ બધું ઉપર ઉપરનુંજ છે. પાપ કરી જુઓ. અને અંતઃકરણ કંપી ઉઠે છે કે નહિ?

## સંસારરૂપી રોગનું ઔષધ

ઇશ્વિરનાં દર્શન થયા પછી જો તેની ઇચ્છા હોય તો હું દાસ છું એટલો અહંકાર તે ભકતમાં રહેવા દે છે. એવી અવસ્થામાં ભકત કહે છે કે 'હું દાસ છું. તમે મારા માલીક છો.' તેવા ભકતને ઇશ્વિરનીજ ચર્ચા અને ઇશ્વર નિમિત્ત કરવામાં આવતાં કામ સિવાય બીજું કાંઇ ગમતું નથી. ઇશ્વિરથી વિમુખ હોય એવા માણસોનું મોં જોવું પણ તેને ગમતું નથી. ઇશ્વરભજન સિવાય તેને કોઇ કાર્ય ગમતું નથી. આટલું થાય-આવી ઉંચા પ્રકારની ભક્તિ પ્રકટ થાય તોપણ ભેદબુદ્ધિ તો રહે છેજ.

પાડોશી:—આપ કહો છો કે ઇશ્વિરને ઓળખ્યા પછી સંસારમાં પડવું, પણ ઇશ્વિરને ઓળખી શકાય ખરો?

શ્રીરામકૃષ્ણ:—અલબત. તેને મન અથવા ઇન્દ્રિયોદ્વારા જાણી શકાય નહિ. જે મન વિષયવાસનાથી મુક્ત થયું હોય તે શુદ્ધ મનદ્વારાજ ઇશ્વિરને ઓળખી શકાય.

પાડોશીઃ—ઇશ્વરને કોણ ઓળખી શકે ?

શ્રીરામકૃષ્ણઃ—પૂરેપૂરો તો કોઈજ નહિ પણ આપણને જેટલી જરૂર છે તેટલું જાણીએ તો બસ છે. આપણી તરસ એક ઘડા પાણીથી છીપતી હોય તો પછી આપણે પાતાળ કૂવાની શી જરૂર છે ? એક સાકરના ડુંગર પાસે એક કીડી ગઇ હવે તેને આખો સાકરનો ડુંગર ખાવાની શી જરૂર છે ? એક બે કણીઓથીજ તેનું પેટ ભરાઈ જાય તેમ છે.

પાડોશીઃ—અમારૂં દરદ તો એટલું બધું છે કે એક ઘડે પાણીએ અમને ન ચાલે. મને તો એવુંજ થાય છે કે જાણે ઇશ્વિરને પૂરેપૂરો જાણી લઈએ.

શ્રીરામકૃષ્ણઃ—એમ છે તો રોગનું ઓસડ પણ તૈયાર છે.

પાડોશીઃ—કયું ઓસડ મહારાજ ?

શ્રીરામકૃષ્ણઃ—સાધુસંગ, હરિનામ, હરિગુણગાન, ઈશ્વરભજન, એ સર્વ તારા રોગનાં ઓસડ છે. હું એમજ કહું છું કે 'મા' મારે જ્ઞાન જોઇતું નથી; તમારૂં જ્ઞાન અને તમારૂં અજ્ઞાન તમેજ રાખો. મને તો માત્ર તમારા ચરણકમળની શુદ્ધ ભક્તિ આપો. બીજું કાંઇ મારે નહિ જોઇએ.

## ઓસડ—मामेकं शरणं व्रज ।

જેવો રોગ તેવું ઓસડ. ગીતામાં તેણે પોતે કહ્યું છે કે 'હે અર્જુન ! તું મારે શરણે આવ; હું તને સર્વ પ્રકારનાં પાપમાંથી મુક્ત કરીશ.' બસ, તેને શરણે જાઓ, તે તમને સદ્દબુદ્ધિ આપશે. તે બધો ભાર પોતાને માથે લઇ લેશે તમારો તમામ પ્રકારનો વિકાર દૂર થઇ જશે. આપણી આ અલ્પબુદ્ધિવડે શું તેને ઓળખી શકાય ? એક શેરના વાસણમાં ચાર શેર દૂધ સમાય કે ? વળી તે પોતે ન સમજાવે તો માણસની તાકાત શું કે તેના સ્વરૂપને જાણી શકે ? માટેજ કહું છું કે તેને શરણે જાઓ. તેની મરજી હશે તેમ તે કરશે. તે ઇચ્છામય છે. માણસનું શું ગજું છે ?





# खंड दशमो

## બગીચામાં કીર્તનની રમઝટ અને પરમહંસદેવને સમાધિ




ઇ. સ. ૧૮૮૪, ૧૫ મી જૂન; જ્યેષ્ઠ વદી છઠ ને રવિવાર જે પરમહંસજી મહારાજ સુરેન્દ્ર બાબુના બગીચામાં પધાર્યા છે. સવારના નવ વાગ્યાના ત્યાં આવીને ભક્તોની સાથે તેઓ આનંદ કરે છે.

'સુરેન્દ્રબાબુનો બગીચો કલકત્તાની નજીકમાં કાંકુડગાછી નામના પરગણામાં આવેલો છે. રામબાબુનો બગીચો પણ તેની પાસેજ છે. છ માસ પહેલાં એકવાર તેઓ ત્યાં પધાર્યા હતા. આજે સુરેન્દ્ર બાબુના બગીચામાં મહોત્સવ છે.

સવારથીજ સંકીર્તનનો આરંભ થઇ ચૂક્યો છે. ભજનમંડળી કૃષ્ણની ગોપાલન લીલાનાં પદો ગાતી હતી. ગોપાંગનાઓનો પ્રેમ, કૃષ્ણ વિરહથી રાધાની શોચનીય અવસ્થા, એ સર્વનું વર્ણન થતું. હતું. એ સાંભળીને પરમહંસજી વારંવાર ભાવાવિષ્ટ થતા હતા. ભક્તો ઉદ્યાનગૃહમાં ચારે બાજુએ હારબંધ ઉભા હતા.

સંકીર્તન ચાલવા લાગ્યું. સંકીર્તનમંદિરમાં ઘણા ભક્તો એકત્ર થયા હતા. ભવનાથ, નિરંજન, રાખાલ, સુરેન્દ્ર, રામ, માસ્તર, મહિમાચરણ, મણિ મલ્લિક વગેરે અનેક ભક્તો ત્યાં આવ્યા હતા. કેટલાક બ્રાહ્મભક્તો પણ ત્યાં આવ્યા હતા.

× × × ×

પરમહંસજી હજી ભાવાવિષ્ટ અવસ્થામાંજ હતા. એવામાં તે એકાએક ઉભા થયા અને કરુણ સ્વરે બોલવા લાગ્યા—હે સખિ ! મારા પ્રાણવલ્લભને મારી પાસે લઇ આવ. નહિ તો મને તેની પાસે લઇ જા.

પરમહંસજીને આ વખતે શ્રીરાધાનો ભાવ આવ્યો હતો. આટલું બોલતાં બોલતાં તે બેશુદ્ધ થઇ ગયા. દેહ નિશ્ચેષ્ટ થઇ ગયો. નેત્ર અર્ધાં મીચાયલાં હતાં. તેઓ બાહ્યજ્ઞાનશૂન્ય થઇ ગયા. ખરેખર ! આ તેમની સમાધિનીજ

અવસ્થા હતી !

કેટલીક વારે તેઓ જરા શુદ્ધિમાં આવ્યા, તોપણ હજી અસલનાજ કરુણ સ્વરે તે બોલતા હતા.

૧ "હે સખિ ! મને તેની પાસે લઇ જા. હું તારી જન્મપર્યંત દાસી થઇને રહીશ. તેંજ મને કૃષ્ણપ્રેમનો પાઠ શીખવ્યો છે ને !"

ભજનીકો હજી ગાતાજ હતા. તેઓના ગીતનો વિષય રાધિકાની પ્રેમમુગ્ધ અવસ્થા હતી. રાધિકા કહે છે:—

"હાંહાં રે સખિ જમુનાનાં જળ કેમ જઇએ !
જમુનાના ઘાટપર દીઠો કનૈયો,
જાતાં વિકલ સખિ થઇએ—હાંહાં રે."—

પરમહંસજી ફરી વાર ભાવાવિષ્ટ બની ગયા. એક દીર્ઘ નિશ્વાસ નાખીને અત્યંત દયાજનક સ્વરે તેઓ બોલવા લાગ્યા: "આહા આહા !"

કીર્તન પૂરું થવા આવતાં ભજનીકોએ રમઝટ મચાવી મૂકી. પરમહંસજી ફરીથી ઉભા થયા. તેઓ હજી સમાધિસ્થજ હતા. કાંઇક શુદ્ધિમાં આવીને અસ્ફુટ સ્વરે તેઓ માત્ર "કૃષ્ણ કૃષ્ણ" એટલુંજ બોલી શકયા. પાછા તેઓ ભાવમાં ગરકાવ થઇ ગયા. તેઓ પૂરેપૂરૂં નામ બોલી શકતા ન હતા.

પછી નામસંકીર્તન ચાલ્યું. ભજનીકો ખોલ કરતાલ વગાડતા વગાડતા ગાવા લાગ્યા:—

રાધે ગોવિંદ જય રાધે ગોવિંદ

પરમહંસજી ફરીથી ગાવા લાગ્યા:—

રાધા ઉભી રે, અંગ લચી જાય, રાધા ઉભી રે !
સ્યામની સાથે ઉભી સોહામણી,
ચંદન વૃક્ષ તમાલને વીંટી રે રાધા ઉભી રે !

સઘળા ભક્તો ઉન્મત્ત થઇ ગયા. પરમહંસજી પણ નૃત્ય કરવા લાગ્યા. ભક્તો તેમની આસપાસ કુંડાળામાં આનંદથી નૃત્ય કરતા હતા.

"રાધે ગોવિંદ જય, રાધે ગોવિંદજય"ની ગર્જનાઓ ઉઠતી હતી.

## સરળતા અને ઇશ્વરપ્રાપ્તિ

કીર્તન પૂરૂં થયા પછી પરમહંસજી અને ભક્તો બેસી ગયા. એવામાં નિરંજન આવ્યો અને પરમહંસજીને દંડવત્ પ્રણામ કર્યા. પરમહંસજી તેને આવતો જોઇને ઉભા થયા. આનંદથી વિકસાયલાં નેત્રે અને હસતે મોઢે તેમણે કહ્યું:-"તું આવ્યો ?"

૧ ઉન્માદ એ ભક્તિની પરિપકવદશાનું એક લક્ષણ છે. એને ભાવ કહે છે.

( માસ્તરને ) જો, આ છોકરો ઘણાજ સરળ સ્વભાવનો છે. પૂર્વજન્મમાં પુષ્કળ તપશ્ચર્યા કર્યા વગર સ્વભાવ સરળ થતો નથી. કપટ–પ્રપંચ જ્યાંસુધી હૃદયમાં હોય છે ત્યાંસુધી ઇશ્વર મળી શકતો નથી.

તમે જાણો છો ? જેમના જેમના ઘરમાં ઇશ્વરના અવતાર થયા છે તે સર્વ સરળ પ્રકૃતિના હતા. રાજા દશરથ સરળતાની મૂર્તિ જેવા હતા. શ્રીકૃષ્ણના પિતા નંદઘોષ કેવા સરળ સ્વભાવના હતા ? લોકો હજીસુધી કહે છે કે 'કેવો ભોળો સ્વભાવ ? ' જાણે બીજો નંદઘોષ !

શ્રીરામકૃષ્ણ:—( નિરંજનને ) જો તારા મોં ઉપર એક પ્રકારની શ્યામતા આવી ગઇ છે. તું ઑફિસની નોકરી કરે છે તેને લીધે એમ થયું છે. ઑફિસનું નામું લખવું પડે છે, કાગળો લખવા પડે છે, અને અનેક જાતનું કામ કરવું પડે છે, તેથી આખો દિવસ ચિંતા રહે છે.

સંસારી લોકો જેમ નોકરી કરે છે તેમ તું પણ નોકરી કરે છે; પણ તેમનામાં અને તારામાં એક તફાવત છે. તેં માત્ર તારી માને ખાતર નોકરી લીધી છે. મા પૂજ્ય છે–બ્રહ્મમયી તુલ્ય છે.

* * * *

( મણિ મલ્લિકને ) જો, આ છોકરો સરળ તો છે. પણ આજકાલ જરા જરા જૂઠું બોલતાં શીખ્યો છે. એ તેનામાં મોટો દોષ છે. તે દિવસ કહેતો હતો કે, હું આવીશ પણ આવ્યોજ નહિ.

## ગાંડાજ થવું તો ઇશ્વરપ્રાપ્તિમાટેજ કાં ન થવું ?

પરમહંસજી બે ચાર ભક્તો સાથે પશ્ચિમ દિશા તરફના ઓરડામાં વાત કરતા બેઠા છે. એ ઓરડામાં કેટલાંક ખુરશી ટેબલ ગોઠવેલાં છે. પરમહંસજી એક ટેબલને અઢીંગીને અર્ધા ઉભા છે અને અર્ધા બેઠા છે.

શ્રીરામકૃષ્ણ:—( માસ્તરને ) અહા ! ગોપીઓનો કેવો પ્રેમ ! તમાલ વૃક્ષને જોઇને એકદમ તેમને પ્રેમનો આવિર્ભાવ થઇ આવતો અને તેઓ પ્રેમમસ્ત બની જતી !

માસ્તર:— હાજી, ગૌરાંગ પ્રભુને પણ તેમજ થતું હતું. જંગલ નજરે પડતાંજ તેમને વૃંદાવનનું સ્મરણ થતું હતું. સમુદ્રને જોતાંજ તેમને યમુનાનું સ્મરણ થતું.

શ્રીરામકૃષ્ણ:— અહા ! એમના પ્રેમનો એક છાંટો પણ જો મળે તો આપણું કામ થઇ જાય. કેવો અગાધ પ્રેમ ! કેટલી ઉત્કંઠા ! સોળ આનાજ નહિ, પણ સવા રૂપીઓ અને પાંચ આના ! એનું નામ પ્રેમોન્માદ ! હકીકત એવી છે કે તેના ઉપર પૂર્ણ પ્રેમ રાખવો જોઇએ. તેને માટે વ્યાકુળ થવું જોઇએ. પછી તમે જે માર્ગે

જાઓ તે ઠીક છે. સાકારને માનો, અથવા નિરાકારને માનો, ભગવાન્ મનુષ્યરૂપે અવતીર્ણ થાય છે એ વાતપર શ્રદ્ધા રાખો અથવા ન રાખો, માત્ર તેના ઉપર દૃઢ પ્રેમ જોઇએ. બસ, પછી તેનું સ્વરૂપ કેવું છે એ તે પોતેજ સમજાવી દેશે.

જો ગાંડાજ થવું તો સંસારના ઐહિક પદાર્થો પાછળ શામાટે તેવા થવું? બધુ, ઇશ્વરને માટેજ કાં ગાંડા ન થવું?

## પરમહંસદેવની સરળતા

પરમહંસજી દિવાનખાનામાં પાછા આવ્યા. તેમની બેસવાની જગ્યાએ એક તકીયો મૂકવામાં આવ્યો. બેસતી વખતે ॐ तत् सत् મંત્ર બોલીને તેમણે તકીયાને સ્પર્શ કર્યો. સંસારી લોકો આ ઉદ્યાનગૃહમાં ઘણીવાર આવતા જતા હતા, તેથી તેમાંના ઘણાએ એ તકીયાનો ઉપયોગ કર્યો હશે એમ સમજી પરમહંસજીએ ઉપર કહેલા મંત્રના ઉચ્ચારણથી તેને શુદ્ધ કર્યો હશે! ભવનાથ, માસ્તર વગેરે વગેરે તેમની પાસે બેઠા.

વખત ઘણો થઇ ગયો હતો. હજી પંગત થવાને વિલંબ હતો. પરમહંસજીનો સ્વભાવ નાના બાળક જેવો સરળ હતો. તેમણે કહ્યું:–અરે એ! હજી કેમ ખાવાને નથી બેસાડતા? નરેન્દ્ર ક્યાં ગયો?

એક ભકતઃ—(પરમહંસજીને હસીને) મહારાજ! આજે તો રામબાબુનો કારભાર છે! તે બધી તજવીજ કરે છે. (બધા હસે છે.)

શ્રીરામકૃષ્ણઃ—(હસતાં હસતાં) રામ બાબુનો કારભાર છે! તેમાંજ આટલીવાર લાગે છે!

એક ભકતઃ—જી, રામબાબુનો જ્યાં કારભાર ત્યાં બધેજ એવું થાય છે! (બધા હસે છે.)

શ્રીરામકૃષ્ણઃ—(ભકતોને) સુરેન્દ્ર ક્યાં ગયો છે? અહા! સુરેન્દ્રનો સ્વભાવ ઘણો મજાનો છે. તે ઘણોજ સ્પષ્ટવકતા છે. કોઇની સાથે ગુસ્સે થઇને તો તે કદિ બોલેજ નહિ. ઉદાર પણ ઘણો છે. કોઇ એની પાસે મદદ લેવા આવે તો ખાલી હાથે પાછું જાયજ નહિ.

(માસ્તરને) તું ભગવાનદાસ પાસે ગયો હતો ત્યાં શું જોઇ આવ્યો?"

માસ્તરઃ— જી, કાલના ગયો હતો. ભગવાનદાસ બહુ વૃદ્ધ થયા છે. રાત્રે મને તેમનાં દર્શન થયાં હતાં. ફાટલાં તૂટલાં વસ્ત્ર ઉપર સૂતા હતા. એક માણસ આવીને તેમને કાંઇક ખવડાવી ગયો. મોટેથી બોલીએ તોજ તેઓ સાંભળી શકે છે. આપનું નામ સાંભળીને તેણે કહ્યું કે હવે તમારે ફિકર શી છે? તેમના ઘરમાં નામબ્રહ્મનું પૂજન થાય છે.

ભવનાથઃ–( માસ્તરને ) તમે ઘણા દિવસથી દક્ષિણેશ્વર આવ્યા નથી. મહારાજે અમને દક્ષિણેશ્વરમાં તમારા સમાચાર પૂછ્યા હતા અને કહેતા હતા કે માસ્તરને મારા ઉપર અભાવ થયો છે કે શું ?

એમ કહીને ભવનાથ હસવા લાગ્યો. પરમહંસજી બેઉની વાતચીત સાંભળતા હતા. તેમણે માસ્તર તરફ સ્નેહભરી દૃષ્ટિ કરીને કહ્યું; " કેમ ભાઈ, તું ઘણા દિવસથી આવતો નથી ? "

માસ્તર તત પપ કરવા લાગ્યા.

એવામાં ત્યાં મહિમાચરણ આવી પહોંચ્યા. મહિમાચરણ કાશીના રહીશ હતા. તેઓ પરમહંસજી ઉપર ઘણી શ્રદ્ધા અને ભક્તિ રાખે છે, અને વારંવાર દક્ષિણેશ્વર આવે છે. જ્ઞાતિએ તેઓ બ્રાહ્મણ છે. તેઓને બાપદાદાનો વારસો છે, અને સ્વતંત્ર-પણે રહે છે. કોઇની નોકરી ચાકરી કરતા નથી. તેઓ આખો દિવસ શાસ્ત્રનું અધ્ય-યન અને ઈશ્વર ચિંતન કર્યા કરે છે અને કાંઇક વિદ્વાન્ પણ છે. વળી તેઓ અંગ્રેજી તેમજ સંસ્કૃત સાહિત્યના સારા અભ્યાસી છે.

શ્રીરામકૃષ્ણઃ–( મહિમાચરણને હસતાં હસતાં ) આ શું ? આ તો મોટું વહાણ આવી પહોંચ્યું ! ( બધા હસે છે. ) આ નાની જગ્યામાં નાનું હોડકું આવી શકે, પણ આ તો આખું વહાણને વહાણ આવી પહોંચ્યું ! ( બધા હસે છે. ) તો પણ એમ છે, આ તો આષાઢ માસ છે ને !

મહિમાચરણ સાથે ઘણી વાતચીત થઈ.

શ્રીરામકૃષ્ણઃ–( મહિમાચરણને ) ઠીક, લોકોને જમાડવા એ પણ એક પ્રકા-રની તેમની સેવા છે. સર્વ જીવમાત્રમાં જઠરાગ્નિરૂપે ઈશ્વર રહેલો છે. ખવડાવવું એટલે એ અગ્નિને આહુતિ આપવી.

પણ તેથી કાંઇ નઠારા માણસોને ખવડાવવાની જરૂર નથી. જે લોકો વ્યભિ-ચારાદિ મહાપાતક કરે છે, તેવા ઘોર વિષયાસક્ત લોકો જે ઠેકાણે બેઠા હોય ત્યાં સાત સાત હાથ જમીન ખોદીએ તોપણ શુદ્ધિ ન થાય.

એકવાર હૃદયે સિઉડમાં લોકોને જમાડયાં. તેમાં ઘણા ખરાબ માણસો પણ જમવા આવ્યા હતા. મેં કહ્યું:–હૃદય ! જો તું આ લોકોને જમાડીશ તો હું તારે ઘેરથી ચાલ્યો જઈશ. ( મહિમાચરણને ) ઠીક મેં સાંભળ્યું છે કે તમે અગાઉ લોકોને ખૂબ જમાડયા છે. હમણાં તો ખરચ ઘણો થઇ ગયો એવું તને લાગવા માંડયું છે ને ? ( બધા હસે છે. )

---

## બ્રાહ્મભક્તોની સાથે આનંદ

જમવાનો વખત થયો. પતરાળાં નંખાયાં, દક્ષિણ દિશાના ઓટલા ઉપર પંગત

બેઠી. પરમહંસજીએ મહિમાચરણને કહ્યું:" તમે એક વાર અહિં આવો અને જુઓ. પેલા બધા શું કરે છે તે જોઇ આવો. જરૂર હોય તો તમે પીરસવા રહો." મહિમાચરણ 'હું હું' કહીને જરા રસોઇવાળા ઓરડા તરફ ગયા અને થોડીવાર પછી પાછા આવ્યા.

પરમહંસજી પોતાના ભકતોની સાથે આનંદપૂર્વક ભોજન કરવા બેઠા. જમી રહ્યા પછી જરા આરામ લીધો. ભકતો પુષ્કરિણીને કાંઠે હાથ મ્હોં ધોઇ પાન ખાતા ખાતા તેમની પાસે આવીને આસનપર બેઠા.

બે વાગ્યાને સુમારે પ્રતાપચંદ્ર મઝુમદાર ત્યાં આવી પહોંચ્યા. તે બ્રહ્મસમાજના એક આગેવાન સભાસદ છે. તેમણે આવીને પરમહંસજીને પ્રણામ કર્યાં. પરમહંસજીએ પણ મસ્તક નમાવીને તેમને નમસ્કાર કર્યાં. પ્રતાપ સાથે લાંબો વખત વાતચીત ચાલી.

પ્રતાપ:–મહારાજ ! હું પર્વતપર ( દાર્જીલિંગ ) જઇ આવ્યો.

શ્રીરામકૃષ્ણ:–પણ તમારૂં શરીર તો સારૂં થયું નહિ. તમારી તબીયત કેમ આવી રહે છે ? શું જણાય છે ?

પ્રતાપ:–તેને જે વ્યાધિ હતો તેજ મને છે.

કેશવચંદ્રસેનને પણ પ્રતાપચંદ્રના જેવોજ વ્યાધિ હતો. કેશવની બીજી ઘણી વાતો નીકળી. પ્રતાપે કહ્યું:" કેશવનો વૈરાગ્ય છેક નાનપણથીજ જોવામાં આવતો હતો. તેને અમે કદિ હસતો, રમતો, મોજ કરતો જોયોજ નથી. હિન્દુ કૉલેજમાં ભણતો હતો તે વખતથી * સત્યેન્દ્રનાથ ઠાકુર સાથે એને મૈત્રી બંધાઇ હતી. એજ સંબંધથી કેશવ મહર્ષિ દેવેન્દ્રનાથ ઠાકુરના પરિચયમાં આવ્યો હતો. કેશવના ચારિત્ર્યમાં મુખ્ય બે બાબતો હતી; યોગ અને ભક્તિ."

વખતો વખતે તેને ભક્તિનો એવો વેગ આવતો હતો કે કોઇ કોઇ વાર તે મૂર્છિત થઇ જતો. ગૃહસ્થ લોકોમાં ધાર્મિક ભાવનાનો પ્રચાર કરવો એ તેના જીવનનો મુખ્ય ઉદ્દેશ હતો.

## કીર્તિ અને અહંકાર; 'હું કર્તા, હું ગુરુ'

એવામાં એક દક્ષિણી સ્ત્રીવિષે વાત નીકળી.

પ્રતાપ:– એ દેશની કોઇ કોઈ સ્ત્રીઓ વિલાયત જાય છે. + એક દક્ષિણી સ્ત્રી ઘણી વિદ્વાન છે તે વિલાયત ગઈ છે. હાલમાં તે ખ્રિસ્તી થઇ ગઇ છે. મહારાજ !

* એ ગૃહસ્થ મહર્ષિ દેવેન્દ્રનાથના પુત્ર અને પ્રખ્યાત કવિ રવીન્દ્રનાથના ભાઇ થાય. કેટલાંક વર્ષ પર તેઓ અમદાવાદમાં જજ હતા. ભા૦ ક૦

+ આ કથન કદાચ પંડિતા રમાબાઈ સંબંધે કરવામાં આવ્યુ હશે. ભા૦ ક૦

આપે તેનું નામ સાંભળ્યું છે?

શ્રીરામકૃષ્ણઃ—ના. છતાં જે હકીકત મેં હમણાં તમારી પાસેથી સાંભળી તે ઉપરથી મને એટલું સમજાય છે કે એ બાઇને જગતમાં કીર્તિ મેળવવાની ઘણી ઉત્કટ હોવી જોઇએ.

એવો અહંકાર સારો નથી. 'હું અમુક કાર્ય કરૂં છું' એવી ભાવના એ કેવળ અજ્ઞાન છે. 'હે ઇશ્વર! તમેજ કર્તા છો' એમ વિચારવું એ જ્ઞાન છે.

"હું હું" કરવાથી કેવી દુર્ગતિ થાય છે તે વાછરડાની દશાનું અવલોકન કરવાથી બરાબર સમજાય છે. વાછરડું 'હમ્મા, હમ્મા' કરે છે; એટલે હમ હમ–હું હું કરે છે. તેની અવદશા જુઓ. કદાચ સવારથી સાંજસુધી હળ ખેંચે છે; ટાઢ, તાપ, વરસાદ ગમે તેવાં હોય તોપણ તેને સખ્ત મજુરી કરવી પડે છે; અથવા તો કસાઇને હાથે તેની કતલ થાય છે. તેનું માંસ લોકો ખાઈ જાય છે. ચામડાના જોડા થાય છે અને લોકો તેને પગે પહેરીને ફરે છે! આટલેથી તેની અવદશા અટકતી નથી; ચામડાનું ઢોલ બને છે, અને તેના પર લાકડીના રાત દિવસ ઝપાટા પડે છે! વળી તેનાં આંતરડાંમાંથી પિંજારાની તાંત બને છે, અને જ્યારે પિંજારાની લાકડીના ઝપાટા પડે છે ત્યારે તે 'હું હું' ને બદલે 'તુંહિ તુંહિ' એવો અવાજ કહાડે છે. 'તુંહિ તુંહિ' બોલે એટલે અવદશાનો–અધોગતિનો અંત; બસ, એકદમ મુક્તિ! પછી તેને કર્મક્ષેત્રમાં આવવું પડતું નથી.

જ્યારે જીવાત્મા કહે છે કે 'હે ઇશ્વર! હું કર્તા નથી; તુંજ કર્તા છે. હું યંત્ર છું; તું યંત્રી એટલે યંત્રનો ચલાવનાર છે.' એટલે જીવાત્માની સંસાર–યંત્રણાનો નિકાલ થઈ જાય છે. પછી તે મુક્ત થાય છે, અને તેને કર્મક્ષેત્રમાં આવવાની જરૂર રહેતી નથી.

એક ભક્તઃ—જીવાત્માનો અહંકાર કેવી રીતે નાશ પામે?

શ્રીરામકૃષ્ણઃ—"ઇશ્વરનું દર્શન થાય નહિ ત્યાંસુધી અહંકાર લય પામે નહિ; જેનો અહંકાર નષ્ટ થઈ ગયો હોય તેનું સમજવું કે તેને ઇશ્વરનું દર્શન થઇ ચૂક્યું છે."

## ઇશ્વિરદર્શન પામેલાની પરખ

એક ભકતઃ—ઇશ્વરનું દર્શન થયું છે એ કેવી રીતે જણાય?

શ્રીરામકૃષ્ણઃ—ઇશ્વરદર્શનમાં અમુક લક્ષણ છે. શ્રીમદ્ ભાગવતમાં લખ્યું છે કે જેમને ઇશ્વરદર્શન થાય છે, તેમનામાં ચાર પ્રકારનાં લક્ષણ જોવામાં આવે છે; (૧) બાલકવત્ (૨) પિશાચવત્ (૩) જડવત્ (૪) ઉન્માદવત્.

જેમને ઇશ્વરદર્શન થયું હોય છે તેમનો સ્વભાવ બાળકના જેવો હોય છે.

બાળક ત્રિગુણાતીત હોય છે. સત્ત્વ, રજ અને તમ એમાંનો કોઇ ગુણ બાળકમાં વિશેષપણે હોતો નથી. વળી પવિત્ર અપવિત્ર સર્વ જેને મન સરખુંજ છે તે પિશાચવત્ કહેવાય છે. તે ગાંડાની માફક કોઈ વાર હસે છે તો કોઇ વાર રડે છે; કોઇ વાર સારાં સારાં કપડાં પહેરે છે તો કોઇ વાર સાવ નગ્ન પણ ફરે છે–બગલમાં ધોતીઉં રાખીને પણ ફરતો ફરે. કોઈ વાર જડની માફક બોલ્યા ચાલ્યા વગર ગુપચુપ બેસી રહે છે.

એક ભક્તઃ—ઈશ્વરનાં દર્શન થયા પછી અહંકાર સમૂળગો જતોજ રહે છે ?

શ્રીરામકૃષ્ણઃ—કોઇવાર ઇશ્વર અહંકારને સામટોજ ખેંચી લે છે–જેમ સમાધિ વખતે થાય છે તેમ; પરંતુ ઘણી ખરી વાર તો થોડોક અહંકાર તે રહેવા દે છે. છતાં એવા અહંકારથી નુકસાન નથી. જેમકે બાળકમાં અહંકાર તો છેજ. પાંચ વર્ષનું બાળક ‘ હું હું ’ એવું તો કહે છે, પણ તે કોઈનું અનિષ્ટ કરી જાણતું નથી.

પારસમણિના સ્પર્શથી લોખંડ સોનું બની જાય છે. લોખંડની તલવાર તે પણ સોનાની બની જાય છે. તેનામાં તલવારનો આકાર તો રહે છેજ, પણ એ કોઇનો પ્રાણ લઇ શકતી નથી. સોનાની તરવારથી કોઇની કતલ ન થાય; તેમ ભકતનો અહંકાર નામમાત્રનો રહે છે, પણ તેનાથી બંધન થતું નથી.

## કર્મયોગનું લક્ષણ

શ્રીરામકૃષ્ણ—( પ્રતાપને ) તમે વિલાયત જઇ આવ્યા છો તો ત્યાં શું શું જોઈ આવ્યા તે તો કહો.

પ્રતાપઃ— આપ જેને કાંચન કહો છો તેનું વિલાયતના લોકો પૂજન કરે છે. છતાં ત્યાં પણ કોઇ કોઈ અનાસક્ત લોકો છે ખરા. સાધારણરીતે ત્યાં રજોગુણનું પ્રાધાન્ય વિશેષ છે. અમેરિકા ગયો ત્યાં પણ મેં તેવુંજ જોયું.

શ્રીરામકૃષ્ણઃ–( પ્રતાપને ) સંસારની પ્રવૃત્તિઓ તરફ આસક્તિ એ કાંઈ એકલા વિલાયતના લોકોનુંજ લક્ષણ છે એમ નથી. સર્વત્ર મનુષ્યમાત્રમાં તેમ છે; તોપણ શું સમજ્યા ? કર્મકાંડ એ આદિ કાંડ છે. સત્ત્વગુણ ( ભક્તિ, વિવેક, વૈરાગ્ય, દયા વગેરે ) ન હોય ત્યાંસુધી ઇશ્વરપ્રાપ્તિ થાયજ નહિ. રજોગુણવડે પ્રવૃત્તિ ધમધોકાર ચાલે છે. રજોગુણનો ઉદય થતાં તમોગુણ આપોઆપ જતો રહે છે. સારો ધંધોરોજગાર ચાલે એટલે સ્વાભાવિકરીતે મનુષ્ય ઈશ્વરને ભૂલી જાય છે અને કામિનીકાંચનમાં લુબ્ધ થઈ જાય છે. રજોગુણની પછી સત્ત્વગુણ આવે છે.

તોપણ એકદમ કર્મનો ત્યાગ કરવાની જરૂર નથી. તમારી પ્રકૃતિજ તમને કર્મ તરફ–પ્રવૃત્તિ તરફ ધકેલે છે. તમે કર્મ કરવાની ઇચ્છા રાખો અથવા ન રાખો તોપણ તમારાથી કર્મ થઇજ જવાનાં; માટે તમને કહું છું કે જ્યારે કર્મ કર્યાં

વગર છુટકોજ નથી ત્યારે આસક્તિ રહિત કર્મ કરવાં. નિષ્કામભાવે કર્મ કરવાં, કર્મનાં ફળની બિલકુલ સ્પૃહા રાખવી નહિ. પૂજન, જપ, તપ, ઉપાસના વગેરે કરવાં ખરાં; પણ તે લોકોમાં ભક્ત ગણાવાને ખાતર નહિજ, તેમજ આ બધું કર્યાથી પુણ્ય થશે એવો વિચાર પણ મનમાં આવવા દેવો નહિ.

આવી રીતે આસક્તિ રહિત કર્મ કરવાં એનું નામ કર્મયોગ.

## કળિયુગમાટે કર્મયોગ કે ભક્તિયોગ?

નિષ્કામ કર્મયોગ ઘણો મુશ્કેલ છે. એક તો કળિયુગમાં સ્વાભાવિક આસક્તિ થઇજ જાય છે. મનમાં આપણે એમ ધારીએ કે આપણે આસક્તિ રહિત થઇને કર્મ કરીએ છીએ, પણ કોણ જાણે કયાંયથી આસક્તિ આવીને ઉભી રહે છે, અને તેની ખબર પણ પડતી નથી. ધારો કે તમે પૂજનનો મહોત્સવ આરંભો અથવા ગરીબોની સેવા કરો; તમે ભલે એમ નિશ્ચય કરો કે આપણે આ કર્મ કેવળ નિષ્કામ-ભાવેજ કરવાં છે; છતાં પણ જરૂર અણધારી રીતે લોકમાન્ય થવાની ઇચ્છા તમારા હૃદયમાં પ્રકટી નીકળશે અને તમને તેનું ભાન પણ નહિ રહે.

અનાસક્ત કર્મ કરવાનું તેને માટેજ સંભવિત છે કે જેણે ઇશ્વરનાં દર્શન કર્યાં હોય.

એક ભક્ત:—ત્યારે જેમણે ઇશ્વરનું દર્શન નથીજ કર્યું; તેમને માટે શું ઉપાય?

શ્રીરામકૃષ્ણ:—કળિયુગ માટે તો ભક્તિયોગ એ એકજ ઉપાય છે. નારદીય ભક્તિ—ઇશ્વરનું નામ જપવું, તેનાં ગુણગાન કરવાં અને વ્યાકુળ હૃદયથી તેની આરા-ધના કરવી કે, 'હે ઇશ્વર! મને જ્ઞાન આપો, ભક્તિ આપો, દર્શન આપો.

કર્મયોગ ઘણો મુશ્કેલ છે, માટેજ પ્રાર્થના કરવી કે 'હે ઇશ્વર! મારી પ્રવૃ-ત્તિઓ ઓછી કરો. વળી જે જે કર્મોમાં તમે મને નિયુક્ત કરો તે સઘળાં કર્મો હું નિષ્કામભાવે કરૂં એવી સુમતિ આપો, હવે વિશેષ પ્રવૃત્તિ માથે લેવાની ઇચ્છા થતી નથી.

કર્મનો ત્યાગ થઇ શકતોજ નથી. આપણે ચિંતવન કરીએ. ધ્યાન કરીએ, પ્રાર્થના કરીએ એ પણ એક પ્રકારનું કર્મજ છે.

ભક્તિ પ્રકટ થઈ એટલે સાંસારિક કર્મો આપોઆપ ખરી પડશે. પછી તેમના તરફ મનજ જશે નહિ. તેમનાપર અરુચિ થશે, જે કીડીએ એકવાર સાકર ચાખી તે ફરીને મેલા ગોળ ઉપર નહિ ચડે.

એક ભક્ત:—વિલાયતના લોકો 'કર્મ કરો,' 'પ્રવૃત્તિ કરો' એવું કહે છે ખરા; પણ કર્મ કાંઇ મનુષ્યજીવનનો સાધ્ય ઉદ્દેશ નથી.

## જીવનનો ઉદ્દેશ—કર્મ નહિ પણ ઈશ્વરપ્રાપ્તિ

શ્રીરામકૃષ્ણ:—ઈશ્વરપ્રાપ્તિ એજ જીવનનો ઉદ્દેશ છે. કર્મ તો શરૂઆતનો પાઠ છે. જીવનનો ઉદ્દેશજ કર્મ છે એમ કહેવાય નહિ. નિષ્કામ કર્મ પણ એક પ્રકારનું સાધન છે—લક્ષ્યબિંદુ નથી.

શંભુએ ÷ એક વાર મને કહેલું કે, તમે એવો આશીર્વાદ આપો કે હું મારી દોલતનો સારો ઉપયોગ કરૂં, દવાખાનાં બંધાવું, આરોગ્યભવનો સ્થાપું, રસ્તા દુરસ્ત કરાવું, વાવકૂવા ખોદાવું અને એવાં બીજાં લોકોપયોગી કામો કરૂં. મેં કહ્યું કે, આ બધાં કર્મ નિષ્કામભાવે કરાય ત્યારે તો ઘણું સારૂં, પણ એ વાત બહુ મુશ્કેલ છે. વળી એ ઉપરાંત આટલું પણ બરાબર સ્મરણમાં રાખવું જોઇએ કે મનુષ્યજન્મનો ઉદ્દેશ ઈશ્વરપ્રાપ્તિ કરવાનો છે. દવાખાનાં અને આરોગ્યભવનો બંધાવવાં એ સર્વ તો સાધન માત્ર છે. ધારો કે ઈશ્વર આવીને તમારી સામે ઉભા રહ્યા છે, અને તમને કહે છે કે માગો, વરદાન માગો. ત્યારે શું તમે એમ કહેશો કે પ્રભુ ! હમણાં જરા સબુર કરો, મારે હમણાં થોડાંક દવાખાનાં અને ધર્મશાળાઓ બંધાવી લેવી છે ! તમે તો એમજ કહેશો કે પ્રભુ ! મને તમારા ચરણકમળની શુદ્ધ ભક્તિ આપો અને નિરંતર તમે મને દર્શન આપતા રહો.

દવાખાનાં, આરોગ્યભવનો એ સર્વ અનિત્ય પદાર્થ છે. ઈશ્વર એજ વસ્તુ; બાકી સર્વ અવસ્તુ. તેને પ્રાપ્ત કરો એટલે તમને માલમ પડશે કે તેજ કર્તા છે, અને આપણે અકર્તા છીએ. તેને પડતો મૂકીને નાના પ્રકારની પ્રવૃત્તિઓમાં શામાટે માથાં મારવાં ? પ્રથમ તેને પ્રાપ્ત કરી લો, પછી તેની ઇચ્છા પ્રમાણે દવાખાનાં બંધાવો, ધર્મશાળાઓ બંધાવો, અને જે કરવું હોય તે કર્યા કરો. +

માટેજ મેં તમને કહ્યું કે કર્મ તો શરૂઆતનો પાઠ છે; જીવનનો ઉદ્દેશ નથી. સાધન કરતા જાઓ અને આગળ વધો. સાધન કરતાં કરતાં જેમ જેમ આગળ વધતા જશો તેમ તેમ તમને સમજાતું જશે કે ઈશ્વરજ વસ્તુ × છે; બાકી સર્વ અવસ્તુ છે. ઇશ્વરને પ્રાપ્ત કરવો એજ જીવનનો ઉદ્દેશ છે.

એક કઠિયારો જંગલમાં લાકડાં કાપવા ગયો હતો. એકાએક તેને એક સાધુનો મેળાપ થયો. તેણે કઠિયારાને કહ્યું: 'આગળ જા.' કઠિયારો ઘેર આવીને વિચાર કરવા લાગ્યો કે એ સાધુએ મને આગળ જવાનું શામાટે કહ્યું હશે ?

એ પ્રમાણે કેટલાક દિવસ વીતી ગયા. એક દિવસ તે ઘરમાં બેઠો હતો

---

÷ ડૉકટર શંભુચંદ્ર મલ્લિક.

+ આ કથન ઉચ્ચ ભકિતએ પહોંચેલાઓ માટે હોઈને તેમ ન હોય ત્યાંસુધી તો પરોપકારનાં કર્મજ ઠીક છે.

× વસ્તુ—સત્ય પદાર્થ.

તેવામાં પેલા સાધુનું વચન સાંભળી આવ્યું. તે એકલો એકલો બોલ્યો કે ચાલ, આજે તો જરા આગળ જાઉં. જોઉં તો ખરો કે ત્યાં શું શું છે ? પછી પોતે હમેશ લાકડાં કાપતો હતો ત્યાંથી જરા આગળ જઇને જુએ છે તો સુખડનાં ઝાડનું મોટું જંગલ હતું. ત્યાં જઇને તે ગાડાં ભરી ભરીને સુખડ ગામમાં લાવ્યો અને તેને વેચતાં એટલું બધું કમાયો કે પૈસાદાર ગણાવા લાગ્યો. એ પ્રમાણે કેટલોક કાળ વ્યતીત થયો. વળી એક દિવસ સાધુનું વચન યાદ આવ્યું અને તેણે ઠરાવ કર્યો કે હજીએ આગળ જવું આગળ જઇને જોયું તો નદીને કાંઠે રૂપાની ખાણ ! આ વાતનો તેને સ્વપ્નમાં પણ ખ્યાલ ન હતો. પછી તો સુખડને બદલે રૂપાનોજ વેપાર કરવા લાગ્યો, અને મોટો ધનાઢ્ય થઇ ગયો.

એમ કરતાં વળી કેટલાક વખત પછી સાધુનું વચન ફરીથી યાદ આવતાં તેણે વિચાર કર્યો કે સાધુએ મને રૂપાની ખાણસુધી જવાનું કહ્યું ન હતું, પણ આગળને આગળ જવાનું કહ્યું હતું; તેથી તે નદીને સામે કિનારે ગયો અને જોયું તો સોનાની ખાણ ! તે કહેવા લાગ્યો કે આટલા માટે મને સાધુએ આગળ જવાનું કહ્યું હશે !

થોડા વખત પછી તે વધારે આગળ ગયો એટલે હીરાની ખાણ તેની નજરે પડી અને તે કુબેરના જેવો દ્રવ્યવાન થયો.

માટે તમને કહું છું કે તમે જે પ્રકારની સાધના કરતા હો તેમાંજ બંધાઇ ન રહો; પરંતુ આગળને આગળ વધો. જેમ જેમ આગળ જશો તેમ તેમ ઉત્તમોત્તમ પદાર્થ પામતા જશો. જરા તરા જપ કરતાં ભક્તિનું ઉદ્દીપન થયું એટલે સંતોષ પકડીને બેસી ન રહો. એ તો થવાનું તે થઇ ગયું. કર્મ કંઇ જીવનનો ઉદ્દેશ નથી. માટે આગળ જાઓ, એટલે નિષ્કામ કર્મ કરવા શક્તિવાન થશો. છતાં નિષ્કામ કર્મનો માર્ગ ઘણોજ મુશ્કેલ છે. ભક્તિપૂર્વક વ્યાકુળતાથી ઇશ્વરની પ્રાર્થના કરો કે, 'હે ઇશ્વર ! મને તમારા ચરણકમળના ભક્તિ આપો. મારાં કર્મ ઓછાં કરો, અને જેટલાં કર્મો રહેવા દો તે સઘળાં મારાથી નિષ્કામભાવે થાય એવી મને સદ્‌બુદ્ધિ આપો.'

આનાથી પણ આગળ જજો, એટલે ઇશ્વરની પ્રાપ્તિ થશે. તેનાં દર્શન થશે અને એમ કરતાં કરતાં તેની સાથે વાર્તાલાપ કરી શકશો.

ત્યાર પછી કેશવનો સ્વર્ગવાસ થયા બાદ બ્રહ્મસમાજના મંદિરની વેદીના સંબંધમાં ચાલેલી તકરારવિષે વાત નીકળી.

શ્રીરામકૃષ્ણઃ—( પ્રતાપને ) મેં સાંભળ્યું છે કે તમારી સાથે વેદીની બાબતમાં ઝગડો ઉઠયો છે. જેઓ તકરાર કરે છે તે બધા એ બદામના છે. (સઘળા હસે છે.)

( ભક્તોને ) જુઓ, પ્રતાપ, અમૃત એ બધા શંખ વગાડે છે, અને જેઓ સાંભળે છે તેમનો તો અવાજ પણ નીકળતો નથી !

પ્રતાપઃ—મહારાજ ! અવાજ તો નીકળે છે, પણ આંબાના ગોટલાની પીપુડી જેવો.

## પ્રતાપને ઉપદેશ

શ્રીરામકૃષ્ણઃ—( પ્રતાપને) જુઓ, તમારી બ્રહ્મસમાજનાં લેક્ચર સાંભળ્યાથી તમારા લોકોનો ભાવ સારી રીતે સમજી જવાય છે. એક હરિસભામાં મને તેડી ગયા હતા. એક પંડિતે આચાર્યનું સ્થાન લીધું હતું તેનું નામ સમાધ્યાયી હતું. તે કહે છે કે 'ઈશ્વર તો નિરસ છે, માટે આપણે આપણી પ્રેમભક્તિવડે તેને રસયુક્ત કરવો જોઇએ.' આ વાત સાંભળીને હું તો સ્તબ્ધજ થઇ ગયો. પછી મને એક વાત યાદ આવી.•

એક છોકરો હતો તે એમ કહેતો કે મારા મામાની ગૌશાળામાં ઘણા ઘોડા છે ! ગૌશાળામાં ગાયો તો હોય, પણ કાંઇ ઘોડા હોય નહિ. આવી અસંબદ્ધ વાત સાંભળીને આપણે શું સમજવું ? એટલુંજ કે એના મામાને ઘેર ઘોડો છેજ નહિ. ( સઘળા હસે છે. )

એક ભક્તઃ—ઘોડાએ નહિ અને ગાય પણ નહિ. ( હસાહસ )

શ્રીરામકૃષ્ણઃ—જુઓ તો ખરા, પરમાત્મા રસસ્વરૂપ છે તેને એ નિરસ કહે છે ! એ ઉપરથી એટલું સમજવું કે ઈશ્વર કોણ છે તેની કહેનારને કશી ખબરજ નથી; કશો અનુભવજ નથી.

શ્રીરામકૃષ્ણઃ—(પ્રતાપને) જુઓ હું તમનેજ ખાસ કરીને કહું છું. તમે લેખક છો, વકતા છો, બુદ્ધિવાન છો, ઠરેલ અને ગંભીર છો. કેશવ અને તમે બીજા ગૌરાંગ અને નિતાઇ જેવા બે સગા ભાઇઓ હતા. હવે તો ઘણું થઇ ગયું. ભાષણો અપાઇ ગયાં, વાદવિવાદ, ઝગડા, ચર્ચા વગેરે ઘણું થઇ ચૂક્યું; પણ એ બધું તમને શોભે છે ? હવે એ બધું જવા દો. બધી ભાંજગડ મનમાંથી ફેંકી દો અને ઈશ્વરમાંજ ચિત્ત પરોવો. હવે તો ઈશ્વરભક્તિમાંજ ઝંપલાવો.

પ્રતાપઃ—જી, હા, બરાબર છે. તેજ કર્તવ્ય છે; પણ હમણાં જે કાંઇ કરૂં છું તે તેના ( કેશવના ) નામની ખાતર કરૂં છું. તેનું સ્મરણ જાળવી રાખવાનેજ માટે.

શ્રીરામકૃષ્ણઃ—અરે ભાઇ, તમે કહો છો તે ખરૂં છે. તમે હમણાં જે કરો છો તે તેના નામની ખાતરજ કરતા હશો, પણ થોડા વખત પછી તમારી ભાવના બદલાઇ જશે. એક દૃષ્ટાંત સાંભળોઃ—

એક માણસનું પર્વત ઉપર ઘર હતું. જૂનું પુરાણું એ ઘર તે બિચારાએ ઘણી મહેનત કરીને ઠીક ઠાક કર્યું. ત્યારપછી થોડે દિવસે વાવાઝોડું ચઢી આવ્યું, અને ઘર કચકચ કરવા લાગ્યું. આ જોઇને ઘરધણી પોતાના ઘરને કેમ બચાવવું તેની વિમાસણમાં પડયો. તે બોલ્યોઃ 'પવનદેવ બાપજી ! મારૂં ઘર કૃપા કરીને ન

ભાંગશો ' પણ પવનદેવે તેના કાલાવાલા ગણકાર્યા નહિ અને ઘર તો કચકચ કરવા લાગ્યું. ત્યારે તેને ઘણી ચિંતા થઇ. તેણે વિચાર કર્યો કે હનુમાન વાયુના પુત્ર છે, એ વાત યાદ આવતાં તેણે આકુળવ્યાકુળ થઇને કહ્યું કેઃ— એ વાયુદેવ ! આ તો હનુમાનનું ઘર છે, તમે એને ભાંગશો નહિ. તમને હનુમાનજીની આણ છે એવું તેણે ઘણીવાર કહ્યું, પણ વાવાઝોડું નરમ પડયું નહિ અને ઘર તો પડું પડું થવા લાગ્યું. ત્યાર પછી તેણે કહ્યું:—' આ તો લક્ષ્મણનું ઘર છે ! ' તો કશું વળ્યું નહિ. પછી કહે, " આ તો રામચંદ્રજીનું ઘર છે, માટે ભાંગશો નહિ, તમને રામની આણ છે ! " પણ કશું ન વળ્યું. ઘર તો પડવાની તૈયારી કરવા લાગ્યું. એટલે બિચારો ગભરાઇ ગયો અને જીવ બચાવવાને ઘરમાંથી નાઠો. જતાં જતાં તે બોલ્યોઃ–' કયા સાલાનું ઘર છે ? ( હસાહસ )

( પ્રતાપને ) કેશવનું નામ રાખવાની તમારે ચિંતા કરવી નહિ. જે કાંઇ થયું છે અને થાય છે તે ઇશ્વરની ઇચ્છાથીજ થાય છે એમ જાણવું. તેની ઇચ્છાથી થાય છે અને તેનીજ ઇચ્છાથી ભાંગી પડે છે. તમે તેમાં શું કરી શકવાના છો ? તમારૂં તો એજ કર્તવ્ય છે કે ઈશ્વરમાંજ સંપૂર્ણરીતે મન પરોવવું. પ્રેમસાગરમાં ડૂબકી મારવી. એમ કહીને પરમહંસજી પોતાના અનુપમ મધુર કંઠથી ગાવા લાગ્યાઃ–

ડૂબ ડૂબ ડૂબ મન ! રૂપનિધિમાં ડૂબ ડૂબ ! ટેક.
તળ વિતળ પાતાળ ખૂંદ, પામશે તું પ્રેમધન;
કમર કસી શોધ શોધ, હૃદયમાંજ વૃંદાવન. ડૂબ૦
ઝળહળતી જ્ઞાનજ્યોતિ, હૃદયમંદિરે સુહાવ;
સતત પ્રેમ જ્ઞાન ભક્તિ–રશ્મિમાં તું મહાલ મહાલ. ડૂબ૦
રૂમ ઝુમ નાદ થાય, ધ્યાન સુરતિમાંજ જાય;
નમી નમી ગુરૂદેવ પાય, કબીર લીન થાય થાય. ડૂબ૦

( પ્રતાપને ) કેમ ? ભજન સાંભળ્યું ? લૅકચર, વાદવિવાદ, તકરાર એ બધું તમે કહી ચૂકયા; હવે તો ડૂબકી મારો. આ સમુદ્રમાં ડૂબકી મારવામાં મરણનો ભય નથી. એ તો અમૃતનો સાગર છે. એમ નહિ સમજતા કે તમે બહેરા થઇ જશો. એમ નહિ સમજતા કે ઇશ્વરમાં વિશેષ મન પરોવ્યાથી માણસ બહેરો થઇ જાય છે ! મેં નરેન્દ્રને કહ્યું હતું—

પ્રતાપઃ—મહારાજ ! નરેન્દ્ર કોણ ?

શ્રીરામકૃષ્ણઃ— એક છોકરો છે. મેં નરેન્દ્રને કહ્યું કે, 'જો, ઇશ્વર તો રસનો મહાસાગર છે. એ રસસમુદ્રમાં ડૂબકી મારવાની તને ઇચ્છા છે ? જાણે તું એક માખી હોય અને તારી સામે રસનો એક ઓરડો ભરેલો હોય તો તું કયાં બેસીને રસ ચાખે ? ' ત્યારે નરેન્દ્રે કહ્યું:—' હું તો ઓરડીની એક કોરે બેસીને માંહે મો

ઘાલીને ખાયા કરે. ' મેં પૂછ્યું: 'એમ કેમ ? કોરે શામાટે બેસે ? ' નરેન્દ્રે કહ્યું: ' બહુ દૂર જાઉં અને વખતે ડૂબી જાઉં તો માર્યો જાઉંને ' મેં કહ્યું: ' બાપુ ! સચ્ચિદાનંદ સાગરમાં ડૂબી મરવાનો ભય નથી. એ તો અમૃતનો સાગર છે. એ સાગરમાં ઝંપલાવનારને મરણનો ભય રહેતો નથી. ઉલટો તે અમર થાય છે. ઇશ્વરને માટે બહેરો થએલો માણસ બહેરો કહેવાયજ નહિ.

( ભક્તોને ) 'હું' અને 'મારૂં' એનું નામ અજ્ઞાન છે. લોકો કહે છે કે રાસમણિએ કાલિકાનું મંદિર બંધાવ્યું. કોઇ એમ નથી કહેતું કે ઇશ્વરે બંધાવ્યું. બ્રહ્મસમાજની સ્થાપના અમુક વ્યક્તિએ કરી એમ કહેવાય છે, પરંતુ કોઈ એમ નથી કહેતું કે ઇશ્વરની ઇચ્છાથી અમુક માણસે એ મંડળની સ્થાપના કરી ! હું અમુક કાર્ય કરૂં છું એજ અજ્ઞાન છે. ' હે ઇશ્વર ! તુંજ કર્તા છે, હું અકર્તા છું, હું યંત્ર છું, તું યંત્રી છે' એનું નામજ જ્ઞાન. 'હે ઇશ્વર ! મારૂં કશુંય નથી. આ મંદિર મારૂં નથી, આ કાલિકામંદિર મારૂં નથી, આ સમાજ મારી નથી, એ સર્વ તમારી કૃતિ છે–તમારીજ વિભૂતિ છે. સ્ત્રી, પુત્ર, પરિવાર એમાંનું કશુંજ મારૂં નથી, એ સર્વ તમારાંજ છે, ' એમ કહેવું એનું નામ જ્ઞાન. "

આ મારૂં છે, તે મારૂં છે, એમ કહેવું અથવા એવા એવા પદાર્થો ઉપર કે વ્યક્તિઓ ઉપર આસક્ત થવું એનું નામ માયા છે. માત્ર બ્રહ્મસમાજનાજ સભાસદો ઉપર પ્રેમ રાખવો અથવા પોતાના સ્વજનો ઉપરજ પ્રેમ રાખવો એનું નામ માયા. આપણા સ્વદેશના લોકો ઉપર પ્રેમ રાખવો એનું નામ પણ માયા. તમામ દેશના લોકોપર પ્રેમ રાખવો, તમામ ધર્મના લોકો ઉપર સદ્‌ભાવ રાખવો, એ દયા. એ સ્નેહ અને ભક્તિ.

માયાથી મનુષ્ય બંધાઈ જાય છે અને ઇશ્વરથી વિમુખ થાય છે. દયાવડે ઇશ્વરના સાંનિધ્યમાં જવાય છે. શુકદેવ, નારદ વગેરે દયામય હતા. તેઓ માયાથી પર હતા. દયા વિશ્વવ્યાપી છે. માયાનો પ્રદેશ સંકુચિત છે.

## સંસારમાં રહીને સાધન કેવી રીતે કરવું ?

પ્રતાપઃ—( શ્રીરામકૃષ્ણને ) મહારાજ ! જેઓ આપની પાસે આવે છે તેઓ ક્રમે ક્રમે ઉન્નત થતા જાય છે ? "

શ્રીરામકૃષ્ણઃ—હું તો એમજ કહું છું કે સંસારમાં રહેવામાં કાંઇ દોષ નથી,માત્ર સંસારમાં દાસીની માફક રહેવું જોઇએ.

કોઇ શેઠની દાસી હોય છે તે પોતાના શેઠના બંગલા વિષે એમજ કહે છે કે, 'અમારો બંગલો;' પણ તેનું પોતાનું ઘર તો કોઈ દૂરના ગામડામાં હોય છે, અને તેનેજ તે પોતાનું ખરૂં ઘર માને છે. માત્ર મોંઢેથીજ કહે છે કે, 'આ અમારો બંગલો;'

પણ મનમાં તો તે સારી પેઠે સમજે છે કે એ મારો બંગલો નથી. મારૂં ઘર તો છે તેજ. પોતાના શેઠનાં છોકરાં વિષે પણ તે એમજ કહે છે કે 'મારો ચંદુ બહુ તોફાની છે.' 'મારા ચંદુને ગળ્યું ભાવતું નથી'; પણ એ 'મારો ચંદુ' મોંઢે મોંઢે બોલવાનુંજ છે. મનમાં તો સારી પેઠે જાણે છે કે એ ચંદુ મારો નથી. કોઇ સારી ચીજ તેને આપે તો છેડે બાંધી ઘેર જઇને પોતાનાજ છોકરાને આપે છે; ચંદુને નથી આપતી. શેઠના ઘરમાં રહે છે પણ તેનું ચિત્ત તો પોતાનાજ ઘરમાં અને પોતાનાંજ છોકરાંમાં હોય છે.

તેમ જેઓ મારી પાસે આવે છે તેમને હું કહું છું કે સુખેથી સંસારમાં રહો, સંસારમાં રહેવામાં કશી હરકત નથી, માત્ર તમારાં મન ઇશ્વર ઉપરથી ખસવા ન દો. તમે એમજ માનો કે ઘર, સ્ત્રી, પુત્ર, પરિવાર તમારાં નથી, એતો ઈશ્વર-નાંજ છે. તમારૂં સાચું ઘર ઇશ્વરના સાંનિધ્યમાંજ છે. ઉપરાંત એમ પણ કહું છું કે વ્યાકુળતાપૂર્વક તેની પ્રાર્થના હમેશ કરતા રહો અને તેની પાસે કેવળ ભક્તિજ માગો.

* * * *

વળી બીજી વાર વિલાયતની વાત નીકળી. એક ભક્તે કહ્યું: " મહારાજ ! આજકાલ વિલાયતના કેટલાક વિદ્વાનો ઈશ્વરનું અસ્તિત્વ માનતા નથી: "

પ્રતાપઃ—માત્ર મોંઢેથી યા ચર્ચા કરતી વખતે તેઓ એમ બોલે છે અને લખે છે, પણ અંતઃકરણથી તેઓ નાસ્તિક નથી. એમ મારૂં માનવું છે: આ જગતનું તંત્ર કોઇક અગમ્ય મહાન્ શક્તિદ્વારા ચાલે છે, એટલું તો ઘણાખરા સ્વીકારે છેજ;

શ્રીરામકૃષ્ણઃ—એટલું જો માને તો બસ છે; શક્તિને તો માને છેજ ને ? ત્યારે તેમને નાસ્તિક કેમ કહી શકાય ?

પ્રતાપઃ—વળી એ ઉપરાંત યૂરોપના પંડિતો મૉરલ ગવર્નમેન્ટ અર્થાત્ સત્ કાર્યનો સારો બદલો અને પાપની શિક્ષા એ સિદ્ધાંતને પણ માન્ય રાખે છે;

* * * *

એ સિવાય બીજી ઘણી આડીઅવળી વાતચીત થઇ; પછી પ્રતાપચંદ્રે રજા માગી અને ઉભા થયા;

શ્રીરામકૃષ્ણઃ—( પ્રતાપને ) શું કહું છું તમને ? આ તમારો વખત છે, હશે તકરાર–ઝગડા જવા દો: એમાં પડીને વખત બરબાદ ન કરો,

વળી ફરીને કહું છું કે કામિની–કાંચન માણસને ઈશ્વરની વિમુખ કરે છે; તેને ઈશ્વરની પાસે જવા દેતાંજ નથી; જુઓને, બધા પોતાની સ્ત્રીને ખૂબ વખાણે છે, ( હસાહસ ) પછી ભલે તે સારી હોય કે નઠારી હોય; કોઇ પૂછે 'તમારી સ્ત્રી કેવી છે ?' 'હા બહુ સારી છે, બહુ ભલી છે; '

પ્રતાપઃ—ઠીક, હું આપની પાસે આવતો રહીશ;



# खंड अगीयारमो

## જ્ઞાનીનો કર્મત્યાગ




જે રથયાત્રા છે. આષાઢ સુદ બીજ, ઈ. સ. ૧૮૮૪, ૨૫ જુન ને બુધવારનો દિવસ છે.

આજે સત્તર વર્ષે પરમહંસજીને કલકત્તામાં ઈશાનબાબુને ઘેર નિમંત્રણ થયું છે, ત્યાં આવ્યા પછી પરમહંસજીને ખબર મળી × કે શશધર પંડિત થોડેજ દૂર કોલેજ સ્ટ્રીટમાં ચાટુર્ય બાબુને ઘેર આવેલા છે. તેઓને એ પંડિતને મળવાની ઘણી ઉત્કંઠા થઇ અને સાંજના તેને મુકામે જવાનું નક્કી થયું.

સાંજના ચાર વાગ્યાને સુમારે પરમહંસજી ગાડીમાં બેઠા. પંડિતજીના મુકામે ગાડી ઉભી રહી.

પંડિતજીએ ઘણી નમ્રતાપૂર્વક પરમહંસજીને પ્રણામ કર્યા અને દિવાનખાનામાં તેડી જઈ આસન આપ્યું. ભક્તો પણ પાછળ પાછળ ગયા અને બેસી ગયા. સર્વની ઉત્કંઠા એ હતી કે જેમ બને તેમ પરમહંસજીની પાસે બેસવું અને તેમના મુખની અમૃતમય વાણીનું શ્રવણ કરવું. આ પ્રસંગે નરેન્દ્ર, રાખાલ, રામ, માસ્તર તથા બીજા અનેક ભક્તો હાજર હતા. હાજરા પણ રામકૃષ્ણજીની સાથેજ દક્ષિણેશ્વરના કાલિકા મંદિરમાંથી આવ્યો હતો. પરમહંસજી પંડિતને જોતાંજોતાંમાંજ ભાવાવિષ્ટ થઇ ગયા. થોડીવાર પછી એની એજ અવસ્થામાં તેઓ હસતા હસતા પંડિત તરફ જોઇને બોલ્યા, 'ઘણુંજ સારૂં-ઘણુંજ સારૂં' પછી તેમણે પંડિતને પૂછ્યું: "તમે કેવા પ્રકારનાં ભાષણો આપો છો?

શશધર:—મહારાજ! શાસ્ત્રમાં જે લખ્યું છે તે સમજાવવાનો યત્ન કરૂં છું. એટલુંજ.

શ્રીરામકૃષ્ણ:—કળિયુગને માટે તો નારદીય ભક્તિજ શ્રેષ્ઠ છે. શાસ્ત્રોમાં જે જે યજ્ઞયાગનાં કર્મો કરવાનાં કહ્યાં છે તેનો સમય કયો? એ તો સતયુગ અને ત્રેતાયુગ.

× પંડિત શશધર તર્કચૂડામણિ.

પ્રાચીન કાળને માટે બતાવેલાં વિધાનો કળિયુગ માટે નકામાં છે; માટે લોકોને તમે એવાં કર્મ કરવાનો ઉપદેશ આપો તો આગળ પાછળનો વિચાર કરીનેજ આપજો.

તોપણ આટલું તો નક્કી જાણવું કે ઇશ્વરપ્રાપ્તિ થયા વગર એક સામ કર્મનો ત્યાગ કોઈથી કરી શકાતોજ નથી. સંધ્યા વગેરે કર્મ ક્યાં સુધી કરવાં જોઇએ ઈશ્વરનું નામ લેતાંમાંજ અશ્રુ અને પુલક ન થાય ત્યાંસુધી, ૐ અથવા રામ એક વાર બોલતામાં નેત્ર અશ્રુથી ભરાઇ જાય ત્યારે જાણવું કે હવે કર્મ કરવાનો સમ પૂરો થયો છે, ત્યારપછી સંધ્યા વગેરે કર્મ કરવાની જરૂર રહેતી નથી.

ફળ બેસે એટલે ફૂલ આપોઆપ ખરી પડે છે. ભક્તિ એ ફળ છે; કર્મ એ ફૂલ છે. કોઈ ગૃહસ્થની વહુને ગર્ભ રહે છે ત્યારે તે ઝાઝું કામ કરી શકતી ન તેની સાસુ દિવસે દિવસે તેનું કામ ઓછું કરતી જાય છે, જ્યારે દસ માસ પૂર થાય છે અને બાળકને જન્મ આપે છે ત્યારપછી તેને કંઇજ કામ સોંપાતું નથ બાળક આવ્યું એટલે આખો દિવસ તેને લઇનેજ બેસી રહે છે; પછી તેને ઘરકા કરવાનું હોતું નથી.

સંધ્યાનો ગાયત્રીમાં લય થાય છે; ગાયત્રીનો પ્રણવમંત્રમાં લય થાય છે; અ પ્રણવ સમાધિમાં લય પામે છે. જેમ ઘંટ વાગે છે ત્યારે પ્રથમ ટઅઅઅમ્ એ ધ્વનિ થાય છે; પછી ધીમે ધીમે અમ્મ્મ્ થતાં થતાં નાદલહરી વિલીન થઇ જા છે. યોગી નાદભેદ કરી પરબ્રહ્મમાં લય પામી જાય છે. સંધ્યા વગેરે કર્મની સમા સમાધિમાં થાય છે. જ્ઞાની પુરુષનો કર્મત્યાગ આ રીતે થાય છે.

## પાંડિત્ય અને વિવેક વૈરાગ્ય

સમાધિની વાત કરતાં કરતાં પરમહંસજીના ભાવમાં એકાએક ફેરફાર થયો. તેમ તેજસ્વી ચહેરાપર એક પ્રકારનું અલૌકિક તેજ ઝળકવા લાગ્યું. બાહ્યજ્ઞાન લુપ્ત થયુ વાણી વિરમી ગઇ. નેત્ર સ્થિર થયાં. જરૂર તેઓ પરમાત્માનાં દર્શન કરતા હ ઘણીવાર પછી તે પોતાની મૂળ સ્થિતિમાં આવ્યા અને એક નાના બાળકની માફ બોલ્યા; "મારે પાણી પીવું છે."

સમાધિ ઉતર્યા પછી જ્યારે તેઓ પાણી માગતા ત્યારે ભક્તો સમજી જતા હવે તેઓ ધીમે ધીમે શુદ્ધિમાં આવતા જાય છે.

પરમહંસજી હજી કાંઇક ભાવાવિષ્ટજ હતા. તેમણે આવેશમાં કહ્યું, "મા ! તે દિવ તેં પંડિત ઈશ્વરચંદ્ર વિદ્યાસાગરનો મેળાપ કરાવ્યો. ત્યારપછી મેં તને કહ્યું હતું મા ! હું એક બીજા પંડિતને પણ મળીશ, તે ઉપરથી તું મને અહિં તેડી લાવી."

આટલું બોલ્યા પછી તેમણે શશધર તરફ જોઇને કહ્યું; "બાબા, હજી વધ સામર્થ્ય પ્રાપ્ત કરો, હજી વધારે સાધન ભજન કરો. ઝાડ પર ચડયા વગર ક

ફળની લૂમ હાથમાં આવે છે? તમે લોકોના કલ્યાણને માટેજ પ્રયત્ન કરો છો એ પણ સારૂં છે."

એમ કહીને પરમહંસજીએ મસ્તક નમાવીને શશધરને નમસ્કાર કર્યાં, પછી તે બોલ્યા; "જ્યારે મેં તમારૂં નામ સાંભળ્યું ત્યારે મેં પૂછાવ્યું હતું કે એ પંડિત કેવળ પંડિતજ છે કે વિવેક વૈરાગ્યવાળા છે? જે પંડિતમાં વિવેક નથી તે પંડિતજ નથી."

## પંડિતાઇ અને ઉપદેશ

જો આદેશ પ્રાપ્ત કર્યો હોય તો પછી લોકોને ઉપદેશ આપવામાં દોષ નથી. આદેશ મેળવ્યા પછી જે માણસ ઉપદેશ આપવા બહાર પડે છે તેનો કોઈ પરાભવ કરી શકતું નથી.

સરસ્વતીની પાસેથી જ્ઞાનનું એકજ કિરણ મળે તો એટલી બધી શક્તિ આવે છે કે મોટા મોટા પંડિતો પણ તેની આગળ એક તુચ્છ કીડા સમાન બની જાય.

દીવો સળગે એટલે પતંગીઆં ટોળાંબંધ એમની મેળે ચાલ્યાંજ આવે છે; તેમને બોલાવવા જવું પડતું નથી. તેમ જેમને આદેશ મળ્યો છે તેમને લોકોને એકઠા કરવા પડતા નથી. અમુક વખતે, અમુક ઠેકાણે વ્યાખ્યાન થનાર છે, એવાં હેન્ડબીલ વહેંચવાં પડતાં નથી, તેનું આકર્ષણજ એવું પ્રબળ હોય છે કે લોકો એમની મેળે ખેંચાઇ આવે છે. નાના, મોટા, શ્રીમંત, ગરીબ, વિદ્વાનો, પંડિતો સર્વ ચાલ્યા આવે છે, અને તેને કહે છે કે, 'મહારાજ! આપજ સ્વીકારશો! ફળ, મેવા, મિઠાઇ, ધન, વસ્ત્ર, શાલ વગેરે આપની આગળ હાજર કરીએ છીએ. આપને જે જોઇએ તે લો. હું એવા લોકોને કહું છું કે મારી આગળથી એ બધું લઇ જાઓ. મને એ બિલકુલ પસંદ નથી. મારે એમાંનું કાંઇ જોઈતું નથી. મને એ દીઠાં ગમતાં નથી. મારી પાસે એવું કાંઇ લાવશોજ નહિ. *

લોહચુંબક કાંઇ લોખંડને કહેવા જતું નથી કે તું મારી પાસે આવ. એ તો આપોઆપજ જણાઈ આવે છે.

પરન્તુ એવાં ભાષણો આપનારા પંડિતો છેજ નહિ, છતાં એનો અર્થ એમ નથી કે તેમનામાં જ્ઞાન નથી; પુસ્તકોનો તો તેમણે ઘણો સારો અભ્યાસ કર્યો હોય છે; પણ જેને આદેશ પ્રાપ્ત થયો છે તેના જ્ઞાનની અવધિ હોતી નથી—અનંત, અખૂટ ભંડાર! જે જ્ઞાન સાક્ષાત્ ઈશ્વરની પાસેથી પ્રાપ્ત થાય છે તે કદિ ખૂટતું નથી.

*એકવાર રાસમણિના જમાઈ મથુરબાબુએ રામકૃષ્ણજીને સોનાનાં કડાં ભેટકર્યાં પરમહંસજીએ એક હાથમાં કડાં લીધાં અને બીજા હાથમાં માટીનું ઢેફું લીધું. પછી બેઉ માટીજ છે એમ કહી ગંગામાં ફેંકી દીધાં! મરતા માણસને ઘેર પધરામણી કરવાના પણ રૂપીઆ ગણી લેનારાઓ આ ઉપરથી જરા બોધ લેશે કે? ભા૦ ક૦

આપણા દેશમાં કણીઆઓ જ્યારે અનાજ તોળે છે ત્યારે એક જણ તોળે છે અને બીજો ઢગલામાંથી હાથવડે અનાજ સેરવી આપે છે. તેમ જેમને આદેશ મળ્યો છે તેઓ લોકોને ઉપદેશ આપ્યા જાય છે અને મા પાછળ ઉભી ઉભી જ્ઞાનના ઢગલામાંથી જ્ઞાન સેરવતી જાય છે. એ જ્ઞાન કદી ખૂટતુંજ નથી.

એકવાર જો માનો કૃપાકટાક્ષ થયો તો પછી જ્ઞાનની ખોટ શી? માટેજ તમને પૂછું છું કે તમને ઉપદેશ કરવાનો આદેશ થયો છે?”

હાજરા:—આદેશ તો થયોજ હશે? કેમ પંડિતજી!

શશધર:—આદેશ? મને તો હજી તેવું કાંઈ થયું નથી.

ઘરધણી:—આદેશ તો નથી થયો, પણ માત્ર પોતાનું કર્તવ્ય છે એમ સમજીને પંડિતજી ઉપદેશ આપે છે.

શ્રીરામકૃષ્ણ:—જેને આદેશ પ્રાપ્ત થયો નથી તેના ભાષણથી કાંઇ વળે નહિ. જ્યાંસુધી પોતે દોષ રહિત ન થઇએ ત્યાંસુધી ઉપદેશ આપ્યાથી કશું સારૂં ફળ થતું નથી.+

એકવાર બારિસાલમાં મને એક સબજજ સાહેબ મળ્યા હતા. તેઓએ મને કહ્યું કે, ‘તમે ધર્મપ્રચાર કરવા માંડો, એટલે પછી હું (સબજજ) પણ કમર બાંધું.’ મેં કહ્યું: ‘એક વાત સાંભળો. આપણા દેશમાં હાલદાર નામનું એક સરોવર છે. તેની પાળપર લોકો દિશાએ જવા બેસી જતા. સવારમાં જે લોક નહાવા આવે તે દિશાએ જનારને ગાળો દે અને કકળાણ કરે, પણ ગાળોથી કશું વળે નહિ. લોકો તો રોજને રોજ ગંદવાડ કર્યાજ કરે. આખરે બધાએ મળીને સુધરાઇ ખાતામાં અરજી કરી, એટલે એક પટાવાળો ચપરાસ પહેરીને આવ્યો અને છાપેલી નોટિસ ચોંટાડી ગયો કે અહિં જે કોઈ ગંદકી કરશે તેને કાયદેસર સજા થશે. બસ, તે દિવસથી કોઇ ત્યાં દિશાએ જવા બેડું નહિ.

માટેજ મારૂં કહેવું છે કે રેંજી પેંજી લોકોના ઉપદેશથી કશો શુકરવાર થતો નથી. ચપરાસ પહેરીને ઉપદેશ કરવા નીકળી પડો તોજ લોકો માનશે. ઈશ્વરના આદેશ વગર જાહેર ઉપદેશ થતોજ નથી. લોકોને સુધારવા એ અસાધારણ શક્તિનું કામ છે. ભાઇ, કલકત્તામાં સેંકડો અખાડા છે. તેમની સાથે લડવાનું છે. એ કંઇ જેવું તેવું કામ નથી. આ બધા (નરેન્દ્ર, રાખાલ વગેરે ભક્તો તરફ આંગળી કરીને) કાંઇ કમ છે કે? પક્કા છે! પેલો નરેન્દ્ર ભલભલાને જમીનદોસ્ત કરી નાંખે એવો છે.

જુઓ, ચૈતન્ય ભગવાન પોતે ઈશ્વરના અવતાર હતા, છતાં તે કરી ગયા તેમાંનું અત્યારે શું રહ્યું છે? એમ છે તો પછી સાધારણ માણસ ઇશ્વરના આદેશ વગર ધર્મપ્રચાર કરવા જાય તેનાં ભાષણની તે કેટલી અસર થાય?

---

+“જો તુંબડું માંહેથું ભરે, તો જે લઈ પેસે તે તરે.” અખો.

## ઉપદેશ કરવાનો ઈશ્વરી આદેશ કેવી રીતે મળે?

શ્રીરામકૃષ્ણઃ—માટેજ કહું છું કે ઈશ્વરના પાદપદ્મમાં નિમગ્ન થઇ જાઓ. એમ કહીને પરમહંસજી પ્રેમ મસ્ત હાલતમાં "ડૂબ ડૂબ ડૂબ મન" વાળું કીર્તન ગાવા લાગ્યા. ગાઇ રહ્યા પછી બોલ્યાઃ 'એ સમુદ્રમાં ડૂબતાં મરણનો ભય નથી. એ તો અમૃતનો સમુદ્ર છે. એ તો સચ્ચિદાનંદ સાગર છે. અહિં મરણનો ભય નથી. એ તો અમૃતનોજ સમુદ્ર. જેઓ મૂર્ખ છે તેઓજ કહેતા ફરે છે કે બહુ પ્રેમભક્તિ કરવી નહિ, ગાંડા થઇ જવાય; પરંતુ ઇશ્વરપ્રેમની તે કાંઇ હદ છે કે આટલોજ પ્રેમ રાખવો અને આટલો નહિ? અરે ભાઈ સચ્ચિદાનંદ સાગરમાં ડૂબકીજ મારો.

ઇશ્વરપ્રાપ્તિ થઇ એટલે બધું થયું, પછી આદેશ પણ થશે અને લોકોને ઉપદેશ આપવો હશે તે પણ અપાશે.

## ઈશ્વરપ્રાપ્તિના જુદા જુદા ઉપાય

શ્રીરામકૃષ્ણઃ—જુઓ, એ અમૃતસાગર પાસે પહોંચવાના અનેક માર્ગ છે.

ગમે તે માર્ગે થઇને આવો. સાગરમાં ડૂબકી મારી એટલે બસ. ધારો કે અમૃતનો એક કુંડ છે, કોઇપણ રીતે એ અમૃત મોંમાં જાય એટલે અમર થઇ જવાય. પછી ગમે તો તેમાં જાતે કુદકો મારો, ગમે તો પગથીયાં ઉતરીને અંદર જાઓ અથવા તો કોઇ હડસેલો મારીને અંદર ફેંકી દે. બધું એકનું એક. ફળ બધાંનું એકજ. અમૃત ચાખીને અમર થવું જોઇએ; પછી ગમે તે રીતે ચાખો.

માર્ગ અનેક છે; તેમાં કર્મ, જ્ઞાન અને ભક્તિ એ મુખ્ય છે. ગમે તે માર્ગે જાઓ, પણ ઉંડા ઉતરશો એટલે ઇશ્વરનો સાક્ષાત્કાર થશે.

યોગના મુખ્ય ત્રણ પ્રકાર છે; જ્ઞાનયોગ, કર્મયોગ અને ભક્તિયોગ.

**૧. જ્ઞાનયોગઃ**—જ્ઞાની બ્રહ્મને ઓળખવા માગે છે, નેતિ નેતિ એવું ચિંતવન કરે છે, બ્રહ્મ, સત્ય અને જગત્ મિથ્યા એવી ધારણા કરે છે, સત્ અસત્‌નો વિચાર કરતાં શીખે છે; એ રીતે ધ્યાન અને મનન કરતાં કરતાં અંતે સમાધિ પ્રાપ્ત થાય છે, અને સમાધિમાં તેને ખરૂં બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત થાય છે.

**૨. કર્મયોગઃ**—કર્મદ્વારા ઇશ્વરમાં ચિત્ત પરોવવું તે, જે માર્ગનો તમે ઉપદેશ આપો છો તેજ.

અનાસક્ત થઇને પ્રાણાયામ, ધ્યાન, ધારણા વગેરે કર્મ કરવાં એનું નામ કર્મયોગ છે, સંસારી લોકો જો અનાસક્ત થાય અને પોતાનાં કર્મનાં ફળ ઇશ્વરને અર્પણ કરે તથા તેની ભક્તિ કરે, અને સાંસારિક × કાર્યો કરતા રહે તો તેમને

× દરેક કર્મ કરતી વખતે આરંભમાં જે સંકલ્પ કરવામાં આવે છે તેમાં કર્મનું ફળ

કર્મયોગી જાણવા, ઇશ્વરને ફળ અર્પણ કરીનેજ પૂજા, જપ, વ્રત વગેરે કર્મ કરવાં એનું નામ કર્મયોગ, ઇશ્વરપ્રાપ્તિ એજ કર્મનો ઉદ્દેશ છે.

**૩ ભક્તિયોગઃ**–ઇશ્વરનું નામ ગુણ–કીર્તન, આરાધના, પ્રાર્થના વગેરે કરવાં, તેનામાંજ ચિત્ત રાખવું એનું નામ ભક્તિયોગ છે. કળિયુગમાટે ભક્તિયોગ બહુ સહેલો છે, કળિયુગનો યુગધર્મ છે.

કર્મયોગ ઘણો અઘરો છે, પ્રથમ તો મેં હમણાં કહ્યું તેમ જમાનો બદલાઇ ગયો છે, જે જે કર્મો કરવાનાં કહ્યાં છે તેને માટે પૂરતો વખતજ ક્યાં છે ! આયુષ્યજ ટૂંકાં છે.

વળી અનાસકત થઇને ફળની ઇચ્છા રાખ્યા વગર કર્મ કરવાં એ બહુજ મુસ્કેલ છે, ઇશ્વરપ્રાપ્તિ થયા વગર અનાસક્ત થવાયજ નહિ, તમે જાણો કે આપણે અનાસકત થયા છીએ પણ આસકિત એવી અચબુચ આવીને ઉભી રહે છે કે તમને તેની ખબરજ પડતી નથી.

વળી જ્ઞાનયોગ તો આ યુગને માટે એથી પણ વધારે મુસ્કેલ છે.

કળિયુગને માટે ભક્તિયોગ શ્રેષ્ઠ કહ્યો છે, એ માર્ગે બીજા માર્ગ કરતાં સહેલાઇથી ઇશ્વરને પામી શકાય છે, જ્ઞાનયોગ અને કર્મયોગદ્વારા પણ ઇશ્વરની પ્રાપ્તિ થાય છે, છતાં એ બહુ અઘરા રસ્તા છે.

ભકિતયોગ યુગધર્મ છે, ભકિતયોગનો અર્થ એમ નથી કરવાનો કે ભકતનું લક્ષ્યબિંદુ, જ્ઞાની અને કર્મયોગીના લક્ષ્યબિન્દુથી જૂદા પ્રકારનું છે, ભાવાર્થ એ છે કે જેને જ્ઞાન પ્રાપ્ત કરવાની ઇચ્છા હોય તે પણ જો ભકિતમાર્ગે સાધન કરે તો તેને એનું એજ જ્ઞાન મળવાનું છે, ભગવાન્ ભકતવત્સલ છે; તેની મરજી હોય તો બ્રહ્મજ્ઞાન પણ તે આપી શકે છે.

## ભક્તને બ્રહ્મજ્ઞાન મળે ખરૂં ?

ભકત તો માત્ર ઇશ્વરના સાકાર સ્વરૂપનું દર્શન કરવા ચહાય છે, તેને બ્રહ્મજ્ઞાનની ઝાઝી પરવા નથી; તોપણ ઇશ્વર ઇચ્છામય છે, તેની મરજી થાય તો તે ભક્તને પોતાના સર્વ ઐશ્વર્યનો અધિકારી બનાવે છે, તે ભકિત આપે છે અને જ્ઞાન પણ આપે છે.

જો કોઇ માણસ એક વાર કલકત્તે આવી પહોંચે તો તે કિલ્લાનું મેદાન પણ જોઇ શકે છે, અને * સોસાઇટીનું સંગ્રહસ્થાન પણ જોવા પામે છે.

---

ઈશ્વરને અર્પણ કરવાનીજ ભાવના છે; પણ આજે તે કોઈ સમજતું નથી, તેમ કર્મ કરાવનારા આચાર્યો પણ તે સમજાવતા નથી. ભા૦ ક૦

* એશિયાટિક સોસાઈટીનું સંગ્રહસ્થાન.

હકીકત એવી છે કે ગમે તેમ કરીને કલકત્તે પહોંચી જાઓ,

જગન્માતાને પામશો એટલે ભક્તિએ મળશે અને જ્ઞાન પણ મળશે. ભાવ-સમાધિવડે રૂપદર્શન થાય છે; અને નિર્વિકલ્પ સમાધિમાં અખંડ સચ્ચિદાનંદનાં દર્શન થાય છે, ત્યાર પછી અહંભાવ, નામ, રૂપ કાંઇ રહેતું નથી.

ભક્ત કહે છે કે " મા ! સકામ કર્મ કરતાં મને ઘણો ભય લાગે છે, એ કર્મ-વડે વાસના દઢ થાય છે. એવાં કર્મ કર્યાથી તેનાં ફળ ભોગવવાં પડે છે. વળી અના-સક્ત થઇને કર્મ કરવાં એ બહુ મુશ્કેલ છે અને સકામ કર્મ કરવા જાઉં છું તો તને ભૂલી જાઉં છું; માટે મારે કર્મનું કામજ નથી. જ્યાંસુધી હું તને પ્રાપ્ત ન કરૂં ત્યાંસુધી મારાં કર્મ ઓછાં થઇ જાય એમ હું ઇચ્છું છું. જે કર્મો અવશિષ્ટ રહે તે હું અનાસક્ત થઇને કરૂં એવી મને સદ્દબુદ્ધિ આપજે, અને સાથે સાથે મને પુષ્કળ ભક્તિ આપજે. જ્યાંસુધી તને ન પામું ત્યાંસુધી કોઇ પણ જાતનાં નવાં કર્મમાં મારૂં ચિત્ત ન જાય એની તું સંભાળ રાખજે. માત્ર જે જે કર્મો કરવાનો તું આદેશ કરીશ તેટલાંજ કર્મ હું કરીશ. બીજાં નહિ કરૂં.

પંડિતજી:—મહારાજ ! આપ ક્યાં ક્યાં યાત્રા કરી આવ્યા છો ?

શ્રીરામકૃષ્ણ:—કોઇ કોઇ ઠેકાણે ગયો છું, ( હસીને ) પેલો હાજરા ઘણે ઠેકાણે જઇ આવ્યો છે, ઘણો ઉંચે ચડેલો છે, ઠેઠ હૃષીકેશ સુધી ! (હસાહસ) હું એટલે દૂર ગયો નથી અને એટલે ઉંચે પણ ચડ્યો નથી.

સમળી અને ગીધ ઘણે ઉંચે સુધી ચડી જાય છે પણ નજર તો ઉકરડામાંજ જ્યાં જાનવરોનાં મુડદાં પડયાં હોય ત્યાંજ ! ઉકરડો એટલે સમજ્યા ? કામિની અને કાંચન ( હસાહસ. )

જો ઘેર બેઠાં બેઠાંજ ભક્તિ થતી હોય તો તીર્થયાત્રા કરવાની જરૂર શી છે ? હું કાશી ગયો હતો ત્યાંજ આવાં ને આવાંજ ઝાડ; આવા ને આવાજ આકડા અને ધંતુરા !

તીર્થયાત્રા કર્યાથી જો ભક્તિ વધતી ન હોય તો તીર્થયાત્રા કેવળ વ્યર્થ છે. ભક્તિજ માત્ર સાર છે, ભક્તિજ તીર્થયાત્રાનું ફળ છે, સમળી અને ગીધ એટલે સમ-જ્યા ? લાંબી લાંબી વાતો કરનારા જગતમાં ઘણા માણસો છે, તેઓ લોકોને કહેતા ફરે છે કે શાસ્ત્રમાં જે જે કર્મ કરવાનાં કહ્યાં છે તે બધાંએ અમે કરી ચૂક્યા છીએ ! પરંતુ જરા ઉંડાણથી જોઇએ તો તેમનું મન અત્યંત વિષયાસક્ત, પૈસો, માન, દેહનાં સુખ, એમાંજ મશગુલ રહે છે ! એવાઓને હું સમળી તથા ગીધ કહું છું. તેઓ ઉંચે ઉડે છે ખરા, પણ નજર તો મુડદાં ઉપરજ !

પંડિતજી:—હાજી, ખરૂં કહો છો, પણ મહારાજ ! તીર્થયાત્રાએ જઇને જો કોઈ કૌસ્તુભમણિની પ્રાપ્તિ કરે તો પછી તેને બીજા હીરા–માણેક નહિજ ગમે.

શ્રીરામકૃષ્ણઃ—તમે આટલું તો નક્કી માનજો કે એવા માણસોને ગમે તેટલો ઉપદેશ આપો છતાં તેમનો સમય આવ્યા વગર ઉપદેશનું ફળ નહિજ થાય, સમય આવે ત્યારેજ ઉપદેશની અસર થાય છે. છોકરૂં સૂતી વખતે માને કહે છે કે, 'મા ! હું હગવાનો થાઉં ત્યારે મને ઉઠાડજે હોં !' મા કહેઃ 'ભાઇ ! હું શું ઉઠાડવાની છું ? હગામણ લાગશે એટલે તારી મેળેજ તું ઉઠીશ. ( હસાહસ )

ઇશ્વરને માટે વ્યાકુળતા થવી બહુ અઘરી છે; એ તો વખત આવે ત્યારે જ થાય.

## ત્રણ જાતના આચાર્ય—પાત્રાપાત્રનો વિચાર

ત્રણ પ્રકારના વૈદ્ય હોય છે.

એક જાતના વૈદ્ય એવા હોય છે કે તે રોગીની નાડી જોઇને, દવા બતાવીને ચાલ્યા જાય; દરદીને કહેતા જાય કે અમુક અમુક દવા ખાજો, એ અધમ વૈદ્ય."

તેમ કેટલાક આચાર્ય એવા હોય છે કે માત્ર ઉપદેશજ આપે, પણ પોતાના ઉપદેશથી લોકો સુધરે છે કે બગડે છે, તેની તપાસ રાખેજ નહિ; શિષ્યોની ઉન્નતિ વિષે કશો વિચારજ કરે નહિ.

કેટલાક વૈદ્ય એવા હોય છે કે દવા બતાવે અને દરદીઓને ખાવાની સલાહ આપે અને તેમ છતાં જો તે દવા ન ખાય તો તેને ઘણી ઘણી રીતે સમજાવે, એ મધ્યમ પ્રકારના વૈદ્ય; તેજ પ્રમાણે કેટલાક ગુરુઓ પણ શિષ્યોને ઉપદેશ આપે, એટલુંજ નહિ પણ તેઓ પોતાના ઉપદેશ પ્રમાણે ચાલે તે માટે તેમને અનેક રીતે શીખામણ આપે.

પણ જે ઉત્તમ વૈદ્ય છે તે તો સમજાવવા પટાવવા છતાં પણ જો દરદી દવા ન ખાય તો જોરજૂલમથી પણ તેના મોંમાં દવા રેડે છે. જરૂર પડે તો તેનું નાક દબાવીને પણ મોંમાં દવા રેડી દે છે, તે પ્રમાણે જેઓ ઉત્તમ પ્રકારના ગુરુ હોય છે, તેઓ શિષ્યોને ઈશ્વર તરફ વાળવા માટે પોતાની શક્તિનો ઉપયોગ કરતાં પણ અચકાતા નથી.

પંડિતજીઃ—મહારાજ ! જો એવો ઉત્તમ ગુરુ મળે તો પછી વખત ન થયો હોય ત્યાંસુધી જ્ઞાન થાય નહિ એમ શા માટે કહો છો ?

શ્રીરામકૃષ્ણઃ—એ વાત ખરી, પણ દવા પેટમાંજ ન ઉતરે તો ? વૈદ્ય મોંમાં દવા રેડે છતાં જો તે મોંમાંથી નીકળી પડે તો વૈદ શું કરી શકે ? એમાં તો ઉત્તમ વૈદનું પણ કશું ન ચાલે.

માટે પાત્ર જોઈને ઉપદેશ આપવો. તમે પાત્ર જોઇને ઉપદેશ નથી આપતા. મારી પાસે કોઈ છોકરો આવે છે ત્યારે હું તેને પૂછી જોઉં છું કે તારે કોઇ સગું છે ? ધારો કે બાપ નથી અને દેવું મૂકીને મરી ગયો છે, હવે એ બિચારો શી રીતે

ઇશ્વર ઉપર મન લગાડે ? સાંભળ્યું, બાપુ !

પંડિતજી:— હાજી, હું બધું સાંભળું છું.

શ્રીરામકૃષ્ણ:— એક દિવસ હું રહું છું તે મંદિરમાં કેટલાક શીખ સિપાઇઓ આવ્યા હતા. કાલિકામંદિર આગળ મારો તેમની સાથે મેળાપ થયો. તેમાંના એકે કહ્યું; 'ઇશ્વર કેવો દયાળુ છે ?' મેં પૂછયું:–'ખરેખર તે દયાળુ છે ? તમે શી રીતે જાણ્યું ?' તેઓ બોલ્યા:-'જુઓ મહારાજ ! ઈશ્વર અમારૂં પોષણ કરે છે. આટલું આટલું જતન કરે છે.' મેં પૂછયું:-'એમાં શી નવાઈ ! ઇશ્વર સૌનો પિતા છે. બાપ પોતાનાં છોકરાંની સંભાળ ન લે તો શું પાડોશી લેવાના હતા ? એમાં ઇશ્વરે વધારે શું કર્યું ?

નરેન્દ્ર:—ત્યારે ઇશ્વરને દયામય કહેવો કે નહિ ?

શ્રીરામકૃષ્ણ:—હું કયાં એમ કહું છું કે તેને દયામય ન કહેવો ? મારો બોલવાનો અર્થ એ છે કે ઇશ્વર આપણો અંતરનો સગો છે; પારકો નથી."

પંડિતજી:—સત્ય છે.

× × × ×

પરમહંસજીએ પાણી માગ્યું. તેમની આગળ એક પાણીનો પ્યાલો કોઇએ લાવીને મૂકયો, પણ તે પીવાની તેમણે ના પાડી. ફરી બીજો પ્યાલો મંગાવ્યો. પાછળથી માલમ પડયું કે જે પ્યાલાનુ પાણી પવાની પરમહંસજીએ ના પાડી હતી તેને એક ભયંકર ઇન્દ્રિયાસક્ત પુરુષે સ્પર્શ કર્યો હતો.

× × × ×

પંડિતજી—(હાજરાને) તમે બધા આ મહાપુરુષની પાસે રાતદિવસ રહો છો, તેથી ઘણો આનંદ ભોગવતા હશો ?"

શ્રીરામકૃષ્ણ:—(હસતા હસતા) આજના દિવસને હું ઘણોજ શુભ દિવસ માનું છું. આજ મને બીજના ચંદ્રનું દર્શન થયું. (હસાહસ) બીજનો ચંદ્ર કેમ કહું છું તે સમજ્યા ?

સીતાએ રાવણને કહ્યું કે તમે પૂર્ણ ચંદ્ર છો અને મારા રામ બીજના ચંદ્ર જેવા છે. રાવણ આ વચનનો અર્થ સમજ્યો નહિ તેથી તે ઘણો ખુશ થયો કે મને પૂનેમનો ચંદ્ર કહ્યો ! સીતાના કહેવાનો ભાવાર્થ એ હતો કે રાવણની સંપત્તિ જેટલી વધવાની હતી તેટલી વધી ચૂકી છે, હવે તો થોડા વખતમાં તે ક્ષીણ થઇ જવાની ! પરન્તુ રામચંદ્ર બીજના ચંદ્રની માફક દિવસે દિવસે વૃદ્ધિ પામશે.

આટલું બોલીને પરમહંસજી ઉભા થયા. પંડિતજીએ અને તેમના મિત્રોએ નમસ્કાર કર્યા. પછી પરમહંસજીએ તથા તેમના ભકતોએ રજા લીધી.



# खंड बारमो

## બ્રહ્મસમાજના મંદિરમાં સંકીર્તન અને સમાધિ



બ્રાહ્મ ભક્તો સિંતિની બ્રહ્મસમાજના અધિવેશન પ્રસંગે બીજી વાર એકત્ર થયા. કાલીપૂજાને બીજે દિવસે એટલે કાર્તિક સુદ પડવો સને ૧૮૮૪ અકટોબરની ૧૯ મી તારીખે શરદ્ ઋતુનો મહોત્સવ થયો હતો. પ્રથમની માફકજ શ્રીયુત વેણી માધવ પાલના મનોહર ઉદ્યાનગૃહમાં બ્રહ્મસમાજનું અધિવેશન થવાનું હતું. પ્રાતઃકાળની ઉપાસના વગેરે થઈ ગયાં. પરમહંસજી સાંજના સાડાચાર વાગ્યે ત્યાં આવી પહોંચ્યા. તેમની ગાડી ઉદ્યાનગૃહ આગળ આવી પહોંચતાંજ ભક્તોનાં ટોળેટોળાં તેમની આસપાસ વીંટળાઈ વળ્યાં. પહેલાજ ઓરડામાં સમાજની વેદી રચાઇ હતી, અને તેની સામે પૂજાનો ઓરડો હતો. પરમહંસજી ઓરડામાં જઇને બેઠા, અને ભક્તો ચારે ભીતોને અઢેલીને તેમની આસપાસ બેસી ગયા. વિજય, ત્રૈલોક્ય તથા બ્રહ્મસમાજના બીજા ભક્તો ત્યાં હાજર હતા. તેઓમાં એક બ્રહ્મસમાજીસ્ટ સબજજ હતા.

× × × ×

જે ધ્વનિ એક સમયે ઋષિ–મુનિઓનાં મુખમાંથી વેદરૂપે પ્રકટ થયો હતો; જે ધ્વનિ એક સમયે માનવદેહધારી, પરમ સાધુ દયામૂર્તિ ઈસુ ખ્રિસ્તે પોતાના બાર શિષ્યો જેઓ નિરક્ષર માછીઓ હતા તેમને સંભળાવ્યો હતો; જે ધ્વનિ પુણ્યક્ષેત્ર કુરુક્ષેત્રમાં ભગવાન શ્રીકૃષ્ણના મુખમાંથી શ્રીમદ્ ભગવદ્ગીતારૂપે પ્રકટ થયો હતો; અને જે મેઘગંભીર ધ્વનિ વિનીતપણે વ્યાકુળ થએલા ગુડાકેશ કૌન્તેયે શ્રવણ કર્યો હતો; તેજ ધ્વનિ આજે પરમહંસજીના મુખદ્વારા શ્રવણ કરવાનું ભક્તોના પ્રારબ્ધમાં લખાયું હતું:—

**कविं पुराणमनुशासितारमणोरणीयांसमनुस्मरेद्यः ।**
**सर्वस्य धातारमचिंत्यरूपमादित्यवर्णं तमसः परस्तात् ॥**

**प्रयाणकाले मनसाऽचलेन भक्त्या युक्तो योगबलेन चैव।**
**भ्रुवोर्मध्ये प्राणमावेश्य सम्यक् स तं परं पुरुषमुपैति दिव्यम् ॥**
**यदक्षरं वेदविदो वदंति विशंति यद्यतयो वीतरागाः।**
**यदिच्छंतो ब्रह्मचर्यं चरन्ति तत्ते पदं संग्रहेण प्रवक्ष्ये ॥**

ભગવદ્‌ગીતા, અ૦ ૮ શ્લો૦ ૯, ૧૦, ૧૧.

પરમહંસજીએ આસનપર બેસતાં પહેલાં સમાજની સુંદર રીતે રચેલી વેદી તરફ દૃષ્ટિપાત કરીને નમસ્કાર કર્યા. એ વેદી ઉપર હરિકથા થવાની હતી, તેથી તે માનતા હતા કે વેદી એક પ્રકારનું પુણ્યક્ષેત્ર છે. તે માનતા હતા કે જ્યાં ભગવાનની કથા થાય ત્યાં સર્વ તીર્થોનો સમાગમ થાય છે. જેમ કચેરીને જોયાથી મુકરદમાનું તથા ન્યાયાધીશ વિગેરેનું સ્મરણ થાય છે તેમ હરિકથાનું સ્થાન જોતાં ઈશ્વરનું સ્મરણ થઇ ભક્તિનું ઉદ્દીપન થાય છે.

× × × ×

શ્રીયુત ત્રૈલોક્યે સંગીત આરંભ્યું હતું. પરમહંસજીએ કહ્યું; “હા, એ ગીત તો તમારૂં સર્વોત્તમ ગીત છે. મને કરો માત! એ ગીત ગાઓ.” ગાયન શરૂ થયું:–

મને કરો માત! અરે ગાંડો તૂર! નથી પરવા જ્ઞાન કેરી!
તમારૂં દો માત! પ્રેમ સુરાપાન, ભૂલું પીને શુદ્ધિ બુદ્ધિ!
ભક્તમોહિની! તમ પ્રેમવારુણિ, પીને નાચું, કુદું ન્હાસું;
ઇસુ ને ગૌરાંગ, અન્ય સર્વ ભકત તુજ પ્રેમે ચકચૂર!
વર એવો આપો, શિરે હાથ થાપો, માત! તુંમાં પામું લય!
તું પ્રેમ ઉન્માદિની, તું મસ્ત શિરોમણિ, તું પ્રેમ ધને ધનવાન.
કંગાલ માગે, કરજોડી યાચે, દેને માડી! પ્રેમભિક્ષા.

ગાયન સાંભળતાં સાંભળતાંજ પરમહંસજીના ભાવમાં ફેરફાર થવા લાગ્યો, તેઓ એકદમ ગાઢ સમાધિમાં આવી ગયા.

“ઉપેક્ષિને મહત્ત્વ, ત્યજી ચોવીશ તત્ત્વને;
સર્વસ્વ તણું તત્ત્વ, જોયું રૂપ સ્વરૂપમાં.”

કર્મેન્દ્રિય, જ્ઞાનેન્દ્રિય,મન,બુદ્ધિ અહંકાર સર્વ એકદમ લુપ્ત થઇ ગયાં. શરીર માત્ર શિલ્પીએ ઘડેલી પ્રતિમા જેવું નિશ્ચલ બેસી રહેલું દેખાતું હતું. એક દિવસ ભગવાન શ્રીકૃષ્ણની એવી સ્થિતિ જોઇ યુધિષ્ઠિર પોતે અને બીજા શ્રીકૃષ્ણાનુરક્ત પાંડવો રડી પડયા હતા. તે વખતે કુરુક્ષેત્રનો રણસંગ્રામ સમાપ્ત થયો હતો. આર્યકુલગૌરવ ભીષ્મ-પિતા શરશય્યા પર સૂતા સૂતા પોતાની છેલ્લી ઘડીએ ભગવાનના ધ્યાનમાં નિમગ્ન

થએલા હતા. શ્રીકૃષ્ણની આવા પ્રકારની સમાધિની સ્થિતિ ન ઓળખી શકાયાથી પાંડવો રડી પડ્યા હતા. તેઓ એમજ સમજ્યા કે શ્રીકૃષ્ણ ભગવાન્ દેહત્યાગ કરીને ચાલ્યા ગયા.

## સિદ્ધિઓ ઇશ્વરથી વિમુખજ રાખે છે

થોડીવાર પછી પરમહંસજી મૂળ પ્રકૃતિ ઉપર આવવા લાગ્યા. આવેશમાંજ તેમણે બ્રહ્મસમાજના ભક્તોને ઉપદેશ આપવા માંડ્યો. આ વખતે ઈશ્વરીય ભાવ ઘણોજ પ્રબળ અને ગાઢ થયો હતો. જાણે વકતા ચકચૂર થઇને ન બોલતા હોય ! ધીમે ધીમે ભાવાવેશ ઉતરવા લાગ્યો અને કેટલીક વારે તેઓ મૂળ પ્રકૃતિ ઉપર આવી ગયા.

શ્રીરામકૃષ્ણ:—(ભાવસ્થ)મા ! મારે કાર્યાનંદ જોઇતોજ નથી; સિદ્ધિ જોઇએ છીએ.

સિદ્ધિ એટલે વસ્તુની પ્રાપ્તિ. અષ્ટસિદ્ધિમાંની કોઇ સિદ્ધિ નહિ. તે સિદ્ધિ (અણિમા, લઘિમા, વગેરે) વિષે શ્રીકૃષ્ણે અર્જુનને કહ્યું છે કે ભાઇ, ધ્યાનમાં રાખજે કે **એ આઠ સિદ્ધિમાંથી એક પણ સિદ્ધિ જો કોઇ પ્રાપ્ત કરે તો નિશ્ચય માનજે કે તે મને કદી પામશે નહિ;** સિદ્ધિવડે અહંકાર ઉત્પન્ન થાય છે, અને જરા પણ અહંકાર થયો એટલે ઈશ્વરથી વિમુખજ થયા જાણવા.

## સિદ્ધ કોણ કહેવાય ?

વળી એક વાત સાંભળી લો. ભક્ત ચાર પ્રકારના હોય છે:—પ્રવર્તક, સાધક, સિદ્ધ અને સિદ્ધનો સિદ્ધ. જે માણસ ઈશ્વરની આરાધનામાં પ્રવૃત્ત થાય છે તે પ્રવર્તક. એવા લોક ખૂબ ટીલાં ટપકાં કરે છે, માળા પહેરે છે, રામનામી ઓઢે છે અને બહારનો આચાર ખૂબ પાળે છે. જે સાધક છે તે આ લોકો કરતાં એક પગલું આગળ જાય છે. લોકોમાં દેખાવ કરવાની ટેવ તેને નથી હોતી. તે સાધક ઇશ્વરને મળવામાટે ઘણો વ્યાકુળ થાય છે. તે મનમાં ને મનમાં તેનેજ પુકારે છે, તેના નામનો જપ કરે છે, અને સરળ અંતઃકરણથી તેની પ્રાર્થના કરે છે. સિદ્ધ કોને કહેવો કે જેને નિશ્ચયાત્મક જ્ઞાન થયું હોય અને ઇશ્વર છેજ ને તેજ સર્વ કાર્ય કરે છે એમ માનતા હોય તેઓજ ઇશ્વરનું દર્શન કરી શકે છે. સિદ્ધનો સિદ્ધ કોણ ? જે ખાલી દર્શનજ નહિ પણ ઈશ્વરની સાથે વાતચીત પણ કરીશકે છે.+ કોઇ પિતૃભાવે તો કોઇ વાત્સલ્ય

+ ઇશ્વરને પિતા માનીને પુત્ર પિતા પ્રત્યે સ્નેહ રાખે તેવો સ્નેહ ઈશ્વર પ્રત્યે રાખીને ભક્તિ કરવી તે પિતૃભાવ. જેમકે કાઇસ્ટ, પ્રલ્હાદ વિગેરે. ઈશ્વરને પોતાનો પુત્ર માનીને તેને લાડ લડાવીને ભક્તિ કરવી તે વાત્સલ્ય ભાવ. દાખલા તરીકે યશોદા અને નંદની ભક્તિ. ઈશ્વરને પોતાનો મિત્ર ગણવો તે સખ્યભાવ-અર્જુન, ઉદ્ધવ, મહંમદ પયગંબર વગેરેનો આ માર્ગ છે. ઈશ્વરને પોતાનો પ્રિયતમ અથવા માશુક ગણીને તેની સાથે પ્રેમ કરવો તે મધુર ભાવ-ગોપીઓ, મીરાં, ઈરાનના સુફીઓ વગેરે. ભા૦ ૬૦

ભાવે,કોઇ સખ્યભાવે તો કોઇ મધુરભાવે તેની સાથે વાર્તાલાપનો આનંદ ભોગવી શકે છે.

કાષ્ઠમાં અગ્નિ જરૂર છે, એમ માનવું એનું નામ વિશ્વાસ; પણ એ કાષ્ઠમાંથી અગ્નિ પ્રકટ કરવો અને તેના વડે રસોઇ કરીને જમવું, એ તો જૂદીજ બાબત છે.

ઇશ્વરીય અવસ્થા આવી જ હોય છે, એમ કહી શકાતું નથી.

## સાકારને ભજો કે નિરાકારને ભજો, પણ દૃઢતા અને વ્યાકુળતાપૂર્વક ભજવો જોઇએ

શ્રીરામકૃષ્ણ:—(ભાવસ્થ) આ લોકો (બ્રહ્મસમાજવાળા) નિરાકારવાદી છે, તે પણ ઠીક છે.

(બ્રાહ્મકતોને) ગમે તે એકને પણ જોરથી વળગી રહો. પછી સાકાર કે નિરાકાર ગમે તે હોય. દઢતાથી વળગી રહેશો તોજ ઇશ્વરને પામશો નહિ તો નહિ. દઢતા હશે તો સાકારવાદી પણ ઇશ્વરને પામશે અને નિરાકારવાદી પણ પામશે. વેઢમી આડી ખાઓ કે ઉભી ખાઓ; ગમે તે રીતે ખાઓ, પણ ગળી તો લાગવાનીજ. (હસાહસ)

દઢ થવું જોઇએ; વ્યાકુળતાથી તેને માટે પોકાર કરવો જોઇએ. સંસારીઓ ઇશ્વરને કેવી રીતે યાદ કરે છે તે જાણો છો? નાનાં છોકરાં રમતી વખતે કહે છે કે 'મને ભગવાનના સમ.' એ છોકરાં આ વચન બોલતી વખતે જેમ ભાવ રહિત ઇશ્વરને યાદ કરે છે તેમ સંસારીઓ તેને યાદ કરે છે! પરંતુ એવા લૂખા, ઉપલકીયા સ્મરણથી શું વળે? વળી કોઇ 'અપ ટુ ડેટ'—ફેશનેબલ જેન્ટલમેન મોંમાં ચીરૂટ અને હાથમાં સ્ટીક (લાકડી) લઇને બાગમાં ફરતાં ફરતાં એકાદ સુંદર ફૂલને જોઇને કહે છે, 'અહાહા! ઇશ્વરે કેવું બ્યુટિફૂલ (સુંદર) ફૂલ બનાવ્યું છે!' પણ એવા લોકોનો ભાવ ક્ષણિક છે. તપાવેલા લોખંડપર પાણી પડે અને પળવાર ટકે તેવો!

ગમે તે એકને દઢતાથી વળગી રહો. ડૂબકી મારો. ડૂબકી નહિ મારો તો સમુદ્રને તળીએ રહેલાં રત્નો, માત્ર ઉપર ઉપર તર્યા કરવાથી નહિ મળે.

એમ કહીને જે ભજનથી કેશવચંદ્ર વગેરે ભક્તોને પરમહંસજીએ મુગ્ધ કરી દીધા હતા તે ભજન—તેજ મધુર કંઠથી ગાવા માંડયું. સર્વને એમજ ભાન થવા લાગ્યું કે અત્યારે આપણે સ્વર્ગ અથવા વૈકુંઠમાંજ છીએ.

ડૂબ ડૂબ ડૂબ મન! રૂપનિધિમાં ડૂબ ડૂબ! ટેક.
તળ વિતળ પાતાળ શોધ્યે, પામશે નવ પ્રેમધન;
કમર કસીને શોધ જે નિજ હૃદયમાં છે વૃંદાવન. ડૂબ૦
ઝળહળંતી જ્ઞાન જ્યોતિ, હૃદય મંદિરમાં સોહાય,
સતત પ્રેમ જ્ઞાન ભક્તિ—રશ્મિમાં તું મ્હાલ મ્હાલ. ડૂબ૦

રૂમ ઝુમ ઝુમ નાદ થાય, ધ્યાન સુરતિમાંજ જાય,
નમી નમી ગુરુદેવ પાય, કબીર લીન થાય થાય. ૬૭૦

## ઐશ્વર્યને નહિ પણ ઇશ્વરને શોધો

શ્રીકૃષ્ણઃ—બસ ડૂબકી મારો. ઇશ્વરપર પ્રેમ રાખતાં શીખો. તેના પ્રેમમાં મગ્ન થઇ જાઓ.

ઘણા લોકો વેણી બાબુનો બગીચો જોવા આવે છે અને બગીચાની શોભા જોઇને છક થઇ જાય છે! અહાહા! કેવાં વૃક્ષો છે! કેવાં સુંદર પુષ્પો છે! કેવા રળીયામણા રસ્તા બનાવ્યા છે! કેવું ભવ્ય દિવાનખાનું છે! દિવાલો ઉપર કેવાં મનોહર ચિત્રો ટાંગેલાં છે! આ બધો વૈભવ જોઇને તેઓ ચકિત થઈ જાય છે. પણ બગીચાના માલિક જે વેણી બાબુ પોતે તેને તો કોઈ જોતાજ નથી! કદાચ એકાદ બે જણ તેમને મળવા જતા હોય તો નશીબ! ઇશ્વરને માટે વ્યાકુળ થઇને તેને એક વાર શોધી કહાડો, તેનાં દર્શન કરો, તેની સાથે વાતચીત કરવા શકિતમાન થાઓ. જેમ હું તમારી સાથે વાત કરૂં છું તેમ તે તમારી સાથે વાત કરશે. હું ખરૂં કહું છું કે જરૂર તમને તેનાં દર્શન થશે, પણ આ વાત હું કહું છું તોપણ કોઇ માનતા નથી!

## પાંડિત્યથી નહિ પણ વ્યાકુળતાથીજ પ્રભુ મળશે

શ્રીરામકૃષ્ણઃ—શું શાસ્ત્રો વાચ્યાથી ઇશ્વર મળતો હશે? શાસ્ત્રોના વાંચનથી બહુ તો રૂપરેખાનું જ્ઞાન થાય, પણ જ્યાં સુધી ડૂબકી મારો નહિ ત્યાંસુધી ઇશ્વરનું પ્રત્યક્ષ દર્શન થાયજ નહિ. ડૂબકી મારો, તેને જુઓ, એટલે તે પોતેજ તમારી સર્વ શંકાઓ દૂર કરશે. હજાર ગ્રંથો વાંચો, લાખો શ્લોકો અને સ્તોત્રો મોડે કરો, પણ વ્યાકુળ થઇને ડુબકી માર્યા વગર તેને મેળવી શકાશે નહિ. ખાલી પાંડિત્ય તો મનુષ્યને અવળે રસ્તે ચઢાવે છે. પાંડિત્યથી કાંઈ પરમેશ્વર મળતો નથી.

શાસ્ત્રો-ગ્રંથો એટલાથીજ શું વળે? વ્યાકુળતાપૂર્વક તેને માટે પોકાર કરવો જોઇએ. તેની કૃપા થાય તોજ તેનાં દર્શન થાય; તોજ તે તમારી સાથે વાતચીત કરે.

## ઇશ્વર પક્ષપાતી છે કે?

સબજજ્જઃ—મહારાજ! શું ઇશ્વરકૃપા અમુક વ્યકિત ઉપર વધારે અને અમુક વ્યકિત ઉપર ઓછી હોય છે? એમ હોય તો ઇશ્વર પક્ષપાતી કહેવાય.

શ્રીરામકૃષ્ણઃ—પક્ષપાતી એટલે? ભાઈ, ઘોડામાંએ છેવટે 'ડા' આવે છે અને કીડામાંએ છેવટે 'ડા' આવે છે; પણ એની શકિતમાં કેટલો ફરક છે? તમે સવાલ પૂછયો તેવો સવાલ એક વાર પંડિત ઇશ્વરચંદ્ર વિદ્યાસાગરે મને પૂછયો હતો. તેણે

કહ્યું; 'મહારાજ! ઇશ્વર શું કોઇને વધારે શકિત આપે છે, અને કોઇને ઓછી આપે છે?' મેં કહ્યું; 'ઇશ્વરરૂપે તે પ્રાણીમાત્રની અંદર રહેલો છે મારામાં પણ છે અને ક્ષુદ્ર કીડીમાં પણ છે; પરન્તુ એઉની શક્તિમાં ફેર છે. જો બધા સરખાજ હોય તો પછી ઇશ્વરચંદ્ર વિદ્યાસાગરનુંજ નામ સાંભળીને શામાટે તેને મળવા જવાની ઇચ્છા થઇ? બીજા પાસે કેમ ન ગયો? શું તમારે માથે શિંગડાં ઉગ્યાં છે કે જેથી તમને મળવા આવ્યો છું? એમ કાંઇ નથી; તમે દયાળુ છો, વિદ્વાન છો, એવા એવા ગુણ તમારામાં બીજા ઘણા લોકો કરતાં વિશેષ પ્રમાણમાં છે, તેથીજ લોકોમાં તમારી નામના થઇ છે. જુઓ દુનિયામાં એવા પણ નર છે કે એકલા એક સો માણસને મારી હઠાવે; અને એવા પણ છે કે જે એક માણસને જોઇને તેમનાં ધોતીયાં છૂટી જાય.

જો શકિતમાં ફરક ન હોય તો આટલા બધા વિદ્વાન લોકો કેશવચંદ્રને શામાટે પોતાનો ગુરુ અને નેતા માનતા હતા?

ગીતામાં કહ્યું છે કે જેને ઘણા માણસો માને છે–પછી તેની વિદ્યાને લીધે, અથવા ગાવા બજાવવામાં તેની કુશળતાને લીધે, અથવા ભાષણ કરવાની છૂટને લીધે કે ગમે તે કારણને લીધે પણ જેને ઘણા માણસો માને છે–તેનામાં ઇશ્વરની વિશેષ શક્તિનો આવિર્ભાવ થએલો હોવો જોઇએ, એ નિશ્ચયપૂર્વક માનો.

## સમાજ, નિર્લિપ્ત સાંસારિક જીવન અને સંસારત્યાગ

સબજજજ:—મહારાજ! સંસારનો ત્યાગ કરવાની જરૂર ખરી?

શ્રીરામકૃષ્ણ:—ના, તમારે સંસારનો ત્યાગ કરવાની જરૂર નથી. તમે સંસારમાંજ રહો. માત્ર સંસારમાં પડતાં પહેલાં થોડો વખત એકાન્તમાં ગાળો. એકાંતમાં જઇને ઇશ્વરની આરાધના કરો. જેમ કેટલાક લોકો પોતાના ઘરની નજીકમાં એકાદ કલબ રાખે છે અને ઘણોખરો વખત કલબમાં રમવામાં તથા ગામગપાટા મારવામાં કહાડે છે. માત્ર ઘેર આવીને બે વખત જમી જાય છે, અને પાછા કલબમાં ને કલબમાં! કેટલોક વખત તમારે પણ તેમ કરવું જોઇએ. કેશવ, પ્રતાપ અને એમના જેવા કેટલાક લોકો કહે છે કે; 'મહારાજ! અમે તો જનક રાજાના જેવા છીએ! જનક રાજાની માફક નિર્લિપ્તપણે સંસારમાં રહીએ છીએ.' મેં કહ્યું; 'જનક રાજા' એમ મોંએથી બોલ્યા તેથીજ શું તેના જેવા થઇ જવાય છે? જનક જેવા થવું એ કાંઇ રમત છે? કેટલાં વર્ષપર્યંત કષ્ટ વેઠી તપશ્ચર્યા કરી–કરીને જનકે અહંકાર તથા મનને મારી નાખ્યાં હતાં! તે તમે તેમ કરો અને પછી કહો કે અમે જનક જેવા છીએ. અમુક માણસ સપાટાબંધ અંગ્રેજી લખી શકે છે તે કાંઇ એકદમ લખતાં શીખી ગયો? બિચારો ગરીબ માબાપનો છોકરો હતો; કોઇને ઘેર રસોઇ કરતો અને નવરાશની વેળાએ તેની પાસે અંગ્રેજી ભણતો. એ રીતે અનેક જાતનાં કષ્ટ વેઠીને ભણ્યો ત્યારે

અંગ્રેજી લખતાં આવડયું અને હવે ઝપાટાબંધ લખી શકે છે.

કેશવસેનને મેં એક વાર એમ પણ કહ્યું હતું કે ભારે મંદવાડ કાંઇ એમ ને એમ મટે? તમને બધાને સંસારનો સખ્ત વ્યાધિ થયો છે. વ્યાધિ જેવો તેવો નથી. તેણે ઉગ્ર સ્વરૂપ ધારણ કર્યું છે. હવે જુઓ કે એક તાવથી પીડાતા માણસના ઓરડામાં અથાણાની બરણી છે. તાવને લીધે તેને ખાટું ખારૂં ખાવાનું મન થાય છે, અને ખાટું અથાણું પાસે પડયું હોય તો માંદો માણસ ખાધા વગર રહેજ નહિ. જુઓને વાત કરતાં કરતાંજ મારા મોંમાં પાણી આવી જાય છે. (હસાહસ) એક તો તાવની ગરમીથી તરસ લાગે અને ઉપર અથાણું ચાટે, એટલે પછી મંદવાડમાં કાંઇ બાકી રહે? તેમ પુરુષને માટે સ્ત્રી ખાટા અથાણા જેવી છે, અને ભોગવાસનારૂપી જ્વર પુરુષમાત્રને લાગુ પડેલોજ છે. વિષયભોગની તૃષ્ણાની અવધિ નથી અને વિષયભોગનું સાધન જે સ્ત્રી, તે પાસેની પાસેજ છે! હવે કહો એનો રોગ ઘટે કે વધે? માટે થોડો વખત એકાંતમાં રહેવું જોઇએ. જ્યાં સ્ત્રીરૂપી અથાણું ન હોય અને વિષયવાસનારૂપી જ્વરની જ્વાળા પ્રદીપ્ત થઇ ન હોય એવે સમયે એટલે કે યૌવનના આરંભ પહેલાં એકાંતનું સેવન કરી સાધન-ભજન કરવું જોઇએ. પછી પૂર્ણ નિરોગી થઇને પોતાને ઘેર આવીને સ્ત્રીની સાથે સંસાર માંડે તો કશી ધાસ્તી નથી. એક વાર ઇશ્વરપ્રાપ્તિ કરી લેવી અને પછી સંસાર માંડવો, એટલે કામિની-કાંચનનું પ્રલોભન નહિ થાય. એમ કરો ત્યારે જનકરાજાના જેવા નિર્લિપ્ત થવાય; માત્ર મોંએ વાતો કર્યાથી તેવા થવાતું નથી.

પ્રથમ સાધન કરવું જોઇએ, એકાંતમાં રહીને સાધન ભજન કરવું જોઇએ. તદ્દન એકાંત જગ્યામાં રહેવું જોઇએ કે જ્યાં સંસાર સાથે કશો સંબંધ હોય નહિ.

**ઇશ્વરપ્રાપ્તિને અર્થેજ સંસારમાં જન્મ્યા છીએ એમ માનીને એક હાથ ઇશ્વરના ચરણ ઉપર રાખો અને બીજે હાથે સંસારનાં કાર્ય કરો. અવકાશ મળે ત્યારે બેઉ હાથ ઇશ્વરના ચરણ ઉપર રાખો.** સંસારનાં કાર્યનું રોકાણ ન હોય ત્યારે વખતો વખત એકાંતમાં જાઓ અને માત્ર ઇશ્વરનુંજ ચિંતન કરો.

*સબજજજ*:—(પ્રસન્ન થઇને) મહારાજ! ઘણીજ સુંદર વાત કહી. એકાંતમાં જઇને સાધન તો કરવુંજ જોઇએ, પણ એ વાત આજ સુધી અમારા લક્ષમાંજ આવી ન હતી. અમે તો એમજ સમજતા હતા કે આપણે જનક રાજાના જેવાજ થઈ ચૂકયા છીએ! (શ્રીરામકૃષ્ણ અને બધા હસે છે) ઠીક, ત્યારે સંસારનો ત્યાગ કરવાની જરૂર નથી; ઘેર બેઠાં-ભજન કર્યાથી પણ ઇશ્વર જરૂર મળે છે, એ વાત સાંભળીને મને ઘણીજ શાંતિ તથા આનંદ પ્રાપ્ત થયાં છે.

*શ્રીરામકૃષ્ણ*:—તમારા જેવા માટે સંસાર ત્યાગ કરવાની જરૂર નથી. જ્યારે લડાઇઓ ચાલે છે ત્યારે કિલ્લામાં રહીને યુદ્ધ કરવું સહેલું પડે છે. તમારે પણ ઇન્દ્રિયોની સાથે યુદ્ધ કરવાનું છે; ભૂખ, તરસ વગેરે સાથે યુદ્ધ કરવાનું છે; એ યુદ્ધ સંસારરૂપી

કિલ્લામાંજ રહીને કરવું વધારે સહેલું પડશે. જુઓ, કળિયુગમાં આપણાં શરીર અન્ન વડે પોષાયલાં છે. ભૂખ લાગે અને અન્ન હાજર ન હોય તો ઇશ્વર બીશ્વર બધુંએ ભૂલી જવાય. એક માણસે પોતાની સ્ત્રીને કહ્યું કે; 'હું તો સંસાર ત્યાગ કરીને ચાલ્યો જાઉં છું.' પેલી બાઇ જરા જ્ઞાની હતી તેણે તેને કહ્યું; 'શા માટે ઘેરઘેર ભટકવા જાઓ છો? જો તમારે પેટ ભરવા માટે દશ ઘેર ભટકવું ન પડે એમ હોય તો સુખેથી જાઓ; પણ જ્યારે ભિક્ષા માગવા દશ ઘેર જવું પડે ત્યારે તો મારે એકલીને ઘેર રહીનેજ ભિક્ષા કરોને!'

તમારા જેવાને સંસારત્યાગ કરવાની જરૂર નથી. ઘેર અનેક પ્રકારની સગવડ હોય છે. ખાવા પીવાની ચિંતાજ નથી હોતી. બીજા લોકો ઉપર ભરણપોષણ માટે આધાર રાખવો પડતો નથી. સહવાસ માત્ર પોતાની ધર્મપત્નીનોજ એટલે તેમાં પણ પાપ નથી. શરીરને માટે જે જે ચીજની જરૂર પડે તે બધી પોતાની પાસેજ હોય છે. માંદા પડો તો બરદાસ લેનાર કુટુંબીઓ હોય છે.

જનક, વ્યાસ, વસિષ્ઠ એ બધાએ જ્ઞાની છતાં સંસારમાં હતા. તેઓ બે હાથે બે તલવાર ફેરવતા; એક હાથે જ્ઞાનની અને બાજે હાથે કર્મની.

સબજજજઃ—મહારાજ! જ્ઞાન થયું એ શી રીતે જાણી શકાય?

શ્રીરામકૃષ્ણઃ—જેને જ્ઞાન થયું છે તે ઇશ્વરને પોતાનાથી દૂર જોતો નથી. 'પેલો ઇશ્વર' 'પેલો ઇશ્વર' એમ તે કહેતો નથી; પણ 'આ' ઇશ્વિર એમ કહે છે. તે સર્વની અંદર પાસેનો પાસેજ રહેલો છે. જે ખોળે તેને તે મળે છે."

સબજજજઃ—મહારાજ! અમે તો પાપી છીએ. અમારાથી એમ શી રીતે કહેવાય કે તે અમારી અંદર રહેલો છે?

શ્રીરામકૃષ્ણઃ—(સબજજજને) એ પાપ પાપ તમેજ કરો છો! એ બધી ખ્રિસ્તી ધર્મની માન્યતા છે. એક વાર કોઇએ મને બાઇબલ આપ્યું. મે કહ્યું; 'વાંચો જોઇએ, તેમાં શું લખ્યું છે?' બસ જ્યાં જોઈએ ત્યાં પહેલેથી છેવટ સુધી એકની એકજ વાત; પાપ, પાપને પાપ! અરે ભાઇ, પાપ કેવું? આપણે તેનું પવિત્ર નામ લીધું, ઇશ્વર, હરિ, રામ એવો પોકાર કર્યો પછી આપણે પાપી શી રીતે? એવો દૃઢ વિશ્વાસ જોઇએ. નામમાહાત્મ્યમાં શ્રદ્ધા જોઇએ.

સબજજજઃ—મહારાજ! એવી શ્રદ્ધા શી રીતે ઉત્પન્ન થાય?

શ્રીરામકૃષ્ણઃ—ઇશ્વર ઉપર પ્રેમ રાખો, તમારી બ્રહ્મસમાજના પ્રાર્થનાસંગ્રહમાં એક ગીત છે કે;

"વિના અનુરાગ, કરે યજ્ઞ યાગ, નહિ પ્રભુ લેશ તે માને."

તેના ઉપર જે દૃઢ પ્રેમ જોડે છે, તેને માટે એકાંતમાં વ્યાકુળ થઇને જે પ્રાર્થના કરે છે, જે તેના વિરહથી રૂવે છે, કકળે છે, તેના ઉપર તે કૃપા કરે છે. સ્ત્રી માંદી

પડી હોય, પૈસા ટકાનું નુકસાન થયું હોય, નોકરી ચાકરી છૂટી ગઇ હોય તો લોકો એક ઘડો ભરીને આંસુ પાડે છે;પણ ઇશ્વરને માટે એક ટીપુંએ પાડે છે! કહો જોઇએ?

## સ્ત્રીપુત્ર પ્રત્યેનું કર્તવ્ય, ઇશ્વરને મુખ્તિયારનામું આપો

ત્રૈલોક્ય:— મહારાજ ! શું કરીએ ? વખત નથી મળતો, સાહેબ લોકોની નોકરી કરવી પડે છે.

શ્રીરામકૃષ્ણ:—તેને મુખ્તિયારનામું લખી આપો. કોઇ સારા માણસને હસ્તક આપણે અમુક કામ સોંપીને જઇએ છીએ તો તે કાંઇ આપણું કામ બગાડે છે? મન ઉપરથી ઇશ્વરના ઉપર બધી ચિંતા નાખી દો અને નિશ્ચિંત થઇને બેસો. તે જે કામ કરવાનું તમને સોંપે તે કામ કર્યા જાઓ !

બિલાડીનાં બચ્ચાંમાં કશી અક્કલ નથી હોતી; માત્ર 'મીઆઉં' 'મીઆઉં' કરે છે. મા જો તેને રસોડામાં મૂકી જાય છે તો ત્યાં પડી રહે છે, અને ફક્ત 'મીઆઉં' 'મીઆઉં' કર્યા કરે છે. મા ત્યાંથી લઇ જઇને સૂવાના પલંગ પર મૂકી આવે છે તો ત્યાં પણ પડયાં પડયાં 'મીઆઉં', મીઆઉં' કરે છે! તમે પણ 'મીઆઉં' 'મીઆઉં' મા મા કરો એટલે બસ, માને બધી ફિકર છે.

સબજડ્જ:—અમે બધા ગૃહસ્થ છીએ. અમારે નોકરી ચાકરી કયાંસુધી કર્યા કરવી?

શ્રીરામકૃષ્ણ:—તમારૂં કર્તવ્ય કેટલા પૂરતું છે? છોકરાંને ઉછેરીને તેમને સારી કેળવણી આપવી, પોતાની સ્ત્રીનું ભરણપોષણ કરવું અને પોતાની હયાતી ન હોય તોપણ તેનું ગુજરાન થઇ શકે તેવો બંદોબસ્ત કરી મૂકવો; આટલું જો તમે ન કરો તો તમે નિર્દય કહેવાઓ. શુકદેવ જેવા જ્ઞાની પણ દયાળુ હતા. જેનામાં દયા નથી તે મનુષ્યજ નથી.

સબજડ્જ:—છોકરાંનું પ્રતિપાલન કયાંસુધી કરવું?

શ્રીરામકૃષ્ણ:— તેઓ કાચી વયનાં હોય ત્યાંસુધી. પક્ષીઓ જયારે મોટાં થાય છે અને પોતાનો ખોરાક મેળવવા શકિતવાન થાય છે ત્યારે તેમનાં માબાપ તેમને પોતાની પાસે રાખતાં નથી. પાસે આવે તોપણ કહાડી મૂકે છે. ( હસાહસ )

સબજડ્જ:—સ્ત્રીના પ્રત્યે અમારી શી શી ફરજો છે?

શ્રીરામકૃષ્ણ:--તમે હયાત હો ત્યાંસુધી તેને ધર્મોપદેશ આપ્યા કરો અને તેનું ભરણપોષણ કરો. સ્ત્રી જો શુદ્ધ આચરણવાળી હોય તો તમારી હયાતી પછી પણ તેનું ગુજરાન ચાલે તેવી વ્યવસ્થા કરી રાખો.

જયારે જ્ઞાનોન્માદ થાય ત્યારે કશું કર્તવ્ય રહેતું નથી. પછી તમે કાલને માટે ચિંતા નહિ રાખો તોપણ ચાલશે, કેમકે પછી તમારી ચિંતા ઇશ્વરનેજ થશે. તમને

જ્ઞાનોન્માદ થશે ત્યારે તમારા કુટુંબના ગુજરાનની જવાબદારી તેને માથે છે. જ્યારે કોઇ શ્રીમંત માણસ નાનાં છોકરાં મૂકીને ગુજરી જાય છે ત્યારે તે છોકરાંની સંભાળ ટ્રસ્ટીઓ અથવા સરકાર પોતે લે છે ! ( સબજજને ) આ તો કાયદાની બાબત છે. તમને તે સારી પેઠે માલુમ હોવી જોઇએ.

સબજજ:—હાજી.

શ્રીરામકૃષ્ણ:—ઈશ્વરના ઉપર જવાબદારી આવતાં ભરણપોષણની ચિંતા પણ તેનેજ રહે છે.

વિજય:—અહાહા ! કેવી સુંદર વાત ! જે અનન્યચિત્તે ઇશ્વરનુંજ ચિંતન કરે, જે ઈશ્વરના પ્રેમમાં ચકચૂર થઇ દિવાનો બની જાય, તેનો બધો ભાર ઇશ્વર પોતાને માથે લે ! જેમ સગીર વયના છોકરાનો ભાર ટ્રસ્ટી પોતાને માથે લે તેમ ! શું કરીએ તો અમારી એવી સ્થિતિ થઇ જાય ! ખરેખર, જેની એવી સ્થિતિ થઈ હોય તે પૂર્ણ ભાગ્યશાળી છે !

ત્રૈલોક્ય:—મહારાજ ! સંસારમાં રહ્યાં રહ્યાં પૂર્ણ જ્ઞાન થાય ખરું ? ઇશ્વરનું દર્શન થાય ખરું ?

શ્રીરામકૃષ્ણ:—( હસતા હસતા ) કેમ ! તું તો પૂરેપૂરો મસ્ત છે ! ( હસાહસ) ઇશ્વરમાં મન રાખીને સંસારમાં રહો. સંસારમાં રહ્યાં રહ્યાં શું ન થઇ શકે ? જરૂર થાય.

## સંસારમાં રહેલા જીવન્મુક્તનું લક્ષણ

ત્રૈલોક્ય:—સંસારમાં રહ્યો હોય અને પ્રભુનો ભક્ત હોય એવા પુરુષનું લક્ષણ શું ?

શ્રીરામકૃષ્ણ:—હરિનું મધુર નામ સાંભળતાંજ રોમાંચ થાય અને નેત્રમાંથી અશ્રુની ધારા ચાલી જાય.

જ્યાંસુધી વિષયાસક્તિ છે, કામની-કાંચન ઉપર મોહ છે, ત્યાંસુધી દેહાત્મબુદ્ધિ જશે નહિ. જ્યારે વિષયાસક્તિનું બળ ઘટે ત્યારે મનુષ્ય આત્મજ્ઞાન તરફ વળે છે, અને દેહાત્મભાવના ઓછી થવા માંડે છે. વિષયાસક્તિ બિલકુલ નિર્મૂળ થઇ જાય ત્યારે પૂર્ણ આત્મજ્ઞાન થાય છે. ત્યારે આત્મા અને દેહ ભિન્ન ભિન્ન છે એવો સાક્ષાત્કાર થાય છે. નાળીએરમાં જ્યાંસુધી પાણી સુકાયું નથી હોતું, ત્યાંસુધી કાચલી અને કોપરું દૃઢ વળગેલાં હોય છે અને કોપરાને બહાર કહાડતાં મુશ્કેલ પડે છે; પણ જ્યારે બધું પાણી સુકાઇ જાય છે. ત્યારે કાચલી અને કોપરું એની મેળે જુદાં થઈ જાય છે. એવા નાળીએરને લોક ગોટો કહે છે. અંદર છુટો પડેલો કોપરાનો ગોટો ખખડયાજ કરે. ઇશ્વરપ્રાપ્તિની નિશાની એ છે કે માણસ નાળીએરના ગોટા જેવો થઇ જાય છે. દેહાત્મભાવ એકદમ નષ્ટ થઇ જાય છે. દેહનાં સુખદુ:ખમાં

તે પોતાનાં સુખદુઃખ સમજતો નથી. એને દેહના સુખની સ્પૃહાજ નથી. એવા માણસો જીવન્મુક્ત થઇને સંસારમાં ફરે છે. ‘ કાલીભક્ત, જીવન્મુક્ત, નિત્યાનંદમય.’

ઇશ્વરનું નામ લેતાં કે સાંભળતાં જ્યારે તમે કોઇનામાં + અશ્રુ અને પુલક જુઓ ત્યારે જાણવું કે તેનામાં કામિની–કાંચન તરફ બિલકુલ આસકિત રહી નથી, અને તેને ઇશ્વરનું દર્શન થયું છે. દિવાસળી સૂકી હોય તો ઘસીએ એટલે ચટ લઇને સળગી ઉઠે છે; પણ ભીની દિવાસળીને પચાસ વાર ઘસો છતાં તે નહિજ સળગે, ઉલટી તે ભાગી જશે. વિષયરસમાં ડૂબ્યા રહેવાથી, કામિની–કાંચનના મોહમાં ભીંજ્યા રહેવાથી ઇશ્વરભકિતનું ઉદ્દીપન થતું નથી. ગમે એટલો પ્રયત્ન કરો, છતાં બધુંએ ફોગટ. વિષયરસ સુકાઈ જાય એટલે તુરતજ ઉદ્દીપન થવાનું.

## વિષયાસક્તિને ટાળવાનો ઉપાય

ત્રૈલોકય:—વિષયરસ સુકવવાનો કાંઇ ઉપાય ?

શ્રીરામકૃષ્ણ:—માની પાસે વ્યાકુળ થઇને આક્રંદ કરો. તેનાં દર્શન થશે એટલે વિષયરસ એની મેળે સુકાઇ જશે. કામિની–કાંચનની આસકિત એકસામટી ચાલી જશે. તે આપણી માજ છે, એમ બરાબર માનો. હમણાંને હમણાંજ પરિણામ આવશે તે કાંઇ કહેવાતી મા નથી, તે તો સગી મા છે, વ્યાકુળ થઇને માની પાસે હઠ લો. હઠ કરીને માગો તો તે આપ્યા વગર નહિ રહે. એક છોકરો પતંગ લેવાને માના સાલ્લાનો છેડો પકડીને પૈસો માગે છે, મા પાડોશણો સાથે ગપ્પાં મારવા બેઠી છે, પહેલાં તો તે છોકરાનું કહેવું કાને ધરતીજ નથી અને વાતોજ કર્યા કરે છે, છોકરા સામે જોતી પણ નથી, આડું મોં રાખીને કહે છે કે, ‘ મારાથી નહિ અપાય. તે ( છોકરાનો બાપ ) ના કહી ગયા છે, તે આવશે ત્યારે કહીશ, હમણાં પતંગ લઈ તું શું કરવાનો હતો ? ’ પણ છોકરો છોડે તેવો નથી. તે રડવા લાગ્યો–કકળવા લાગ્યો. ‘ ઓ મા ! ઓ મારી મા ! ’ એમ કહીને માને વળગી પડ્યો. તે તો પૈસો લેવાની હઠ લઇનેજ બેઠો. ત્યારે તે સ્ત્રી પાડોશણોને કહે છેઃ–‘ ઉભાં રહો, બાઈ, જરા હું એને તાઢો પાડું. ’ એમ કહી ઘરમાં જઇને ચાવી વડે કટકટ પેટી ઉઘાડે છે અને પૈસો કહાડીને છોકરાને આપે છે ! તમે પણ એ રીતે મા પાસે હઠ કરીને માગો, અને પછી જુઓ કે તે દર્શન દે છે કે નહિ !

---

+ એકલાં અશ્રુ અને પુલકથી પણ ઠગાવું નહિ. મે વૃન્દાવનમાં તથા એકવાર મુંબઈમાં એવાં માણસો જોયાં છે કે જેઓ પોતાના શરીર ઉપર મરજીમાં આવે ત્યારે રોમાંચ ઉપજાવતા હતા, પણ તેમનું ચારિત્ર્ય ઘણુંજ ભયંકર હતું. એક તો પૂરેપૂરો બદમાશ અને ઉડાઉગીર હતો. ભાષાંતર કર્તા

એકવાર મેં શીખ સિપાઇઓની વાત કહી હતી. તેઓ કાલિકામંદિરમાં દર્શન કરવા આવ્યા હતા. તેઓ કહે ' ઇશ્વર દયામય છે.' મેં પૂછ્યું; ' કેમ વારૂ ? કેવી રીતે દયામય છે ? ' તેઓએ કહ્યું; કેમ મહારાજ ? તેઓ રાત દિવસ અમારૂં રક્ષણ કરે છે; અમને ધર્મ, અર્થ, સર્વ પદાર્થો આપે છે; અમને પાળે છે. ' મેં કહ્યું ' તેમાં એણે શી નવાઇ કરી ? પિતા પોતાનાં બાળબચ્ચાંને નહિ પાળે તો શું પાડોશી આવીને પાળવાના હતા ?'

સબજજજ.—ત્યારે શું ઇશ્વર દયામય નથી એમ આપ માનો છો ?

શ્રીરામકૃષ્ણઃ—નહિ, નહિ, મારી કહેવાની મતલબ એવી નથી. હું એમ કહેવા માગું છું કે તે આપણો પોતાનો છે. તે કાંઇ પારકો નથી. તેના ઉપર આપણો હક્ક છે. તેની પાસે આપણે હઠ કરી શકીએ છીએ. આપણો પોતાનો માણસ હોય તેને કહેવાય કે 'સાળા ! આપે છે કે નહિ !' પારકાને કાંઈ કહેવાય ? છોકરૂં મા કે બાપ પાસે રાડો કરે; પાડોશી પાસે કાંઈ કરે ?

## અહંકાર અને અમલદારી

શ્રીરામકૃષ્ણઃ—( સબજજને ) ઠીક, અભિમાન—અહંકાર એ જ્ઞાનથી થાય કે અજ્ઞાનથી ?

અહંકાર એ તમોગુણ છે, અને તે અજ્ઞાનમાંથી ઉત્પન્ન થાય છે. એ અહંકાર વચ્ચે આવીને પડેલો છે તેથીજ ઇશ્વરનાં દર્શન થતાં નથી. ' આપ મુએ પીછે ડુબ ગઇ દુનિયાં. ' અહંકાર મરી જાય એટલે અજ્ઞાનનો સંસારના મોહનો નાશ થાય.

અહંકાર કરવો એ ફોકટ છે. આ શરીર, આ ઐશ્વર્ય એમાંનું કશું રહેવાનું નથી. એક દારૂડીઓ માતાજીનાં દર્શન કરવા ગયો હતો. મૂર્તિનાં વસ્ત્ર અને ઘરેણાં જોઇને તેણે માતાને કહ્યું:-'મા ! તેં આટલાં બધાં ઘરેણાં લુગડાં પહેર્યાં છે, પણ ચાર દિવસ પછી તને ગંગામાં ફેંકી દેશે !' ( હસાહસ ) માટે તમને બધાને કહું છું કે તમે જજ હો કે ગમે તે હો, પણ બધું બે દિવસનું છે. અભિમાન—અહંકારનો ત્યાગ કરવો જોઇએ.

## ભિન્ન ભિન્ન પ્રકૃતિના માણસોનું વર્ણન

સત્વ, રજ અને તમ એ ત્રણ ગુણના જૂદા જૂદા સ્વભાવ છે. તમોગુણીનું લક્ષણ અહંકાર, નિદ્રા, ખૂબ આહાર, કામ, ક્રોધ વગેરે છે. રજોગુણી લોકો ખૂબ કામધંધો કરે છે; કપડાં બપડાં ઠીકઠાક રાખે છે; ઘરને રંગાવી ધોળાવી રાચરચીલાંથી શણગારે છે. દિવાનખાનામાં રાજારાણીની તથા મોટા મોટા માણસોની અને શંગારી છબીઓ

ટાંગે છે. પૂજાઅર્ચા કરવા બેસે ત્યારે પણ ખાસ્સો રેશમી પીતાંબર અને શાલજોટા ઓઢીને બેસે છે. ગળામાં સોને ગંઠાવેલી રુદ્રાક્ષની માળા પહેરે છે. જો કોઇ તેની હવેલી જોવા આવે તો તેની સાથે બધે ફરી ફરીને બતાવે છે. 'આ તરફ આવો, આ આરસપહાણનું ટેમ્પલ, આ ફુવારો, આ નાચતાં પુતળાં !' વગેરે વગેરે; જો દાન કરે તો લોકો દેખે તેવી રીતે કરે છે; સત્ત્વગુણનો સ્વભાવ ઘણો મધુર અને શાંત હોય છે;કપડાં જેવાં મળે તેવાં પહેરે છે; રોજગાર ગુજરાન પૂરતોજ કરે છે: કોઈની ખુશામત કરીને કે લુચ્ચાઇ કરીને પૈસો લે નહિ; ઘરની મરામત થાય ન થાય તેની ચિંતા તે કરે નહિ. છોકરાંનાં લુગડાં–ઘરેણાંની કશી દરકારજ રાખે નહિ. માન–કીર્તિને માટે કદિ ઇચ્છા રાખે નહિ. ઇશ્વરનું સ્મરણ, દાન, ધ્યાન, એ બધું ગુપ્ત રીતેજ કરે–લોકો જાણવા પામેજ નહિ. કોઇ કોઇ વાર એ સૂતો સૂતો ધ્યાન કે જપ કરી લે, અને લોકો સમજે કે રાત્રે બરાબર ઉંઘ નહિ આવી હોય તેમાં સૂઇ રહ્યો હશે ! સત્ત્વગુણ નીસરણીનું છેલ્લું પગથીયું છે. તેની ઉપર અગાસી–મા, બ્રહ્મ–છે. સત્ત્વગુણનો ઉદય થયો એટલે ઇશ્વરનો સાક્ષાત્કાર થવાની તૈયારી થઇ ચૂકી. તેનાથી એક પગલું આગળ ગયા કે ઇશ્વર.

તમે કહેતા હતા ને કે બધા માણસ સરખાજ છે ? જોયું, કેવી જૂદી જૂદી પ્રકૃતિ છે !

કેટલા જૂદી જૂદી જાતના આત્મા છે ! ( ૧ ) નિત્યજીવ ( ૨ ) મુક્તજીવ ( ૩ ) મુમુક્ષુ જીવ ( ૪ ) બદ્ધ જીવ એમ જાત જાતનાં માણસ થાય છે. નારદ શુકદેવ એ બધા નિત્ય જીવ છે. જેમ સ્ટીમ બોટ પોતે સમુદ્ર તરી જાય છે અને હાથી જેવા ભારે પ્રાણીને પણ સમુદ્ર તરાવી જાય છે. નિત્યજીવ કમીશનર જેવા છે. એક જિલ્લા ઉપર રાજ્ય કરતા જાય અને બીજા જિલ્લા પર દેખરેખ રાખતા જાય. વળી કેટલાક મુમુક્ષુ જીવ છે. તેઓ સંસારજાળમાં પકડાયા છતાં મુક્ત થવાને મરણીયા થઇને પ્રયત્ન કર્યાજ કરે છે. એમાંના કોઇ કોઇ જાળ તોડીને નીકળી જાય છે. તેઓ મુક્તજીવ કહેવાય છે. નિત્યજીવ ડાહી અને ચતુર માછલી જેવા છે. તેઓ પહેલેથીજ ચેતીને સંસાર જાળમાં પડતા નથી. જેઓ જાળમાં પકડાયલા છતાં કદિપણ છૂટવાનો યત્ન કરતા નથી અને ઉલટા કહે છે કે આપણને તો અહીં ઠીક છે તે બદ્ધજીવ છે. તેમનામાં ચેતનજ નથી હોતું. તેઓ જાળમાં પડેલા છે છતાં પણ તેઓને ખબરજ નથી કે પોતે ફસાઇ ગયા છે ! ઇશ્વરકથા થતી હોય તો તેમને બેસવું ગમેજ નહિ. ઉલટા ત્યાંથી ચાલ્યા જાય. કોઇ એમને ભગવાનનું સ્મરણ કરવાનું કહે તો કહેશે કે, "થાય છે ! હજી બહુ વખત છે. મરતી વખતે ઇશ્વરસ્મરણ કરીશું. અત્યારથી શું છે ?' મરતી વખતે પણ તેમને ઈશ્વર યાદ આવતો નથી. ઉલટા બાચડીને કહેશે કે, ' અરે સાંભળે છે કે ! આટલો મોટો દીવો બળે

છે તે જોતી નથી ? જરા નાનો કર. દીવેલ બળી જશે. ' અને બાયડી છોકરાંને સંભારીને કહે છે કે, ' હાય ! હાય ! હું મરી જઇશ ત્યારે આ લોકોનું શું થશે ?' એવા બદ્ધજીવો એટલું એટલું દુઃખ વેઠે છે તોપણ એના એજ ! ઉંટને કાંટાવાળું ઘાસ બહુ ભાવે છે. તે ખાતાં તેનું મોં છોલાય છે,મોંમાંથી લોહી નીકળે છે, તોપણ ફરી ફરીને તે એજ ખાય છે ! આમ જુએ તો કોઇનો છોકરો મરી જાય છે, ત્યારે શોકથી મરવા જેવા થઇ જાય છે; છતાં પાછાં વરસો વરસ નવાં છોકરાં ! છોકરાંને ખવડાવવાના ભણાવવાના સાંસા પડે છે, તોપણ છોકરાં પેદા કર્યાજ જાય છે ! અને પાછા કહેતા જાય છે કે સૌ સૌનું નશીબ જોડે લઇને આવે છે ! છોકરી સાસરે જાય ત્યારે તેનાં માબાપને ઘણું લાગી આવે છે, તોપણ વરસો વરસ સુવાવડ તો ખરીજ ! પાછા કહે છે કે એમાં આપણે શું કરીએ ? પ્રારબ્ધના ખેલ છે ! ભોગજોગે તીર્થયાત્રા કરવા જાય તો ત્યાં પણ ઇશ્વરને યાદ કરવાનો અવકાશ ન મળે ! છોકરાં ઉંચકી ઉંચકીને અને પોટલાં બાંધે ઉપાડી ઉપાડીનેજ મરી જાય ! માત્ર મંદિરમાં જઇને છોકરાંને ચરણામૃત લેવડાવવું, અમસ્તી અમસ્તી મોંમાં લપડાકો મારવી અને મોટેથી ' જે ! જે ! ' બોલવું ! એનુંજ નામ યાત્રા અને દેવદર્શન. હરિકથા થતી હોય ત્યાંપણ તંબાકુના ચપટા મોંમાં મૂકતા જાય અને કથાકારના બોલેલા બોલ ડોકું ધૂણાવતા જાય અને બોલતા જાય ! ' હેં હેં હેં ! માયાનું બહુ પ્રબળ છે ! હેં હેં હેં ! સંસાર મિથ્યા છે ! વગેરે વગેરે ! એવા લોકો પોતાનું અને પોતાનાં બાયડી છોકરાંનું ભરણપોષણ કરવા માટે લોકોનું દાસત્વ કરે, જૂઠું બોલે, ડગાઇ કરે, ખુશામત કરે, ગમે તેમ કરીને પૈસા પેદા કરે. જેઓ ઇશ્વરનું ભજન કરતા હોય, તેના ધ્યાનમાં મગ્ન રહેતા હોય, તેમને ગાંડા કહીને હસી કહાડે ! ( સબજજને ) જુઓ, માણસ કેવાં કેવાં હોય છે ! તમે કહો છો કે બધાય સરખા ! પણ તે કેવી કેવી જૂદી જૂદી પ્રકૃતિનાં હોય છે ! કોઇમાં વિશેષ શકિત તો કોઇમાં થોડી.

## મૃત્યુ સમયનું ઇશ્વિરસ્મરણ

સંસારબદ્ધજીવ મરતી વખતે પણ દુનિયાદારીનીજ વાત કરે છે. ઉપર ઉપરથી માળા ફેરવ્યે કે ગંગાસ્નાન કર્યે કે તીર્થયાત્રા કર્યે શું વળે ? જો અંતઃકરણમાં સંસાર પર આસકિત હોય તો મરતી વખતે તેજ યાદ આવે. ઇશ્વરનું નામ લેવાયજ નહિ. ગમે તેમ ગરબડ સરબડીયું બકયા કરે અથવા સનેપાતની અસરથી બોલી ઉઠે ! ' એ ! આજે ઇબ્રાહીમ કરીમના સાડી છસેં બોલાયા ! પાંચ ટાટાના ખરીદજો. ' માણસે આખી જિંદગીસુધી જો પૈસાનું રટણ કર્યું હોય તો આખરની ઘડીએ ઇશ્વર યાદ આવેજ નહિ. પોપટ રોજ ' રાધાકૃષ્ણ ' ' રાધાકૃષ્ણ ' બોલ્યાજ કરે

છે, પણ જ્યારે બિલાડી તેને પકડે છે ત્યારે તો 'ચી' 'ચી' કરી મૂકે છે ! તે વખતે રાધાકૃષ્ણ યાદ નથી આવતાં, તે વખતે તો તે પોતાનું ખરૂં પોત પ્રકાશે છે !

ગીતામાં લખ્યું છે કે મરતી વખતે જેનું સ્મરણ કરે છે એ પદાર્થ પરલોકમાં તે પ્રાપ્ત કરે છે, ભરત રાજાએ 'હરણ' 'હરણ' એ ભાવનામાં દેહ છોડયો તેથી તેનો બીજો જન્મ હરણનો થયો. ઇશ્વરનું સ્મરણ કરતાં કરતાં જો કોઇ દેહત્યાગ કરે તો તે જરૂર ઇશ્વરને પામે અને સંસારમાં તેને ફરીથી જન્મ લેવો પડે નહિ.

બ્રાહ્મભક્તઃ—મહારાજ ! આખી જિંદગીમાં ઘણીવાર ઇશ્વરનું સ્મરણ ભજન કર્યું હોય પણ મૃત્યુ વખતે કદાચ ન થાય તો તેથી આ સુખ–દુઃખમય સંસારમાં ફરીથી જન્મ લેવો પડે ? આખી જિંદગી ઇશ્વરનું સ્મરણ કર્યું તે શું વ્યર્થ જાય ?

શ્રીરામકૃષ્ણઃ—માણુસો ઇશ્વરનું સ્મરણ તો કરે છે, પણ તેમને પૂરતી શ્રદ્ધા નથી હોતી. થોડીવારમાંજ તેને ભૂલી જાય છે, કેમકે તેમને સંસારમાં ઘણી આસક્તિ છે. જેમ હાથીને નવડાવીએ છતાં જરા વારમાં પાછો ધૂળ અને કાદવથી પોતાના શરીરને ખરડીને બગાડી નાખે છે; તેમ છતાં જો તેને નવડાવીને તુરત સાંકળે બાંધી રાખ્યો હોય તો પછી તે પોતાના શરીર ઉપર ધૂળ, કાદવ લગાડી શકશે નહિ. મનુષ્ય જો મૃત્યુ સમયે ઇશ્વરને યાદ કરે તો તેનું મન શુદ્ધ થઇ જાય; કેમકે પછી તો તે તુરત મરણ પામવાનો છે એટલે તેનું મન કામિની કાંચનથી ખરડાય એવો વખત રહેતો નથી. જિંદગીનો મોટો ભાગ ઇશ્વર ભજનમાં ન ગાળ્યો હોય, ઇશ્વરને પ્રાપ્ત કરવાની તીવ્ર ઇચ્છા થઇ ન હોય તો તે છેલ્લી ઘડીએ ઇશ્વરનું સ્મરણ થાયજ નહિ.

ઇશ્વરમાં પૂરતી શ્રદ્ધા નથી માટેજ આટ આટલા કર્મભોગ ભોગવવા પડે છે. એમ કહેવાય છે કે ગંગાસ્નાન કરતી વખતે આપણાં પાપ ગંગાકિનારે એક ઝાડપર બેસી રહે છે ! અને સ્નાન કરીને પાછા વળીએ ત્યારે તે આપણને વળગી પડે છે ! ( હસાહસ ) દેહ છોડતી વખતે ઇશ્વરનું સ્મરણ થાય તેનો ઉપાય આગળથીજ કરવો જોઇએ. ઉપાય એકજ—અભ્યાસયોગ. ઇશ્વરસ્મરણનો અભ્યાસ કર્યાથી છેલ્લે દિવસે તેનામાં ચિત્ત પરોવાય છે.

બ્રાહ્મભક્તઃ—કેવી મજાની વાત ! આજે ઘણો આનંદ થયો.

શ્રીરામકૃષ્ણઃ—ભાઇ, હું તો ગમે તેમ ગરબડ સરબડ બોલું છું, શું સમજ્યો ? બોલાવનાર તે છે; હું યંત્ર અને તે યંત્રી છે. હું ઘર અને તે ઘરનો માલિક છે. હું એન્જીન છું અને તે ડ્રાઇવર છે. હું રથ છું, તે સારથી છે, તે જેમ ચલાવે તેમ ચાલું છું, તે જેમ કરાવે તેમ કરૂં છું.

## સંકીર્તનાનંદ. પરમહંસદેવનું નૃત્ય અને સમાધિ

ત્રૈલોક્ય બાબુએ ફરીવાર સંગીત આરંભ્યું. ગાયનની સાથે ખોલ કરતાલ વાગવા લાગ્યાં. પરમહંસજી પ્રેમોન્મત્ત થઇને નૃત્ય કરવા લાગ્યા. નૃત્ય કરતાં કરતાં અનેકવાર તેઓ સમાધિસ્થ થઇ ગયા. સમાધિસ્થ અવસ્થામાં તે ઉભા હતા. દેહ નિશ્ચેષ્ટ છે, વદન સ્મિતભર્યું છે, એકાદ કોઇ પ્રિયભક્તને અઢીંગીને ઉભા છે ! વળી પાછા ભાવોન્મત્ત થઇને મસ્ત હાથીની માફક નૃત્ય કરવા મંડી જાય છે ! બાહ્યજ્ઞાન આવતાં તેઓ ગાવા લાગ્યા:—

નૃત્ય કરો મા ! ભકતગણ સાથે નૃત્ય કરી તમે રાચો રે !
જાતે નાચો, ભકત નચાવો, હૃદય કમળમાં નાચો રે !
નાચો બ્રહ્મમયી, નાચો આનંદમયી, નાચો વિશ્વમોહન મૂરતીરે !
નૃત્ય કરો મા !

આ અપૂર્વ દેખાવ હતો. માતાના અંતઃકરણને લીન કરીને આ પ્રેમોન્મત્ત પુરુષ કોઈ સ્વર્ગીય બાળકની માફક નૃત્ય કરી રહ્યો છે ! જેમ લોહચુંબકની પાસે લોઢું ખેંચાય તેમ બ્રાહ્મભકતો તેનાથી આકર્ષાઈ, તેને ચારે બાજુએથી ઘેરીને, આસપાસ નૃત્ય કરી રહ્યા છે ! સર્વ પ્રેમોન્મત્ત થઇને બ્રહ્મસ્તવન કરી રહ્યા છે ! કોઇ કોઇવાર બ્રહ્મનું અત્યંત મધુર નામ મા કહીને પોકાર કરે છે ! અનેક જણ બાળકની માફક 'મા' 'મા' બોલી રોઈ પડે છે !

કીર્તન પૂરૂં થતાં સર્વ પોતપોતાની જગ્યાએ બેસી ગયા. સમાજની સાયંકાળની ઉપાસના શરૂ થઇ ન હતી. આ કીર્તનાનંદમાં તેમના સર્વ નિયમો એકાએક તણાઈ ગયા હતા. રાતની ઉપાસના વખતે વિજયકૃષ્ણ વેદી ઉપર બેસીને ઉપાસના કરાવે એવો ઠરાવ હતો. વખત પણ થવા આવ્યો હતો.

## વિજયને ઉપદેશ

વિજય:—( પરમહંસજીને ) આપ મારા ઉપર અનુગ્રહ કરો, પછી હું વેદી ઉપર બેસીને વ્યાખ્યાન આપવાનું શરૂ કરૂં.

શ્રીરામકૃષ્ણ:—અભિમાન ઓગળી ગયું એટલે બસ. 'હું વ્યાખ્યાન આપું છું. બધા સાંભળો ' એવું અભિમાન જો ન રહ્યું હોય તો બસ છે.

ગુરુ, પિતા અને કર્તા એ ત્રણ શબ્દો મને કાંટા જેવા ખૂંચે છે. હું તો માત્ર તેનો બાળક છું અને હમેશ બાળકજ રહેવાનો છું. હું 'બાપ' શી રીતે ? ઇશ્વર કર્તા, હું અકર્તા. તે યંત્રી ને હું યંત્ર.

જો કોઇ મને ગુરુ કહે છે તો હું તેને કહું છું કે ' ચાલ સાળા, બહાર નીકળ !

ગુરુ કોને કહે છે !'

તેના વિના બીજાનું શરણ કામનું નથી. ભવસાગર તારનાર હોડીવાળો તે એકજ છે. બીજો કોઇ નહિ.

(વિજયને) " ભાઇ, આચાર્યપણું કરવું બહુ મુસ્કેલ છે. તેમાં પોતાનેજ નુકસાન થાય છે. જ્યારે પાંચ પચાસ માણસો આપણને માનપૂર્વક બોલાવે, આપણે લાંબો ટાંટીઓ કરી તેમને ચરણ સ્પર્શ આપીએ અને પગપર પગ ચડાવીને બોલીએ કે, ' તમે બધા સાંભળો, હું તમને ઉપદેશ આપું છું ' એ ભાવ ઘણોજ હાનિકારક છે. હું ગુરુ છું એવો ભાવ મનમાં ઉત્પન્ન થયો તેજ ક્ષણથી તમારી અવનતિ છે. એ એક પ્રકારનું અભિમાન છે. લોક તમારી વાહ વાહ કરશે અને કહેશે કે,–' વિજય બાબુએ બહુ ઉત્તમ ભાષણ આપ્યું. બહુ જ્ઞાની છે; ' પરન્તુ તમે ' હું બોલું છું ' એવો વિચાર મનમાં લાવતા નહિ. હું તો માને એમજ કહું છું કે ' મા ! તું બોલાવીશ તેમ હું બોલીશ, તું ચલાવીશ તેમ ચાલીશ, હું યંત્ર ને તું યંત્રી. ' "

વિજયઃ—(નમ્રભાવે) આપ આજ્ઞા આપો એટલે હું વેદી ઉપર જઇને બેસું.

શ્રીરામકૃષ્ણઃ—( હસતાં હસતાં ) હું કોણ આજ્ઞા આપનાર ! ચાંદા મામા સૌના મામા. તમે તેને કહો એટલે તે તમારા અંતરમાં આવીને બેસે. પછી કશો ભય નથી.

છતાં વિજયે ફરી ફરીને આશીર્વાદ માટે કાલાવાલા કર્યા ત્યારે પરમહંસજીએ કહ્યું: " જાઓ, રિવાજ પ્રમાણે કામ કરી આવો. માત્ર મન તેની ઉપરજ રહેવા દેવું એટલે બસ. "

ત્યાર પછી વિજયે વેદી ઉપર બેસીને બ્રહ્મસમાજની પદ્ધતિ પ્રમાણે ઉપાસના કરાવી. તેણે પોતાની પ્રાર્થના વખતે વારંવાર 'મા' 'મા' એવા ઉદ્‌ગાર કહાડયા હતા. સર્વનાં મન દ્રવી ગયાં.

ઉપાસના પૂરી થયા પછી સર્વ ભકતોના ભોજનની તૈયારી થવા લાગી. સેતરંજી, ગાલીચા વગેરે ઉપાડી લીધાં અને પતરાળાં નખાયાં. સર્વ ભકતો અને તેમની વચમાં પરમહંસજી પોતે બેઠા. વેણી બાબુએ પોતાને હાથે પીરસેલાં વિવિધ પ્રકારનાં ભોજન પોળી, કચોરી, પાપડ, નાના પ્રકારનાં મિષ્ટાન્ન, મહીં, દૂધપાક વગેરે ચીજો–ભગવાનને નિવેદન કરીને પરમહંસજી આનંદપૂર્વક જમ્યા.

## શુદ્ધભક્તિ અને આદ્યશક્તિ

જમ્યા પછી પાન ખાઇને સઘળા ઘેર જવાની તૈયારી કરવા લાગ્યા. જતાં પહેલાં પરમહંસજી વિજયની સાથે એકાંતમાં વાતો કરતા હતા. ત્યાં માસ્તર પણ હતા.

વિજયઃ—ધર્મ અને અધર્મનો ત્યાગ કરીએ તો પછી બાકી શું રહે !

શ્રીરામકૃષ્ણઃ— માત્ર શુદ્ધભક્તિ. હું માને કહું છું; ' મા ! તમારો ધર્મ લો અને તમારો અધર્મ પણ લો; મને માત્ર શુદ્ધ ભક્તિ આપો. તમારૂં પુણ્ય લો અને તમારાં પાપ પણ લો; મને માત્ર શુદ્ધ ભક્તિ આપો. તમારૂં જ્ઞાન લો અને તમારૂં અજ્ઞાન પણ લો; મને માત્ર શુદ્ધ ભક્તિ આપો. જુઓ, હું અજ્ઞાન પણ માગતો નથી, લોકમાન્ય થવા પણ માગતો નથી, ધર્મ અને અધર્મ બેઉ છોડી દો એટલે બાકી રહે તે કેવળ શુદ્ધ ભક્તિ–નિર્મળ, નિષ્કામ અહૈતુકી ભક્તિ.

એક બ્રાહ્મભક્તઃ—તે અને તેની શક્તિઓમાં કાંઈ તફાવત છે ?

શ્રીરામકૃષ્ણઃ—જેને પૂર્ણ જ્ઞાન થયું છે તેને મન બિલકુલ તફાવત નથી, તેને મન તો કેવળ અભેદજ છે. જેમ હીરાનું તેજ અને હીરો એ બેઉ અભિન્ન છે, તેમ બ્રહ્મ અને શક્તિ અભિન્ન છે. હીરાના તેજનો વિચાર કરશો તો હીરાનો વિચાર કરવોજ પડશે. તેજ વગરના એકલા હીરાનો કે હીરાવગરના એકલા તેજનો વિચાર તમારાથી થઈ શકશે નહિ. દૂધ અને દૂધનું ધોળાપણું એનો અભેદજ છે. એકનો ખ્યાલ કરો એટલે બીજાનો કરવોજ પડશે, પણ એ અભેદજ્ઞાન પૂર્ણ જ્ઞાન થયા વગર સમજાતું નથી. જ્યારે સમાધિ થાય, જ્યારે ચોવીશ તત્ત્વોની પાર જવાય. જ્યારે અહંભાવ લેશમાત્ર પણ ન રહે ત્યારે પૂર્ણ જ્ઞાન થાય. સમાધિ વખતે શો અનુભવ થાય છે એ મોંડેથી કહી શકાતુંજ નથી.

જ્યારે સમાધિ ઉતર્યા પછી હું ૐ ૐ બોલું છું ત્યારે સો સો હાથ નીચે ઉતરૂં છું. બ્રહ્મ વેદોક્ત વિધિથી પણ આગળ છે એની વાત મોંડે મોંડે કહેવાયજ નહિ. ત્યાં ' હું તું ' હોતા નથી,

જ્યાંસુધી ' હું તું ' રહેલાં છે, જ્યાંસુધી આપણે પ્રાર્થના કે ધ્યાન કરીએ છીએ એવું ભાન રહે, જ્યાંસુધી ' હે ઇશ્વર ! તમે મારી પ્રાર્થના સાંભળો ' એવો ભાવ રહે, ત્યાંસુધી ઇશ્વરને આપણે એક વ્યક્તિ કહી શકીએ. ' તું પ્રભુ, હું તારો દાસ; તું પૂર્ણ, હું તારો અંશ; તું મા, હું તારો પુત્ર; ' એવો ભાવ રહે એનું નામ ભેદજ્ઞાન. હું એક અને ઇશ્વર એક, એ ભેદનું ભાન તેજ રહેવા દે છે. જ્યાંસુધી ભેદજ્ઞાન છે ત્યાંસુધી શક્તિ અથવા સગુણ ઇશ્વરને માનવો પડે છે. તેણેજ આપણામાં અહંભાવ મૂકી રાખ્યો છે. ગમે તેટલો બ્રહ્મવિચાર કરો, પણ એ અહંભાવ નહિજ જાય અને તે તમને વ્યક્તિ રૂપેજ દેખાશે.

જયાંસુધી અહંભાવ છે ત્યાંસુધી ભેદ બુદ્ધિ છે અને ત્યાંસુધી બ્રહ્મને નિર્ગુણ કહેવાનો આપણો અધિકાર નથી. ત્યાંસુધી સગુણ બ્રહ્મને માનવાની જરૂર છે. એ સગુણ બ્રહ્મને વેદ, પુરાણ તથા તંત્રશાસ્ત્રોમાં કાલી અથવા આદ્યશક્તિ કહી છે.

વિજયઃ—એ આદ્યશક્તિનું દર્શન અથવા એ બ્રહ્મજ્ઞાન કેવા ઉપાયથી પ્રાપ્ત થાય?

શ્રીરામકૃષ્ણઃ—હૃદયની વ્યાકુળતાપૂર્વક તેની પ્રાર્થના કરો અને તેની આગળ

રડો, કકળો, આક્રંદ કરો. એમ કર્યાથી ચિત્તની શુદ્ધિ થશે અને નિર્મળ જળમાં જેમ સૂર્યનું પ્રતિબિંબ દેખાય છે તેમ તમે તેને જોઇ શકશો. ભક્તમાં જે અહંભાવ રહેલો છે તેને સગુણ બ્રહ્મ આદ્યશક્તિ દર્શન આપે છે; પણ એ અહંભાવ ઘણો શુદ્ધ થએલો હોવો જોઇએ, મેલો હશે ત્યાંસુધી બરાબર પ્રતિબિંબ નહિ પડે.

જ્યાંસુધી અહંભાવરૂપી જળમાં પરમાત્મરૂપી સૂર્યનું માત્ર પ્રતિબિંબજ જોઈ શકાય ત્યાંસુધી એ પ્રતિબિંબ તેજ આપણે માટે ખરો સૂર્ય છે. જ્યારે ખરા સૂર્યને જોવાનું અસંભવિત છે ત્યારે એના પ્રતિબિંબનેજ સોળે સોળ આના સત્ય સૂર્ય તરીકે માની લેવું. જ્યાંસુધી આપણું વ્યક્તિત્વ સત્ય છે, ત્યાંસુધી સૂર્યનું પ્રતિબિંબ પણ સોળે સોળ આના સત્ય છે. એ સૂર્યનું પ્રતિબિંબ તેજ આદ્યશક્તિ.

જો બ્રહ્મજ્ઞાન મેળવવાની ઇચ્છા હોય તો એ પ્રતિબિંબનો આધાર લઇને ખરા સૂર્ય તરફ ચાલ્યા જાઓ. જે સગુણ બ્રહ્મ તમારી પ્રાર્થના સાંભળે છે તેને જે કહેવું હોય તે કહો. તેજ તમને બ્રહ્મજ્ઞાન આપશે; કેમકે જે સગુણ બ્રહ્મ છે તેજ નિર્ગુણ બ્રહ્મ છે, અને તેજ આદ્યશક્તિ છે. પૂર્ણજ્ઞાન થયા પછી સર્વત્ર અભેદજ છે.

## ધર્મદ્વેષ અને ધનનો સદુપયોગ

તે અંતર્યામી છે. તેની સરળ અને શુદ્ધ મનથી પ્રાર્થના કરો, તે બધું સમજાવી દેશે. અહંકારનો ત્યાગ કરીને તેનું એકલાનું શરણ લો એટલે બધું મળશે.

હે મન ! તું તુજમાં સ્થિર થા, અહિં તહિં ના ભટકી અથડા.
તું તારૂં અંતઃપુર શોધ, તેમાં આવી મળશે સ્હેજ.
પરમ રત્ન છે સ્પર્શમણિ, તે મળશે તુજને ત્યાંથી થકી.
અગણિત રત્ન તણા ભંડાર, ચિંતામણિ પણ તે દરબાર.

જ્યારે બહારના લોકો સાથે મળવું થાય ત્યારે સર્વ ઉપર પ્રેમ રાખજો. તેમની સાથે એવા મળી જાઓ કે જાણે એકમેક થઇ ગયા. વિરોધભાવ બિલકુલ રાખવો નહિ. 'આ સાકારને માને છે અને નિરાકારને માનતો નથી;' 'આ હિન્દુ' 'આ મુસલમાન' 'આ ખ્રિસ્તી;' એમ બોલીને નાકનું ટીચકું ચડાવતા નહિ. આપણે એમજ સમજી લેવું કે ઇશ્વરે તેમને એવુંજ સમજાવ્યું હશે, તેમને એટલોજ જ્ઞાનનો પ્રકાશ આપ્યો હશે. સર્વની ભિન્ન ભિન્ન પ્રકૃતિ હોય છે એમ સમજવું. સર્વની સાથે જેટલેસુધી ભળી જવાય તેટલેસુધી ભળી જવું, સર્વના ઉપર પ્રેમ રાખવો. પછી પોતાને ઘેર અથવા પોતાના મંડળમાં જઇને આનંદનો ઉપભોગ કરવો. પોતાને ઘેર જઇ સ્વસ્વરૂપને જોઇ શકશો.

ગોવાળીઆ જ્યારે ગાયો ચરાવે છે ત્યારે બધી ગાયોને એક ખેતરમાં એકઠી કરે છે. તે વખતે તે અમુક ગોવાળીઆની ગાયો કહેવાય છે. સાંજ પડતાં તે ગાયો પોત-

પોતાના માલિકને ઘેર પાછી આવે છે, ત્યારે પછી આ ફલાણા બાબુની ને તે અમુક બાબુની ગાય એમ કહેવાય છે. પોતાને ઘેરજ પોતાના મૂળ સ્વરૂપમાં રહી શકાય છે.

રાત્રે દશ વાગે પરમહંસજી દક્ષિણેશ્વર જવાને ગાડીમાં બેઠા. સાથે એક બે સેવકો હતા. ઘોર અંધકાર હતો. એક ઝાડ નીચે ગાડી ઉભી રહી. વેણી બાબુ રામલાલને માટે થોડીક પોળી અને બીજું કેટલુંક ખાવાનું લઇને આવ્યા અને તે એ ગાડીમાં મૂકવા માટે તૈયાર થયા.

વેણીબાબુઃ—મહારાજ ! રામલાલથી અવાયું નથી. તેને માટે થોડુંક ખાવાનું મોકલવાની ઇચ્છા છે. આપ રજા આપો તો મૂકું.

શ્રીરામકૃષ્ણઃ—(જરા અપ્રસન્ન થઈને) અરે વેણીબાબુ ! તમે મારી સાથે એ બધું ન મોકલાવો એમાં મને દોષ લાગે ! મારી પાસે કોઇપણ ચીજનો સંચય થવો ન જોઇએ, તમે માઠું લગાડશો નહિ, તમે એ સર્વ પાછું લઇ જાઓ.

વેણીબાબુઃ—ઠીક જેવી આજ્ઞા. આપ હવે આશીર્વાદ આપો.

શ્રીરામકૃષ્ણઃ—આજ ઘણો આનંદ થયો. પૈસા જેના કાબૂમાં છે અને પૈસાના કાબૂમાં જે નથી રહેતો તેજ માણસ. **જેને પૈસાનો ઉપયોગ કરતાં આવડતું નથી તે માણસ છતાં પણ માણસ નથી.** તેની આકૃતિજ માત્ર માણસની છે, પણ વ્યવહાર તો પશુનો છે, તમને ધન્ય છે ! તમે આજે આટલા બધા ભક્તોને આનંદ આપ્યો, ધન્ય છે તમને !





# खंड तेरमो

---o---

## શ્રીરામકૃષ્ણદેવની અનેક પ્રકારની મહત્તા



આ લો ભાઇ, ફરી પાછા તેનાં દર્શન કરવા જઇએ. **તે મહાપુરુષને, તે બાળકને મળી આવીએ.** તે નાના બાળકની માફક મા સિવાય બીજા કોઇને ઓળખતા નથી. તેણે ખરેખર આપણા જેવા માટેજ દેહ ધારણ કર્યો છે. શું કર્યાથી આ જીવનના કઠિન મહા પ્રશ્નનું નિરાકરણ થાય તે એ સાધુ પુરુષ આપણને બતાવશે. સંન્યાસીનું કર્તવ્ય સંન્યાસીને બતાવશે;ગૃહસ્થનું કર્તવ્ય ગૃહસ્થને સમજાવશે. તેનાં બારણાં હમેશાં ઉઘાડાંજ છે. દક્ષિણેશ્વરનું કાલિકામંદિર આપણી રાહ જુએ છે. ચાલો ભાઇ, તેનાં દર્શન કરી આવીએ.

"અનંત ગુણવાન પ્રસન્ન મૂર્તિ, સુણી કથા નેત્રથી આંસુડાં ઝરે."

ચાલો ભાઇ, એ અહેતુક કૃપાસિંધુ, પ્રિય દર્શન, ઇશ્વરના પ્રેમમાં રાતદિવસ અલમસ્ત, સ્મિતવદન પરમહંસ રામકૃષ્ણનાં દર્શન કરી આપણા માનવજીવનને કૃતાર્થ કરીએ.

આજે સને ૧૮૮૪, ૨૬ મી ઓકટોબરને રવિવાર, હેમન્તઋતુ, કાર્તિક સુદ સાતેમનો દિવસ છે.

બપોર થયા છે. પરમહંસજી એજ પૂર્વ પરિચિત ઓરડામાં પોતાના ભકતોની સાથે બેઠા છે. એ ઓરડાની પશ્ચિમ બાજુએ અર્ધ ગોળાકાર ઓટલો છે. ઓરડાની પશ્ચિમ દિશાએ બગીચાનો એક માર્ગ ઉત્તરથી દક્ષિણ તરફ જાય છે. એ માર્ગની પશ્ચિમે કાલિકા માતાનો બગીચો છે. તેની પાછળ પુસ્તો છે, જેને અથડાઇ પવિત્ર સલિલા દક્ષિણવાહિની ગંગા વહે છે.

આજે ઘણા ભકતો આવેલા છે. આજે અહિં આનંદની દુકાન મંડાઇ છે. આનંદમૂર્તિ પરમહંસ રામકૃષ્ણજીનો ઇશ્વરપ્રેમ તેમના ભકતોનાં મુખરૂપી દર્પણમાં આજે પ્રતિબિંબિત થએલો છે! ખરેખર, એમાં શી નવાઇ? એ આનંદનું પ્રતિબિંબ કાંઇ એકલા ભકતોનાજ મુખદર્પણમાં પડયું નથી; પણ બહારના બગીચામાં, ઝાડનાં

પત્રોમાં, બગીચામાં, ખીલેલાં નાના પ્રકારનાં પુષ્પોમાં ભાગીરથીના વિશાળ વક્ષઃસ્થળ ઉપર, સૂર્યનાં કિરણથી ઝળહળી રહેલા આકાશમાં. શ્રીકૃષ્ણ ભગવાનના ચરણમાંથી નીકળેલી ગંગાના શીતળ અણુઓને વહન કરતા પવનમાં અને અન્ય સર્વત્ર એ આનંદનું પ્રતિબિંબ પડતું હતું. ખરેખર, **मधुमत् पार्थिवं रजः**–ઉદ્યાનની રજ-પણ મધુર થઇ ગઇ છે! એવી ઇચ્છા થાય છે કે ભક્તોની સાથે અથવા એકલો એકલો હું પવિત્ર રજમાં આળોટું! એવી ઇચ્છા થાય છે કે બગીચાની બાજુએ ઉભો ઉભો મનોહર ગંગાના જળનું દર્શનજ કર્યા કરૂં! એવી ઇચ્છા થાય છે કે બગીચાની વેલીઓ, વૃક્ષો, પત્રો, પુષ્પો સર્વને મારાં નિકટનાં સગાં માનીને તેમની સાથે પ્રેમપૂર્વક સંભાષણ કરૂં અથવા તેમને પ્રેમથી આલિંગન દઉં! અહો! એ રજ ઉપર પરમહંસજીનાં પગલાં પડે છે! આ વૃક્ષમાં, આ વેલીઓના મંડપોમાં તે રાતદિવસ હરે ફરે છે! એવી ઇચ્છા થાય છે કે જ્યોતિર્મય આકાશ સામે એકી નજરે જોયાજ કરૂં! ખરેખર, પૃથ્વી અને આકાશ બેઉ પ્રેમાનંદથી તરબોળ થઇ રહ્યાં છે!

મંદિરના પૂજારી, દ્વારપાળ, સેવકો, એ સર્વ જાણે મારાં અંતરનાં સગાં હોય એવો મને તેમના ઉપર સ્નેહ આવે છે–જાણે આ સ્થાન બહુ દિવસે જોવામાં આવતી જન્મભૂમિના જેટલુંજ મને પ્રિય અને મધુર લાગે છે! આકાશ, ગંગા, દેવમંદિર, ઉદ્યાનમાર્ગ, વૃક્ષો, લતાઓ, સેવકો, આસનપર બેઠેલા ભક્તો સર્વ જાણે એકજ પરમ તત્ત્વના નિર્માયલા હોય એવો ભાસ થાય છે. જે તત્ત્વના શ્રીરામકૃષ્ણ ઘડાયા છે, તેજ તત્ત્વમાંથી આ સર્વત્ર રચના થઇ હોય એવું મને અત્યારે ભાન થાય છે; જાણે મીણનો બગીચો હોય અને ઝાડ, વેલીઓ, પત્રો, પુષ્પો સર્વ એ મીણનાંજ બનાવ્યાં હોય, તેમ અહિં પણ ઉદ્યાનમાર્ગ, માળી, બગીચામાં રહેનાર માણસો, બગીચાની અંદરનાં ઘર, સર્વ મીણનાંજ બનેલાં હોય એમ લાગે છે, જાણે અહિં આખો દિવસ આનંદથી આળોટયા કરૂં!

પરમહંસજીની સમીપ મનમોહન, મહિમાચરણ તથા માસ્તર બેઠેલા હતા. તેમના પછી ઇશાન, હૃદય અને હાજરા અનુક્રમે બેઠા હતા. એમના સિવાય બીજા પણ ઘણા ભક્તો હતા. બળરામ અને રાખાલ તે વખતે વૃંદાવન ગયા હતા. આ વખતે કેટલાક નવા ભક્તો પણ આવ્યા હતા. નારાયણ, પલટ, નાનો નરેન્દ્ર, તેજચંદ્ર, વિનોદ અને હરિપદ બેઠા હતા. બાબુરામ આવીને વચમાં બેસી ગયા. રામ, સુરેશ, કેદાર, દેવેન્દ્ર વગેરે ઘણી ખરી વખત આવતા હતા–કોઇ દર અઠવાડીએ, તો કોઇ દર પખવાડીએ આવતા હતા. લાટુ આજે હાજર હતો. યોગિનનું ઘર પાસેજ હતું તેથી તે દરરોજ આવતો હતો. નરેન્દ્ર પણ વખતો વખત આવતો. એ આવતો ત્યારે આનંદની લૂંટાલૂંટ! એ પોતાના દિવ્ય મધુર કંઠથી ભગવાનનું ગુણગાન કરતો અને તે સાંભળીને પરમહંસજીને નાના પ્રકારના ભાવ તથા સમાધિ આવી જતાં.

એમ. એક પ્રકારનો મહોત્સવ થઇ રહેતો. પરમહંસજીની પોતાની એવી પ્રબળ ઇચ્છા હતી કે છોકરાઓ તેમની પાસે રાતદિવસ રહે તો ઠીક; એમ કર્યાથી તેઓ સંસારની સાથે વિવાહ વગેરે બંધનોથી તથા નોકરી ચાકરીથી બંધાઈ ન જાય. બાબુરામને તે રહી જવાનું કહેતા અને તે ઘણીવાર રહી પણ જતા. બાબુ અધરચંદ્ર સેન પણ ઘણીવાર દર્શન કરવા આવતા હતા.

ઓરડામાં ભક્તો બેઠેલા છે. પરમહંસજી મહારાજ બાળકની માફક કાંઇક વિચાર કરતા ઉભા છે.

શ્રીરામકૃષ્ણ:–( મનમોહનને ) બધે રામ જોઉં છું. તમે બધા મારી સામે બેઠા છો, પણ હું જોઉં છું કે રામજ તમારા બધાનું રૂપ લઇને બેઠા છે.

મનમોહન:— બધા છે તો રામજ; પણ આપણે એમ કહીએ છીએ કે '**આપો નારાયણ**' એટલે પાણી નારાયણ સ્વરૂપ છે; પણ કોઇ પાણી પીવાના કામમાં આવે છે, કોઇ નહાવાનાજ કામમાં આવે છે, અને કોઇ તો માત્ર વાસણ મંજવામાં વાપરી શકાય છે!

શ્રીરામકૃષ્ણ:— હા. પણ હું જોઉં છું કે તેજ સર્વ રૂપે છે. જીવ અને જગત્ તેજ છે.

આટલું બોલીને પરમહંસજી એક નાના ખાટલાપર બેસી ગયા.

વળી કંઇ પણ સાથે રાખવાનું બની શકતુંજ નથી. મને ખાવું ગમે છે પણ પાન, સોપારી એવી કોઇ પણ ચીજ સાથે રાખવાતું બનતું નથી, તેમ કરૂં તો સંચય કર્યો કહેવાય. દિશાએ જતી વખતે માટી જોઇએ તે પણ હાથમાં લઇને મારાથી જવાતું નથી.

## પરમહંસદેવનો ભાણેજ

એવામાં એક માણસ[1] આવીને કહેવા લાગ્યો કે, ' મહારાજ! યદુમલ્લિકના ઉદ્યાનગૃહમાં હૃદય આવ્યો છે, અને તે આપને મળવા માગે છે.'

શ્રીરામકૃષ્ણ:––( ભક્તોને ) જરા હૃદયને મળી આવું. હમણાં આવું છું તમે બેસજો.

એમ કહીને તેમણે કાળા વારનિસવાળા ચામડાના જોડા પહેર્યા અને પૂર્વદિશાના રસ્તા તરફ જવા લાગ્યા. સાથે એકલા માસ્તરજ હતા.

૧ હૃદય મુખોપાધ્યાય પરમહંસજીનો ભાણેજ થતો હતો, અને તે પરમહંસજીની જન્મભૂમિ કામારપુકુરની પાસે સિહડ ગામમાં રહેતો હતો. આશરે વીસ વર્ષસુધી તે તેમની પાસે રહીને દક્ષિણેશ્વરમાં કાલિકાનું પૂજન કરતો હતો; ત્યાર પછી મંદિરના વહીવટદારોએ તેનાથી નારાજ થવાથી તેને મંદિરના બગીચામાં પ્રવેશ કરવાની મનાઈ કરી હતી.

હાથપર તુલસીનો ક્યારો હતો. બગીચાની બહાર જોયું તો યદુ મલ્લિકના બગીચાના રસ્તાની પાસે હૃદય ઉભો હતો.

તે હાથ જોડીને ઉભો હતો. પરમહંસજીને જોતાંજ ધોરી રસ્તા ઉપર તેણે દંડવત્ પ્રણામ કર્યા. પરમહંસજીએ તેને ઉઠવાનું કહ્યું. હૃદય ફરીથી હાથ જોડીને નાના બાળકની માફક રડવા લાગ્યો.

કેવું આશ્ચર્ય ! પરમહંસજીની આંખમાં પણ પાણી આવી ગયું. આંખના ખુણામાં થોડાંક આંસુનાં ટીપાં દેખાવા લાગ્યાં, પણ તે આંખના ખુણામાંથી નીચે ન પડે તેટલા માટે તેમણે હાથવડે લુછી નાખ્યાં. અરરર ! આ શું ? જે હૃદયે તેમને અત્યંત ત્રાસ આપ્યો હતો તે આજે આ રીતે કેમ દોડી આવ્યો હશે ! વળી તેમની આંખ ભરાઇ ગઇ.

શ્રીરામકૃષ્ણ:–હમણાંજ આવ્યો ?

હૃદય:–તમને મળવા આવ્યો છું. મારૂં દુ:ખ બીજા કોને કહું ?

શ્રીરામકૃષ્ણ:–( સાંત્વન કરવા સ્મિત કરીને ) સંસારમાં એવું દુ:ખ તો હોય છેજ. સંસારમાં આવ્યા એટલે સુખ–દુ:ખ તો ભોગવવાનાંજ. ( માસ્તરને બતાવીને) આ લોકો એટલા માટેજ વખતો વખત અહિં આવે છે; આવીને બે વાતો સાંભળે છે એટલે મનને શાન્તિ મળે છે.

( હૃદયને ) કહે તારે શું દુ:ખ છે ?

હૃદય:–( રડતો રડતો ) દુ:ખ માત્ર તમારા વિયોગનું !

શ્રીરામકૃષ્ણ:– કેમ તુંજ કહેતો હતો, ને કે, 'તમારો ભાવ તમારી પાસે અને મારો મારી પાસે ?'

હૃદય:– હા, કહ્યું તો હતું. પણ હું શું સમજું ?

શ્રીરામકૃષ્ણ:–હમણાં તો તું જા. ફરી એક દિવસ આવીને તારી સાથે વાતચીત કરીશ. આજ રવિવાર છે, અને ઘણા માણસો આવ્યા છે, તે બિચારા બેસી રહ્યા છે. કેમ દેશમાં અનાજ બનાજ તો ઠીક પાક્યું છે ને ?

હૃદય:–હા પાક્યું તો છે. આ સાલ પાક ખરાબ નથી.

શ્રીરામકૃષ્ણ:–ઠીક આજ તો જા, ફરી કોઇ દિવસ આવજે.

હૃદયે બીજી વાર પ્રણામ કર્યા. પરમહંસજી જે રસ્તે ગયા હતા તેજ રસ્તે પાછા આવ્યા. માસ્તર જોડેજ હતા.

શ્રીરામકૃષ્ણ:–(માસ્તરને) એણે મારી સેવા પણ કરી છે અને મને સંતાપ પણ ઘણો આપ્યો છે ! જ્યારે હું પેટના દરદને લીધે હાડપિંજર જેવો થઇ ગયો હતો અને કાંઇ પણ ખાઇ શકતો ન હતો, ત્યારે એ મને કહેતો કે, 'જુઓ, હું કેવો ખાઉં છું ? તમારી પોતાની ગાંડાઇને લીધેજ તમે ખાઇ શકતા નથી !' વળી તે

કહેતો કે " મૂર્ખા ! હું ન હોત તો તારૂં મહાત્માપણું હવા ખાવા જાત ! એક દિવસ તો એણે મને એવો ત્રાસ આપ્યો કે હું ગંગામાં પડીને આપઘાત કરવા પુસ્તા ઉપર જઇને ઉભો હતો.

માસ્તર તો આ વાત સાંભળીને દિઙ્મૂઢ થઇ ગયા. કદાચ તેમને એ વિચાર આવ્યો હશે કે આવા માણસને માટે પણ પરમહંસજીની આંખમાં પાણી આવી જાય છે, એ કેવું આશ્ચર્યકારક છે ?

શ્રીરામકૃષ્ણઃ—(માસ્તરને) વારૂ, પણ એણે મારી સેવા પણ એવીજ ઉઠાવી છે; તોપણ કોણ જાણે કેમ આવો થયો હશે ? છોકરાને ઉછેરીને મોટો કરે તેવી એણે મારી સંભાળ લીધી છે. હું તો રાતદિવસ બેભાન હાલતમાં પડી રહેતો. વળી કેટલોએ વખત હું માંદો રહ્યો હતો. એ જેમ મને રાખતો તેમ હું રહેતો.

માસ્તર શો ઉત્તર આપે ? તે ચૂપજ રહ્યા. મનમાં એમ થયું ખરૂં કે હૃદયે મહારાજની નિષ્કામભાવે સેવા નહિ કરી હોય.

આ પ્રમાણે વાતો કરતા કરતા પરમહંસજી પોતાના ઓરડામાં પાછા આવ્યા. ભક્તો તેમની રાહ જોતા હતા. તે આવીને નાના ખાટલા ઉપર બેઠા.

## ભાવ અને મહાભાવનું ગૂઢ તત્ત્વ

મહિમાચરણ જેવા બીજા હમેશના આવનાર સિવાય આજે કોન્નગરથી કેટલાક ભક્તો આવ્યા હતા. તેમાંના એકની સાથે પરમહંસજીને થોડા વખતસુધી વિવાદ થયો.

કોન્નગરવાસીઃ—મહારાજ ! અમે સાંભળ્યું છે કે આપને ભાવ આવે છે અને સમાધિ થઇ જાય છે; તે કેવી રીતે અને શાથી થાય છે, તે અમને સમજાવશો ?

શ્રીરામકૃષ્ણઃ—રાધિકાને મહાભાવ આવતો. એકવાર તેમની કોઇ સખી તેમને અડકવા ગઇ, ત્યારે બીજી સખી બોલીઃ—'કૃષ્ણવિલાસમય શરીરને અડકીશ નહિ. એના દેહમાં અત્યારે કૃષ્ણ વિલાસ કરે છે.'

ઇશ્વરનો અનુભવ થયા વગર ભાવ કે મહાભાવ કાંઇ થતાં નથી. ઉંડા પાણી-માંથી માછલી બહાર આવતાં પાણી હાલે છે અને ફડફડાટ કરી માછલી બહાર આવે છે, ત્યારે માછી ખુશ થાય છે—હસે છે, નાચે છે.

એ ભાવ ઘણીવાર ટકતો નથી. આયનાની પાસે ઝાઝો વખત બેસીને આપણું મોંડું જોયા કરીએ તો લોકો આપણને ગાંડા ધારે.

કોન્નગરવાસીઃ—અમે સાંભળ્યું છે કે આપને ઇશ્વરનાં દર્શન થાય છે; તેમ થતું હોય તો અમને કાંઇ બતાવશો ?

શ્રીરામકૃષ્ણઃ—સઘળું ઇશ્વરના હાથમાં છે. માણસથી શું થાય એમ છે ? તેનું નામ જપતાં જપતાં કોઇવાર આંખમાંથી અશ્રુધારા વહેવા માંડે છે; કોઇવાર કશુંએ

થતું નથી. તેનું ધ્યાન કરતાં કરતાં કોઇ કોઇવાર ઘણુંજ ઉદ્દીપન થઇ જાય છે, અને કોઇવાર કાંઇજ થતું નથી.

કર્મ કરવું જોઇએ. તેમ કરીએ તો ઈશ્વરનું દર્શન થાય. એક માણસ તળાવમાં પાણી ભરવા ગયો. ત્યાં પાણીમાં વેલા ઉગ્યા હતા. તેને તેણે હાથવડે ખસેડવા માંડ્યા અને વળી જોતો જાય કે હવે પાણી દેખાય છે કે નહિ? એમ વેલાને ખસેડયા વગર પાણી ભરાતું નથી. ભક્તિ માટે કર્મ ન કરીએ તો કાંઇ માત્ર વાતો કર્યાથીજ ભક્તિ મળતી નથી, તેમજ ઇશ્વરનું દર્શન પણ થતું નથી. ધ્યાન, જપ, એ સર્વ કર્મ કહેવાય; તેનું નામગુણકીર્તન કરવું એ પણ કર્મ. દાન, યજ્ઞ એ પણ કર્મ.

જો માખણ જોઇતું હોય તો દૂધને જમાવીને દહીં બનાવવું જોઈએ. તેને થોડો વખત એકાંતમાં રાખવું પડે છે. ત્યાર પછી ખૂબ પરિશ્રમ કરીને વલોવવું પડે છે. એમ કરીએ ત્યારેજ માખણ મળે છે.

મહિમાચરણઃ–હાજી, કર્મ તો કરવુંજ જોઇએ. ખૂબ મહેનત કરીએ ત્યારેજ ફળ મળે છે. કેટલું વાંચવું જોઇએ? શાસ્ત્રોના ગ્રંથો અનંત છે.

શ્રીરામકૃષ્ણઃ–(મહિમાચરણને) શાસ્ત્રો કેટલાં અને ક્યાંસુધી વાંચ્યા કરશો? માત્ર જ્ઞાન વિચાર કર્યાથી કશું ફળ થતું નથી. પ્રથમ તો તેની પ્રાપ્તિ કરવાનો ઉદ્યોગ કરો, ગુરુવચનમાં શ્રદ્ધા રાખો અને કાંઇક કર્મ કરો. ગુરુ ન હોય તો વ્યાકુળતાથી તેની પ્રાર્થના કરો તેનું સ્વરૂપ કેવું છે એ તે પોતેજ તમને સમજાવશે.

આપણે તો શેઠની સાથે પ્રત્યક્ષ ઓળખાણ કરી લેવું. તેની પાસે કેટલાં ઘર છે, કેટલા બગીચા છે, કેટલાની સરકારી લોન છે, એ બધું જાણવાને પહેલેથી અધીરા થવું નહિ. “ પ્રથમ ઇશ્વરના રાજ્યમાં પ્રવેશ કરો એટલે તમને બધુંએ મળી રહેશે”. શેઠના નોકર ચાકરની પાસે જઇને પૂછવા જશો તો કોઈ ઉભાએ નહિ રહેવા દે; તો પછી શેઠની દોલતની તો ખબરજ શી રીતે પડે?

ગમે તેમ કરીને ખુદ શેઠની સાથેજ ઓળખાણ કરો. ગમે તો સેંકડો વાર તેને બારણે ફેરા ખાઇને, નોકરોના ધક્કા ખાઇને અથવા તેના ઝાંપા ઉપરથી ઠેકી જઇને અંદર જાઓ અને તેની સાથે એકવાર ઓળખાણ કરો. પછી તે પોતાની પાસે કેટલાક બંગલા છે, કેટલાક બગીચા છે, કેટલી સરકારી લોન છે તે સર્વ તમને તે કહેશે. શેઠની સાથે વાત કરશો તો તેના નોકરો પણ તમને સલામો કરતા આવશે (હસાહસ)

## ઈશ્વરપ્રાપ્તિનો માર્ગ—વ્યાકુળતા

એક ભક્તઃ–મહારાજ! એ શેઠની સાથે વાતચીત શી રીતે કરવી?

શ્રીરામકૃષ્ણઃ–માટેજ કર્મ કરવાની જરૂર છે. ઈશ્વર છે એમ (હસાહસ) બોલીને

બેસી રહેવાથી કશો ફાયદો નથી. ગમે તેમ કરીને એકવાર તેની રૂબરૂમાં પહોંચી જવું જોઇએ. એકાંતમાં જઇને તેને માટે પોકાર કરો, તેની પ્રાર્થના કરો. તેની કૃપા માટે યાચના કરો, વ્યાકુળ થઇને આક્રંદ કરો. તમે સર્વે કામિની કાંચનને માટે ગાંડા થઈ જાઓ છો ત્યારે તેને માટે પણ જરા ગાંડા થાઓ ને! લોકો તમારે માટે એમ કહે કે એ તો ઇશ્વરને માટે ગાંડો થઇ ગયો છે! એવા થાઓને! થોડા દિવસ જો બની શકે તો બધું કામકાજ છોડી દઇને કેવળ તેનીજ પ્રાર્થના કરો.

ઈશ્વર છે એમ માત્ર મોંડેથી બોલીને બેસી રહે તેમાં શું વળે? હાલદર સરોવરમાં મોટી મોટી માછલીઓ છે એમ બોલ્યાથી તમને કાંઇ માછલી મળી જવાની હતી? જાળ બનાવો, તેને પાણીમાં નાખો. કેટલીકવાર પછી ઉંડા પાણીમાંથી માછલી ઉપર આવશે અને પાણી હાલવા લાગશે. કોઈવાર માછલી ફક્ત દેખાવ દઈનેજ ચાલી જશે, અને કોઇવાર ધડીંગ કરીને ઉપર આવશે. જ્યારે તમે માછલીને જોશો ત્યારે આનંદ આનંદ!

દૂધનું દહીં બનાવી તેને જોરથી ખૂબ વલોવો ત્યારેજ માખણ નીકળે!

(મહિમાચરણને) વાહ! તમે ઠીક બોલ્યા! બસ, ઇશ્વર અમને બતાવો અને અમે તો હાથ જોડીને બેસી રહીએ! બસ, માખણ અમારા મોંમાં મૂકો; અમે કાંઇ મહેનત નહિ કરીએ! ( હસાહસ )

ખરી વાત કરી, માછલી પાણીમાંથી કહાડીને અમારા હાથમાં આપો!

એક માણસને રાજાને મળવાની ઇચ્છા હોય. રાજા સાત દેવડીની પેલી બાજુએ રહેતો હોય, હવે પહેલી દેવડી તો એ ઓળંગતો નથી, અને પૂછે છે કે 'રાજા કયાં છે?' એ તો ભાઇ, એક પછી એક એમ સાતે દેવડીઓ ઓળંગીએ ત્યારે રાજાનાં દર્શન થાય!

મહિમાચરણ:– શા ઉપાયથી અમે તેને પ્રાપ્ત કરી શકીએ?

શ્રીરામકૃષ્ણ:– આ ઉપાયથી ઇશ્વર મળે અને આ ઉપાયથી ન મળે એવું કાંઇ છેજ નહિ. તેની કૃપા ઉપર સઘળો આધાર રાખીને ઉદ્યમ કરો. તેને માટે વ્યાકુળ થઇને જે બને તે કર્મ કરો. વ્યાકુળતાવડે ઇશ્વરની કૃપા મળે છે.

થોડા સુયોગ પણ જોઇએ. સાધુસંગ, વિવેક અને સદ્‌ગુરુની પ્રાપ્તિ. ધારો કે એક માણસને માથે તેનો મોટો ભાઇ છે, અને તેજ કુટુંબના ભરણપોષણનો ભાર ઉપાડે છે. જો સ્ત્રી છે તો તે વિદ્યાશક્તિ–ધર્મપરાયણ છે, અને પોતાના પતિના સાધનભજનમાં વિઘ્નરૂપ ન થતાં ઉલટી સહાય આપે છે, અથવા તો તે પહેલેથી પરણેલોજ નથી. સંસારનાં કોઇ જાતનાં તેને બંધનજ નથી. એનું નામ સુયોગ. એવો સુયોગ હોય તો સાધક ઝપાટાબંધ આગળ વધી શકે છે.

એક દૃષ્ટાંત સાંભળો. એક માણસના ઘરમાં કોઇને સખત મંદવાડ છે, અને

મરવાની અણીપર છે. કોઈ કહે છે કે સ્વાતિ નક્ષત્રના વરસાદના પાણીનું ટીપું જો મુડદાની ખોપરીમાં પડે તથા તેજ વખતે એક દેડકો અને તેને પકડવા માટે દોડતો આવતો ઝેરી નાગ તે ખોપરી આગળ આવી પહોંચે, તથા દેડકો ખોપરી ઉપરથી છલંગ મારીને કૂદી જાય અને તેજ વખતે નાગનું ઝેર ખોપરીમાં ટપકે તો તે પાણી પાયાથી દરદી મરતો બચે. આવો બધી જાતનો જોગ મળવો મુસ્કેલ છે. છતાં ઘરમાં મંદવાડ તો છેજ, તેથી ઘરનો માણસ સ્વાતિ નક્ષત્ર બેસવાનું ચોઘડીયું જોઇને ઘેરથી નીકળ્યો અને મસાણમાં જઇને માણસની ખોપરી શોધવા લાગ્યો. મનમાં ભગવાનના કાલાવાલા કરતો જાય કે, 'હે ઇશ્વર!તું જલદી એકાદ ખોપરી મારી નજરે પડે તેમ કર!' એમ કરતાં કરતાં તે મસાણમાં ફરે છે, એવામાં એકાએક એક ખોપરી તેની નજરે પડે છે. તેજ ઘડીએ વાદળી ચડી આવે છે અને વરસાદના છાંટા પણ પડે છે, તથા તેનાં થોડાં ટીપાં પેલી ખોપરીમાં પણ પડે છે. પછી પેલો માણસ પ્રાર્થના કરે છે કે, "હે ભગવાન! તેં ખોપરી તો અપાવી; તેમાં સ્વાતિ નક્ષત્રના વરસાદનું પાણી પડયું; હવે અબઘડી એક સાપ અને દેડકાને મોકલી દે. બસ આટલો જોગ મેળવી દે!" ખૂબ આકુળ વ્યાકુળ થઇને તે પ્રાર્થના કરે છે; એવામાં એક દેડકો અને તેની પાછળ એક મોટો નાગ દોડતા આવે છે. પેલો માણસ ઘણોજ ખુશ થઇ ગયો. તેનું હૃદય ધડકવા લાગ્યું. તે બોલ્યો: હે ભગવાન્! તેં બધા સંજોગ મેળવી આપ્યા. હવે એ દેડકાને આ તરફ મોકલ!' બસ તેમજ! થયું. દેડકો ખોપરી તરફ વળ્યો અને સાપે પણ તેની પૂંઠ લીધી. દેડકો છલંગ મારીને ખોપરી કૂદી ગયો, અને તેને પકડવા જતાંજ સાપની દાઢમાંનું ઝેર પેલી ખોપરીમાં ટપકયું. પેલો માણસ આનંદથી નૃત્ય કરવા લાગ્યો; માટેજ તમને સઘળાને કહું છું કે વ્યાકુળતાપૂર્વક તેની પ્રાર્થના કરો.

---

## સર્વસ્વનો ત્યાગ; ખરો સંન્યાસી કોણ?

શ્રીરામકૃષ્ણ:—મનથી સર્વસ્વનો ત્યાગ કર્યા વગર ઇશ્વરની પ્રાપ્તિ થતી નથી. સાધુથી કદિ સંચય થતો નથી. સંચય કોણ ન કરે! એક પક્ષી અને બીજો સાધુ. હાલ તો મારાથી હાથપગ ધોવાને પણ સાથે માટી લઇ જઇ શકાતી નથી. વાટવામાં મારાથી પાન રખાતાં નથી. એકવાર હૃદયે મને ઘણો સંતાપ આપ્યો. જાણે કાશી ચાલ્યો જાઉં એવી ઇચ્છા થઇ, વિચાર કર્યો કે મુસાફરીમાં પહેરવા વાસ્તે લુગડાં જોઇએ તે તો કદાચ સાથે લઉં, પણ ભાડાના રૂપીઆ લઇને મારાથી શી રીતે જવાય? અંતે કાશી જવાનું માંડી વાળ્યું. (હસાહસ)

(મહિમાચરણને) તમે તો સંસારી છો, તમારે તો આ એ રાખવું અને તે એ રાખવું; સંસાર પણ સાચવવો અને ધર્મ પણ સાચવવો.

મહિમાચરણઃ—'આ' અને 'તે' એટલે ?

શ્રીરામકૃષ્ણઃ—એકવાર હું પંચવટી પાસે ગંગા કિનારે બેઠો હતો. એક હાથમાં માટીનું ઢેફું હતું અને બીજા હાથમાં રૂપીઓ હતો. 'રૂપીઓ તે માટી છે અને માટી તે રૂપીઓ છે; એમ વિચાર કરતાં કરતાં મેં બેઉને ગંગામાં ફેંકી દીધાં; પણ પછી મને એક ભય ઉત્પન્ન થયો. મને વિચાર આવ્યો કે હું લક્ષ્મી વગરનો થઇ ગયો ! લક્ષ્મી માતા મારા ઉપર પ્રસન્ન થઇને મારૂં ભરણપોષણ બંધ કરી દેશે તો મારી શી વલે થશે ? પછી મેં એક તદબીર શોધી કહાડી અને કહ્યું: 'મા ! તમે મારા હૃદયમાં તો જરૂર રહેજો !' એક માણસ તપ કરતો હતો, દેવી તેના ઉપર પ્રસન્ન થયાં અને કહેવા લાગ્યાં કે; 'ચાલ, વરદાન માગ.' પેલો માણસ બોલ્યો; 'મા ! જો વરદાન આપતાં હો તો એવું કરો કે હું મારી નાતનાં માણસો જોડે રોજ સોનાની થાળીમાં જમું !' બસ એકજ માગણીમાં તેણે નાત, સોનાની થાળી, ઐશ્વર્ય બધુંએ માગી લીધું ! (હસાહસ)

મનથી કામિનીકાંચનનો ત્યાગ કરો એટલે તમારૂં મન ઇશ્વરમાં પરોવાશે. જો કામિનીકાંચનમાં લુબ્ધ થશો તો ઇશ્વરથી વિમુખ થશો, અને તેનાથી વિમુખ થયા એટલે બદ્ધ થઈ ગયાજ જાણો. સોનું તોળવાના કાંટાની સોય ક્યારે નમે છે ? જ્યારે વાડકીમાં સોનું પડે ત્યારે તે સોનાવાળી બાજુ તરફ નમે છે.

## સંસારીમાટે માનસિક ત્યાગ ઠીક છે

સંસારીઓને માટે તો મનનોજ ત્યાગ યોગ્ય છે. અનાસક્ત થઇને સંસારમાં રહો.

મહિમાચરણઃ—તેના ઉપર મન ચોંટયા પછી સંસાર રહે ખરો કે ?

શ્રીરામકૃષ્ણઃ—એટલે ! સંસાર ન રહે તો જાય કયાં ? હું તો એમ સમજું છું કે હું અહિં રહું છું, પણ રામચંદ્રજીની અયોધ્યામાંજ છું. આખું જગતજ રામચંદ્રજીની અયોધ્યા નગરીજ છે.

રામચંદ્રજીએ ગુરુ પાસેથી જ્ઞાન લીધા પછી કહ્યું કે, હું તો સંસારનો ત્યાગ કરીશ. ત્યારે તેમને ઉપદેશ આપવા માટે દશરથ રાજાએ વસિષ્ઠ ઋષિને તેમની પાસે મોકલ્યા. વસિષ્ઠે જોયું કે રામને તીવ્ર વૈરાગ્ય પ્રાપ્ત થયો હતો. તેમણે રામચંદ્રને કહ્યું 'રામ ! પ્રથમ મારી સાથે ચર્ચા કરો, પછી સંસારનો ત્યાગ કરવો હોય તો કરજો. વારૂ. મને કહો જોઇએ, સંસારની બહાર ઇશ્વર છે ? તેમ જો હોય તો તમે ભલે સંસારને છોડી દો.' ત્યારપછી રામચન્દ્રે જોયું કે જીવ, જગત્ સર્વ ઇશ્વરનાંજ સ્વરૂપ છે. તેનીજ વિભૂતિવડે આખું જગત્ સત્યરૂપ દેખાય છે, એવો વિચાર આવતાંજ તે ચૂપ રહ્યા.

સંસારમાં કામ ક્રોધ એ બધાંની સાથે યુદ્ધ કરવાનું છે. નાના પ્રકારની વાસ-

નાઓ સાથે લડવાનું છે.આસક્તિઓની સાથે લડવાનું છે. તે જો કિલ્લામાં રહીને લડીએ તો સહેલું પડે, ઘરરૂપી કિલ્લામાં રહીને લડવું ઠીક પડશે. ખાવાનું જ્યારે જોઇએ ત્યારે મળે. ધર્મપત્ની હોય તો અનેક રીતે મદદગાર થઈ પડે. કળિયુગમાં આપણાં શરીર અન્નથી ઘડાયેલાં છે. સંસાર ત્યાગ કર્યા પછી પણ અન્નને માટે દસ ઘેર ફેરા ખાવા પડે છે, માટે ઘરરૂપી કિલ્લામાં રહીનેજ યુદ્ધ કરો.

વળી સંસારમાં રહેવું તે વંટોળીયામાં સૂકાં પાંદડાંની પેઠે રહેવું, વંટોળીઓ પાંદડાંને જે તરફ લઇ જાય છે તે તરફ તે જાય છે. કોઇના ઘરમાં ઘસડી જાય તો ત્યાં જાય અને બહાર લઈ જાય તો ત્યાં જાય. પવન જે દિશાએ ઘસડે તે દિશાએ ઘસડાય. કોઇ વાર સારે ઠેકાણે પણ જાય અને કોઇ વાર ખરાબ ઠેકાણે પણ જાય. તમને પણ તેણે સંસારમાં ફેંકયા છે, માટે જયાં છો ત્યાં ઠીક છે. વળી તમને અહીંથી ઉપાડીને બીજે કોઈ સારે ઠેકાણે ફેંકે તો ત્યાં પણ રહેવું.

## સંસાર અને આત્મસમર્પણ; રામજીની ઇચ્છા

સંસારમાં તેમણે મૂકયા તો ખરા, હવે આપણે શું કરવું? સર્વસ્વ તેને સોંપી દેવું-પૂરેપૂરૂં આત્મસમર્પણ કરવું. તેમ કરશો એટલે પછી તમને કશી અડચણ નડશે નહિ. પછી તમને એવો અનુભવ થશે કે તેજ બધું કરે છે. કર્તા હર્તા તેજ છે. બધું એ 'રામજીની ઇચ્છા.'

એક ભક્તઃ—'રામજીની ઇચ્છા' એ વાત શી છે?

શ્રીરામકૃષ્ણઃ—કોઇ એક ગામમાં એક વણકર હતો. તે ઘણો ધાર્મિક હતો. સર્વલોકો તેના ઉપર વિશ્વાસ રાખતા અને તેનેજ ઘેરથી કાપડ ખરીદતા, ઘરાક જ્યારે કાપડની કિંમત પૂછે ત્યારે પેલો વણકર કહેતો કે, "રામજીની ઇચ્છા, સુતર એક રૂપીઆનું. રામજીની ઇચ્છા, મહેનતના ચાર આના, રામજીની ઇચ્છા, નફાના બે આના. કાપડની કિંમત, રામજીની ઇચ્છા, એક રૂપીઓ છ આના. લોકોને તેના ઉપર એટલો બધો ભરોંસો હતો કે તુરતજ તેઓ તેટલી કિંમતે તે કાપડ ખરીદી લે. તે વણકર મોટો ભક્ત હતો. રાત્રે વાળુ કર્યાથી પૂજાના ઓરડામાં બેસીને ઘણી વારસુધી તે ભગવાનનું ધ્યાન તથા ભજન-પ્રાર્થના વગેરે કરતો. એક દિવસ ઘણી રાત ગઇ છતાં તેને ઉંઘ ન આવી તેથી તે બેઠો થયો અને હુક્કો પીવા લાગ્યો. એવામાં તેના ઘર આગળ થઇને એક લુંટારાની ટોળી પુષ્કળ લુંટ લઇને જતી હતી. તેમને પોટલું ઉંચકનારની જરૂર હોવાથી તેમણે બિચારા એ વણકરને પકડયો અને કહ્યું કે, ચાલ અમારી સાથે. એક જણે હાથ પકડીને એને ખેંચ્યો અને બીજાએ પાછળથી ધક્કો મારીને બહાર કહાડયો. ત્યાર પછી એ લૂંટારાઓએ એક વાણીઆનું ઘર લૂંટયું અને એઓએ લૂંટેલા માલનું પોટલું પેલા વણકરને માથે મૂકયું. એટલામાં પોલિ-

સના સિપાઈ આવી પહોંચ્યા અને લૂંટારા નાસી ગયા. બિચારો એ વણકર માથે ઉપાડેલા પોટલા સાથે પકડાઇ ગયો. રાત્રે તેને પહેરામાં રાખ્યો. બીજે દિવસે માજીસ્ટ્રેટ આગળ કેસ ચાલ્યો. ગામના લોકોને આ વાતની ખબર થતાં આખી કચેરી માણસોથી ભરાઈ ગઈ. તેઓ માજીસ્ટ્રેટને કહેવા લાગ્યા:–'સાહેબ, આ માણસ કદિ લૂંટફાટ કરે એવો નથી.' ત્યારે સાહેબે વણકરને પૂછ્યું; 'બોલ, ખરી હકીકત કહે.'

વણકરે કહ્યું:—સાહેબ, રામજીની ઇચ્છા, હું રાત્રે જમ્યો, પછી રામજીની ઇચ્છા. હું પૂજાની ઓરડીમાં ગયો અને રામજીની ઈચ્છા, મેં ભજન કર્યું. રામજીની ઈચ્છા, રાત ઘણી ગઇ હતી. રામજીની ઇચ્છા, હું ભગવાનનું ભજન તથા ધ્યાન કરતો હતો. એવામાં રામજીની ઇચ્છા, લૂંટારાની એક ટોળી મારા ઘર પાસે આવી. રામજીની ઇચ્છા, મને તેઓ પકડીને ખેંચી ગયા. રામજીની ઇચ્છા, તેમણે એક વાણીઆનું ઘર લૂંટયું. રામજીની ઇચ્છા, મારા માથા પર તેમણે પોટલું મૂક્યું. એવામાં રામજીની ઇચ્છા, પોલિસના સિપાઈ આવી લાગ્યા, રામજીની ઈચ્છા, ચોર નાસી ગયા અને હું પકડાઇ ગયો. રામજીની ઈચ્છા, મને આખી રાત પહેરામાં રાખ્યો. રામજીની ઇચ્છા. મને હમણાં આપની પાસે ઉભો રાખ્યો છે.

આ માણસ ઘણો પ્રમાણિક છે, એમ ધારીને સાહેબે તેને છોડી દીધો. રસ્તામાં તેને તેનાં સગાં વહાલાં મળ્યાં; તેમને વણકરે કહ્યું: 'રામજીની ઇચ્છા, મને છોડી દીધો.'

સંસારમાં રહો અથવા સંન્યાસી થાઓ; એ સર્વ રામજીની ઇચ્છા પ્રમાણે કરો. તમામ ભાર તેના ઉપરજ રાખીને સંસારનાં કામ કર્યા કરો.

એક કારકુન હતો. કોઇ કારણસર તેને કેદમાં જવું પડયું. કેદની મુદત પૂરી થતાં તેને છોડી મૂક્યો. જ્યારે તે જેલમાંથી બહાર આવ્યો, ત્યારે તે થેઇ થેઇ કરી નાચવાનો કે પાછો કારકુની કરવાનો?

માટે સંસાર મૂકીને જવાના છો ક્યાં? કાંઇક કામ તો કરવુંજ પડશે.

લોકો જ્યારે જીવન્મુક્ત થાય છે, ત્યારે તેઓ અનાયાસે સંસારમાં ફાવે ત્યાં ફરતા ફરે છે. જેને સત્ય જ્ઞાન થયું છે તેને બધુંએ સરખું છે; તેને સંસાર અને સંન્યાસ બધુંએ સરખું છે. સંસારમાં રહે તોએ શું અને સંન્યાસી થાય તોએ શું? જ્યાં ભગવાન્ મૂકે ત્યાં તેના ઉપર નિર્ભય રહીને પડયા રહે છે.

જ્યારે મેં કેશવને પહેલીજ વાર અહીં જોયો ત્યારે મેં કહ્યું હતું, 'એમની પૂછડી ખરી પડી છે.' આ સાંભળીને આખી મિજલસ હસી પડી, પણ કેશવે કહ્યું કે; 'તમે હસો નહિ, એના બોલવામાં કાંઇક મર્મ હશે. હું હમણાં તે પૂછું છું.' મેં કહ્યું; 'જ્યાંસુધી દેડકાના * બચ્ચાંની પૂછડી ખરી નથી જતી ત્યાંસુધી તે પાળ-

* દેડકું અવતરે ત્યારે તેને પૂછડી હોય છે. તે વખતે તેની આકૃતિ ધિલોડી જેવી લાંબી હોય છે. કેટલેક દિવસે પૂછડી નાની થઈ અદશ્ય થાય છે.

માંજ રહે છે, ત્યાંસુધી તે ખાળમાંથી કૂદીને બહાર આવી, શકતું નથી; પરન્તુ જ્યારે પૂછડી ખરી પડે છે ત્યારે તે કુદકો મારીને જમીન પર આવે છે. પછી તે પાણીમાં રહેવું હોય તો પાણીમાં રહે અને બહાર આવવું હોય તો બહાર આવે. તેમ જ્યાં સુધી માણસની અવિદ્યારૂપી પૂછડી ખરી જતી નથી ત્યાંસુધી તે સંસારરૂપી પાણી-માંજ ઘેરાઇ રહે છે. જ્યારે અવિદ્યારૂપી પૂછડી ખરી પડે ત્યારે તે મુક્ત થઇને ફાવે ત્યાં ફરી શકે છે. પછી તેને સંસારમાં રહેવું હોય તો ત્યાં પણ તે રહી શકે.'

## પરમહંસદેવની મહત્તા

મહિમાચરણ વગેરે ભક્તો પરમહંસજીની હરિકથામૃતનું પાન કરતા હતા. તેમની કથા તે જાણે વિવિધ રંગના હીરા માણેક! જેનાથી જેટલા લેવાય તેટલા તે લે છે! બસ, ખોળો ભરાઇ ગયો છે, અને એટલો બધો બોજો તેમનાથી ઉચકાતો નથી! શક્તિ થોડી, બોજો ઘણો એટલે તેમનાથી તે ધારણ કરી શકાતો નથી. સૃષ્ટિના આરંભથી લઈ અત્યારસુધીમાં મનુષ્યના હૃદયમાં જે જે કૂટ પ્રશ્નો ઉત્પન્ન થયા છે તે સર્વનું નિરાકરણ પરમહંસજીની કથાવડે થઇ જાય છે. પંડિત પદ્મલોચન, નારાયણ શાસ્ત્રી, ગૌરી પંડિત, દયાનંદ સરસ્વતી વગેરે શાસ્ત્રજ્ઞ પંડિતો તેમને જોઇને ચકિત થઇ ગયા હતા. પરમહંસ રામકૃષ્ણજીને જોઇને તથા તેમની સમાધિ-અવસ્થા જોઇને દયાનંદજીએ કહ્યું હતું કે, **'અમે વેદ વેદાંત ભણી ભણીને જિંદગી પસાર કરી નાખી, પણ તેનું ફળ તો આ મહાપુરુષનેજ પ્રાપ્ત થયું છે.'** આ વાત ઉપરથી સાબિત થાય છે કે પંડિતો શાસ્ત્ર વલોવી વલોવીને ફક્ત છાસજ પીએ છે! અને માખણ તો આવા મહાપુરુષોજ ચાખે છે! વળી અંગ્રેજી કેળવણી પામેલા કેશવચંદ્રસેન વગેરે નવા જમાનાના વિદ્વાનો પરમહંસજીને જોઇને છક થઇ જાય છે! તેઓને એજ મોટી અજાયબી લાગે છે કે આ તદ્દન અભણ માણસ તે આવાં મહાન્ સત્યો શી રીતે બોલી શકે છે! બરાબર, ઇસુ ખ્રિસ્તની માફકજ! +તેઓ ગામડીઆ ભાષામાં અને સાધારણ દૃષ્ટાંતોમાં એવું સત્ય સમજાવે છે કે અભણ સ્ત્રીપુરુષોને પણ તેની અનાયાસે સમજ પડે છે! ઇસુ 'પિતા! પિતા!' કહીને ઘેલાની માફક પોકાર કરતો; આ માણસ 'મા! મા!' કહીને ઘેલાની માફક, નાના બાળક માફક પોકાર કરે છે! એનામાં કેવળ જ્ઞાનનોજ અક્ષય ભંડાર છે એમ પણ નથી; પરન્તુ ઇશ્વરપ્રેમ પણ ઘડે ઘડે તે વહેંચે છે. અને તે ખૂટતોજ નથી, ઇસુના જેવો તે પૂર્ણ ત્યાગી છે. તેની શ્રદ્ધા ઇસુના જેવીજ જ્વલંત છે. તેની કથામાં ઇસુની કથાના જેવીજ પ્રતિભા છે. સંસારી માણસના વાક્યમાં આવી શક્તિ નજ હોય; કેમકે

+ ઇસુ વિદ્વાન ન હતો, તોપણ તેના મુખમાંથી નીકળતાં વાક્યો મહાન્ સત્યોથી ભરેલાં હતાં.

તેઓ ત્યાગી નથી; તેમનામાં એના જેવી જ્વલંત શ્રદ્ધા નથી, વળી કેશવસેન તથા એમના જેવા વિદ્વાનોને બીજો સવાલ એ થતો કે આ નિરક્ષર માણસ આવો ઉદાર શી રીતે? કોઇ પણ ધર્મ ઉપર અથવા કોઇ પણ સમાજમંડળ ઉપર એને દ્વેષજ નહિ! તે દરેક ધર્મના લોકો ઉપર પ્રેમ રાખે છે, કોઈની સાથે એને મત-ભેદ નથી.

પરમહંસજી સાથે એક બે સંસારી ભકતોની વાત ચાલતી હતી. કેશવસેનની વાત થયા પછી તેમણે મહર્ષિ દેવેન્દ્રનાથ ઠાકુર* (ટાગોર)ની વાત કહાડી.

## કેટલાક નિર્લિપ્ત સંસારીઓની હકીકત

શ્રીરામકૃષ્ણ:—(મહિમાચરણને) હું એકવાર મથુરબાબુની સાથે દેવેન્દ્રનાથને મળવા ગયો હતો. મેં મથુરબાબુને કહ્યું; 'મેં સાંભળ્યું છે કે દેવેન્દ્ર મહા ધ્યાની પુરુષ છે. તેમનાં દર્શનની મને બહુ ઇચ્છા છે.' મથુરબાબુએ કહ્યું કે; 'ઠીક, બાબા, હું તમને ત્યાં લઇ જઇશ. હું અને દેવેન્દ્ર હિંદુ કૉલેજમાં એકજ કલાસમાં ભણુતા હતા, એટલે મારે તેમની સાથે સારો સંબંધ છે.' કેટલાક દિવસ પછી હું મથુર-બાબુની સાથે દેવેન્દ્રને ઘેર ગયો. મથુરબાબુને જોઇને દેવેન્દ્રે કહ્યું; 'તમે તો બહુ બદલાઇ ગયા! મોટી ફુંડ નીકળી ગઇ છે!' પછી મથુરબાબુએ મારૂં ઓળખાણ કરાવ્યું અને કહ્યું કે, 'આ તમને મળવા આવ્યો છે, એ ઇશ્વરભકિતમાં એકદમ ચકચૂર છે.' મેં શરીરનાં લક્ષણ જોવાને માટે દેવેન્દ્રને કહ્યું; 'તમારૂં પહેરણ જરા ઉચું કરશો? મારે તમારૂં શરીર જોવું છે.' દેવેન્દ્રે શરીર ઉઘાડું કર્યું. મેં જોયું તો ગૌરવર્ણ અને શરીર પર સિંદુરના રંગના લાલ ડાઘ! તે વખતે દેવેન્દ્રના વાળ સફેદ થયા ન હતા,

દેવેન્દ્રની સાથે વાત કરતાં કરતાં મારી એક ચોક્કસ પ્રકારની અવસ્થા થઇ ગઇ. એ અવસ્થામાં મને અમુક માણસ કેવો છે એ માલમ પડી જાય છે, હું મનમાં ને મનમાં હીહીહીહી કરીને હસી પડયો. આવી અવસ્થામાં મને તમારા પંડિત બંડિત ઘાસના તણખલા જેવા જણાય છે! જ્યારે હું એમ જોઉં છું કે અમુક પંડિતમાં વિવેક–વૈરાગ્ય નથી, ત્યારે તે મને તરણા જેવો લાગે છે! ત્યારે મને એમ લાગે છે કે ગીધ ગમે એટલો ઉચો ઉડે, પણ નજર તો જાનવરના મુડદાં પડયાં હોય તે ઠેકાણે જ રાખવાનો!

મેં જોયું કે દેવેન્દ્ર પાસે યોગ અને ભોગ બેઉ છે. પુષ્કળ નાનાં નાનાં છોકરાં છે. તેમની તબીયત જોવા ડૉકટર રોજ ઘેર આવે છે, તોપણ એને મનથી કાંઇ

* એ રવીન્દ્રનાથ ટાગોરના પિતા થાય. તેઓ અત્યંત ઇશ્વરપરાયણ અને મહાન ભક્ત હતા.

નથી. આવો મહાજ્ઞાની છે છતાં સંસારમાં પણ રહ્યો છે. મેં તેને કહ્યું; " તમે તો કળિયુગના જનક છો. જનક આમ નજર રાખતો, તેમ નજર રાખતો, પણ દૂધની વાડકી પીતો. " તેમ તમે પણ સંસારમાં રહ્યા છો અને સાંભળવા પ્રમાણે ચિંતવન ઈશ્વરનુંજ કરો છો, હું તમારાં દર્શન કરવા આવ્યો છું. મને કાંઇક ઈશ્વર સંબંધી વાત કહો.

પછી દેવેન્દ્રે મને વેદમાંથી કાંઇક સંભળાવ્યું. તેમણે કહ્યું; ' જગત્ એક ઝુમ્મર બરોબર છે, અને નાના પ્રકારના જીવ તેમાંના દીવા બરોબર છે. ' હું જ્યારે પંચવટીમાં ધ્યાન કરતો ત્યારે બરોબર મને આવોજ આભાસ થતો: મારો અનુભવ દેવેન્દ્રની વાત સાથે મળતો આવ્યો તેથી મને નિશ્ચય થયો કે ખરેખર એ મહાપુરુષ છે.

લાંબો વખત વાતચીત થયા પછી દેવેન્દ્ર ખૂબ પ્રસન્ન થયા અને બોલ્યા:–'અમારી બ્રહ્મસમાજના ઉત્સવમાં આવજો. ' મેં કહ્યું; 'ઈશ્વરની ઇચ્છા. મારી હાલત તો તમે જુઓ છો ! તે કેવી હાલતમાં રાખશે તે તેજ જાણે. ' દેવેન્દ્રે કહ્યું; ' ના, આવવું તો પડશેજ; પણ ધોતીઉં પહેરીને અને ખેસ નાખીને આવજો. તમને આવા ઢંગધડા વગરના પોશાકમાં આવેલા જોઇને કોઇ કાંઈ કહે તો મને ઘણો ખેદ થાય ! મેં કહ્યું: ' તે નહિ બને. * **મારાથી બાબુ નહિ થવાય.** ' એ સાંભળી દેવેન્દ્ર તથા મથુરબાબુ હસવા લાગ્યા.

આ બનાવ બન્યા પછી થોડા દિવસે મથુરબાબુ ઉપર દેવેન્દ્રે એક ચિઠ્ઠી મોકલી તેમાં તેણે ઉત્સવમાં આવવાની મને ના લખી હતી. તેણે લખ્યું હતું કે ખેસ બેસ નાખ્યા વગર આવે તો અસભ્ય કહેવાય. (હસાહસ)

શ્રીરામકૃષ્ણ:—( **મહિમાચરણને** ) વળી એક બીજાની વાત કહું. તે આપણો કૅપ્ટન. તે સંસારી તો છે, પણ બડો ભક્ત છે. તમે તેની સાથે કોઇ વાર વાત કરી જોજો.

કૅપ્ટનને વેદ વેદાંત, શ્રીમદ્ ભાગવત, ગીતા, અધ્યાત્મ રામાયણ બધું મોડે છે ! તમે વાત કરો ત્યારે જોજો.

તે ખૂબ ભક્તિ કરે છે. એક વાર હું વરાહનગરને રસ્તે થઇને જતો હતો ત્યારે તેણે મારા માથા પર છત્રી ધરી હતી.

તે મને પોતાને ઘેર તેડી જાય ત્યારે પણ કેટલો ભાવ રાખે ! પવન નાખે, પગ દાબે, નાના પ્રકારનાં શાક બનાવીને જમાડે. હું એક દિવસ એને ઘેર સંડાસમાંજ બેશુદ્ધ થઇ ગયો. જો કે તે ઘણો કર્મકાંડી અને પવિત્રતા પાળનારો છે, તોપણ સંડાસમાં આવી મારા પગ પહોળા કરી તે ત્યાં બેઠો. આટલો પવિત્રતા પાળનારો પણ મને અડકતાં અચકાયો નહિ.

---

* સારો પોશાક પહેરનાર ગૃહસ્થ.

એનો ખરચ પણ ઘણો છે. કાશીમાં એના ભાઇ રહે છે તેમનું પણ એ પૂરૂં કરે છે. એની સ્ત્રી પહેલાં તો બહુ કંજુસ અને સાંકડા મનની હતી; હમણાં તો એનો ખર્ચ એટલો બધો વધી ગયો છે કે હવે એનાથી છૂટો હાથ રાખી શકાતો નથી.

કૅપ્ટનની સ્ત્રી મને એકવાર કહેવા લાગી કે, હવે મને સંસાર ગમતો નથી. કોઇ કોઇવાર કહે છે કે, બસ, હવે હું સંસાર છોડી દઇશ. છોડી દઉં, છોડી દઉં, એવું તો કહ્યાજ કરે છે.

એના બાપદાદા પણ ભક્ત હતા. એનો બાપ લશ્કરમાં નોકરી હતો. કહેવાય છે કે તે એક હાથમાં તલવાર અને બીજા હાથમાં માળા રાખતો.

તે ઘણો આચાર પાળનારો છે. હું કેશવને ઘેર જતો તેથી તે એક મહિના સુધી મારી પાસે આવ્યોજ નહિ. તે કહે છે કે ' કેશવ તો ભ્રષ્ટાચારી છે. સાહેબ લોક સાથે બેસીને ખાય છે. પર ન્યાતમાં એણે પોતાની છોકરી પરણાવી છે. તે તો વટલી ગયો છે.' મેં કહ્યું:-'મારે એ બધાંની શી પંચાત ? કેશવ ઇશ્વરનું ભજન કરે છે માટે હું તેને મળવા જાઉં છું. તેની પાસે જઇને ભગવાનની કથા સાંભળું છું. હું તો ફળ ખાઉં છું, તેની ઉપર કાંટા હોય યા નહિ તેની મારે શી દરકાર ? કેશવ ઈશ્વરનો પ્રેમી ભક્ત છે, એટલે બસ.' તો પણ કૅપ્ટને મારો પીછો છોડયો નહિ. તે તો એવોજ દુરાગ્રહ લઇ બેઠો કે તમે એને ઘેર જાઓજ શાના ? આખરે મને રીસ ચડી અને મેં તેને તડને ફડ સંભળાવી દીધું કે: 'હું કાંઇ કેશવની પાસે પૈસાની લાલચે જતો નથી. હું તો હરિનામ સાંભળવા જાઉ છું. તું ૧લાટ સાહેબને (વાઇસરૉયને) બંગલે શામાટે જાય છે તે કહેને ? તે મ્લેચ્છ છે, તેની પાસે તું કેમ બેસે છે ? ' એવું સંભળાવ્યું ત્યારે તે ચૂપ થઈ ગયો.

તોપણ તે સારો ભક્ત છે. પૂજા કરે ત્યારે કપૂરવડે આરતિ કરે છે. પૂજા વખતે આસન વાળીને સ્તવન કરે છે; તે વખતે તેનું સ્વરૂપજ બદલાઇ જાય છે, તે તન્મય થઇ જાય છે.

## વેદાંતવિચાર

શ્રીરામકૃષ્ણ:-(મહિમાચરણને) વેદાંતમત પ્રમાણે સંસાર માયામય એટલે સ્વપ્નવત્–મિથ્યા છે. જે પરમાત્મા છે તે સાક્ષીરૂપે–જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિ–ત્રણે અવસ્થાઓમાં રહે છે.

સ્વપ્ન જેટલે અંશે સત્ય છે તેટલેજ અંશે જાગ્રત પણ સત્ય છે. એક દૃષ્ટાંત

૧ કૅપ્ટન—વિશ્વનાથ ઉપાધ્યાય. તે નેપાળનો રહીશ હતો, અને ત્યાંના રાજાના વકીલ–એલચી તરીકે કલકત્તામાં રહેતો હતો. રાજદરબારી કામને પ્રસંગે તેને વાઈસરૉય પાસે જવું પડતું.

કહું છું; સાંભળો.

કોઇ એક ગામડામાં એક ખેડુત હતો. તે ઘણોજ જ્ઞાની હતો. તે ખેતી કરતો અને ખેતરમાંજ રહેતો. તેને સ્ત્રી હતી. ઘણે વર્ષે તેમને એક છોકરો થયો. તેનું નામ × હારૂ પાડયું. બેઉ જણાનું તેના ઉપર ઘણું વહાલ હતું, કેમકે તે એકનો એક છોકરો હતો. તે ખેડુત ઘણો ધાર્મિક અને ગામના સર્વ લોકોને ચહાતો હતો. એક દિવસ તે પોતાના ખેતરમાં કામે ગયો હતો; એવામાં કોઇએ આવીને કહ્યું કે, 'હારૂને કોલેરા થયો છે' તેથી તે એકદમ ઘેર આવ્યો અને ઘણા ઉપાય કર્યા પણ છોકરો બચ્યો નહિ, ઘરનાં બધાંએ રડારોળ કરી મૂકી, પણ ખેડુતને મન કાંઇ નહિ. તે તો ઉલટો બીજાંઓને સમજાવવા લાગ્યો કે શોક કર્યે આપણું શું વળનાર છે? એમ કહીને તે ખેતરમાં ચાલ્યો ગયો અને પોતાને કામે વળગ્યો. રાત્રે તે ઘેર આવ્યો ત્યારે તેની સ્ત્રી તો રડતીજ હતી. તે પોતાના ધણીને કહેવા લાગી:–'તમે કઠણ હૈયાના છો! કાજગરો છોકરો મરી ગયો તોપણ તમને રડવું નથી આવતું!' ખેડુતે ઠંડે પેટે જવાબ આપ્યો: 'હું શામાટે રડતો નથી તે તને કહું? મને ગઈ રાત્રે એક સ્વપ્ન આવ્યું હતું. સ્વપ્નમાં મેં જોયું કે હું રાજા બન્યો, આઠ છોકરાનો બાપ થયો અને ખૂબ સુખી થયો. એવામાં હું જાગી ઉઠયો. હવે મને વિચાર થાય છે કે મારે પેલા આઠ છોકરાઓનો શોક કરવો કે આ હારૂનો શોક કરવો?'

ખેડુત જ્ઞાની હતો, તે સમજતો હતો કે જેમ સ્વપ્ન મિથ્યા હતું તેમ આ જાગ્રત્ પણ મિથ્યાજ છે. નિત્ય વસ્તુ તો આત્માજ છે.

હું તો બધુંએ સામટું લઉં છું. તુરીય અવસ્થા તેમજ જાગ્રત્, સ્વપ્ન અને સુષુપ્તિ બધીએ અવસ્થાનો સામટો હિસાબ કરૂં છું. હું બ્રહ્મ, માયા, જીવ, જગત્ એ બધાંને લઉં છું. તેમ ન કરૂં તો વજન ઓછું થઇ જાય.

એક ભક્ત:–શાથી ઓછું વજન થાય?

શ્રીરામકૃષ્ણ:–બ્રહ્મ, જીવજગતથી વિશિષ્ટ છે. શરૂઆતમાં વિચાર કરતાં નેતિ નેતિ એવો અભ્યાસ કરીને જીવ અને જગતનો ત્યાગ કરવો પડે છે. જ્યાંસુધી અહં-ભાવ છે ત્યાંસુધીજ એ સર્વ છે, એવો વિચાર કરવો પડે છે; પણ ખરૂં જોતાં તો તેનાંજ (બ્રહ્મનાં) ચોવિશ તત્ત્વો થએલાં છે.

બીલાંનો સાર તો જાણે તેનો ગર્ભજ, તે વખતે તેનાં છોડાં અને બીયાંને ગણત્રીમાં લેવાય નહિ; પણ જ્યારે કોઇ પૂછે કે બીલાનું વજન કેટલું છે, ત્યારે એકલા ગર્ભનું વજન કહીએ તો ચાલે નહિ. વજન કરતી વખતે તો છોડાં, બીયાં

× હા—હારાધન–ખોવાયલું ધન. આપણા દેશમાં જેને છોકરાં ન હોય તેમને એકાદ છોકરો થાય તો અમથો, જુઠો એવાં નામ પાડે છે તેમ બંગાળામાં હારાધન નામ પાડે છે.

અને ગર્ભ બધુંએ સામટું લેવું જોઇએ. જે પદાર્થનો ગર્ભ બનેલો છે તેનાંજ છોડાં અને તેનાંજ બીયાં છે. જે નિત્ય છે તેનીજ બધી લીલા છે.

માટેજ હું નિત્ય અને લીલા, બધુંએ લઉં છું. માયા કહીને હું જગતને–સંસારને ઉડાવી દેતો નથી. તેમ કરૂં તો વજનમાં ઘટ પડે.

## માયાવાદ અને વિશિષ્ટાદ્વૈતવાદ; જ્ઞાનયોગ અને ભક્તિયોગ

મહિમાચરણ:–એ મેળ તો બરાબર છે. નિત્યવડે લીલા અને લીલાવડે નિત્ય.

શ્રીરામકૃષ્ણ:–બધું સ્વપ્નવત્ છે એવો જ્ઞાનમાર્ગીઓ વિચાર કરે છે. ભક્ત લોકો બધી અવસ્થાઓના અનુભવને સત્ય માને છે. જ્ઞાની છુડુક છુડુક દૂધ દે છે! (હસાહસ) કેટલીક ગાયો એવી હોય છે કે જરા અહિં ખાય, જરા પણે ખાય, એવી ગાયો છુડુક છુડુક દૂધ દે છે; પણ જે ગાયો ધરાઇને બધુંજ ખાઇ જાય તેના દૂધની સેડ સડડડ! સડડડ! પડે છે. +ઉત્તમ ભક્ત છે તે નિત્ય અને લીલા બેઉને માને છે; તેઓ મનને જરા નીચે ઉતારીને તેની (બ્રહ્મની) સાથે આનંદભોગ કરે છે. એવા ઉત્તમ ભક્તનું દૂધ સડડડ, સડડડ પડે છે! (હસાહસ)

મહિમાચરણ:–તોપણ એ દૂધમાં જરા વાસ તો આવે છે. (હસાહસ)

શ્રીરામકૃષ્ણ:–તેમાં શું થયું? પણ તેને આપણે ઉકાળીએ છીએ ને? ચૂલા ઉપર મૂકીને ખૂબ ઉકાળીએ છીએ. જ્ઞાનરૂપી અગ્નિ ઉપર દૂધને ચડાવી દઇએ એટલે વાસ બાસ બધું જતું રહે. (હસાહસ)

## ૐકાર અને નિત્યલીલાયોગ

શ્રીરામકૃષ્ણ:–(મહિમાચરણને) ૐકારનો અર્થ તમે માત્ર અકાર, ઉકાર અને મકાર એટલોજ કરો છો?

મહિમાચરણ:–હાજી, અકાર, ઉકાર અને મકાર–એટલે સૃષ્ટિ, સ્થિતિ અને પ્રલય.

શ્રીરામકૃષ્ણ:–હું ૐકારને ઘંટના શબ્દની ઉપમા આપું છું. ઘંટ વાગે છે ત્યારે ટમ્મમ્મ્ એવો અવાજ થાય છે. લીલા આખરે નિત્યમાં લય પામે છે. સ્થૂળ, સૂક્ષ્મ અને કારણ આખરે મહાકારણમાં લય થાય છે. જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિ, અંતે તુરીયાવસ્થામાં લય થાય છે. ઘંટ વાગે છે અથવા સમુદ્રમાં એક ભારે ચીજ ધબ લઇને પડે છે એટલે અવાજનાં અને જળનાં મોજાં ઉત્પન્ન થાય છે. નિત્યમાંથી લીલા ઉત્પન્ન થાય છે. મહાકારણમાંથી સ્થૂલ, સૂક્ષ્મ અને કારણશરીર પ્રકટ થાય છે.

---

+ ઉત્તમ ભક્ત–यो मां पश्यति सर्वत्र सर्वञ्च मयि पश्यति ।
तस्याहं न प्रणश्यामि स च मे न प्रणश्यति ॥

તેજ પ્રમાણે તુરીય અવસ્થામાંથી જાગ્રત્, સ્વપ્ન અને સુષુપ્તિ એ ત્રણ અવસ્થાઓ-ની ઉત્પત્તિ થાય છે. મહાસાગરના તરંગ મહાસાગરમાંજ સમાઇ જાય છે. નિત્યમાંથી લીલા અને લીલા થયા પછી પાછું નિત્ય. એટલાજ માટે હું ઘંટના ટમ્મ્મ્મ્ અવાજની ઉપમા આપું છું. મને બરાબર એવોજ સાક્ષાત્કાર થયો છે. મને જોવા દેવામાં આવ્યું છે કે એ ચિત્સમુદ્ર અનંત છે. તેમાંથી સર્વ લીલા ઉત્પન્ન થાય છે, અને તેમાંજ લય પામે છે. ચિદાકાશમાંથી કોટિ બ્રહ્માંડની ઉત્પત્તિ થાય છે, અને અંતે તેમાંજ લય પામે છે. આ બધું તમારા પુસ્તકમાં છે કે નહિ તેની મને ખબર નથી. મારો અનુભવ આવો છે.

મહિમાચરણ:–જેમને પ્રત્યક્ષ દર્શન થયું છે તેમણે શાસ્ત્રો રચ્યાં નથી. તેઓ તો પોતાનાજ ભાવમાં મસ્ત હતા. તેઓ કેવી રીતે લખી શકે ? લખવા જઇએ તો હિસાબી બુદ્ધિની જરૂર પડે છે, પણ તેવાઓની પાસેથી કાંઇક સાંભળી–શીખીને બીજાઓ લખી ગયા છે.

## સંસારાસક્તિ અને બ્રહ્માનંદ

શ્રીરામકૃષ્ણ:–સંસારી લોકો બોલે છે કે કામિની–કાંચન ઉપરની અમારી આ-સક્તિ કેમ ઓછી થતી નથી ? પરન્તુ જ્યારે તે મળે ત્યારેજ એ આસક્તિ જાય. જો કોઇ માણસ એકાદ વાર બ્રહ્માનંદનો સ્વાદ ચાખે તો પછી કદિ પણ ઇન્દ્રિયોના ઉપભોગમાટે અથવા ધન, માન, દરજ્જો વગેરે માટે તેનું મન આસક્ત થશે નહિ.

પતંગીયું એકવાર દીવાનું અજવાળું જોવા પામે તો પછી તેને અંધકારમાં જવું ગમેજ નહિ.

રાવણને કોઇએ કહ્યું કે તમે સીતાની પાસે અનેક પ્રકારના સ્વરૂપ ધારણ કરીને જાઓ છો, પણ એકવાર રામનું સ્વરૂપ ધારણ કરીને જાઓને ! રાવણે જવાબ આપ્યો; જો હું એકવાર રામનો વિચાર કરૂં તો બ્રહ્મપદ તુચ્છ લાગે, તો પછી પર-સ્ત્રીના સમાગમની તો વાતજ શી ? માટે હું રામનું રૂપ ધારણ કરતો નથી.

એટલા માટેજ સાધન—ભજનની જરૂર છે. જેમ જેમ તેના સ્વરૂપનું ધ્યાન કરતા જઇએ તેમ તેમ સંસારના સામાન્ય ઉપભોગની ઇચ્છા ઓછી થતી જાય છે. તેના પાદપદ્મની ભક્તિ જ્યારે પ્રાપ્ત થાય છે ત્યારે વિષયવાસના કમી થાય છે; દેહનાં સુખ તરફ ધ્યાન જતું નથી; પર સ્ત્રીને માતૃવત્ માનવાની વૃત્તિ થાય છે; પોતાની સ્ત્રી તરફ પણ પાશવવાસનાઓ પેદા થતી નથી, પણ તે ધર્મમાં સહાયરૂપ છે, એવું ભાન થાય છે, અને સંસાર તરફ તદ્દન અનાસક્ત થઈ જવાય છે. પછી જો સંસારમાં રહેવું થાય તો જીવન્મુક્ત થઇને ફર્યા કરે. ચૈતન્ય પ્રભુના ભક્તો સંસારમાં અનાસક્ત થઇને રહ્યા હતા.

## જ્ઞાની અને ભક્તનું રહસ્ય

શ્રીરામકૃષ્ણ:—( મહિમાચરણને ) જે ઉત્તમ ભકત છે તેને ગમે એટલું વેદાંત સમજાવો, જગતને સ્વપ્નવત્ કહો, પણ તેની ભકિત જરા પણ ઓછી નહિ થાય. ફરી ફરીને તે એજ ઠેકાણે આવવાનો, મુસળ એકલું જંગલમાં પડી રહ્યું હતું પણ તેનાવડે યાદવોના વંશનો નાશ થયો.

જે શિવના અંશ સહિત જન્મે છે તે જ્ઞાનમાર્ગી થાય છે; તે બ્રહ્મ સત્ય અને જગત્ મિથ્યા એવા વિચારમાંજ હમેશાં મશગૂલ રહે છે. વિષ્ણુના અંશવાળા પ્રેમભક્તિ તરફ વળે છે; તેની પ્રેમભકિત કદિ જવાનીજ નહિ. કદાપિ જ્ઞાન વિચારથી થોડા સમય સુધી એ ભકિત કમી થયેલી દેખાય, તોપણ પાછી તે સડસડાટ ચાલી આવે છે; યાદવોનો નાશ કરનાર મુસળની પેઠે તે ચાલી આવે છે.

## બાબુની શ્રદ્ધા

સાંજ પડવા આવી હતી. પરમહંસજી આમતેમ ફરતા હતા. મણિ એકલો બેસીને કાંઈ વિચાર કરી રહ્યો હતો. પરમહંસજીએ તેની પાસે જઇને સ્નેહપૂર્વક બોલાવીને કહ્યું; "મારે માટે *માર્કિનનાં એકાદ બે પહેરણ શીવડાવી લાવજે. હું ગમે તેનાં આપેલાં કપડાં પહેરતો નથી. કૅપ્ટનને કહેવાનો મારો વિચાર હતો, પણ જા, તુંજ લેતો આવજે." મણિ ઉભો થયો અને બોલ્યો; " જેવી આજ્ઞા."

બહાર આખું જગત્ કૌમુદીમાં તરબોળ થઇ ગયું છે. ઓરડામાં પરમહંસ રામકૃષ્ણજી હરિપ્રેમાનંદમાં મસ્ત થઇને બેઠા છે. કલકત્તેથી ઇશાન બાબુ આવી પહોંચ્યા છે. ફરીથી હરિકથા શરૂ થઇ છે. ઇશાનની શ્રદ્ધા ઘણીજ ઉંડી છે. તે કહે છે કે, " જો એકવાર દુર્ગાનું નામ દઇને ઘેર જવા નીકળું તો ખુદ શૂલપાણિ મહાદેવ હાથમાં ત્રિશૂળ લઇને મારૂં રક્ષણ કરવા સાથે આવે. પછી મને ભય શાનો ? મહાદેવજી પોતેજ અંગરક્ષક. પછી ડર શાનો ?"

## શ્રદ્ધા અને ઈશ્વરપ્રાપ્તિ

શ્રીરામકૃષ્ણ:—( ઇશાનને ) ભાઈ, તારી શ્રદ્ધા તો ઘણીજ પ્રબળ છે. મારી પણ તારા જેટલી નથી. ( હસાહસ ) શ્રદ્ધાવડેજ તેને પામી શકાય છે.

ઇશાન:—જી, હા.

શ્રીરામકૃષ્ણ:—તેં જપ, આહ્નિક, ઉપવાસ, પુરશ્ચરણ સર્વ પ્રકારનાં કર્મ કર્યાં છે; તે સારૂં છે. જેઓને અંતઃકરણમાંથી ઈશ્વર ઉપર પ્રેમ હોય છે તેઓ સર્વ

* એક જાતનું કપડું.

કર્મ તેને અર્પણ કરીનેજ કરે છે.

ફળની કામના રાખ્યા સિવાય કર્મ કરી શકાય તો જરૂર કર્મ વડે ઇશ્વરની પ્રાપ્તિ થાય છે.

શાસ્ત્રોમાં અનેક પ્રકારનાં કર્મ કરવાનું લખ્યું છે. તે બધાં કર્મને વૈધી ભક્તિ કહે છે. તે ઉપરાંત એક બીજો પ્રકાર છે. તેને રાગ ભક્તિ કહે છે. એ ભક્તિ પ્રેમવડે —ઇશ્વર ઉપરના અંતઃકરણના ખરા ઉમળકાવડે ઉત્પન્ન થાય છે. જેમ પ્રલ્હાદને થઇ હતી તેમ. તેવી ભક્તિ ઉત્પન્ન થયા પછી વૈધી કર્મો કરવાની જરૂર નથી.





# खंड चौदमो

## બળરામને ત્યાં ભક્તમંડળની વચમાં





જે ફાગણ સુદ દશમ છે; ઇ. સ. ૧૮૮૪ ના માર્ચની અગીયારમી તારીખ અને બુધવારનો દિવસ છે.

સુમારે ૧૦ વાગે પરમહંસ રામકૃષ્ણ દક્ષિણેશ્વરથી શ્રીયુત્ બળરામ બસુને ઘેર આવીને શ્રીજગન્નાથનો પ્રસાદ આરોગ્યા હતા. સાથે લાટુ અને બીજા ભક્તો હતા.

ધન્ય છે બળરામ બોઝને ! તમારૂંજ ઘર આજે પરમહંસજીના કાર્યનું મુખ્ય કર્મક્ષેત્ર બન્યું છે ! આજે એમણે કેટલા નવા નવા ભક્તોને આકર્ષણ કરીને પોતાની સાથે પ્રેમબંધનથી બાંધી લીધા છે ! ભકતોની સાથે કેવા આનંદથી ગીત અને નૃત્ય કર્યું છે ! જેમ શ્રીવાસને ઘેર ગૌરાંગ પ્રભુએ પ્રેમની લહાણી કરી હતી તેમ પરમહંસજીએ બલરામને ઘેર કરી છે !

પરમહંસજી દક્ષિણેશ્વરના કાલિકાના મંદિરમાં બેઠા બેઠા આક્રંદ કરતા હતા. પોતાની આંતરિક અવસ્થા જોઇને અત્યંત વ્યાકુળ થતા હતા. રાત્રે નિદ્રા આવતી નહિ. માને કહેતા કે, ' મા ! એની ભક્તિ ઘણીજ છે. એને મારી પાસે ખેંચી લાવ. મા ! એને અહિં તેડી લાવ. જો એનાથી અવાય એમ ન હોય તો મને એની પાસે તેડી જા. હું તેને એકવાર મળી આવું !' તે ઉપરથી તે બળરામને ઘેર દોડી આવ્યા છે. લોકોને તો એટલુંજ કહેતા કે બળરામને ઘેર જગન્નાથજીની સેવા છે. તેના ઘરનું અન્ન ઘણું પવિત્ર છે. ઘેર આવ્યાપછી બળરામને તેમણે કહ્યું કે બીજા બધા ભક્તોને નિમંત્રણ કર. તેમણે કહ્યું; 'જા, નરેન્દ્ર, ભવનાથ, રાખાલ, પૂર્ણ, નાનો નરેન્દ્ર, નારાયણ એ સર્વને તેડી લાવ. એમને જમાડીશ તો નારાયણને જમાડયા બરાબર થશે. એ લોકો સાધારણ માણસો નથી; એ લોકો ઇશ્વરના અંશરૂપે જન્મ્યા છે. એમને જમાડયાથી તારૂં કલ્યાણ થશે. '

બળરામને ઘેર પરમહંસજી અને *ગિરીશ ઘોષનો સાથી પ્રથમ સમાગમ થયો

*ગિરીશ ઘોષ એક ઉત્તમ કોટિનો નાટકકાર હતો. જેવો ઇગ્લાંડનો શેકસપીઅર તેવો બંગસાહિત્યમાં ગિરીશ. તેનો ચૈતન્યલીલા અને ગૌરાંગ સંન્યાસ; એ નાટકોએ બંગાળામાં ભક્તિરસની રેલછેલ કરી મૂકી હતી. ભા. ક.

હતો. એજ ઠેકાણે રથયાત્રાને દિવસે કીર્તનાનંદ થયો હતો. એજ ઠેકાણે કેટલી બધી વાર 'પ્રેમના દરબારમાં આનંદનો મેળો' થઇ રહ્યો હતો!

## पश्यति तव पंथानम्

માસ્તર નજીકની એક શાળામાં શિક્ષક હતા. તેને સમાચાર મળ્યા હતા કે આજે દશ વાગ્યાને સુમારે પરમહંસજી બળરામને ઘેર આવવાના છે. દરમ્યાન નિશાળમાં થોડો અવકાશ મેળવી તે બપોરે પરમહંસજી પાસે આવીને હાજર થયા. ત્યાં આવીને દર્શન કરી પ્રણામ કર્યા. પરમહંસજી જમ્યા પછી દિવાનખાનામાં જરા આરામ લેવા બેઠા હતા, અને વચ્ચે વચ્ચે રકાબીમાંથી લવંગ, એલચી અને કબાબચિની મોંમાં નાખતા હતા. જુવાન ભક્તો તેમની ચારે બાજુએ કુંડાળું વળીને બેઠા હતા.

શ્રીરામકૃષ્ણ:—(સ્નેહપૂર્વક) તું આવી પહોંચ્યો? કેમ આજે સ્કૂલ નથી?

માસ્તર:—સ્કૂલ તો છે, પણ આજે ત્યાં કાંઇ ખાસ કામ નથી.

એક ભક્ત:—નહિ મહારાજ! આજે સ્કૂલમાંથી પોલ કરીને અહિં આવતા રહ્યા છે! (હસાહસ)

માસ્તર:—(સ્વગત) ખરે! મને એમણેજ ખેંચી આણ્યો છે!

પરમહંસજી જરા વિચારમાં પડયા હતા. પછી માસ્તરને તેમણે પોતાની પાસે બોલાવીને બેસાડયા અને વાતો કરવા લાગ્યા. તેમણે કહ્યું: "જા તો, જરા મારો ટુવાલ નીચોવી લાવ. જરા પહેરણ સુકવી આવ. જરા મારા પગ દાબ તો. જરા હાથ પર ધીમેથી ચંપી કર." માસ્તરને સેવા કરતાં આવડતી ન હતી, તેથી પરમહંસજી તેમને શીખવતા હતા. માસ્તર અને તેટલી ચાલાકીથી તેમના કહેવા મુજબ કર્યે જતા હતા. તે પગ દાબતા બેઠા અને પરમહંસજી અનેક વાતોને મિશે ઉપદેશ આપવા લાગ્યા.

શ્રીરામકૃષ્ણ:–(માસ્તરને) આવી હાલત મારી કયાંસુધી રહેવાની હશે? ધાતુની કોઇ પણ ચીજને મારાથી હાથ લગાડાતોજ નથી. એકવાર ભૂલમાં મારો હાથ વાડકીને અડકી ગયો. જાણે કાંટાવાળી માછલીનો કાંટો હાથમાં પેસી ગયો એવી વેદના થઇ! મારો હાથ ઝણુઝણી ઉઠયો! મારાથી દિશાએ જવાનો કળશીઓ પણ ઝલાતો નથી. એકવાર મને વિચાર આવ્યો કે લાવ રૂમાલવતી ઢાંકીને કળશીઓ લઇ જાઉં પણ તેમ કરતાં એ મારો હાથ ઝણુઝણી ઉઠયો અને જુડો પડી ગયો! પછી મેં માની પ્રાર્થના કરી કે, 'મા! હવેથી એવું કામ નહિ કરૂં. આટલો અપરાધ માફ કરો!'

સ્કૂલમાં રજા પડતાંજ પાછા માસ્તર આવીને હાજર થયા. પરમહંસજી બલરામના દિવાનખાનામાં ભક્તોના મંડળ વચ્ચે બેઠા હતા. તેમનું મોં હસતું હતું અને એ હાસ્યનો પ્રતિધ્વનિ ભક્તોના મુખ ઉપર પડતો હતો. માસ્તરે આવીને પ્રણામ કર્યા એટલે પરમહંસજીએ તેમને બોલાવીને પોતાની પાસે બેસાડયા. તે વખતે ગિરીશ

ઘોષ, સુરેશ મિત્ર, બલરામ, લાટુ, ચુનિલાલ વગેરે ભક્તો પણ બેઠા હતા.

શ્રીરામકૃષ્ણ:—(ગિરીશને) તમે એકવાર નરેન્દ્ર સાથે વિવાદ તો કરી જુઓ! તેનો શો અભિપ્રાય છે તે તો જાણો.

—o—

## અવતારવાદ

ગિરીશ:—(હસીને) નરેન્દ્ર કહે છે કે ઈશ્વર અનંત છે. જે કાંઇ આપણે જોઇએ છીએ, સાંભળીએ છીએ તે સર્વ પદાર્થ, સર્વ વ્યક્તિઓ તેના અંશ છે. એટલે સુધી હું માની શકતો નથી. અનંત આકાશ એ એક અખંડ પદાર્થ છે; તેના અંશ થઇ શકેજ નહિ. ઈશ્વરના વળી અંશ કેવા?

શ્રીરામકૃષ્ણ:—ઈશ્વર ગમે એવો અનંત છે અને મહાન્ પણ છે, તોપણ જો તેની ઇચ્છા હોય તો તે પોતાની અંદરનું સત્ત્વ મનુષ્યની અંદર મૂકી શકે છે.

તે અવતાર ધારણ કરી શકે છે એ વાત સત્ય છે. આકાશ કે બીજા પદાર્થની ઉપમાદ્વારા એ સિદ્ધ થઇ શકતું નથી, પણ અનુભવથીજ સમજાય છે. પ્રત્યક્ષજ જોઇ લેવું જોઇએ. એ દૃષ્ટાંતનો વિષય નથી. દૃષ્ટાંતવડે કાંઇક આભાસ માત્ર થાય છે. દાખલાતરીકે કોઇ ગાયનાં શિંગડાંને અડકે તોપણ ગાયને અડકયો કહેવાય, અને કોઇ પગ પકડે તોપણ તે ગાયને અડકયો કહેવાય; છતાં આપણે બરાબર સમજીએ છીએ કે ગાયનો સાથી ઉપયોગી પદાર્થ તેનું દૂધ છે. એ દૂધ વહેંચવાની જરૂર છે. તેજ પ્રમાણે મનુષ્યોને પ્રેમભક્તિ શીખવવાને તે મનુષ્યદેહ ધારણ કરીને વખતો વખત અવતીર્ણ થાય છે.

ગિરીશ:—નરેન્દ્ર કહે છે કે ઈશ્વરના સમગ્ર સ્વરૂપની ધારણા થઇ શકતીજ નથી. તે અનંત છે.

શ્રીરામકૃષ્ણ:—(ગિરીશને) ઈશ્વરના સમગ્ર સ્વરૂપની ધારણા તો થાયજ નહિ. તેના મહાભાવનો પણ ખ્યાલ ન કરાય અને લઘુભાવનો પણ ન થાય; પરંતુ એ બધાની ધારણા કરવાની આપણને જરૂરજ શી છે? તેનું પ્રત્યક્ષ દર્શન કરીએ એટલે બસ. તેના એકાદ અવતારનાં દર્શન થયાં એટલે તેનાંજ દર્શન થયાં એમ સમજી લેવું.

જો કોઇ ગંગાકિનારે જળને સ્પર્શ કરે તો તેણે ગંગાને સ્પર્શ કર્યો કહેવાય છે અને ગંગાનું દર્શન કર્યું કહેવાય છે. તેને કાંઇ હરદ્વારથી ગંગાસાગર સુધીની આખી ગંગાનદીને સ્પર્શ કરવાની જરૂર પડતી નથી. (હસાહસ)

હું માત્ર તમારા પગને અડકું તોપણ તમને અડકયો કહેવાઉં કે નહિ? જો કોઇ મહાસાગરને કિનારે જઇ જળને સ્પર્શ કરે તો તેણે મહાસાગરને સ્પર્શ કર્યો કે નહિ?

અગ્નિતત્ત્વ તો બધાએ પદાર્થોમાં છે, પણ લાકડામાં વિશેપરૂપે છે.

ગિરીશ:—(હસીને) જ્યાંથી અગ્નિ મળી શકે તેનું આપણે તો પ્રયોજનજ છે.

શ્રીરામકૃષ્ણઃ—અગ્નિતત્ત્વ લાકડામાં વિશેષરૂપે છે. જો ઈશ્વર તત્ત્વને શોધવું હોય તો મનુષ્યમાંજ શોધો. મનુષ્યમાં તે વિશેષરૂપે પ્રકાશ થએલો છે. જે મનુષ્યમાં ભક્તિ પ્રબળરૂપે પ્રકટી રહી છે, જેનો પ્રેમ ઇશ્વર પ્રત્યે ઉછળી પડે છે, જે ઈશ્વરને માટે ગાંડો તૂર બની ગએલો છે, જે તેના પ્રેમથી અલમસ્ત હાલતમાં ચકચૂર થઇને ફરે છે, તે મનુષ્યમાં ઈશ્વરનો આવેશ અથવા અવતાર થએલોજ છે એમ નિશ્ચયપૂર્વક માની લેવું. (માસ્તર તરફ જોઇને) તે છે તો સર્વત્ર, સર્વ પદાર્થોમાં; પણ કોઇ ઠેકાણે તેની શક્તિનો આવિર્ભાવ વિશેષરૂપે થએલો હોય છે અને કોઇ ઠેકાણે અલ્પ પ્રમાણમાં થએલો હોય છે. અવતારી પુરુષોમાં તેની શક્તિ વધારે પ્રમાણમાં જોવામાં આવે છે. કોઇ કોઇ અવતારી પુરુષોમાં એ શક્તિ પૂર્ણપણે જોવામાં આવે છે, તેઓ શક્તિનોજ અવતાર છે.

ગિરીશઃ—નરેન્દ્ર કહે છે કે ઈશ્વર **अवाङ् मनसागोचरम्** તે મન અને વાણીથી પર છે.

શ્રીરામકૃષ્ણઃ—એમ નહિ, મનથી સમજાય નહિ એવો તો છે, પણ શુદ્ધ મન-દ્વારા તે અગોચર નથી. તે બુદ્ધિથી અગોચર છે એ વાત ખરી, પણ શુદ્ધ બુદ્ધિથી અગોચર નથી. કામિની-કાંચન ઉપરથી આસક્તિ ખસી જાય એટલે મન તથા બુદ્ધિ શુદ્ધ થાય છે, તેમ થાય એટલે શુદ્ધ મન અને શુદ્ધ બુદ્ધિ એકજ છે. શુદ્ધ મનવડે ઈશ્વરને જાણી શકાય છે. શું ઋષિ મુનિઓએ ઈશ્વરનું દર્શન કર્યું ન હતું ? તેઓ ચૈતન્યવડે ચૈતન્યનું દર્શન કરતા હતા.

ગિરીશઃ—(હસીને) નરેન્દ્ર મારી સાથે વિવાદમાં હારી ગયો.

શ્રીરામકૃષ્ણઃ—નહિ, એ હારે એવો તો નથી. મને પણ કહેતો હતો કે, ગિરીશ ઘોષનો અવતારવિષે બહુ વિશ્વાસ છે, પછી મારે એને શું કહેવું? કોઇની અમુક વિષયમાં દૃઢ શ્રદ્ધા ચોંટી હોય પછી તેને કાંઇ કહેવાનું રહેતું નથી.

× × × × ×

ગિરીશઃ—(હસીને) મહારાજ! આપણે આટલું બધું બોલ્યા પણ આ માસ્તર તો હોઠ બીડીને બેસી રહ્યા છે! એ શો વિચાર કરતા હશે ? મહારાજ !

શ્રીરામકૃષ્ણઃ—(હસીને) મોઢેથી મીઠું મીઠું બોલે, પણ હૃદયમાં ઝેર હોય અને કાનમાં તુલસીના મણકા પહેર્યા હોય એવા માણસો, મોટો ઘૂમટો કહાડીને ફરતી હોય એવી સ્ત્રી, અને વેલા ઉગ્યા હોય એવા સરોવરનું ઠંડું પાણી, એ ત્રણે ઘણાં ખરાબ છે. (હસાહસ)

(હસીને) માસ્તર તેવા નથી; એ તો "ગંભીર આત્મા" છે. (હસાહસ)

ગિરીશઃ—આપે કહ્યું તેનો અર્થ શો ?

શ્રીરામકૃષ્ણઃ—એ ત્રણે પદાર્થોથી બહુ સાવધાન રહેવું. એક તો બહારથી સારું

સારૂં બોલે પણ મનના એવા મેલા હોય કે તેનો ભેદજ ન સમજાય, બીજા કાનમાં તુલસીના મણુકા પહેરે અને પોતે ભક્ત છે એમ લોકોને બતાવે, વળી બહુ લાજ કહાડનારી સ્ત્રીથી અને ઘણા વેલા ઉગ્યા હોય એવા સરોવરનું પાણી કે જે પીધાથી સંનિપાત થયા વગર રહેતો નથી, તેનાથી સાવચેત રહેવું. (હસાહસ)

× × × × ×

બળરામઃ—(હસીને)બ્રાહ્મણો કહે છે કે એ અન્નદાગુહા ઘણો અહંકારી માણસ છે.

શ્રીરામકૃષ્ણઃ—બ્રાહ્મણો કહે તે બધું માનવું નહિ. એ લોકોને મન તો જે તેમને દક્ષિણા આપે તે સારા અને બીજા બધા ખરાબ. (હસાહસ) હું અન્નદાને ઓળખું છું તે ઘણો સારો માણસ છે.

## ભકતોની સાથે ભજનનો આનંદ

પરમહંસજીએ હવે ભજન સાંભળવાની ઇચ્છા જણાવી. બળરામના દિવાનખાનામાં એક ગૃહસ્થ બેઠેલા હતા તેના તરફ બધા જોવા લાગ્યા.

એ ગૃહસ્થ કે જેમનું તારાપદ નામ હતું; તેમણે ગાવા માંડયું:—

દીનજનો પર કરુણા કરશો, કેશવકુંજ વિહારી !
માધવ, મનમોહન, મધુસૂદન, મોહનમુરલી ધારી !
જય જય દેવ હરે !
કાલીયમર્દન શ્રીવ્રજનંદન, કાતરભવભંજન હે !
ત્રિભંગી, મોરમુકુટધર, નટવર, શ્રીરાધામનરંજન હે.
જય જય દેવ હરે !
ગોવર્ધનધર, ગુંજાભૂષણ, દામોદર, રાસબિહારી !
કંસનિકંદન, સુરમુનિરંજન, યમુનાપુલિનબિહારી !
જય જય દેવ હરે !

શ્રીરામકૃષ્ણઃ—(ગિરીશને)અહાહા ! કેવું સુંદર ગાયન છે, એ તમે પોતે રચેલું કે ?

એક ભક્તઃ—ચૈતન્યલીલા નાટકનાં ગાયન એમણે પોતેજ રચેલાં છે.

શ્રીરામકૃષ્ણઃ—(ગિરીશને) વાહ ! શબ્દ રચના અને રાગની પસંદગી ઉત્તમ છે. કેવું મધુર છે ?

શ્રીરામકૃષ્ણઃ—(ગાનારને) નિતાઇવાળું ગાયન ગાઇ શકશે ? બીજું ગાયન ગવાવા લાગ્યું. તેમાં નિતાઇ કહે છે કેઃ—

પ્રેમતણાં પૂર ઉછળે, કોઇ આવો પ્રેમલ પાસ.
આવો કોઇ લૂટો રાધાનો પ્રેમ, આવો કોઇ પ્રેમનો પારખનાર—ધ્રુવ.
(સાખી) આંખે ઝરતા ધોધ આ, પ્રેમ તણા છલકાય;

વેંચે ઘેલી રાધિકા, તમે આવો કોઇ ઝીલનહાર— આવો કોઇ૦
મસ્ત બન્યું મન પ્રેમથી, ઉછળે પ્રેમતરંગ;
એક વાર હરી બોલીને, આવો આપું પ્રેમ લ્હાણુ.
આવો કોઇ પ્રેમનો પારખનાર !
પ્રેમતણાં પૂર ઉછળે, કોઇ આવો પ્રેમલ પાસ.

ત્યારપછી બધા માસ્તરને કહેવા લાગ્યા કે તમે પણ કાંઇક ગાઓ. માસ્તરનો સ્વભાવ ઘણો શરમાળ હતો. તેણે શરમાતાં શરમાતાં કહ્યું કે મને તો માફજ કરો.

ગિરીશઃ—(હસીને) મહારાજ ! આ માસ્તર તો માનતાજ નથી અને ગાવાની સાફ ના પાડે છે !

શ્રીરામકૃષ્ણઃ—(જરા ગુસ્સે થઇને) એ તો નિશાળમાં દાંત બતાવે; ગાવામાં વળી શરમ શાની ?

માસ્તર જવાબ આપ્યા વગર ગુપચૂપ નીચે મોંડે બેસી રહ્યા; બાબુ સુરેશ મિત્ર જરા આઘે બેઠા હતા. પરમહંસજીએ તેમના તરફ સ્નેહભરી નજર કરી અને તેને ગિરીશ ઘોષને બતાવીને હસતા હસતા કહેવા લાગ્યાઃ "જોયું ? તમે તે કોણ હિસાબમાં ? આ (ગિરીશ) તો તમારાથી ચડે એવા છે ?"

સુરેશઃ—(હસીને) જી હા. એ તો મારા મોટા ભાઇ છે. (હસાહસ.)

ગિરીશઃ—મહારાજ ! મેં નાનપણમાં કશો વિદ્યાભ્યાસ કર્યો નથી, તોપણ લોકો કહે છે કે હું વિદ્વાન્ છું !

શ્રીરામકૃષ્ણઃ—મહિમ ચક્રવર્તીએ અનેક શાસ્ત્રો વાંચ્યાં છે, અને એણે સાંભળ્યું છે પણ ઘણું. સુપાત્ર માણુસ છે. (માસ્તરને) કેમ ! ખરી વાતને ?

માસ્તરઃ—હા જી.

ગિરીશઃ—શાસ્ત્રો ? પુસ્તકો ? એ તો મેં પણ ઘણાં જોઇ નાખ્યાં છે.

શ્રીરામકૃષ્ણઃ— મારો કહેવાનો અર્થ સમજ્યા ? પુસ્તક, શાસ્ત્ર એ સર્વ ઈશ્વરની પાસે જવાનો માત્ર રસ્તોજ બતાવે છે. માર્ગ–ઉપાય એકવાર જાણી લીધા પછી શાસ્ત્રની જરૂરજ શી છે ? પછી તો આપણી મેળેજ આપણું કામ કરી લેવાનું છે.

એક માણુસ ઉપર કોઇએ દેશથી કાગળ મોકલ્યો. ઘેર શી શી ચીજો મોકલવાની હતી તેની યાદી કાગળમાં લખી હતી. જ્યારે તે બજારમાં ગયો ત્યારે તેણે પેલો કાગળ ખોળવા માંડયો પણ જડયો નહિ. આથી તે ઘણો ગભરાયો અને દરેકે દરેક ગજવું તપાસવા લાગ્યો. પોતાના મુકામપર આવીને તેણે ઘરમાં કાગળ શોધ્યો, ઘરનાં સર્વને પૂછયું. આખરે કાગળ જડયો. હવે તેના આનંદનો પાર રહ્યો નહિ. તેણે આતુરતાથી કાગળ વાંચવા માંડયો. અંદર લખ્યું હતું કે પાંચ શેર *સંદેશ

* આપણા દેશના પેંડાને મળતી પણ ઘણી કઠણ અને સ્વાદિષ્ટ મિઠાઇ.ભા૦ક૦

અને અમુક કાપડ મોકલાવજો. એવું એવું અંદર લખ્યું હતું. હવે કાગળની જરૂર તેને હતી નહિ. તેણે વાંચ્યા પછી કાગળ ફાડી નાખ્યો અને સંદેશ, કાપડ તથા બીજી ચીજો લેવા માટે તુરતજ દોડી ગયો. કાગળની જરૂર ક્યાં સુધી ? જ્યાંસુધી સંદેશ, કાપડ વગેરે વસ્તુઓ જાણી ન હોય ત્યાંસુધીજ; જાણ્યા પછી તો તે મેળવવાનો ઉદ્યમ કરવો જોઇએ.

ઇશ્વરને કેવી રીતે પ્રાપ્ત કરવો, તેટલુંજ માત્ર શાસ્ત્રમાંથી જાણી શકાય છે; પણ એ બધું જાણ્યા પછી ઇશ્વરને મેળવવાને જે કર્મ કરવાનાં છે તે કર્મ કરવા માંડવાં જોઇએ; ત્યારેજ વસ્તુની પ્રાપ્તિ થાય!

એકલા પાંડિત્યથી શું સરે ? બિચારા શાસ્ત્રીઓને સેંકડો શ્લોકો અને સ્તોત્રો મોઢે આવડે છે; પણ જેમની સંસારમાં દઢ આસક્તિ છે, કામિની–કાંચન ઉપર મોહ છે, તેમના હૃદયમાં શાસ્ત્રનો ઉપદેશ ઉતરે ખરો કે ? એ તો ખાલી મહેનતજ! પેટ ભરવામાટેજ શાસ્ત્રો ભણવાં!

કાગળપર લખ્યું હોય કે વીશ બેડાં પાણી, પણ કાગળને નીચોવીએ તો એક ટીપું પણ મળે ખરૂં કે ? માત્ર એકજ ટીપું પાણી જોઇએ છીએ, પણ એક સરખું એ પડતું નથી! (હસાહસ)

ગિરીશઃ—(હસીને) એક પણ ટીપું પાણી ન મળે ? (હસાહસ)

શ્રીરામકૃષ્ણઃ—શાસ્ત્રીઓ અને પંડિતો લાંબી લાંબી વાતો કરે છે ખરા, પણ તેમની નજર ક્યાં ? કામિની અને કાંચન ઉપરજ ? બસ દેહનાં સુખ અને પૈસા ઉપરજ!

ગીધ ઘણો ઉંચે ઉડે છે, પણ નજર તો જાનવરનાં મુડદાં પડતાં હોય ત્યાંજ! ( હસાહસ ) માત્ર તે તો એટલુંજ ખોળે છે કે ઉકરડો ક્યાં છે ? મુડદાં ક્યાં છે ? ગંદકી ક્યાં છે ?

નારાયણે કહ્યું:—મહારાજ ? આપ પોતે જરા ગાઓ તો કેવું સારૂં ? એ સાંભળી પરમહંસજી પોતાના મધુર સ્વરથી માતાનું ગુણગાન કરવા લાગ્યાઃ—

( ભક્તિનો મારગ શૂરાનો, નહિ કાયરનું કામ જોને–એ રાગ. )
જતન કરીને રાખ હૃદયમાં, મન ભવતારિણી શ્યામા જોને!
હે મન! તું જોને હું જોઉં, અવર ન પામે લાગ જોને!
કામ ક્રોધને ભૂરકી નાખી, જા મન તું એકાંત જોને!
રાત દિવસ રસનાએ રટજે, માડી કેરૂં નામ જોને!
મલિન વાસનારૂપી મંત્રી, ફરકે ન તારી પાસ જોને!
જ્ઞાન નેત્રનો ચોકી પહેરો, સાચવજે દિનરાત જોને!
મનડા! વાટ વિકટ છે વસમી, રહેજે ખુબ હુશિયાર જોને!
પળ પળ માતું નામ સમરજે, વાટ ખડગની ધાર જોને!

પછી પરમહંસજી ત્રિતાપ દગ્ધ સંસારી મનુષ્યનો ભાવ ધારણ કરીને માતાને જરા અભિમાનપૂર્વક સંબોધીને ગાવા લાગ્યાઃ—

માડી આનંદમયી તું ઉલ્લાસિની, મુજને નિરાનંદ શાને કરે ?
તારાં ચરણ વિના નવ રાચું, અન્ય પદાર્થ ન રુચે મને.
લેશ ડરૂં, યમદૂતથી ના હું, દુર્ગતિની જરી ચિંતા નથી;
રાત દિવસ હું નામ જપું તોયે, દુઃખના ઢગલા નાઠા નથી.
નામ જપી તુજને વિચરૂં હું, દુઃખની અવધિ તોયે નથી;
આજથી તારૂં નામ હે ચંડી ! પ્રાણ જતાં પણ લઉં નહિ.

ભકતો સ્તબ્ધ થઇને ગાયન સાંભળતા હતા, તેઓ અનિમેષ નજરે પ્રેમથી ચકચૂર થએલા અને દેહનું ભાન ભૂલી ગએલા પરમહંસ રામકૃષ્ણના મોં સામે જોઇ રહ્યા હતા.

ગાયન પૂરૂં થયું. થોડીવાર પાર પછી પરમહંસજી બોલ્યાઃ "આજે મારાથી બરાબર ન ગવાયું. જરા શરદી થઇ છે."

---

## ભક્તને ઘેર કથામૃત

બારણા આગળ ગિરીશ બાબુ પરમહંસજીનો પોતાના ઘરમાં સત્કાર કરવામાટે ઉભા હતા. પરમહંસજી પોતાના ભકતોની સાથે તેની પાસે આવી પહોંચ્યા એટલે ગિરીશે દંડવત્ પ્રણામ કર્યા, અને ઉઠવાની આજ્ઞા મળી ત્યારેજ ઉભા થયા. પછી પરમહંસજીની ચરણરજ લઇને પોતાને માથે મૂકી અને સર્વને માળ પર તેડી ગયા. ભકતો ઉતાવળા ઉતાવળા બેસી ગયા. પરમહંસજીથી બને તેટલા નજીક બેસીને તેમના મધુર કથામૃતનું પાન કરવાને બધા ઉત્કંઠિત હતા.

બેસતી વેળા પરમહંસજીની નજર એક વર્તમાનપત્ર ઉપર પડી. વર્તમાનપત્રોમાં હમેશાં સંસારી લોકોનાંજ રોદણાં હોય છે, દુનિયાદારીની વાતો, પારકાનાં કાર્યોપર ટીકા, નિન્દા એ સિવાય બીજું હોતું નથી; માટે એમના મત પ્રમાણે તે અપવિત્ર છે. તેમણે ઇસારો કર્યો કે એને અહીંથી બીજે ઠેકાણે લઇ જાઓ. એને ઉપાડી લેવામાં આવ્યા પછી તે પોતાને આસને બેઠા.

નિત્યગોપાલે આવીને પ્રણામ કર્યા.

શ્રીરામકૃષ્ણઃ—(નિત્યગોપાલને) કેમ અહિં કયાંથી ?

નિત્યગોપાલઃ—જી, મારાથી હમણાં દક્ષિણેશ્વર નથી અવાતું. શરીર ખરાબ થઇ ગયું છે; મંદવાડ ઘણો છે.

શ્રીરામકૃષ્ણઃ—હવે કેમ છે ?

નિત્ય૦—સારૂં નથી.

શ્રીરામકૃષ્ણ:—તારા ઉંચામાં ઉંચા સપ્તકમાંથી બે એક સુર જેટલો નીચો ઉતર !

નિત્ય૦—મને લોકોનો સહવાસ નથી ગમતો. કોઇ કાંઇ બોલે તો બીજા કાંઇ બોલે ! કેટલીકવાર તો મને ખૂબ ગુસ્સો અને આવેશ આવી જાય છે.

શ્રીરામકૃષ્ણઃ—ત્યારે શી ચિંતા ? તારી સાથે કોણ કોણ રહે છે ?

નિત્ય૦—તારકનાથ ઘોષાલ, હમેશાં મારી પાસે રહે છે. કોઇ કોઇ વાર તો એનો સહવાસ પણ મને ગમતો નથી.

શ્રીરામકૃષ્ણ:—*ન્યાંગટા કહેતા કે મારા મઠમાં એક સિદ્ધ પુરુષ હતો. તે આકાશ તરફ જોઇનેજ ચાલ્યો જતો હતો. તેનું નામ ગણેશ ગોર્જી હતું. કોઇ પાસે આવે તે એને ન ગમે. એકદમ કંટાળી જાય !

આટલું બોલતાં બોલતાં પરમહંસજીની અવસ્થામાં ફેરફાર થઇ ગયો. વળી કોઇ ભાવાવેશને લીધે તે સ્તબ્ધ બની ગયા. થોડીવાર પછી તેઓ બોલ્યા: "તું આવ્યો છે? હું એ આવ્યો છું !" આ શું દેવ-ભાષા હશે ? એનો મર્મ કોણ સમજાવે.

## અવતારવિષે ચર્ચા

અત્યારે ઘણા શિષ્યો એકત્ર થયા હતા અને તે સર્વ પરમહંસજીની પાસે બેઠા હતા. તેમાં નરેન્દ્ર, ગિરીશ, રામ, ચુનીલાલ, હરિપદ, બલરામ, માસ્તર વગેરે પણ હતા.

ઇશ્વર મનુષ્યદેહ ધારણ કરીને અવતાર લે છે એ વાત નરેન્દ્ર માની શકતો નથી. આ બાજુએ ગિરીશ ઘોષનો જ્વલંત વિશ્વાસ છે કે તે યુગે યુગે અવતીર્ણ થાય છે, અને માનવ શરીર ધારણ કરીને મર્ત્ય લોકમાં અમુક કાળ રહે છે. પરમહંસજીને એવી પ્રબળ ઇચ્છા હતી કે એ બે જણ પોતાની રૂબરૂમાં એ સંબંધે વાદ-વિવાદ કરે.

શ્રીરામકૃષ્ણ:—તમે બેઉ જણા અંગ્રેજીમાં વાદવિવાદ ચલાવો અને હું સાંભળું.

વિવાદ શરૂ થયો. તેઓ અંગ્રેજીમાં ન બોલતાં બંગાળીમાંજ બોલતા હતા. વચમાં વચમાં કોઇ કોઇ અંગ્રેજી શબ્દો વાકયો આવી જતાં હતાં. નરેન્દ્રની દલીલ એવી હતી કે ઇશ્વર અનંત અને અચિંત્ય છે. તેની ધારણા કરવાની આપણામાં શક્તિ નથી. તે પ્રાણીમાત્રમાં અંતર્યામીરૂપે રહેલો છે. કોઇ અમુક વ્યક્તિમાંજ પ્રવેશ કરે છે એમ નથી.

શ્રીરામકૃષ્ણ:—(સ્નેહપૂર્વક) એનો મત છે તેજ મારો મત છે. તે સર્વત્ર છે. છતાં એક વાત નરેન્દ્ર ધ્યાનમાં લેતો નથી. જૂદી જૂદી વ્યક્તિની શક્તિ વધારે

*તોતાપુરી નામનો સાધુ જેમણે રામકૃષ્ણ આગળ વેદાંતનું વાચન કર્યું હતું. ભા. ક.

ઓછી હોય છે. કેટલાકમાં જોઇએ છીએ તો અવિદ્યાશક્તિનુંજ પ્રાધાન્ય હોય છે, કોઇનામાં વિદ્યાશક્તિનુંજ પ્રાધાન્ય હોય છે, કેટલાકમાં વિશેષ પ્રતિભા હોય છે, કેટલાકમાં થોડા પ્રમાણમાં હોય છે. બધાં માણુસો એક સરખી પ્રકૃતિ અથવા શક્તિવાળાં હોતાં નથી.

રામઃ—એ મિથ્યા માથાફોડ કર્યાથી શો ફાયદો છે?

શ્રીરામકૃષ્ણ:—(જરા ગુસ્સે થઇને) નહિ, નહિ, એમાં કાંઇક અર્થ સમાયલો છે.

ગિરીશ:—(નરેન્દ્રને) તમે શી રીતે જાણ્યું કે તે મનુષ્યદેહ ધારણ નજ કરી શકે?

નરેન્દ્રઃ—તે **अवाङ्मनसगोचरम्**–વાણી અને મનથી અગોચર છે.

શ્રીરામકૃષ્ણ:—નહિ, પણ શુદ્ધ બુદ્ધિથી અગોચર નથી. શુદ્ધ બુદ્ધિ અને શુદ્ધ આત્મા એકજ છે. ઋષિઓ શુદ્ધ બુદ્ધિ અને શુદ્ધ આત્માદ્વારા એ શુદ્ધ આત્મા (ઈશ્વર)નો સાક્ષાત્કાર કરી શકતા. ચૈતન્યવડે ચૈતન્યનું દર્શન કરી શકતા.

ગિરીશઃ—(નરેન્દ્રને) તે મનુષ્ય લોકમાં અવતીર્ણ ન થાય તો પછી તેના સંબંધી જ્ઞાન આપણને થાયજ શી રીતે? તે આપણને જ્ઞાન અને ભક્તિ શીખવવાને માટે મનુષ્યરૂપ ધારણ કરે છે. તેમ ન કરે તો આપણને ઉપદેશ કોણ આપે?

નરેન્દ્રઃ—કેમ? તે ધારે તો આપણા મનમાં પ્રેરણાદ્વારા આપણને સમજાવી શકે. તે સર્વ શક્તિમાન છે. તેને માટે કશું અસાધ્ય નથી.

શ્રીરામકૃષ્ણ:—બરાબર છે; અંતર્યામીરૂપે પણ તે સમજાવી શકે છે.

ત્યારપછી પૂર જોસથી વિવાદ ચાલ્યો. અનંતતત્ત્વનો અંશ થઇ શકેજ નહિ. હૅમિલ્ટન, હર્બર્ટ, સ્પૅન્સર, ટિન્ડેલ, હકસલી અને બીજા કેટલાક પાશ્ચાત્ય દાર્શનિકોના મત ઉપર વિવેચન ચાલ્યું.

શ્રીરામકૃષ્ણ:—(માસ્તરને) મને આ ચર્ચા ઉપર હવે કંટાળો આવ્યો. ઈશ્વર સર્વ પ્રાણી માત્રરૂપે છે તે મેં પ્રત્યક્ષ જોયું છે. પ્રમાણોનું હવે શું પ્રયોજન છે? હું જોઉં છું કે તેજ સર્વ છે.

## રામાનુજ અને વશિષ્ટાદ્વૈતવાદ

શ્રીરામકૃષ્ણ:—તેજ સર્વરૂપે પ્રકટ થએલો છે. આ પણ છે અને તે પણ છે. અનંત–અખંડના ધ્યાનમાં મન અને બુદ્ધિ થાકી જાય છે. જ્યારે હું નરેન્દ્રને જોઉં છું ત્યારે મારૂં મન અખંડમાં લીન થઇ જાય છે. તે તમને વાણીદ્વારા હું શી રીતે સમજાવું?

ગિરીશઃ—(હસતાં હસતાં) આ સિવાય અમે બીજું બધું સમજી શકીએ છીએ ને? (હસાહસ)

શ્રીરામકૃષ્ણ:—એકાદ બે પગથીયાં નીચે ઉતર્યા વગર બોલવું મુશ્કેલ છે.

વેદાંત—શંકરાચાર્યે જે વેદાંતનું પ્રતિપાદન કર્યું છે તે પણ સત્ય છે; તેમજ રામાનુજનો વિશિષ્ટાદ્વૈતવાદ પણ સત્ય છે.

નરેન્દ્રઃ–વિશિષ્ટાદ્વૈતવાદ એટલે શું ?

શ્રીરામકૃષ્ણઃ—વિશિષ્ટાદ્વૈતવાદ એ રામાનુજનો સિદ્ધાંત છે, અને તે જીવ, જગત્ વિશિષ્ટ બ્રહ્મ એમ માને છે. બધાનો સરવાળો કરવાનો છે.

દાખલાતરીકે એક બીલું લઇએ. એક માણસે છાલ જૂદી કરી, ગર્ભ જૂદો કર્યો અને બીયાં જૂદાં કર્યાં; હવે બીલાનું કેટલું વજન છે એ શોધી કહાડવાની જરૂર હતી. હવે જો કોઇ એકલા ગર્ભનુંજ વજન કરે તો તેથી કાંઇ બીલાનું વજન નીકળે ? છાલ, બીયાં અને ગર્ભ એ ત્રણેનું સામટું વજન કરવું જોઇએ. શરૂઆતમાં તો એવીજ ધારણા કરવી જોઇએ કે છાલ નકામી છે, તેમજ બીયાં પણ નકામાં છે, માત્ર ગર્ભ એકલોજ કામનો છે, ત્યાર પછી વિચાર કરતાં કરતાં સમજાઇ જશે કે છાલ, ગર્ભ અને બીયાં એ ત્રણે એકજ મૂળ પદાર્થનાં બનેલાં છે. તેમ શરૂઆતમાં તો નેતિ નેતિ એનો વિચાર કરીને જીવ અનાત્મ પદાર્થ છે, જગત્ અનાત્મ પદાર્થ છે, અને બ્રહ્મ એકજ સત્ય વસ્તુ છે, બાકી સર્વ અવસ્તુ છે, એમ મનમાં ખૂબ ઠસાવવું; ત્યાર પછી અનુભવથી સમજાશે કે ગર્ભ તેજ છાલ છે, અને તેજ બીયાં છે. તેમ જેને બ્રહ્મ કહીએ છીએ તેજ જીવ અને જગતરૂપે દેખાય છે. જે નિત્ય છે તેનીજ લીલા છે, એવો રામાનુજનો મત છે—જીવ જગત્ વિશિષ્ટ બ્રહ્મ એનું નામ વિશિષ્ટદ્વૈતવાદ.

## ઇશ્વરદર્શન

શ્રીરામકૃષ્ણઃ–( માસ્તરને ) હું તેને સાક્ષાત જોઈ શકયો છું; પછી ચર્ચાનું શું પ્રયોજન છે? હું જોઉં છું કે તે સર્વમાં છે અને સર્વ રૂપ ધારણ કરે છે, જીવ અને જગત્ એ તેજ છે.

તોપણ ચૈતન્યનો ઉદય ન થાય ત્યાંસુધી તેનું દર્શન થઇ શકે નહિ. ચર્ચા કરવાની કયાંસુધી જરૂર રહે છે? જયાંસુધી તેનું દર્શન થયું ન હોય ત્યાંસુધીજ. માત્ર મોઢે મોઢે બોલ્યાથી કશો લાભ નથી. તે સર્વ છે અને સર્વમાં છે. એમ મોઢેથી બોલવાથી કાંઇ વળતું નથી. તેની કૃપાવડે ચૈતન્યનો ઉદય કરવાની જરૂર છે. ચૈતન્યની પ્રાપ્તિ થયા પછી સમાધિ થાય છે, વખતો વખત દેહનું વિસ્મરણ થઈ જાય છે, કામિની કાંચન ઉપર આસકિત રહેતી નથી, ઈશ્વરની કથા સિવાય બીજું કાંઈ પ્રિય લાગતું નથી, અને દુનિયાદારીની વાતોમાં અત્યંત કંટાળો લાગે છે.

ચૈતન્ય પ્રાપ્ત કરો, એટલે ચૈતન્યને જાણી શકશો.

આ ચર્ચા પૂરી થયા પછી પરમહંસજીએ માસ્તરને કહ્યું: " જુઓ કેવળ ચર્ચા

અને વિચાર કર્યાથી જે જ્ઞાન થાય છે તે એક પ્રકારનું જ્ઞાન છે, અને તેનું ધ્યાન કર્યાથી જે જ્ઞાન થાય છે તે કાંઇ જૂદાજ પ્રકારનું જ્ઞાન છે. તેમજ વળી તે પોતેજ જે જ્ઞાન પ્રેરણાદ્વારા બતાવી દે છે તે તો વળી ઓરજ છે. ભક્ત આગળ તે જે સ્વરૂપમાં પ્રકટ થાય છે તેનું નામ અવતાર. તે જો ભક્તને પોતાની મનુષ્યલીલાનું દર્શન કરાવે તો પછી ચર્ચાની કે વિચારની આવશ્યક્તા રહેતી નથી. એ બાબત એવી છે કે મોઢેથી સમજાવી શકાય નહિ. તોપણ એક દૃષ્ટાંત આપું છું. જેમ અંધકારમાં દિવાસળી ઘસતામાંજ ચપ લઇને અજવાળું થાય છે, તેમ ઇશ્વર જો ચપ લઇને પોતાનો પ્રકાશ ભક્તના હૃદયમાં નાખે તો તમામ પ્રકારના સંદેહનું નિવારણ થઇ જાય છે. કાંઇ આ પ્રમાણે વાદવિવાદ કર્યાથી ઇશ્વરનું જ્ઞાન થાય ? કદિ નહિ. ”

## કાલી

પછી પરમહંસજીએ નરેન્દ્રને પોતાની પાસે બોલાવ્યો અને તેને કુશળ સમાચાર પૂછ્યા, તથા પુષ્કળ સ્નેહ બતાવ્યો.

નરેન્દ્ર:-મેં કાલીનું ધ્યાન ત્રણ ચાર દિવસ સુધી કર્યું પણ કશું એ વળ્યું નહિ.

શ્રીરામકૃષ્ણ:—ધીમે ધીમે બધું થશે. કાલી એ કાંઇ ભિન્ન પદાર્થ નથી. જે બ્રહ્મ છે તેજ કાલી છે, અને કાલી છે તેજ બ્રહ્મ છે. જ્યારે તે નિષ્ક્રિય હોય છે ત્યારે બ્રહ્મ કહેવાય છે, અને જ્યારે સૃષ્ટિ, સ્થિતિ, પ્રલય કરે છે ત્યારે તે શક્તિ અથવા કાલી કહેવાય છે. જેને તું બ્રહ્મ કહે છે તેનેજ હું કાલી કહું છું.

બ્રહ્મ અને કાલી અભિન્ન છે. જેમ અગ્નિ અને તેની દાહક શક્તિ અભિન્ન છે તેમ અગ્નિનો ખ્યાલ કરશો તો તેની દાહક શક્તિનો પણ ખ્યાલ કરવોજ પડશે. કાલીને માનો તો બ્રહ્મને માનવો પડશે, અને બ્રહ્મને માનો તો કાલીને પણ માનવી પડશે.

માટે બ્રહ્મ અને શક્તિનો અભેદ છે. હું કહું છું કે એકજ કાલી છે, એકજ શક્તિ છે.

એટલામાં રાત પડી ગઇ, ગિરીશ બાબુને નાટકશાળામાં જવાનો વખત થયો, તેથી તેણે હરિપદને કહ્યું:-“ ભાઇ, એક ભાડાની ગાડી લઇ આવ, નાટકશાળામાં જવું છે. ”

શ્રીરામકૃષ્ણ:—( હસતાં હસતાં ) “ જોજે, જરૂર ગાડી લાવજે હો ! ” (હસાહસ)

હરિપદ:—(હસીને) હું ગાડી લેવા તો જાઉંછું, છતાં લીધા વગર આવું ?

## ઇશ્વરપ્રાપ્તિ અને દુનિયાદારીનાં કામ

ગિરીશ:—(શ્રીરામકૃષ્ણને) આપને મૂકીને મારે નાટકશાળામાં જવું પડશે !

શ્રીરામકૃષ્ણ:—નહિ, એવો વિચાર કરો મા. આ બાજુએ જોવું અને પેલી બાજુએ પણ જોતાં રહેવું, એક જગ્યાએ મન રાખવું, 'જનકરાજા આમ જોતો, તેમ જોતો, પણ દૂધની વાડકી પીતો.' (હસાહસ) મતલબ કે સંસારમાં રહેતો છતાં પોતાનું મૂળ સ્વરૂપ ભૂલતો નહિ.

ગિરીશ:—હવે તો એવી ઈચ્છા થાય છે કે નાટકશાળાની વ્યવસ્થા છોકરાઓનેજ સોંપી દઉં.

શ્રીરામકૃષ્ણ:—નહિ, નહિ, જે કરો છો તે ઠીક કરો છો. એમાં લોકોને ફાયદો છે.

નરેન્દ્ર:—(ધીમે અવાજે) અબ ઘડી તો ઈશ્વરની અને અવતારની વાતો કરતા હતા અને એટલામાં નાટકશાળા તરફ મન ગયું!

## સમાધિમંદિર

પરમહંસ રામકૃષ્ણદેવ નરેન્દ્રને પોતાની પાસે બેસાડીને તેની સામે એક દૃષ્ટિથી જોઇ રહ્યા અને એકદમ તેની અડોઅડ જઇને બેઠા. નરેન્દ્ર અવતારને માનતો નથી તેટલા માટે શું તેની પાસે તે ગયા હશે? પરમહંસજીનો પ્રેમ તેના ઉપર બીજીવાર ઉછળી પડ્યો, તેને શરીરે હાથ ફેરવતાં ફેરવતાં પરમહંસજીએ કહ્યું:—

જ્યાંસુધી ચર્ચાજ કર્યા કરીએ ત્યાંસુધી ઇશ્વરનું દર્શન થાયજ નહિ. તું વાદ-વિવાદ કરે છે એ મને જરાએ પસંદ નથી.

નાત જમવા બેસવાની હોય ત્યાં આગળ ઘોંઘાટ ક્યાં સુધી સંભળાય છે? લોકો જમવા ન બેઠા હોય ત્યાં સુધીજ. જ્યારે લાડુ પીરસાવા માંડે એટલે બાર આની અવાજ બંધ થાય છે. (હસાહસ) બધા જમવાનું શરૂ કરે એટલે અવાજ નહિંજ જેવો—માત્ર દાળના સબડકાજ સંભળાય! અને જમી રહ્યા પછી તો નિદ્રા.

જેમ જેમ ઇશ્વરનો સાક્ષાત્કાર થતો જાય તેમ તેમ વાદવિવાદ ઓછો થતો જાય; તેનું પ્રત્યક્ષ દર્શન થાય એટલે તો શબ્દવિવાદ સંભવેજ નહિ. પછી તો માત્ર નિદ્રા—સમાધિ!

એમ કહીને પરમહંસજી નરેન્દ્રને બરડે હાથ ફેરવતા ગયા અને વળી તેના મોં-પર હાથ ફેરવીને એક માતાની માફક સ્નેહ બતાવવા લાગ્યા. પછી બોલ્યા: 'હરિ: ૐ, હરિ: ૐ, હરિ: ૐ'

તેઓ આ પ્રમાણે શા માટે બોલતા હશે? આમ શા કારણથી કરતા હશે? શું નરેન્દ્રમાં તેમને સાક્ષાત્ નારાયણનું દર્શન થતું હશે? આનું નામ મનુષ્યમાં ઇશ્વર દર્શન?

કેવું આશ્ચર્ય? જોત જોતામાં પરમહંસજી બેશુદ્ધ થવા લાગ્યા. જુઓ બાહ્ય ચેતન ચાલ્યું જાય છે! એનું નામ કદાચ અર્ધ બાહ્ય દશા હશે—જેવી અવસ્થા

હમેશાં ગૌરાંગ પ્રભુની રહેતી હતી! હમણાં નરેન્દ્રના પગ ઉપર તેમના હાથ પડી રહ્યા છે! જાણે પંપાળવાને બહાને નારાયણનાજ ચરણનું સેવન કરતા ન હોય! વળી પાછા! નરેન્દ્રને પંપાળે છે! એ શું નારાયણનીજ સેવા કરતા હશે? જોત જોતામાં તેમના ભાવમાં ફેર થઇ ગયો. હવે તે નરેન્દ્ર સાથે હાથ જોડીને વાત કરવા લાગ્યા છે.

તેઓએ કહ્યું:—જરા ગા તો, ગાઇશ તો મને સારૂં લાગશે.

આ વખતની તેમની અવસ્થા કેવી હતી?

" [1] ગૌર પ્રેમ-સુરાથી રે, બન્યા ચકચૂર પૂરા,
કહો કયાંથી ઉઠાયે રે, [2]નિતાઇ બેશુદ્ધ થયા."

થોડીવાર પછી તો તેઓ તદ્દન બેશુદ્ધ બની ગયા, ચિત્ર અથવા મૂર્તિની માફક તદ્દન નિશ્ચેષ્ટ થઈ ગયા, અને ભાવમાં ચકચૂર થઇને ગાવા લાગ્યા:—

" અલિ! કૃષ્ણ પ્રેમ ઘેલી! તું સમાલજે જો!
જળ ભરતાં જમુના મહિં પડી જતી જો!"

વળી એકદમ ભાવમાં લીન થઇ જઇને બોલવા લાગ્યા:—

" સખિ! કહેની તે વન દૂર કેટલું જો?
વસે પ્રાણનો આધાર કૃષ્ણ પાતળો જો!
તેના દેહનો સુવાસ મને આવતો જો!
સખિ! ચાલું ને ચાલતાં ઢળી પડું જો!"

અત્યારે તે જગતને ભૂલી ગયા છે, તેમને કોઇનું સ્મરણ નથી, નરેન્દ્ર પાસે બેઠો છે પણ તેનુંએ એમને ભાન નથી, અત્યારે તેમનો આત્મા કયાં રમણ કરતો હશે? બિલકુલ શુદ્ધિ નથી! અરે! અત્યારે તેમનું મન, તેમનું હૃદય ઇશ્વરમાંજ લીન થઇ ગયાં છે! '**मद्गत अंतरात्मा,**'

ગૌર—પ્રેમ સુરાથી રે બન્યા ચકચૂર પૂરા.

એ વાકય બોલતાં બોલતાં તે ગર્જના કરીને એકદમ ઉભા થઇ ગયા. વળી બેસી ગયા અને બોલ્યા: " આ એક તેજ મારી સામે આવતું હું જોઉં છું, પણ તે કયાંથી આવે છે તે હું કહી શકતો નથી.

હવે નરેન્દ્રે ગાવા માંડયું:—

નાથ! દુઃખ દૂર કરો! દર્શન તણું સુખ દીઓ,
મુગ્ધ હૃદય નાથ! બન્યું, જોઇ રૂપરાશિને.
સમલોક મુદિત થયા, ત્રિવિધ તાપ સર્વ ટળ્યા,
તુજ દરશથી હૃદયનાથ! હું ડૂબ્યો રસ રેલમાં.

---

૧ ગૌરાંગ ૨ નિત્યાનંદ

ગાયન સાંભળતાં સાંભળતાં પરમહંસજીને બાહ્ય જગતનું તદ્દન વિસ્મરણ થઇ ગયું. નેત્રો મીંચાઇ ગયાં. દેહ નિશ્ચેષ્ટ થયો. પૂર્ણ સમાધિ આવી ગઇ. થોડીવારે સમાધિ ઉતર્યા પછી તેઓ બોલ્યાઃ 'મને અહીંથી કોણ લઇ જશે ?'

જેમ નાના બાળક સાથે કોઇ ન હોય અને અંધારામાં બીને બોલે તેમ તે બોલ્યા.

રાત ઘણી ગઇ હતી. આજે ફાગણ વદ એકાદશી હતી. રાત અંધારી હતી. હવે તે દક્ષિણેશ્વરના કાલિકામંદિરમાં જવા તૈયાર થયા.

પરમહંસજી ગાડીમાં બેસવાના હતા. ભક્તો ગાડી આગળ ઉભા હતા. ઘણીજ કાળજીપૂર્વક તેમને ગાડીમાં બેસાડયા. હજી પણ તે "ચકચૂર પૂરા" જ હતા.

ગાડી ચાલતી થઇ અને ભકતો પોતપોતાને ઘેર ગયા.





# खंड पंदरमो

## નિર્લિપ્ત થવાનો ઉપાય



આજે આશ્વિન માસના શુકલ પક્ષની ચતુર્દશી છે. સાતેમ, આઠેમ અને નોમ એ ત્રણ દિવસપર્યંત મહામાયાનું પૂજન ધામધૂમ સાથે થઇ ચૂકયું છે. ત્યાર પછી વિજયાદશમીને દિવસે ઉત્સવ નિમિત્તે સર્વેએ એક બીજાને પ્રેમાલિંગન આપ્યાં હતાં. પરમહંસ રામકૃષ્ણદેવ પોતાના કેટલાક ભકતોની સાથે કલકત્તાના શ્યામપુકુર નામના એક પરામાં હાલ થોડાક દિવસ થયાં રહ્યા છે. તેમને લાગુ પડેલો વ્યાધિ ઘણો ભયંકર છે. ગળામાં ચાંદું પડ્યુ છે. જ્યારે તેમનો મુકામ બલરામ બોઝને ઘેર હતો ત્યારે × કવિરાજ ગંગાપ્રસાદ તેમને જોવા માટે આવતા હતા. તેમને પરમહંસજીએ એકવાર પૂછ્યું હતું કે, મારો વ્યાધિ સાધ્ય છે કે અસાધ્ય ? કવિરાજ એ સવાલનો જવાબ નહિ આપતાં માત્ર ચૂપજ રહ્યા હતા. અંગ્રેજી ડૉકટરોએ અભિપ્રાય આપ્યો હતો કે એમનો વ્યાધિ અસાધ્ય છે. હાલમાં તેઓની ચિકિત્સા તથા દવા ડૉકટર સરકાર કરે છે.

આજે શ્યામપુકુરના એક, બે મજલાવાળા ઘરના માળાપર પરમહંસજી પથારી ઉપર બેઠા છે. તેમની પાસે ડૉકટર સરકાર, ઇશાનચંદ્ર મુખોપાધ્યાય અને બીજા કેટલાક ભકતો બેઠેલા છે. ઇશાન ઘણો ઉદાર છે. તેણે પેન્શન લીધું છે, છતાં હજી તે ઉદારતા ચાલુજ છે. દેવું કરીને પણ તે દાન કરે છે અને બધો વખત ઇશ્વરનુંજ ચિંતવન કરે છે. પરમહંસજીનો મંદવાડ જાણીને આજે તે એમને જોવા માટે આવ્યો છે. ડૉકટર સરકાર પણ તેમની ખબર લેવા આવ્યા છે, ત્યારથી લઇ છ સાત કલાક થયાં ગયાજ નથી. તેમની પરમહંસજી ઉપર ઘણી શ્રદ્ધા છે, અને તેમના ભકતોને તે પોતાના સ્વજન જેવા ગણે છે.

સાંજના સાત વાગવા આવ્યા છે. બહાર ચંદ્રનો પ્રકાશ પથરાઇ રહ્યો છે; પૂર્ણચંદ્ર ચારે બાજુએ અમૃત વર્ષાવી રહ્યો છે ! અંદર દીવા થયા છે અને ઓરડામાં

---

૧ કવિરાજ એટલે વૈદ્ય.

ઘણાં માણસો બેઠાં છે, તેઓ બધા આ મહાપુરુષનાં દર્શન કરવાને માટે આવ્યા છે. સઘળા એકી નજરે તેમના સામું જોઇ રહ્યા છે ! પોતે શું બોલે છે તે હવે આપણે સાંભળીએ, અને શું શું કરે છે તે પણ જોઇએ.

ઇશાનને જોઇને પરમહંસજીએ કહ્યું:—

જે સંસારી ઈશ્વરના પાદપદ્મની ભકિત કરતો કરતો સંસારમાં રહે છે તેને ધન્ય છે ! તેજ ખરેખરો વીર પુરુષ છે. એક માણસને માથે બે મણનો બોજો હતો છતાં તે ઈશ્વરની પાસે વરદાનની યાચના કરતો હતો. માથે બોજો અને મોઢે વરદાનની પ્રાર્થના ! ખૂબ શક્તિ ન હોય તો આ પ્રમાણે બની શકે નહિ.

કાદવની માછલી કાદવમાં રહે છે, પણ શરીરે જરા પણ કાદવ લાગવા દેતી નથી. કેટલાક પાણીમાંના વેલા પાણીમાં ને પાણીમાંજ ડૂબ્યા રહે છે, પણ તેના પાનને જરા ખંખેરી નાખો એટલે સાવ કોરાં.

આવી રીતે નિર્લિપ્તપણે સંસારમાં રહેવું હોય તો અગાઉથી કેટલુંક સાધન કરવું જોઇએ. થોડો વખત તદ્દન એકાંતમાં રહેવાની બહુજ જરૂર છે. પછી ગમે તો એક વરસ, છ મહિના, ત્રણ મહિના કે છેવટે ઓછામાં ઓછો એક મહિનો. એવી રીતે એકાંતમાં રહીને કેવળ ઈશ્વરનુંજ ચિંતવન કરવું જોઇએ. હમેશાં વ્યાકુળ ચિત્તે તેની ભક્તિ મેળવવામાટે પ્રાર્થના કર્યાજ કરવી જોઇએ. તેમજ મનમાં વારંવાર એવું ઠસાવવું જોઇએ કે, " સંસારમાં મારૂં કોઇજ નથી, જેમને હું મારા કહું છું તેઓ માત્ર અલ્પ સમયને માટે છે, ઈશ્વર એકલો મારો ખરો સંબંધી છે, તેજ મારૂં સર્વસ્વ છે. અરેરે ! હું તેને કેવી રીતે પ્રાપ્ત કરૂં ?

ઈશ્વરની ભકિત એક વાર પ્રાપ્ત કરી લીધા પછી સંસારમાં પ્રવેશ કરવો જોઇએ. જેમ હાથે તેલ ચોપડયા પછી ફણસ કાપીએ તો તેનો ચીકણો રસ હાથે ચોંટશે નહિ.

સંસાર જળ બરોબર છે અને મનુષ્યનું મન દૂધ બરોબર છે. જો દૂધને જળમાં નાખી દઇએ તો તે પાણી સાથે મળી જશે; માટેજ એકાંતમાં એ દૂધને મેળવીને દહિં બનાવવું જોઇએ. દહિંમાંથી માખણ કહાડી લેવું જોઇએ. પછી એ માખણને ગમે તેટલો વખત પાણીમાં રાખો પણ પાણી સાથે સેળભેળ થઇ જશે નહિ, પણ નિર્લિપ્ત થઇને ઉપર તર્યા કરશે.

કેટલાક બ્રહ્મજ્ઞાનીઓ મને કહે છે કે મહારાજ ! અમે તો જનકરાજાના જેવા છીએ. તેની પેઠે નિર્લિપ્તપણે અમે સંસારમાં રહીએ છીએ. મેં કહ્યું તમે કહો છો તેવી રીતે નિર્લિપ્તપણે સંસારમાં રહેવું બહુ મુશ્કેલ છે. મોઢે મોઢે બોલ્યાથી કાંઈ જનકરાજા થવાતું નથી. જનકે કેટલા કાળ સુધી કષ્ટ વેઠીને તપશ્ચર્યા કરીને જ્ઞાન મેળવ્યું હશે તેનો કાંઈ ખ્યાલ છે? તમારાથી તેના જેવું તપ થવાનું નથી પણ સાધન તો કરવુંજ જોઇએ. એકાંતમાં તો રહેવુંજ જોઇએ. એકાંતમાં રહીને જ્ઞાન અને

ભક્તિ પ્રાપ્ત કર્યા પછી સંસારમાં રહેવું હોય તો રહો. દહિં તો એકાંતમાંજ રાખવું જોઇએ. વારે વારે હલાવ હલાવ કરીએ તો તે જામેજ નહિ.

જનક નિર્લિપ્ત હતો તેથી તેનું એક નામ વિદેહ કહેવાય છે; એટલે શું? તેને દેહ હતો છતાં પણ દેહબુદ્ધિ ન હતી. સંસારમાં રહેતો છતાં પણ જીવન્મુક્ત થઇનેજ ફરતો હતો, પણ એ દેહબુદ્ધિ જવી એ બહુ દૂરની વાત છે. ખૂબ સાધન કરવું જોઇએ.

જનક ખરેખરો વીર પુરુષ હતો. બે હાથે તલવાર ફેરવતો હતો. એક હાથમાં જ્ઞાન અને બીજા હાથમાં કર્મ.

## સંસારી જ્ઞાની અને સંન્યાસી જ્ઞાનીમાં શો ફેર ?

કોઇ પૂછે કે સંસાર આશ્રમના જ્ઞાનીમાં અને સંન્યાસ આશ્રમના જ્ઞાનીમાં તફાવત છે કે નહિ? તેનો જવાબ એ છે કે બેઉ એકજ છે. આનું પણ જ્ઞાન અને પેલાનું પણ જ્ઞાન; બેઉ સરખા છે. છતાં સંસારમાં રહ્યાથી જ્ઞાનીને કાંઇક ભય તો છેજ. કામિનીકાંચનની વચમાં રહેતાં કાંઇને કાંઇ ભય તો છેજ. કાજળથી ભરેલા ઘરમાં જનાર ગમે તેટલો ચતુર અને સાવધાન હોય, તોપણ એકાદ ડાઘ લાગ્યા વગર રહેતોજ નથી.

માખણને તૈયાર કર્યા પછી કોરા વાસણમાં રાખ્યું હોય તો બગડવાનો સંભવ નથી, પણ છાશવાળા અથવા બોરા ઘીવાળા વાસણમાં રાખીએ તો કદાચ બગડી જાય. (હસાહસ)

જ્યારે ધાણી શેકાય છે ત્યારે બે ચાર ફૂલ ભાડીઆમાંથી ઉછળીને બહાર નીકળી પડે છે. તે એવાં સફેદ દેખાય છે કે જાણે મોગરાનાં ફૂલ! તેમાં એક પણ ડાઘ નથી હોતો. પણ જે ધાણી ભાડીયામાં હોય છે, તે હોય છે તો સારી, તોપણ પેલાં ફૂલ જેવી નથી હોતી. કોઇ કોઇને કાળો ડાઘ લાગી ગએલો હોય છે. સંસાર-ત્યાગી સંન્યાસી જ્ઞાન પ્રાપ્ત કર્યા પછી પેલાં મોગરાનાં ફૂલ જેવો નિષ્કલંક હોય છે; પણ જો તે જ્ઞાન મેળવ્યા પછી પણ સંસારરૂપી ભાડીઆમાં પડયો રહે તો લાલચરૂપી એકાદ ડાઘ કદાચ લાગી જાય. (હસાહસ)

જનકરાજાની સભામાં એકવાર એક ભૈરવી આવી ચડી. સ્ત્રીને જોઇને જનકે નેત્ર નીચાં ઢાળ્યાં. આ જોઇને ભૈરવી બોલી, 'હે જનક! હજી પણ તમારે સ્ત્રીને જોતાં ડરવું જોઇએ?' પૂર્ણ જ્ઞાન થયા પછી બાળક જેવો સ્વભાવ થઈ જાય છે.

તોપણ સંસારમાં રહેતા જ્ઞાનીને ડાઘ લાગવા છતાં પણ તેનાથી તેને અંતિમ નુકસાન નથી. ચંદ્રને કલંક તો છે પણ તેથી કાંઈ તેનો પ્રકાશ ઓછો થતો નથી.

## જ્ઞાન થયા પછી કર્મ માત્ર લોકકલ્યાણમાટેજ થાય છે

કેટલાક લોકો જ્ઞાન થયા પછી માત્ર લોકોને ઉપદેશ આપવા માટેજ કર્મ કરે છે: જેમકે જનક, નારદ વગેરે. લોકોને ઉપદેશ આપવા માટે સામર્થ્યની જરૂર છે. ઋષિ-મુનિઓ માત્ર જરૂર પૂરતું જ્ઞાન મેળવવાનીજ ઉત્કંઠા રાખતા હતા. નારદ જેવા આચાર્યો લોકોના હિતને માટેજ બધે ફરતા હતા. તેઓ વીરપુરુષ હતા.

હલકું લાકડું પોતે તરી શકે છે, પણ જો એકાદ પક્ષી તેના ઉપર બેસે તો ડૂબી જાય; પણ શીમળાનું લાકડું પોતે પણ તરે, તેમજ ગાય, બળદ, માણસ અને હાથી જેવાને પણ તારે. સ્ટીમર પોતે તરે છે, અને હજારો માણસોને સમુદ્રને એક કિનારેથી બીજે કિનારે લઇ જાય છે.

નારદ વગેરે આચાર્યો શીમળાના લાકડા જેવા અથવા સ્ટીમર જેવા છે.

કેટલાક માણસો એવા સાંકડા મનના હોય છે કે કેરીઓ ખાઇને ટૂવાલથી મોં લૂછી નાખે, રખેને કેરી ખાધી છે એમ કોઈ જાણે! બીજા કેટલાક એવા હોય છે કે પોતાની પાસે એકાદ કેરી હોય તો કકડી કકડી બધાંને આપે અને પછી પોતે ખાય.

નારદ જેવા આચાર્યો જ્ઞાન પ્રાપ્તિ કર્યા પછી પણ લોકોના કલ્યાણમાટે ભક્તિ કરતા હતા.

---

## જ્ઞાન અને ભક્તિ

ડૉકટર:—જ્ઞાનવડે મનુષ્ય સ્તબ્ધ બની જાય છે, નેત્ર અંજાઈ જઇ અશ્રુથી ભરાઇ જાય છે; એવે વખતે ભકિતની જરૂર પડે છે?

શ્રીરામકૃષ્ણ:—ભકિત (પરાભકિત) એ સ્ત્રી જાતિ છે, માટે તે અંતઃપુરસુધી -એક અંદરના ભાગ સુધી જઇ શકે છે. જ્ઞાન (પરોક્ષ જ્ઞાન) એ પુરુષ+ હોવાથી બહારના દિવાનખાનામાંજ બેસી શકે છે. (હસાહસ)

ડૉકટર:—પરંતુ અંતઃપુરમાં ગમે તે સ્ત્રીને દાખલ થવા દેવી એ યોગ્ય નથી. વેશ્યા સ્ત્રીને તેમાં પેસવા દેવાય નહિ માટે થોડું જ્ઞાન પણ જોઇએ.

શ્રીરામકૃષ્ણ:—કોઇને માર્ગની બરાબર માહિતી ન હોય, પણ માત્ર ઈશ્વર તરફ પ્રબળ ભક્તિ હોય, તેને ઓળખવાની ઉત્કટ ઇચ્છા હોય, તો તેવા લોકો પણ ભકિતના બળથી ઈશ્વરની સમીપ પહોંચી જાય છે. ઈશ્વર પોતે તેને ખરો માગ બતાવે છે. એક માણસ ખરેખરો ભકત હતો; તે જગન્નાથજીનાં દર્શન કરવા નીકળ્યો. કયે રસ્તે જગન્નાથપુરી જવાય તેની એને બરાબર ખબર ન હતી, તેથી તે દક્ષિણ દિશાએ ન જતાં પશ્ચિમ દિશા તરફ ચાલ્યો ગયો. આમ રસ્તે ભૂલો પડવાથી વ્યાકુળ થઇને

---

+ બંગાળામાં જ્ઞાનને નરજાતિમાં ગણતા હશે.

તે લોકોને રસ્તો પૂછવા લાગ્યો. એક વટેમાર્ગુએ કહ્યું: 'ભાઇ, આ રસ્તે ન જા, પેલે રસ્તે જા' એમ કરતાં કરતાં આખરે તે પુરી પહોંચ્યો અને તેણે ભગવાનનાં દર્શન કર્યાં. માટે આપણે કદાચ રસ્તો ન જાણતા હોઇએ તોપણ તે કોઇ નહિ ને કોઇ બતાવી દેશે.

ડૉકટરઃ—પણ તે ભૂલો પડયોને !

શ્રીરામકૃષ્ણઃ—પણ આખરે તો ખરે ઠેકાણે જઇ પહોંચ્યોને !

પછી એક જણે સવાલ કર્યો કે "ઇશ્વર સાકાર છે કે નિરાકાર છે ?"

## સાકાર અને નિરાકાર

શ્રીરામકૃષ્ણઃ—તે સાકાર છે અને વળી નિરાકાર પણ છે; તોપણ એ બરાબર સમજી લેવું એ બહુ મુશ્કેલ છે. જે નિરાકાર છે તે સાકાર થાયજ શી રીતે ? અને જે સાકાર છે તે નાના પ્રકારનાં રૂપ કેમ ધારણ કરી શકે ?

ડૉકટરઃ—જેણે જગતમાં નાના પ્રકારની આકૃતિઓ ઉત્પન્ન કરી છે તે સાકાર છે. મન ઉત્પન્ન કર્યું છે માટે તે વળી નિરાકાર પણ છે. તે બેઉ થઇ શકે છે.

શ્રીરામકૃષ્ણઃ—જ્યાંસુધી ઇશ્વરની પ્રાપ્તિ ન થઇ હોય ત્યાંસુધી એ પૂરેપૂરૂં સમજાતું નથી. પોતાના ભકતને સંતોષવા માટે તે નાના પ્રકારનાં રૂપ ધારણ કરીને તેને દર્શન આપે છે. એક રંગરેજ હતો. તેની પાસે કુંડામાં રંગ હતો. ઘણાં માણસો તેની પાસે કપડાં રંગાવવા આવતાં હતાં. રંગરેજ પોતાના ઘરાકને હમેશાં પૂછતો કે તમારે કયા રંગમાં કપડું રંગાવવું છે ? કોઇ કહેશે કે મને લાલ રંગ પસંદ છે, એટલે તેનું કપડું પેલા કુંડામાં બોળી આપતો અને કહેતો કે લો ભાઇ, આ તમારા કપડાને લાલ રંગ ચડાવી આપ્યો. કોઇ કહે કે મારે તો પીળો રંગ જોઇએ. તો તેના કપડાને તેજ કુંડામાં બોળતો અને બહાર કહાડીને કહેતો કે જુઓ, આ પીળું રંગાયું. કોઇને ભૂરૂં રંગાવવું હોય તો તેને પણ તેજ કુંડામાં બોળીને ભૂરૂં રંગી આપતો. એ પ્રમાણે જેને જે રંગ પસંદ હોય તેના કપડાંને એકની એક કુંડીમાં બોળીને મનપસંદ રંગ ચડાવી આપતો. આ આશ્ચર્યકારક બનાવ એક ઘરાકના જોવામાં આવ્યો. રંગરેજે તેને પૂછ્યું; "કેમ ભાઇ, તમારે કયા રંગમાં રંગાવવું છે ?" તેણે જવાબ દીધો–" તું પોતે જે રંગમાં રંગાયો છે તે રંગ મને પસંદ છે." (હસાહસ)

એક માણસ દિશાએ જવા ગયો હતો. તેણે જોયું તો એક ઝાડ ઉપર સુંદર જનાવર બેઠું હતું. તેણે એક જણને કહ્યું: 'અમુક ઝાડ ઉપર એક લાલ રંગનું સુંદર જનાવર બેઠેલું છે.' તે માણસે કહ્યું: 'મેં પણ તેને જોયું છે, પણ તે લાલ રંગનું નથી, તે તો આસમાની રંગનું છે.' એ સાંભળી ત્રીજો માણસ બોલ્યોઃ 'ના, ના, એ લાલ નથી, ને આસમાની પણ નથી, એ તો પીળા રંગનું છે.

આ પ્રમાણે દરેક માણસ જૂદી જૂદી હકીકત કહેવા લાગ્યા. કોઇ કહે તે લીલું છે અને કોઇ કહે તે જાંબુડીઉં છે, પછી તેઓ સર્વ એ ઝાડ પાસે ગયા. ત્યાં એક માણસ બેઠેલો હતો. તેને પૂછતાં જવાબ મળ્યો કે હું આ ઝાડ નીચેજ રહું છું અને એ જનાવરને સારી પેઠે ઓળખું છું. તમે જે જે કહો છો તે સત્ય છે. તે કોઇ વાર લાલ, કોઇવાર આસમાની, કોઇવાર પીળું અને કોઇવાર લીલું થાય છે. વળી કોઇવાર તદ્દન રંગ વગરનું પણ થઇ જાય છે.

જે માણસ હમેશાં ઇશ્વરનું ચિંતવન કરે છે તેજ તેનું અસલ સ્વરૂપ જાણી શકે છે. તેજ જાણી શકે છે કે ઇશ્વર નાના પ્રકારનાં રૂપ ધારણ કરે છે અને નાના પ્રકારે દર્શન આપે છે. તે સગુણ છે અને નિર્ગુણ પણ છે. જે ઝાડની નીચે રહે છે તેનેજ માલમ છે કે એ બહુરંગી જાનવર અનેક જાતના રંગ ધારણ કરે છે, અને કોઇવાર તદ્દન રંગ વગરનું પણ થઇ જાય છે. બીજા લોકો ખાલી ઝઘડો મચાવીને હેરાન થાય છે.

તે સાકાર છે અને નિરાકાર પણ છે, તે કેવી રીતે? જાણે કિનારા વગરનો એક સચ્ચિદાનંદરૂપી અનંત મહાસાગર છે. એ મહાસાગરમાં ભક્તિરૂપી ઠંડીથી ઠેકાણે ઠેકાણે બરફના ઢગલા બંધાયલા જોવામાં આવે છે. નિરાકાર જળનુંજ સાકાર બરફ થએલું છે. અર્થાત્ ઇશ્વર ભક્તની આગળ સાકાર થઇને પ્રકટ થાય છે અને તેને દર્શન આપે છે. જ્ઞાનરૂપી સૂર્યની ગરમી લાગતાં એ બરફ ઓગળી જાય છે, અને પાછું નિરાકાર બની જાય છે.

ડૉકટરઃ—સૂર્ય ઉગતાં બરફ પીગળીને જળ થઇ જાય છે, અને પછી એ જળની કેવળ નિરાકાર, અદૃશ્ય વરાળ પણ થાય છે ને?

શ્રીરામકૃષ્ણઃ—બ્રહ્મ સત્ય અને જગત્ મિથ્યા, એવો વિચાર કર્યાથી આખરે સમાધિ થાય છે અને રૂપ બુપ બધું ઉડી જાય છે. પછી ઇશ્વરનું વ્યક્તિરૂપે જ્ઞાન થઇ શકતું નથી. તે કોણ છે તે મોઢેથી બોલી શકાતું નથી. કોણ કહી શકે? જે કહેનાર છે તેનોજ પત્તો નથી. અહંભાવ પોતેજ પીગળી ગએલો હોવાથી ખોળ્યો જડતો નથી. આમ થાય ત્યારે બ્રહ્મ નિર્ગુણ થાય છે. તે વખતે તેનું જ્ઞાન માત્ર જ્ઞાનચક્ષુદ્વારાજ થઇ શકે છે. મનબુદ્ધિવડે તેને જાણી શકાતો નથી.

માટેજ કહું છું કે ભકિત એ ચંદ્ર છે અને જ્ઞાન તે સૂર્ય છે. મેં સાંભળ્યું છે કે ઉત્તરમાં તેમજ દક્ષિણમાં ઘણે દૂર સમુદ્ર આવેલો છે. ત્યાં એટલી ઠંડી પડે છે કે ઠેકાણે ઠેકાણે બરફના ડુંગર જામી જાય છે, અને વહાણ ચાલી શકતાં નથી. ત્યાં આગળજ અટકી જાય છે.

ડૉકટરઃ—તેમ ભકિતમાર્ગમાં મનુષ્યો અટકી પડે છે?

શ્રીરામકૃષ્ણઃ—હા, અટકે છે ખરા, પણ તેથી નુકસાન નથી. એ સચ્ચિદાનંદ

સમુદ્રના જળનુંજ બરફ બંધાઇ ગયું છે. તેમજ જો જ્ઞાનથી વિચાર કરો અને મનમાં ખૂબ ઠસાવો કે બ્રહ્મ સત્ય અને જગત્ મિથ્યા છે, તો તેથી પણ હરકત નથી. જ્ઞાનરૂપી સૂર્યવડે એ બરફ પીગળી જશે અને માત્ર સચ્ચિદાનંદ સમુદ્રજ રહેશે.

## મલિન અહંકાર અને શુદ્ધ અહંકાર

જ્ઞાનનો વિચાર કરતાં કરતાં આખરે સમાધિ પ્રાપ્ત થાય છે. પછી હું–અહંભાવ બહંભાવ કશુંય રહેતું નથી. પણ એ સમાધિ થવી–એ અહંભાવ જવો મુશ્કેલ છે, અને તે જતો નથી તેથીજ આપણને ફરી ફરીને સંસારમાં આવવું પડે છે.

વાછરડો હમ્મા હમ્મા—હમ હમ કરે છે, માટેજ તેને અનેક પ્રકારના સંતાપ વેઠવા પડે છે. આખો દિવસ–સખત ઉનાળામાં અથવા મુસળધાર વરસાદમાં હળ ખેંચવું પડે છે. વળી કસાઇને હાથે તેની કતલ થાય છે; એટલેથી પણ તેનો છૂટકો થતો નથી, તેના ચામડાનાં જોડા બને છે! તેનાં આંતરડાંની પિંજારાની તાંત બને છે અને પિંજારો તેના ઉપર લાકડીના ઝપાટા મારે છે, ત્યારે તે તુંહિ તુંહિ–તુંજ તુંજ–એવો અવાજ કરે છે. બસ એમ થાય છે ત્યારેજ તેની અધોગતિનો અંત આવે છે!

જ્યારે જીવાત્મા '**नाहं नाहं**–હું કાંઇજ નથી'.હું કર્તા નથી--એમ માનવા લાગે છે અને કહે છે કે હે ઇશ્વર! તુંજ કર્તા છે, હું દાસ છું અને તું માલિક છે; ત્યારેજ તે મુક્ત થાય છે.

ડૉક્ટર:—પણ પિંજારાના ઝપાટા ખાવા તો જોઇએ. (હસાહસ)

શ્રીરામકૃષ્ણ:—જો અહંભાવ સમુળગો નજ જાય તો કહેવું કે સાળા, બાળ તારૂં મોઢું; હું દાસ છું એટલો અહંભાવ રહેવા દેવો. ( હસાહસ )

સમાધિ થયા પછી પણ કેટલાકનામાં થોડોક અહંભાવ રહી જાય છે, તે કેવો? હું દાસ છું અથવા હું ભકત છું એટલોજ. શંકરાચાર્યે જગતને ઉપદેશ આપવા માટે વિદ્યાનો અહંભાવ રહેવા દીધો હતો.

હું દાસ છું, હું ભકત છું, એ અહંભાવ પાકો અહંભાવ કહેવાય છે.

કાચો અહંભાવ કેવો હોય? હું કર્તા છું, હું મોટા માણસનો છોકરો છું. હું વિદ્વાન છું, હું ધનવાન છું, શું મને કોઇ આવું વચન કહી શકે? આવા પ્રકારનો ભાવ તે કાચો અહંભાવ કહેવાય છે. જો કોઇ તેના ઘરમાં ચોરી કરવા આવ્યો હોય અને પકડાઈ ગયો હોય તો પ્રથમ તો તેની પાસે જે કાંઇ ચોરેલો માલ હોય તે પડાવી લે; પછી જેટલો બને તેટલો માર મારે; ત્યાર પછી એને પોલિસને હવાલે સોંપે; અને કહે કે કોણ જાણે શું શું ચોરી ગયો હશે?

ઈશ્વરપ્રાપ્તિ થયા પછી પાંચ વરસના બાળકના જેવો સ્વભાવ થઇ જાય છે.

બાળકનો અહંભાવ તે ઉપર કહ્યો તેવો પાકો અહંભાવ છે. બાળક કોઈ પણ ગુણને વશ નથી. ખરૂં જોતાં તે ત્રિગુણાતીત છે. સત્ત્વ, રજ અને તમ એ ત્રણમાંથી કોઈ પણ ગુણ તેનામાં વિશેષરૂપે નથી. જુઓ, તે તમોગુણને પણ અધીન નથી. અલબત્ત, કજીઆ કરે છે, વખતે મારામારી પણ કરે છે, પણ તુરતજ બધું ભૂલી જાય છે, તેને જેણે માર્યું હોય છે તેને ગળે વળગીને કેવું લાડ કરે છે ? કેટલો પ્રેમ રાખે છે ? વળી તે રજોગુણને પણ વશ નથી. જે રમકડાંપર તે બહુજ પ્યાર રાખે છે તેને પડયાં મૂકીને માની પાસે જતું રહે છે અને રમકડાંને યાદ પણ કરતું નથી. એકાદ નવું કપડું પહેરીને ફરતું હોય છે, પણ જરાવાર પછી તે પડી જાય તો તેની દરકાર પણ કરતું નથી કે કયાં પડી ગયું ? તેને કાં તો સાવ ભૂલી જાય છે; અથવા નાગું થઈને કપડું બગલમાં મારી ફરતું ફરે છે ! ( હસાહસ )

જો તમે તેને કહેશો કે વાહ ! આ ઝબલું બહુ મઝાનું છે. કોનું છે વારૂ ? તે કહેશે કે મારૂં છે. મારા બાપાએ શીવડાવી આપ્યું છે, જો તમે તેની પાસે માગશો અને કહેશો કે બહુ ડાહ્યો ! મને એ આપી દે તો ! ત્યારે પહેલાં તો તે કહેશે કે ના, નહિ આપું. મારૂં છે. મારા બાપાએ અપાવ્યું છે; પણ તમે જો પટાવશો અથવા એકાદ પૈસાનું રમકડું કે પીપુડી આપશો તો તમને તે પાંચ રૂપીઆનું ઝબલું પણ આપી દેશે ! વળી એવા નાના બાળકમાં સત્ત્વગુણ પણ વિશેષરૂપે હોતો નથી, પાડોશીનાં છોકરાં સાથે રમે છે અને તેમના ઉપર ખૂબ હેત રાખે છે. એક દિવસ પણ તેમને મળ્યા વગર રહેતો નથી. પણ જ્યારે તેનાં માબાપ બીજે ગામ રહેવા જાય છે ત્યારે ત્યાં જઈને નવા દોસ્તદાર કરે છે. જૂના ભાઈબંધોને જરાપણ યાદ કરતો નથી. વળી બાળકને જાતિઅભિમાન નથી. તેની મા કહે કે આ તારો ભાઈ થાય તો એ વચન ઉપર તે પૂરેપૂરો વિશ્વાસ રાખે છે, અને માને છે કે ખરેખર એ મારો ભાઈજ છે, તે બ્રાહ્મણનો છોકરો હશે પણ વાણીઆ સાથે બેસીને ખાતાં અચકાશે નહિ. વળી બાળકને પવિત્ર–અપવિત્ર એવો પણ વિચાર હોતો નથી. હઘીને × × ધોવડાવ્યા વગર ખાવાનું મળે તો ખાવા મંડી જાય. બાળકને લોકલજ્જા પણ હોતી નથી. ધોવરાવ્યા પછી પાછો ફરીને પૂછે કે છીછી ધોવાઉં કે નહિ ?

વળી એક પ્રકારનો અહંભાવ ઘરડા માણસને હોય છે. ( ડૉકટર હસે છે ) બુઢ્ઢાને અનેક જાતનો મેલ લાગેલો હોય છે. ન્યાતનું અભિમાન, દંભ, લજ્જા, ઘૃણા, ભય ઇત્યાદિ અનેક પ્રકારના રંગ તેને ચડી ગયા હોય છે. વિષયબુદ્ધિ, કુટિલતા, પ્રપંચ વગેરે દુષ્ટભાવો તેના હૃદયમાં દૃઢ થયેલા હોય છે. તે કોઈના ઉપર ગુસ્સે થાય તો તેનો ગુસ્સો થોડીવારમાં ઉતરી જતો નથી. કદાચ જીવે ત્યાંસુધી પણ વેર ભૂલે નહિ ! વળી કેટલાકને પોતાની વિદ્વત્તાનો અથવા ધનનો અહંકાર હોય છે. બુઢ્ઢાનો અહંભાવ તે કાચો અહંભાવ છે.

શ્રીરામકૃષ્ણ:—(ડૉક્ટરને) ચાર પાંચ જણને કદિ પણ જ્ઞાન ન થાય. જેને વિદ્યાનો અહંકાર છે, જેને ધનનો અહંકાર છે, એવા માણુસોને કદિ પણ જ્ઞાન ન થાય. એવા માણુસને કોઇ કહે કે અમુક ઠેકાણે એક સાધુ આવ્યો છે; દર્શન કરવા આવો છો? તો તે અનેક પ્રકારનાં બાનાં બતાવશે અને મનમાં કહેશે કે હું આવો મોટો માણસ તે વળી એવાઓ પાસે જાઉં?

અહંકાર એ તમોગુણનો સ્વભાવ છે. અહંકારની ઉત્પત્તિ અજ્ઞાનથી અને તમોગુણથી થાય છે.

પુરાણમાં લખ્યું છે કે રાવણમાં રજોગુણ હતો, અને કુંભકર્ણમાં તમોગુણ હતો, પણ વિભીષણમાં તો સત્ત્વગુણ હતો; માટેજ તેને રામચંદ્રજીની પ્રાપ્તિ થઇ. તમોગુણનું એક બીજું લક્ષણ ક્રોધ છે. ક્રોધવડે દેશકાળનું ભાન રહેતું નથી. હનુમાનજીએ લંકા સળગાવી મૂકી પણ એટલું ભાન ન રહ્યું કે સીતાની ઓરડી પણ બળી જશે!

તમોગુણનું ત્રીજું લક્ષણ કામ છે. ગિરીન્દ્ર ઘોષ કહેતા કે કામ ક્રોધ વગેરે ષડ્‌રિપુ માર્યાથી મરતા નથી; માત્ર આપણે તેમના કાર્યનો પ્રદેશ ફેરવી નાખવો જોઇએ. કામના કરવી તો ઇશ્વર દર્શનનીજ કરવી; સચ્ચિદાનંદ સાથે રમણ કરવું. જો ક્રોધ નજ જાય તો ભક્તિયુક્ત તમોગુણ ધારણ કરવો; ઇશ્વરના ઉપર જાંસો કરવો. મેં તેનું નામ લીધું છતાં શું મારો ઉદ્ધાર ન થાય! બસ થવોજ જોઇએ. હવે મારે પાપ કેવું? હવે મારે બંધન કેવું? લોભ કરવો તો ઇશ્વર મેળવવાનોજ લોભ કરવો. ઇશ્વરના રૂપમાંજ મુગ્ધ થવું. જો અહંકાર કરવો હોય તો એવો અહંકાર કરવો કે હું ઇશ્વરનો દાસ છું; ઇશ્વરનો બાળક છું. આ પ્રમાણે ષડ્‌રિપુનું સુકાન ફેરવીને તેમને બીજી દિશાએ વાળવું.

ડૉક્ટર:—ઇન્દ્રિયસંયમ કરવો ઘણો મુશ્કેલ છે. જુઓને, ઘોડાને બેઉ આંખે પાટા બાંધવા પડે છે! કેટલાક ઘોડાની તો સમૂળગી આંખોજ બંધ કરવી પડે છે.

શ્રીરામકૃષ્ણ:—એકવાર જો તેની કૃપા થાય, એકજવાર તેનું દર્શન થાય, આત્માનો એકજ વાર સાક્ષાત્કાર થાય તો પછી કોઇપણ જાતનો ભય રહેતો નથી. પછી એ છ રિપુ કાંઇપણ કરી શકતા નથી.

નારદ અને પ્રલ્હાદ જેવા મહાપુરૂષોને આંખે પાટા બાંધવાની જરૂર પડતી નથી. જે છોકરો બાપની આંગળી પકડીને ફરે છે તે ગાફલ રહે અને બાપનો હાથ છોડી દે તો ઠોકર ખાય; પણ બાપ કાંઇ હાથ છોડવા દે તેવો નથી, એટલે છોકરાને પડવાનો ભય છેજ નહિ.

ડૉક્ટર:—પણ બાપ છોકરાનો હાથ પકડે તે ઠીક નહિ.

શ્રીરામકૃષ્ણ:—એમ નથી, મહાપુરુષોનો બરાબર બાળક જેવો સ્વભાવ હોય

છે. ઈશ્વરની પાસે તેઓ હમેશાં બાળકભાવથીજ રહે છે. તેમનામાં અહંકાર હોતોજ નથી. તેમનામાં જે શક્તિ છે તે ઈશ્વરનીજ શક્તિ છે, પિતાનીજ શક્તિ છે. પોતાનું કશું નથી એવો તેમનો દઢ વિશ્વાસ હોય છે.

## જ્ઞાનમાર્ગ ઘણો મુશ્કેલ છે

ડૉકટરઃ—શરૂઆતમાં ઘોડાની આંખે પાટા ન બાંધ્યા હોય તો ઘોડો આગળ ચાલે ખરો કે? ષડ્‌રિપુને વશ કર્યા વગર ઈશ્વરને પમાય કે?"

શ્રીરામકૃષ્ણ:—તમે કહો છો તે જ્ઞાનમાર્ગનો રસ્તો છે. એ જ્ઞાનયોગ કહેવાય છે. એ રસ્તે પણ ઈશ્વરની પ્રાપ્તિ થઇ શકે છે, જ્ઞાનીઓ કહે છે કે પ્રથમ ચિત્તની શુદ્ધિ કરવાની જરૂર છે. પ્રથમ સાધન કરવું જોઇએ. સાધન પછી જ્ઞાન મળે.

વળી ભક્તિમાર્ગે પણ ઈશ્વરને પામી શકાય છે, જો ઈશ્વરના ચરણકમળમાં એકવાર ચિત્ત અનુરક્ત થાય, તેનું નામગુણકીર્તન કરવામાં મીઠાશ લાગે, તોપછી ઇન્દ્રિયસંયમ વગેરે પ્રયત્ન કરવાની જરૂર રહેતી નથી. ષડ્‌રિપુ આપોઆપજ વશ થઇ જાય છે.

કોઇના પુત્રનું મરણ થયું હોય તે દિવસે તે શું કોઇની સાથે ઝઘડો મચાવી શકે છે અથવા તો ન્યાતમાં જમવા જવાનું તેને મન થાય છે? શું તે માણસ લોકોની આગળ અહંકાર કરીને જાય છે? અથવા શું તે કોઇ પણ પ્રકારના વિલાસમાં આનંદ લઇ શકે છે? પતંગીઉં એકવાર દીવાનો પ્રકાશ જોવા પામે તોપછી તે અંધકારમાં રહી શકતુંજ નથી.

ડૉકટરઃ—(હસીને) તે બળી મરે છે એ વાત પણ કબૂલ કરવી પડશે.

શ્રીરામકૃષ્ણ:—નહિ, જરાએ નહિ; ભક્ત કાંઇ પતંગીઆની માફક બળી મરતો નથી. ભક્ત જે પ્રકાશ ઉપર મોહિત થઇને તેના તરફ દોડતો આવે છે તે તો હીરાનો પ્રકાશ છે. હીરાનો પ્રકાશ ઘણો તેજસ્વી હોવા છતાં પણ સ્નિગ્ધ અને શીતળ છે. તેના સ્પર્શથી શરીર દાઝતું નથી, પણ ઉલટું શાન્તિ અને આનંદ પામે છે.

જ્ઞાનનો વિચાર કરવાથી, જ્ઞાનયોગને માર્ગે જવાથી પણ ઈશ્વરની પ્રાપ્તિ થઇ શકે છે; પણ એ ઘણો વિકટ રસ્તો છે. હું શરીર નથી; મન નથી; બુદ્ધિ નથી; મારે રોગ નથી; શોક નથી; અશાન્તિ નથી; હું સચ્ચિદાનંદ સ્વરૂપ છું; હું સુખદુઃખથી પર છું; હું ઇન્દ્રિયોને વશ નથી; એ બધી બાબતો મોઢે મોઢે બોલાવી ઘણી સહેલી છે; પણ તેને વ્યવહારમાં મૂકવી અને તેનો સાક્ષાત્કાર કરવો એ ઘણી મુશ્કેલ વાત છે. હાથમાં કાંટો ભોંકાય અને દડદડ કરતું લોહી ટપકવા માંડે તે વખતે જ્ઞાનીનો ડોળ કરનારે એમજ ધારણા કરવી જોઇએ કે 'મને કાંઇ નથી થયું. હું તો સુખ સ્વરૂપ છું!' કદાચ કોઇ મમતની ખાતર એમ બોલે તો તેથી પણ કાંઇ વળે

નહિ. મનમાંથીજ કાંટો કહાડી નાખવો જોઇએ.

ઘણા લોકો એમ માને છે કે પુસ્તકો વાંચ્યા વગર જ્ઞાન થાયજ નહિ, વિદ્યા સંપાદન કરાયજ નહિ; પણ વાંચ્યા કરતાં સાંભળવું સારૂં છે અને સાંભળ્યા કરતાં મનન કરવું તથા મનન કરતાં અનુભવમાં લાવવું અનેકગણું સારૂં છે. કાશી વિષે કોઇ પુસ્તક વાંચવું, કાશી જઇ આવેલા માણસને મોઢેથી કાશીની હકીકત સાંભળવી અને જાતે જઇને કાશી જોવું, એ ત્રણમાં ઘણો તફાવત છે.

જેઓ જાતે શેતરંજ રમવા બેસે છે તેઓ ઘણીવાર ચાલ ચાલવામાં ભૂલ ખાઇ બેસે છે, પણ જેઓ પોતે ન રમતાં રમનારને ચાલ બતાવી દે છે તેઓ રમનાર કરતાં ચાલ વિષે વધારે જાણતા હોય છે; કેમકે તેઓનું લક્ષ અમુક ચાલમાં નહિ પણ આખી બાજીમાં હોય છે. સંસારી લોકો એમ માને છે કે અમે ઘણા બુદ્ધિમાન છીએ, પણ ખરેખર તો તેઓ વિષયાસક્તજ છે. તેઓ જાતેજ રમતમાં ઉતર્યા હોય છે. તેઓ પોતાની ચાલ બરાબર સમજી શકતા નથી; પણ સંસારત્યાગી સાધુ લોકો કે જેઓ દુનિયાદારીની બાબતો પ્રતિ અનાસક્ત હોય છે તેઓ સંસારી લોકો કરતાં વિશેષ જાણી શકે છે. તેઓ પોતે ન રમતાં રમનારને કઇ ચાલ ચાલવી તે સારી રીતે બતાવી શકે છે.

ડૉકટરઃ—( ભક્તોને ) પુસ્તકો વાંચ્યાં હોત તો એમનું ( પરમહંસજીનું ) આટલું જ્ઞાન હોત પણ નહિ. ફૅરૅડે પ્રકૃતિનું જાતે દર્શન કરતો માટેજ તે એટલાં સાયન્સનાં સત્યો શોધી શકયો. પુસ્તકોજ વાંચીને બેસી રહ્યો હોત તો આવું પરિણામ આવત નહિ.

શ્રીરામકૃષ્ણઃ—( ડૉકટરને ) જ્યારે હું પંચવટીમાં ભોંયપર પડયો પડયો માને પોકારતો હતો ત્યારે હું તેને કહેતો કે, મા ! કર્મ કરનાર લોકો કર્મદ્વારા જે પામે છે, યોગીઓ યોગદ્વારા જે પામે છે, અને જ્ઞાનીઓ જ્ઞાનદ્વારા જે પામે છે, તે મને બતાવ. એવું એવું ઘણું હું માને કહેતો. અહાહા ! મારી શી અવસ્થા થઇ ગઇ ? એક પ્રકારની નિદ્રા આવી ગઇ ! હું પુસ્તક બુસ્તક કાંઇ ભણ્યો નથી; પણ જુઓને તેનું નામ લીધાથી મને માને છે ! શંભુ મલ્લિક મને કહે છે કે ‘ ઢાલ નહિ, તલવાર નહિ અને શાંતિરામ સિંહ !’ ( હસાહસ )

પછી ગિરીશ ઘોષના બુદ્ધદેવ ચરિત્ર નાટકની વાત નીકળી. તેણે ડૉકટરને નિમંત્રણ કરીને એ નાટક બતાવ્યું હતું. એ જોઇને ડૉકટરને નિરવધિ આનદ થયો હતો.

ડૉકટરઃ—( ગિરીશને ) તું તો બડો સેતાન છે ! શું હું રોજ રોજ નાટક જોવા આવું ?

શ્રીરામકૃષ્ણઃ—( માસ્તરને ) એમણે શું કહ્યું ? હું સમજયો નહિ.

માસ્તરઃ—એમને નાટક બહુ ગમે છે.

## જીવની ક્ષુદ્ર બુદ્ધિ

શ્રીરામકૃષ્ણ:—( ઇશાનને ) તમે કાંઇ બોલોને ! આ ( ડૉકટર ) અવતારને માનતા નથી.

ઇશાન:—જી, વિવાદ શામાટે કરવો ? હવે વિવાદ કરવો ગમતો નથી.

શ્રીરામકૃષ્ણ:—( નારાજ થઇને ) કેમ સાચી વાત નહિ કહેવી ?

ઇશાન:—( ડૉકટરને ) અહંકારને લીધે આપણી શ્રદ્ધા કમી થાય છે. કાકભુષણ્ડી પ્રથમ રામચંદ્રજીને અવતાર તરીકે માનતા નહિ. છેવટે જ્યારે સૂર્યલોક, ચંદ્રલોક, દેવલોક, કૈલાસ વગેરે ઠેકાણે ભ્રમણ કરીને જોયું કે રામચંદ્રજી વગર કોઇ પણ રીતે છૂટકો નથી ત્યારે તે પોતે પોતાની મેળેજ તેમને શરણે ગયા. રામે તેને પકડીને પોતાના મોંની અંદર દાખલ કરી દીધા ! કાકભુષણ્ડીએ તે વખતે જોયું કે રામ તેની પાસેજ બેઠેલા છે.

પોતાનો અહંકાર ચૂર્ણ થયા પછી કાકભુષણ્ડીને માલમ પડયું કે રામચંદ્ર દેખાવમાં તો આપણા જેવા મનુષ્ય છે, પણ તેના ઉદરમાં આખું બ્રહ્માંડ છે. તેના ઉદરમાં આકાશ, ચંદ્ર, સૂર્ય, તારા, સમુદ્રો, પર્વતો, તમામ જીવ જંતુઓ અને વૃક્ષો સઘળું છે.

શ્રીરામકૃષ્ણ:—(ડૉકટરને) તેજ કીટ છે અને વળી તેજ વિરાટ્ છે ! એ સમજવું બહુ મુશ્કેલ છે. જે નિત્ય છે તેનીજ આ સર્વ લીલા છે. 'તે મનુષ્યરૂપ ધારણ કરી શકેજ નહિ' એમ ભાર મૂકીને આપણાથી–ક્ષુદ્ર બુદ્ધિવાળા જીવોથી કહી શકાયજ કેમ ? આપણી અલ્પબુદ્ધિથી એ વાતોની ધારણા થઈ શકેજ કેમ ? એક શેરના વાસણમાં ચાર શેર દૂધ સમાયજ શી રીતે ?

માટે જે સાધુ મહાત્માઓએ ઇશ્વરપ્રાપ્તિ કરી હોય તેમના વચન ઉપર વિશ્વાસ રાખવો જોઇએ. એવા સાધુઓ હમેશાં માત્ર ઇશ્વરનુંજ ચિંતવન કર્યા કરે છે, જેમ વકીલ લોકો આખો દિવસ દાવા લડવામાંજ રોકાયલા હોય છે તેમ. તમને કાકભુ-ષણ્ડીની કથામાં શ્રદ્ધા બેસે છે ?

ડૉકટર:—હું તો જેટલું ઠીક લાગે તેટલું માનું. તમને જો હું બરાબર મુદ્દાસર પકડું તો પછી ચર્ચાનો અહીંજ અંત આવશે. રામને ઇશ્વરનો અવતાર હું કેવી રીતે કહી શકું ? જુઓ, પ્રથમ વાલીના વધનો પ્રસંગ; ચોરની માફક દબાઇ છૂપાઇ તેને બિચારાને બાણથી વીંધી નાખ્યો ! એ તો મનુષ્યનું કામ છે; ઇશ્વરનું કામ નથી.

ગિરીશ ઘોષ:—નહિ, એ કામ ઇશ્વરજ કરી શકે.

ડાકટર:—ત્યાર પછી સીતાના ત્યાગનો પ્રસંગ વિચારો.

ગિરીશ ઘોષ:—એ કામ પણ ઇશ્વરથીજ થાય; મનુષ્યથી નહિ.

ઇશાન:—(ડૉકટરને) આપ અવતારને શા કારણથી નથી માનતા ? હમણાં આપે

પોતેજ કહ્યું હતું કે જેણે સાકાર સ્વરૂપ રચ્યાં છે તે સાકાર પણ છે, અને વળી નિરાકાર મન રચ્યું છે તો નિરાકાર પણ છે. આપેજ કહ્યું હતું કે ઈશ્વરની કૃતિ અલૌકિક છે; તે બધું કરી શકે છે.

શ્રીરામકૃષ્ણ:—( હસતા હસતા ) ઈશ્વર અવતાર ધારણ કરી શકે છે એ બાબત એમના સાયન્સમાં નથી આવતી એટલે એ બિચારા શી રીતે માને ? ( હસાહસ )

એક દૃષ્ટાંત સાંભળો. એક જણે આવીને લોકોને કહ્યું કે; ભાઈઓ ! હમણાં હું અમુક શેરીમાં જઈ આવ્યો. ત્યાં અમુક માણસનું ઘર કડડભુસ કરીને પડી જતું હતું. એ સાંભળીને એક માણસ કહેવા લાગ્યો કે ઉભા રહો; હું વર્તમાનપત્રમાં જોઉં ! તમે કહો છો તે વાત તેમાં છે કે નહિ ? તેણે વર્તમાનપત્ર ઉઘાડીને જોયું તો તેમાં ઘર પડવાની વાત લખી ન હતી. તે જોઈ પેલો માણસ કહે તમારી વાત હું માની શકતો નથી; કેમકે આ વર્તમાનપત્રમાં ઘર પડવાની વાત લખેલી નથી ! તમે કહો છો તે બધું જૂઠું છે ! (હસાહસ )

ગિરીશ:—(ડૉકટરને) શ્રીકૃષ્ણને તો તમારે ઈશ્વર માનવાજ પડશે. તે માણસ હતા એમ તો અમે તમને કહેવા દઈશુંજ નહિ. કહો કે ઈશ્વર અથવા રાક્ષસ; પણ મનુષ્ય તો નહિ.

## સરળતા અને ઈશ્વર ઉપર વિશ્વાસ

શ્રીરામકૃષ્ણ:—સ્વભાવમાં નિષ્કપટતા–સરળતા ન હોય તો ઈશ્વર ઉપર એકદમ શ્રદ્ધા ચોંટતી નથી. વિષયબુદ્ધિથી ઈશ્વર ઘણો દૂર રહે છે. જ્યાંસુધી વિષયબુદ્ધિ છે ત્યાંસુધી નાના પ્રકારના સંશય ઉત્પન્ન થયાજ કરે છે, અને નાના પ્રકારના અહંકાર માર્ગમાં વિઘ્ન નાખે છે–વિદ્વત્તાનો અહંકાર, ધનનો અહંકાર વગેરે. (ભકતોને) પણ એમની (ડૉકટરની) પ્રકૃતિ ઘણી સરળ છે.

ગિરીશ:—( ડૉકટરને ) મહાશય ! શું કહીએ ? પામરને (અમારા જેવા) કાંઈ જ્ઞાન હોય ?

ડૉકટર:—રામ રામ બોલો ! તેને પણ કોઈ વખત થાય !

શ્રીરામકૃષ્ણ:—કેશવસેન કેવો સરળ પ્રકૃતિનો હતો ? એક દિવસ ત્યાં ( રાસમણિના કાલીમંદિરમાં ) આવ્યો હતો. ચાર વાગ્યાને સુમારે અતિથિશાળા જોઈને તેણે કહ્યું હતું કે, 'આ ગરીબ કંગાલ લોકોને જમાડવાનો કયો વખત છે ?' જેમ જેમ શ્રદ્ધા વધતી જાય છે તેમ તેમ જ્ઞાન પણ વધતું જાય છે. જે ગાય જરા અહીં ખાય, જરા ત્યાં ખાય તે સિડિક સિડિક ( જરા જરા ) દૂધ દે છે; પણ જે બધું ખાય--શાક, ઘાસ, પાલો, અનાજ, જે આપો તે ખાય–તે સુડુડુડુ સુડુડુડુ દૂધ દે છે. (હસાહસ)

નાના બાળકના જેવા શ્રદ્ધાળુ ન થવાય ત્યાંસુધી ઈશ્વરની પ્રાપ્તિ ન થાય. મા કહેશે કે આ તારો ભાઇ થાય. બાળક એ સાંભળીને બરાબર માની લે છે કે એ મારો ભાઇજ થતો હશે. મા કહેશે કે અહિં હાઉ છે, અડકતો નહિ. તો બાળક તરતજ માની લે છે અને ત્યાંથી ખસી જાય છે. આ રીતે જ્યારે બાળકના જેવી શ્રદ્ધા આપણામાં જુએ ત્યારે ઈશ્વર દયા બતાવે છે. સંસારી બુદ્ધિથી ઈશ્વર મળતો નથી.

ડાકટર:—(ભક્તોને) ગાય જે તે ખાય અને ખૂબ દૂધ આપે એ ઠીક નહિ. મારી ગાયને હું ફાવે તે ખાવા દેતો, તેથી હું માંદો પડયો. પછી મેં વિચાર કર્યો કે આ મંદવાડનું કારણ શું ? તપાસ કરતાં માલમ પડયું કે મારી ગાયે અમુક અનાજનાં છાલાં તથા બીજું કેટલુંક ખાધું હતું. મંદવાડને લીધે ઘણી મુશ્કેલી આવી પડી, લખનૌ જવું પડયું અને બાર હજાર રૂપીઆ ખરચ થયો ! ( બધા ખડખડ હસી પડયા. )

શાનાથી શું થાય છે એ કહી શકાતું નથી. પાકપાડાના એક બાબુની સાત મહિનાની છોકરી માંદી પડી. લુખ્ખી ઉધરસ થએલી–મને જોવા બોલાવ્યો. એના મંદવાડનું કારણ હું શોધી શકયો નહિ. આખરે મારા જાણવામાં આવ્યું કે જે ગધે-ડીનું દૂધ એ છોકરીને પાવામાં આવ્યું હતું તે ગધેડી વરસાદમાં ઘણી ભીંજાઈ હતી. (હસાહસ.)

શ્રીરામકૃષ્ણ:—(ભકતોને) ખરી વાત છે હો ! એક વાર આમલીના ઝાડ નીચે મારી ગાડી ઉભી રહી એટલામાં મને અમ્લ રોગ થઈ આવ્યો ! (ડૉકટરને બીજા બધા હસે છે.)

ડૉકટર:—( હસતા હસતા ) એક વાર એક આગબોટના કૅપ્ટનનું માથું દુખતું હતું, તે ઉપરથી બધા ડૉકટરોએ મસલત કરીને આગબોટને બ્લીસ્ટર માર્યું !(હસાહસ)

શ્રીરામકૃષ્ણ:—(ડૉકટરને) સાધુ સમાગમ કરવાની હમેશાં જરૂર છે. રોગ તો લાગુજ પડેલો છે. સાધુ પુરુષો જેમ કહે તેમ કરવું જોઇએ; માત્ર સાંભળ્યાથી કાંઈ વળે નહિ. દવા ખાવી જોઇએ અને વૈદ કહે તે પ્રમાણે ખોરાકમાં ફેરફાર કરવો જોઇએ. પથ્યની બહુ જરૂર છે.

ડૉકટર:—પથ્યથીજ આરામ થાય છે.

(અહીં ત્રણ પ્રકારના વૈદ્ય અને ત્રણ પ્રકારના ડૉકટરવાળી હકીકત પરમહંસજીએ કહી બતાવી હતી. )

## સંન્યાસના કઠણ નિયમ

શ્રીરામકૃષ્ણ:—(ડૉકટરને) સંન્યાસીએ કામિનીકાંચનનો સંપૂર્ણ ત્યાગ કરવો જોઈએ. સ્ત્રીના વસ્ત્રને પણ સંન્યાસીએ જોવું ન જોઇએ. સ્ત્રીને તમે કેવી જાણો છો ?

જાણે ખાટું અથાણું, યાદ કરતાં પણ મોંમાં પાણી આવે! રોગીએ ખાટા અથાણાને પાસે રાખવુંજ ન જોઇએ.

પણ આવા સખ્ત નિયમ તમારા જેવા સંસારીઓમાટે નથી. એ સંન્યાસીને માટે છે. તમારે તો બની શકે તેટલા પ્રમાણમાં સ્ત્રીની સાથે અનાસક્તપણે રહેવું. વખતો વખત એકાંતમાં જઇને કેવળ ઇશ્વરનું ચિંતવન કરવું. એવે ઠેકાણે જવું કે જ્યાં કોઇ હોય નહિ. એમ કર્યાથી ઇશ્વર ઉપર શ્રદ્ધા અને ભક્તિ દૃઢ થશે તથા ઘણે અંશે અનાસક્ત થઇ શકશો. એકાદ બે સંતાન થયા પછી સ્ત્રીપુરુષે પવિત્ર સંબંધ રાખવો અને બેઉએ સાથે મળીને ઇશ્વરનું ભજન કરવું. એમ કર્યાથી ઇન્દ્રિયોના ઉપભોગ તરફ મન જશે નહિ અને છોકરાં પણ થશે નહિ.

+ + + +

ગિરીશઃ—(ડૉક્ટરને હસતાં હસતાં) તમે અહીં ત્રણ ચાર કલાકથી બેઠા છો તે કોઇ દરદીને વિઝીટ આપવા જવું નથી કે શું?

ડૉક્ટરઃ—હવે દરદીને બરદી, એ પરમહંસ થયા ત્યારથી મારૂં તો બધુંએ તણાઇ ગયું! (હસાહસ)

શ્રીરામકૃષ્ણઃ—(ડૉક્ટરને) સાંભળો. કર્મનાશા કરીને એક નદી છે. તે નદીમાં ડૂબકી મારીએ એટલે મોટી મુસ્કેલી ઉભી થાય છે. ડૂબકી મારી કે કર્મનો એકદમ નાશ થઇ જાય છે. પછી તે માણસ કોઇ પણ જાતનું કર્મ કે ઉદ્યમ કરી શકતો નથી. (ડૉક્ટર અને બીજા બધા હસે છે.)

ડૉક્ટરઃ—(માસ્તર, ગિરીશ વગેરેને) જુઓ, હું અહીં તમારીજ ખાતર આવું છું. દવા કરવા આવું છું એમ માનતા નહિ. જો તમે મને તમારો પોતાનો ગણતા હો તો હું તમારો છું.

## અહેતુકી ભક્તિ

શ્રીરામકૃષ્ણઃ—(ડૉક્ટરને) "એક પ્રકારની ભક્તિને અહેતુકી ભક્તિ કહે છે. એવી ભક્તિ હોય તો ઘણું સરસ. પ્રલ્હાદની એવી ભક્તિ હતી. એવો ભક્ત કહે છે કે, હે ઇશ્વર! હું ધન, માન, દેહનું, સુખ એમાંનું કશું માગતો નથી; હું એટલુંજ માગું છું કે તમારા ચરણકમળમાં હમેશાં અનુરક્ત રહું.

ડૉક્ટરઃ—મેં કાલી તોલાના લોકોને પ્રણામ કરતા જોયા છે. મનમાં કેવળ ઐહિક કામના—મને નોકરી અપાવો, મારૂં દરદ સારૂં કરો. વગેરે વગેરે.

* * * * *

ડૉક્ટરઃ—(શ્રીરામકૃષ્ણને) આપને જે વ્યાધિ થએલો છે તે વિષે બધા લોકોને જાણીતા કરવાની જરૂર નથી. માત્ર હું આવું ત્યારે મને આપે બધી હકીક્ત કહેવી. (હસાહસ)

શ્રીરામકૃષ્ણઃ—એ દરદ તમે મટાડી દો. જુઓને, મારાથી તેનું નામ ગુણકીર્તન થતું નથી.

ડૉકટરઃ—ધ્યાન કરો છો એજ ઘણું છે.

શ્રીરામકૃષ્ણઃ—એ તે કાંઇ વાત છે? હું શા માટે એટલાથીજ સંતોષ માનું? હું શાકને અનેક રીતે રંધાવીને ખાઉં છું. કોઇવાર ખાટું, કોઈવાર તળેલું, કોઇવાર શેકેલું કોઇવાર તેનો શેરવો; તેમ હું કોઈવાર માનું પૂજન કરૂં, કોઇવાર ધ્યાન કરૂં, કોઇવાર તેના નામનું સંકીર્તન કરૂં, કોઇવાર તેની સ્તુતિ કરતાં કરતાં નાચું પણ ખરો અને કોઇવાર પૂર્ણ નિર્વિકલ્પ બની તેનામાં લીન થઇ જાઉં.

ડૉકટરઃ—મને પણ એકથી સતોષ નથી થતો.

× × × × ×

શ્રીરામકૃષ્ણઃ—(ડૉકટરને) તમારો છોકરો અમૃત અવતારને માનતો નથી, તેમાં નુકશાન શું છે? નિરાકાર ઈશ્વર ઉપર શ્રદ્ધા રાખવાથી પણ તેને પામી શકાય છે, અને સાકાર ઈશ્વર ઉપર શ્રદ્ધા રાખવાથી પણ તેને પમાય છે; માત્ર તેનાપર અડગ શ્રદ્ધા હોવી જોઈએ અને તેનું અનન્ય ભાવે શરણ લેવું જોઇએ. એ બે વસ્તુનીજ જરૂર છે. મનુષ્ય તો અજ્ઞાન છે. તેની ભૂલ થાય એ સંભવિત છે. એક શેરના વાસણમાં ચાર શેર દૂધ સમાજ નહિ, માટે ગમે તે માર્ગે રહીને પણ વ્યાકુળતા-પૂર્વક તેને માટે પોકાર કરવો જોઇએ. તે તો અંતર્યામી છે—અંતઃકરણનો પોકાર તે સાંભળવાનો ને સાંભળવાનોજ. વ્યાકુળ થઇને સાકારવાદીને માર્ગે જાઓ અથવા નિરાકાર-વાદીને માર્ગે જાઓ, પણ તેને પામશો એ વાત નક્કી છે.

વેઢમી આડી ખાઓ કે ઉભી ખાઓ, ગમે તે રીતે ખાઓ, પણ ગળી તો લાગવા-નીજ. તમારો છોકરો અમૃત ઘણો મજાનો છે.

ડૉકટરઃ—તે આપનોજ ચેલો છે ને?

શ્રીરામકૃષ્ણઃ—ક્યો સાળો મારો ચેલો છે? હુંજ બધાનો ચેલો છું. બધાએ ઈશ્વરનાં બાળક છે; બધાએ ઈશ્વરના દાસ છે. હું પણ ઈશ્વરનો બાળક છું. હું પણ તેનો દાસ છું.

ચાંદા મામા સૌના મામા. (હસાહસ અને આનંદ.)





# ખંડ સોળમો

## શ્રીરામકૃષ્ણદેવ સર્વથી મોટું તીર્થ છે.



આજે રવિવાર કાર્તિક વદી બીજ ઇ. સ. ૧૮૮૫ ની ૨૫ મી અક્ટોબરનો દિવસ છે. પરમહંસજી હજી કલકત્તાના શ્યામ-પુકુર નામના પરાવાળા ઘરમાંજ રહે છે. ગળામાં ચાંદુ પડયું છે તેની સારવાર કરાવવા માટે તેઓ આવ્યા છે. હાલમાં ડૉ૦ સરકાર તેમની દવા કરે છે.

માસ્તરને દરરોજ પરમહંસજીની હકીકત કહેવાને માટે ડૉકટરને ઘેર મોકલવામાં આવે છે. આજે સવારના છ વાગ્યે મહારાજને પ્રણામ કરીને માસ્તરે પૂછયું કે,–'આપને કેમ છે?' પરમહંસજીએ કહ્યું કે; "ડૉકટરને કહેજો કે ગઇ રાત્રે એક લોટો બળગમ પડયો હતો. ઉધરસ ઘણી છે વગેરે. વળી તેને પૂછજો કે આજે મારાથી સ્નાન કરાય કે નહિ?"

સાત વાગ્યા પછી માસ્તર ડૉકટર સરકારને મળ્યા અને બધી હકીકત કહી.

થોડી વાર પછી વિજય કૃષ્ણ ગોસ્વામી પરમહંસજીનાં દર્શન કરવા આવ્યા. તેમની સાથે કેટલાક બ્રાહ્મભકતો હતા. વિજય ઢાકામાં ઘણા દિવસ રહી આવ્યા હતા. હાલમાં પશ્ચિમ તરફનાં અનેક પવિત્ર તીર્થ સ્થાનોમાં જઇ આવી કલકત્તે પાછા ફર્યા હતા. વિજયે આવતાં વેંતજ પરમહંસજીને સાષ્ટાંગ પ્રણામ કર્યા. તે વખતે ત્યાં ઘણા લોકો બેઠા હતા. નરેન્દ્ર, મ–ચક્રવર્તી, નવગોપાલ, ભૂપતિ, લાટુ, માસ્તર, નાનો નરેન વગેરે અનેક ભકતો હતા.

મ–ચક્રવર્તી:–(વિજયને) મહાશય! તમે તો ઘણાં તીર્થ જોઇ આવ્યા છો. ત્યાં તમે શું શું જોયું તે અમને તો જરા કહો.

વિજય:–શું કહું? મેં જોયું કે જેમ અહીં આપણે બેઠા છીએ તેમ ત્યાંએ લોકો બેસે છે; માત્ર ભટકવાનું છે. તીર્થોમાંથી તીર્થત્વ ઉડી ગયું છે. કોઇ ઠેકાણે એક આની રહ્યું છે તો કોઇ ઠેકાણે બે કે ચાર આની જેટલું છે, પણ સોળેસોળ આના તો કોઇ ઠેકાણે છેજ નહિ!

મ-ચક્રવર્તીઃ-એમજ છે. જે ભટકે છે તે આખરે ફરી ફરીને બેસી જાય છે.

શ્રીરામકૃષ્ણઃ-( નરેન્દ્રને ) જો, વિજયની કેવી અવસ્થા થઇ ગઇ છે? બધાં લક્ષણ બદલાઇ ગયાં છે-જાણે બરાબર રંધાઇને તૈયાર થઇ ગયો છે! હું સાધુની ગરદન અને કપાળ જોઇને કહી શકું છું કે તે ખરો સાધુ છે કે નહિ?

મ-ચક્રવર્તીઃ-( વિજયને ) તમારો આહાર ઓછો થઇ ગયો છે?

વિજયઃ—હા, થયો છે ખરો. ( શ્રીરામકૃષ્ણને ) આપના મંદવાડની વાત સાંભળીને આપને જોવા આવ્યો છું. વળી ઢાકાથી-

શ્રીરામકૃષ્ણઃ—શું ?

વિજયે આ સવાલનો જવાબ આપ્યો નહિ. થોડી વારસુધી તેઓ મૌન બેસી રહ્યા.

વિજયઃ—જ્યાં પકડાઇ જવું ન હોય ત્યાં પકડાઇ જઇએ છીએ એ બહુ મુશ્કેલીની વાત છે. અહીં સોળેસોળ આના તીર્થ છે.

શ્રીરામકૃષ્ણઃ—કેદાર કહે છે કે બીજે ઠેકાણે ખાઇ શકાતું નથી; અહીં આવીએ છીએ ત્યારે પેટ ભરીને ખાઇએ છીએ!

મ-ચક્રવર્તીઃ—પેટ ભરીનેજ નહિ પણ મોરચી થાય છે!

વિજયઃ—( શ્રીરામકૃષ્ણને હાથ જોડીને ) આપ કોણ છો તે સમજી ગયો છું. મોઢેથી કહી શકતો નથી.

શ્રીરામકૃષ્ણઃ—( ભાવસ્થ ) જો તમે કહો છો તેમ હોય તો તેમ.

વિજયઃ—સમજ્યો.

આટલું કહીને વિજય રામકૃષ્ણજીના ચરણ આગળ નમી પડયા અને તેમનાં ચરણ પોતાની છાતીએ તથા માથે લગાડયાં. તે વખતે શ્રીરામકૃષ્ણ ઇશ્વરાવેશમાં બાહ્યજ્ઞાનરહિત થઇ, મૂર્તિ અથવા ચિત્રની માફક નિશ્ચલ બેસી રહ્યા હતા.

આ પ્રેમાવેશ તથા આ અદ્‌ભુત દશ્ય જોઇને પાસે બેઠેલા ભક્તોમાંથી કેટલાકની આંખમાંથી અશ્રુબિન્દુ ટપકવા લાગ્યાં. કેટલાક ભક્તો સ્તુતિ કરવા લાગ્યા. જેના મનમાં જે ભાવ હતો તે ભાવપૂર્વક પરમહંસજીની સામે અનિમેષ નેત્રે તે જોવા લાગ્યા. કોઇને તેમના દેહમાં પરમ ભક્તનું, કોઇને પરમ સાધુનું અને કોઇને સાક્ષાત્ મનુષ્યદેહધારી ઇશ્વરનું દર્શન થતું હતું. જેવો જેના મનનો ભાવ!

પછી મ—ચક્રવર્તી અશ્રુપૂર્ણ નેત્રે ગાવા લાગ્યા:-

જરા જોજો આ પ્રેમમગ્ન મૂર્તિ-

આટલું બોલતાં બોલતામાં તો જાણે તેમને બ્રહ્મદર્શન થતું હોય તેમ ભાવમગ્ન હાલતમાં તેઓ આવી ગયા. તેઓ બોલ્યા:-

" तुरीयं सच्चिदानंदं द्वैताद्वैतविवार्जितम्

નવગોપાલ અશ્રુપાત કરવા લાગ્યો.

એક બીજા ભકતે સ્તવન કર્યું:–

જય જય પરબ્રહ્મ, તું અપાર ને અગમ્ય,
પરાત્પરા છો વિશ્વસાર, નમું નમું જગવંદ્ય હે!
સત્યના પ્રકાશ તમે, પ્રેમના ભંડાર તમે,
મંગલના મૂલ તમે, નમું નમું જગવંદ્ય હે!
નાના રસયુક્ત વિશ્વ, ગંભીર રચના ભરેલ,
દિવ્ય શોભાથી રસેલ, કૃતિ તવ નાથ હે!
શશિ રવિ અંતરિક્ષે, તારાગણ વ્યોમ વિષે,
તુજ સ્તુતિ વદે ગાન, કરે જગનાથ હે!
વિભુ તુજ કીર્તિ લેખ, અંકિત અંબર પટે,
ગંભિર રવે મેઘનાદ, ગાય જયઘોષને–
ષડ્ ઋતુ રચી મંડલ, મહિમા કીર્તન કવે,
નૃત્ય ગીત સાજ લઇ, સાગર ઝંકાર પુરે.
કુસુમે તમારી કાંતિ, સલિલે તમારી શાંતિ,
મેઘરવે રૂદ્ર રૂપ, જ્યોતિ તુજ સૂર્યમાં.
તુજ ભાવ ગૂઢ અતિ, પામે શું પામરમતિ!
યુગ યુગ ધ્યાન કરી, યોગીઓ વિરામતા.
વિશ્વ રાચે હર્ષ પુરે, ચરણ તમારા ચૂમે,
સૂર્ય, ચંદ્ર ને નક્ષત્ર, પ્રકૃાત સમસ્ત હે!
જ્ઞાન, પ્રેમ, ભક્તિ, ક્ષેમ, આપો વરદનાથ હે!
નમી નમી યાચીએ, દો ચરણ કમળ છાંય હે!

એજ ભકતે બીજું સ્તવન ગાયું:–

ચિદાનંદ સિંધુનીરે, પ્રેમાનંદ પુર રહે,
મહાભાવ રાસ મચ્યો, અમૃત કલ્લોલ ઉડે.
વિવિધ રસ વિલાસ મચ્યા, અભિનવ કંઇ ભાવ થયા,
રસ સમુદ્રમાંહ્ય રમ્યા, નવીનરૂપ ધારીને.
વિશ્વ એકાકાર બન્યું, ભેદજ્ઞાન લુપ્ત થયું,
બંધન સ્થળ કાળતણાં, હર્ષ પુરમાં વહ્યાં.
આશ સર્વ પૂર્ણ થઇ, ઝીલી હર્ષનીય ઝડી,
આનંદે ચકચૂર બની, સહસા નચાય છે!

ત્રૂટયાં ભરમભીતિ, ધર્મ, કર્મ, લોકરીતિ;
ગયું દૂર જાતિ કુલમાન.

કયાં હુંને હરિ છે કયાં? મુજ ચિત્તચોર કયાં?
કર્યું પ્રાણ સખાએ પ્રયાણ!
અરે ! હું કયાં આવ્યો? પ્રેમ સિંધુતીરે;
ગયો તે કયાં બતાવી રાહ?
ભાવમાં બન્યો હું મસ્ત, પ્રેમનિશામાં બેહોશ;
ખોયું મેં સદાનું દેહભાન.
પ્રેમદાસ કહે હાસી, સુણો સાધુ જગવાસી;
અલૌકિક નૂતન વિધાન.

ઘણીવાર પછી રામકૃષ્ણજી મૂળ પ્રકૃતિપર આવી ગયા.

શ્રીરામકૃષ્ણ:—(માસ્તરને) કેવો આવેશ આવી ગયો? મને શરમ આવે છે! જાણે કોઇ ભૂત ન વળગ્યું હોય! હું તદ્દન બદલાઇ જાઉં છું, જાણે હું પોતેજ ન હોઉં.

આવી હાલત થયા પછી સંખ્યા ગણી શકાતી નથી. એક, સાત, આઠ એમ ગણાઇ જવાય છે!

નરેન્દ્ર:—બધું એકજ ને?

શ્રીરામકૃષ્ણ:—એક બે એવી ગણનાથી પણ પેલી પાર!

મ-ચક્રવર્તી:—જી, હા. द्वैताद्वैत विवर्जितम्

શ્રીરામકૃષ્ણ:—હિસાબ બિસાબ બધું ઉડી જાય છે. કેવળ પાંડિત્યથી તેને પામી શકાતું નથી. તે શાસ્ત્ર, વેદ, પુરાણ, તંત્ર સર્વથી પર છે. હાથમાં ચોપડી લઇને કોઇ ઉભો હોય તેથી કોઇ તેને રાજર્ષિ નથી કહેતું. પછી ભલે તે જ્ઞાની હોય. તેનામાં બ્રહ્મર્ષિનું કાંઇ ચિહ્ન તો હોતું નથી. શાસ્ત્રની જરૂરીઆત કેટલે સુધી છે તે તમે જાણો છો? એક માણસ પર કોઇનો કાગળ આવ્યો કે પાંચ શેર સંદેશ અને અમુક કપડાં મોકલી દેજો. આ કાગળ વાંચીને તેણે મંગાવેલી ચીજો યાદ રાખી અને કાગળ ફાડીને ફેંકી દીધો! જાણ્યા પછી કાગળ શા કામનો છે?

વિજય:—સંદેશ મોકલવાના છે એટલું યાદ રહ્યું એટલે બસ!

શ્રીરામકૃષ્ણ:—મનુષ્યદેહ ધારણ કરીને ઈશ્વર જગતમાં અવતાર લે છે તે સર્વ ઠેકાણે છે અને પ્રાણીમાત્રમાં છે એ વાત ખરી, પણ અવતારરૂપે પ્રકટ થયા વગર મનુષ્યની આકાંક્ષા પૂર્ણ થઇ શકતી નથી. તેની ઉણપ પૂરી થતી નથી, તે કેવી રીતે? એક દૃષ્ટાંત લો. ગાયના ગમે તે અવયવને અડકો પણ ગાયનેજ અડકયા એમ કહેવાય; પણ દૂધ તો ગાયના આંચળમાંથીજ નીકળે અને તૃપ્તિ ત્યાંથીજ થાય. (હસાહસ)

મ-ચક્રવર્તી:—દૂધનીજ અપેક્ષા હોય તો ગાયનાં શિંગડા ચૂસ્યાથી શું વળે? આંચળજ મોંમાં લેવા જોઇએ.

વિજય:—પણ નવો અવતરેલો વાછરડો શરૂઆતમાં આમતેમ ફાંફાં મારે છે!

શ્રીરામકૃષ્ણઃ—( હસતા હસતા ) કોઇ પાસે ઉભું હોય અને વાછરડાને એમ ફાંફાં મારતો જુએ તો આંચળ તેના મોંમાં પણ આપી દે ! ( હસાહસ )

## ગમે તે ધંધાવાળાને પણ સાધુસમાગમની જરૂર છે

આ વાત ચાલતી હતી એવામાં ડૉ૰ સરકાર, પરમહંસજીની તબીયત જોવાને માટે આવી પહોંચ્યા અને એક આસનપર બેઠા.

ડૉ૰ સરકારઃ—ગઇ કાલે ત્રણ વાગ્યાની મારી ઉંઘ ઉડી ગઇ. માત્ર તમારોજ વિચાર આવ્યા કરે. પછી ઠંડી લાગવા માંડી. ઓહો હો ! કેટલો બધો વખત તમારોજ વિચાર કર્યા કર્યો !

શ્રીરામકૃષ્ણઃ—ઉધરસ આવે છે; ગળામાં બળતરા બળે છે; મોંમાંથી પુષ્કળ પાણી પડે છે; અને ગળામાં જાણે કાંટા ભોંકાય છે.

ડૉક્ટરઃ—આજે સવારના બધા સમાચાર મને મળ્યા છે.

× × × ×

પછી વૈદકના ધંધાની વાત નીકળી.

શ્રીરામકૃષ્ણઃ—( ડૉક્ટરને ) વૈદકનો ધંધો ઘણોજ ઉંચા પ્રકારનો છે, એવો ઘણાખરા લોકોનો અભિપ્રાય છે. જો વૈદ કે ડૉક્ટર પૈસા ન લેતા હોય અને પારકાનું દુઃખ જાણીને માત્ર દયાની ખાતર દરદીની સારવાર કરતા હોય તો એ ધંધો ખરેખર ઉંચો કહેવાય. કાર્ય તો ઘણુંજ ઉમદા છે, પણ પૈસા લઇને એ કામ કરવાનો અભ્યાસ પડી જવાથી માણસ લાંબી મુદતે નિષ્ઠુર થઇ જાય છે. ધંધાની ખાતર, પૈસા કમાવાની ઇચ્છાથી પારકાનાં ગૂ–મૂતર તપાસવાં એ તો નીચ જાતિનું કામ છે.

ડૉક્ટરઃ–માત્ર પૈસા કમાવાનોજ અમારો ઉદ્દેશ હોય ત્યારે તો તમે કહો છો તેમ ઘણું ખરાબ કહેવાય. હવે તમારી મારી બડાઇ કરવાની—

શ્રીરામકૃષ્ણઃ—વૈદકધંધામાં નિઃસ્વાર્થભાવે બને એટલો પરોપકાર કરવો જોઇએ, તેમ થતું હોય તો ઘણું સારૂં.

સંસારી લોકો ગમે તે પ્રકારનો ધંધો કરતા હોય તોપણ **વખતોવખત સાધુસમાગમ કરવાની બહુ જરૂર છે.** ઇશ્વરભક્તિનો ઉદય થયો હોય તો લોકો પોતાની મેળેજ સાધુઓનો સમાગમ ખોળી લે છે. જેમ ગાંજો પીનાર લોકો ગાંજાખોરીનીજ સોબતમાં રહે છે, અને બીજા લોકોને જુએ તો નીચી નજર કરીને ચાલ્યા જાય છે, અથવા સંતાઇ જાય છે; પણ જો કોઇ ગાંજાખોર નજરે પડે તો તેમને ઘણો આનંદ થાય છે. એકબીજાના ગળે વળગીને કેવી ગમ્મત કરે ! ( હસાહસ ) ગીધ પક્ષી ગીધના ટોળામાંજ રહે છે.

## સાધુ અને જીવદયા

ડૉક્ટરઃ—પણ કાગડાના ભયથી ગીધ નાસી જાય છે. હું તો એટલેસુધી કહું છું કે એકલા માણસ ઉપર દયા રાખવી એટલુંજ નહિ પણ પશુ પક્ષી સર્વ જીવમાત્ર ઉપર દયા રાખવી અને તેમની સેવા કરવી. હું રોજ ચકલીઓને લોટ ખવરાવું છું. લોટની નાની નાની ગોળીઓ બનાવીને મૂઠી ભરી ભરીને ફેંકું છું અને અગાસીમાં ટોળાંબંધ ચકલીઓ આવીને તે ખાઇ જાય છે.

શ્રીરામકૃષ્ણઃ—વાહ ! ઘણું ઉત્તમ કામ. પ્રાણીનું પોષણ કરવું એ સાધુનું કર્તવ્ય છે, કેટલાક સાધુઓ કીડીઓને ખાંડ ખવરાવે છે.

ડૉક્ટરઃ—આજે ભજન બજન થશે કે નહિ ?

શ્રીરામકૃષ્ણઃ—( નરેન્દ્રને ) એકાદ ભજન ગાઇશ કે ?

નરેન્દ્રે ગાવાની તૈયારી કરી. તાનપૂરો મેળવ્યો. બીજાં વાજીંત્ર પણ વાગવા લાગ્યાં.

સુંદર તુજ નામ દીન શરણ હે !
વરસે અમૃતધાર, મુદિત હૃદય, પ્રાણ રમણ હે !
એક તુજ નામ ધન, અમૃતસ્રવણ હે !
અમર થાય જે કરે તુજ નામરટણ હે !
ગંભીર વિષાદરાશિ. પલકમાં તું દે પ્રજાળી,
શાંતિનો સંચાર તુજ નામ સ્મરણથી.
હૃદય મધુમય, તુજ નામ ગાનથી
બન્યું, હૃદય નાથ ! ચિદાનંદઘન હે !

નરેન્દ્રે એક બીજું ભજન પણ ગાયુંઃ—

મને કરો માત ! અરે ગાંડો તૂર ! નથી પરવા જ્ઞાન કેરી !
તમારૂં દો માત ! પ્રેમ સુરાપાન, ભૂલું પીને શુદ્ધિ બુદ્ધિ !
ભક્ત મોહિની ! તમ પ્રેમ વારુણિ પીને, નાચું કુદું હાસું;
ઇસુને ગૌરાંગ, અન્ય સર્વ ભક્ત તુજ પ્રેમે ચકચૂર !
વર એવું આપો, શિરે હાથ થાપો, માત ! તુંમાં પામું લય !
તું પ્રેમ ઉન્માદિની, તું મસ્ત શિરોમણિ, તું પ્રેમધને ધનવાન.
કંગાલ આ માગે, કર જોડી યાચે દેને માડી ! પ્રેમ ભિક્ષા.

ગાયન પૂર્ણ થતાં અદ્ભુત દશ્ય બની ગયું ! સઘળા ભાવોન્મત્ત બની ગયા. પંડિતો પોતાના પાંડિત્યના અભિમાનનો ત્યાગ કરીને ઉભા થઇ બોલવા લાગ્યા કે 'મને કરો માત ! અરે ગાંડો તૂર ! નથી પરવા જ્ઞાન કેરી !' સૌથી પહેલા ઉભા થનાર વિજય ગોસ્વામી હતા, તેના પછી રામકૃષ્ણજી પોતે ઉભા થયા. આ ક્ષણે પરમહંસજી પોતાના દેહની તીવ્ર વેદના બિલકુલ ભૂલી ગયા હતા. ડૉકટર તેમની સામે

હતા. તે પણ ઉભા થયા હતા. રોગી અને ડૉક્ટર બેઉ ચકચૂર બન્યા હતા. નાના નરેન્દ્રને ભાવસમાધિ આવી ગઇ હતી. લાટુની પણ તેવીજ અવસ્થા હતી. ડૉક્ટર પોતે સાયન્સના અભ્યાસક છતાં આ અદ્‌ભુત ઘટના જોઇ રહ્યા હતા. તેમણે જોયું કે જેમની અવસ્થા ભાવમગ્ન હતી તેમનું બાહ્યજ્ઞાન તદ્દન લુપ્ત થઇ ગયું હતું. સઘળા સ્થિર નિશ્ચેષ્ટ બન્યા હતા. ભાવાવેશ કમી થતાં કોઇ કોઇ રડવા લાગ્યા; કોઇ કોઇ હસવા લાગ્યા!

## ભક્તો સાથે ભગવચ્ચર્ચા

આ ઘટના બન્યા પછી થોડીવારે સર્વ પોતપોતાને આસને બેસી ગયા. રાતના આઠ વાગવા આવ્યા હતા. ફરીથી વાતચીત શરૂ થઇ.

શ્રીરામકૃષ્ણ:—(ડૉક્ટરને) મારો આ ભાવ–જે તમે જોયો તે વિષે તમારા સાયન્સનો શો અભિપ્રાય છે? તમને તો આ બધો ઢોંગ લાગતો હશે?

ડૉક્ટર:—અહીં આટલા બધા માણસોની આ અવસ્થા જોતાં મને બધું આંતરિક લાગે છે; ઢોંગ જેવું કાંઇ નથી. (નરેન્દ્રને) જ્યારે તમે "મને કરો માત! અરે ગાંડો તૂર!" એ ગાયન ગાઓ છો ત્યારે મન કાબૂમાં નથી રહેતું. ઉભાંજ થઇ જવાય છે. બહુ મુશ્કેલીએ મનનો ભાવ દબાવ્યો.

શ્રીરામકૃષ્ણ:—(ડૉક્ટરને) તમે તો અટલ, અચલ અને સુમેરુવત્ છો. (સઘળા હસે છે) તમે તો ગંભીર આત્મા છો. રૂપ, સનાતનના* ભાવનું ઉંડાણ કોઇ જોઇ શકતું નહિ. જ્યારે ખાબોચીઆમાં હાથી પડે છે ત્યારે પાણી ખૂબ ઉછળે છે, પણ જ્યારે તે ઉંડા સરોવરમાં ઉતરે છે ત્યારે તેવું કાંઇ થતું નથી, એકવાર રાધાએ પોતાની સખીને કહ્યું કે, 'તું તો કૃષ્ણવિરહને લીધે ઘણો અશ્રુપાત કરે છે; પણ જો, હું કેવી કઠણ હૈયાની છું કે મારી આંખમાંથી આંસુનું એક ટીપું પણ પડતું નથી!' ત્યારે વૃન્દા નામની એક સખી બોલી:–'તારી આંખમાં આંસુ નથી આવતાં તેનાં ઘણાં કારણ છે; તારા હૃદયમાં વિરહાગ્નિ હમેશ ભભુકતોજ રહે છે, તેથી કરીને આંખમાં આંસુ આવે છે કે તુરતજ એ અગ્નિના તાપવડે સૂકાઇ જાય છે.'

ડૉક્ટર:—તમારી સાથે બોલવામાં તો કોઇ ફાવેજ નહિ. (હસાહસ)

## ક્રોધરહિત શ્રીરામકૃષ્ણદેવ

ત્યાર પછી બીજા વિષયની વાતો નીકળી. પરમહંસજી પોતેજ પોતાની ભાવાવસ્થાનું વર્ણન કરવા લાગ્યા. કામક્રોધ વગેરેનો કેવી રીતે પરાજય કરવો તે વિષે તેઓ

* એ બન્ને શ્રીગૌરાંગના ભાઇઓ હતા અને પરમ ભક્ત હતા.

વિવેચન કરવા લાગ્યા.

ડૉકટર:—અમારા સાંભળવામાં આવ્યું છે કે એકવાર તમે ભાવાવેશમાં બેશુદ્ધ અવસ્થામાં પડી રહ્યા હતા અને એક દુષ્ટ માણસે આવીને તમને બૂટની ઠેસ મારી હતી.

શ્રીરામકૃષ્ણ:—માસ્તરે તમને એ વાત કહી હશે. તે માણસ કાલીઘાટનો રહીશ ચંદ્ર હાલદાર હતો. મથુરબાબુની પાસે તે ઘણી વાર આવતો. હું ઈશ્વરના આવેશમાં જમીન પર અંધારામાં પડી રહ્યો હતો. ચંદ્ર હાલદારને એમ લાગ્યું કે હું ઢોંગ કરીને પડી રહ્યો હોઇશ અને વળી તેના મનમાં એમ પણ હતું કે હું મથુરબાબુનો વહાલો થાઉં, તેથી અંધારામાં આવીને તેણે મને બૂટવડે ઠોકરો મારવા માંડી. મારા શરીરપર તેના ડાઘા પડયા હતા. બધાએ મને કહ્યું કે આ વાત મથુરબાબુને જણાવવી જોઇએ, પણ મેં ના કહી.

ડૉકટર:—એ ઈશ્વરનોજ ખેલ છે એ વાત લોકોને તમે શીખવી. ક્રોધને કેવી રીતે વશ કરવો, ક્ષમા કેવી હોઇ શકે, એ પણ તમે તમારા આચરણવડે લોકોને શીખવ્યું.

## વિજય અને નરેન્દ્રે કરેલું ઈશ્વરીય રૂપનું દર્શન

ત્યાર પછી પરમહંસજીની સમક્ષ કેટલાક ભક્તો અને વિજય વચ્ચે ઘણી બાબતો વિષે વાતચીત થઇ.

વિજય:—એક વ્યક્તિ હમેશાં મારી પાસે ને પાસેજ રહે છે. તે હું દૂર હોઉં તો પણ અમુક ઠેકાણે શું થાય છે એ મને જણાવી દે છે.

નરેન્દ્ર:—[1]ગાર્ડીયન એન્જલની માફક.

વિજય:—ઢાકામાં મેં એમને (પરમહંસજીને) જોયા હતા. કેમ હાથ અડકાડયો હતોને?

શ્રીરામકૃષ્ણ:—(હસીને) તે કોઇ બીજો માણસ હશે.

નરેન્દ્ર:—મેં પોતે પણ એમને ઘણી વાર જોયા છે. (વિજયને) તે બધું હું તમને શી રીતે કહું? મારા કહેવામાં તમને વિશ્વાસ નહિ આવે!

---

૧ હરહમેશ રક્ષણ કરનાર દેવગણ.



# खंड सत्तरमो

## માસ્તર અને ડૉકટરનો સંવાદ



બી જે દિવસે કાર્તિક વદી ત્રીજ ને સોમવાર ઇ૦ સ૦ ૧૮૮૫ ના અકટોબરની ૨૬ મી તારીખ હતી. પરમહંસજી હજી પોતાની સારવાર માટે આગળ કહી ગયા તેજ ઘરમાં રહે છે, અને ડૉ૦ સરકારની દવા ચાલુ રહે છે. તે લગભગ દરરોજ આવે છે, અને પરમહંસજીના મંદવાડની વિગત ડૉકટરને કહેવા દરરોજ એકાદ માણસ પણ જાય છે.

શરદ્ઋતુ હતી. શારદીય દુર્ગાપૂજન થઇ ગયે આજે ઘણા દિવસ થઇ ગયા છે. એ મહોત્સવ પરમહંસજીના સેવકમંડળે અત્યંત હર્ષ અને વિષાદ સાથે પસાર કર્યો હતો. છેલ્લા ત્રણ માસથી તેમના ગુરુદેવનો મંદવાડ ભારે હતો. ગળામાં થએલા ચાંદાની પીડા ઘણી સખત હતી. ડૉ. સરકાર તેમજ બીજા ડૉકટરોએ તેમને સૂચના આપી હતી કે પરમહંસજીને કોઇ પણ રીતે આરામ નહિજ થાય. હતભાગ્ય શિષ્યો આ ખેદકારક વૃત્તાંત સાંભળીને એકાંતમાં ગુપચુપ અશ્રુપાત કરતા હતા. તેઓ જીવતોડીને પરમહંસજીની સેવા કરતા હતા.

આ ગુરુસેવાને પ્રસંગે નરેન્દ્ર અને એના જેવા કેટલાક બ્રહ્મચર્ય તથા વૈરાગ્યયુક્ત શિષ્યો કામિનીકાંચનના ત્યાગનો માર્ગ સૂચવનાર સોપાનનાં પગથીઆં ચઢવાનો અભ્યાસ કરતા હતા.

આવા સખ્ત વ્યાધિમાં પણ સેંકડો માણસો તેમનાં દર્શન કરવા આવતાં હતાં અને તેમની પાસે આવતાંજ શાન્તિ અને આનંદ પ્રાપ્ત કરતાં હતાં. પરમહંસજી અહૈતુક કૃપાસિંધુ છે ! તેમની દયાની સીમા નથી ! બધાંની સાથે વાતચીત કરે છે ! કોઇ પણ ઉપાયે લોકોનું કલ્યાણ થાય એજ તેમનો ઉદ્દેશ છે. ડૉકટરોએ અને ખાસ કરીને ડૉકટર સરકારે તેમને વાત કરવાની મના કરી હતી; પણ ડૉકટર પોતેજ તેમની પાસે છ કે સાત કલાક બેસી રહેતા હતા ! ડૉકટરે કહ્યું હતું કે: "તમારે બીજા કોઇની સાથે વાત કરવી નહિ; ફક્ત મારી એકલાની સાથે બોલવું."

રામકૃષ્ણના વચનામૃતનું શ્રવણ કરીને ડૉકટર સરકાર મુગ્ધ બની ગયા હતા, અને તેઓ પોતાનો વ્યવસાય છોડીને આટલો વખત તેમની પાસેને પાસેજ બેસી રહેતા હતા.

પરમહંસજીની પ્રકૃતિના સમાચાર પહોંચાડવા માટે દશ વાગે માસ્તર ડૉકટર પાસે જતા હતા, તેથી માસ્તરને પરમહંસજી સાથે વાત કરવાનો પ્રસંગ મળતો હતો.

શ્રીરામકૃષ્ણઃ—આજે તો દર્દ ઘણું ઓછું થઇ ગયું છે. ઘણોજ આરામ છે. ઠીક, આ ફાયદો ડૉકટરની દવાથી થયો હશે ? દવાથીજ ફાયદો થયો હોય તો જરૂર એ દવા ખાવી જોઇએ.

માસ્તરઃ—હું ડૉકટર પાસે જાઉં છું. તેમને બધી હકીકત કહીશ. જેનાથી આરામ થાય એમ હશે એવોજ ઉપાય તે બતાવશે.

શ્રીરામકૃષ્ણઃ—જો, બે ત્રણ દિવસ થયાં પૂર્ણ આવ્યો નથી. ઘણો મોટો માણસ થયો લાગે છે !

માસ્તરઃ—( કાલીને ) કાલી બાબુ ! તમે જઇને પૂર્ણને તેડી લાવો.

કાલીઃ—હમણાં જાઉં છું.

શ્રીરામકૃષ્ણઃ—( માસ્તરને ) ડૅકટરનો છોકરો ઘણો લાયક માણસ છે. તેને પણ એક વાર આવી જવાનું કહેજો.

---

માસ્તર જ્યારે ડૉકટરને ઘેર ગયા ત્યારે તેના જોવામાં આવ્યું કે ડૉકટરની પાસે બે મિત્રો બેઠા છે.

ડૉકટરઃ—( માસ્તરને ) હમણાં એક મિનિટ પહેલાંજ તમારી વાત નીકળી હતી—દશ વાગે આવશે અને દોઢ કલાક બેસશે. ઠીક, કેમ છે ? શી હકીકત છે ?

ડૉકટરઃ—(મિત્રને) ચાલો, પેલું ગાયન ગાઓ તો.

મિત્ર ગાવા લાગ્યોઃ—

> રટ રે મન ? તેનું નામ, જ્યાંસુધી રહે દેહ પ્રાણ.
> મહિમા જેનો જ્વલંવત, જ્યોતિ જગત્ બધું અજવાળે;
> પ્રેમ પિયુષનો સ્રોતજ જેમાં, જીવ માત્ર શાંતિ પામે.
> કરુણા સ્મરીને પુલકિત થઇએ, વાણી વિવશ જ્યાં જાય બની;
> જેના કૃપાકટાક્ષે પળમાં, વિઘ્ન માત્ર જાય બળી.
> ઉંચે, નીચે, દિગન્તમાં કે જલગર્ભે કે ને આકાશે;
> અનંત વ્યાપક સચરાચરમાં, વેદ વખાણીને વિરમે.
> પરમ સ્પર્શમણિ, અખંડ ચેતન, ભક્ત નયન રંજનકારી;
> અલખ નિરંજન, દર્શન માત્રે ત્રિવિધ તાપને દે બાળી.

ડૉક્ટરઃ—( માસ્તરને ) કેમ ગાયન કેવું સરસ છે ? પેલી પંક્તિ કેવી ઉત્તમ છે ? 'અનંત વ્યાપક સચરાચરમાં વેદ વખાણીને વિરમે !

માસ્તરઃ—ઘણુંજ રહસ્ય સમાયલું છે; ઈશ્વરનું અનંતત્વ એમાં પ્રતિપાદન કરેલું છે.

* * * * *

## પાખંડભક્તિ

ડૉક્ટરની ગાડી જે શ્યામપુકુરવાળા ઘરમાં પરમહંસજી હતા ત્યાં આગળ આવી પહોંચી. તે વખતે એક વાગ્યો હતો. પરમહંસજી માળ ઉપર હતા. તેમની આસપાસ ઘણા ભક્તો બેઠા હતા. ગિરીશ ઘોષ અને નાનો નરેન્દ્ર, તથા શરત્ વગેરે પણ હતા. સર્વની નજર તે મહાયોગી, સદા આનંદપૂર્ણ મહાપુરુષ તરફ ચોંટેલી હતી. જાણે તેઓ સઘળા મંત્રમુગ્ધ સર્પની માફક બાજીગરની સામે ન બેઠા હોય ! અથવા જાણે વરરાજાની આસપાસ બેસીને જાનૈયા આનંદ કરતા હોય તેવા દેખાતા હતા ! ડૉક્ટરે અને માસ્તરે આવીને પ્રણામ કર્યા અને એક બાજુ બેઠા.

ડૉક્ટરને જોઇને હસતે મોઢે પરમહંસજી બોલ્યાઃ—આજે તો મને ઘણો આરામ છે.

ત્યાર પછી ઈશ્વર સંબંધી ચર્ચા થવા લાગી.

શ્રીરામકૃષ્ણઃ—જો વિવેકવૈરાગ્ય ન હોય તો એકલા પાંડિત્યથી શું વળે ? ઈશ્વરના ચરણકમળનું ધ્યાન કરતાં કરતાં મારી એવી અવસ્થા થઇ જાય છે કે પહેરેલું વસ્ત્ર સરી પડે છે અને પગથી માથાસુધી એક પ્રકારનો ઝણઝણાટ વ્યાપી જાય છે. તે વખતે બધું તૃણ જેવું નિર્માલ્ય લાગે છે. કોઇ વિવેક વૈરાગ્ય વગરનો અને ઈશ્વર ભક્તિ વગરનો પંડિત જોઉં છું ત્યારે તે મને અતિશય તુચ્છ લાગે છે !

એકવાર રામનારાયણ ડૉક્ટર મારી સાથે વિવાદ કરવા લાગ્યા. એકાએક મેં હમણાં કહી તેવી મારી અવસ્થા થઇ ગઇ. ત્યાર પછી મેં તેને કહ્યુંઃ—તમે શું બોલો છો ? શું તમે તેને ( ઈશ્વરને ) કેવળ તર્કવડે ઓળખી શકવાના હતા ? શું તમે તેની સૃષ્ટિનું રહસ્ય સમજી શકવાના હતા ? તમારી બુદ્ધિ તો અત્યંત જડ અને કુટિલ છે ! મારી અવસ્થા જોઇને તેમની આંખમાં પાણી આવી ગયું અને મારા પગ દાબવા લાગ્યા.

ડૉક્ટરઃ—રામનારાયણ ડૉક્ટર તો હિન્દુ છે ને ? પુષ્પ, ચંદન લઇને પૂજા કરે છે. તે ખરેખરા આર્યધર્મ પાળનાર છે કે નહિ ?

માસ્તરઃ—( સ્વગત ) ડૉક્ટર તો એમ કહેતા હતા કે હું શંખ, ઘંટા વગાડું એવો હિન્દુ નથી.

શ્રીરામકૃષ્ણઃ—બંકિમ પણ તમારામાંનો એક સાક્ષર છે. એકવાર મારે તેની ×

× કલકત્તાના ડેપ્યુટિ માજીસ્ટ્રેટ, પરમ ભકત અધરલાલ સેનને ઘેર રામકૃષ્ણ અને

સાથે મળવું થયું હતું. મેં તેને પૂછયું કે, 'મનુષ્યનું કર્તવ્ય શું ?' તેણે કહ્યું: 'આહાર, નિદ્રા અને મૈથુન' આ સાંભળીને મને ખૂબ ચીડ ચડી. મેં કહ્યું: 'તમે આ બોલો છો શું ? તમે તો કોઇ અધમ જણાઓ છો ? જે માણસ રાત-દિવસ જેનું ચિંતવન કર્યા કરે અને જે પ્રકારની પ્રવૃત્તિ કરે તેજ બાબત તેના મોંમાંથી નીકળી પડે. મૂળા ખાઇએ એટલે મૂળાનાજ ઓડકાર આવે.' ત્યાર પછી ઈશ્વર સંબંધી ઘણી ચર્ચા થઇ અને સંકીર્તન થયું. મેં નૃત્ય કર્યું. તે વખતે બંકિમે કહ્યું:- 'મહાશય ! આપ એકવાર મારે ઘેર આવજો.' મેં કહ્યું:-'જેવી ઈશ્વરની ઈચ્છા;' બંકિમે કહ્યું: 'મારા ઘર આગળ એક ભક્ત રહે છે તેને પણ તમે મળી શકશો;' મેં હસતાં હસતાં કહ્યું: 'તે કેવો ભકત છે ?' 'ગોપાલ, ગોપાલ' બોલતો હતો તેના જેવો તો નથી ને ?'

ડૉકટર:—એ 'ગોપાલ, ગોપાલ' બોલનારની શી વાત છે ?

શ્રીરામકૃષ્ણ:—(હસીને) એક સોની હતો; તે ઘણો ભક્ત અને પરમ વૈષ્ણવ મનાતો હતો; તે ગળામાં તુળસીની માળા પહેરતો, કપાળે તિલક કરતો અને હાથમાં આખો દિવસ માળા તો રાખતો; બધા લોકો તેના ઉપર વિશ્વાસ રાખતા અને તેની દુકાને દાગીના ખરીદવા આવતા. લોકો એમ માનતા કે એ પરમ ભક્ત છે તેથી આપણે ઠગાઇશું નહિ; લોકો દુકાને આવે એટલે એક કારીગર બોલે: *'કેશબ ! કેશબ !' વળી થોડીવાર પછી બીજો કારીગર બોલે: 'ગોપાલ ! ગોપાલ !' તેને થોડીવાર થાય એટલે ત્રીજો કારીગર બોલે:—'હરિ ! હરિ ! હરિ !' ત્યાર પછી ચોથો બોલે:—'હર ! હર ! હર !' આ પ્રમાણે પળે પળે ઈશ્વરનું નામ લેવાતું સાંભળીને ઘરાક મનમાં એમ સમજે કે આ સોની ઘણો સુપાત્ર માણસ હોવો જોઇએ; પણ ખરી હકીકત તો જૂદાજ પ્રકારની હતી; જે માણસ 'કેશબ' બોલતો તેના બોલવાનો અર્થ એ હતો કે 'કે શબ ?' એટલે આ આવ્યા છે તે કેવા માણસ છે ? બીજો બોલતો કે 'ગોપાલ;' એટલે એ બધા ગોવાળીઆ જેવા મૂર્ખ છે; ત્યારે ત્રીજો બોલતો કે 'હરિ ! હરિ !' એટલે જો ગોવાળીઆ જેવાજ હોય તો એમના ધનનું હરણ કરીએ; એટલે ચોથો બોલતો 'હર ! હર !' એટલે નક્કી હરણ કરવુંજ, કારણ કે એ બધામાં ગોવાળીઆ જેટલીજ અક્કલ છે ! (હસાહસ)

## તેની કૃપા થઇ એટલે અભણને પણ જ્ઞાનની ખોટ રહેતી નથી

હું મથુરબાબુની સાથે એક ઠેકાણે ગયો હતો ત્યાં ઘણા પંડિતો મારી સાથે

બંકિમનો મેળાપ થયો હતો.

*બંગાળીમાં વનો ઉચ્ચાર બ થાય છે. આ શબ્દમાં જે દ્વિઅર્થીભાવ છે તે કે શબ–આ સઘળા કોણ છે ? એવો છે. બીજો અર્થ સ્પષ્ટ છે.

વાદવિવાદ કરવા આવ્યા હતા; હું તો મોટો મૂર્ખ ! ( હસાહસ ) તેમણે મારી અવસ્થા જોઇ અને મારી સાથે કેટલોક વખત વાતચીત કર્યા પછી કહ્યું કેઃ—' મહાશય ! અમે આજસુધી જે જે ભણ્યા છીએ તે સઘળું જ્ઞાન–વિદ્યા તુચ્છ છે, એમ તમારી સાથે વાત કરતાં અમને લાગે છે; હવે અમને સમજાય છે કે જેના ઉપર તેની કૃપા થાય તેનામાં જ્ઞાનનો અભાવ હોતો નથી; મૂર્ખ વિદ્વાન થાય છે અને બબૂચક મોટો વક્તા બની જાય છે; ' માટેજ તમને કહું છું કે એકલાં પુસ્તકો વાંચ્યાથી પંડિત થવાતું નથી.

શ્રીરામકૃષ્ણઃ—તેની કૃપા થયા પછી જ્ઞાનની શી ખોટ ? જુઓને, હું તદ્દન અભણ છું કાંઇ ભણ્યો ગણ્યો નથી, તે છતાં આ બધું કોણ બોલાવે છે ? યાદ રાખજો કે એ જ્ઞાનનો ભંડાર અખૂટ છે. આપણા દેશમાં વાણીઆ અનાજ માપે છે ત્યારે એક માણસ ' લાભોજીને લાભોજીને ! ' કહીને પાલીઓ ગણતો જાય છે, અને બીજો માણસ અનાજના ઢગલામાંથી હાથવડે અનાજ તેની પાસે સેરવતો જાય છે. પેલાનું કામ તો અનાજને માપી માપીને આપવાનુંજ છે. હું જેમ જેમ બોલતો જાઉં છું તેમ તેમ નવું જ્ઞાન મારી પાસે આવતુંજ જાય છે. મા પાછળ ઉભી ઉભી જ્ઞાનના અક્ષય ભંડારમાંથી મારી આગળ જ્ઞાન સેરવતી જાય છે !

નાનપણથી મને તેનો આવિર્ભાવ થવા લાગ્યો હતો; હું અગીઆર વર્ષની ઉમ્મરનો હતો ત્યારે મને ખેતરમાં એક પ્રકારનું અદ્દભુત દર્શન થયું; મને જોઇને બધા કહેવા લાગ્યા કે હું બેશુદ્ધ થઇ ગયો છું. મને બિલકુલ બાહ્ય ચેતન હતું નહિ. તે દિવસથી હું તદ્દન બદલાઇ ગયો; મારી અંદર હું એક વ્યકિતને જોવા લાગ્યો. જ્યારે હું દેવપૂજા કરવા બેસતો ત્યારે મારો હાથ ઘણા વખતસુધી ઈશ્વરની પ્રતિમા તરફ ન વળતાં મારા પોતાના માથા તરફજ વળતો, અને મારે માથેજ હું ફૂલ ચઢાવી દેતો. એક છોકરો હમેશાં મારી પાસે આવ્યા કરતો તે એ દિવસથી આવતો બંધ થયો. તે કહેતો કે તમારામાં એક પ્રકારનું તેજ હું જોઉં છું; તેના ભયથી હું તમારી પાસે આવી શકતો નથી !

## મનુષ્ય ઇચ્છા સ્વતંત્ર કે ઈશ્વરેચ્છા સ્વતંત્ર ?

શ્રીરામકૃષ્ણઃ—હું મૂર્ખ છું, હું કશું ભણ્યો ગણ્યો નથી, છતાં આ બધું કોણ બોલાવે છે ? હું કહું છું કે, ' મા ! હું વાજીંત્ર છું અને તું વાજીંત્ર વગાડનાર છે. હું ઘર છું અને તું ઘરની માલિક છે. હું રથ છું અને તું રથની હાંકનાર છે, તું જેમ કરાવીશ તેમ હું કર્યે જઇશ. તું જે બોલાવીશ તે બોલીશ. તું જેમ ચલાવીશ તેમ હું ચાલીશ. **नाहं नाहं**—તુંહિ, તુંહિ ! ' સઘળો યશ તેનોજ છે. હું તો માત્ર યંત્રવત્ છું. જ્યારે રાધાજી સહસ્ર ધારાવાળો ઘડો લઇને નીકળ્યાં અને ઘડામાંથી એક

ટીપું પાણી પણ પડયું નહિ ત્યારે લોકો તેમનાં વખાણ કરવા લાગ્યા અને કહેવા લાગ્યા કે આવી સતી સ્ત્રી કોઇ થશેજ નહિ. આ સાંભળીને રાધાજી બોલ્યાં:–"મને શામાટે યશ આપો છો ? શ્રીકૃષ્ણનો જય બોલો ! હું તો માત્ર તેની દાસીજ છું !" મેં આવી અવસ્થામાં ભાવાવેશને લીધે વિજયની છાતી ઉપર પગ મૂકયો; પણ સાધારણ રીતે હું વિજય તરફ કેટલી ભક્તિ રાખું છું ? છતાં તેની છાતી ઉપર મેં પગ મૂકયો તેનું કારણ તમે શું ધારો છો ?

ડૉકટર:—આટલું થયા પછી સાવધાન થવું જરૂરનું છે.

શ્રીરામકૃષ્ણ:—( હાથ જોડીને ) હું શું કરી શકું ? આવી અવસ્થા થયા પછી હું તદ્દન બેશુદ્ધ થઇ જાઉં છું. મને કશું ભાન રહેતું નથી. હું પોતે શું કરું છું તેની મને કશી ખબર રહેતી નથી.

ડૉકટર:—હાથ જોડયા તેમાં શું થયું ? સાવધાન રહેવુંજ જોઇએ.

શ્રીરામકૃષ્ણ:—એવે વખતે હું પોતે કાંઈ કરી શકું છું ? તમે મારી અવસ્થા વિષે કેવો ખ્યાલ બાંધો છો ? જો તમે આ બધાને ઢોંગજ માનતા હો તો તમારૂં સાયન્સ બાયન્સ બધું કચરા જેવું !

ડૉકટર:—મહાશય ! જો તમારી રીતભાતને ઢોંગ માનતો હોઉં તો શામાટે અહીં આટલી બધી વાર આવું ? જુઓ, મારૂં બધું કામકાજ છોડીને હું અહીં આવ્યો છું. હજી તો મારે કેટલા બધા દરદીને ઘેર જવાનું છે, છતાં અહીં છ સાત કલાક બેસી રહ્યો છું !

શ્રીરામકૃષ્ણ:—મેં મથુરબાબુને કહ્યું કે તમે મનમાં લાવતા નહિ, તમે મોટા માણસ છો છતાં મારામાં શ્રદ્ધા રાખો છો, તેથી હું ઘણો કૃતાર્થ થયો છું ! તમે માનો કે ન માનો, તો પણ એક વાત એવી છે કે મનુષ્યથી શું થઇ શકે છે તેજ મનાવે છે ! ઇશ્વિરશકિત આગળ મનુષ્ય તૃણ બરોબર છે.

ડૉકટર:—તમે શું એમ કહેવા માગો છો કે અમુક માણસ તમને માનતો હતો તેથી હું પણ તમને માનું ? × × × × તોપણ માણસને જેટલો માની શકાય તેટલા હુ તમને માનું છું.

શ્રીરામકૃષ્ણ:—હું તમને માનવાનું કયારે કહું છું ?

ગિરીશ ઘોષ:—તમે મને માનો એવું એમણે તમને કદિ કહ્યું છે ?

ડૉકટર:—( શ્રીરામકૃષ્ણને ) તમે કહો છો તેનો અર્થ એવો કરવો કે બધું ઇશ્વ-રની ઇચ્છાથીજ થાય છે.

શ્રીરામકૃષ્ણ:—એજ; બીજું શું ? ઇશ્વિરની શક્તિ આગળ મનુષ્યનું શું ચાલે ? કુરુક્ષેત્રમાં અર્જુને કહ્યું કે હું યુદ્ધ કરી શકીશ નહિ; મારાથી મારાં સગાં વહાલાંઓને હણાશે નહિ. ત્યારે શ્રીકૃષ્ણે કહ્યું કે; "હે અર્જુન ! તારે યુદ્ધ કરવુંજ પડશે; તારી

પોતાની પ્રકૃતિજ તને યુદ્ધ કરવા પ્રેરશે.' પછી શ્રીકૃષ્ણે તેને બતાવી દીધું કે જેને તું મારવાનો છે તે તો ક્યારના મરાઇ ચૂક્યા છે ! *

ડૉક્ટરઃ—જો તમે ઈશ્વરની ઇચ્છાને માનો છો તો પછી બોલ બોલ શા વાસ્તે કરો છો ? લોકોને જ્ઞાન આપવાતેમાટે આટલી મહેનત તમારે શા સારૂ લેવી જોઇએ ?

શ્રીરામકૃષ્ણઃ—તે બોલાવે છે તેથી બોલું છુંને ! હું વાજીંત્ર છું અને તે વાજીંત્રનો વગાડનાર છે.

ડૉક્ટરઃ—હું યંત્ર છું એમ તમે કહો છો, છતાં પાછા બોલો છો તો ખરા ! ચૂપજ બેસી રહોને. બધાએ ઈશ્વરનાંજ સ્વરૂપ છે ને ?

ગિરીશ ઘોષઃ—( ડૉક્ટરને ) મહાશય ! તમારે સ્મરણમાં રાખવું જોઇએ કે તે કરાવે તેજ આપણે કરી શકીએ છીએ.

ડૉક્ટરઃ—તેણે આપણને અબાધિત ઇચ્છાશક્તિ આપેલી છે તેનું શું ? હું ધારૂં તો ઈશ્વરનું ચિંતવન કરૂં અને ન ધારૂં તો ન કરૂં.

ગિરીશઃ–આપને ઈશ્વરનું ચિંતવન અથવા બીજું કોઇ પણ સત્કાર્ય કરવાનું સારૂં લાગે છે માટેજ કરો છો. આપ પોતે કશું કરતા નથી, આપને સારૂં લાગવાથીજ આપનાથી એ કાર્ય થઇ જાય છે.

ડૉક્ટરઃ—નહિ; હું કર્તવ્ય સમજીને કરૂં છું.

ગિરીશઃ—જે કર્તવ્ય હોય તે કરવામાંજ આનંદ થાય છે.

ડૉક્ટરઃ—( ગરીશને ) ધારો કે એક છોકરો સખત દાઝયો છે. હવે તેને બચાવવા જવું એ કર્તવ્ય છે એમ સમજીને—

ગિરીશઃ—છોકરાને બચાવવામાં સુખ થાય છે માટેજ આપ આગમાં પડીને પણ તેનો જાન બચાવવા તત્પર થાઓ છો. આનંદ, સુખની લાગણી આપને એ તરફ પ્રેરે છે. એ તો ખાંડની લાલચે ગોળી ખાઇ જવાય છે. (હસાહસ)

શ્રીરામકૃષ્ણઃ—કર્મમાં પ્રવૃત્ત થતાં પહેલાં થોડી શ્રદ્ધા પણ જોઇએ. જે વસ્તુનો અથવા જે કાર્યનો વિચાર કરવાથી આનંદ થાય છે તે કાર્ય તરફ સહજ પ્રવૃત્તિ થાય છે. જમીનની અંદર એક ઘડો ભરીને સોનામહોરો દાટેલી છે એવું જ્ઞાન, તથા વિશ્વાસ ઉપજે અને મહોરોની પ્રાપ્તિનો ખ્યાલ કરતાં મનને આનંદ થાય ત્યારેજ જમીન ખોદીને તે કહાડી લેવાની પ્રવૃત્તિ થાય છે. ખોદતાં ખોદતાં જ્યારે ખડિંગ અવાજ થાય ત્યારે વળી ઘણોજ આનંદ થાય છે. ત્યાર પછી વધારે ખોદતાં ખોદતાં જ્યારે ઘડાના કાન. નજરે પડે છે ત્યારે તો એથી પણ વધારે આનંદ થાય છે. એમ ધીમે ધીમે આનંદ વધતો જાય છે. મેં મંદિરને ઓટલે બેઠાં બેઠાં જોયું છે કે જ્યારે

* मयैवैते निहताः पूर्वमेव निमित्तमात्रं भव सव्यसाचिन् ।

બાવા લોકો ગાંજો તૈયાર કરતા હોય છે ત્યારે તેમને મન કેવો આનંદ થતો હશે ?

ડૉકટર:—પણ અગ્નિ ગરમીએ આપે છે અને પ્રકાશ પણ આપે છે. તેમાં પ્રકાશ વડે સર્વ વસ્તુઓ જોઇ શકાય છે, પણ ગરમીથી તો શરીર શેકાઇ જાય છે. તેમ કર્તવ્ય બજાવતાં આનંદ પણ થાય છે, અને કષ્ટ પણ વેઠવું પડે છે.

માસ્તર:—(ગિરીશને) કષ્ટમાંએ આનંદ છે.

ગિરીશ:—(ડાકટરને) કર્તવ્ય શુષ્ક છે.

ડૉકટર:—શા કારણથી ?

ગિરીશ:—શુષ્ક નહિ ત્યારે રસયુક્ત ! (હસાહસ)

માસ્તર:—ઠીક અટપટો પ્રશ્ન મૂકયો. આ વખતે ડૉકટર લલચાઇને ગોળી ગળી ગયા.

ગિરીશ:—રસયુક્ત હોવુંજ જોઇએ; નહિ તો કર્તવ્ય કોણ બજાવે ?

ડાકટર:—એ તો જેવું મનનું વલણ.

માસ્તર:—(ગિરીશને) એ તો બચ્ચો સ્વભાવજ તે તરફ ખેંચી જાય. (હસાહસ) જ્યારે એક બાજુએ વલણ થઇ જતું હોય ત્યારે પછી અબાધિત ઇચ્છાશક્તિ કયાં ગઇ ?

ડૉકટર:—હું તદ્દન સ્વાધીન છું એમ કદિ કહેતોજ નથી. એક બળદને ખીલે બાંધ્યો હોય તે જ્યાંસુધી દોરડું પહોંચે તેટલી જગ્યામાં ફાવે તેમ ચાલવાને માટે સ્વતંત્ર છે.

શ્રીરામકૃષ્ણ:—આ ઉપમા યદુ મલ્લિકે આપી હતી. (નાના નરેન્દ્રને) આ ઉપમા અંગ્રેજીમાંથી લીધેલી છે ?

(ડૉકટરને) જુઓ, ઇશ્વરજ સર્વ કાર્ય કરે છે. આપણે વાજીંત્ર છીએ અને તે વાજીંત્રનો વગાડનાર છે; એવી શ્રદ્ધા જો કોઇને હોય તો તે જીવન્મુક્ત છે એમ સમજવું. તમારૂં કર્મ તમે કરો છો; લોકો કહે છે કે હું કરૂં છું. સમજ્યા ? વેદાંતમાં એક ઉપમા આપેલી છે, એક વાસણમાં ભાત રંધાતો હતો. ભાતની અંદર જરદાલુ, વેંગણ વગેરે નાખ્યાં હતાં. થોડી વાર પછી ચોખા, વેંગણ, જરદાલુ ખદખદવા લાગ્યાં. તેઓ એવું અભિમાન કરવા લાગ્યાં કે જુઓ અમે કેવાં ઉછળીએ છીએ ? નાનાં છોકરાં તો તેમને બધાંને ઉછળતાં જોઇને એમજ સમજવા લાગ્યાં કે આ બધાં જીવતાં છે માટેજ ઉછળે છે; પણ જેમને ખરી વસ્તુનું જ્ઞાન હતું તેઓ સારી પેઠે સમજતા હતા કે ચોખા, વેંગણ, આલુ વગેરે જીવતા પ્રાણી નથી, તેમજ પોતાની મેળે ઉછળતાં નથી, પરંતુ નીચે તાપ છે તેના જોરથી ઉછળે છે. જો લાકડાં ખેંચી લેવામાં આવે તો તરતજ ટાઢાં ટપ થઇ જાય. 'હું કર્તા છું' એવું જીવનું અભિમાન અજ્ઞાનથીજ ઉત્પન્ન થાય છે. ઇશ્વરની શક્તિવડેજ બધા લોકો શક્તિવાન છે. બળતાં લાકડાં ખેંચી લો એટલે બધું એ ટાઢું ટપ ! ઇશ્વરની શક્તિ ખેંચી

લેવાય તેજ ઘડીએ બળવાન મનુષ્ય નિર્માલ્ય બની જાય છે. બાજીગરના હાથમાં હોય છે ત્યાંસુધી પૂતળાં કેવાં નાચે છે ? પણ હાથમાંથી પડી ગયા પછી તેમનાથી હલાતું પણ નથી.

જ્યાંસુધી ઈશ્વરનું દર્શન થયું નથી, જ્યાંસુધી એ પારસમણિનો સ્પર્શ થયો નથી ત્યાંસુધી 'હું કર્તા છું,' એવો ભ્રમ રહે છે. ત્યાંસુધી અમુક સત્કાર્ય મેં કર્યું છે, અથવા અમુક અસત્ કાર્ય મેં કર્યું છે, એવો ભેદ રહે છે. એ ભેદનું ભાન છે તેજ માયા, તેનો–માયાનો સંસાર ચાલે તે માટેજ તેણે એવો બંદોબસ્તી કર્યો છે. વિદ્યાનો આશ્રય લઈને સન્માર્ગે જવાથી તેની પ્રાપ્તિ થઈ શકે છે. તેની પ્રાપ્તિ થયા પછી–તેનું દર્શન થયા પછી તે જાતેજ ભક્તને પોતાની માયામાંથી મુક્ત કરી દે છે; ત્યારેજ બરાબર સમજાય છે કે તેજ કર્તા છે. હું કર્તા નથી એવો જેને વિશ્વાસ છે તે જીવન્મુક્ત છે. આ વાત મેં કેશવને પણ કહી હતી.

ડૉકટરઃ—કર્તવ્યની અંદર બે તત્ત્વ રહેલાં છે. (૧) ફરજ સમજીને કર્તવ્ય કરવા પ્રવૃત્ત થવું (૨) ત્યાર પછી સુખ અથવા સંતોષની લાગણી પેદા થવી; પણ આરંભમાં કદાચ આનંદની લાગણી ન થાય. નાનપણમાં હું જોતો કે લાડુ ઉપર કીડીઓ ચઢેલી જોઈને ગોર મહારાજ વિચારમાં પડી જતા. લાડુને જોઈને તેમને આનંદ થતો નહિ ! (હસાહસ) પહેલાં તો કીડીઓને કેમ ઉતારવી તેનીજ ચિંતા થતી !

માસ્તર;—(સ્વગત) પાછળથી આનંદ થાય છે કે કામ કરતાં કરતાં પરિણામના વિચારથી આનંદ થાય છે એનો નિર્ણય થઈ શકતો નથી. અંદરથી થતી પ્રેરણાના બળથી જ્યારે કાર્ય થતું હોય ત્યારે પછી અબાધિત ઇચ્છાશક્તિ ક્યાં રહી ?

## અહૈતુકી ભક્તિ

શ્રીરામકૃષ્ણઃ—એ ( ડૉકટર ) જે કહે છે તેનું નામ અહૈતુકી ભક્તિ છે. 'મહેન્દ્ર સરકાર પાસેથી હું કાંઈ આશા રાખતો નથી–તેમનું મારે કશું પ્રયોજન નથી, તોપણ મહેન્દ્ર સરકારના સમાગમથી મને આનંદ થાય છે ' એનું નામ અહૈતુકી ભક્તિ. અનાયાસે આનંદ થઈ જાય તેમાં આપણે શું કરીએ ?

અહલ્યાએ કહ્યુંઃ—હે રામ ! જો મારો જન્મ ભૂંડની યોનિમાં થાય તોપણ હું જરાએ નારાજ નથી. માત્ર તમારા ચરણકમળની શુદ્ધ ભક્તિ મારે જોઈએ; મારે બીજું કાંઈજ જોઈતું નથી.

નારદજી એક વાર રાવણવધની વાત યાદ કરાવવાને માટે અયોધ્યા જઈને શ્રીરામચંદ્રને મળ્યા. સીતા–રામનાં દર્શન કરીને તેમણે સ્તુતિ કરવા માંડી. સ્તુતિથી રામચંદ્ર પ્રસન્ન થયા અને બોલ્યા કે, ' નારદ ! હું તમારા સ્તવનથી પ્રસન્ન થયો છું. તમે વરદાન માગો. ' નારદે કહ્યું; ' રામ ! જો મને વરદાન આપવુંજ હોય

તો એવું વરદાન આપો કે જેથી કરીને તમારા ચરણકમળની હું શુદ્ધ ભક્તિ કરી શકું; અને એવું કરો કે તમારી વિશ્વમોહિની માયામાં હું લોભાઉં નહિ. ' રામે કહ્યું, ' એથી પણ કાંઇક વિશેષ માગો.' નારદે કહ્યું; ' બસ મારે બીજું કાંઇજ નહિ જોઇએ; માત્ર તમારી શુદ્ધ ભક્તિ સિવાય બીજુ કાંઇજ નહિ જોઇએ.

એનું નામ અહૈતુકી ભક્તિ. માત્ર ઇશ્વરનું દર્શનજ જોઇએ. બીજું કાંઇ–ધન, માન, દેહનું સુખ પણ જોઇએ નહિ. એનું નામ શુદ્ધા ભક્તિ અથવા અહૈતુકી ભક્તિ.

એથી આનંદ થાય છે ખરો, પણ એ આનંદ વિષયજન્ય આનંદ કરતાં જૂદાજ પ્રકારનો છે. એ ભક્તિ અને પ્રેમનો આનંદ છે. શંભુમલ્લિકે કહ્યું હતું કે, ' હું જ્યારે તેને ઘેર આવું ત્યારે તમારે હમેશાં આવવું. તમારી સાથે વાત કરતાં મને ખરેખર ઘણો આનંદ થાય છે, માટે તમારે જરૂર આવવું. ' એવાથી પણ એક પ્રકારનો આનંદ રહે છે.

તોપણ એના કરતાં પણ વધારે ઉંચી અવસ્થા છે. છેક નાના બાળકના જેવી અવસ્થા થઇ જાય છે.

શ્રીરામકૃષ્ણ:—( ભક્તોને ) એના ( ડૉક્ટરના મનનો ભાવ સમજ્યા ? ઇશ્વરની પ્રાર્થના કરવી કે હે ઇશ્વર ! મને સત્ ઇચ્છા આપો કે જેથી કરીને અસત્ કાર્ય તરફજ મારી વૃત્તિ ન થાય.

મારી પણ એક વાર એવી અવસ્થા હતી. એને દાસ્યભાવ કહે છે. હું 'મા, મા' કહીને રડયા કરતો અને લોકો ઉભા ઉભા જોયા કરતા. મારી આવી અવસ્થા થયા પછી પરીક્ષા કરવા માટે અથવા મારી ઘેલછા કહાડી નાખવા માટે મને કેટલાક લોકોએ એક ઓરડામાં બેસાડયો અને ત્યાં એક વેશ્યાને મોકલી. દેખાવમાં તે ઘણી સુંદર હતી અને તેની આંખો ઘણી મોહક હતી. હું મા મા કહેતો કહેતો ઓરડામાંથી બહાર નાઠો અને હલધારીને બૂમો પાડીને બોલાવ્યો. તે આવ્યો એટલે મેં કહ્યું: ' ભાઇ ! અંદર તો જો ! કોણ ઓરડામાં બેઠું છે ! ' મેં આ વાત જેમ હલધારીને કહી તેમ બીજા બધા લોકોને પણ કહી. આ વખતે હું મા ! મા ! કહીને રડવા લાગ્યો અને રડતો રડતો બોલ્યો: ' મા ! તું મને બચાવ. મા તું રક્ષણ કર. જોજે, હું સત્માંથી અસત્ તરફ ન ખેંચાઇ જાઉં ' ( ડૉક્ટરને ) તમારો આ ભાવ ઘણો ઉત્તમ છે. એ ભક્તિભાવ અથવા દાસ્ય ભાવ છે.

## સાધારણ મનુષ્ય અને જગત્નું કલ્યાણ; નિષ્કામ કર્મ અને કર્મત્યાગ

શ્રીરામકૃષ્ણ:—જેનામાં શુદ્ધ સત્ત્વગુણનો ઉદય થયો હોય છે તેનાથી ઇશ્વરના

ધ્યાન સિવાય બીજું કાંઇ પણ કામ થતું નથી. બીજું કામ તેને મનથી સારૂંજ લાગતું નથી. કેટલાકમાં પ્રારબ્ધના યોગને લીધે જન્મથીજ શુદ્ધ સત્ત્વગુણનો ઉદય થએલો હોય છે. નિષ્કામપણે કર્મ કરવાનો અભ્યાસ રાખ્યાથી અંતે શુદ્ધસત્ત્વગુણની પ્રાપ્તિ થાય છે. રજોગુણમિશ્રિત સત્ત્વગુણ જેનામાં હોય છે તેનું મન અનેક દિશામાં ભટકે છે. તે વખતે હું પણ કાંઇ જગત્ ઉપર ઉપકાર કરૂં છું, જગતના કલ્યાણમાં સહાયભૂત થઉં છું, એવું અભિમાન ઉત્પન્ન થાય છે. જગત્ ઉપર ઉપકાર કરવો એ સાધારણ માણસને માટે બહુ મુશ્કેલી ભરેલું કામ છે. છતાં કોઇ માત્ર પરો-પકારની ખાતરજ નિષ્કામભાવે અને નિરભિમાનપણે કર્મ કરે તો તેમાં કાંઇ હરકત નથી. એને નિષ્કામ કર્મયોગ કહે છે. એવાં કર્મ કરવાનો અભ્યાસ પાડવાથી ઘણો લાભ છે; પરંતુ સર્વથી એ બની શકે એમ નથી. એ બહુ મુશ્કેલ છે.

બધાને કર્મ તો કરવાંજ પડે છે. કોઇકજ માણસ કર્મનો ત્યાગ કરી શકે છે. કોઇકજ મનુષ્યમાં શુદ્ધ સત્ત્વગુણ જોવામાં આવે છે. નિષ્કામ કર્મ કરતાં કરતાં રજોગુણ મિશ્રિત સત્ત્વગુણ આખરે શુદ્ધ સત્ત્વગુણ થઇ જાય છે, અને શુદ્ધ સત્ત્વગુણ વડે ઇશ્વરની પ્રાપ્તિ થાય છે.

સાધારણ લોકો આ શુદ્ધ સત્ત્વગુણવાળા મનુષ્યની અવસ્થા ઓળખી શકતા નથી. એકવાર મને હેમબાબુ કહેવા લાગ્યો કે, ' કેમ ભટજી મહારાજ ! જગતમાં મહા-રાજ, મહારાજ થઇને પૂજાવું એજ મનુષ્યજીવનનો ઉદ્દેશ છેને ?





# खंड अढारमो

## નરેન્દ્રનું ગાયન, ભજનાનંદમાં સમાધિદર્શન



જે દિવસે ઇ૦ સ૦ ૧૮૮૫ની ૨૭ મી ઑક્ટોબરને મંગળવાર હતો. આજે પરમહંસજીની પાસે નરેન્દ્ર, ડૉક્ટર સરકાર, શ્યામ બસુ, ગિરીશ, ડૉક્ટર દોકડી, નાનો નરેન્દ્ર, રાખાલ, માસ્તર વગેરે ઘણા લોકો બેઠા હતા.

ડૉક્ટરે પરમહંસજીની નાડી જોઇ અને દવા આપી. એમના મંદવાડ સંબંધી વાતચીત થયા પછી તેમજ તેમની દવાના સબંધમાં જે કાંઇ કહેવાનું હતું તે સર્વ કહ્યા પછી ડૉક્ટરે કહ્યું:“તમે શ્યામ બાબુ સાથે વાત કરો. હું હમણાં આવું છું.”

શ્રીરામકૃષ્ણે તથા એક ભક્તે કહ્યું કેમ ભજન સાંભળવું છે કે નહિ?”

ડાક્ટર:—તમે બધા તો તડિંગ તડિંગ નાચી ઉઠો છો અને મારે તો લાગણીનો વેગ દબાવવો પડે છે.

એમ કહીને ડૉક્ટર વળી પાછા બેઠા. નરેન્દ્રે પોતાના મધુર કંઠથી ગાવા માંડ્યું. સાથે સાથે તાનપુરો અને મૃદંગ પણ વાગવા લાગ્યાં. સંગીત શરૂ થયું:—

ચમત્કૃતિ ભરી કૃતિ દીસે જગત્પતિ!
લાવણ્યના ભંડારરૂપ સૃષ્ટિ વિલસી.
સુવર્ણ, રત્ન માલ સમ અનંત ઉડુગણો,
અસંખ્ય સૂર્ય ચંદ્ર ચળકે સૃષ્ટિમાં પ્રભો! ચમત્કૃતિ૦
વસુંધરા હરિયાળી આ શી શસ્યશ્યામળી?
દિગંતમાં ગવાય હે મહેશ! તુજ સ્તુતિ— ચમત્કૃતિ૦

વળી બીજું ગાયન ગવાયું:—

ઘનતિમિર મહિં હે માત! ચમકે તેજ ચારુ;

ગિરિગુહા વિષે કરંત યોગી ધ્યાન તારૂં. ઘન૦
અનંત અંધારપટે, મહાનિર્વાણના તરંગે,
અખૂટ શાંતિની સુવાસ, સતત વ્હેતી જાયે. ઘન૦
મહાકાલ રૂપ ધરી, શ્યામ વસને સજ્જ થઇ;
સમાધિમંદિરે અહા, દીસેજ કોણ મૂર્તિ ? ઘન૦
અભય પદ કમલ વિષે, પ્રેમ વિજળી ચમકી રહે,
ચિન્મય વદન મંડલે, શું અટ્ટહાસ્ય શોભે ? ઘન૦

ડૉકટરે માસ્તરને કહ્યું:-આ ગાયન પરમહંસજીને માટે ઘણું જોખમ ભરેલું છે. ભાવાવેશ થવાથી અનર્થ થશે.

પરમહંસજીએ માસ્તરને પૂછયું;-ડૉકટર શું કહે છે ?

માસ્તરે જવાબ આપ્યો કે, ડૉકટરને દહેશત છે કે વખતે આપને ભાવસમાધિ આવી જાય.

આ વાત ચાલતી હતી એટલામાંજ તે ભાવસ્થ થવા લાગ્યા. ડૉકટરના સામું જોઇને હાથ જોડીને તે બોલ્યા; 'નહિ, નહિ, ભાવાવેશ નહિ થાય.' પણ આ શબ્દો ભાગ્યેજ બોલાયા હશે એટલામાં તો તે ગંભીર ભાવસમાધિમાં નિમગ્ન થઇ ગયા..શરીર નિશ્ચેષ્ટ થયું, નેત્ર સ્થિર થઇ ગયાં. વાણીરહિત, નિર્જીવ મૂર્તિના જેવા તે દેખાવા લાગ્યા ! તેમનું બાહ્યજ્ઞાન લુપ્ત થયું હતું. મન, બુદ્ધિ, અહંકાર-સર્વ અંદર સમાઇ ગયાં. અત્યારે તેમનું સ્વરૂપજ બદલાઇ ગયું છે ! હજી નરેન્દ્ર સુસ્વરથી મધુર સંગીત મચાવી રહ્યો હતો. તેણે ત્રીજું ગાયન શરૂ કર્યું:—

હે સુંદર વર ! તુજ મુખ દર્શન પામી હૃદય મુજ ઠરીયું રે !
હૃદયનાથ મુજ ભવન પધાર્યા, આનંદ ઓઘ ઉછરીઆ રે. ધ્રુવ.
પ્રાણ ! હૃદયવલ્લભ ! મુજ જીવન ! હું રંક શું તમને અર્પું રે ?
હૃદય ઓવારૂં, પ્રાણ ઓવારૂં, અરે મારૂં તે સૌ તારૂં રે. હે સુંદર૦

વળી ગવાયું:—

નાથ દયામય ! ચરણસરોજે પ્રાણ-ભ્રમર નવ ચોંટયો રે,
તો જીવન મુજ વ્યર્થ હું માનું, શું સુખ લ્હાવો લીધો રે ? ધ્રુવ.
અખૂટ ધનરાશિ તણું શું પ્રયોજન ? તુચ્છ, વિફળ એ સઘળું રે,
જો એ ધનથી પરમ રતન-પ્રાપ્તિમાં મન નવ રાચ્યું રે. નાથ૦
પુત્રવદન સુકુમાર ભલે પણ, નેત્રને તે નવ રુચે રે,
જો તે ચંદ્રવદનમાં તારી પ્રેમલ મૂર્તિ ન દીસે રે. નાથ૦
પૂર્ણ ચંદ્રનાં ધવલ કિરણ પણ ઘોર તિમિર સમ લાગે રે,
જો એ ચંદ્ર-પ્રકાશે તારે પ્રેમ-ચંદ્ર નવ જાગે રે. નાથ૦

સતીશિરોમણિ નારીતણો પણ પ્રેમ કલંકિત લાગે રે,
જો તે પ્રેમ–કનકમાં તારો પ્રેમ–મણિ નહિ જડીઓ રે. નાથ૦
તુજ અસ્તિત્વ મહિં જો સંશય, મોહ થકી જો પડતો રે,
કાળ સર્પ સમ એ સંશયને, નાથ સદા હું ગણતો રે. નાથ૦
શું કહું તુજને પ્રાણપતિ હે, કહેતાં વાણી વિરમે રે;
હૃદયમણિ તું, હર્ષનિકેતન, એથી વધુ શું કહીએ રે. નાથ૦

"સતીશિરોમણી નારીતણો પણ પ્રેમ" એ પંક્તિ જે વખતે ગવાઈ તે વખતે ડૉક્ટરે અશ્રુપૂર્ણ નેત્રે 'અહાહા ! અહાહા !' એવા ઉદ્‌ગાર કર્યા.

નરેન્દ્રે પાંચમું ગાયન છોડ્યું.

પ્રભુ ! પ્રેમ ભરતી કાજ ક્યાં સુધી તકાવું ? ધ્રુવ.
બની પૂર્ણકામ મને, જપી હરિનામ મુખે;
નયન વહે પ્રેમધાર, પુલકિત તનુ થાઉં. પ્રભુ૦
જીવન મુજ વિશુદ્ધ થાય, પ્રેમ વૃંદાવન જવાય;
ભવ બંધ શિથિલ થાય, નાથ કહો ક્યારે ? પ્રભુ૦
જ્ઞાનાંજને નેત્ર આંજી, તિમિર દલને વિદારી;
દર્શ આપ ચરણ તણાં, દેશો નાથ ક્યારે ? પ્રભુ૦
સ્પર્શમણિ સંગ થકી, લોહ કાય હેમ બની;
હરિમય વિશ્વ જોઉં, ભક્તિ ગંગ નાહી. પ્રભુ૦
ધર્મ, કર્મ, જાતિ, માન, ભય, શરમ, લોકાભિમાન;
એ બધાથી નાથ ક્યારે, કરશો પરિત્રાણ ? પ્રભુ૦
ભક્ત ચરણ રેણુ ચોળી, સ્કંધે ધરી વિરાગ ઝોળી;
પીશું પ્રેમ યમુના વારિ, અંજલિ ભરી ભરીને. પ્રભુ૦

## જ્ઞાન અને વિજ્ઞાન સંબંધી ચર્ચા

હવે પરમહંસજીની સમાધિનો ભંગ થયો અને તેમને બાહ્યજ્ઞાન પ્રાપ્ત થયું. સંગીત પણ પૂર્ણ થયું, એ વખતે પંડિત યા મૂર્ખ, યુવાન યા વૃદ્ધ, પુરુષ યા સ્ત્રી, હરકોઈના મુખમાંથી એકજ પરમ રમણીય પ્રશ્ન નીકળતો હતો. આખી સભા નિસ્તબ્ધ બની ગઈ હતી. સઘળા અનિમેષ નેત્રે પરમહંસજીના મુખ તરફ જોઈ રહ્યા. તેમના મનનો પ્રશ્ન એ હતો કે આ વખતે પરમહંસજીની ઉગ્ર વેદના ક્યાં જતી રહી ? તેમનું વદન અત્યારે પ્રફુલ્લ કમળ જેવું પ્રસન્ન હતું. તેમાંથી ઈશ્વરીય તેજ બહાર નીકળતું હતું.

ડૉક્ટરને સંબોધીને તેઓ બોલ્યા:"શરમનો ત્યાગ કરીને ઈશ્વરનું નામ લેવું

જોઇએ, ભજન કરવામાં શરમ કેવી ? લજ્જા, ઘૃણા અને ભય એ ત્રણ રહેવાં ન જોઇએ. "હું આવો મોટો માણસ થઇને 'હરિ! હરિ!' બોલીને નાચું કે? બીજા મોટા માણસો આ વાત જાણે તો મારે માટે શું બોલે? તેઓ કહેશે કે અરરર! ડૉક્ટર તો 'હરિ! હરિ!' બોલીને નાચે છે? કેટલી શરમની વાત!" આવા વિચારનો ત્યાગ કરવો જોઇએ.

ડૉક્ટર:—એ રસ્તે જવાનો મારો વિચારજ નથી; બાકી લોકો મારે માટે શું બોલશે તેની હું દરકારજ રાખતો નથી.

શ્રીરામકૃષ્ણ:—તમારો એ ટેક જબરો છે તો! (હસાહસ)

શ્રીરામકૃષ્ણ:—જ્ઞાન અને અજ્ઞાન, એ બેઉની પાર જાઓ ત્યારેજ તેને જાણી શકો. નાના પ્રકારનું જ્ઞાન એ પણ અજ્ઞાનજ છે. પાંડિત્યનો અહંકાર એ પણ અજ્ઞાન છે. 'એક ઇશ્વર સર્વ પ્રાણીમાત્રમાં છે' એ નિશ્ચયાત્મક પ્રતીતિ તેજ ખરૂં જ્ઞાન અને ઇશ્વરને વિશેષરૂપે જાણવો તેનું નામ વિજ્ઞાન. જાણે કે આપણા પગમાં કાંટો વાગ્યો હોય, હવે એ કાંટાને કહાડવાને માટે બીજા કાંટાની કે સોયની જરૂર પડે છે, પણ પગમાં વાગેલો કાંટો નીકળી જાય એટલે પછી બેઉને ફેંકી દેવાના છે. તેમ પ્રથમ અજ્ઞાનરૂપી કાંટો કહાડવાને માટે જ્ઞાનરૂપી કાંટાની જરૂર પડે છે, ત્યાર પછી જ્ઞાન અને અજ્ઞાન બન્નેને ફેંકી દેવાં જોઇએ. ઇશ્વર જ્ઞાન અને અજ્ઞાન બેઉથી પર છે. એકવાર લક્ષ્મણે રામચંદ્રજીને કહ્યું કે: "હે રામ! વસિષ્ઠ જેવા જ્ઞાની પણ પુત્રના મરણથી વિહ્વલ બનીને આક્રંદ કરે છે એ કેવું આશ્ચર્યજનક છે?" રામે કહ્યું: "જેને જ્ઞાન છે તેને અજ્ઞાન પણ છે. જેને એક પ્રકારનું જ્ઞાન છે તેને અન્ય પ્રકારનું પણ જ્ઞાન હોય છે. જેને પ્રકાશનું જ્ઞાન થયું છે તેને અંધકારનું પણ જ્ઞાન હોયજ. બ્રહ્મ તો જ્ઞાન અને અજ્ઞાન, પાપ અને પુણ્ય, ધર્મ અને અધર્મ, પવિત્ર અને અપવિત્ર, એ સર્વ દ્વંદ્વથી પર છે." એમ કહીને પરમહંસજીએ 'મન ચાલોરે, ભવ સંસારની વાટે, જાશું મુક્તિ ધામને ઘાટે." એ પદ ગાયું. બ્રહ્મનું સ્વરૂપ સમજી શકાતું નથી.

શ્યામ બસુ:—બેઉ કાંટા ફેંકી દીધા પછી શું રહે?

શ્રીરામકૃષ્ણ:—**नित्य शुद्ध बोधरूपम्**। એ તમને મારે કેવી રીતે સમજાવવું? જો કોઇ તમને પૂછે કે ઘી કેવું લાગ્યું તો તમે તેને કેવી રીતે સમજાવશો? ઘણું કહેશો તો એટલુંજ કહી શકશો કે 'ઘી કેવું લાગે? ઘીના જેવું?' એક સ્ત્રીને તેની કોઇ બેનપણીએ પૂછ્યું કે, તારો વર ઘેર આવે છે ત્યારે તને કેવી રીતનો આનંદ થાય છે? પેલી સ્ત્રીએ જવાબ દીધો કે, જ્યારે તું પરણીશ અને વરની સાથે રહેતી થઇશ ત્યારે તું તારી મેળે સમજી જઇશ. હમણાં હું તને શી રીતે સમજાવું? પુરાણમાં એક કથા એવી છે કે જ્યારે પાર્વતી હિમાલયને ઘેર જન્મ્યાં ત્યારે તેમણે

પોતાનાં માતાપિતાને અનેક રૂપે દર્શન આપ્યું. હિમાલયે બધાં સ્વરૂપનું દર્શન કર્યા પછી કહ્યું: 'મા! વેદમાં જે બ્રહ્મ સંબંધી વિવેચન કરેલું છે તે બ્રહ્મનાં દર્શન કરાવો એટલે બસ.' પાર્વતીએ કહ્યું: "બ્રહ્મદર્શન કરવું હોય તો સાધુસમાગમ કરો."

બ્રહ્મ એ શું છે તે મોઢેથી કહી શકાતુંજ નથી. એક માણસ એમ કહેતો કે, બધું અપવિત્ર થઇ ગયું છે, માત્ર એક બ્રહ્મજ અપવિત્ર થયો નથી.' એનો અર્થ એ છે કે વેદ, પુરાણ, તંત્ર વગેરે શાસ્ત્રો મોઢે ઉચ્ચારાયાથી ઉચ્છિષ્ટ થઇ ગયાં છે, પણ બ્રહ્મ એ શું છે એ કોઇ મોઢેથી બોલી શકતુંજ નથી; માટે બ્રહ્મ એકલોજ ઉચ્છિષ્ટ થયો નથી. સચ્ચિદાનંદ સાથે રમણ–આનંદ–તેનું સુખ કેવું છે–એ મોઢેથી કહી શકાયજ નહિ. જેણે ભોગવ્યું હોય તેજ જાણે.

## વિવિધ વિષયોપર ચર્ચા

ત્યાર પછી પરમહંસ રામકૃષ્ણદેવ ડૉકટરને સંબોધીને બોલ્યાઃ "જ્યાંસુધી અહંકાર ન જાય ત્યાંસુધી જ્ઞાન થાયજ નહિ. 'મુક્ત હોગા કબ ? હમ જાયગા તબ !' 'હું અને મારૂં' એ બેઉ અજ્ઞાનથીજ થાય છે. 'તું અને તારૂં' એ જ્ઞાનનું પરિણામ છે. જે ખરો ભક્ત છે તે એમજ કહે છે કે; હે ઈશ્વર! તું કર્તા છે, સર્વ કૃતિ તારીજ છે. હું તો માત્ર યંત્ર છું, તું મારી પાસે જેવાં કામ કરાવીશ તેવાં કામ કરીશ. આ સઘળું ધન તમારૂં છે, આ ઐશ્વર્ય તમારૂં છે; આખું જગત્ તમારૂં છે. કુટુંબ, સગાં સંબંધીઓ સર્વ તમારાંજ છે. મારૂં કશુય નથી. હું તો માત્ર તમારો દાસજ છું. તમારો હુકમ થાય તે પ્રમાણે વર્તવું એટલોજ મારો અધિકાર છે."

જેઓ ઘણાં પુસ્તકો ભણ્યા હોય છે તેમનામાં અભિમાન વિશેષ હોય છે. એકવાર કૃ—ઠાકુર સાથે ઈશ્વર સંબંધી વાતચીત થતી હતી તેણે કહ્યું કે; 'ઠીક, ઠીક, હું બધું જાણું છું! મેં કહ્યું: 'જે માણસ દિલ્હી જઇ આવ્યો હોય તે એમ શેરીએ શેરીએ બોલતો ફરે છે કે હું દિલ્હી જઇ આવ્યો છું! હું દિલ્હી જઇ આવ્યો છું! જે ગૃહસ્થ છે તે શું બધાને કહેતો ફરે છે કે હું ગૃહસ્થ છું!'

સ્યામ બસુઃ—ને ( ક–ઠાકુર ) તો આપને બહુ માને છે.

શ્રીરામકૃષ્ણ.—એ વાત કાંઇ કહેવા જેવી નથી. દક્ષિણેશ્વરના કાલિકામંદિરની એક ઢેડીના શરીરપર બે ચાર દાગીના હતા. બસ, તેથીજ તેને કંઇ મિજાજ હતો! જે રસ્તે થઇને તે આવતી હતી તે રસ્તે બીજા બે ચાર માણસ આવતા હતા. તેમને પેલીએ કહ્યું; 'એઇ! બાજુ ખસી જાઓ!' એક ઢેડીને આટલો અહંકાર છે ત્યારે બીજા લોકોની તો વાતજ શી કરવી?

શ્યામ બસુઃ—મહારાજ! પાપની શિક્ષા તો થાય છે, છતાં કરનાર તો ઈશ્વરજ છે, એ બેનો મેળ શી રીતે બેસે?

શ્રીરામકૃષ્ણ:—શી તમારી હિસાબી બુદ્ધિ ? અરે મૂર્ખા ! તું કેરી ખાવા આવ્યો છે તે કેરીજ ખાને ! વાડીમાં કેટલા આંબા છે, કેટલી ડાળીઓ છે, અને કેટલા કરોડ પાંદડાં છે, એ હિસાબની તારે શી પંચાત ? તું કેરી ખાવાને આવ્યો છે તો કેરી ખાઇને ચાલતો થા.(શ્યામ બસુને) તમે આ સંસારમાં સાધન-ભજન કરીને ઇશ્વરને પ્રાપ્ત કરવાને માટે જન્મ્યા છો. એટલે તમારે તો કયા ઉપાયથી તેની ભક્તિ મળે એનીજ ચિંતા કરવાની છે. બીજી બધી બાબતોમાં તમારે શા વાસ્તે માથું મારવું જોઇએ ? ફિલોસૉફી (ફિલ્સુફી)ની બાબતો ઉપર તર્ક કર્યાથી તમને શો લાભ છે.

× × × ×

શ્રીરામકૃષ્ણ:—બસ, તમે ઇશ્વરને મુખ્તિયાર નામું આપી દો. તેની ઉપર બધી જવાબદારી નાખી દો. સારા માણસને ભરોંસે આપણે અમુક કામ સોંપી જઇએ તો તે પણ કદિ દગો દેતો નથી, ત્યારે આ તો ઇશ્વર ઉપર નિર્ભર થવાનું છે. પાપીની શિક્ષા થાય છે કે નથી થતી, એ બધું તે પોતેજ સમજાવી દેશે

ડૉકટર:—તેના મનમાં શું છે તે તેજ જાણે, માણસ ગણત્રી કરીને શું કહેવાનો હતો ? હિસાબના પ્રદેશથી તે દૂરજ છે.

શ્રીરામકૃષ્ણ:—તમે અને તે એકજ ? કલકત્તાના કેટલાક માણસો કહેતા હતા કે, 'ઇશ્વરમાં વૈષમ્ય દોષ' છે, કેમકે તે એક જણને સુખ આપે છે અને બીજાને દુ:ખ દે છે ! સાળાઓ જેવા પોતે તેવોજ ઇશ્વરને પણ ધારે છે.

હેમબાબુ દક્ષિણેશ્વરમાં આવ્યા હતા. મારી સાથે મેળાપ થયા પછી તેણે મને કહ્યું કે " કેમ ભટજી મહારાજ ! જગત્‌માં એકજ ચીજ મેળવવા જેવી છે અને તે માન છે, ખરી વાતને ? " ઇશ્વરની પ્રાપ્તિ એજ મનુષ્યના જીવનનો ઉદ્દેશ છે એ વાત ઘણાજ થોડા માણસો સમજે છે.

શ્યામ બસુ:—કોઇ પોતાનું સૂક્ષ્મશરીર બતાવી શકે છે કે ? કેટલાક એમ કહે છે કે સૂક્ષ્મશરીરને ગમે ત્યાં મોકલવું હોય તો મોકલી શકાય છે. શું એ વાત ખરી છે ?

શ્રીરામકૃષ્ણ:—જેઓ ખરેખરા ભક્ત છે તેઓને તમારી એવી શી દરકાર છે કે તમને એ બધું કરી બતાવે ? કોઇ માને, કોઇ ના માને. એ માથાફોડ તેમને શા વાસ્તે કરવી પડે ? એવા ચમત્કાર બતાવ્યાથી કોઇ મોટો માણસ મારો ચેલો થઇ જશે એવી એ લોકોને પરવા નથી હોતી.

શ્યામ બસુ:—ઠીક, સ્થૂળ દેહ અને સૂક્ષ્મ દેહ એ બધાનો અર્થ સમજાવશો ?

શ્રીરામકૃષ્ણ:—પંચભૂતનો જે દેહ બનેલો છે તે સ્થૂળ દેહ; સૂક્ષ્મદેહ મન, બુદ્ધિ, અહંકાર અને ચિત્તનો બનેલો છે. જે શરીરવડે ઇશ્વર-સમાગમનો આનંદ ભોગવી

શકાય છે તે કારણશરીર કહેવાય છે. એજ શરીરને તંત્રમાં ભાગવતી તનુ કહ્યું છે. એ સર્વથી પર મહાકારણ (તુરીય) છે, જેનું વર્ણન વાણીવડે થઇ શકેજ નહિ.

શ્રીરામકૃષ્ણ:—માત્ર સાંભળ્યાથીજ કાંઇ લાભ નથી, કાંઇક કરો !

મોઢેથી ભાંગ ભાંગ બોલ્યાથી શું વળે? એમ કર્યે કાંઇ કેફ ચડવાનો હતો? ભાંગ વાટીને શરીરે ચોપડયાથી પણ નિશો ચડતો નથી. એતો પીવીજ જોઇએ. ચાળીશ નંબરનું સુતર કયું અને એકતાળીશ નંબરનું સુતર કયું, એ બાબત સુતરનો વેપાર કર્યા વગર સમજાયજ નહિ. જેઓ સુતરનો વેપાર કરે છે તેઓ અમુક નંબરનું સુતર સહેલાઇથી પારખી શકે છે, માટેજ કહું છું કે સાધન કરો. પછી સ્થૂળ, સૂક્ષ્મ, કારણ, મહાકારણ કોને કહેવાય એ બધું સમજી શકશો.

× × × ×

ડુક્કરનું માંસ ખાઇને પણ ઇશ્વરની ભક્તિ કરનાર માણસને ધન્ય છે, અને હવિષ્યાન્ન જમીને પણ સંસારમાં આસક્ત રહેનાર અધમ છે !

× × × ×

---

શ્રીરામકૃષ્ણ:—(શ્યામ બસુને) "સંસાર ચલાવવો એ પણ એક ધર્મ છે, તેમાં દોષ નથી, પણ ચિત્ત ઇશ્વરના ચરણકમળમાંજ પરોવી રાખીને નિષ્કામભાવે તમામ કર્મ કરવાં જોઇએ. જુઓને, કોઇ માણસને બરડે ફોલ્લો થયો હોય છે, તે બધાની સાથે વાતચીત કરે છે, તમામ કામકાજ કરે છે, પણ તેનું ચિત્ત પેલા ફોલ્લામાંજ હોય છે કે રખેને દુખાવાય! એ પ્રમાણે ઇશ્વરમાંજ ચિત્ત રાખીને સર્વ કાર્ય કરવાં.

સંસારમાં વ્યભિચારિણી સ્ત્રીની પેઠે રહેવું. વ્યભિચારિણી સ્ત્રી ઘરનું કામકાજ કરે છે, ધણીની સેવા કરે છે, પણ ચિત્ત તો પોતાના યારમાંજ હોય છે.

(ડૉક્ટરને) કેમ સમજયા?

ડૉક્ટર:—એવો ભાવ ન હોય તો કેવી રીતે સમજું?

શ્યામ બસુ:—થોડુંક તો સમજ્યા છો! (હસાહસ)

શ્રીરામકૃષ્ણ:—(હસતા હસતા) આટલાં બધાં વર્ષથી ધંધો કરે છે એટલે સમજે જ! એમાં નવીન શું છે? (હસાહસ).

શ્યામ બસુ:— મહારાજ! થિયૉસોફીવિષે આપનો શો અભિપ્રાય છે?

શ્રીરામકૃષ્ણ:—સારાંશ એ છે કે જે લોકો શિષ્ય કરતા ફરે છે તે બધા હલકી કોટિના હોય છે. જેઓ સિદ્ધિ એટલે નાના પ્રકારની શક્તિઓ મેળવવાની ઇચ્છાવાળા છે તેઓ પણ તેવાજ હોય છે. જેમકે પગે ચાલીને ગંગા ઓળંગી જવી, એક માણસ અમુક ઠેકાણે શું બોલે છે તે કહી બતાવવું, એવી એવી શક્તિઓ એ લોકો માગે છે. એવા માણસોને ઇશ્વરની શુદ્ધ ભક્તિ મળી શકેજ નહિ.

શ્યામ બસુ:--પણ તેઓ હિંદુધર્મની પુનઃ સંસ્થાપના કરવા પ્રયત્ન કરે છે, તે વિષે આપનો શો અભિપ્રાય છે?

શ્રીરામકૃષ્ણ:--મને તે વિષે પૂરી માહિતી નથી.

શ્યામ બસુ:--મૃત્યુ પછી જીવાત્મા ક્યાં જાય છે—ચંદ્ર લોકમાં કે નક્ષત્ર લોકમાં એ બધું થિયોસૉફીવડે જાણી શકાય છે.

શ્રીરામકૃષ્ણ:--હશે, તમે કહો છો તેમ હશે. મારા મનનું વલણ જાણો છો? હનુમાનને એક માણસે પૂછ્યું કે આજે શી તિથિ થઇ? હનુમાને કહ્યું, ' હું વાર, તિથિ, નક્ષત્ર એમાંનું કાંઇ જાણતો નથી. માત્ર એક રામ નામ જાણું છું. તેનુંજ ચિંતવન કરૂં છું.' મારો પણ એવોજ ભાવ છે.

શ્યામ બસુ:--થિયોસૉફીવાળા કહે છે કે મહાત્માઓ છે. આપ મહાત્માઓને માનો છો?

શ્રીરામકૃષ્ણ:--જો મારા કહેવામાં તમને વિશ્વાસ હોય તો હું કહું છું કે મહાત્માઓ છે. અત્યારે એ બધી વાત રહેવા દો. હું જરા સારો થાઉં પછી આવજો. હું જે કહું તેમાં શ્રદ્ધા હશે તો તમને શાંતિ મળે તેવા ઉપાય લેવામાં આવશે. તમે જુઓ છો કે હું પૈસા, કપડાં, કાંઇ લેતો નથી. મારી પાસે આવવામાં કોઇને કશું આપવું પડતું નથી, તેથી ઘણા આવે છે! (હસાહસ)

શ્રીરામકૃષ્ણ:--(ડૉકટરને) જુઓ, તમને પણ મારે કહેવાનું છે. ખોટું ન લગાડશો. પૈસો, માન, ભાષણ એ બધું તો તમે ઘણું સંપાદન કર્યું; હવે ઇશ્વરમાં મનને પરોવવાનો વખત આવ્યો છે. તમે વખતોવખત મારી પાસે આવતા રહો. ઇશ્વર સંબંધી સંભાષણ સાંભળ્યાથી પણ ભક્તિનું ઉદ્દીપન થાય છે.

થોડીવાર પછી ડૉકટર જવાને માટે ઉભા થયા. એટલામાં ગિરીશ ઘોષ આવી પહોંચ્યા અને પરમહંસજીને પ્રણામ કરી તેમની ચરણરજ લઇ એક ઠેકાણે બેઠા. તેમને આવેલા જોઇને ડૉકટર ઘણા રાજી થયા અને જવાનો વિચાર માંડીવાળીને બેસી ગયા.

ડૉકટર:--હું હોઉં છું તેટલો વખત એ (ગિરીશ) આવતા નથી અને જ્યારે જવાની તૈયારી કરૂં છું ત્યારે આવીને ઉભા રહે છે! (હસાહસ)

પછી ગિરીશની સાથે ડૉકટરે "વિજ્ઞાન સભા" (સાયન્સ એસોસીએશન) ની વાત કરવા માંડી.

શ્રીરામકૃષ્ણ:—(ડૉકટરને) મને એક દિવસ ત્યાં લઇ જશો?

ડૉકટર:--તમે ત્યાં આવો તો ઇશ્વરની આશ્ચર્યકારક સૃષ્ટિ રચનાનાં રહસ્ય જોઇને તમને સમાધિ થઇ જશે.

શ્રીરામકૃષ્ણ:—ખરેખર!

## ગુરુપ્રત્યે પૂજ્યભાવ

ડૉકટરઃ—( ગિરીશને ) તમે બીજું ગમે તે કરો, પણ આમને ઈશ્વર માનીને પૂજા ન કરો. આવા સુપાત્ર સાધુને તમે લોકો બગાડો છો !

ગિરીશઃ— શું કરું મહાશય ! જેણે મને સંસાર સમુદ્રની પાર ઉતર્યો અને સંદેહરૂપી વમળમાંથી બચાવ્યો તેને હું બીજી કેવી રીતે પૂજું ? તેનો મેલ તે કાંઈ મેલ કહેવાય ?

ડૉકટરઃ—હું મેલની વાત નથી કહેતો, મને તેની સૂગ નથી આવતી. એક વેપારીના છોકરાને મારા દવાખાનામાં ઝાડો થઈ ગયો. બધાએ નાકે રૂમાલ દાબ્યા, પણ હું તેની પાસે અડધો કલાક બેસી રહ્યો. મેં નાકે રૂમાલ દીધો નહિ. જ્યારે ભંગીઓ માથે ટોપલો મૂકીને મારી આગળથી પસાર થાય છે ત્યારે પણ હું નાકે રૂમાલ દેતો નથી. હું તો એમજ જાણું છું કે હું જેવો માણસ છું તેવો એ પણ માણસ છે ! શામાટે એના ઉપર સૂગ લાવવી જોઈએ ? શું હું એમની ચરણરજ ન લઈ શકું એમ ? જુઓ, હમણાંજ લઉં છું. (પરમહંસજીની ચરણરજ લે છે.)

ગિરીશઃ—દેવગણો આ ક્ષણને ધન્ય ધન્ય કહે છે !

ડૉકટરઃ—એમના પગની રજ લીધી તેમાં શી નવાઈ કરી ? હું બધાના પગની રજ લઉં છું ! લાવો ! લાવો ! (એમ કહીને બધાના પગની રજ લે છે.)

નરેન્દ્રઃ—અમે એમને ઈશ્વર તુલ્ય માનીએ છીએ એનો અર્થ આપ બરાબર સમજી લ્યો. દાખલા તરીકે ઉદ્‌ભિજ્જ સૃષ્ટિ અને જીવજંતુ વગેરેની જૂદી જૂદી શ્રેણીઓ તપાસતાં એક શ્રેણી એવી આવે છે કે તેને ઉદ્‌ભિજ્જ વર્ગમાં ગણવી કે પ્રાણીના વર્ગમાં ગણવી એનો નિર્ણય થઇ શકતો નથી; તેમ નર લોક અને દેવલોક એ બેની વચ્ચે પણ એક સ્થાન એવું છે કે ત્યાંના આત્માઓને મનુષ્ય કહેવા કે દેવ કહેવા એ પ્રશ્નનું નિરાકરણ થઇ શકતું નથી.

ડૉકટરઃ—નહિ, નહિ, ઈશ્વર સંબંધી ચર્ચામાં એવી ઉપમાવડે કાંઇ સાબિત થઇ શકતું નથી.

નરેન્દ્રઃ—હું એમને ઈશ્વર નથી કહેતો, તોપણ ઈશ્વર તુલ્ય મનુષ્ય કહું છું.

ડૉકટરઃ—એ આપણા અંતઃકરણનો ભાવ અંતઃકરણમાંજ ગુપ્ત રાખવો જોઇએ. એ ભાવ પ્રકટ કરવામાં ફાયદો નથી. મારા મનમાં કેવા પ્રકારના ભાવ–તરંગ ઉઠે છે તે તમે કોઇ જાણો છો ? મારા પરમ મિત્રો મને કઠોર અને નિર્દય ધારે છે. તમે પણ કદાચ મને જોડા મારીને કહાડી મૂકશો !

શ્રીરામકૃષ્ણઃ—ડૉકટર ! તમે આ શું બોલો છો ? આ લોકો તમને કેટલા ચાહે છે ! તમે આવવાના છો એમ ધારીને તેઓ તમારે માટે વાસરસજ્જા* કરીને જાગતા બેસી રહે છે. (હસાહસ)

ગિરીશઃ—બધા આપને અત્યંત આદરમાનથી જુએ છે.

ડૉક્ટરઃ—અરે ! મારાં છોકરાં–મારી સ્ત્રી સુદ્ધાં મને દયા વગરનો કહે છે ! કેમકે મારો દોષજ એ છે કે હું મારા અંતઃકરણનો ભાવ કોઇની આગળ પ્રકટ કરતો નથી.

ગિરીશઃ—મહાશય ! આપના અંતઃકરણનો પડદો આપ ખોલો તો વધારે સારૂં નહિ ? કાંઇ નહિ તો તમારા મિત્રો ઉપર દયા લાવીને પણ હૃદય ખુલ્લું કરો. એટલો તો વિચાર કરો કે તેઓ આપને ઓળખી શકતા નથી !

ડૉક્ટરઃ—અરે શું કહું ? તમારા કરતાં મારી લાગણીઓ વધારે ઉશ્કેરાઇ જાય છે. (નરેન્દ્રને) હુ એકાંતમાં અશ્રુપાત કરૂં છું.

## મહાપુરુષ અને અન્ય લોકોનું પાપગ્રહણ

ડૉક્ટરઃ—(શ્રીરામકૃષ્ણને) ઠીક, તમે ભાવાવેશમાં આવો છો ત્યારે બીજાઓને પગનો સ્પર્શ કરો છો એ ઠીક નહિ.

શ્રીરામકૃષ્ણઃ—હું કોને પગ અડાડું છું અને કોને નહિ, તેનું શું મને કાંઇ જ્ઞાન રહે છે ?

ડૉક્ટરઃ—પગ અડકાડવો એ સારૂં નથી એટલું તો તમે જાણો છો ને ?

શ્રીરામકૃષ્ણઃ—મારી ભાવાસ્થામાં મને શું શું થાય છે તે બધું તમને શી રીતે કહી બતાવું ? એવી અવસ્થા વીત્યા પછી મને એવો પણ વિચાર આવે છે કે કદાચ આ બધું મારા વ્યાધિનું પરિણામ તો નહિ હોય ? ઇશ્વરના આવેશથી હું છેક ઘેલો બની જાઉં છું. મને એવો ઉન્માદ થઇ આવે છે કે તેની સામે કશો ઉપાય નથી.

ડૉક્ટરઃ—(ભક્તોને) એ કબૂલ કરે છે. પોતે જે કાંઇ કરે છે તેને માટે દિલગીરી બતાવે છે. કામ પાપયુક્ત છે, એટલું તો એ પણ જાણી શકે છે !

શ્રીરામકૃષ્ણ—(નરેન્દ્રને) તું બડો હુશીયાર છે. તું જરા એમને સમજાવી દે.

ગિરીશઃ—(ડૉક્ટરને) મહાશય ! તમારા સમજવામાં ભૂલ છે. એ પગ અડકાડવા માટે કદિ દિલગીર થતાંજ નથી. એમનો દેહ શુદ્ધ–અપાપવિદ્ધ છે. એ મનુષ્યોનું કલ્યાણ કરવા માટે તેમને પોતાના પગવડે સ્પર્શ કરે છે. કોઇ કોઇ વાર એમને પણ શક જાય છે કે લોકોનાં પાપ પોતાને માથે લીધાથી તો એમને આ વ્યાધિ નહિ થયો હોય ? તમને જ્યારે શૂળનું દરદ થયું હતું ત્યારે [1]અનેક રાત્રિના ઉજાગરા કરી શૂળનું દરદ ઉત્પન્ન કર્યું એવો વિચાર કરીને તમે પસ્તાયા હતા કે નહિ ? પણ

[1] બંગાળામાં એવો રિવાજ છે કે લગ્ન થયા પછી વરને એક ઓરડામાં લઇ જઇને કન્યાના પક્ષનાં બૈરાં તેને ખૂબ બનાવે છે. એ ઓરડાને વાસરસજ્જા કહે છે.

તેથી કાંઇ રાત્રે જાગીને અભ્યાસ કરવો એ પાપ કહેવાય? મંદવાડથી એ દુ:ખી તો થતા હશે, પણ લોકોના કલ્યાણનેમાટે તેમને પોતાનો પગ અડકાડવા માટે કદિ પણ દિલગીર થતા નથી.

ડૉકટર:—(જરા પરાજિત થઇને, ગિરીશને) આજે તમારાથી હું પરાજય પામ્યો. લાવો, તમારી ચરણરજ આપો. (ગિરીશની ચરણરજ લે છે.) (નરેન્દ્રને) બીજું કાંઇ નહિ, હો! આમ કરીને તેની તીક્ષ્ણ બુદ્ધિને માન આપું છું.

નરેન્દ્ર:—(ડૉકટરને) એક વાત લક્ષ્યમાં રાખો. એક વિજ્ઞાનની શોધ કરવામાં આપે જીવન સમર્પણ કર્યું છે. તેમ કરતાં આપના શરીરને થતા અસુખની આપે દરકાર કરી નથી. હવે ઇશ્વરને જાણવો એ તો વળી સર્વથી શ્રેષ્ઠ વિજ્ઞાન છે. એને માટે પરમહંસજી તબીયતને જોખમમાં નાખે નહિ?

## મહાન ધર્મ સંસ્થાપકો

ડૉકટર:—જેટલા મહાન્ ધર્મસંસ્થાપકો ઇસુ, ચૈતન્ય, બુદ્ધ, મહંમદ થઇ ગયા. એ બધા અહંકારથી પરિપૂર્ણ હતા. તેઓ બધા એમજ કહે છે કે 'અમે કહીએ છીએ તેજ સત્ય છે.' એ તે કાંઇ વાત છે?

ગિરીશ:—મહાશય! એ દોષ આપનામાં પણ છે, તેઓ બધા અહંકારથી પરિપૂર્ણ છે એવો આરોપ તેમની ઉપર મૂકવા જતાં આપના ઉપર પણ એજ આરોપ નથી લાગુ પડી જતો?

ડૉકટર ચૂપ થઇ ગયા.

નરેન્દ્ર:—(ડૉકટરને) એમને અમે લગભગ ઇશ્વર તુલ્ય માનીને પૂજીએ છીએ.





# खंड ओगणीसमो

## શ્રીરામકૃષ્ણ સ્વમુખે પોતાના જીવનના પ્રસંગો કહે છે



(સ્થળ:-દક્ષિણેશ્વર. નરેન્દ્ર વગેરે ભક્તો હાજર છે.)

આજે આશ્વિન સુદિ ચોથ ને સોમવાર છે. ઈ૦ સ૦ ૧૮૮૨ ની ૧૬ મી ઑક્ટોબર. આવતી સાતમને ગુરુવારથી દુર્ગાપૂજા મહોત્સવનો આરંભ થનાર છે.

આજે પરમહંસજી પૂર્ણ આનંદમાં બેઠેલા છે. નરેન્દ્ર અને બીજા કેટલાક ખાસ ભક્તો આવી પહોંચ્યા છે. નરેન્દ્ર સ્નાન કરીને પ્રસાદ ખાવા બેઠા છે.

પરમહંસજી મહારાજ પાસે રાખાલ બેઠેલો છે. પરમહંસજીનો ભત્રિજો રામલાલ અને હાજરા પણ બેઠા છે, નરેન્દ્રની સાથે બે એક બ્રહ્મજ્ઞાની યુવાનો આવ્યા છે. માસ્તર પણ આવી ચડયા છે.

નરેન્દ્ર પરમહંસજી મહારાજની પાસેજ જમવા બેઠો છે. તે જમી રહ્યા એટલે તેમણે તેને માટે પોતાના ઓરડામાં પથારી કરાવવાનો હુકમ કર્યો.

નરેન્દ્રને તેમજ બીજા કેટલાક ભક્તોને-પણ ખાસ કરીને નરેન્દ્રને-સૂવાની જરૂર હતી. સાદડી ઉપર તળાઇ અને ઓશીકાં મૂકાવ્યાં. પરમહંસજી નાના બાળકની માફક નરેન્દ્રની પાસે પથારીમાં બેઠા. તેઓ પોતાના ભક્તો સાથે, ખાસ કરીને નરેન્દ્ર સાથે, તેની તરફ મોં રાખીને હસતા હસતા આનંદપૂર્વક વાત કરવા લાગ્યા. તેઓ પોતાની અવસ્થા, પોતાનું જીવનચરિત્ર આ વાતને બહાને શિષ્યોને કહેતા હતા.

શ્રીરામકૃષ્ણ:—મારી આ અવસ્થા થયા પછી મને માત્ર ઇશ્વરની કથા સાંભળવાની જ ઉત્કંઠા થતી. કોઇ ઠેકાણે ભાગવત, કોઇ ઠેકાણે અધ્યાત્મ[1] કોઇ ઠેકાણે મહાભારત એવું એવું જ્યાં જ્યાં સાંભળવાનું મળે ત્યાં હું દોડી જતો. એંડેદાવાળા કૃષ્ણકિશોર પાસે હું અધ્યાત્મ સાંભળવા જતો.

અહાહા! કૃષ્ણકિશોરની કેવી શ્રદ્ધા! એક વાર તે વૃન્દાવન ગયા હતા. ત્યાં

---

[1] અધ્યાત્મ રામાયણ નામનો ગ્રંથ.

એક વાર તરસ લાગી. એક બાઇ કૂવામાંથી પાણી કહાડતી હતી તેની પાસે પાણી માગ્યું. તેણે કહ્યું, 'હું તો ઢેડી છું. આપને મારૂં પાણી શી રીતે ખપે ?' કૃષ્ણકિશોર કહે, 'ફિકર નહિ. તું શિવ ! શિવ ! કહે. શિવનું નામ લઇશ એટલે તું શુદ્ધ થઇશ.' તેણે તેમ કરીને પાણી કહાડયું અને મહાન્ આચારનિષ્ઠ બ્રાહ્મણે વગર સંકોચે પીધું કેટલી શ્રદ્ધા !

એંડેદાના ઘાટ ઉપર એકવાર એક સાધુ આવી ચડયો હતો. મને ઇચ્છા થઇ કે લાવ તેનાં દર્શન કરી આવું. મેં કાલીવાડીમાં હલધારીને કહ્યું કે, 'હું અને કૃષ્ણકિશોર પેલા સાધુનાં દર્શન કરવા જનાર છીએ. તું આવીશ ?' હલધારી કહે, 'હવે ગયા ! માટીનું પૂતળું ! એમાં તે શું જોવું'તું ? હલધારી તો ગીતા વેદાંત બધું ભણી ગયો હતો ને ! માટે સાધુને માટીનું પૂતળું કહેતો હશે ! મેં આ વાત કૃષ્ણકિશોરને કહી. તેને તો ગુસ્સો ચડી ગયો. તે કહે, " શું ! હલધારી આવું બોલ્યો ? જે માણસ ઇશ્વરનું ધ્યાન કરે છે, ભગવાનનું ભજન કરે છે, તેને માટે સર્વસ્વનો ત્યાગ કરે છે તેના શરીરને માટીનું પૂતળું કહેવાય ? ભક્તનો દેહ ચિન્મય છે. તેની એને ખબર નહિ હોય !" કૃષ્ણકિશોરને એવી તો રીસ ચડી ગઇ કે બીજે દિવસે કાલીવાડીના બગીચામાં ફૂલ તોડવા આવ્યો પણ હલધારીને જોતાંજ તેણે પોતાનું મોઢું ફેરવી નાખ્યું. બોલ્યો સરખો પણ નહિ.

'મને કહે કે જનોઇ કેમ ફેંકી દીધું ?' મેં કહ્યું કે, " જ્યારે મારી આવી અવસ્થા થાય છે ત્યારે આશ્વિન માસના વંટોળીઆની માફક એક પછી એક ચીજ કયાં-ઉડી જાય છે તેની મને કશી ખબર નથી રહેતી. પહેરેલું વસ્ત્ર નીકળી જાય તો પછી જનોઇનો શો હિસાબ ? મેં તેને કહ્યું કે ભાઇ તને જ્યારે મારા જેવો ઉન્માદ થશે ત્યારે તું જાણીશ "

અને થયું પણ તેમજ. તેને પોતાનેજ મારા જેવો ઉન્માદ થયો. બસ ૐ ૐ એટલુજ બોલ્યા કરે અને એક ઓરડામા ગુપચુપ પડી રહે. ઘરનાં માણસોએ જાણ્યું કે મગજપર ગરમી ચડી ગઇ છે એટલે તેમણે વૈદ્યને તેડાવ્યો. નાટાગડવાળા રામ કવિરાજ ( વૈદ્ય ) આવ્યા. કૃષ્ણકિશોર કહે, ' ભાઇ, મારો રોગ કહાડી નાખજે; પણ રખેને મારા ૐકારને કહાડી ન નાખતા.' ( હસાહસ )

એક દિવસ હું તેને ઘેર ગયો. જોઉં તો બેઠો બેઠો વિચાર કર્યા કરે. મેં પૂછયું, ' કેમ શું થયું છે ?' તેણે કહ્યું, 'ટેકસવાળા આવ્યા હતા તેનો વિચાર કરૂં છું, તેઓ કહી ગયા છે કે કરના પૈસા નહિ ભરો તો ઘરમાંના થાળી વાટકા લઇ જઇશું.' મેં કહ્યું, ' તેમાં શી ચિંતા ? ભલેને ચાર વાસણ હોય તે લઇ જાય. તમને પોતાને બાંધીને લઇ જાય તોપણ તમા ડરવાનું પ્રયોજન નથી, કારણ કે તમે કહો છો કે હું તો આકાશવત્ છું, ( નરેન્દ્ર વગે હસે છે ) કૃષ્ણકિશોર મને કહેતો કે, 'હું

આકાશવત્ છું. એણે તો અધ્યાત્મ વાંચેલું કેની ! વચમાં વચમાં હું તેને આકાશવત્ કહીને ચીડવતો. હું હસતો અને કહેતો કે તમે આકાશવત્ છો. તમને તે ટૅક્સવાળા કેવી રીતે બાંધીને લઇ જવાના ?

હું મારી ઉન્માદ અવસ્થામાં લોકોને સાચી, ખરેખરી, તડ ને ફડ વાતો સંભળાવી દેતો. કોઇની પરવા ન કરૂં. મોટા લોકથીએ ડરૂં નહિ.

એકવાર યદુ મલ્લિકને બંગલે યતીન્દ્ર ઠાકુર આવી ચડયો હતો. હું પણ ત્યાં ગયો હતો. મેં તેને કહ્યું, ' આપણું કર્તવ્ય શું છે ? ' તેના તરફથી તરત ઉત્તર ન મળતાં મેં પૂછયું, ' ઇશ્વિરનું ચિંતન કરવું એજ આપણું કર્તવ્ય છે ને ? ' યતીન્દ્ર કહે, ' અમે તો સંસારી માણુસો છીએ. શું અમારે માટે મુક્તિ હોઇ શકે ખરી ? રાજા યુધિષ્ઠિર જેવાને પણ નરકનું દર્શન કરવું પડયું હતું ! ' આ સાંભળીને મને ઘણો ક્રોધ ચડયો. મેં કહ્યું, ' તમે કેવા માણુસ છો ? બસ. તમને યુધિષ્ઠિરે નરકનું દર્શન કર્યું એટલુંજ યાદ રહી ગયું ? તેનું સત્યવચન, ક્ષમા, ધૈર્ય, વિવેક, વૈરાગ્ય, ઇશ્વિરભક્તિ એ બધા તરફ તમારૂં ધ્યાનજ ન ગયું ? ' એ સિવાય તો હું તેને કેટલું સંભળાવી દેવાનો હતો, પણ હૃદયે મારૂં મોં દાબી રાખ્યું. યતીન્દ્ર પણ ' મને જરા કામ છે ' એમ કહીને ચાલતો થયો.

એકવાર કૅપ્ટનની સાથે સૌરીન્દ્ર ઠાકુરને ઘેર હું ગયો હતો. તેમને જોઇને કહ્યું કે મારાથી તમને રાજા બાજા કહેવાશે નહિ; કેમકે તેમ કહેવું એ અસત્ય છે. મારી સાથે તેણે થોડીવાર વાતચીત કરી. ત્યાર પછી જોયું તો સાહેબ લોકો આવજા કરવા લાગ્યા. સૌરીન્દ્ર ઠાકુર રજોગુણી માણુસ છે. નાના પ્રકારના ઉદ્યમ કરે છે. યતીન્દ્રને પણ તેડવા મોકલ્યું હતું. તેણે કહેવડાવ્યું કે મારા ગળામાં દરદ થાય છે તેથી નહિ અવાય.

એક દિવસ મેં વરાહનગરના ઘાટપર જઇને જોયું તો જય તુખુય્ય ( મુકરજી ) જપ કરતા બેઠા હતા, પણ તેમનું ધ્યાન બીજી બાબતોમાં હતું. મેં પાસે જઇને બે લપડાક ચોડી કહાડી !

એક દિવસ * રાસમણિ મંદિરમાં આવ્યાં હતાં. કાલિકામંદિરમાં ગયાં. પૂજાનો સમય થવા આવ્યો હતો તેથી મને કહે કે એકાદ બે ભજન ગાઓ. હું ગાવા લાગ્યો. એટલામાં મેં જોયું તો તેનું ચિત્ત બીજી ત્રીજી બાબતોમાં પરોવાયું અને ફૂલ સુંઘવા લાગ્યું. મેં ઉઠીને બે લપડાક લગાવી દીધી ! પાછળથી મને પણ પસ્તાવો થયો અને હાથ જોડીને ક્ષમા માગી.

મેં હલધારીને કહ્યું, ' મારો આવો કેવો સ્વભાવ હશે ? હવે હું શો ઉપાય

* જે બાઇએ લાખો રૂપિઆ ખરચીને દક્ષિણેશ્વરનાં મંદિર બંધાવ્યાં હતાં અને જ્યાં રામકૃષ્ણ પોતે રહેતા અને પોષાતા હતા તે દેવસ્થાનનાં માલિક. ભા૦ કા૦

કરૂં ? ' પછી મેં માના ઘણા કાલાવાલા કરવા માંડયા. એમ કરતાં કરતાં મારો એ સ્વભાવ ગયો.

એવી અવસ્થામાં મને ઈશ્વરકથા સિવાય બીજું સાંભળવું ગમેજ નહિ. જો કોઇ દુનિયાદારીની વાત કહાડે તો તે સાંભળીને હું રડી પડું. મથુરબાબુ જ્યારે મને સાથે લઇને તીર્થ યાત્રા કરવા ગયા હતા ત્યારે કાશીમાં અમે એક રાજાના બંગલામાં મુકામ કર્યો હતો. દિવાનખાનામાં હું મથુરબાબુની પાસ બેસું અને રાજા પણ ત્યાં બેઠા હોય. બસ, તેમની એકની એકજ વાત ! ' આમાં આટલું નુકસાન થયું અને પેલામાં તેટલું નુકસાન થયું ! ' રૂપીઆની વાતો ! હું તો રડી પડયો. મેં કહ્યું. 'મા ! તું મને અહીં કયાં તેડી લાવી ? હું રાસમણિના મંદિરમાં સુખી હતો. હું તીર્થ કરવા આવ્યો તોપણ કામિનીકાંચનનીજ વાત ! મારે ત્યાં તો કદિ પણ આવી વાત મારે કાને પડતી નહિ. '

પછી પરમહંસજીએ પોતાના શિષ્યોને, ખાસ કરીને નરેન્દ્રને આરામ લેવાને કહ્યું, અને પોતે પણ જઇને એક નાના ખાટલા ઉપર સૂઇ ગયા.

## નરેન્દ્ર વગેરે ભકતો સાથે કીર્તનનો આનંદ

સાંજ પડવા આવી છે. નરેન્દ્રે ગાવા માંડયું છે. રાખાલ, લાટુ, માસ્તર, નરેન્દ્રનો બ્રહ્મસમાજનો મિત્ર, પ્રિયનાથ, અને હાજરા—વગેરે ઘણા શિષ્યો બેઠા છે.

નરેન્દ્રે સંગીત શરૂ કર્યું. જેનો ભાવાર્થ નીચે પ્રમાણે છે.

" હે મન ! તું ચિદ્‌ઘન, નિરંજન, અનુપમ તેજવાળા, મોહક મૂર્તિવાળા, ભક્તના હૃદયને રંજન કરનાર, નવનવીન રંગવડે રંગાયલા, કરોડો ચંદ્રની શીતળતાને લજ્જિત કરે એવા ઈશ્વરના સ્વરૂપનું ધ્યાન કર.

એ રૂપનો પ્રકાશ વિજળીના જેવો દેદીપ્યમાન છે; તેનાં દર્શનથી હૃદય શીતળ થાય છે અને શરીરે રોમાંચ થાય છે.

હે મન ! તું શાંત ભાવે તારા હૃદયકમળમાં તેના ચરણનું ધ્યાન કરજે. તેના તરફ પ્રેમપૂર્ણ નેત્રોથી નિહાળ અને અપૂર્વ રમણીય પ્રિયદર્શન પ્રભુની ઝાંખી કર. ભક્તિયોગવડે તું એ ચિદાનંદ રસમાં હમેશને માટે મગ્ન થઇ જા. ,,

નરેન્દ્રે બીજું ગાયન આરંભ્યું:—

" સત્ય, શિવ સુંદર સ્વરૂપ હૃદયમંદિરમાં પ્રકાશી રહ્યું છે.

હે નાથ ! આ દીનના નસીબમાં એવો દિવસ કયારે આવે કે હું દરરોજ તમારૂં દર્શન કરીને તમારા રૂપસમુદ્રમાં ડુબી જાઉં !

હે નાથ ! અનંતરૂપે તમારૂં જ્ઞાન મારા હૃદયમાં પ્રવેશ કરે અને હું વાણી રહિત, મુગ્ધ તમારા શ્રીચરણનું શરણ લઉં !

અમૃત સ્વરૂપ આનંદરૂપી ચંદ્રનો મારા હૃદયાકાશમાં ઉદય થાય અને ચંદ્રનો ઉદય થતાં ચકોર જેમ આનંદથી ક્રીડા કરે તેમ, હે નાથ ! મારૂં મન પ્રફુલ્લિત થઇને આનંદ પામે અને અમે પણ તમારા પ્રકાશનાં દર્શનથી હર્ષોન્મત્ત બની જઇએ.

શાંત, શિવ, અદ્વિતીય રાજરાજેન્દ્રના ચરણમાં અમે વેચાઇશું. હે પ્રાણ સખ ! અમે અમારૂં જીવન સફળ કરીશું.

આ જીવનમાંજ સ્વર્ગનો ઉપભોગ કરવાનો અધિકાર અમને ( તમારા સિવાય) બીજે ક્યાંથી પ્રાપ્ત થવાનો હતો ?

હે નાથ ! તમારૂં નિષ્કલંક, શુદ્ધ સ્વરૂપ અમે નિહાળીશું; પ્રકાશ આવતાંજ જેમ અંધકાર એકદમ પલાયન કરી જાય છે તેમ હે નાથ ! તમારા પ્રકાશવડે અમારાં પાપરૂપી અંધકાર પલાયન કરી જશે.

હે મારા ધ્રુવતારક ! હે દીનબંધુ ! મારા હૃદયમાં જ્વલંત વિશ્વાસ પ્રકટાવો અને મારા મનની આશા પૂર્ણ કરો.

અમે રાત્રિ દિવસ પ્રેમાનંદમાં મગ્ન રહીએ. અમે પોતાની જાતને ભૂલી જઇએ અને તમારી પ્રાપ્તિ કરીએ એવો શુભ દિવસ કયારે આવશે ? ”

હવે ત્રીજું ભજન ગવાવા લાગ્યું;–

“ આનંદપૂર્ણ વદનથી મધુર બ્રહ્મ નામનો ઉચ્ચાર કરો !

નામવડે અમૃતનો મહાસાગર ઉલટશે; તેનું તમે અવિરત પાન કરજો. લોકોને તેનું દાન કરજો.

જો તમારૂં મન કદિ કદિ શુષ્ક થઇ જાય તો તેના નામનું કીર્તન કરજો. હે વિષયરૂપી મૃગજળની પાછળ ભટકનારાઓ ! પ્રેમવડે તમારૂં હૃદય રસપૂર્ણ થઇ જશે, રખે તેના નામરૂપી મહામંત્ર તમે ભૂલી જતા ! વિપત્તિના સમયમાં તેને દયાળુ પિતા કહી બોલાવજો.

તે પોતાના હુંકારવડે તમારાં પાપબંધન છેદી નાખશે. બોલો જય બ્રહ્મ ! જય બ્રહ્મ ! આવો, આપણે પ્રેમયોગની સાધના કરીને યોગી થઇએ. આવો, બ્રહ્માનંદવડે ઉન્મત્ત બનીને પૂર્ણકામ થઇએ.”

ખોલકરતાલની રમઝટ થઇ રહી છે. નરેન્દ્ર વગેરે ભકતો પરમહંસજીની આસપાસ ગોળ ફરતા ફરતા કીર્તન કરે છે. ‘ પ્રેમાનંદના રસમાં હમેશને માટે ડૂબી જઇએ, ’ ‘ સત્ય, શિવસુંદર સ્વરૂપ હૃદયમંદિરમાં પ્રકાશી રહ્યું છે ’ એ પંક્તિઓ ફરી ફરીને ગવાતી હતી.

છેવટના ભાગમાં નરેન્દ્રે હાથમાં ખોલ લીધી અને મસ્ત હાલતમાં આવી જઇને

પરમહંસજીની સાથે ' આનંદપૂર્ણ વદનથી મધુર બ્રહ્મનામનો ઉચ્ચાર કરો ' એ પદ ગાવા માંડ્યું.

કીર્તન પૂરું થતાં પરમહંસજીએ નરેન્દ્રને પુનઃ પુનઃ આલિંગન દીધું અને કહ્યું: 'તેં મને આજે ઘણોજ આનંદ પમાડ્યો !'

આજે પરમહંસજીના હૃદયમાંથી આનંદનો ફુવારો ઉછળી રહ્યો છે. હવે રાતના આઠ વાગ્યાનો સુમાર થયો છે; તોપણ પ્રેમોન્મત્ત અવસ્થામાં એકલા ઓટલા ઉપર આંટા મારતા હતા.

ઉત્તર દિશામાં એક લાંબો ઓટલો છે. તેને એક છેડેથી બીજા છેડા સુધી પરમહંસજી ઉતાવળે પગલે ચાલે છે. વચમાં વચમાં માની સાથે કાંઈ બોલતા હોય તેમ બડબડે છે. એકાએક ઉન્મત્ત અવસ્થામાં આવી જઈ તે બોલી ઉઠ્યા, ' તું મને શું કરવાની છે ?'

ખરેખર, જેને જગદંબાની મદદ છે, તેને માયા શું કરવાની છે ? શું પરમહંસજી એવી મતલબનું કાંઈક બોલતા હશે ?

નરેન્દ્ર, માસ્તર અને પ્રિય ત્યાં રાત્રિ રહેવાના છે, તેથી પરમહંસજીના આનંદનો પાર ન હતો. બસ, નરેન્દ્ર રહેવાનો છે ! તેમના આનંદની હવે સીમા ન રહી, સાંજનું વાળુ તૈયાર થયું. [1] માજી નોબતખાનાવાળા ઘરમાં હતાં. તેમણે રોટલી, ચણાની દાળ વગેરે પરમહંસજીના શિષ્યો માટે તૈયાર કરીને મોકલ્યાં હતાં. શિષ્યો કોઈ કોઈવાર આ પ્રમાણે રહી જતા. સુરેન્દ્ર બાબુ દર મહિને કાંઈ કાંઈ ખર્ચ માટે મોકલતા હતા.

જમવાનો વખત થયો. પરમહંસજીના ઘરના અગ્નિકોણવાળા ઓટલાપર પંગત થવાની હતી. નરેન્દ્ર વગેરે શિષ્યો ઓરડાની પૂર્વ દિશા તરફના બારણા આગળ ઉભા ઉભા વાતો કરતા હતા.

## ઈશ્વરની ચર્ચા એજ ખરી ચર્ચા

નરેન્દ્રઃ—( માસ્તરને ) આજના જમાનાના છોકરાઓ તમને કેવા લાગે છે ?

માસ્તરઃ—ખરાબ તો નહિ; પણ તેમને ધર્મનું શિક્ષણ મળતું નથી.

નરેન્દ્રઃ—મેં પોતે જે જોયું છે તે ઉપરથી મને તો એમજ લાગે છે કે તેઓનું અધઃપતનજ થાય છે. બસ, મોજ ઉડાવવી, દોસ્તો કરવા, સારાં સારાં કપડાં પહેરવાં, હૉટલોમાં અને નાટકોમાં જવું એવાં અનેક અપલક્ષણો હાલના વિદ્યાર્થીઓમાં હું જોઉં છું. એટલે સુધી કે મેં જાતે તેમને અનીતિપૂર્ણ સ્થાનોમાં જતા જોયા છે.

માસ્તરઃ—જ્યારે હું ભણતા ત્યારે તો મેં એવું કશું જોયું ન હતું અને

[1] પરમહંસજીના પત્ની.

સાંભળ્યું પણ ન હતું.

નરેન્દ્ર:—કદાચ તમે વિદ્યાર્થીઓ સાથે બહુ ભળ્યા નહિ હો. મેં તો એટલે સુધી જોયું છે કે ખરાબ લોકોને નામ દઈને બોલાવે છે. કોણ જાણે ક્યારે તેમની સાથે વાતચીત કરી આવે છે!

માસ્તરઃ—કેટલી આશ્ચર્યની વાત?

નરેન્દ્ર:—મેં જાતે જોયું છે–કેટલા બધા વિદ્યાર્થીઓનાં ચારિત્ર્ય ભ્રષ્ટ થઈ ગયાં છે? શાળાના અધિકારીઓ તથા વિદ્યાર્થીઓના વાલીઓ આ બાબતમાં લક્ષ આપે તો કેવું સારૂં?

આ વાત ચાલતી હતી એટલામાં પરમહંસજી મહારાજ ઘરના અદરના ભાગમાંથી બહાર આવ્યા. માસ્તર અને નરેન્દ્રની પાસે આવીને હસતા હસતા પૂછવા લાગ્યા, "કેમ? શી વાત કરો છો?" નરેન્દ્રે કહ્યું; "એમની સાથે સ્કૂલને લગતી વાત કરૂં છું. નિશાળના છોકરાઓની ચાલચલગત સારી લાગતી નથી." પરમહંસજીએ બધી વાત સાંભળી લીધા પછી માસ્તરને ગંભીરભાવે કહ્યું; 'એવી વાતો ઠીક નહિ. × ઈશ્વર સિવાય બીજા કોઈ પણ વિષયની વાત કરવી એ સારૂં નથી. તમે એનાં કરતાં (નરેન્દ્ર કરતાં) ઉમ્મરે મોટા છો, બુદ્ધિવાન છો. એવી એવી વાતો કરવી એ તમારે માટે ઉચિત ન હતું.'

માસ્તર ભોંઠા પડી ગયા. નરેન્દ્ર અને બીજા શિષ્યો પણ ચૂપ થઈ ગયા.

નરેન્દ્રનું વય તે વખતે ૧૯–૨૦ વર્ષનું હતું; માસ્તરનું ૨૭–૨૮ વર્ષનું હતું.

નરેન્દ્ર અને બીજા બધા શિષ્યો જમવા બેઠા અને પરમહંસજી તેમની પાસે ઉભા રહીને તેમને પીરસાવતા હતા. આજે તેમને હદપાર આનંદ થતો હતો. નરેન્દ્ર વગેરે જમી રહ્યા પછી પરમહંસજીવાળા ઓરડામાં જઈને એક પાટ ઉપર આરામ લેતા બેઠા અને તેમની સાથે વાતો કરવા લાગ્યા. આજે આનંદની લ્હાણી થતી હતી. વાતમાં ને વાતમાં પરમહંસજીએ નરેન્દ્રને કહ્યું; 'ચિદાકાશમાં પ્રેમનો ચંદ્રોદય થયો' એ ગાયન જરા ગા તો. નરેન્દ્રે ગાયન શરૂ કર્યું અને બીજા ભક્તો સાથે સાથે ખોલ કરતાલ બજાવવા લાગ્યા. "ચિદાકાશમાં પૂર્ણપ્રેમરૂપી ચંદ્રનો ઉદય થયો. પ્રેમનો મહાસાગર ઉલટયો છે! અહા! તે કેવો આનંદમય છે! જય દયામય" ઇ૦

"ચારે દિશાઓ ગ્રહગણરૂપી ભક્તમંડળદ્વારા પ્રકાશથી ઝળહળી રહી છે. ભક્તોની સાથે તેમના સખારૂપી ઉપગ્રહો પણ મધુર લીલા કરી રહ્યા છે.

સ્વર્ગનાં દ્વાર ઉઘડી ગયાં છે, આનંદની લહરી ઉછળી રહી છે+ નવનિધાનરૂપી

---

× **आत्मानं वा विजानीथ, अन्यां वाचं विमुञ्चथ।** આત્માને ઓળખો, બીજી વાતો છોડી દો.

+ કેશવસેને પોતાની બ્રહ્મસમાજના ધર્મને 'નવનિધાન' એવું નામ આપ્યું હતું.

વસંતનો વાયુ વાઇ રહ્યો છે. તમારી લીલાનો, તમારા રસનો, તમારા પ્રેમનો પરિમલ બધે પસરી રહ્યો છે.

યોગીઓનાં નાક યોગાનંદવડે મત્ત થઇ ગયાં છે.

તે આનંદમયી માતા ભવસિંધુના જળમાં, ધર્મરૂપી કમલની અંદર બિરાજે છે. પ્રેમના આવેશવડે આકુળ થએલા ભક્તરૂપી ભ્રમરો તે કમળની અંદર અમૃતનું પાન કરી રહ્યા છે.

જુઓ, માતાનું પ્રસન્નવદન કેવું ચિત્તને આનંદ આપે એવું અને આખા જગત્‌ને મોહ ઉપજાવે એવું છે. તેના ચરણ આગળ અસંખ્ય સાધુપુરુષો નૃત્ય ગીત કરી રહ્યા છે; તેઓ આનંદથી મગ્ન બની ગયા છે.

અહા ! એ અદ્‌ભુત સ્વરૂપનું દર્શન કરવા અમે અમારા પ્રાણ ઓવારીએ ! અહો ! એ દર્શનથી હૃદય શીતલ થાય છે. પ્રેમદાસ સર્વનાં ચરણ પકડીને કહે છે કે માનું જયગાન ગાઓ.”

કીર્તન કરતાં કરતાં પરમહંસજી નૃત્ય કરવા લાગ્યા. શિષ્યો પણ તેમની આસપાસ ગોળ કુંડાળામાં ફરીને નૃત્ય કરવા લાગ્યા. કીર્તન પૂરું થયા પછી તે પૂર્વ દિશાના ઓટલા તરફ ગયા. એ ઓટલાના ઉત્તરના ભાગ તરફ હાજરા બેઠો હતો. પરમહંસજી પણ તેની પાસે બેઠા. માસ્તર પણ ત્યાં જઇને બેઠા, અને હાજરાની સાથે વાત ચાલી. પરમહંસજીએ એક શિષ્યને પૂછ્યું; ‘તને કાંઇ સ્વપ્ન બપ્ન આવ્યું હતું કે ?’

શિષ્યઃ—એક આશ્ચર્યકારક સ્વપ્ન આવ્યું હતું—જાણે આખું જગત્ પાણી પાણી થઇ ગયું. અનંત જળનો સમૂહ ! કેટલીક હોડીઓ આવતી હતી. જળનો એક મહા-મોજ લાગવાથી તે એકાએક ડૂબી ગઇ. હું અને બીજા માણસો એક વહાણમાં બેસી ગયા. એવામાં અમે જોયું તો આ અનંત સમુદ્ર ઉપર એક બ્રાહ્મણ ચાલ્યો આવે છે. મેં પૂછ્યું; ‘ તમે શી રીતે આવ્યા ? ’ તેણે હસીને જવાબ આપ્યો કે; ‘અહીં બિલકુલ મુસ્કેલી નથી. પાણીની નીચે એક પૂલ છે. ’ મેં પૂછ્યું; ‘ તમે ક્યાં જાઓ છો ? ’ તેણે કહ્યું; ‘હું ભવાનીપુર જાઉં છું.’ મેં કહ્યું; ‘ જરા ઉભા રહો, હું પણ તમારી સાથે આવીશ. ’

શ્રીરામકૃષ્ણઃ—મને પણ આ વાત સાંભળીને રોમાંચ થાય છે.

શિષ્યઃ—તે બ્રાહ્મણ કહે કે મને ઘણી ઉતાવળ છે; તને તો વહાણમાંથી ઉતરતાં વાર લાગશે. હું હમણાં પાછો આવું છું. તું આ રસ્તો યાદ રાખજે અને પાછળથી આવજે.

શ્રીરામકૃષ્ણઃ—મને રોમાંચ થાય છે; તું જલદી જલદી મંત્ર લઇ લે.

હવે રાત્રિના અગીઆર વાગવા આવ્યા હતા. નરેન્દ્ર અને બીજા શિષ્યોએ પરમહંસજીના ઓરડામાં પાટ ઉપર પથારીઓ પાથરી અને સૂઇ ગયા.

ઉંઘમાંથી જાગ્યા પછી જોયું તો સવાર પડવા આવી હતી. પરમહંસજી મહારાજ બાળકની માફક દિગંબર હાલતમાં બેઠા બેઠા નામજપ કરતા હતા. કોઇ વાર ઉભા થઇને આમ તેમ આંટા મારતા હતા. કોઇ વાર બારી આગળ જઇને ગંગાનું દર્શન કરતા, કોઇ વાર દેવતાઓની છબીઓ પાસે જઇને પ્રણામ કરતા, કોઇવાર મધુર સ્વરથી નામસંકીર્તન કરતા. કોઇવાર બોલતા કે "વેદ, પુરાણ, તંત્ર, ગીતા, ગાયત્રી, ભાગવત, ભક્ત, ભગવાન્ સર્વને નમસ્કાર. કોઇવાર ગીતાને ઉદ્દેશીને કહેતા કે, ત્યાગી ત્યાગી, ત્યાગી, ત્યાગી. કોઇવાર બોલતા કે તમેજ બ્રહ્મ છો; તમેજ શક્તિ છો; તમેજ પુરુષ છો અને તમેજ પ્રકૃતિ છો, તમે વિરાટ અને તમે ક્ષુદ્ર જંતુ પણ છો. નિત્ય લીલામયી શક્તિ પણ તમે છો અને ચોવીશ તત્ત્વો પણ તમે છો !"

આ બાજુએ કાલિકામંદિરમાં અને રાધાકાંતના મંદિરમાં મંગલ આરતી થતી હતી; શંખ, ઘંટા વાગી રહ્યાં હતાં. શિષ્યોએ ઉઠીને જોયું તો બગીચામાં લોકો દેવ-સેવાને માટે પુષ્પ તોડી રહ્યા છે અને ચોઘડીઆવાળા પ્રભાત રાગમાં શરણાઇઓ અને બીજાં વાજીંત્ર વગાડી રહ્યા છે. મંદિરમાં નોબત ગડગડી રહી છે.

## ઈશ્વરનું ધ્યાન ભજન કેવી રીતે કરવું ?

નરેન્દ્ર અને બીજા શિષ્યો દાતણપાણી કરીને પરમહંસજીની પાસે આવીને બેઠા. તેઓ હસતે ચહેરે ઇશાનકોણવાળા ઓટલા ઉપર ઉભા હતા.

નરેન્દ્રઃ—પંચવટીમાં કેટલાક નાનકપંથી સાધુઓ આવ્યા છે. આપે જોયા ?

શ્રીરામકૃષ્ણઃ—હા, કાલે આવ્યા હતા. ( નરેન્દ્રને ) તમે બધા જમીનપર હારબંધ બેસી જાઓ, હું જોઉં.

શિષ્યો જમીનપર બેસી ગયા અને પરમહંસજી તેમને આનંદપૂર્વક જોવા લાગ્યા. પછી વાતચીત શરૂ થઇ. નરેન્દ્રે સાધન સંબંધી વાત કહાડી.

શ્રીરામકૃષ્ણઃ—( નરેન્દ્ર વગેરેને ) ભક્તિ એજ પરમ સાર છે. તેના ( ઈશ્વર ) ઉપર પ્રેમ રાખો એટલે વિવેક, વૈરાગ્ય આપોઆપ ચાલ્યાં આવશે.

નરેન્દ્રઃ—વારૂ, સ્ત્રીઓને સાથે રાખીને સાધન કરવાનું વિધાન તંત્રશાસ્ત્રમાં છે એ ખરી વાત કે ?

શ્રીરામકૃષ્ણઃ—એ માર્ગ ઘણો મુસ્કેલ છે અને અવનતિ થવાનો ઘણો ભય રહે છે. એ રીતે સાધન કરવાના ત્રણ પ્રકાર બતાવ્યા છે. વીરભાવે, દાસીભાવે અને માતૃભાવે એમ ત્રણ પ્રકારે સાધન થાય છે. મને માતૃભાવ ઉત્તમ લાગે છે. દાસી-ભાવ પણ ઠીક છે. વીરભાવે સાધન કરવામાં બહુ મુસ્કેલી છે. સંતાનભાવ એ પણ ઘણો શુદ્ધ છે.

એટલામાં ય નાનકપંથી સાધુઓ આવી પહોંચ્યા અને તેમણે **નમો નારાયણાય**

કહીને પરમહંસજીને પ્રણામ કર્યા. પરમહંસજીએ તેમને આસન લેવાને કહ્યું.

શ્રીરામકૃષ્ણ:—ઈશ્વરને માટે કશું અસંભવિત નથી. તેનું સ્વરૂપ કેવું છે એ મોંઢેથી કહી શકાયજ નહિ તેને માટે બધુંય સંભવિત છે. બે યોગી હતા. તેઓ ઈશ્વર-ભજન કરતા બેઠા હતા. એવામાં ત્યાં નારદ ઋષિ આવી પહોંચ્યા. પેલા બે યોગી-ઓમાંના એકે નારદને ઓળખ્યા અને પૂછયું;શું તમે ઈશ્વરની પાસેથી આવો છો ? તે હમણાં શું કરે છે ?' નારદે કહ્યું; 'હમણાં હું આવ્યો ત્યારે તે સોયના નાકામાંથી ઉંટ અને હાથી પેસાડતા હતા અને પાછા બહાર કહાડતા હતા.' એક માણુસ કહે; 'બરાબર છે. એમાં આશ્ચર્ય જેવું કશું નથી. તેને માટે બધુંય સંભવિત છે.' બીજો કહે; 'એમ તે બનતું હશે કે?' અને નારદને કહેવા લાગ્યો કે; 'તમે જૂઠું બોલો છો. તમે ઈશ્વરની પાસે ગયાજ નથી.'

એવામાં નવનો સુમાર થયો. પરમહંસજી ઉઠીને પોતાના ઓરડામાં ગયા. મન-મોહન કોન્નગરથી પોતાના કુટુંબ સાથે આવ્યો હતો. તે પ્રણામ કરીને બેઠો અને કહ્યું; 'હું આ લોકોને કલકત્તે લઇ:જાઉં છું.' પરમહંસજીએ કુશળસમાચાર પૂછ્યા અને કહ્યું; 'આજે સારો દિવસ નથી અને તું કલકત્તે જઇશ ? કોણ જાણે ભાઇ !' એમ કહીને તેઓ જરા હસ્યા અને બીજી વાત કરવા લાગ્યા.

નરેન્દ્ર અને તેના કલકત્તાવાળા મિત્રો સ્નાન કરીને આવ્યા. પરમહંસજી જરા ઉતાવળા અવાજે નરેન્દ્રને કહેવા લાગ્યા કે; 'જાઓ, વડ તળે જઇને ધ્યાન કરો. આસન જોઇશે ?'

નરેન્દ્ર અને તેના કેટલાક બ્રહ્મસમાજવાળા મિત્રો પંચવટીમાં જઇને ધ્યાન કરવા બેઠા. હવે સાડાદશ થવા આવ્યા. થોડીવાર પછી પરમહંસજી ત્યાં આવીને ઉભા રહ્યા. સાથે માસ્તર પણ હતા. પરમહંસજીએ બોલવાનું શરૂ કર્યું:—

શ્રીરામકૃષ્ણ:—(બ્રાહ્મભક્તોને) ધ્યાન કરતી વખતે તેની (ઈશ્વરની) અંદર મગ્ન થવું જોઇએ. પાણીની ઉપર ઉપર તરવાથી તળીએ રહેલાં મોતી હાથ આવતાં નથી.

એમ કહીને પોતાના મધુર સ્વરથી નીચેના ભાવાર્થવાળું ભજન ગાવા લાગ્યા:-

"હે મન ! તું કાલીના નામનો ઉચ્ચાર કરીને હૃદયરૂપી રત્નાકરના અગાધ જળમાં ડુબકી મારજે. બે ચાર ડુબકીઓ મારતાં તને કાંઇ ન મળે તેથી તે રત્નાકર ખાલી છે એમ કદિ માનીશ નહિ.

તું પુષ્કળ દમ ઘુંટીને, તારૂં બધું સામર્થ્ય વાપરીને કુલ કુંડલિની પાસે એક-વાર ડુબકી મારી જો. હે મન ! તને જ્ઞાનરૂપી સમુદ્રમાં શાંતિરૂપી મોતી હાથ લાગશે.

સંભાળજે, કામક્રોધરૂપી છ મગર પોતાનો શિકાર ખોળતાજ ફરે છે. માટે તું વિવેકરૂપી હળદર શરીરે ચોળીને અંદર ઉતરજે એટલે તારા શરીરની તેમને ગંધ આવવાથી તેને તેઓ અડકશે નહિ.

એ જળની અંદર અસંખ્ય રત્નો પડી રહ્યાં છે. રામપ્રસાદ કહે છે કે જે ડુબકી મારશે તેને તે રત્નોની પ્રાપ્તિ થશે."

નરેન્દ્ર અને બીજા બધા હવે પંચવટીના ઓટલા ઉપરથી ઉતરીને પરમહંસજી પાસે આવીને ઉભા રહ્યા. તેઓ બધા હવે મહારાજ સાથે વાતો કરતા કરતા ઘર તરફ પાછા ફર્યા.

શ્રીરામકૃષ્ણઃ—ડૂબકી મારતાં મગર ન પકડે માટે પ્રથમ શરીરે હળદર ચોળવી જોઇએ. હૃદયરૂપી રત્નાકરમાં કામક્રોધરૂપી છ મગર રહેલા છે પણ વિવેક, વૈરાગ્ય-રૂપી હળદર ચોળવાથી પાસે આવી શકશે નહિ.

વિવેક, વૈરાગ્ય ન હોય તો એકલા પાંડિત્યથી કે ભાષણ આપ્યાથી શું વળે ? ઇશ્વર એકલોજ સત્ય છે બીજું બધું અસત્ય છે એનું નામ વિવેક. તે એકલોજ વસ્તુ; બાકીનું અવસ્તુ; એજ વિવેક કહેવાય.

## હૃદયની શુદ્ધિ હોય તોજ તેમાં પ્રભુ વિરાજે

પ્રથમ તમારા હૃદયમંદિરમાં તેની પ્રતિષ્ઠા કરો. પછી ભાષણ, ઉપદેશ જે કાંઇ મરજી આવે તે કરજો. ખાલી 'બ્રહ્મ બ્રહ્મ' બોલ્યાથી કશો ફાયદો નથી. વિવેક વૈરાગ્ય વગરનું લૂખું બ્રહ્મજ્ઞાન નકામું છે એ તો દેવ વગરના ખાલી મંદિરમાં શંખ વગાડવા જેવું છે. એક દૃષ્ટાંત સાંભળજો:—

"એક ગામમાં પદ્મલોચન કરીને એક છોકરો હતો. તેને બધા 'પોદો' કહેતા હતા. ગામમાં એક જુનું પુરાણું મંદિર હતું. અંદર મૂર્તિ બૂર્તિ કાંઇ મળે નહિ. મંદિર જૂનું અને તેની અંદર પીપળાના તથા બીજી અનેક જાતનાં ઝાડ પણ ઉગ્યાં હતાં. અંદર ચામાચીડીઆં પુષ્કળ રહેતાં હતાં. ભોંયતળીઆ ઉપર ધૂળ અને ચામાચીડીઆની અઘારના થરના થર જામ્યા હતા. કોઇ ત્યાં આવતું પણ નહિ.

એક દિવસ સાંજના ગામ લોકોએ શંખનો અવાજ સાંભળ્યો. મંદિરની અંદરથી શંખનો ભોં ભોં અવાજ આવતો હતો, ગામ લોકો સમજ્યા કે કોઇએ મંદિરમાં દેવની પ્રતિષ્ઠા કરાવી હશે અને સંધ્યા આરતિ થતી હશે. સ્ત્રીઓ, પુરુષો, નાનાં મોટાં બધાં ત્યાં આવીને ભેગાં થયાં. તેઓ જાણે કે હમણાં બારણાં ઉઘડશે અને આપણે દર્શન કરીશું. એક જણે ધીમે રહીને બારણું ઉઘાડીને જોયું તો અંદર પોદો ઉભો ઉભો ભોં ભોં શંખ વગાડે. દેવની પ્રતિષ્ઠા નહિ કરેલી, મંદિર પણ સાફસુફ નહિ કરેલું. ચામાચીડીઆની અઘાર જેવીને તેવીજ પડેલી, લોકો કહે અરે ઓ પોદા ! તારા મંદિરમાં દેવ કયાં છે ? અંદર અગીઆર ચામાચીડીઆં રાતદિવસ વાસો કરી રહ્યાં છે."

માટે જો હૃદયમંદિરમાં ઇશ્વરને પધરાવવા ચાહતા હો, જો ઇશ્વરને પ્રાપ્ત કર-

વાની ઇચ્છા હોય તો ખાલી મોં ભોં કરીને શંખ વગાડયાથી શું વળે ? પ્રથમ તો પોતાના ચિત્તની શુદ્ધિ કરવી જોઇએ. મન શુદ્ધ થાય તો ભગવાન્ ત્યાં આવીને બિરાજે. અંદર ગંદકી પડી હોય અને ઇશ્વરને બેસાડાય ! સાધારણ માણસ આપણે ઘેર આવનાર હોય છે તો આપણે ઘરને વાળીઝાડીને સાફ કરીએ છીએ. ત્યારે જો ઈશ્વરનીજ હૃદયમાં પધરામણી કરવી હોય તો તેને કેટલી કાળજીપૂર્વક શુદ્ધ કરવું જોઇએ ? અગીઆર ચામાચીડીઆં તે [1]અગીઆર ઇન્દ્રિયો.

માટે પ્રથમ ડૂબકી મારો. ડૂબકી મારીને રત્ન બહાર લાવો અને પછી બીજાને સુધારવાની વાત કરો. પહેલાં દેવની પ્રતિષ્ઠા કરો, (હૃદયમાં) અને જો તેની ઇચ્છા હોય તો પછી લૅકચર આપવાં હોય તેટલાં આપજો.

કેટલાક તો ડૂબકી મારવાજ ઇચ્છતા નથી. નહિ સાધન, નહિ ભજન, નહિ વિવેક, નહિ વૈરાગ્ય. કાંઇ મળે નહિ. બે ચાર બાબતો ઉપર ઉપરથી શીખી લે છે અને લૅક્ચર આપવા નીકળી પડે છે.

લોકોને ઉપદેશ આપવો એ બહુ અઘરૂં કામ છે. ઈશ્વરનાં દર્શન કર્યા પછી તેનો આદેશ હોય તોજ લોકોને ઉપદેશ આપી શકાય છે.

આમ વાત કરતા કરતા પરમહંસજી ઉત્તર તરફના ઓટલાના પશ્ચિમ ભાગ આગળ આવી પહોંચ્યા. મણિ પાસે ઉભો હતો. પરમહંસજી ફરી ફરીને કહે છે કે વિવેકવૈરાગ્ય વગર ઈશ્વરની પ્રાપ્તિ થતીજ નથી. મણિએ લગ્ન કર્યું છે તેથી તે વિચાર કરે છે કે, હવે મારે શું કરવું ? મણિનું વય તે વખતે ૨૮, ૨૯ વર્ષનું હતું. તે કૉલેજમાં ભણીને સારી કેળવણી પામ્યો હતો.

## કામિનીકાંચનનો ત્યાગ

મણિઃ—(શ્રીરામકૃષ્ણને) જો સ્ત્રી પતિને એમ કહે કે તમે જો મને લગ્નસુખ નહિ આપો તો હું આત્મહત્યા કરીશ, ત્યારે પતિએ શું કરવું ?

×શ્રીરામકૃષ્ણ—(ગંભીર સ્વરે) **જે સ્ત્રી ઈશ્વરપ્રાપ્તિના કામમાં વિઘ્નરૂપ હોય તેનો એકદમ ત્યાગ કરવો.** ભલે આત્મહત્યા કરે કે ગમે તે કરે. જે સ્ત્રી પતિના ઈશ્વરપ્રાપ્તિના કામમાં વિઘ્ન નાખે તે અવિદ્યા સ્ત્રી છે.

મણિ ઉંડા વિચારમાં ગરકાવ થઇને ભીંતને અઢેલીને એક બાજુએ ઉભો રહ્યો.

[1] પાંચ કર્મેન્દ્રિય, પાંચ જ્ઞાનેન્દ્રિય અને મન.

× "જો તમારો જમણો હાથ વિઘ્નરૂપ હોય તો તેને ઝટ લઇને કાપી નાખજો. જો તમારી આંખ વિઘ્નરૂપ હોય તો તેને પણ ફોડી નાખજો,આત્માનો વિનાશ થાય તે કરતાં તમે હાથ કે આંખ વિનાના થાઓ એ બહેતર છે." જીસસક્રાઇસ્ટ.

સૂરદાસે પોતાની આંખો હાથે ફોડી નાખી હતી.

નરેન્દ્ર અને બીજા શિષ્યો પણ ક્ષણવાર ચકિત થઇને ઉભા રહ્યા.

પરમહંસજીએ તેમની સાથે થોડીવાર વાત કરી. પછી એકાએક મણિ પાસે આવીને તેને એક બાજુએ લઇ જઇને કહે: " પણ જેના અંતરમાં ઇશ્વર પ્રત્યે શુદ્ધ પ્રેમ અને ભકિતનો ઉદય થયો હોય છે તેને બધાંએ વશ થઇ જાય છે. રાજા, દુષ્ટ લોકો, સ્ત્રી, બધાંએ. જેના દિલમાં ખરી ભક્તિ છે તેની સ્ત્રી પણ ધીમે ધીમે ઇશ્વરપરાયણ બની જાય છે. પોતે સારો થાય એટલે ઇશ્વરેચ્છાવડે સ્ત્રી પણ સુધરી જાય છે." મણિની ચિંતારૂપી અગ્નિ ઉપર આ મધુર, આશ્વાસક શબ્દોરૂપી જળનું સંચન થયું, મણિ શું અત્યાર સુધી એવોજ વિચાર કરતો હશે કે, એને આત્મહત્યા કરવી હોય તો કરે, મારે શું ?

મણિઃ—( શ્રીરામકૃષ્ણને ) સંસારમાં બહુ ભય રહેલો છે.

શ્રીરામકૃષ્ણઃ—( મણિ, નરેન્દ્ર, વગેરેને ) માટે ચૈતન્ય પ્રભુએ કહ્યું હતું કેઃ- " શુન શુન નિત્યાનંદભાઇ, સંસારી જીવેર કભુ ગતિ નાંઇ." ( મણિને એકાંતમાં ) " ઇશ્વર પ્રત્યે જ્યાંસુધી શુદ્ધ ભકિત ન થઇ હોય ત્યાંસુધી કદિ ઉદ્ધાર થતો નથી. ઇશ્વિરની પ્રાપ્તિ કર્યા પછી સંસારમાં રહે તોપણ તેને કશો ભય નથી. વખતોવખત એકાંતમાં જઇને સાધન ભજન કરીને શુદ્ધ ભક્તિ પ્રાપ્ત કરે અને સંસારમાં રહે તો કશો ભય નથી. ભગવાન ચૈતન્યના ઘણા ભકતો સંસારી હતા. પણ તેઓ સંસારમાં નામનાજ હતા, પૂરેપૂરા અનાસક્ત હતા. "

હવે મંદિરોમાં ભોગ આરતિ થઇ ગઇ હતી. નોબત વાગતી હતી. હવે દેવને પહોડી જવાનો સમય થયો હતો. પરમહંસજીનો પ્રસાદ લેવાનો સમય થયો હતો. આજે પણ નરેન્દ્ર અને શિષ્યો તેમની સાથે જમવાના હતા.





# खंड वीसमो

## ત્યાગીએ સ્ત્રીઓ સાથે વાતો કરવી જોઇએ નહિ



આજે કાલિકામંદિરમાં શ્રીરામકૃષ્ણજન્મમહોત્સવ થઇ રહ્યા છે. ઇ૦ સ૦ ૧૮૮૩ ના માર્ચની ૧૧ મી તારીખ અને ફાગણ સુદિ બીજને રવિવાર હતો. આજે શ્રીરામકૃષ્ણના ખાસ અંગત શિષ્યો તેમનો જન્મોત્સવ ઉજવવાના છે.

સવારથીજ એક પછી એક શિષ્ય આવવા લાગ્યા છે. સામે ભવતારિણી માતાનું મંદિર છે. સવારની મંગલ આરતી થઇ રહ્યા પછી નોબતખાનાવાળા મધુર પ્રભાત રાગ વગાડે છે. વસંતઋતુ બેઠી છે. વૃક્ષો, લતાઓ નવીન પત્ર પલ્લવથી આચ્છાદિત થએલાં છે. ચારે દિશાએ આનંદમય પવનની લહરીઓ ફરફરી રહી છે. માસ્તર આવીને જુએ છે તો ભવનાથ, રાખાલ, ભવનાથનો ભાઇ કાલીકૃષ્ણ તેના પહેલા આવીને બેઠા છે. હજી દિવસ પૂરેપૂરો ચડયો નથી. પરમહંસજી તેમની સાથે હસતે મોઢે વાત કરતા બેઠા છે. પરમહંસજીવાળા ઓરડાની પૂર્વ દિશા તરફના ઓટલા ઉપર તેઓ બેઠા હતા. માસ્તરે જઇને પરમહંસજીને દંડવત્ પ્રણામ કર્યા.

શ્રીરામકૃષ્ણ:—(માસ્તરને) કેમ ? તું આવી પહોંચ્યો ? ( ભકતોને ) લજ્જા, ઘૃણા અને ભય એ ત્રણે રહેવાં ન જોઇએ. અહાહા ! આજે કેટલો આનંદ થશે ? પણ જે સાળાઓ હરિપ્રેમથી ઉન્મત્ત બનીને નૃત્ય ગીત નહિ કરી શકે તેમનો કોઇ દિવસ ઉદ્ધાર થવાનો નથી. ઇશ્વરભજન કરતાં વળી શરમ કેવી અને ભય કેવો ? ચાલો જરા ગાઓ તો.

ભવનાથ અને તેનો ભાઇ કાલીકૃષ્ણ ગાવા લાગ્યા:—

ધન્ય ધન્ય ધન્ય આજે દિન આનંદકારી,  
સબે મિલે તબ સત્ય ધર્મ ભારતે પ્રચારી.  
હૃદયે હૃદયે તોમારિ ધામ, દિશિ દિશિ તબ પુણ્ય નામ,  
ભક્ત જનસમાજ આજ સ્તુતિ કરી તોમારી.  
નાહિ ચાહિ ધન જન માન, નાહિ પ્રભુ અન્ય કામ,  
પ્રાર્થના કરે તોમાર આકુલ નરનારી.

તબ પદે પ્રભુ લઇનું શરણ, કિ ભય વિપદે કિ ભય મરણ,
અમૃતેર ખનિ પાઇનુ જખન, જય જય તોમારી.

"હે પ્રભો ? તમને ધન્ય છે. આજનો દિવસ આનંદકારી છે,

અમે બધા મળીને સત્ય ધર્મનો પ્રચાર કરીએ છીએ. પ્રત્યેક હૃદયમાં તમારો નિવાસ છે, ચારે દિશાએ તમારૂં પવિત્ર નામ ગવાઇ રહ્યું છે. આજે ભક્તોનું મંડળ તમારી સ્તુતિ કરે છે.

અમે ધન, સંબંધીઓ, સન્માન કશુંય માગતા નથી; અમારે કોઇ જાતની કામના નથી. સ્ત્રીપુરુષો વ્યાકુળ ચિત્તે તમારી પ્રાર્થના કરે છે.

હે પ્રભો ! તમારા ચરણનું અમે શરણ લીધું છે, હવે અમને વિપત્તિનો કે મરણનો શો ભય છે ? અમને અમૃતની ખાણ જડી છે."

પરમહંસજી હાથ જોડીને એકાગ્રચિત્તે ભજન સાંભળતા હતા. સાંભળતાં સાંભળતાં તેમનું મન એકદમ ભાવના સામ્રાજ્યમાં ચાલ્યું ગયું. તેમનું મન સૂકી દિવાસળી જેવું હતું. સૂકી દિવાસળી જરા ઘસતાંજ સળગી ઉઠે તેમ જરાક ભક્તિ-વિષયક વાત થતાં તેમના હૃદયમાં ભાવનુ ઉદ્દીપન થઇ આવે છે. સાધારણ માણસોનું મન ભીંજેલી દિવાસળી જેવું હોય છે. ગમે તેટલું ઘસો તોપણ ન સળગે આખરે ભાંગી જાય પણ સળગે તો નહિજ, કેમકે તે વિષયાસક્ત છે. પરમહંસજી ઘણીવાર સુધી ધ્યાનમાં નિમગ્ન રહ્યા. થોડીવાર પછી ભવનાથના કાનમાં કંઇ વાત કહેવા લાગ્યો."

પછી કાલીકૃષ્ણ પરમહંસજીને પ્રણામ કરીને ઉભો થયો. તેમણે આશ્ચર્યસહિત પૂછ્યું:—ક્યાં જાય છે ?

ભવનાથ:—જી મહારાજ ! કાલીકૃષ્ણને જરા કામ છે તેથી જાય છે.

શ્રીરામકૃષ્ણ:—શું કામ છે ?

ભવનાથ:—જી, એને 'મજુરવર્ગની નિશાળમાં જવું છે. (કાલીકૃષ્ણ જાય છે.)

શ્રીરામકૃષ્ણ:—એના નશીબમાંજ નથી ! આજે હરિનામસંકીર્તનનો કેટલો આનંદ થવાનો છે ! એના નશીબમાંજ નથી !

હવે સાડા આઠ કે નવ વાગવા આવ્યા હતા. આજે પરમહંસજીનું શરીર સ્વસ્થ ન હોવાથી તેમનાથી ગંગાસ્નાન કરાય એમ ન હતું; માટે ઉપર કહેલા ઓટલા આગળ તેમને માટે એક દેગડામાં ગંગાજળ આણવામાં આવ્યું. પરમહંસજી સ્નાન કરવા બેઠા. શિષ્યો તેમને નવડાવતા હતા. તેમણે સ્નાન કરતાં કરતાં કહ્યું કે એક લોટો પાણી એલાયદું રહેવા દેજો. છેવટના ભાગમાં તે પાણી માથાપર રેડજો. આજે પરમહંસજી શરીરને માટે ઘણી કાળજી રાખતા જણાયા. એક લોટા કરતાં વધારે પાણી તેમણે માથા ઉપર રેડવા દીધું નહિ.

સ્નાન કરી રહ્યા પછી તેઓ મધુર સ્વરે ભગવાન્‌નું નામ ગાવા લાગ્યા. શુદ્ધ વસ્ત્ર પહેરીને બેએક શિષ્યોની સાથે દક્ષિણ દિશા તરફ ચાલ્યા. કાલિકામંદિરના ફરસબંદી ચોક ઉપર થઇને કાલીમાતાના મંદિર તરફ તેઓ જવા લાગ્ય. મોઢેથી લાગટ નામોચ્ચાર કર્યાજ જતા હતા. પક્ષીની માદા પોતાનાં ઈંડાં સેવવા બેઠી હોય તેની માફક તેમની નજર આસપાસના કોઇ પદાર્થ ઉપર ઠરતી નહિ.

કાલી માતાના મંદિરમાં જઇને પરમહંસજીએ પ્રણામ કર્યા અને પૂજન કર્યું. તેમની પૂજા નિયમસર ન હતી, કોઇ વાર પુષ્પ, ચંદન માતાના ચરણપર ચડાવતા; તો કોઇ વાર પોતાના માથા ઉપર પણ મૂકી દેતા. પૂજા કરી રહ્યા પછી માતાનું નિર્માલ્ય માથે લગાડયું અને ભવનાથને કહ્યું; 'નાળીએર લે તો.' માતાની પ્રસાદી કોપરાની હોય છે.

પછી એજ રસ્તે થઇને પોતાને ઘેર આવ્યા; સાથે માસ્તર અને ભવનાથ હતા. ભવનાથના હાથમાં કોપરૂં હતું. રસ્તાની જમણી બાજુએ શ્રીરાધાકાંતનું મંદિર હતું. પરમહંસજી તેને 'વિષ્ણુઘર' કહેતા. ત્યાં યુગલ મૂર્તિનાં દર્શન કરીને તેમણે દંડવત્ પ્રણામ કર્યા. તેની ડાબી બાજુએ દ્વાદશ શિવમંદિર હતાં. સદાશિવને ઉદ્દેશીને પ્રણામ કરવા લાગ્યા.

એમ કરતા કરતા પોતાના ઘરમાં આવી પહોંચ્યા. જોયું તો ઘણા ભક્તો આવી પહોંચ્યા હતા. રામ, નિત્યગોપાલ, કેદાર વગેરે ઘણા આવી ગયા હતા. તેમણે બધાએ લાંબા થઇને પરમહંસજીને પ્રણામ કર્યા. પરમહંસજીએ પણ તેમને સઘળાને કુશળ સમાચાર પૂછ્યા.

પરમહંસજીએ નિત્યગોપાલને જોઇ કહ્યું; 'કેમ? કાંઇ ખાઇશ કે?' નિત્યગોપાલનો બાળકના જેવો સ્વભાવ હતો. હજી તેણે લગ્ન કર્યું ન હતું. ઉમ્મર ૨૩ કે ૨૪ વર્ષની હતી. હમેશાં ભાવમાંજ મસ્ત રહેતો. પરમહંસજીની પાસે કોઇ વાર એકલો તો કોઇ વાર રામની સાથે આવતો. તેની ભાવાવસ્થા જોઇને પરમહંસજી તેના ઉપર સ્નેહ રાખતા; અને કોઈ કોઇ વાર કહેતા કે એ પરમહંસ અવસ્થામાં છે. તેથીજ તેને સાક્ષાત્ ગોપાળ ગણીને તેની સાથે વર્તન કરતા હતા.

તેણે કહ્યું; 'ખાઇશ.' બોલવું પણ નાના બાળકના જેવુંજ હતું.

તે જમી રહ્યો એટલે ગંગાકિનારા ઉપરના ઘરની એક પશ્ચિમ બાજુએ એક ગોળ ઓટલો હતો. ત્યાં પરમહંસજી તેને લઇ ગયા અને તેની સાથે વાત કરવા લાગ્યા.

એક બાવીશ ત્રેવીશ વર્ષની સ્ત્રી પરમ ભક્ત હતી. તે પરમહંસજી પાસે ઘણીવાર આવતી હતી અને તેમના તરફ ઘણી ભક્તિ દર્શાવતી હતી. એ સ્ત્રી નિત્યગોપાલની અદ્‌ભુત ભાવાવસ્થા જોઇને તેને પોતાના પુત્ર પ્રમાણે ચાહતી અને ઘણીવાર પોતાને ઘેર તેડી જતી.

શ્રીરામકૃષ્ણ:—(નિત્યગોપાલને) ત્યાં તું જાય છે કે ?

નિત્યગોપાલ:—(બાળકની માફક) હા જાઉં છું.

શ્રીરામકૃષ્ણ:—સાવધાન ! એ સાધુ ! સાવધાન ! એક વાર જઈશ પછી અનેકવાર જવા લાગીશ. અધઃપાત થશે ( કામિનીકાંચન એજ માયા છે. **સાધુઓએ સ્ત્રીજાતિથી અત્યંત દૂર રહેવું.** ત્યાં જે જે ગયા તે બધાય ડૂબ્યા છે. બ્રહ્મા, વિષ્ણુ જેવાએ પણ ઠોકર ખાધી છે. સાવધાન રહેજે, ભાઇ, !

## સર્વ ધર્મોનો સમન્વય

હવે પરમહંસજી પોતાના શિષ્યો સાથે ઈશાન કોણ તરફના ઓટલા ઉપર આવીને બેઠા. શિષ્યોની સાથે દક્ષિણેશ્વરના એક ગૃહસ્થ પણ હતા. તે ઘેર વેદાંતનું અવલોકન કરતા હતા. પરમહંસજીની રૂબરૂમાં કેદાર ચાટુર્ય ( ચૅટરજીની ) સાથે શબ્દબ્રહ્મ સંબંધે વાત કરતા હતા,

દક્ષિણેશ્વર નિવાસી:—આ અનાહત નાદ હમેશાં અંદર અને બહાર થયાજ કરે છે.

શ્રીરામકૃષ્ણ:—એકલા શબ્દથી કાંઇ વળે નહિ; શબ્દનો પ્રતિપાદ્ય એક છે. તમારૂં નામ લીધાથીજ મને કાંઇ આનંદ થાય ? જ્યાંસુધી તમને મળું નહિ ત્યાંસુધી સોળે સોળ આના આનંદ ન થાય.

દ૦ નિવાસી:—એ અનાહત શબ્દ–એ શબ્દજ બ્રહ્મ છે.

શ્રીરામકૃષ્ણ:—હં ! હવે સમજ્યો. એ ઋષિઓનો અભિપ્રાય છે. ઋષિ લોકો શ્રીરામચંદ્રને કહે, ' હે રામ ! અમે તો એટલું જાણીએ કે તમે રાજા દશરથના પુત્ર છો. ભરદ્વાર વગેરે ઋષિઓ તમને અવતાર માનીને પૂજે છે. તેઓ ભલે તેમ કરે. અમારે તો અખંડ સચ્ચિદાનંદ જોઇએ. રામ ઋષિઓનું આવું કથન સાંભળીને હસતા હસતા ચાલતા થયા.

કેદાર:—(શ્રીરામકૃષ્ણને) ઋષિઓએ રામને ઇશ્વરના અવતાર જાણ્યા નહિ ? તેઓ મૂર્ખ હોવા જોઇએ.

શ્રીરામકૃષ્ણ:—(ગંભીર અવાજે) આપણાથી એવું બોલાય નહિ. જેવી જેની રુચિ. જેવું જેને પચે તેવું તે ખાય, એકના એકજ અનાજમાંથી માતા પોતાનાં છોકરાંને નાના પ્રકારની ચીજો તૈયાર કરીને તેમને ખવડાવે છે. કોઇને પુલાવ ખવડાવે છે; પણ બધાંને કાંઇ તે પચે નહિ, માટે કોઇને તો કાંજીજ આપે. જેને જેવું પચે તેને તેવું ખવડાવે છે. જેવી જેની રુચિ. (હસાહસ)

ઋષિઓ બ્રહ્મજ્ઞાની હતા, માટે તેમને અખંડ સચ્ચિદાનંદ ઉપર પ્રીતિ હતી. જેઓ ભક્ત છે તેમને ઇશ્વરના અવતાર ઉપર વિશેષ પ્રીતિ રહે છે; કારણ કે તેમને ભક્તિનો રસ ચાખવો છે. ઇશ્વરનાં દર્શન કરવાથી મનનો અંધકાર જતો રહે છે.

પુરાણુમાં લખ્યું છે કે જ્યારે રામચંદ્ર સભામાં આવતા ત્યારે સભામંડપમાં સેંકડો સૂર્ય ઉગ્યા હોય તેવું અજવાળું થઇ જતું. કોઇ પૂછશે કે ત્યારે સભાસદો બળી કેમ ન મુઆ? એનો જવાબ એ છે કે ભગવાનના દેહનો પ્રકાશ સૂર્યના પ્રકાશ જેવો જડ પ્રકાશ નથી. એનાથી તો સર્વનાં હ્રદય પ્રફુલ્લિત થતાં–જેમ સૂર્ય ઉગતાં કમળ પ્રફુલ્લિત થાય છે તેમ.

પરમહંસજી ઉભા ઉભા શિષ્યની સાથે આ પ્રમાણે વાત કર્યા જતા હતા. આટલું બોલતાં બોલતાં તેમનું મન બાહ્ય જગત્‌માંથી આંતરિક સૃષ્ટિમાં ચાલ્યું ગયું. 'હ્રદયકમળ પ્રફુલ્લિત થતાં" એટલું બોલતાં બોલતાં તેમને એકદમ સમાધિ આવી ગઇ.

પરમહંસજીએ સમાધિમંદિરમાં પ્રવેશ કર્યો. શું ઈશ્વરનું દર્શન કર્યાથી તેમનું હ્રદયકમળ પ્રફુલ્લિત થયું હશે? તેઓ સંપૂર્ણ રીતે બાહ્યજ્ઞાન રહિત હતા. ચિત્રની માફક નિશ્ચેષ્ટ ઉભા હતા. મુખ દેદીપ્યમાન અને હાસ્યયુક્ત હતું. કેટલાક શિષ્યો ઉભા હતા, કેટલાક બેઠા હતા. તેઓ સ્તબ્ધપણે, એકી નજરે આ પ્રેમરાજ્યનું અદ્‌ભુત દશ્ય આ અપૂર્વ સમાધિનું ચિત્ર નિહાળતા હતા.

કેટલીકવાર પછી સમાધિ ઉતરી. પરમહંસજીએ એક દીર્ઘ નિશ્વાસ મૂકયો અને અનેકવાર 'રામ ! રામ !' એવો ઉચ્ચાર કરવા લાગ્યા. નામના અક્ષરે અક્ષરમાંથી જાણે અમૃત ટપકતું હોય તેવા તે મધુર લાગતા હતા. હવે તે નીચે બેઠા. શિષ્યો તેમની આસપાસ તેમને એકી નજરે નિહાળતા બેઠા.

શ્રીરામકૃષ્ણઃ—(શિષ્યોને) જ્યારે અવતાર થાય છે ત્યારે સાધારણ માણસો જાણી શકતા નથી–બહુ ગુપ્તપણે થાય છે. બે ચાર છેક અંગના માણસો જાણી લે છે. રામ પૂર્ણ બ્રહ્મ, અને પૂર્ણ અવતાર હતા એ વાત માત્ર બારજ ઋષિઓને ખબર હતી. બીજા ઋષિઓ કહેતા કે, 'હે રામ ! અમે તમને દશરથ રાજાના પુત્ર તરીકે ઓળખીએ છીએ' અખંડ સચ્ચિદાનંદની ધારણા કાંઇ બધા માણસો કરી શકે છે? ભક્તિરસના વિલાસને ખાતર જે પ્રભુની લીલાનું દર્શન કરે તેનીજ ભક્તિ પરિપકવ હોય છે. વિલાયતમાં ક્વીન (મહારાણી વિકટોરીયા) રહે છે તેમને કોઇ જોઇ આવ્યા પછી તે તેમની તથા તેમનાં કાર્યોની વાતો કહી શકે. રાણી સંબંધી જે વાતો તે જાણતો હોય તે બીજાઓને કહે તો તે યોગ્ય છે. ભરદ્વાજ વગેરે ઋષિઓ રામચંદ્રજીનું સ્તવન કરતા હતા અને કહેતા હતા કે, 'હે રામ ! તમેજ તે અખંડ સચ્ચિદાનંદ છો. તમે અમારી આગળ મનુષ્યરૂપ ધારણ કરીને આવ્યા છો. વાસ્તવિક રીતે તમે તમારી માયાનો આશ્રય લીધો છે તેથીજ અમે તમને મનુષ્યરૂપે જોઇ શકીએ છીએ.' એ ભરદ્વાજ વગેરે ઋષિઓ રામના પરમ ભકતો હતા. તેમની ભક્તિ પરિપકવ થએલી હતી.

## કીર્તનાનંદ અને સમાધિ

આ અવતારતત્ત્વની કથા શિષ્યો નિઃસ્તબ્ધ ભાવે સાંભળતા હતા. કેટલાક વિચાર કરતા હતા કે કેવું આશ્ચર્યજનક છે? વેદમાં જેને અખંડ સચ્ચિદાનંદ કહે છે, જેને વાણી અને મનથી અતીત કહ્યો છે, તે પરમ પુરુષ આપની સમક્ષ આપણા જેવો મનુષ્ય થઇને ઉભો રહે! પરમહંસ રામકૃષ્ણ કહે છે કે તેમ થાય છેજ તો તે સત્યજ હોવું જોઇએ, નહિ તો 'રામ, રામ' કહેતાં એ મહાપુરુષને શા કારણથી સમાધિ આવી જાય? જરૂર તેમણે પોતાના હૃદયકમળમાં રામના સ્વરૂપનું દર્શન કર્યુંજ હોવું જોઇએ.

જોતજોતામાં કોન્નગરથી કેટલાક ભકતો હાથમાં ખોલ કરતાલ લઇને સંકીર્તન કરતા કરતા બગીચામાં આવી પહોંચ્યા. મનમોહન, નવાઈ અને બીજા અનેક શિષ્યો નામસંકીર્તન કરતા કરતા પરમહંસજીની પાસે ઇશાન કોણવાળા ઓટલા આગળ આવી પહોંચ્યા. પરમહંસજી પ્રેમોન્મત્ત થઇને તેમની સાથે સંકીર્તનમાં સામેલ થયા.

નૃત્ય કરતાં કરતાં વખતો વખત તેમને સમાધિ આવી જતી, તે વખતે સંકીર્તનની વચમાં ચિત્રની માફક નિશ્ચેષ્ટ ઉભા રહેતા. આવી અવસ્થામાં શિષ્યોએ તેમને પુષ્પમાળાઓ પહેરાવી. ભકતોએ તે વખતે જોયું કે જાણે શ્રીગૌરાંગ જાતેજ તેમની સન્મુખ ઉભા હોય! ગંભીર ભાવસમાધિમાં ગરકાવ થએલા ગૌરાંગની મહાભાવદશાનું તેઓ દર્શન કરતા હોય! કોઇ વાર પરમહંસજીને તદ્દન અંતર્દશા પ્રાપ્ત થતી. તે વખતે સંપૂર્ણ રીતે બાહ્યજ્ઞાનરહિત અવસ્થામાં નિશ્ચેષ્ટપણે ઉભા રહેતા. કોઇ વાર અર્ધબાહ્ય દશા આવતી—તે વખતે પરમહંસજી પ્રેમાવિષ્ટ થઇને નૃત્ય કરતા, વળી કોઇ વાર તેમને ગારાંગ પ્રભુની માફક સંપૂર્ણ બાહ્ય દશા પ્રાપ્ત થતી. તે વખતે પૂર્ણ શુદ્ધિમાં આવીને સંકીર્તન કરતા.

પરમહંસજી હમણાં સમાધિ અવસ્થામાં ઉભા છે. ગળામાં માળા છે. કદાચ તેઓ પડી ન જાય માટે એક શિષ્યે તેમને હળવેથી પકડી રાખ્યા છે. ચારે બાજુએ શિષ્યો ખોલ કરતાલ વગાડતા વગાડતા ગોળ કુંડાળામાં નૃત્ય કરતા કરતા સંકીર્તન કરતા હતા. પરમહંસજીનાં નેત્રો સ્થિર હતાં. તેમનું ચંદ્રવદન પ્રેમવડે શોભાયમાન દેખાતું હતું. પશ્ચિમ તરફ મોં કરીને તે ઉભા હતા.

આ આનંદમૂર્તિનું ભકતોએ ઘણી વાર સુધી દર્શન કર્યું. આખરે સમાધિનો ભંગ થયો. વખત પણ ઘણો થઇ ગયો હતો. થોડી વાર પછી સંકીર્તન બંધ થયું.

× × × ×

હવે તેમને જમાડવાની તજવીજમાં શિષ્યો રોકાયા. પરમહંસજીએ થોડીવાર આરામ લીધો. કોરૂં પીતાંબર પહેરીને એક નાના બાજઠ ઉપર બેઠા. પીતાંબર ધારણ કરીને બેઠેલા મહાપુરુષનું જ્યોતિર્મય, ભક્ત હૃદયને આનંદ પમાડનાર અપૂર્વ સ્વરૂપ

શિષ્યો નિહાળતા હતા. આ દેવદુર્લભ, પવિત્ર, મોહનમૂર્તિનું અનેકવાર સુધી દર્શન કરતાં પણ તેમનાં નેત્ર ધરાતાં નહિ. હજી ફરી ફરી જોઇએ, જોયાજ કરીએ જાણે આ સમુદ્રમાં ડૂબી જઇએ એવી તેમને ઇચ્છા થતી હતી.

પરમહંસજી જમવા બેઠા. શિષ્યો પણ તેમની સાથે પ્રસાદ લેવા બેઠા.

## નામમાહાત્મ્ય કે અનુરાગ

જમ્યા પછી શ્રીરામકૃષ્ણ એક નાના ખાટલા ઉપર આરામ લેવા બેઠા. ઓરડામાં લોકની ભીડ વધી ગઇ હતી. બહારનો ઓટલો પણ લોકોથી ભરાઇ ગયો હતો. ઓરડાની અંદર શિષ્યો પરમહંસજીના સામે એકી નજરે જોતા જમીનપર બેઠા હતા, કેદાર, સુરેશ, રામ, મનમોહન, ગિરીન્દ્ર, રાખાલ, ભવનાથ, માસ્તર વગેરે અનેક શિષ્યો તે ઓરડામાં હતા. રાખાલના બાપ પણ આવ્યા હતા. તે પણ એજ ઓરડામાં બેઠા હતા.

એક વૈષ્ણવ* ગોસ્વામી પણ તે ઓરડામાં હાજર હતા. પરમહંસજી તેમની સાથે વાતચીત કરતા હતા. તેઓ હમેશાં ગોસ્વામીને જોઇને મસ્તક નમાવતા—કોઇ કોઇ વાર તો સાષ્ટાંગ પ્રણામ પણ કરતા.

શ્રીરામકૃષ્ણ:—( ગોસ્વામીને ) ઠીક તમારો શો અભિપ્રાય છે ? તમે કયો ઉપાય બતાવો છો ?

ગોસ્વામી:—જી, તેના નામવડે બધું કાર્ય થઇ જાય છે. કલિયુગમાટે નામનું માહાત્મ્ય ઘણું છે.

શ્રીરામકૃષ્ણ:—નામનું માહાત્મ્ય તો ઘણું છે એ વાત તો ખરી, પણ ઈશ્વર ઉપર અનુરાગ ન હોય ત્યાંસુધી કાંઇ વળે નહિ. ઈશ્વરને માટે હૃદયમાં વ્યાકુળતા થવાની બહુ જરૂર છે. તેમ ન હોય અને ખાલી મોંએથી નામ બોલ્યા કરીએ અને કામિનીકાંચનમાં મન પરોવી રાખીએ તો તેના નામજપથી કાંઇ લાભ થાય નહિ.

વીંછી કે સાપ કરડયો હોય તો એકલા મંત્રથી ઝેર નથી ઉતરતું. રાબોડી પણ ઘસવી પડે છે.

ગોસ્વામી:—કેમ ? અજામિલનો એકલા નામથીજ ઉદ્ધાર કેમ થયો હતો ? તે ઘણોજ પાપી હતો. એવું કોઇ પણ પાપાચરણ નહિ હોય કે જે તેણે નહિ કર્યું હોય; પણ મરતી વખતે 'નારાયણ, નારાયણ' કરીને પોતાના છોકરાને બોલાવતાંજ તેનો ઉદ્ધાર થઇ ગયો.

શ્રીરામકૃષ્ણ:—અજામિલે પૂર્વજન્મમાં જે સાધના કરી હતી તેને કેમ ભૂલી જાઓ છો ? અને વળી એમ પણ કહેવાય છે કે મરણ પછી પણ તેણે તપસ્યા કરી હતી.

---

* શ્રીચૈતન્યને છોકરાં ન હતાં તેમણે પોતાનો ધર્મ ચાલુ રાખવાને પોતાના શિષ્યોમાંથી છ જણને ગોસ્વામી બનાવ્યા હતા. તેમના વંશજો અથવા પરંપરિત શિષ્યો ગોસ્વામી કહેવાય છે.

વળી એ પણ ધ્યાનમાં રાખવું જોઇએ કે તે સમય તેનો અંત સમય હતો. હાથીને નવડાવો પણ તરતજ મેલો ને મેલો. નહાય અને તરતજ પાછો માથા ઉપર ધૂળ નાખીને મેલો બની જાય છે; પણ તેને હાથીશાળામાં દાખલ કરતા પહેલાં જો તેના શરીર ઉપરની ધૂળ ઝાડી કહાડીને તેને નવડાવ્યો હોય અને ફરીથી પોતાના શરીર ઉપર ધૂળ નાખે એવા સંજોગ ન હોય તોજ તે ચોકખો રહેવા પામે.

નામજપથી એકવાર શુદ્ધ તો થવાય છે પણ તરતજ આપણે અનેક પ્રકારનાં પાપથી લિપ્ત થઇ જઇએ છીએ. આપણું મનોબળ ઘણું દુર્બળ છે. હવેથી પાપ નહિ કરૂં એવી દઢ પ્રતિજ્ઞા થતી નથી. એટલે પછી પાપની શુદ્ધિ શી રીતે થાય? ગંગાસ્નાન કરવાથી પાપ ધોવાય છે એ વાત ખરી; પણ પાપ જવાનાં કયાં હતાં? કહેવાય છે કે આપણે સ્નાન કરતા હોઇએ છીએ ત્યારે પાપ પાસેના ઝાડ પર બેસી રહે છે. નાહીને બહાર નીકળીએ છીએ કે તરત તે પાછાં આપણને વળગી પડે છે. (હસાહસ.) મતલબ કે ગંગામાં નાહ્યા છતાં પણ લોકો પાપથી મુક્ત થતા નથી. જૂનાં પાપ તેમને છોડતાંજ નથી. સ્નાન કરીને બે ડગલાં ગયા ન ગયા એટલામાં તો તેમનાં પાપ તેમને આવીને વળગી જાય છે. સારાંશ કે એકલા સ્નાનથી કે જપથી પાપમુક્ત થવાતું નથી.

માટે ભલે ઈશ્વરનું નામ લો પણ સાથે સાથે પ્રાર્થના પણ કરતા રહો કે જેથી કરીને ઈશ્વર પ્રત્યે અનુરાગ ઉત્પન્ન થાય. વળી ધન, દેહનાં સુખ એ બધું ચાર દિવસનું છે, એવો મનમાં વારંવાર વિચાર કરવો; તો એ બધા પદાર્થો ઉપરથી મોહ ઓછો થઇ જાય. માટે હમેશાં ઈશ્વરની પ્રાર્થના કરવી જોઇએ.

## વૈષ્ણવધર્મ અને સાંપ્રદાયિકતા

શ્રીરામકૃષ્ણઃ—(ગોસ્વામીને) ઉંડા ઉતરવાથી, ગમે તે ધર્મનું પાલન કર્યાથી પણ ઈશ્વરને પમાય છે. વૈષ્ણવો પણ ઈશ્વરપ્રાપ્તિ કરશે, શાક્તો પણ ઈશ્વરપ્રાપ્તિ કરશે. તેજ પ્રમાણે વેદાંતવાદીઓ, બ્રહ્મજ્ઞાનીઓ, મુસલમાનો, ખ્રિસ્તીઓ સઘળા ઈશ્વરની પ્રાપ્તિ કરી શકે છે. જેઓ આંતરિક થશે તેઓ તેને પામી શકશે. લોકો જૂઠો ઝગડો મચાવે છે. વૈષ્ણવો કહે છે કે, 'અમારા શ્રીકૃષ્ણનું ભજન કર્યા વગર કશું વળેજ નહિ.' શાક્તો કહે છે કે, 'અમારી કાલીમાતાનું ભજન કર્યા વગર મુક્તિ થાયજ નહિ.' ખ્રિસ્તીઓ કહે છે કે, 'ખ્રિસ્તી થઇને ક્રાઇસ્ટનું શરણ લીધા વગર કશું વળેજ નહિ.'

આ બધી સાંપ્રદાયિકતા છે. અમારા એકલાનોજ ધર્મ સત્ય છે, અને બીજા બધા ધર્મ ખરાબ છે એવી સમજ ઘણીજ ખરાબ છે. અનેક રસ્તે થઇને ઈશ્વર પાસે જઇ શકાય છે.

વળી કેટલાક કહે છે કે ઈશ્વર સાકાર છે, કેટલાક કહે છે કે નિરાકાર છે, અને

માટે ઝગડા થાય છે. વૈષ્ણવો અને વેદાંતીઓ વચ્ચે પણ કલહ ચાલ્યાજ કરે છે.

એક વાર ઇશ્વરનું દર્શન થાય એટલે બધું સમજાઇ જાય છે. જેમણે ઈશ્વરનું દર્શન કર્યું છે તેઓ સારી પેઠે જાણે છે કે ઇશ્વર સાકાર અને નિરાકાર પણ છે. એ સિવાય તેનાં કેવાં કેવાં સ્વરૂપ છે તે કહી શકાયજ નહિ.

એ તો આંધળા માણસો હાથી જોવા ગયા હતા તેના જેવી વાત છે. જેને જે સ્વરૂપનું દર્શન થયું તેનેજ તે વળગી રહે છે અને કહે છે કે આ સિવાય તેનું બીજું સ્વરૂપ હોતું નથી. જેણે આખો હાથી જોયો હોય તેજ જાણી શકે કે તેનું ખરૂં સ્વરૂપ કેવું હોય છે. તેમ એક જાનવર થાય છે તે ક્ષણે ક્ષણે રંગ બદલે છે, અને કોઇ વાર સાવ રંગ વગરનું થઇ જાય છે; માટે તેનો આવોજ રંગ છે અને આવો નથીજ એમ કહેવું એ જૂઠી તકરાર છે. જે માણસ તેને વારંવાર જોતો હોય તેજ એ જાનવરની ટેવ સારી પેઠે જાણે છે. તેમ જેણે ઈશ્વરનું દર્શન કર્યું હોય તેને ખરેખરી સમજ પડી જાય છે.

( ગોસ્વામીને ) 'તે સાકારજ છે અને નિરાકાર નથી એમ કેવી રીતે કહી શકાય ? તે શ્રીકૃષ્ણની માફક મનુષ્યદેહ ધારણ કરીને જગતમાં અવતરે છે એ વાત પણ સત્ય છે; પણ તે પોતાના ભક્તોને અનેક રૂપે દર્શન આપી શકે છે એ વાત પણ ભૂલી જવી ન જોઇએ. વળી તે નિરાકાર, અખંડ, સચ્ચિદાનંદ છે એ સિદ્ધાંત પણ સાચો છે. વેદમાં તેને સાકાર અને નિરાકાર, નિર્ગુણ તેમજ સગુણ કહ્યો છે.

તે કેવી રીતે ? તમે સમજ્યા ? જાણે સચ્ચિદાનંદરૂપી અનંત મહાસાગર છે. હવે ઠંડીને લીધે એ સાગરમાં કોઇ કોઇ ઠેકાણે બરફ જામી જાયછે. સાગરનું પાણી બરફ બની જતાં અનેક પ્રકારની આકૃતિ ધારણ કરે છે, તેમ ભક્તિરૂપી ઠંડી લાગવાથી સચ્ચિદાનંદરૂપી સાગર સાકારરૂપે દર્શન આપે છે. તે નિરાકાર છે, પણ ભક્તના સંતોષને ખાતર સાકાર થાય છે. હવે જ્ઞાનરૂપી સૂર્ય ઉગતાં એ બરફ પીગળી જાય છે, અને વળી પાછું પ્રથમના જેવું નિરાકાર પાણી થઇ જાય છે. અનંત પાણી—પાણી. ઉંચે, નીચે સર્વત્ર અનંત પાણી; માટેજ શ્રીમદ્ ભાગવતમાં ભગવાનની સ્તુતિ કરી છે કે, 'પ્રભો ! તમેજ સાકાર છો, તમેજ નિરાકાર છો. અમારી સમક્ષ તમે મનુષ્યરૂપે પ્રકટ થયા છો પણ વેદમાં તમને વાણી અને મનથી અતીત કહ્યા છે.'

હવે એવી પણ હકીકત છે કે કેટલાક ભક્તોની આગળ તે હમેશાં સાકારજ રહે છે. કેટલાંક સ્થાન એવાં હોય છે કે ત્યાં બરફ કદિ પણ ઓગળતોજ નથી; ઉજ્વલ સ્ફટિકનો આકાર ધારણ કરે છે.

કેદારઃ—" જી, મહારાજ ! શ્રીમદ્ ભાગવતમાં ત્રણ પ્રકારના દોષને માટે વ્યાસ ભગવાનની પ્રાર્થના કરે છે. એક ઠેકાણે તે કહે છે કે, " હે ભગવાન ! તમે વાણી અને મનથી અતિત છો; પણ મેં માત્ર તમારી લીલાનું-તમારા સાકાર સ્વરૂપનુંજ

વર્ણન કર્યું છે; માટે એ અપરાધ ક્ષમા કરજો. મને એ દોષમાંથી મુક્ત કરજો.

શ્રીરામકૃષ્ણઃ— હા, ઈશ્વર સાકાર છે અને વળી નિરાકાર પણ છે. વળી તે સાકારનિરાકાર પણ થઇ શકે છે. તે આવોજ છે એમ તો કહી શકાયજ નહિ.

## નિત્યસિદ્ધ અને કૌમારવૈરાગ્ય

રાખાલના પિતા બેઠા હતા. રાખાલ હમણાં હમણાં પરમહંસજીની પાસે રહે છે. તેની માતાનો સ્વર્ગવાસ થયા પછી તેના પિતાએ બીજી વાર લગ્ન કર્યું છે. તે પરમહંસજીની પાસે રહે છે તેથી તેના પિતા પણ કોઇ કોઇ વાર આવે છે. રાખાલ પરમહંસજી પાસે રહે તેમાં તે વિશેષ હરકત કરતા નથી. પોતે પાંચ પૈસે સુખી છે અને સંપૂર્ણ રીતે દુનિયાદારીના માણસ છે. હમેશાં દાવાઓ અને દરખાસ્તો બજાવ્યા કરે છે. પરમહંસજીની પાસે કોઇ કોઇ વાર વકીલો, માજીસ્ટ્રેટો વગેરે આવે છે. તેમની સાથે ઓળખાણ કરીને વાતો કરવાના ઉદ્દેશથી રાખાલના પિતા કોઇ કોઇ વાર અહીં આવે છે. તેઓની પાસેથી દાવા સંબંધી વાતો કહાડીને સલાહ પૂછી લે છે.

રામકૃષ્ણજીએ રાખાલના બાપને કોઇ કોઇ વાર જોયા હતા ખરા. તેમની ઇચ્છા એવી હતી કે રાખાલ મારી પાસે દક્ષિણેશ્વરમાંજ રહે.

શ્રીરામકૃષ્ણઃ—(રાખાલના બાપને તથા ભક્તોને) "આહા! આજકાલ રાખાલનો સ્વભાવ કેવો થઇ ગયો છે. તેના મોં સામે તાકીને જોઇએ છીએ તો જાણે તેના હોઠ કોઇ કોઇ વાર હાલતા દેખાય છે. અંતરમાં ઈશ્વરના નામનો જપ કરતો હશે, નહિ? તેથીજ હોઠ હાલતા હોવા જોઇએ.

આ બધા છોકરા નિત્યસિદ્ધ જીવ છે.× એ લોકો ઈશ્વરનું જ્ઞાન લઇનેજ અવતર્યા છે. જરા વધારે મોટા થતાંજ તેમને માલમ પડશે કે સંસારને જો સ્પર્શ કર્યો કે બચવાનો ઉપાય રહેશે નહિ. વેદમાં હોમા પક્ષીની વાત આવે છે. એ પક્ષી આકાશમાંજ રહે છે. પૃથ્વી ઉપર કદી આવતુંજ નથી. આકાસમાંજ ઈંટાં મૂકે છે અને ઉપરથી પડતાં પડતાંજ તે સેવાય એટલે બધે ઉંચે તે પક્ષી રહે છે. ઇંડાંમાંથી નીકળતાં બચ્ચાં નીચે પડવા લાગે છે; પણ હજી એટલે ઉંચે છે કે પૃથ્વીપર આવતાં પહેલાં તો તેમને પાંખ આવી જાય છે, અને તેમની આંખો ઉઘડે છે. તેઓ જુએ છે કે આપણે સપાટાબંધ પૃથ્વી તરફ પડતા જઇએ છીએ. પૃથ્વીપર પડયાં તો જરૂર મૃત્યુજ થવાનું. પૃથ્વીને જોતાંમાંજ તેઓ એકદમ પાછાં ફરીને એકકે શ્વાસે માની પાસે જ્યોતિર્મય પ્રદેશમાં પહોંચી જાય છે.

તેવી જાતના આ છોકરાઓ છે. નાનપણથીજ તેમને સંસાર ભયભરેલો દેખાય

× નરેન્દ્ર, ભવનાથ, રાખાલ વગેરે પાછળથી વિવેકાનંદ, અભેદાનંદ, શારદાનંદ નામ ધારણ કરીને સંન્યાસી થયા હતા. કેટલાક હજી વિદ્યમાન છે.

છે. તેમને માત્ર એકજ ચિંતા હોય છે. બસ શું કરીએ ને માની પાસે જવાય ! ઈશ્વરની પ્રાપ્તિ થાય !

હવે જુઓ કે એ છોકરાઓ દુનિયાદારીના માણસો ભેગા ઉછર્યાં છે, દુનિયાને ઘોળીને પી ગયેલા સંસારી માણસને પેટે તેમનો જન્મ થયેલો છે; આટલું છતાં પણ તેમનામાં આવી ભક્તિ, આવું જ્ઞાન, આવું વૈરાગ્ય ક્યાંથી આવ્યાં હશે ? ચણાનું બીજ ઉકરડામાં પડે તોપણ તેમાંથી ચણાનોજ છોડ ઉગે. એ ચણાના છોડ દ્વારા કેવાં કેવાં સારાં સારાં કામ થાય છે ? ઉકરડામાં પડયો માટે કાંઇ ચણામાંથી બીજું ઝાડ ઉત્પન્ન થાય ? નહિ જ.

આહા ! રાખાલનો સ્વભાવ આજકાલ કેવો થઇ ગયો. છે ? એવોજ થવો જોઇએ. ન કેમ થાય ? બીજ સારૂં હોય તો છોડ પણ સારોજ હોય. ( હસાહસ ) બાપ તેવો દીકરો !

માસ્તરઃ—( ગિરીન્દ્રને ) સાકાર—નિરાકારની વાત એમણે કેવી સારી સમજાવી ? વૈષ્ણવો સમજે છે કે તે કેવળ સાકારજ છે.

ગિરીન્દ્રઃ—હશે. એ લોકોને એક બાબતનુંજ જ્ઞાન હોય છે.

માસ્તરઃ— નિત્યસાકાર—તે હમેશાં સાકારજ રહે છે, એમાં તમને સમજ પડી ? સ્ફટિકનું; દૃષ્ટાંત ? મને પોતાને તેમાં બરાબર સમજ પડતી નથી.

શ્રીરામકૃષ્ણઃ—( માસ્તરને ) કેમ ? શી વાત કરો છો ?

માસ્તર અને ગિરીન્દ્ર જરા હસીને ચુપ થઇ ગયા.

વૃન્દા ( દાસી ):—( રામલાલને ) ઓ રામલાલ ! આ લોકોને હમણાં જમવા બેસાડી દો, પછી મને ખાવાનું આપજો.

શ્રી રામકૃષ્ણઃ— શું હજી વૃન્દાને જમાડી નથી ?

## પંચવટીમાં કીર્તનાનંદ

બપોર પછી બધા શિષ્યો પંચવટીમાં કીર્તન કરવા ગયા. પરમહંસજી પોતે પણ તેમાં સામિલ થયા હતા. આજે શિષ્યોની સાથે માના નામનું કીર્તન કરતાં તેમનો આનંદ માતો ન હતો. એક પછી એક ભજન નીચેના ભાવનાં ગવાવા લાગ્યાં.

શ્યામાના ચરણરૂપી આકાશમાં મનરૂપી પતંગ ઉડતો હતો.

પાપરૂપી પ્રતિકૂળ પવન લાગતાં તે ગોથું ખાઇને નીચે પડી ગયો, મારી માયારૂપી કીન્ના ભારે થઇ ગઇ છે તેથી હવે હું તેને પાછો ઉડાવી શકતો નથી. સ્ત્રી અને પુત્રરૂપી માંજે પાયલી દોરી જરા પેચ લાગતાંજ કપાઇ ગઇ.

જ્ઞાનરૂપી કમાન તૂટી ગઇ છે, તેથી હું મારો પતંગ ઉડાવું ઉડાવું અને નીચે પડી જાય છે. જેને ઠોયોજ નથી તે પતંગ શી રીતે ઉડી શકે ? મારી સાથે આવેલા

છ જણા જીતી ગયા છે.

ભક્તિરૂપી દોરીવડે હવે બંધાઇ ગયેલો હતો, અહીં રમવા ન આવતાં ફસાઇ ગયો છું. હવે નરેશ્ચંદ્ર કહે છે મને હસવું, રડવું એમાંનું એકકે ગમતું નથી."

બીજું ભજન શરૂ થયું. ગાયન સાથે ખોલ કરતાલ વાગવા લાગ્યાં. પરમહંસજી ભક્તોની સાથે નૃત્ય કરવા લાગ્યા.

હે મારા મનરૂપી ભમરા ! શ્યામાના ચરણરૂપી નીલકમળમાં લીન થઇ જા. 1]

વિષયભોગરૂપી જે જે મકરંદ છે, કામ વગેરે જે જે કુસુમો છે, તે સઘળાં તુચ્છ છે.

માનાં ચરણ કાળાં છે અને ભમરા તું કાળો છે. કાળાની સાથે કાળું ભળી ગયું.

પંચતત્ત્વો જે અત્યંત પ્રમત્ત બનેલાં છે તે બધાં આ રંગ જોઇને છિન્ન ભિન્ન થઇ ગયાં. આટલે દિવસે કમલાકાંતની મનની આશા પૂર્ણ થઇ. તેને મન સુખ અને દુઃખ સમાન લાગવા માંડયાં છે અને આનંદનો સાગર ઉલટયો છે.

કીર્તનની રમઝટ જામી રહી અને ભક્તો ગાતા ગયા.

"શ્યામા માએ એક અજાયબ જેવું ૧ યંત્ર બનાવ્યું છે !"

એક નાનું સરખું યંત્ર છે, તેમાં તરેહ તરેહના ખેલ દેખાય છે.

એ યંત્રની અંદર પોતે પણ રહે છે, અને અંદર રહી રહી કળ ફેરવે છે એટલે યંત્ર ફરે છે.

યંત્ર જાણે છે કે હું જાતે ફરૂં છું; તે કોણ ફેરવે છે તેની તેને કશી ખબર નથી."

યંત્રની કળને ફેરવનાર કોણ છે, તે જે કોઇ જાણી જાય છે તેને યંત્ર બનવું પડતું નથી."

કેટલાંક યંત્રને શ્યામા પોતેજ ભક્તિરૂપી દોરીવડે બાંધી લે છે.

ત્રીજું ભજન શરૂ થયું.

"સંસારમાં આવીને હું પાસા રમવા બેઠો. મેં અનેક જાતની આશાઓ બાંધી."

મારી આશાઓ બધી ધૂળ મળી ગઈ. મને શરૂઆતમાંજ પંજો મળ્યો. અઢાર અને સોળ પડયા. પોબાર થયા. ફરી ફરીને દાવ રમવો પડયો. છત્રે બાર પડે એમ હું ઇચ્છવા લાગ્યો, અને પંજા છક્કામાં–પાંચ ઇન્દ્રિયો અને ષડ્રિપુઓમાં હું બંધાઈ ગયો."

ભક્તોને ઘણોજ આનંદ થયો. તેઓ ગાતા અટકયા એટલે પરમહંસજી ઉઠીને ઉભા થયા. ઘરની બહાર ઘણા ભક્તો આવીને બેઠા હતા.

પરમહંસજી દક્ષિણ તરફ થઇને પંચવટીથી ઘેર જવા લાગ્યા. સાથે માસ્તર હતા. બકુલના વૃક્ષ નીચે ત્રૈલોક્યનો મેળાપ થયો. તેણે પ્રણામ કર્યા.

૧ અહીં મનુષ્યદેહને યંત્રનું રૂપક આપેલું છે.

શ્રીરામકૃષ્ણ:—( ત્રૈલોક્યને ) પંચવટીમાં પેલા ગાય છે. ચાલો તો જરા:—

ત્રૈલોક્ય:—હું જઇને શું કરીશ ?

શ્રીરામકૃષ્ણ:—જરા ઠીક કરીને જુઓ. બીજું શું ?

ત્રૈલોક્ય:—હું એકવાર જોઇ આવ્યો છું.

શ્રીરામકૃષ્ણ:—ચાલો, બહુ સારૂં.

## સંસારીઓની બહાદુરી શેમાં છે ?

હવે સાડા પાંચ કે છનો સુમાર થવા આવ્યો હતો. પરમહંસજી શિષ્યોની સાથે અગ્નિકોણવાળા ઓટલા ઉપર બેઠા હતા, અને શિષ્યોને નિહાળતા હતા.

શ્રીરામકૃષ્ણ:—( કેદાર વગેરે શિષ્યોને ) જે સંસારત્યાગી સાધુ છે તે તો હરિનામ લે એમાં કાંઇ નવાઇ નથી. તેને તો એ સિવાય બીજું કંઇ કામ હોતુંજ નથી. તે ઇશ્વરનું ધ્યાન કરે તેમાં આશ્ચર્ય જેવું છેજ નહિ. તે ઇશ્વરનું ધ્યાન ન કરે, હરિનામ ન લે તો તે બીજા સામાન્ય મનુષ્યો કરતાં વિશેષ નિંદાને પાત્ર થાય છે.

સંસારી માણસો ઇશ્વરનું ભજન કરે તેમાં તેમની વિશેષ બહાદુરી છે. જુઓ જનકરાજા બડો બહાદુર હતો ! બે હાથે બે તલવાર વાપરતો. એક હાથમાં જ્ઞાન અને બીજા હાથમાં સંસારનાં કામ. એક બાજુએ પૂર્ણ બ્રહ્મજ્ઞાન અને બીજી બાજુએ સંસારની અનેક પ્રકારની પ્રવૃત્તિ.

ભક્ત હોય તેણે સંસારમાં વ્યભિચારિણી સ્ત્રીની માફક વર્તન રાખવું. તે ઘરનાં બધાં કામકાજ કરે છે પણ તેનું મન તો હમેશાં તેના ઉપપતિમાંજ હોય છે.

હમેશાં સાધુસમાગમ કરવો. સાધુ લોકો ઇશ્વરની વાતચીત કરાવી દે છે.

કેદાર:—હાજી, મહાપુરુષોનો જન્મ લોકોના કલ્યાણને માટેજ છે. જેમ રેલ્વેના ઍન્જિનની પાછળ સંખ્યાબંધ ગાડીઓ બાંધે છે અને ઍન્જિન તે બધાને ખેંચી જાય છે; અથવા નદી કે સરોવરનું પાણી પીને હજારો માણસોની તૃષા મટી જાય છે તેમ મહાપુરુષોદ્વારા અનેક માણસનું કલ્યાણ થાય છે.

હવે એક પછી એક શિષ્યો પોતાને ઘેર જવાનો વિચાર કરવા લાગ્યા. તેમણે વારા ફરતી પરમહંસજીને પ્રણામ કર્યાં અને ચરણરજ લીધી.

ભવનાથને તેમણે કહ્યું:—તું આજ જતો નહિ. તને જોઇને મને ભાવનું ઉદ્દીપન થઇ આવે છે.

ભવનાથે આજસુધી સંસારમાં પ્રવેશ કર્યો નથી. ઉમર ઓગણીશ કે વીશ વર્ષની છે. ગૌરવર્ણ અને તેજસ્વી શરીર છે. ઇશ્વરનું નામ લેતાંમાં તેની આંખ ભરાઇ જાય છે. પરમહંસજી તેને સાક્ષાત્ નારાયણરૂપે જોતા હતા.



# खंड एकवीशमो

## પાપપુણ્યનો સવાલ



ચાલ ભાઇ, દક્ષિણેશ્વર જઇને ફરી પાછા પરમહંસ રામકૃષ્ણજીનાં દર્શન કરી આવીએ. તે પોતાના શિષ્યો સાથે કેવો આનંદ કરે છે, ઈશ્વરના ભાવથી ચકચૂર થઇને કેવી સમાધિ અવસ્થામાં આવી જાય છે તે જરા જોતા આવીએ. કોઈવાર સમાધિમાં, કોઈવાર કીર્તનાનંદમાં અલમસ્ત બની જાય છે, કોઇવાર વળી સાધારણ માણસની માફક શિષ્યોની સાથે વાતચીત કરે છે, તે જરા જોઈ આવીએ. એમના મુખમાંથી ઇશ્વરકથા સિવાય બીજી વાત નીકળતીજ નથી. તેમનું મન હમેશાં અંતર્મુખજ રહે છે અને વ્યવહાર પાંચ વર્ષના બાળક જેવો છે. શ્વાસે શ્વાસે માતાનું નામ લે છે. સંપૂર્ણ રીતે અભિમાનશૂન્ય છે. જાણે નાનું બાળક! બાળકના જેવાજ અનાસક્ત, આનંદી, સરળ અને ઉદાર છે. એકજ વાત વારંવાર કહે છે કે 'ઇશ્વરજ સત્ય છે; બાકીનું બધું અનિત્ય છે. એ દિવસનુંજ છે. ચાલ, ભાઈ એ પ્રેમોન્મત્ત બાળકને જોઇ આવીએ. મહાયોગી! અનંત સાગરને કાંઠે એકલો વિચરણ કરનાર મહાયોગી! જાણે તે અનંત સચ્ચિદાનંદસાગરમાં કાંઇ અપૂર્વ સ્વરૂપ નિહાળતા હોય! અને તેને જોઇને પ્રેમથી ઉન્મત્ત બનીને ફરતા હોય!

આજે ચૈત્ર સુદિ પડવો ને રવિવાર છે. ગઈ કાલે શનિવાર ને અમાવાસ્યા હોવાથી તે બળરામને ઘેર ગયા હતા. અમાવાસ્યા! એજ દિવસે ઘોર અંધકારમાં એકલી મહાકાળી મહાકાળ સાથે રમણ કરે છે; તેથીજ પરમહંસજી અમાવાસ્યાને દિવસે ઘણા અસ્થિર થઇ જાય છે. તેમની બાલકઅવસ્થા છે. નાના બાળકને મા વગર ચેન પડતું નથી. તે હમેશાં માનેજ જુએ છે. માનું દર્શન ન થાય તો તેમને ઘણી વ્યાકુળતા થાય છે.

આજે ૧૮૮૩ ના એપ્રીલની આઠમી તારીખને રવિવાર છે. તે મહાપુરુષ નાના બાળકની માફક બેઠા છે. પાસે એક યુવાન શિષ્ય-રાખાલ છે.

માસ્તરે આવીને દંડવત્ પ્રણામ કર્યા. પરમહંસજીનો ભત્રિજો રામલાલ આવ્યો છે. કિશોરલાલ તથા બીજા કેટલાક શિષ્યો આવી પહોંચ્યા છે. એક જૂના બ્રાહ્મ-

ભક્ત શ્રીયુત મણિલાલ મલ્લિક આવી પહોંચ્યા અને પરમહંસજીને પ્રણામ કરીને બેઠા.

મણિ મલ્લિક કાશી જઇ આવ્યા છે. તે રોજગારવાળા માણસ છે. કાશીમાં તેમની એક કોઠી (વખાર) છે.

શ્રીરામકૃષ્ણઃ—( મલ્લિકને ) કેમ ? કાશી ગયા હતા કે ? કાંઇ સાધુ-બાધુ જોઇ આવ્યા કે ?

મલ્લિકઃ—હાજી, તૈલંગ સ્વામી, ભાસ્કરાનંદ એ બધાનાં દર્શન કરી આવ્યો હતો.

શ્રીરામકૃષ્ણઃ—એ બધા તમને કેવા લાગ્યા ?

મલ્લિકઃ—મણિકર્ણિકાના ઘાટ ઉપર વેણીમાધવના મંદિરમાં તૈલંગ સ્વામી અસલ જ્યાં રહેતા હતા ત્યાંજ તે રહે છે. લોકો કહે છે કે અગાઉ તેમની અવસ્થા ઘણી ઉંચી હતી, અને ઘણાં આશ્ચર્યકારક કામ કરી શકતા; હાલમાં તેમની શક્તિઓ કેટલેક દરજ્જે ક્ષીણ થએલી છે.

શ્રીરામકૃષ્ણઃ—એ તો સંસારીલોકોએ કરેલી કેવળ નિંદાજ છે.

મલ્લિકઃ—ભાસ્કરાનંદ બધી જાતના લોકો સાથે ભળે છે; તૈલંગ સ્વામીની માફક નહિ. તૈલંગ સ્વામી તો બસ વાતજ કરતા નથી.

શ્રીરામકૃષ્ણઃ—ભાસ્કરાનંદ સાથે તમારે શી શી વાતચીત થઈ ?

મલ્લિકઃ—હાજી, ઘણી વાતો થઇ. એકવાર પાપપુણ્યની વાત નીકળી હતી. તેમનું કહેવું એવું હતું કે પાપમાર્ગે જવું નહિ. પાપનો વિચારજ ન કરવો. ઈશ્વરને એજ ગમે છે. જે જે કામ કરવાથી પુણ્યની પ્રાપ્તિ થતી હોય તે બધાંય કર્મ કરવાં.

શ્રીરામકૃષ્ણઃ—એ તો ઠીક છે; કેવળ ઐહિક ભાવના છે અને સાધારણ માણસો માટે એ નિયમ સારો છે; પણ જેમનામાં ચૈતન્યનો ઉદય થયો છે; જેઓ જાણે છે કે કેવળ ઈશ્વરજ સત્ છે, બાકીનું સર્વ અસત્ છે; જેને ઈશ્વર સિવાયનું સઘળું અનિત્ય લાગે છે તેમનો ભાવ જૂદાજ પ્રકારનો હોય છે. તેઓ માને છે કે ઈશ્વરજ કર્તા છે અને બીજા બધા અકર્તા છે. જેમને ચૈતન્યની પ્રાપ્તિ થઇ છે તેમનો પગ સ્વાભાવિકરીતે બેતાલો પડતો નથી. આ પાપ છે અને પુણ્ય છે એવો હિસાબ કરવાની તેમને જરૂરજ પડતીજ નથી. તેમને ઈશ્વર ઉપર એટલી શ્રદ્ધા હોય છે કે તેઓ જે જે કર્મ કરે તે સર્વ સત્કર્મજ હોય છે. તેની સાથે તેઓ જાણે છે કે જે કાંઇ કર્મ અમારાદ્વારા થાય છે તેના કર્તા અમે નથી. અમે તો ઇશ્વરના દાસજ છીએ. અમે યંત્ર છીએ અને તે યંત્રનો ચલાવનાર તો ઈશ્વરજ છે. તે જેમ કરાવે તેમ કરીએ છીએ; તે જે બોલાવે તે બોલીએ છીએ; તે જેમ ચલાવે તેમ ચાલીએ છીએ.

જેમને ચૈતન્યની પ્રાપ્તિ થઇ છે તેઓ પાપપુણ્યથી પર છે. તેઓ જુએ છે કે કર્તા તો ઈશ્વરજ છે. એક ઠેકાણે સાધુઓનો મઠ હતો. મઠના સાધુઓ રોજ મધુ-કરી (ભિક્ષા) માગવા જતા હતા. એક દિવસ એક સાધુ ભિક્ષા માગવા જતો હતો.

ત્યાં તેણે જોયું કે એક જમીનદાર એક માણસને ખૂબ મારતો હતો. સાધુ ઘણો દયાળુ હતો. તે વચ્ચે પડયો અને જમીનદારને અટકાવ્યો. તે ઉપરથી પેલાને ઘણો ક્રોધ ચઢયો, અને તેણે પોતાની બધી રીસ તે સાધુ ઉપર કહાડી. તેણે સાધુને ખૂબ મારવા માંડયો. એવો માર્યો કે તે બિચારો બેહોશ થઇને જમીનપર પડી ગયો. કોઇએ જઇને મઠના સાધુઓને ખબર કહી કે તમારામાંના એક સાધુને અમુક જમીનદારે ખૂબ માર્યો છે. સાધુઓ ત્યાં દોડી આવ્યા અને જોયું તો પેલો બેભાન અવસ્થામાં પડેલો છે. બે ચાર જણુ તેને ઉંચકીને મઠમાં લઇ આવ્યા અને સુવાડયો. હજી તેને શુદ્ધિ આવી ન હતી. મઠના સાધુઓ તેની આસપાસ ચિંતાતુર થઇને બેઠા હતા. કોઈ તેને પંખો નાખતા હતા. એક કહે કે જરા એના મોંમાં દૂધ રેડી જુઓ. તેના મોંમાં જરા દૂધ રેડયું. ત્યાર પછી થોડીવારે તેને શુદ્ધિ આવી, અને તેણે આંખ ઉઘાડી. લોકોએ પૂછ્યું, " કેમ ભાઇ ! હવે તને ભાન આવ્યું કે ? તું હવે કોઇને ઓળખી શકે છે કે ? " એ પ્રમાણે લોકોએ તે સાધુને ખૂબ મોટેથી બૂમો પાડી પાડીને પૂછ્યું:—" મહારાજ ! તમને દૂધ કોણે પાયું ? " સાધુએ તે ઉપરથી ધીરે ધીરે ઉત્તર આપ્યોઃ–' જેણે મને માર્યો હતો તેણેજ દૂધ પાયું છે. બીજો કોણ પાનાર હતો ? '

ઈશ્વરને ઓળખ્યા સિવાય આવી અવસ્થા થાયજ નહિ.

મલ્લિકઃ—આપે જે વાત કહી તે તો ઘણી ઉંચી અવસ્થાને લગતી છે. ભારકરાનંદ સાથે એવી અનેક જાતની વાતો થઇ હતી.

શ્રીરામકૃષ્ણુઃ—તે કોને ઘેર રહે છે ?

મલ્લિકઃ—એક ગૃહસ્થના ઘરમાં રહે છે.

શ્રીરામકૃષ્ણુઃ—તેમની ઉમ્મર કેટલી છે ?

મલ્લિકઃ—પંચાવન થયાં હશે.

શ્રીરામકૃષ્ણુઃ—બીજી કાંઇ વાતચીત થઈ હતી ?

મલ્લિકઃ—મેં પૂછ્યું કે ભક્તિ શી રીતે થાય ? તેમણે કહ્યું: " નામ લો. રામ રામ બોલો."

શ્રીરામકૃષ્ણુઃ—એ ખરી વાત છે.

## દોલતને કરશો શું !

મંદિરોમાં ભવતારિણી, રાધાકાંત અને દ્વાદશ શિવની પૂજા પૂરી થઈ હતી અને ભોગ આરતિનો સમય થવાથી વાજીંત્ર વાગવા લાગ્યાં હતાં. ચૈત્રમાસ ચાલતો હતો. ગરમી ઘણી સખત પડતી હતી. બપોર થતાંજ ભરતી ચડવા લાગી હતી. દક્ષિણ તરફથી પવન વાતો હતો. પવિત્ર સલિલા ભાગીરથી આજ ઠેકાણે ઉત્તરવાહિની બની

હતી. પરમહંસજી જમીને પોતાના ઓરડામાં જરા આરામ લેવા બેઠા હતા.

શ્રીરામકૃષ્ણઃ—( મણિમલ્લિકને ) સાંભળો, રાખાલ કહે છે કે એના દેશમાં પાણીનું બહુ દુઃખ છે. [૧] તમે ત્યાં એકાદ તળાવ ખોદાવી આપો તો કેવું સારૂં ? એનાથી તમે કેટલાં બધાં માણસોને સુખી કરી શકશો ? (હસીને) તમારી પાસે પૈસા તો પુષ્કળ છે. એટલી બધી દોલતને કરશો શું ?

પણ મેં સાંભળ્યું છે કે ઘાંચી લોકો પૈસો ગણી ગણીને વાપરે છે. ( પરમહંસજી અને શિષ્યો હસે છે. )

મણિ મલ્લિકનું ઘર કલકત્તામાં સિન્દુરિયાપટ્ટિમાં આવેલું છે. સિન્દુરિયાપટ્ટિની બ્રહ્મસમાજનું અધિવેશન તેનાજ ઘરમાં થાય છે. બ્રહ્મસમાજના વાર્ષિક મહોત્સવને પ્રસંગે તે ઘણા માણસોને પોતાને ઘેર નોતરે છે. પરમહંસ રામકૃષ્ણજીને નિમંત્રણ મોકલે છે. મણિલાલનો વરાહનગરમાં પણ એક વાડી અને બંગલો છે. ત્યાં તે ઘણીવાર એકલા રહે છે અને ત્યાંથી કોઈ કોઇ વાર પરમહંસજીનાં દર્શન કરવા આવે છે. મણિલાલ પૈસાની બાબતમાં ચોક્કસ છે એ વાત ખરી. વરાહનગર આવવું હોય તો ઘેરથી ઘોડાગાડી કરીને આવતા નથી. ટ્રામમાં બેસીને શોભાબજાર લગી આવે છે અને ત્યાંથી ગાડી કરીને વરાહનગર જાય છે. તેને પૈસાની તંગી નથી. કેટલાક વર્ષ પર ગરીબ વિદ્યાર્થીઓના ભરણ પોષણને માટે તેણે પચીસ હજાર રૂપીઆનું દાન કર્યું હતું અને તેનો સારી રીતે ઉપયોગ થાય તેવો બંદોબસ્ત કર્યો હતો.

પરમહંસજીનું ઉપરનું વચન સાંભળીને મણિલાલ ચૂપ થઇ ગયા. થોડી વાર પછી આ વાત કહાડી, બીજી વાત કહાડી અને કહ્યું, " મહારાજ ! તમે તળાવ ખોદાવાની વાત કરી તે તો જાણે ઠીક, પણ ઘાંચી બાંચી કહેવાનું શું પ્રયોજન ?"

આ સાંભળીને શિષ્યો મોં દાબી દાબીને હસવા લાગ્યા અને પરમહંસજી પોતે પણ જરા હસ્યા.

## પ્રેમનાં લક્ષણ

થોડી વાર પછી કલકત્તેથી કેટલાક જૂના બ્રાહ્મભક્તો આવી પહોંચ્યા. તેઓની સાથે એક ઠાકુરદાસસેન કરીને હતા.

ઘરમાં હવે ઘણા ભક્તો એકત્ર થયા હતા. પરમહંસજી એક નાના ખાટલા ઉપર બેઠા હતા. હસતું મોં અને બાળકના જેવી સરળ, નિર્દોષ મૂર્તિ. ઉત્તર તરફ મોં કરીને બેઠા હતા, બ્રાહ્મભક્તોની સાથે આનંદપૂર્વક વાર્તાલાપ કરતા હતા.

શ્રીરામકૃષ્ણઃ—( બ્રાહ્મભક્તો તથા બીજાઓને ) તમે બધા "પ્યામ" "પ્યામ"

૧ રાખાલની જન્મભૂમિ બાસિરહાટની પાસે હતી. ઉનાળામાં ત્યાં પાણીની ઘણીજ તંગાસ પડતી હતી.

( પ્રેમ પ્રેમ ) કરો છો પણ પ્રેમ તે સાધારણ પદાર્થ છે ? ચૈતન્ય ભગવાનને પ્રેમ થયો હતો. પ્રેમનાં બે લક્ષણ છેઃ—એક તો જગતનું જ્ઞાન જતું રહે છે. ઈશ્વર પ્રત્યે એવો પ્રબળ પ્રેમ ઉત્પન્ન થાય છે કે બાહ્યજ્ઞાન એકદમ નષ્ટ થઈ જાય છે. ચૈતન્ય ભગવાનઃ—

"વન દેખે વૃન્દાવન ભાવે, સમુદ્ર દેખે યમુના ભાવે."

વનને તે વૃન્દાવનજ જોતા અને સમુદ્ર જોતાં તેમને યમુનાનુંજ દર્શન થતું. બીજું લક્ષણ એ છે કે પોતાનો દેહ જે દરેક જણને અત્યંત પ્રિય છે તેના ઉપર બિલકુલ મમતા રહેતી નથી. દેહાત્મભાવના એકદમ નષ્ટ થઇ જાય છે.

ઈશ્વરનું દર્શન થયા વગર ખરેખરો પ્રેમ થઈ શકેજ નહિ.

ઈશ્વરપ્રાપ્તિ થવાનાં કેટલાંક લક્ષણ છે. જેના હૃદયમાં અનુરાગના ઐશ્વર્યનો પ્રકાશ થાય છે તેને ઈશ્વરપ્રાપ્તિ થવાને વિલંબ નથી.

અનુરાગનું ઐશ્વર્ય એટલે શું ? વિવેક, વૈરાગ્ય; પ્રાણી માત્રપર દયા, સાધુસેવા, સાધુનો સમાગમ, ઈશ્વરનાં નામ અને ગુણનું કીર્તન, સત્યવચન વગેરે વગેરે.

આ બધાં અનુરાગનાં લક્ષણ કોઈ વ્યક્તિમાં જોવામાં આવે તો જાણવું કે હવે તેને ઈશ્વરનું દર્શન થવાને વિલંબ નથી. કોઈ ગૃહસ્થ પોતાના રસોઇઆને ઘેર જવાનો હોય તો તે રસોઇઆના ઘરના દેખાવ ઉપરથીજ માલૂમ પડી જાય છે. ઘરની આગળ જે ઘાસ બાસ ઉગ્યું હોય તેને કાપીને સાફસુફ કર્યું હોય છે, ફૂલનાં કુંડાં ગોઠવ્યાં હોય છે અને ઘરમાં ધામધૂમ થઇ રહી હોય છે. તે ગૃહસ્થ પોતે પોતાને ઘેરથી શેતરંજીઓ, ગાદી તકીઆ વગેરે મોકલાવે છે; કેમકે બિચારા રસોઇઆને ઘેર શું હોય ? આ બધી ચીજો આવી પહોંચે અને બરાબર ગોઠવાઈ જાય એટલે લોકો કહેશે કે હવે શેઠને પધારવાની તૈયારી થઈ છે. તેમ ભક્તના હૃદયમાં ઈશ્વરને આવવાની તૈયારી થઇ હોય તો તે પણ ખૂબ શુદ્ધ થઈ જાય છે અને અનેક ઇશ્વરીય ગુણવડે શણગારાય છે. ઈશ્વરને આવવાનો સમય થયો છે તેની એ નિશાની છે.

એક શિષ્યઃ--પહેલાં જ્ઞાનનો વિચાર કરવો કે ઇન્દ્રિયનિગ્રહ કરવો ?

શ્રીરામકૃષ્ણઃ—એ રસ્તોજ જુદો છે. એ જ્ઞાનમાર્ગની વાત કહી. ભક્તિમાર્ગમાં તો આંતરિક ઇન્દ્રિયોનો આપોઆપ નિગ્રહ થઇ જાય છે, અને ઘણીજ સહેલાઇથી થાય છે. જેમ જેમ ઈશ્વર તરફ પ્રેમ વધતો જાય છે તેમ તેમ ઇન્દ્રિયોનાં સુખ ફીકાં લાગવા માંડે છે.

જે દિવસે પોતાના પુત્રનું મરણ થયું હોય તે દિવસે સ્ત્રીપુરુષને વિષયભોગ કરવાની વૃત્તિ થાય ખરી ? તેમ ભક્તિ અને પ્રેમ વધતાં જાય તેમ તેમ ઇન્દ્રિયોનો વેગ કમી થતો જાય છે.

## નામમહિમા

શ્રીરામકૃષ્ણ:—તેનું નામ જપ્યાથી તમામ પાપ નિર્મૂળ થઈ જાય છે. કામ ક્રોધ, શરીરસુખની ઈચ્છા એ બધાં આપોઆપ છૂટી જાય છે.

એક શિષ્ય:—તેનું નામ લેવામાં આનંદ ક્યારે થાય?

શ્રીરામકૃષ્ણ:—અંતઃકરણની વ્યાકુળતાપૂર્વક તેની પ્રાર્થના કરો એટલે તેના ઉપ તમને પ્રીતિ થશે. તેજ તમારી મનોવાંચ્છનાપૂર્ણ કરશે.

એમ કહીને પરમહંસજી પોતાના દિવ્ય, મધુર કંઠથી નીચેના ભાવનું કીર્ત ગાવા લાગ્યા. મનુષ્યોના દુઃખથી આર્દ્ર થઇને તે માની આગળ પોતાના હૃદયન વેદના જણાવવા લાગ્યા. સાધારણ મનુષ્યની અવસ્થા જાણે પોતાનીજ હોય તે માની આગળ અજ્ઞાન જીવનું દુઃખ નિવેદન કરવા લાગ્યા.

"હે મા! હું કોને દોષ દઉં? હું મારે હાથે કૂવો ખોદીને તેમાં પડયો છું. ષડ્ રિપુરૂપી ધનુષ્યવડે મેં પુણ્યક્ષેત્રમાં કૂવો ખોદ્યો છે. એ કૂવાની અંદર કાળરૂપી જળ છે. હે કાળ–મનોરમા! તેમાં હું ડૂબી મરૂં છું. હે તારિણિ! હે ત્રિગુણધારિણિ હવે મારૂં શું થશે?

હું મારાજ ગુણવડે વિગુણ થયો છું; હવે એ પાણીનું શી રીતે નિવારણ કરૂં હે મા! કેવી રીતે તને મારા ઉપર દયા આવે, તેનો આંખમાં આંસુ લાવીને હું વિચાર કરૂં છું.

પહેલાં મારી કેડસુધી પાણી હતું; હવે ધીમે ધીમે છાતીસુધી પાણી આવ ચૂક્યું છે. હે મા! હવે હું કેવી રીતે બચીશ? હું તારીજ મદદની રાહ જોતો બેઠે છું. તું મને મુક્તિરૂપી ભિક્ષા આપ. તારા કૃપાકટાક્ષવડે મને પાર ઉતાર."

હવે તે બીજું ભજન નીચેના ભાવાર્થનું ગાવા લાગ્યા. જીવને એક પ્રકારનો વિકાર રોગ થયો છે. તેના (ઈશ્વરના) નામ ઉપર રુચિ થવાથી એ રોગ ટળી જાય છે.

"શંકરી! (પાર્વતી) મારો રોગ કયી જાતનો છે? હે ધન્વંતરી! તારી કૃપાવ તારા ચરણરૂપી નૌકા મને પ્રાપ્ત થઇ છે.

અનિત્ય ગારવરૂપી અંગદાહ મારા શરીરમાં થયો છે. 'મારૂં, મારૂં' એવો સન્નિ પાત મને લાગુ પડયો છે. ધન, સગાં સંબંધી વગેરેનો વિરહ ન થાય એવી તૃષ્ણ (તરસ) થઇ છે. હે મા! હવે હું કેવી રીતે બચું?

હું ખાલી બકબકાટ કરૂં છું; હે સર્વનું મંગળ કરનારી! હું પાપ વચન બોલ છું. મારા ઉદરમાં હિંસારૂપી કૃમિ પેદા થયાં છે; મિથ્યા કાર્ય માટે ફાંફાં મારૂં છુ તેરૂપી મને ભ્રમવાયુ થયો છે. હું આ રોગમાંથી બચું કે ન બચું તેની મને પરવ નથી; પણ તારા નામપર મને રાતદિવસ રુચિજ થતી નથી, તેનું શું?"

શ્રીરામકૃષ્ણ:—તેના નામપર અરુચિ! જો અરુચિનોજ રોગ હોય તો બચવાન

આશાજ નથી. જો જરાક પણ નામ ઉપર રુચિ હોય તો બચવા પૂરતી આશા છે; માટે ચૈતન્ય ભગવાને મુક્તિને માટે બે મુખ્ય સાધન બતાવ્યાં છે–નામપર રુચિ અને જીવપર દયા. ઈશ્વરનું નામ લો. દુર્ગાનું, કૃષ્ણનું, શિવનું ગમે તેનું નામ લઇને પણ ઈશ્વરને માટે પોકાર કરો. જો નામ લેતાં લેતાં દિવસે દિવસે અનુરાગ વધતો જાય અને આનંદ થતો જાય તો જાણવું કે હવે કોઇ જાતનો ભય નથી. રોગ મટવાનોજ. તેની કૃપા થવાનીજ એમાં શક નથી.

## સાચી ભક્તિ અને દેખાડવાની ભક્તિ

જેવો મનમાં ભાવ તેવો લાભ. બે ભાઇઓ રસ્તે થઇને જતા હશે. એક ઠેકાણે ભાગવતની કથા થતી હતી. એક ભાઇ કહે; 'આવ ભાઇ, જરા અહીં બેસીને ભાગવત સાંભળીએ.' એમ કહીને તે લોકોના ટોળામાં ડોકી ઘાલીને સાંભળવા લાગ્યો. બીજો ભાઇ ત્યાં ઉભો ન રહ્યો અને વેસ્યાને ઘેર ગયો. વેશ્યાની પાસે થોડીવાર બેઠા પછી તેના મનમાં પસ્તાવો થવા લાગ્યો. તે પોતાના મનમાં બોલવા લાગ્યો કે ધિક્કાર છે મને! મારો ભાઇ હરિકથા સાંભળે છે અને હું આ નરકના ખાડામાં પડી રહ્યો છું! આ બાજુએ જે ભાઇ ભાગવત સાંભળતો હતો તે પોતાના મનમાં વિચારવા લાગ્યો કે હું કેવો મૂર્ખો! પેલો પુરાણી કાંઇ બબડી જાય છે, અને હું અહીં બેઠો બેઠો તેનો લવારો સાંભળ્યા કરૂં છું અને મારો ભાઇ ત્યાં કેવી મોજ ઉડાવતો હશે! હવે જ્યારે તેઓ મરી ગયા ત્યારે ભાગવત સાંભળવા બેસનારને યમદૂત લઇ ગયા અને વેશ્યાને ઘેર જનારને વિષ્ણુના દૂત વૈકુંઠમાં લઇ ગયા.

ભગવાન્ મન જુએ છે. અમુક માણુસ શું કામ કરે છે તે જોતો નથી; પણ કયા ઉદ્દેશથી તે કામ કરે છે તેના ઉપર લક્ષ આપે છે. **भावग्राही जनार्दनः** ઈશ્વર તો મનનો ભાવજ જુએ છે.

કર્તાભજા સંપ્રદાયવાળા લોકોમાં જ્યારે મંત્ર અપાય છે ત્યારે શિષ્યને ગુરુ કહે છે કે; "**मन तोर**" "તારૂં મન" અર્થાત્ સઘળાનો આધાર તારા પોતાના મન ઉપર છે.

તેઓ કહે છે કે જેનું મન સાફ છે તેનાં કર્મ પણ શુદ્ધજ હોય છે અને તેને લાભ પણ સારો થાય છે.

કેવળ મનનાજ બળથી હનુમાન એક છલંગે સમુદ્ર પાર જઇને પડયા હતા. હું રામનો દાસ છું; મેં તેનું નામ લીધું છે; બસ હું શું ન કરી શકું? આવો તેમનો દૃઢ વિશ્વાસ હતો.

## ઇશ્વરદર્શન કેમ થતું નથી ?

જ્યાંસુધી અહંભાવ છે ત્યાંસુધી અજ્ઞાન છે, અહંભાવ હોય ત્યાંસુધી મુક્તિ થઇ શકેજ નહિ.

વાછરડો હમ્મા હમ્મા–હમ હમ કરે છે અને બકરૂં મ્યાં મ્યાં–મેં મેં કરે છે માટેજ તેમને આટઆટલું કષ્ટ પડે છે. કસાઇને હાથે કપાય છે. તેમના ચામડાના જોડા થાય છે; તોપણ દુઃખનો છેડો આવતો નથી. 'હમ–મેં' એવો અહંભાવ કર્યાથી કેટલાં કષ્ટ વેઠવાં પડે છે ? છેવટે તેમની નાડીઓમાંથી પિંજારાની તાંત બને છે, અને પિંજારાની લાઠીના ઝપાટા પડે છે; ત્યારે 'હમ' ને બદલે તુંહું તુંહું–તુંહી તુંહી એવો અવાજ કરે છે. તુમ તુમ બોલ્યા એટલે બસ દુઃખનો અંત ! પછી કાંઇ ભોગવવું પડતું નથી.

હે ઇશ્વર ! તુંજ કર્તા છે અને હું અકર્તા છું એનું નામ જ્ઞાન.

---

## પૈસા મળે મોટા થવાતું નથી

જે નીચા નમશે તેજ ઉંચા થઇ શકશે. ચાતક પક્ષીનો માળો નીચો હોય છે પણ ખૂબ ઉંચે ઉડી શકે છે. ઉંચાણવાળી જમીનમાં પાક થતોજ નથી. નીચી જમીન હોય તોજ તેમાં પાણી મળે છે અને સારો પાક થાય છે.

થોડી ઘણી મહેનત લઇને પણ સંતસમાગમ કરવો. ઘરમાં તો કેવળ દુનિયાદારીનીજ વાતો થાય છે. રોગ તો લાગુજ પડેલો છે. પોપટ પાંજરામાં હોય છે ત્યાં-સુધીજ રામ રામ બોલે છે. વનમાં ગયો એટલે તો પાછો કી કીજ કરવાનો.

પૈસા મળ્યા એટલે મોટા માણસ થવાતું નથી. મોટા માણસના ઘરનું લક્ષણ એ હોય છે કે બધા ઓરડામાં ઝગઝગાટ દીવા બળતા હોય છે. ગરીબ લોકો એટલો ખર્ચ કરી શકતા નથી તેથી કરીને તેઓ બધે દીવા મૂકતા નથી. તેમ આપણા દેહમંદિરમાં અંધકાર રાખવો ન જોઇએ. જ્ઞાનનો દીવો પ્રકટાવવો જોઇએ.

---

## જે કોઇ ઇચ્છે તે જ્ઞાન મેળવી શકે છે

સર્વને જ્ઞાન મળી શકે એમ છે. જીવાત્મા અને પરમાત્મા બે તત્ત્વ તમે જાણો છો. આ પરમાત્માની સાથે તમામ જીવોનો યોગ–જોડાણ થએલું છે. ગ્યાસની નળીઓ બધા ઘરમાં મૂકેલી છે. મુખ્ય નળની સાથે બધા ઘરની નળીઓનું જોડાણ તો છેજ; અને ગ્યાસ કંપનીમાંથી બધાંને જેટલો જોઇએ તેટલો ગ્યાસ મળે છે. માત્ર ગ્યાસ કંપનીને એક અરજી કરો એટલે તમારા ઘરના નળનું જોડાણ બગડ્યું હશે તો ઠીક કરી આપશે. એમ કરશો એટલે તરતજ તમારા ઘરમાં અજવાળું અજવાળું થઈ રહેશે.

ચૈતન્યનો કોનામાં ઉદય થયો છે તે જાણવાની કેટલીક નિશાનીઓ હોય છે. જેનામાં ચૈતન્યનો ઉદય થયો હોય તેને ઈશ્વર સિવાય બીજા વિષયની વાત કરવી કે સાંભળવી ગમતીજ નથી. તેને મોઢે હમેશાં ઈશ્વરનીજ વાત. બીજી વાત તેને ગમેજ નહિ. જેમ ગંગા, યમુના, સાત સમુદ્ર બધામાંય જળ તો છેજ; પણ ચાતકની દૃષ્ટિ તો ઉંચેજ હોય છે. તરસથી ગળું રૂંધાઇ જતું હોય તોપણ ચાતક વરસાદના જળ સિવાય બીજું જળ કદિ પીએજ નહિ. મધમાખ મધ ઉપરજ બેસે. તેમ જેને ચૈતન્યની પ્રાપ્તિ થઇ છે તેનું બીજા વિષયપર મન જાયજ નહિ.

---

## કીર્તનાનંદ અને સમાધિ

પરમહંસજીને ભજન સાંભળવાનું મન થયું. રામલાલ અને કાલીમંદિરનો એક બ્રાહ્મણ કારકુન ભજન ગાવા લાગ્યા. સંગીતમાં માત્ર એક બાયાનો ઠેકોજ હતો. ખોલ કરતાલ ન હતાં.

ભજનનો ભાવાર્થ:—હે કમલાપતિ! જો તમે મારા હૃદયરૂપી વૃન્દાવનમાં વાસ કરો, તો હે ભક્તિપ્રિય ભગવાન્! મારી ભક્તિ શ્રીરાધિકા બની જશે; મારી મુક્તિની કામના વૃન્દાવની ગોપિકા બનશે; મારો દેહ નંદરાજાનું ગામ બનશે અને મારો સ્નેહ યશોદા માતા બનશે.

હે જનાર્દન! અમારાં પાપરૂપી ગોવર્ધન પર્વત તમે ઉપાડજો; કામ, ક્રોધ વગેરે કંસના દૂતોનો નાશ કરજો; તમારી કૃપારૂપી વાંસળી વગાડજો; મારા મનની ધેનુને વશ કરજો. હે મારા ઇષ્ટદેવ! મારી એટલી વિનતિ છે કે મારા હૃદયરૂપી કોઢયમાં મનરૂપી ગાયની સંભાળ લેવા આવજો.

મારા પ્રેમરૂપી યમુનાને તીરે, મારી આશારૂપી બંસીવટ નીચે, મને તમારો દાસ માનીને મારી પાસે રાત્રિદિવસ રહેજો. જો તમે ગોપલોકોના પ્રેમને વશ થઇને વ્રજમાં રહ્યા હતા તો આ જ્ઞાનહીન રાખાલ પણ તમારો દાસ થવાની ઉમેદ રાખે છે.

---

## એ પછી બીજું ભજન ચાલ્યું તેનો ભાવાર્થ:—

નવકમળના વર્ણ જેવા કૃષ્ણચંદ્રના સ્વરૂપને કેવી રીતે નેત્રમાં ઉતારાય? હાથમાં મુરલી છે, હોઠ ઉપર મધુર હાસ્ય છે, અને પોતાના રૂપથી જગતમાં પ્રકાશ પથરાતી રહ્યા છે. પીળાં વસ્ત્ર પહેર્યાં છે તે વિજળીની માફક ઝબકારા મારી રહ્યાં છે; ચરણ-સુધી પહોંચે એવી વનમાળા હૃદયકમળ ઉપર લટકી રહી છે; તેમના તેજથી યમુનાનો કિનારો શોભી રહ્યો છે. જાણે બીજા ચંદ્રની માફક નંદકુલચંદ્ર વ્રજમાં વિહાર કરે છે.

પછી અનુરાગ વિષે એક ભજન ગવાયું. તેની અંદર 'અનુરાગ વાઘ' એવું આવતું હતું.

શ્રીરામકૃષ્ણઃ—( શિષ્યોને ) વાઘ જેમ જનાવરને કચડ કચડ ચાવી જાય છે તેમ અનુરાગ (પ્રભુપ્રેમ) રૂપી વાઘ કામ, ક્રોધ ઇ૦ તમામ શત્રુઓને મારી નાખે છે. ઇશ્વર ઉપર એકવાર દૃઢ અનુરાગ ઉત્પન્ન થાય એટલે પછી કામક્રોધ રહી શકતાજ નથી. ગોપીઓની એવીજ અવસ્થા હતી. તેમને કૃષ્ણ ઉપર દૃઢ અનુરાગ હતો.

વળી લખ્યું છે કે 'અનુરાગ અંજન.' રાધાએ કહ્યું કે, 'હે સખિ ! હું ચારે દિશામાં કૃષ્ણને જોઉં છું.' સખીઓ કહે કે "તેં તારી આંખમાં અનુરાગરૂપી અંજન આંજ્યું છે તેથી તને એવું દેખાય છે."

એવું કહેવાય છે કે સાપનું માથું બાળીને મેશ તૈયાર કરી હોય તો તે મેશ જેની આંખમાં આંજીએ તે બધે સાપને સાપજ જુએ.

## બદ્ધ અને મુક્ત, સાધનસિદ્ધ અને કૃપાસિદ્ધ

જેઓ કેવળ કામિનીકાંચનમાંજ લુબ્ધ થઇ જાય છે તેમને ઇશ્વર સંબંધી વિચારજ નથી આવતો. તેઓ બદ્ધજીવ કહેવાય છે. તેમનાથી શું મહત્ત્વનું કામ બનવાનું હતું ? જેમ કાગડે ખાધેલી કેરી દેવસેવાના કામમાં વપરાય નહિ, અને આપણાથી પણ ખવાય કે નહિ તે પણ શક પડતું છે.

તેઓ સંસારી જીવ—બદ્ધજીવ કહેવાય છે. તેઓ રેશમના કીડા જેવા છે. ધારે તો તરતજ રેશમને કરડીને બહાર નીકળી જાય. પણ જાતેજ પોતાનું ઘર બનાવ્યું છે તેને છોડીને બહાર અવાયજ કેમ ? આખરે મરણ પામે છે.

જેઓ મુક્તજીવ છે તેઓ કામિનીકાંચનને વશ થતાજ નથી. કેટલાક રેશમના કીડા મહેનત કરીને રેશમને કરડીને બહાર નીકળી જાય છે; પણ એવા એકાદ બેજ. હજારો માણસોમાંથી થોડાજ માણસો સિદ્ધિને માટે યત્ન કરે છે અને જેઓ યત્ન કરે છે તેમાંથી થોડાકજ માણસો મુક્ત થઇ શકે છે.

લોકો માયાને લીધે ભોળવાઇ જાય છે. થોડા માણસોને જ્ઞાન થાય છે. તેઓ માયાની ઇન્દ્રજાળથી ઠગાતા નથી. કહેવાય છે કે અમુક જાતનો વેલો થાય છે તે જો કોઇ પગે પહેરે તો તેને બાજીગરના ડમ ડમ શબ્દવડે નજરબંદી લાગતી નથી. બાજીગર શું કરે છે તે બધું તે જોઇ શકે છે.

આત્મા બે પ્રકારના હોય છે—સાધનસિદ્ધ અને કૃપાસિદ્ધ. કેટલાક ખેડુતો ખૂબ પરિશ્રમ કરીને પોતાના ખેતરમાં પાણી વાળી લાવે છે અને તેવડે પાક તૈયાર કરે છે. કેટલાકને પાણી વાળવું પડતું નથી, તેમ કોશ પણ ખેંચવા પડતા નથી. વરસાદના પાણીવડેજ તેમના ખેતરમાં પાક તૈયાર થાય છે, તેમને પાણીને માટે મહેનત લેવી પડતી નથી. તેમ માયાના પંજામાંથી છૂટા થવાને કેટલાકને અત્યંત પરિશ્રમ લઇને સાધન કરવું પડે છે. તેઓ સાધનસિદ્ધ કહેવાય છે. જેઓ કૃપાસિદ્ધ છે તેમને

અભ્યાસ, સાધન કરવાં પડતાં નથી. તેઓ નિત્યસિદ્ધ હોય છે, પણ એવા આત્મા ઘણાજ થોડા હોય છે. તેમને જન્મથીજ જ્ઞાન, ચૈતન્ય પ્રાપ્ત થએલું છે. જાણે બસ ફુઆરો. મિસ્ત્રી ( ગુરુ ) એ જરા કળ ફેરવી ન ફેરવી એટલામાં તો ફુઆરામાં ફરફર પાણીની સેડ ઉડવા માંડે છે. જ્યારે નિત્યસિદ્ધ આત્માઓનો પ્રથમ અનુરાગ લોકો જુએ છે ત્યારે તેઓ ચકિત થઇ જાય છે. તેઓ કહે છે કે આવો પ્રેમ, આવી ભક્તિ, આવું વૈરાગ્ય અમે કદિ જોયાંજ નથી !

## પરમહંસજીને ભાવસમાધિ

પરમહંસજી અનુરાગ સંબંધી ચર્ચા કરવા લાગ્યા. ગોપીઓના અનુરાગ વિષે વાતચીત થઇ.

વળી ભજન શરૂ થયું. અને રામલાલે ગાયું:—( બંગાળીમાં જેમનું તેમ તે નીચે પ્રમાણે છે. )

નાથ ! તુમિ સર્વસ્વ આમાર ! પ્રાણાધાર સારાત્સાર;
નાહિ તોમા વિને કેહ ત્રિભુવને, બોલિવાર આપનાર.
તુમિ સુખ શાંતિ સહાય સંબલ, સંપદ ઐશ્વર્ય જ્ઞાન બુદ્ધિબલ;
તુમિ વાસગૃહ આરામેર સ્થલ, આત્માવ બંધુ પરિવાર.
તુમિ ઇહકાલ, તુમિપરિત્રાણ, તુમિ પરકાલ તુમિ સ્વર્ગધામ;
તુમિ શાસ્ત્રવિધિ ગુરુ કલ્પતરુ, અનંત સુખેર આધાર.
તુમિ હે ઉપાય, તુમિ હે ઉદ્દેશ્ય, તુમિ સ્રષ્ટા, પાતા, તુમિ હે ઉપાસ્ય;
દંડદાતા પિતા, સ્નેહમયી માતા, ભવાર્ણવેર કર્ણધાર.

આ બંગાળી કીર્તનનો ભાવાર્થ નીચે પ્રમાણે છે.

"હે નાથ ! તમે અમારૂં સર્વસ્વ છો. તમે પ્રાણાધાર છો અને સારના સાર છો. તમારા વિના આખા જગતમાં જેને અમારો કહીએ એવો કોઇ પદાર્થ છેજ નહિ. તમે સુખ શાંતિ અને સહાયતા આપનાર છો; સંપત્તિ, ઐશ્વર્ય, જ્ઞાન, બુદ્ધિ, બળ એ સર્વ તમારા દ્વારાજ મળે છે.

તમેજ અમારૂં વિશ્રાંતિસ્થાન છો. તમેજ બંધુ, તમેજ સ્વજન અને તમેજ પરિવાર છો. આ જીવનમાં તમેજ અમારૂં રક્ષણ કરનારા છો અને પરલોકમાં પણ તમેજ અમારૂં સ્વર્ગ છો.

તમેજ શાસ્ત્ર છો, તમેજ વિધિ છો, તમેજ ગુરુ છો, તમેજ કલ્પવૃક્ષ છો; તમેજ અનંત સુખના આધાર છો, તમેજ સર્વ ઉપાયના ઉપાય છો, તમેજ મૂળ ઉદ્દેશ છો, તમેજ સૃષ્ટિકર્તા અને પાલનકર્તા છો, તમેજ અમારા ઉપાસનીય દેવતા છો, શાસક પણ તમે છો અને સ્નેહમયી માતા પણ તમેજ છો, ભવસાગરના સુકાની તમેજ છો."

શ્રીરામકૃષ્ણ:—અહા ! કેવું મધુર ભજન ! 'તમેજ અમારૂં સર્વસ્વ છો.' કેટલો પ્રેમ ? અક્રૂર વ્રજમાં આવ્યા પછી ગોપીઓએ રાધાને કહ્યું; 'રાધે ! તારૂં સર્વ સ્વધન હરણ કરવાને એ આવ્યો છે !' એનું નામ પ્રેમ. ભગવાનને માટે એટલી વ્યાકુળતા જોઇએ.

વળી એક ભજન ગવાયું.

ઘોરેના ઘોરાના રથચક્ર, રથકિ ચક્રે ચલે,
જે ચક્રેર ચક્રી હરિ, જાઁર ચક્રે જગત ચલે.

"રથનું પૈડું પકડશો નહિ. રથ શું પૈડાવડે ચાલે છે ? જેના પૈડાવડે આખું જગત્ ચાલી રહ્યું છે તેજ હરિ આ રથના ચક્રને પણ ચલાવે છે."

આ પંક્તિ સાંભળતાં સાંભળતાંજ શ્રીરામકૃષ્ણ ગંભીર સમાધિમાં લીન થઇ ગયા. શિષ્યો તેમની સામે એકી નજરે જોઇ રહ્યા. આ અપૂર્વ દૃશ્ય જોઇને તેઓ સ્તબ્ધ બની ગયા. ઓરડામાં બધે ચૂપકી ફેલાઇ ગઇ, કેમકે પરમહંસજી સમાધિસ્થ હતા. ફોટોગ્રાફમાં આપણે જોઇએ છીએ તેજ ઢબમાં તે હાથ જોડીને બેઠા હતા. માત્ર નેત્રના બહારના ખુણામાંથી આનંદાશ્રુની ધારા ટપકતી હતી.

કેટલીક વાર પછી પરમહંસજી શુદ્ધિમાં આવ્યા; પણ સમાધિમાં તેમને જેનું દર્શન થયું હતું તેની સાથે જાણે વાત ન કરતા હોય તેમ કાંઇક બડબડતા હતા. ભાગ્યાતૂટ્યા શબ્દો શિષ્યોને કાને પડતા હતા. પરમહંસજી આ પ્રમાણે એકલા એકલા બોલતા હતા—

"તું તેજ હું અને હું તેજ તું. તમે ખાઓ ! તમે —હું ખાઓ ! × × × પણ ઠીક કર્યું."

"આ મને કયી જાતનો કમબો થયો છે ? ચારે દિશાએ હું તમનેજ જોઉં છું."

"કૃષ્ણ હે દીનબંધુ ! પ્રાણવલ્લભ ! ગોવિંદ !"

પ્રાણવલ્લભ ! ગોવિંદ ! બોલતાં બોલતાં તે ફરીથી સમાધિસ્થ થઇ ગયા. ઓરડામાં નિસ્તબ્ધતા પથરાઇ હતી. શિષ્યો મહાભાવમય પરમહંસ રામકૃષ્ણજીને તૃપ્ત નેત્રથી વારંવાર નિહાળવા લાગ્યા.

પરમહંસજી હજી સમાધિમાંજ હતા, અને એક નાના ખાટલા ઉપર બેઠા હતા. ચારે બાજુએ શિષ્યો ટોળું વળીને બેઠા હતા. એવામાં શ્રીયુત અધરચંદ્ર સેન પોતાના કેટલાક મિત્રોને લઇને આવ્યા. અધર ડેપ્યુટિ માજીસ્ટ્રેટ છે. આજે પરમહંસજી પાસે તે પહેલીજ વાર આવે છે. તેની ઉમ્મર ૨૯ કે ૩૦ વર્ષની છે. અધરનો એક મિત્ર સારદાચરણ પુત્રશોકથી સંતપ્ત થએલો છે. તે શાળાઓનો ડેપ્યુટિ ઇન્સ્પેકટર હતો. હાલમાં પેન્શન લીધું છે. પેન્શન લેતાં પહેલાં પણ સાધનભજન કરતો. મોટા પુત્રનું મરણ થએલું હોવાથી તેને કોઇપણ રીતે સાંત્વન મળતું નથી. તે ઉપરથી અધર તેને પરમહંસજી પાસે તેડી લાવ્યા છે, કારણ કે તેમનું નામ તેમને કાને પડયું હતું.

અધરને પોતાને પણ પરમહંસજીનાં દર્શન કરવાની ઘણા વખતથી ઇચ્છા હતી.

આખરે તેમની સમાધિનો ભંગ થયો. તેમણે આસપાસ નજર ફેરવીને જોયું કે, આખો ઓરડો લોકોથી ભરાઇ ગયો છે અને તેઓ તેમની સામે જોઇ રહ્યા છે. પછી તે એકલા એકલા કંઇક બોલવા લાગ્યા.

## ગૃહસ્થોને ઉપદેશ

સંસારી લોકોને કોઇક વાર પણ જ્ઞાન થાય છે ખરૂં, જાણે એક દીવાની જ્યોતની માફક. ના, ના. તેમ નહિ. સૂર્યના એકાદ કિરણની માફક. જાણે વાદળાંમાંથી સૂર્યનું એકાદ કિરણ બહાર નીકળી આવતું હોય તેમ. સંસારી લોકો કહે છે કે અમે ઇશ્વરનું નામ લઇએ છીએ ! પણ તેમને પ્રેમ તો હોતો નથી. એમ તો નાનાં છોકરાં એક બીજાને કહે છે કે તને પરમેશ્વરની આણ છે. એવી રીતે ઇશ્વરનું નામ લેવું તે નામ લીધું કહેવાય કે ? પ્રેમપૂર્વક, અંતઃકરણની વ્યાકુળતા સહિત ઇશ્વરનું નામ લેવું જોઇએ. ઘરડી ડોશીઓ લડતી વખતે 'તને પરમેશ્વર પૂછે' એવું એક બીજાને કહે છે; તેમનું જોઇને સંસારી લોકો ઇશ્વરનું નામ લેતાં શીખ્યા હશે.

બીજું સંસારી લોકોમાં આગ્રહ અને ઉત્સાહનો અભાવ હોય છે. થયું તો ઠીક છે, ન થયું તો ઠીક છે. થાય છે, રહે છે. એમ તે કાંઇ ઇશ્વરની પ્રાપ્તિ થાય ? **देहं पातयामि वा कार्यं साधयामि** એવો દૃઢ નિશ્ચય કરીને પુરુષાર્થ કરવો જોઇએ. એક માણસને પાણીની જરૂર પડી તેથી કૂવો ખોદવા બેઠો. ખોદતાં ખોદતાં પત્થર આવ્યો એટલે નાહિંમત થઇને ખોદવાનું છોડી દીધું. બીજે ઠેકાણે ખોદવા લાગ્યો, ત્યાંથી રેતી નીકળી. જેમ ખોદે તેમ રેતીજ નીકળ્યા કરે, એટલે ત્યાંથીએ ખોદવાનું છોડી દીધું. એમ તે પાણી નીકળે કે ? એ તો જ્યાંથી ખોદવા માંડયું ત્યાંને ત્યાં ખોદ્યાજ કરે, પાણી આવે ત્યાંસુધી અટકે નહિ, ત્યારે પાણી મળે.

જીવ જેવાં કર્મ કરે છે તેવાં ફળ પામે છે.

"હું" અને "મારૂં" એ અજ્ઞાન છે. વિચાર કરતાં માલૂમ પડશે કે જેને આપણે 'હું' 'હું' કહીએ છીએ તે આત્મા સિવાય બીજું કાંઇ છેજ નહિ. તમે વિચાર કરી જુઓ કે તમારૂં ખરૂં સ્વરૂપ શું છે ? તમે શરીર છો ? હાડકાં, માંસ, શું છે ? ત્યારે તમે જોશો કે તમે એમાંનું કાંઇજ નથી. તમને કોઇ પણ જાતની ઉપાધિ નથી.

આ સોનું અને આ પિત્તળ; એનું નામ અજ્ઞાન. બધુંય સોનુંજ છે; એનું નામ જ્ઞાન.

ઇશ્વરનું દર્શન થયા પછી વિચાર, તર્ક બંધ પડી જાય છે; પણ ઇશ્વરની પ્રાપ્તિ કર્યા પછી પણ તર્ક કરે એવા પણ હોય છે. કેટલાક ભક્તિના આનંદને માટે ઇશ્વર-પ્રાપ્તિ થયા પછી પણ તેના નામનું અને ગુણનું કીર્તન કરે છે. છોકરૂં ક્યાંસુધી

રડયા કરે છે? મા ધવરાવે નહિ ત્યાંસુધીજ. પછી રડવાનું બંધ થઇ જાય છે. પછી તો કેવળ આનંદ! આનંદપૂર્વક માને ધાવે છે; તોપણ એવા દાખલા જોવામાં આવે છે કે કેટલાંક છોકરાં ધાવતી વખતે વચમાં વચમાં રમત કરે છે, અને હસે છે, તેમ કેટલાક જ્ઞાની અને ભકતો ઈશ્વર સાક્ષાત્કાર થયા પછી જ્ઞાનની ચર્ચા કરે છે અથવા ભક્તિ કરવી ચાલુ રાખે છે.

## હે જીવ! યુદ્ધ માટે સજ્જ થા

તે દરેક રૂપ ધારણ કરી શકે છે; તોપણ મનુષ્યમાં તેનો (ઇશ્વરનો) પ્રકાશ વિશેષ પ્રમાણમાં હોય છે. જેનામાં તમે નાના બાળકના જેવો શુદ્ધ, સાત્ત્વિક, સરળ સ્વભાવ જુઓ તેનામાં સાક્ષાત્ ઇશ્વરનો આવિર્ભાવ થયો છે એમ તમારે માની લેવું. તે માણસ કોઈ વાર હસે છે, કોઈ વાર રૂએ છે, કોઇ વાર નાચે છે, અને કોઇ વાર ગાય છે.

પછી પરમહંસજીએ અધરનું ઓળખાણ કર્યું. તેણે પોતાના મિત્રના પુત્રશોકની વાત કહી. પરમહંસજી પોતાના મનમાં એક ભજન નીચલા ભાવનું ગાવા લાગ્યા:–

"હે જીવ! તું યુદ્ધમાટે સજ્જ થા. યુદ્ધનો પોશાક પહેરીને કાળ તારા કિલ્લામાં (શરીરમાં) પ્રવેશ કરે છે; માટે હે જીવ! તું ભક્તિરૂપી રથમાં બેસજે, જ્ઞાનરૂપી બાણનો ભાથો સાથે રાખજે. જીભરૂપી ધનુષ્યને પ્રેમરૂપી દોરી બાંધજે અને તેના ઉપર બ્રહ્મમયીના નામરૂપી બ્રહ્માસ્ત્ર ચડાવજે. અથવા બીજી એક યુક્તિ કર, જો તે માતા તારી રણભૂમિ ભાગીરથીને કાંઠે નક્કી કરે તો તારે રથ કે સારથી કશાની જરૂર નહિ પડે. શત્રુનો નાશ થતાની સાથેજ તારી સદ્દગતિ થઇ જશે."

શું કરવું? એ કાળના આવવાને માટે તૈયાર રહેવું. કાળ કિલ્લામાં પ્રવેશ કરે છે માટે તેનું (ઈશ્વરનું) નામ, રૂપ વગેરે અસ્ત્ર લઇને કાળની સાથે યુદ્ધ કરવું પડશે. કર્તા તેજ છે. હું તો એમજ કહું છું કે જેમ બોલાવશો તેમ બોલીશ; જે કરાવશો તે કરીશ. હું યંત્ર છું અને તમે યંત્રને ચલાવનાર છો. હું ઘર છું અને તમે ઘરના માલેક છો; હું આગગાડી છું અને તમે ડ્રાઇવર છો.

તેને બધી બાબતનું મુખ્તિયારનામું આપી દો. કોઇ સારા માણસને અમુક કામ સોંપી જઇએ છીએ તો તે પણ આપણું કામ બગાડતો નથી; માટે તેને બધું સોંપી દો. તેની મરજીમાં આવશે તે કરશે.

એવી રીતે રહો તો શોક થાય ખરો કે? પુત્રશોક! જ્યારે રાવણનો વધ થયો ત્યારે લક્ષ્મણ તેને જોવાને દોડી ગયા. જોયું તો શરીરની અંદર એવી એક જગ્યા નહિ કે જ્યાં છિદ્ર ન હોય! એ જોઇને લક્ષ્મણે કહ્યું; 'હે રામ! તમારા બાણનો શો પ્રતાપ છે! રાવણના શરીરમાં છિદ્ર વગરનો એક પણ ભાગ રહી ગયો નથી!' રામ કહે; 'ભાઇ! એના શરીરની અંદર તું જે છિદ્ર જુએ છે તે કાંઇ મારાં બાણથી

થએલાં નથી. એ તો શોકવડે એનું શરીર જર્જર થએલુંજ હતું. પુત્રના, ભાઇના મરણના શોકથી એનું શરીર વીંધાયલુંજ હતું; તું જે છિદ્ર જુએ છે તે એ શોકનાં ચિન્હ છે.'

પુત્રમરણથી થતો શોક એવો મર્મભેદક છે એ વાત ખરી પણ સર્વ અનિત્ય છે એવો વિચાર કરીને મનનું સમાધાન કરવું જોઇએ. ગૃહ, પરિવાર એ સઘળું ચાર દિવસને માટેજ છે. મૂળ ઝાડ સલામત જોઇએ. બે ચાર પાન ખરી પડયાં તો-એ શું અને રહ્યાં તોએ શું ? એનો સંતાપ ન કરવો.

ઇશ્વર ત્રણ કામ કરે છે; સૃષ્ટિ, સ્થિતિ અને પ્રલય. મૃત્યુ તો સર્વેને માટે નિર્માણ થએલુંજ છે. પ્રલય વખતે સઘળાંનો નાશ થશે; કશું રહેવાનું નથી. માત્ર જગન્માતા સૃષ્ટિનું બીજ રહેવા દેશે. જયારે નવી સૃષ્ટિ રચવાનો સમય આવી પહોંચશે ત્યારે એ બીજને તે બહાર કહાડશે. જેમ ઘરરખુ સ્ત્રીઓ ચીંથરાની નાની પોટલીઓમાં દુધીનાં, ભીંડાનાં બી, કાચલીઓ, વડીઓ, સમુદ્રફીણ વગેરે બાંધીને એક માટીના વાસણમાં ભરી મૂકે છે અને ખપ પડે ત્યારે છોડે છે, તેમ જગન્માતા પણ સૃષ્ટિનું બીજ પોતાની પાસે ગુપ્તપણે સાચવી રાખે છે અને જરૂર પડતાં તેને બહાર કહાડે છે.

## કાળ આપણી સામેજ છે

પરમહંસજી અધરની સાથે પોતાના ઘરના ઉત્તર તરફના ઓટલા ઉપર ઉભા ઉભા વાતો કરવા લાગ્યા.

શ્રીરામકૃષ્ણ:—(અધરને) તમે ડેપ્યુટિ છો પણ એ પદવી માત્ર ઇશ્વરની કૃપાથીજ મળી એમ સારી પેઠે યાદ રાખજો. અધિકારના મદમાં તેને ભૂલી જતા નહિ.

બીજું પણ યાદ રાખજો કે નાના મોટા સઘળાને એકજ રસ્તે જવાનું છે અને અહીં તો માત્ર × બે દિવસજ રહેવાનું છે.

સંસાર એ કર્મભૂમિ છે. અહીં તો આપણે કર્મ કરવાજ આવીએ છીએ. જેમ કોઇ કલકત્તામાં નોકરીને અર્થે આવ્યો હોય પણ તેનું મૂળ વતન તો દેશમાં હોય તેમ.

માટે કાંઇક કરો. સારૂં કર્મ કરવાની બહુજ જરૂર છે, ઝટપટ જે કરવાનું છે તે કરી લેવું. જયારે સોની લોકો સોનું ગાળે છે ત્યારે ભૂંગળી, ચીપીઓ લઇને એકચિત્તે તેજ કામમાં મંડી પડે છે, કેમકે તાપ સખત હોય તોજ સોનું ઓગળી શકે; માટે લાગલાગટ ફુંક માર્યાજ જાય છે. જયારે સોનાનો રસ થઇ જાય અને ઢાળકી પડે ત્યારે તેઓ નિરાંતે દમ લે છે અને કહે છે કે ચાલો હવે જરા બીડી પીઇએ;

× આ વાત બન્યા પછી દોઢ વર્ષે અધરસેનનું મરણ થયું. પરમહંસજીને એ સમાચાર મળતાં તે માની આગળ ખૂબ રડયા. અધર તેમનો પરમ ભક્ત હતો અને પરમહંસજી તેને કહેતા કે તું તો મારો સ્વજન છે.

માટે આપણે પણ જે કરવાનું છે તે જલદી જલદી કરી લેવું.

ખૂબ આગ્રહ જોઇએ. દૃઢ પ્રતિજ્ઞા જોઇએ. તે વગર સાધન થઈ શકેજ નહિ. દુનિયાનાં સાધારણ કામ પણ દૃઢ સંકલ્પ વિના થઇ શકતાં નથી; ત્યારે ઈશ્વર-પ્રાપ્તિનું કામ થાય ખરૂં કે ?

તેના નામરૂપી બીજમાં ખૂબ શક્તિ છે. તે અવિદ્યાનો નાશ કરે છે. બીજ કેવું કુમળું હોય છે ? અદ્‌ભુત કોમળ હોય છે, તોપણ તે કઠણ માટીને ભેદીને ઉપર આવે છે. માટી ફાટી જાય છે. એવો નામનો પણ પ્રતાપ છે.

કામિનીકાંચનમાં મન રાખ્યાથી મન તે તરફજ ખેંચાઇ જાય છે અને ઈશ્વર તરફ જતુંજ નથી. માટે સાવધાન રહેવાની બહુ જરૂર છે ત્યાગીને સંસારીના જેટલો ભય નથી; ખરો ત્યાગી તેજ છે કે જે કામિનીકાંચનથી દૂરનો દૂરજ રહે; માટેજ સાધન કરીને ઈશ્વરમાંજ હમેશાં મન રાખવું જોઇએ.

ખરો ત્યાગી તેજ છે કે જે હમેશાં ઈશ્વરમાંજ પોતાના મનને પરોવેલું રાખે, અને બીજા વિષય તરફ જવા દેજ નહિ. તેઓ મધમાખી જેવા છે. માત્ર ફૂલ ઉપરજ બેસે અને મધજ પીએ. જે લોકો સંસારમગ્ન છે તેમનું મન કોઇવાર કામિનીકાંચન તરફ પણ જાય છે અને કોઇવાર ઈશ્વર તરફ પણ જાય છે. જેમ સાધારણ માખી મીઠાઇ ઉપર પણ બેસે અને સંડાસમાં પણ જઇ આવે.

ઈશ્વરમાંજ હમેશાં મન રાખવું. પહેલાં તો ખૂબ પરિશ્રમ લેવો પડે પછી નિરાંતે પેન્શન ખવાય !





# खंड बावीशमो

## મારી ખાતરબરદાસ્ત ન કરો



સુરેન્દ્રના ઘરના આંગણામાં એક સભા થઇ હતી અને રામકૃષ્ણજી તેને પોતાના તેજથી શોભાવતા બેઠા હતા. સમય સાંજના છ વાગ્યાનો હતો.

ખોલ કરતાલ લઇને કેટલાક વૈષ્ણવો આવી પહોંચ્યા છે. આજે સંકીર્તન થનાર છે. પરમહંસજીની આસપાસ શિષ્યો બેસી ગયા છે.

કોઇએ પરમહંસજીને કહ્યું કે એક તકીઓ લઇને બેસો; પણ તે તકીઆ પાસે બેઠા નહિ—ઉલટો તેને ખસેડી નાખ્યો.

શ્રીરામકૃષ્ણ:—(શિષ્યોને) મેં તકીઆને શા માટે ખસેડી નાખ્યો તે સમજ્યા? અભિમાનનો ત્યાગ કરવો એ બહુ કઠિન કામ છે. કનકકામિનીનો ત્યાગ કરનારથી પણ અભિમાનનો ત્યાગ નથી થયો. આપણે મનમાં એમ સમજીએ છીએ કે હવે આપણામાં બિલકુલ અભિમાન રહ્યું નથી, પણ કોણ જાણે કયાંથી આવીને ઉભું રહે છે.

બકરો કપાઇ ગયા પછી પણ કેટલીક વાર તેના અવયવ હાલ્યા કરે છે.

તમને કોઇવાર ભયંકર સ્વપ્ન આવે છે. તમે જાગી ઉઠો છો, સારી પેઠે જાગ્રત થાઓ છો તોપણ કેટલાક વખતસુધી તમારી છાતી ધડકયા કરે છે. અભિમાન પણ તેવુંજ છે. મારી કહાડીએ તોપણ પાછું કોણ જાણે કયાંથી આવીને ઉભું રહે છે; માટેજ હું તમને બધાંને ગંભીરપણે કહું છું કે, ' મારી ખાતરબરદાસ્ત ન કરો. '

કેદાર:—**तृणादपि सुनीचेन, तरोरिव सहिष्णुना।**

શ્રીરામકૃષ્ણ:—હું તો ભક્તના ચરણની રજ જેવો છું. (વૈદ્યનાથ આવે છે.)

વૈદ્યનાથ વિદ્વાન છે. કલકત્તાની હાઇકોર્ટના વકીલ છે. તેમણે આવીને પરમહંસજીને પ્રણામ કર્યા અને એક બાજુએ બેઠા.

સુરેન્દ્ર:—(શ્રીરામકૃષ્ણને) એ મારા સગા છે.

શ્રીરામકૃષ્ણ:—હા, એમનો સ્વભાવ ઘણો ઉત્તમ હોય એમ લાગે છે.

સુરેન્દ્ર:—એમને કંઇક પ્રશ્ન પૂછવાનો વિચાર છે તેથી આવ્યા છે.

શ્રીરામકૃષ્ણ:—જે કાંઇ તમે જુઓ છો તે સર્વ તેનીજ શક્તિ છે. તેની શક્તિ સિવાય કોઇથી કાંઇ થઇ શકે એમ છેજ નહિ. તોપણ હકીકત એવી છે કે બધે ઠેકાણે તેની શક્તિનો પ્રકાશ એક સરખો નથી હોતો. વધારે ઓછો હોય છે. કેટલાકમાં એ પ્રકાશ મોટા પ્રમાણમાં જોવામાં આવે છે. ઈશ્વર વિભુરૂપે પ્રાણિમાત્રમાં તો છે પણ શક્તિમાં વધતા ઓછાપણું છે.

## શું માણસ સ્વતંત્ર છે?

વૈદ્યનાથ:—મહારાજ! મને એક સંદેહ ઉત્પન્ન થયો છે. કેટલાક કહે છે કે સ્વતંત્ર મનુષ્યઇચ્છા જેવું કાંઇક છે. તેઓ કહે છે કે આપણે ધારીએ તો સારાં કામ કરી શકીએ અને ધારીએ તો ખરાબ કામ કરીએ. બધું આપણી મરજી ઉપર છે. શું આ વાત ખરી છે? શું આપણે ખરેખર સ્વાધીન છીએ?

શ્રીરામકૃષ્ણ:—બધાએ ઈશ્વરાધીન છે. બધી તેનીજ લીલા છે. તેણેજ સર્વને ઉત્પન્ન કર્યા છે. નાના, મોટા, બળવાન, નિર્બળ, સારા, માઠા બધાએ તેનાથીજ પેદા થયા છે. સારા માણસ, નઠારા માણસ એ સર્વ તેનીજ માયા છે, તેનાજ ખેલ છે. જુઓને, વાડીમાં બધાં ઝાડ એક સરખાં હોય છે?

જ્યાંસુધી ઈશ્વરની પ્રાપ્તિ થઇ નથી ત્યાંસુધીજ આપણે જાણીએ છીએ કે આપણે સ્વાધીન છીએ. આવી ભ્રાંતિ તેણે ઇરાદાપૂર્વક આપણા મનમાં ઉત્પન્ન કરી છે. તેમ ન કરે તો દુનિયામાં પાપાચરણ વધી જાય; તેથીજ પાપનો ભય રહે છે અને પાપની શિક્ષા પણ મળે છે. જ્યાંસુધી ઈશ્વરનું દર્શન થયું હોતું નથી ત્યાંસુધી આ પાપ અને આ પુણ્ય એવું જ્ઞાન રહે છે; અને જ્યાંસુધી એ જ્ઞાન છે ત્યાંસુધી આપણી જવાબદારી પણ છે.

જેમણે ઈશ્વરનું દર્શન કર્યું છે તેમનો ભાવ કેવા પ્રકારનો હોય છે? હું યંત્ર છું અને તમે યંત્રને ચલાવનાર છો. હું ઘર છું અને તમે ઘરના માલેક છો. હું રથ છું અને તમે રથને ચલાવનાર છો. જેમ ચલાવશો તેમ ચાલીશ. જેમ બોલાવશો તેમ બોલીશ.

## સાધુસંગ અને અભ્યાસ

શ્રીરામકૃષ્ણ:—(વૈદ્યનાથને) વિવાદ કરવો ઠીક નથી. આપનો શો મત છે?

વૈદ્યનાથ:—જી, હા. વિવાદ કરવાથી એક બીજાના વિચાર જાણી શકાય છે.

શ્રીરામકૃષ્ણ:—થેન્ક યુ. (હસાહસ) તમને કદાચ તેમ થતું હશે. કોઇ માણસ લોકોને ઈશ્વર સંબંધી વાત કહેવા જશે તો લોકો તેનું કહેલું માનશેજ નહિ. કોઇ મહાત્મા કહેશે કે મેં ઈશ્વરનું દર્શન કર્યું છે તોપણ સાધારણ લોકોને તેના કહેવા

ઉપર વિશ્વાસ આવશેજ નહિ. તે તો ઉલટા એમ કહેશે કે તમે ઈશ્વરને જોયો છે ત્યારે અમને બતાવી દોને ! વૈદ લોકો નાડી પરીક્ષા કરે છે તે શું એક દિવસમાં શીખી જાય છે કે ? કોઇ વૈદની પાસે રહી લાંબા વખત સુધી અભ્યાસ કરો, ત્યારે કફની નાડી કેવી ચાલે, વાયુની કેવી ચાલે, પિત્તની કેવી ચાલે, એ બધું આવડી જાય. જેનો નાડી પરીક્ષા કરવાનો વ્યવસાય હોય એવાની પાસે રહીને શીખવું પડે. ( હસાહસ )

આ સુતર ફલાણા નંબરનું છે તે પારખતાં આપણને આવડે છે કે ? એ તો જે લોકો સુતરનો વેપાર કરતા હોય તેની દુકાને લાંબો વખત ઉમેદવારી કરો ત્યારે ચાલીસ નંબરનું સુતર કયું અને એકતાળીસ નંબરનું સુતર કયું તે પારખતાં આવડે.

## ભક્તોની સાથે સંકીર્તનાનંદ અને સમાધિ

હવે સંકીર્તનનો આરંભ થયો. ખોલ કરતાલ વાગવા લાગ્યાં, ભજનમંડળીએ પ્રથમ વગાડવાનું શરૂ કર્યું. હજી સંગીત શરૂ થયું ન હતું. ખોલનો મધુર અવાજ, ગૌરાંગ ભક્તોનું દર્શન અને તેઓ નામ સંકીર્તન કરવા અત્ર આવ્યા છે એટલાથીજ શ્રીરામકૃષ્ણજીના હૃદયમાં ભાવનું ઉદ્દીપન થયું, અને ભાવસમુદ્રમાં તેઓ ધીરે ધીરે મગ્ન થતા ગયા. વચમાં વચમાં દેવસેવાની ઓરડી તરફ નજર કરતા જાય અને કહેતા જાય કે, ' અહાહા ! મને રોમાંચ થાય છે ! '

ગાનારાઓએ પૂછયું કે કયાં પદ ગાઇએ ? શ્રીરામકૃષ્ણે નમ્રતાપૂર્વક કહ્યું કે, ' એકાદ શ્રી ગૌરાંગ સંબંધી પદ ગાઓ. '

કીર્તનનો હવે આરંભ થયો. ગૌરાંગનું સ્તવન ગવાયું અને પછી બીજાં પદ ગવાયાં.

શ્રીગૌરાંગના સૌન્દર્યનું વર્ણન થતું હતું. તેમના મુખને નિષ્કલંક, હાસ વૃદ્ધિ વગરના ચંદ્રની ઉપમા અપાતી હતી. આ વર્ણન સાંભળતાંજ પરમહંસજીને સમાધિ આવી ગઇ.

ગાયન આગળ ચાલતું ગયું. થોડી વાર પછી તેમની સમાધિનો ભંગ થયો. તે ભાવમાં ચકચૂર અવસ્થામાં એકાએક ઉભા થઈને શ્રીકૃષ્ણના રૂપનું વર્ણન કરતા ભજનીકો સાથે પ્રેમોન્મત્ત ગોપિકાની માફક નૃત્ય કરવા લાગ્યા. ભજનના સૂરમાં તેમણે પણ સૂર પૂર્યો:—

" હે સખિ ! દોષ કોનો ? તેના સૌન્દર્યનો કે મારા મનનો ?
હું બીજી કોઇપણ વસ્તુ જોવા જાઉં છું ત્યાં શ્યામમય ત્રિભુવનજ જોઉં છું."

પરમહંસજી નૃત્ય કરતા કરતા સૂર પૂરવા લાગ્યા. શિષ્યો સ્તબ્ધ બનીને આ સર્વ લીલા નિહાળતા હતા. ભજનીકોએ વળી ગાયું. ગોપીની ઉક્તિ:—

"હે વાંસળી! વાગતી ના! તને નિદ્રા નથી આવતી કે શું? ખરેખર તને નિદ્રા શેની આવે? તારી શય્યા તેના કરપલ્લવ ઉપર છે. તારો આહાર તેના મુખનું અમૃત છે અને તેની આંગળીઓ તારી સેવા કરે છે!"

હવે પરમહંસજી નીચે બેઠા. કીર્તન આગળ ચાલ્યું. રાધાની ઉક્તિઃ—

"નેત્ર ગયાં, કાન ગયા, નાસિકાની ઇન્દ્રિય પણ ગઇ. મારી સઘળી ઇન્દ્રિયો ચાલી ગઇ–હું એકલી શા માટે રહી હઇશ?"

છેવટે રાધાકૃષ્ણના મિલનનું ગીત ગવાયું.

"યુવતી માળા ગૂંથતી હતી, શ્યામને કંઠે પહેરાવીશ એવો તે વિચાર કરતી હતી, એવામાં ગુણનિધિ શ્રીકૃષ્ણ તેની સામે આવીને ઉભા રહ્યા."

"**યુગલ મિલન**–નિધુવનમાં શ્યામ અને વિનોદિની (રાધા) તન્મય થઈ ગયાં છે. બેઉના સાૈન્દર્યની ઉપમા અપાય એમ નથી; બેઉના સ્નેહને સીમા નથી. તેઓનાં વર્ણ આભૂષણ પણ એકમેક થઇ ગયાં છે. તેમના શરીરમાંથી કાંઇક સોનેરી રંગ અને કાંઇક નીલમણિનો રંગ નીકળે છે. ગળાના અરધા ભાગમાં વરમાળા છે અને અરધા ભાગમાં ગજમૌક્તિક છે. એક કાનમાં મકર કુંડળ છે અને બીજા કાનમાં રત્નનાં આભૂષણો છે. કપાળના એક ભાગ પર મોરપિંછ શોભી રહ્યું છે અને બીજા ભાગપર સુંદર વેણી છે." *



*પુરુષપ્રકૃતિની પૂર્ણ એકતાસૂચક આ કાવ્ય છે. બહારનાં અંગ અને આભૂષણની એકતાવડે તેમનું ગાઢ ઐક્ય ધ્વનિત થાય છે. એવી રીતે શિવપાર્વતીના મિલનસૂચક 'અર્ધનારીનટેશ્વર' ની મૂર્તિ પણ કલ્પેલી છે. એલીફન્ટાની ગુફાઓમાં તે અદ્યાપિ મોજૂદ છે.

ભા૦ ક૦



# खंड त्रेवीशमो

## હરિશ્ચંદ્રની કથા અને પરમહંસજીને ભાવસમાધિ



આજે વૈશાખ વદી બારશ અને ઇ० સ० ૧૮૮૩ ના જુન માસનો ૨ જી તારીખ છે, પરમહંસજી આજે કલકત્તે આવ્યા છે.

રામચંદ્ર વૈશાખમાસની પૂર્ણિમા–ફૂલદોલને દિવસે લગભગ દર વર્ષે તેમને અને તેમના શિષ્યોને નિમંત્રણ કરીને મહોત્સવ કરતા હતા. પોતાની કૉલેજના શિષ્યો જે તેને પોતાના સંતાન જેટલા પ્રિય હતા તેમને પણ તે નિમંત્રણ કરીને તે દિવસે આનંદ કરાવતા હતા.

આજે તેને ઘેર મહોત્સવ છે. પરમહંસજીને શ્રીમદ્ ભાગવત સંભળાવવાની રામે વ્યવસ્થા કરી છે. તેના ઘરનું આંગણું છે તો નાનું પણ તેમાં ઘણી કાળજીપૂર્વક ગોઠવણ કરી છે. વેદી બનાવી છે. તેની ઉપર કથાકાર બેઠા છે. રાજા હરિશ્ચંદ્રની કથા ચાલતી હતી એવામાં બળરામ અને અધરને ઘેર થઇને પરમહંસજી ત્યાં આવી પહોંચ્યા. રામચંદ્રે ઉભા થઇને તેમનો સત્કાર કર્યો; અને તેમની ચરણરજ માથે મૂકી. પછી વેદીની સામે તેમને માટે આગળથી નક્કી કરી રાખેલા આસન ઉપર તેમને બેસાડયા. શિષ્યો તેમની આસપાસ બેસી ગયા. માસ્તર તેમની પાસેજ બેઠા હતા.

હરિશ્ચંદ્રની કથા થવા લાગી. વિશ્વામિત્ર કહે; 'મહારાજ! તમે મને સમુદ્ર સહિત પૃથ્વીનું દાન કરી દીધું છે, માટે તેની અંદર હવે તમારે માટે સ્થાન નથી, માટે તમે કાશીમાં જઇને રહો; કેમકે તે મહાદેવનું સ્થાન છે; માટે ચાલો, હું તમને, તમારી પત્ની શૈબ્યાને તથા તમારા પુત્રને ત્યાં પહોંચાડી દઉં; ત્યાં જઇને તમે દક્ષિણા આપવાની તજવીજ કરજો. એમ કહી રાજાને તેડીને વિશ્વામિત્ર ઋષિ કાશી તરફ પ્રયાણ કરે છે. કાશીમાં પહોંચ્યા પછી બધા વિશ્વેશ્વરનાં દર્શન કરે છે.

વિશ્વેશ્વરનાં દર્શનની વાત કહેવાતાંજ પરમહંસજી ભાવાવિષ્ટ થઇ ગયા. 'શિવ શિવ' એવા શબ્દો અસ્પષ્ટપણે બોલવા લાગ્યા.

હવે રાજા હરિશ્ચંદ્ર દક્ષિણા આપી શક્યો નહિ, તેથી તેણે રાણી શૈબ્યાને વેચી દીધી. પુત્ર રોહિતાશ્વ પણ માતાની સાથે વેચાયો. શૈબ્યાના બ્રાહ્મણ શેઠની વાડીમાં પુષ્પ તોડતાં રોહિતાશ્વને સર્પદંશ થયો, એ કથા કથાકારે કહી. અંધકારમય કાળ-રાત્રિએ પુત્રનું મરણ થયું. તેના છેલ્લા સંસ્કાર કરવામાટે રાણી પાસે દ્રવ્ય ન હતું. તેનો વૃદ્ધ બ્રાહ્મણ શેઠ પથારીમાંથી ઉઠ્યો નહિ. બિચારી શૈબ્યા એકલી અંધારી રાતે પુત્રના મૃતદેહને ખભે મૂકીને સ્મશાનભૂમિમાં આવી પહોંચી. મેઘની ગર્જના અને વિજળીના ઝબકારા થતા હતા–કાળા અંધકારને ભેદીને કોઇ કોઇ વિજળી ક્રીડા કરતી હતી. ભયભીત થએલી, શોકાતુર શૈબ્યા સ્મશાનમાં હૈયાફાટ રુદન કરવા લાગી.

વિશ્વામિત્રને આપવાના દક્ષિણાના પૈસા સ્ત્રી અને પુત્રને વેચાતાં પણ પૂરેપૂરા ચૂકવાયા ન હોવાથી રાજા હરિશ્ચંદ્ર પોતે પણ વેચાયો હતો. તે હમણાં સ્મશાનમાં ચાંડાલ બનીને રહેતો હતો. પૈસા લઇને મુડદાંને અગ્નિદાહ કરાવી આપતો હતો. ત્યાં અનેક ચિતાઓના ભડકા ઉઠતા હતા. કેટલાંક શબ બળીને ભસ્મ થઇ ગયાં હતાં. અંધકારપૂર્ણ રાત્રિએ સ્મશાનની ભયંકરતા ઘણી વધી ગઇ હતી. ત્યાં શૈબ્યા રુદન કરતી હતી. તેના વિલાપ–ટળવળાટ સાંભળીને કોનું હૃદય વિદીર્ણ ન થાય ? કયું માનવ હૃદય ન પીગળે ? સઘળા શ્રોતાઓનાં મન દ્રવી ગયાં અને તેમનાં નેત્રમાં અશ્રુ ભરાઇ આવ્યાં.

પરમહંસજીની કેવી અવસ્થા હતી. તે સ્થિરપણે કથા શ્રવણ કરતા હતા--એકદમ સ્થિર થઇ ગયા હતા. માત્ર તેમની આંખોના ખૂણામાંથી અશ્રુનું એક બિન્દુ તરવરતું હતું, તે તેમણે હાથવડે લૂછી નાખ્યું. આ પ્રસંગે તેમણે અસ્થિર થઇને હાહાકાર કેમ નહિ કર્યો હશે ?

કથા આગળ ચાલી. વિશ્વામિત્ર ત્યાં આવી પહોંચે છે. રોહિતાશ્વને જીવતો કરે છે. સઘળા વિશ્વેશ્વરનાં દર્શન કરે છે અને હરિશ્ચંદ્ર પોતાના રાજ્યની પુનઃ પ્રાપ્તિ કરે છે એવું કહીને કથાકારે કથા સમાપ્ત કરી. પરમહંસજીએ વેદીની સામે બેસીને એકાગ્રચિત્તે આખર સુધી કથા સાંભળી. પછી તે પૂરી થતાં ત્યાંથી ઉઠીને બહારના ઓરડામાં જઇને બેઠા. તેમની ચારે બાજુએ શિષ્યો બેઠા હતા. કથાકાર પોતે પણ ત્યાંજ હતા. પરમહંસજીએ તેમને કહ્યું કે જરા ઉદ્ધવ–ગોપી સંવાદની કથા કરો.

## ગોપીપ્રેમનો પ્રસંગ અને પરમહંસજીને ભાવસમાધિ

કથાકારે કહ્યું:—જ્યારે ઉદ્ધવ વૃન્દાવન આવ્યા, ત્યારે ગોપગોપિકાઓ તેમનું દર્શન કરવાને અત્યંત વ્યાકુળ થઇને તેમની પાસે દોડી આવ્યાં. સઘળાંએ તેમને પૂછ્યું કે શ્રીકૃષ્ણની શી ખબર છે ? તે અમને યાદ કરે છે કે ભૂલી ગયા છે ? એમ કહીને કેટલાંક રડી પડ્યાં. કેટલાંક ઉદ્ધવને શ્રીકૃષ્ણની લીલાનાં અનેક સ્થાન બતાવવા તેડી

ગયાં. તેમણે કહ્યું; "આ ઠેકાણે કૃષ્ણે ગોવર્ધન પર્વત ઉંચકયો હતો, આ ઠેકાણે ધેનુકાસુરનો વધ કર્યો હતો, આ ઠેકાણે શકટાસુરનો વધ કર્યો હતો, આ ખેતરમાં તે ગાયો ચરાવતા હતા, આ યમુનાના રેતાળ કિનારાપર તે વિહાર કરતા હતા, આ ઠેકાણે ગોવાળીઆઓની સાથે રમતા હતા, આ કુંજોમાં ગોપીઓની સાથે આલાપ કરતા હતા." ઉદ્ધવે કહ્યું; 'તમે લોકો કૃષ્ણને માટે આટલા બધા વ્યાકુળ શામાટે થાઓ છો? તે સાક્ષાત્ ભગવાન્ છે. સર્વભૂતમાત્રમાં રહેલા છે. તેના સિવાય જગત્માં બીજું કાંઇ છેજ નહિ.' ગોપીઓ કહે; 'અમે એ બધું સમજતાં નથી. અમે તમારી પેઠે ભણેલાં નથી. અમે તો અમારી સાથે વૃન્દાવનમાં રહેનાર કૃષ્ણનેજ ઓળખીએ છીએ. તે અહીં નાના પ્રકારની ક્રીડા કરી ગયા છે.' ઉદ્ધવ કહે; 'તે સાક્ષાત્ ભગવાન્ છે, તેનું ધ્યાન કરવાથી આ સંસારમાં ફરી આવવું પડતુંજ નથી. જીવ મુક્તદશા પ્રાપ્ત કરે છે.' ગોપીઓ કહે; 'અમે મુક્તિ, ધ્યાન એમાંનું કાંઇ સમજતાં નથી. અમે તો અમારા પ્રાણવલ્લભ કૃષ્ણનેજ માગીએ છીએ.' 'નંદનંદન નગદી નાણું, પ્રગટ દષ્ટે પેખીએ; જોગ ચિઠ્ઠી ચોપડો, તેને અમો ઉવેખીએ.' (દયારામ)

પરમહંસજી આ વાત એકાગ્ર ચિત્તે શ્રવણ કરતાં કરતાં એકદમ ભાવમાં ચકચૂર થઇ ગયા, તેમણે કહ્યું; 'ગોપીઓ કહે છે તે બરાબર છે.' એમ કહી પોતાના મધુર કંઠથી નીચેના ભાવનું કીર્તન ગાવા લાગ્યા:—

"હું જેટલો શુદ્ધ ભક્તિ આપવાને આતુર છું તેટલો મુક્તિ આપવાને આતુર નથી. જે મારી ભક્તિ કરે છે, તે ગમે તે હશે તોપણ ત્રણે લોકમાં તેનો જયજ છે.

હે ચંન્દ્રાવલી! સાંભળ, હું તને ભક્તિનો મહિમા કહું છું. મુક્તિ તો ઘણાને મળે છે પણ ભક્તિ તો વિરલા પુરુષોનેજ મળે છે. ભક્તિને લીધે તો હું પાતાળમાં બળિ રાજાને બારણે પ્રતિહારી થઇને ઉભો રહું છું.

શુદ્ધ ભક્તિ એકલા વૃન્દાવનમાંજ છે. ગોપગોપીઓ સિવાય બીજા કોઇ શુદ્ધ ભક્તિ કરી જાણતાજ નથી. ભક્તિને લીધેજ હું નંદને ઘેર રહ્યો છું અને તેને પિતા માનીને તેની આજ્ઞા માન્ય કરૂં છું."

શ્રીરામકૃષ્ણ:—( કથાકારને ) ગોપીઓની ભક્તિ શુદ્ધ પ્રેમભક્તિ છે; અવ્યભિચારિણી ભક્તિ છે; નિષ્ઠા ભક્તિ છે. વ્યભિચારિણી ભક્તિ કોને કહેવાય તે જાણો છો? મિશ્રિત ભક્તિને વ્યભિચારી ભક્તિ કહે છે; જેમકે કૃષ્ણજ સર્વ રૂપ ધારણ કરે છે. તે પરબ્રહ્મ છે, તે રામ છે, તે શિવ છે, તે શક્તિ છે. શુદ્ધ પ્રેમભક્તિમાં પણ જ્ઞાન ન જોઇએ. દ્વારિકામાં હનુમાનજી આવીને કહેવા લાગ્યા કે મારે સીતારામનાં દર્શન કરવાં છે. ભગવાને રુકિમણીને કહ્યું કે; તમે સીતા થઇ જાઓ, નહિ તો હનુમાનને સંતોષ થશે નહિ. જ્યારે પાંડવોએ રાજસૂયયજ્ઞ કર્યો હતો ત્યારે બધા રાજાઓએ યુધિષ્ઠિરને સિંહાસનપર બેસાડયા અને તેને નમન કર્યું. વિભીષણે કહ્યું કે;

હું તો એકલા નારાયણનેજ પ્રણામ કરું છું. બીજા કોઇને માથું નમાવતો નથી. ત્યારે ભગવાને પોતે યુધિષ્ઠિરને સાષ્ટાંગ પ્રણામ કર્યા. તે જોઇને પછી વિભીષણે રાજમુકુટ સુદ્ધાં યુધિષ્ઠિરને પ્રણામ કર્યા.

તમે શુદ્ધ ભક્તિનો અર્થ સમજ્યા? ઘરમાં વહુ છે તે બધાંની સેવા કરે છે ખરી—દીએર, જેઠ, સસરો, ધણી બધાની સેવા કરે છે, પગ ધોવાને પાણી આપે છે, લૂછવાને રૂમાલ આણી આપે છે; છતાં ખરો પ્રેમ સંબંધ તો એકલા ધણીની સાથેજ હોય છે.

આ પ્રેમભક્તિમાં બે મુખ્ય બાબતો હોય છે—અહંતા અને મમતા. યશોદા વિચાર કરે છે કે કૃષ્ણની હું સંભાળ નહિ લઉં તો બીજું કોણ લેશે? રખે તેના શરીરને અસુખ થાય! કૃષ્ણ ભગવાન્ છે એવો વિચાર યશોદાના મનમાં કદિ આવતોજ નહિ. બીજી બાબત મમતા છે. 'મારો કૃષ્ણ' એવું જ્ઞાન. ઉદ્ધવે યશોદાને કહ્યું; 'મા! તમારો કૃષ્ણ સાક્ષાત્ ભગવાન્ છે; તે જગત્ ચિન્તામણિ છે. તે સાધારણ બાળક નથી.' યશોદા કહે; 'એ તારા ચિન્તામણિની વાત તું જાણે, હું તો તને મારા ગોપાળની ખબર પૂછું છું. એ ચિન્તામણિ ન હોય; એ તો મારો ગોપાળ!'

ગોપીઓની કેવી નિષ્ઠા હતી? તેઓ કૃષ્ણવિરહથી વ્યાકુળ થઇને મથુરા ગઇ. ચોપદારને અત્યંત કાલાવાલા કરીને રાજસભામાં ગઇ. સિપાઇ તેમને કૃષ્ણની પાસે લઇ ગયો; પણ શ્રીકૃષ્ણને માથે પાઘડી જોઇને તેઓ નીચું જોઇને ઉભી રહી. તેઓ એકબીજીને કહેવા લાગી. 'આ પાઘડીવાળો કોણ છે? એની સાથે વાત કરીએ તો આપણે દ્વિચારિણી કહેવાઇએ! આપણો કૃષ્ણ તો માથે પીળો ફેંટો બાંધતો અને મોરનાં પીછાં ખોસતો. એવો ગોપવેશધારી કૃષ્ણ તો અમારો પ્રાણવલ્લભ છે. આ તો કોઇ રાજવેશધારી છે. એનું અમારે કામ નથી.'

જોયું? એમની કેવી નિષ્ઠા હતી? વૃન્દાવનની ભક્તિજ અલૌકિક છે. મથુરા અને દ્વારિકામાં કૃષ્ણનું પૂજન તો થાય છે, પણ ત્યાં રાધા નથી. શુદ્ધ, નિષ્કામ, અહૈતુકી ભક્તિ નથી.

---

## જ્ઞાનભક્તિ અને પ્રેમભક્તિ

એક શિષ્ય.—કયી ભક્તિ સારી? જ્ઞાનમિશ્રિત ભક્તિ કે પ્રેમભક્તિ?

શ્રીરામકૃષ્ણઃ—ઈશ્વર ઉપર અત્યંત પ્રેમ થયા વગર પ્રેમભક્તિ થઇ શકતીજ નથી. ઈશ્વર 'મારો' છે એવું જ્ઞાન થતુંજ નથી. એક દૃષ્ટાંત સાંભળો. બે ભાઇઓ વનમાં થઇને જતા હશે; એવામાં ત્યાં એક વાઘ આવી પહોંચ્યો. એક ભાઇ કહે, 'અરેરે! આપણે નક્કી માર્યા જવાના!' બીજો કહે, 'શાને માર્યા જઇશું? ઉભો રહેની, હમણાં ઈશ્વરને બોલાવું છું.' પેલો કહે, 'ના, ના. ઈશ્વરને શામાટે પરિશ્રમ

આપવો ? આપણું લાગ્યું આપણે ભોગવી લઇશું. ચાલ, પેલા ઝાડપર ચડી જઇએ ?'

જેણે કહ્યું કે આપણે માર્યા જવાના તેને એમ ખબર નથી કે ઈશ્વર રક્ષણ કરનાર છે. જે કહે છે કે હમણાં ઇશ્વરને બોલાવું છું તે માણુસ જ્ઞાની છે. તે જાણે છે કે ઇશ્વર સૃષ્ટિ, સ્થિતિ અને પ્રલય કરે છે; પણ પેલો ભાઇ જે કહે છે કે આપણે શામાટે ઇશ્વરને પરિશ્રમ આપવો જોઇએ ? ચાલ, ઝાડપર ચડી જઇએ; તેના હૃદયમાં ઇશ્વર પ્રતિ પ્રેમ ઉત્પન્ન થયો છે. પ્રેમનો એવો સ્વભાવજ છે કે પ્રેમી માણસ પોતાને મોટો માને છે અને પ્રેમપાત્રને પોતાનાથી નાનો માને છે. રખેને તેને કષ્ટ થાય તેની તેને ઘણી ફિકર રહે છે. તેને તો મનમાં એટલીજ ઇચ્છા રહે છે કે પોતાની પ્રેમમૂર્તિને જરા પણ કષ્ટ ન થાય; પગમાં કાંટો સરખો ન વાગે.

આ પ્રમાણે પરમહંસજીએ ગોપીઓની નિષ્ઠા અને પ્રેમભક્તિનું સ્વરૂપ સમજાવ્યું. પછી રામચંદ્ર તેમને તથા બીજા ભક્તોને ઉપર તેડી ગયા અને નાના પ્રકારનાં ભોજન જમાડયાં, પરમહંસજીએ તથા તેમના શિષ્યોએ આનંદપૂર્વક પ્રસાદ ગ્રહણ કર્યો.





# खंड चोवीशमो

## પરમહંસજીએ મધરાતસુધી કરેલું સ્તવનકીર્તન




આજે વૈશાખ વદ ચતુર્દશી છે. સાવિત્રી ચતુર્દશી કહેવાય છે. પરમહંસજી દક્ષિણેશ્વરના કાલિકામંદિરમાં પોતાના ઓરડામાં બેઠા છે. શિષ્યો તેમનાં દર્શન કરવા આવી પહોંચ્યા છે. ઈ૦ સ૦ ૧૮૮૩ ના જૂન માસની ચોથી તારીખ ને સોમવાર છે.

પહેલે દિવસે રવિવાર હોવાથી માસ્તર આવી ગયા હતા. તે દિવસે કાત્યાયનીનું પૂજન હતું. પરમહંસજી પ્રેમાવિષ્ટ થઇને નાટ્યમંદિરમાં માતાજીની સામે ઉભા રહીને નીચલું બંગાળી કીર્તન ગાવા લાગ્યા.

તુમિ સ્વર્ગ, તુમિ મર્ત્ય મા, તુમિ સે પાતાલા.
તોમા હતે હરિ બ્રહ્મા દ્વાદશ ગોપાલ,
દશ મહાવિદ્યા માતા દશ અવતાર,
એવાર કોનરૂપે આमाय કરિતે હબે પાર.

મા ! તુંજ સ્વર્ગ છે; તુંજ મર્ત્યલોક છે; તુંજ પાતાલ છે. બ્રહ્મા દ્વાદશ ગોપાલ તારામાંથીજ પ્રગટ થયા છે. દશ મહાવિદ્યા અને દશ અવતાર એ સર્વ તારીજ વિભૂતિ છે. હે મા ! હમણાં કયે સ્વરૂપે તું મારો ઉદ્ધાર કરીશ ?

આ પ્રમાણે પરમહંસજી ગાતા જાય અને માની સાથે વાતો કરતા જાય. તે પ્રેમમાં તદ્દન ચકચૂર થઇ ગયા હતા. આ અવસ્થામાં તે પોતાના ઓરડામાં આવીને એક ખુરશીપર આવીને બેઠા. તે દિવસે મધરાતસુધી તેમણે નિરંતર માના નામનું કીર્તન કર્યા કર્યું.

સોમવારે સવારે બળરામ અને બીજા કેટલાક શિષ્યો આવી પહોંચ્યા. કાત્યાયનીના પૂજનને બહાને કેટલાક ગૃહસ્થો પણ પોતાનાં બૈરાંછોકરાં સાથે આવ્યા હતા.

સાંજના છ વાગ્યાનો સમય થયો હતો. પરમહંસજી હસતે મોઢે ગંગા કિનારા ઉપર પડતા ગોળ ઓટલા ઉપર બેઠા હતા. પાસે માસ્તર હતા. રમતમાં ને રમતમાં તેમણે રાખાલનું માથું પોતાના ખોળામાં મૂક્યું હતું. તે એ પ્રમાણે તેમના ખોળામાં માથું મૂકીને સૂઇ ગયો હતો. આજ કેટલાક દિવસ થયાં તે રાખાલને સાક્ષાત્ ગોપાલ

તરીકે ગણુતા હતા.

સામેથી ત્રૈલોક્ય બાબુ મા કાલીનાં દર્શન કરવા આવે છે. એક નોકર તેના ઉપર છત્રી ધરીને ચાલે છે. પરમહંસજી રાખાલને કહે; " અરે ! ઉઠ ! ઉઠ ! "

પરમહંસજી બેસી રહ્યા છે, ત્રૈલોક્ય નમસ્કાર કરે છે.

શ્રીરામકૃષ્ણ:—( ત્રૈલોક્યને ) કેમ ભાઇ કાલે [1] યાત્રા થઇ નહિ ?

ત્રૈલોક્ય:—નાજી, જોઇએ તેવી સગવડ ન હતી.

શ્રીરામકૃષ્ણ:—સગવડ જેવી હોય તેવી પણ કરવાનું હોય તે કરીજ નાખવું. જુઓ, બીજે કોઇ દિવસે આવી જાતનું કામ થઇ શકતું નથી. જે થયું તે થયું પણ હવેથી એવું ન કરતા. શુભ રિવાજ ચાલ્યો આવે છે તેને બરાબર અમલમાં મૂકવો જોઇએ.

ત્રૈલોક્ય આનો યોગ્ય ઉત્તર આપીને ત્યાંથી જતા રહ્યા.

થોડીવાર પછી વિષ્ણુમંદિરનો પુરોહિત રામ ચાટુય્ય ત્યાં આવી પહોંચ્યો. પરમહંસજી તેને કહે; " રામ ! મેં હમણાં ત્રૈલોક્યને કહ્યું કે યાત્રા થઇ નહિ એ ઠીક ન કર્યું. હવેથી એવું ન કરતા. મેં એ ઠીક કહ્યું ને !"

રામ:—બરાબર છે. આપે જે કહ્યું તે યોગ્યજ કહ્યું છે. નિયમ છે તે પ્રમાણે પાલન થવું તો જોઇએ.

શ્રીરામકૃષ્ણ:—( બળરામને ) અરે ! આજે તમે અહીંજ જમજો.

જમવા બેસતા પહેલાં થોડો વખત અગાઉ પોતાની અવસ્થાની કેટલીક હકીકત તેમણે શિષ્યોને કહી. રાખાલ, બળરામ, માસ્તર, રામલાલ અને બીજા પણ બે શિષ્યો હાજર હતા.

## મનુષ્યમાં ઇશ્વરનું દર્શન

શ્રીરામકૃષ્ણ:—( શિષ્યોને ) હાજરા મને શિખામણ આપતો કે તમે છોકરાઓ માટે આટલી કાળજી કેમ રાખો છો ? હું ગાડી કરીને બળરામને ઘેર જતો હતો ત્યાં રસ્તામાં હું મોટા વિચારમાં પડયો. મેં કહ્યું; ' મા ! હાજરા કહે છે કે નરેન્દ્ર અને બીજા છોકરાઓમાટે તમે શામાટે આટલી ચિંતા કરો છો ? ' આ વાત બોલતાં બોલતાં તો મને માએ સમજાવી દીધું કે મેંજ મનુષ્યનું રૂપ ધારણ કર્યું છે. મેં ચોકખો માનો પ્રકાશ જોયો. મનુષ્યમાત્રમાં મેં તેને જોઇ. આ દર્શન કરતાં મને સમાધિ આવી ગઈ. જ્યારે સમાધિ ઉતરી ત્યારે હાજરા ઉપર મેં ઘણો ક્રોધ કર્યો અને કહ્યું; ' સાળા ! મારૂં મન ભ્રષ્ટ થાય એવી તું મને સલાહ આપતો

[1] યાત્રા—એક પ્રકારનાં ધાર્મિક નાટક જે પડદા અને સીનસીનેરી વગર ભજવાય છે.

હતો ! ' પછી મને વિચાર આવ્યો કે એ બિચારાનો શો દોષ ? એ જેવું જાણે તેવું કહે.

## નરેન્દ્ર સાથેની પહેલી મુલાકાત વખતની હકીકત

શ્રીરામકૃષ્ણ:—હું એને ઓળખું છું. એ સાક્ષાત્ નારાયણસ્વરૂપ છે. જ્યારે નરેન્દ્રને મેં સૌથી પહેલી વાર જોયો ત્યારે મને લાગ્યું કે મારામાં દેહબુદ્ધિજ રહી ન હતી. તેની છાતીએ હાથ મૂકતાંજ હું બાહ્યજ્ઞાનશૂન્ય થઈ ગયો. જ્યારે મને શુદ્ધિ આવી ત્યારે હું બોલી ઉઠ્યો કે; ' અરે ! આ મારી શી દશા કરી ? જાણે એ મારો માબાપ ન હોય ! ' યદુ મલ્લિકને ઘેર પણ મને એવુંજ થઈ આવ્યું હતું. પછી તેને જોવામાટે મારા ચિત્તની એટલી બધી વ્યાકુળતા થઈ ગઈ કે જાણે મારૂં હૈયું ઉછળી ઉછળી જાય. તે વખતે મેં ભોળાનાથને કહ્યું; ' અરે ! આ મારા મનને આવું કેમ થતું હશે ? નરેન્દ્ર કોણ ? એક કાયસ્થનો છોકરો; તેને માટે મારૂં હૃદય શામાટે આટલું બધું ખેંચાતું હશે ? ' ભોળાનાથે કહ્યું, ' મહાભારતમાંથી એનો ખુલાસો મળી આવે છે. જ્યારે સમાધિસ્થ લોકોનું મન નીચી ભૂમિકામાં આવે છે, ત્યારે તેઓ સત્ત્વગુણી લોકોની સાથે વિલાસ કરે છે. સત્ત્વગુણી માણસોને જોઇને તેમનું હૃદય શીતળ થાય છે ' આ વાત સાંભળીને મારા મનને શાંતિ થઇ. વચમાં વચમાં નરેન્દ્રને જોવાની ઇચ્છા થતાં મારી આંખમાં આંસુ આવી જતાં.

## પરમહંસજી પોતાની હકીકત કહે છે

શ્રીરામકૃષ્ણ:—ઓહો ! મારી કેવી અવસ્થા થઇ હતી ? જ્યારે સૌથી પહેલી વાર [૧] એવી અવસ્થા થઇ હતી ત્યારે રાત દિવસ કેમ જતા તેની કશી ખબર રહેતી નહિ. બધા કહેતા કે હું ગાંડો થઈ ગયો છું. એ ઉપરથી બધાએ મળીને મને પરણાવી દીધો. ખરેખર ! મારી ઉન્માદ અવસ્થાજ હતી. મને વિચાર આવતો કે મારી સ્ત્રી પણ મારી પેઠેજ ખાશે અને રહેશે; એક વાર હું મારા સસરાને ઘેર ગયો હતો; ત્યાં પણ હું ખૂબ સંકીર્તન કરતો; વળી વારંવાર વિચાર આવતો કે મારૂં શું થશે ? માને કહેતો કે, ' મા ! મારા તાલુકાનો જમીનદાર જો મારો સત્કાર કરે તો હું આ વાતને સત્ય માનું.' તેઓ પણ મારી પાસે આવીને વાતો કરવા લાગ્યા.

આહા ! મારી તે વખતે કેવી અવસ્થા થઈ હતી ? સાધારણ બનાવથી, છેક સામાન્ય દૃશ્ય જોઇને પણ મારા મનમાં ભાવનું ઉદ્દીપન થઈ આવતું. મેં એકવાર સુંદર સ્ત્રીનું પૂજન કર્યું હતું. ચૌદ વર્ષની સર્વાંગ સુંદર બાળા ! જોયું તો સાક્ષાત્ જગદંબા ! મેં તેનું પૂજન કરીને પ્રણામ કર્યા.

૧ પ્રેમોન્માદની અવસ્થા—ભક્તિની આઠ અવસ્થા પૈકી સાતમી અવસ્થા. ભા૦ ૬૦

એક વાર રામલીલા જોવા ગયો હતો; જોયું તો મેં ત્યાં સાક્ષાત્ રામ, લક્ષ્મણ, સીતા, હનુમાન, વિભીષણને ખેલ કરતા જોયા. જેમણે આ પાત્રોના વેશ લીધા હતા તેમનું મેં પૂજન કર્યું.

એક વાર મેં કુંવારી કન્યાનું પૂજન કર્યું હતું; મેં તેના શરીરમાં માનું દર્શન કર્યું.

એક દિવસ મેં [1] બકુલ ટોલામાં જોયું તો ભૂરી સાડી પહેરીને એક સ્ત્રી ઉભી હતી; તે વેશ્યા હતી; ચડપ લઇને મને એકદમ સીતાનું ઉદ્દીપન થઈ આવ્યું; તે સ્ત્રીને હું ભૂલીજ ગયો; જાણે તે અદૃશ્ય થઇ હોય અને તેને ઠેકાણે જોઉં તો સાક્ષાત્ સીતાજી, લંકાથી છૂટીને રામની પાસે જતાં હોય ! હું ઘણી વારસુધી બેશુદ્ધ બનીને સમાધિ અવસ્થામાં પડી રહ્યો.

એક વાર હું કિલ્લાના મેદાનમાં ફરતો હતો; ત્યાં બલૂન ઉડવાનું હતું તેથી લોકોની ભીડ થઈ હતી. એકાએક મારી નજર એક સાહેબના છોકરા ઉપર પડી. તે એક ઝાડને અઢિંગીને ઉભો હતો; બસ, તેને જોતાંજ મને શ્રીકૃષ્ણનું ઉદ્દીપન થઇ આવ્યું. જાણે તે ત્રિભંગ બનીને ન ઉભા હોય તેવું મને દર્શન થયું. એકદમ સમાધિ આવી ગઈ.

શિઉડ ગામમાં મેં ગોવાળીઆઓને જમાડયા; મેં તેમને મારે હાથે પીરસ્યું; મેં જોયું તો તેઓ વ્રજનાજ ગોપ લોકો હતા; તેઓને જમતાં જે વધ્યું હતું તે હું ખાઈ ગયો.

લગભગ બધો વખત હું બેભાન અવસ્થામાંજ રહેતો; સેજો બાબુ (મથુરબાબુ, રાસમણિના જમાઈ) મને જાન બજારવાળા પોતાના ઘરમાં લઇ ગયા અને ત્યાં થોડો વખત રાખ્યો. મેં જોયું તો હું પુરુષ મટીને માની દાસીજ બની ગયો હતો. ઘરના બૈરાંની હું અદબ રાખતો નહિ. તેઓ મારાથી પણ શરમાતાં નહિ. નાનાં છોકરાંને અથવા છોકરીને જોઇ કોઈ સ્ત્રી શરમાતી નથી તેમ મારાથી પણ કોઇ શરમાય નહિ. સેજો બાબુની છોકરીને તેના વરની પાસે સુવડાવવા પણ હું જતો હતો.

હમણાં પણ મને પહેલાંની માફક ઉદ્દીપન થઇ આવે છે; આ રાખાલ જપ કરતાં કરતાં ફક્ત બડબડે છે, મારી વૃત્તિ સ્થિર રહી શકતી નથી; હું ઘણી વાર બેહોશ થઈ જાઉં છું, મને એકદમ તેનું ઉદ્દીપન થઈ આવે છે અને બેશુદ્ધ થઈ જાઉં છું.

[2] પછી પરમહંસજી પોતાના સ્ત્રી વેશની વાત કહેવા લાગ્યા; તેમણે કહ્યું કે

---

[1] કલકત્તાનો એક લત્તો.

[2] પોતે પુરુષ છે એ ભાવનું તદ્દન વિસ્મરણ થાય અને સ્ત્રીને જોયાથી કામનું ઉદ્દીપન ન થાય તેટલા માટે રામકૃષ્ણ ઘણીવાર સ્ત્રીનો પોશાક પહેરીને ફરતા, અને તેમ કરીને

મેં કીર્તન કરનાર અને તેની સ્ત્રીના હાવભાવ બરાબર જોઇ લીધા, અને પછી મેં સ્ત્રીનો પાઠ ભજવી બતાવ્યો. તે કહે કે 'તમને બરાબર આવડે છે. તમને એ શી રીતે આવડી ગયું ?' એમ કહીને પરમહંસજીએ ઉભા થઈને તે કીર્તન કરનારની સ્ત્રીના ચાળા કરી બતાવ્યા. તે જોઇને બધા ખડખડ હસી પડયા.

## ગુરુકૃપા અને સાધના

જમ્યા પછી પરમહંસજી જરા આરામ લેવાને સૂતા હતા. તેમની નિદ્રા ગાઢ ન હતી. કાંઇક આંખમાં ઘેન હતું. એવામાં શ્રીયુત મણિલાલ મલ્લિકે આવીને તેમને પ્રણામ કર્યા અને પાસે બેઠા.

પરમહંસજી હજી સૂતેલાજ હતા, મણિલાલે એક પછી એક વાત કહેવા માંડી. પરમહંસજી અરધા ઉંઘતા અને અરધા જાગતા પડી રહ્યા હતા. મણિલાલને જવાબ પણ આપતા હતા.

મણિલાલ:—શિવનાથ નિત્યગોપાળનાં બહુ વખાણ કરે છે. કહે છે કે તેની અવસ્થા ઘણી સારી છે.

પરમહંસજી હજી પણ સૂતાજ હતા. આંખમાં જરા ઉંઘ હતી. તેમણે પૂછયું:— "હાજરાને વિષે તે શું કહે છે ?"

હવે તે ઉઠીને બેઠા થયા અને મણિલાલને ભવનાથની ભક્તિની વાત કરવા લાગ્યા. તેમણે કહ્યું, 'અહા ! ભવનાથનો કેવો ભાવ છે ? ભજન ગવાય ન ગવાય એટલામાં તો તેની આંખમાં પાણી આવી જાય છે. હરીશને જોતાં પણ એને ભાવનું ઉદ્દીપન થઈ આવે છે. તે કહે છે કે એની પણ ઘણી સારી અવસ્થા છે. હરીશ ઘેરથી કોઇ કોઇવાર અહીં આવે છે ખરો.'

પરમહંસજીએ માસ્તરને પૂછયું કે: "શુદ્ધ ભક્તિનું કારણ શું ? ભવનાથ તથા બીજા કેટલાક છોકરાઓને ભક્તિનું ઉદ્દીપન શાથી થાય છે ?" માસ્તરે કશો ઉત્તર આપ્યો નહિ.

શ્રીરામકૃષ્ણ:—શું સમજ્યા ? મનુષ્યો દેખાય છે એક સરખાં પણ અંદરની પ્રકૃતિ જૂદા જૂદા પ્રકારની હોય છે. જુઓને ઘારી દેખાય છે એક સરખી પણ કોઇની અંદર માવો હોય છે તો કોઇની અંદર દાળનું પૂરણ હોય છે. બહારનું ઘઉંનું પડ એક સરખું. ઈશ્વરને ઓળખવાની ઇચ્છા, તેના ઉપર પ્રેમભક્તિ એ માવો છે.

શ્રીરામકૃષ્ણ:—( માસ્તરને ) પણ કેટલાક મનમાં એમ સમજે છે કે આપણને જ્ઞાન કે ભક્તિ એમાંનું કશુંય થવાનું નથી. આપણે બદ્ધજીવ છીએ; પણ એક વાર

પોતાના મન ઉપર ઠસાવતા કે હું પુરુષ નહિ પણ સ્ત્રી છું. તેવીજ રીતે અભિમાનનો નાશ કરવાને તેમણે ઘણીવાર ભંગીનાં સંડાસ પોતાને હાથે સાફ કર્યા હતાં. ભા૦ ક૦

ગુરુની કૃપા થયા પછી કશો ભય નથી. એક વાર એક બકરાના ટોળાપર એક વાઘણે હુમલો કર્યો; પણ કુદકો મારતાં તેને પ્રસવ થઇ ગયો. વાઘણ તો મરી ગઇ, પણ તેનું બચ્ચું બકરાંઓની સાથે ઉછરીને મોટું થયું. બકરાં ઘાસ ખાય અને વાઘનું બચ્ચું પણ ઘાસ ખાય. બકરાં બેં બેં કરે અને તેની સાથે પેલું પણ બેં બેં કરે. એમ કરતાં કરતાં તે ખૂબ મોટું થયું. એક દિવસ તે બકરાના ટોળા ઉપર એક બીજા વાઘે હુમલો કર્યો. પોતાનાજ જેવા એક વાઘને ઘાસ ખાતો જોઇને તે બહુ ચકિત થઇ ગયો. તેણે એક કુદકો મારીને તે વાઘને પકડયો. તે બિચારો બકરાની પેઠે બેં બેં કરવા લાગ્યો. પેલો ખરેખરો વાઘ તેને પકડીને એક પાણીના વહેળા આગળ લઈ ગયો, અને કહ્યું કે આ પાણીમાં તારૂં મોઢું જો. તું મારા જેવો વાઘ છે કે નહિ? તું વાઘ થઇને ઘાસ ખાય, લે આ માંસ; આ તારો ખોરાક છે. એમ કહીને તે પેલા બકરો બનેલા વાઘને જોરજુલમથી માંસ ખવડાવવા લાગ્યો, પણ પેલો ખાય નહિ અને બેં બેં કર્યા કરે; પણ જરાક લોહીનો સ્વાદ લાગવાથી તેણે માંસ ખાધું. નવા આવનાર વાઘે કહ્યું કે જે હું છું તેજ તું છે. ( **तत्त्वमसि** ) ચાલ, મારી સાથે જંગલમાં.

માટે ગુરુની કૃપા થયા પછી કશો ભય નથી. તમે કોણ છો, તમારૂં ખરૂં સ્વરૂપ કેવું છે તે ગુરુ બતાવી દેશે.

શ્રીરામકૃષ્ણઃ—સાધન કેમ કરવું તે ગુરુ બતાવી દે છે કે આમ આમ કરવું. પછી શું સત્ છે અને શું અસત્ છે તે શિષ્ય પોતેજ જાણી શકે છે. ઇશ્વરજ સત્ય છે અને સંસાર અસત્ય છે.

એક વખત એવું બન્યું કે એક માછી કોઇ ગૃહસ્થની વાડીમાં તળાવ હશે તેની અંદર જાળ નાખીને માછલી ચોરી જવા પેઠો. પેલા ગૃહસ્થને ખબર પડી ગઇ એટલે તેણે પોતાનાં માણસોને મોકલીને વાડીમાંથી બહાર નીકળવાના રસ્તા ઉપર સખત પહેરો બેસાડાવ્યો. પછી મશાલ સળગાવીને ચોરને શોધવામાટે વાડીમાં પેઠો. માછીને પણ આ વાતની ખબર પડી ગઇ હતી, તેથી તેણે શરીરે રાખોડો ચોળીને બાવાનો વેશ લીધો અને એક વાડ નીચે ગુપચુપ બેસી ગયો. પેલા શેઠે અને તેનાં માણસોએ ચોરને ખૂબ શોધ્યો પણ કોઇ ઠેકાણે પત્તો લાગ્યો નહિ. માત્ર શરીરે ભસ્મ ચોળીને ઝાડ નીચે ધ્યાનસ્થ થઇને બેઠેલા એક સાધુને તેમણે જોયો. બીજે દિવસે સવારે ગામમાં વાત ચાલી કે અમુક બાબુની વાડીમાં એક મહાત્મા પધાર્યા છે. લોકો તો દર્શન કરવા આવવા લાગ્યા. કોઇ ફૂલ લાવે, કોઇ ફળ લાવે, કોઇ મિઠાઇ લાવે અને મહારાજને સાષ્ટાંગ પ્રણામ કરે. પૈસાનો પણ એકાદ નાનો સરખો ઢગલો થઇ ગયો. આ જોઇને પેલો માછી વિચાર કરવા લાગ્યો કે આ કેવું અજાયબ જેવું છે? હું ખરેખરો સાધુ તો છુંજ નહિ; માત્ર મેં સાધુનો વેશ લીધો છે તોપણ લોકો મારી

આટલી બધી સેવા કરે છે ત્યારે જો હું ખરેખરો સાધુજ થાઉં તો જરૂર મને ઈશ્વરની પ્રાપ્તિ થાય.

જોયું ! કપટ સાધનાથી તેના હૃદયમાં ચૈતન્યનો ઉદય થયો ત્યારે ખરેખરી, સાચી દિલની સાધનાથી શું ન થાય ? શું સત્ય છે અને શું અસત્ય છે તે બધું તેને સમજાઇ ગયું. ઈશ્વરજ સત્ય છે અને સંસાર અનિત્ય છે એ વાતનો તેને સાક્ષાત્કાર થઇ ગયો.

આ વાત સાંભળીને એક શિષ્યને વિચાર આવ્યો કે ખરેખર ! સંસાર અસત્યજ છે ? માછીએ તો સંસારનો ત્યાગ કર્યો પણ આપણે શું કરવું ? આપણે તો સંસારી છીએ. આપણાથી ત્યાગ થાય એમ નથી. ત્યારે આપણું શું થશે ? શું આપણે પણ સંસારનો ત્યાગજ કરવો પડશે ?

પરમહંસજી રામકૃષ્ણ ખરેખર અહૈતુક કૃપાસિંધુ છે. તેમણે તરતજ કહ્યું:—

ધારો કે કોઇ એક કારકુનને કેદની સજા થઇ અને તે જેલમાં ગયો; પણ જ્યારે તે જેલમાંથી છૂટો થશે ત્યારે શું તે રસ્તામાં થેઇથેઇ કરીને નાચવાનો કે ? નહિ, તે તો પાછો કારકુનીજ કરવાનો. તેમ જેને ગુરુની કૃપાથી જ્ઞાન પ્રાપ્ત થાય છે તે જીવન્મુક્ત થઇને સંસારનાં નાના પ્રકારનાં કાર્ય કરે છે.

આ વચનથી પરમહંસજીએ સંસારી લોકોને અભયદાન આપ્યું.

## સાકારને માનો કે નિરાકારને, પણ દૃઢ શ્રદ્ધા તો જોઇએજ

મણિલાલ:—( શ્રીરામકૃષ્ણને ) આહ્નિક કર્મ કરતી વખતે ઈશ્વરનું શરીરના કયા ભાગમાં ધ્યાન કરવું ?

શ્રીરામકૃષ્ણ:—ઈશ્વરનું ધ્યાન કરવાનું ઉત્તમ સ્થાન હૃદય છે. હૃદયમાં ઈશ્વરની ધારણા કરવી.

મણિલાલ બ્રહ્મજ્ઞાની અને નિરાકારવાદી છે. પરમહંસજી તેને સંબોધીને કહેવા લાગ્યા:—

કબીર કહે છે કે સાકાર મારી માતા છે અને નિરાકાર મારો પિતા છે. હું કોને વંદું અને કોની નિંદા કરૂં ? બેઉ પલ્લાં સરખાં ભારે છે.

હલધારી દિવસે સાકારવાદી થાય છે અને રાત્રે નિરાકારવાદી થાય છે; માટે જેમાં તમારી શ્રદ્ધા બેસતી હોય તેમાં તમારી શ્રદ્ધાને દૃઢ કરો. દૃઢ વિશ્વાસ થયો એટલે બસ. મરજી પડે તો સાકાર ઈશ્વરને માનો, મરજી પડે તો નિરાકારને માનો; માત્ર જરૂરનું એટલું છે કે ગમે તે સ્વરૂપમાં પણ તમારી દૃઢશ્રદ્ધા અને ભક્તિ જોઇએ.

શંભુ મલ્લિક પગે ચાલીને બાગબજારમાંથી પોતાને વાડી બંગલે જાય છે. કેટલાક લોક કહે કે આટલો લાંબો માર્ગ છે તોપણ ગાડી કેમ નહિ કરતા હોય ? રસ્તામાં

કોઇ વાર અડચણ કે મુશીબત પડશે તો ? આ ટીકા સાંભળીને શંભુને બહુ ક્રોધ ચડયો. તે કહે; 'તેનું નામ લીધા પછી મુશીબત કેવી ?'

શ્રદ્ધાથીજ બધું થાય છે. હું કહું છું કે અમુક માણસને આજે જોવા પામું તો આ વાતને સાચી માનું; અને થાય છે પણ તેમજ. એક વાર મને વિચાર આવ્યો કે અમુક ખજાનચી મારી સાથે વાત કરે. હું જેની ઇચ્છા કરૂં છું તે બધું મળી જાય છે.

હવે માસ્તર અંગ્રેજી ન્યાયશાસ્ત્ર શીખ્યા છે. સવારમાં આવેલાં સ્વપ્ન ઘણી વાર સાચાં પડે છે. એ એક પ્રકારનો વહેમ છે, એમ માસ્તર માને છે. સવારના સ્વપ્નમાં અને તે પ્રમાણે બનતા બનાવમાં કાર્ય કારણનો સંબંધ નથી; તેથી તેણે પરમહંસજીને પ્રશ્ન કર્યો.

માસ્તરઃ—( શ્રીરામકૃષ્ણને ) જી, મહારાજ ! કેટલાક બનાવ આપણા ધાર્યા મુજબ બનતા નથી તેનું શું કારણ હશે ?

શ્રીરામકૃષ્ણઃ—નહિ, તે વખતે બધુંએ મળતું આવે છે અને ધાર્યા પ્રમાણેજ થાય છે. તે વખતે ( સવારમાં ) તેનું નામ લો અને શ્રદ્ધા રાખો તો બધુંએ ધાર્યા પ્રમાણે થાય. ( મણિલાલને ) શું સમજ્યા ? પરંતુ સરળ અને ઉદાર હૃદયના થયા સિવાય એટલી શ્રદ્ધા ઉત્પન્ન થઇ શકેજ નહિ.

## સ્ત્રીના સ્પર્શથી પરમહંસદેવને વીંછીના જેવી પીડા થવી

એટલામાં સાંજ પડી. દાસીએ આવીને ઘરમાં ધૂપ કર્યો. મણિલાલ અને બીજા કેટલાક હવે ચાલ્યા ગયા હતા. માત્ર બેએક જણ બેઠા હતા. ઓરડામાં પૂર્ણ શાંતિ હતી. ધૂપની સુવાસ આવતી હતી. પરમહંસજી નાના ખાટલા ઉપર બેઠા હતા. બેઠા બેઠા માનું ધ્યાન કરતા હતા. માસ્તર પાટ ઉપર બેઠા હતા. રાખાલ પણ ત્યાં હતો.

થોડા વખત પછી × × × બાબુની દાસી નામે ભગવતી ત્યાં આવી અને પરમહંસજીને તેણે દૂરથી પ્રણામ કર્યા. પરમહંસજીએ તેને બેસવાને કહ્યું. તે જૂની નોકર હતી. ઘણાં વરસથી તે × × × બાબુને ઘેર રહેતી હતી. પરમહંસજી તેને ઘણો વખત થયાં ઓળખે છે. જુવાનીમાં તેનું વર્તન સારૂં ન હતું; તોપણ રામકૃષ્ણજી દયાના સાગર અને પતિતપાવન હોઇ તેની સાથે ઘણી જૂની જૂની વાતો કરવા લાગ્યા.

શ્રીરામકૃષ્ણઃ— હવે તો તું ઘરડી થવા આવી. પૈસા પણ તેં ઠીક એકઠા કર્યા છે. કાંઇ સાધુ વૈષ્ણવોને જમાડયા ખરા કે નહિ ?

ભગવતીઃ—( જરા હસીને ) તે હું મારે મોઢે શી રીતે કહું ?

શ્રીરામકૃષ્ણઃ—કાશી, વૃન્દાવન બધે યાત્રા કરી આવીને ?

ભગવતીઃ—(જરા સંકોચ સાથે) હું મારે મોઢે શી રીતે કહું ? મેં એક ઘાટ

બંધાવી આપ્યો છે. તેના એક પત્થર ઉપર મારૂં નામ કોતરાવ્યું છે.

શ્રીરામકૃષ્ણ:—સાચી વાત કહે છે?

ભગવતી:—હા, મારૂં નામ કોતરાવ્યું છે. 'શ્રીમતી ભગવતી દાસી' એ પ્રમાણે.

શ્રીરામકૃષ્ણ:—(જરા હસીને) વાહ, બહુ સારૂં કર્યું.

આ વાત ચાલતી હતી તેવામાં ભગવતીએ હિંમત ચલાવીને પરમહંસજીને પગે હાથ અડકાડીને પ્રણામ કર્યા.

*એકાએક વીંછીનો ડંખ લાગે ને જેમ કોઇ ચમકી ઉઠે અને આકુળવ્યાકુળ થઇ જાય તેમ ભગવતીનો સ્પર્શ થતાંજ અજબ રીતે આકુળવ્યાકુળ થઇને 'ગોવિંદ' 'ગોવિંદ' નામોચ્ચાર કરતા કરતા એકદમ સફાળા ઉભા થઇ ગયા. ઓરડાના એક ખૂણામાં એક ગોળીમાં ગંગાજળ હતું–હજી પણ રહે છે, ત્યાં પરમહંસજી હાંફતા હાંફતા ગયા. તેમને એટલી વેદના થતી હતી કે જે ઠેકાણે દાસીએ સ્પર્શ કર્યો હતો તે ઠેકાણે ગંગાજળ લગાડયું અને તેવડે તેટલો ભાગ તેમણે ધોઇ નાખ્યો.

બેએક શિષ્યો જેઓ તે ઓરડામાં બેઠા હતા તેઓ આ બનાવ જોઇને સ્તબ્ધ થઇ ગયા. દાસી પણ પસ્તાઇ ગઇ અને મરવા જેવી થઇ ગઇ.

દયાસિંધુ પતિતપાવન રામકૃષ્ણજીએ પછી તેને કરુણા અને પ્રેમપૂર્ણ મધુરસ્વરે કહ્યું; 'તારે એમને એમ પ્રણામ કરવા હો !' આટલું કહીને તે પોતાના આસન ઉપર આવીને બેઠા અને દાસીને આ બનાવ ભૂલાવી નાખવાનો યત્ન કરવા લાગ્યા. તેમણે કહ્યું; 'સાંભળ એક ભજન ગાઉં.+'એમ કહીને તેમણે નીચેનું બંગાળી ભજન ગાવા માંડયું.

આપનાતે આપનિ થેકો મન જે ઉનાકો કારો ધરે;
જા ચાબિ તાઇ બસે પાબિ, ખોજો નિજ અંતઃપુરે.
પરમ ધન એઇ પારશમણિ જા ચાબિ તાઇ દિતે પારે;
કત મણિ પડે આછે આમાર ચિંતામણિર નાચ દુયારે.

"હે મન ! તું તારા પોતામાંજ મશગુલ રહેજે. બીજે ઠેકાણે ભટકીશ નહિ. તું તારા પોતાનાજ અંતઃપુરમાં શોધ કરજે. ત્યાંથી તારે જે જોઇશે તે મળી આવશે. તારી પાસે સ્પર્શમણિરૂપી પરમ ધન છે. તું જે માગીશ તે તને મેળવી આપશે. મારા ચિન્તામણિના દિવાનખાનામાં અનંત રત્નો પડેલાં છે."

---

* રામકૃષ્ણજીને સ્ત્રી કે ધાતુનો સ્પર્શ થતાં વીંછી કરડે તેવી વેદના થતી.

+આ વખતે તેમણે ત્રણ ભજન ગાયાં હતાં. જેમાંનાં બે અગાઉ આવી ગએલાં હોવાથી અત્રે પુનરૂક્તિ કરી નથી.



# खंड पचीशमो

## પરમહંસદેવ પોતાની હકીકત કહે છે




જે ઇ૦ સ૦ ૧૮૮૩ ના જુન માસની પાંચમી તારીખ, અમાવાસ્યાને મંગળવાર છે. પરમહંસજી દક્ષિણેશ્વરના કાલીમંદિરમાં બેઠા છે. રવિવારે તેમની પાસે ઘણા લોકો આવે છે. આજે મંગળવાર હોવાથી ઝાઝા માણસો આવ્યા નથી. રાખાલ તેમની પાસે છે. હાજરા પણ આવેલો છે. તેણે પરમહંસજીના ઘરની સામેના ઓટલા ઉપર પોતાનું આસન કર્યું છે.

બપોરે જમીને પરવાર્યા પછી પરમહંસજી પોતાના પ્રેમોન્માદની હકીકત કહેતા બેઠા હતા.

શ્રીરામકૃષ્ણ:—(માસ્તરને) મારી કેવી અવસ્થા થઇ જતી હતી! મારાથી અહીં (કાલીમંદિરસુધી) અવાતું નહિ. કોઇ વાર વરાહનગર, કોઇ વાર દક્ષિણેશ્વર, કોઇ વાર એંડેદ્ય જઇને ગમે તે બ્રાહ્મણને ઘેર પડી રહેતો. જાઉં તે પણ કવેળાજ જાઉં. જઇને બેસતો. મોઢેથી કશું બોલી શકાયજ નહિ. ઘરનાં માણસો કાંઇ પૂછતાં તો હું એટલુંજ કહી શકતો કે, 'હું અહીં ખાઇશ.' બસ, બીજું કાંઇ બોલાયજ નહિ. કોઇ વાર આલમબજારમાં જઇને રામ ચાટુય્યને ઘેર ખાતો. કોઇવાર દક્ષિણેશ્વર જઇને સાવર્ણ ચૌધુરીને ઘેર ખાતો. તેને ઘેર ખાતો ખરો પણ ઠીક લાગતું નહિ. એવી તો માછલીની ગંધ આવે!

એક દિવસ મને એવોજ વિચાર આવ્યો કે બસ આજે દેવેન્દ્રનાથ× ઠાકુરને ઘેર જાઉં. મેં સેજો બાબુને વાત કરી કે દેવેન્દ્રનાથ મોટા ઇશ્વરભક્ત છે. તેમને જોવાની મને ઇચ્છા થઇ છે. મને લઇ જશો? સેજો બાબુ કહે; 'એ તો ઘણા અભિમાની માણસ છે. એવા મોટા માણસને ઘેર જવાય?' એમ કહીને તે જરા આઘાપાછા થવા લાગ્યા. ત્યાર પછી થોડી વારે કહે;—ઠીક, હું લઇ જઇશ. હું અને દેવેન્દ્ર

× મહર્ષિ દેવેન્દ્રનાથ ટાગોર તે જગવિખ્યાત કવિ રવીન્દ્રનાથના પિતા. રામકૃષ્ણજી અને દેવેન્દ્રનાથના સમાગમની હકીકત આગળ આપેલી છે.

-સાથે ભણતા હતા. ચાલો બાબા, લઇ જાઉં.

એક દિવસ મારા સાંભળવામાં આવ્યું કે બાગબજારની પોળની પાસે દીન મુખરજી કરીને એક ઘણોજ સાધુ પ્રકૃતિનો માણસ રહે છે. વળી તે ભક્ત પણ છે. મેં સેજો બાબુને પકડયા અને કહ્યું કે મારે દીન મુખરજીને ઘેર જવું છે. સેજો બાબુ શું કરે ? ગાડીમાં બેસાડીને લઇ ગયા. તેનું ઘર નાનું હતું. તે વખતે વળી એક ભભકાબંધ ગાડીમાં બેસીને કોઇ મોટા માણસ આવી ચડયા. તે પણ જરા સંકોચાયો. હું પણ સંકોચાયો. વળી તે દિવસે ઘરધણીના છોકરાને જનોઇ દેવાનો પ્રસંગ હતો. હવે મારે બેસવું કયાં ? હું પાસેના ઓરડામાં જવા લાગ્યો પણ ત્યાં સ્ત્રીઓ બેઠી હતી એટલે મેં તો કહ્યું અહીં તો હું નહિ બેસું. હું ઘણો ગુંચવાઇ ગયો. પાછા ફરતાં સેજો બાબુ કહે; ' બાબા, તમારી વાત હવે હું નહિ સાંભળું. ' હું હસવા લાગ્યો.

મારી કેવી અવસ્થા થઇ ગઇ હતી ! એક વાર કુમારસિંહે સાધુઓને જમાડયા હતા. મને પણ નિમંત્રણ હતું. મેં ત્યાં જઇને જોયું તો ઘણા સાધુ ભેગા થયા હતા. હું ત્યાં બેઠો એટલે મને કેટલાક સાધુ પૂછવા લાગ્યા કે તમે 'ગિરી' છો કે 'પુરી' ? * જે મને એવો સવાલ પૂછે તેની પાસેથી ખસીને આઘો બેસું ? મને વિચાર આવ્યો કે આ લોકોને આવી પૂછપરછ કરવાની જરૂરજ શી ? સાધુ થયા તોપણ હજી ભેદાભેદ રહ્યો ! ત્યાર પછી થોડી વારે પંગત થઇ અને અમે બધા જમવા બેઠા. કોઇ કાંઇ બોલ્યું નહિ એટલે હું તો ખાવા લાગ્યો; એટલે મેં સાંભળ્યું કે -સાધુઓ અંદર અંદર મારા વિષે પૂછતા હતા કે, 'અરે આ ! કોણ છે હેં ?'

---

## એકવાર તેનું દર્શન કરો એટલે બધુંએ સમજાઈ જશે

સાંજના પાંચ વાગવા આવ્યા હતા. પરમહંસજી ઓટલાના પગથીઆ ઉપર બેઠા હતા. રાખાલ, હાજરા અને માસ્તર પાસે બેઠા હતા.

હાજરા **સોઽહમ્** મંત્રનું ચિંતન કરતો હતો.

શ્રીરામકૃષ્ણ:—(હાજરાને) હાં, એ બધોએ ગોટાળો મટી જશે. માત્ર એકવાર તેનો સાક્ષાત્કાર કરો એટલે બધુએ સમજાઇ જશે. તેજ આસ્તિક અને તેજ નાસ્તિક છે, તેજ શુભ અને તેજ અશુભ છે, તેજ સત્ અને તેજ અસત્ છે. તેના સિવાય બીજું કાંઇ છેજ નહિ. એક વાર ઉંઘમાંથી જાગી ઉઠો એટલે તમને માલુમ પડશે કે એ સર્વ અવસ્થાઓ તેનીજ છે છતાં પણ તે સર્વ અવસ્થાઓથી પર છે.

---

*ગિરિ, પુરી, ભારતી, અરણ્ય, આશ્રમ, વન, સરસ્વતી, તીર્થ, સાગર, પર્વત એ દશ પ્રકારની અટકો દશનામી સંન્યાસીઓની હોય છે.

## સ્વપ્ન જેટલું સત્ય, તેટલુંજ જાગૃત સત્ય

એક ખેડુતને મોટી ઉમ્મરે છોકરો થયો. છોકરાનું ખૂબ જતન કરે અને લાડ લડાવે. એમ કરતાં કરતાં તે મોટો થયો. એક દિવસ તે ખેડુત પોતાના ખેતરમાં કામ કરતો હશે એવામાં કોઇએ આવીને કહ્યું કે તમારો છોકરો ઘણો માંદો થઇ ગયો છે. ઘડી તાલ છે. તે ઘેર આવ્યો અને જુએ છે તો છોકરો મરી ગએલો. તેની વહુ ઘણું રડે, કકળે; પણ પેલા ખેડુતની આંખમાં જરાએ આંસુ નહિ. તેની વહુ પાડોશીઓને કહેવા લાગી કે જુઓ તો ખરા, એમનું હૈયું કેવું કઠણ છે! આવો રતન જેવો છોકરો મરી ગયો પણ એમને કશું થતું નથી. આંખમાં આંસુએ નથી આવતું. થોડા વખત પછી તે ખેડુતે પોતાની સ્ત્રીને કહ્યું; 'હું કેમ રડતો નથી તેનું કારણ જાણે છે? મને ગઇ કાલે સ્વપ્ન આવ્યું હતું કે જાણે હું એક રાજા થએલો અને મને સાત છોકરા હતા. છોકરા કેવા રૂપાળા! પછી તે બધા મોટા થયા. ખૂબ ભણીગણીને હુશીયાર થયા. એટલામાં હું જાગી ઉઠયો અને મારા સાતે છોકરા જતા રહ્યા. હવે તું મને કહે હું તારા એક છોકરાનો શોક કરૂં કે પેલા સાતનો?' જ્ઞાનીને મન સ્વપ્ન જેટલું સત્ય છે તેટલીજ જાગ્રત્ અવસ્થા પણ સત્ય છે. મતલબ કે બેઉ સ્વપ્નવત્ અને અસત્ય છે.

ઈશ્વરજ કર્તા છે; તેનીજ ઇચ્છા પ્રમાણે બધું બન્યા કરે છે.

## ઇશ્વરદર્શન થયા પછી શરીર રહે તોએ શું ને ન રહે તોએ શું?

હાજરા:—પણ બોજો ઘણો સખત તો. ભૂકૈલાસવાળા સાધુને લોકોએ કેટલું કષ્ટ આપ્યું હતું. લગભગ અધમૂઓ કરી નાખ્યો હતો. થયું એમ કે તે સાધુને સમાધિ આવી ગઇ હતી. થોડીવાર તેને માટીમાં દાટી રાખ્યો; થોડીવાર પાણીમાં ડૂબાડી રાખ્યો; તેને શરીરે ડામ દીધા. આટલું આટલું કષ્ટ આપ્યું ત્યારે તેને જરા ચેતન આવ્યું; પણ આટલું બધું દુઃખ સહન કર્યા પછી દેહ તો તેનો છૂટીજ ગયો. લોકોએ બિચારાને દુઃખ પણ દીધું અને ઇશ્વરની ઇચ્છાથી મરી પણ ગયો.

શ્રીરામકૃષ્ણ:—જેનાં જેવાં કર્મ તેવાં તેને ફળ મળે; પણ ખરૂં જોતાં ઈશ્વરની ઇચ્છાથીજ તે સાધુનો દેહ છુટી ગયો. તમે જાણો છો. વૈદ્ય લોકો શીશીની અંદર મકરધ્વજ (એક જાતની દવા) તૈયાર કરે છે. તે શીશીની ચારે બાજુએ માટીનો લેપ કરે છે અને પછી તેની આસપાસ ભઠ્ઠી કરે છે. શીશીમાં બીજી દવાઓના ભેગું થોડું સોનું પણ મૂકેલું હોય છે, તે તાપને લીધે તેની સાથે મૂકેલી પાંચ વસ્તુઓની જોડે મળીને એકમેક થઇ જાય છે; પછી વૈદ્ય લોકો તે શીશીને ભઠ્ઠીમાંથી કહાડીને ધીરેથી

ભાંગી નાખે છે. માત્ર અંદરનો મકરધ્વજ રહેવા દે છે. મકરધ્વજ તૈયાર થયા પછી શીશી આખી રહે તોએ શું અને ન રહે તોએ શું? માત્ર શીશીની જરૂર મકરધ્વજ તૈયાર કરવા પૂરતી છે. તેમ લોક કહેશે કે સાધુ મરી ગયો; પણ તેની અંદરની વસ્તુ તૈયાર થઇ ચૂકી હશે તો? ઇશ્વરપ્રાપ્તિ થયા પછી આ શરીર સચવાયું તોએ શું અને ન સચવાયું તોએ શું?

× × × × ×

કોઇવાર જોઉં છું તો શરીરની અંદર કીડીની માફક વાયુ ચાલતો હોય છે તો કોઇવાર સડસડાટ ચાલે છે. વાંદરો જેમ એક ડાળથી બીજી ડાળપર કુદકા મારે તેમ શરીરમાં વાયુ ચાલે છે. કોઇવાર માછલીની ગતિથી ચાલે છે. એ વાત એવી છે કે જેને અનુભવ થયો હોય તે જાણે. જગત્ ભૂલ ખાય છે. જ્યારે મારૂં મન એકાદ ભૂમિકા નીચે આવે છે ત્યારે હું માને કહું છું કે; 'મા! મને સારો કરો. મારે સારા થવું છે. મા! મને તમારી સાથે વાતો કરવાની ઇચ્છા છે.'

## ગુરુશિષ્યનો સંવાદ–પરમહંસજી પોતાની હકીકત કહે છે

સાંજ પડવા આવી છે. મંદિરોમાં આરતી થાય છે. દ્વાદશ શિવમંદિર, રાધાકાંતનું મંદિર અને ભવતારિણીના મંદિરમાં શંખ, ઘંટા વગેરે મંગલવાદ્યો વાગી રહ્યાં છે. આરતી થઇ રહ્યા પછી થોડીવારે પરમહંસજી પોતાના ઓરડામાંથી બહાર આવીને દક્ષિણ તરફના ઓટલા ઉપર આવીને બેઠા. ચારે દિશાએ ઘોર અંધકાર હતો. માત્ર મંદિરોમાં ઠેકાણે ઠેકાણે દીવા બળતા હતા. ભાગીરથીના વક્ષ:સ્થળ ઉપર રાત્રિની શ્યામતા પથરાઇ હતી. અમાવાસ્યા હોવાથી કુદરતી રીતે પરમહંસજી ભાવાવિષ્ટ હતા; આજે એમનો ભાવ વિશેષ ગાઢ થયો હતો. તેમના મુખમાંથી વારંવાર પ્રણવમંત્ર અને માના નામના ઉચ્ચાર નીકળતા હતા. ઉનાળો હોવાથી ઘરમાં ઘણી ગરમી લાગતી હતી, તેથી તે ઓટલા ઉપર બેઠા હતા. એક શિષ્યે તેમને મછલંદમાં બનેલી શેતરંજી ભેટ કરી હતી; તે ઓટલા ઉપર બિછાવી હતી. પરમહંસજી આખો દિવસ ને રાત માનું ચિંતન કરતા હતા. સૂતા સૂતા મણિની સાથે ઘુસપુસ ઘુસપુસ વાતો કરતા હતા.

શ્રીરામકૃષ્ણ:—જુઓ ઇશ્વરનું દર્શન થઇ શકે છે. અમુકને ઇશ્વરનું દર્શન થયું છે એ વાત કોઇને કહેવાની જરૂર નથી. તમને તો નિરાકાર સ્વરૂપજ પસંદજ છેને?

મણિલાલ:—જી હા, હાલતો મને નિરાકાર ઇશ્વરની ઉપાસના ગમે છે; પણ કોઇ કોઇવાર એમ લાગે છે કે તે સાકાર પણ થાય છે ખરો.

શ્રીરામકૃષ્ણ:—જુઓ મને બેલઘોરવાળા મતિશીલના હોજ આગળ ગાડીમાં બેસાડીને લઇ જશો? તે હોજ આગળ જઇને મૂઠી ભરીને ધાણી હોજમાં નાખશો તો તે ખાવાને સંખ્યાબંધ માછલીઓ આવી પડશે. અહા! ત્યાં માછલીઓ કેવી

ગમ્મત કરે છે! જોવાની ખૂબ મજાહ પડે છે, જાણે સચ્ચિદાનંદ સાગરમાં આત્મારૂપી માછલી ક્રીડા કરતી હોય એવા ભાવનું તમને ત્યાં ઉદ્દીપન થશે. એજ પ્રમાણે ઉત્તમ સ્થાનમાં ઉભા રહેતાં પણ ઇશ્વિરીય ભાવનું ઉદ્દીપન થાય છે.

મારે કઠોર સાધન કરવું પડયું હતું. બેલતલામાં મેં કેટલું સાધનભજન કર્યું હતું. 'મા ! દર્શન દો ! મા ! દર્શન દો !' એવું આક્રન્દ કરતો હું ઝાડ નીચે પડી રહેતો. આંખમાંથી એટલાં આંસુ પડે કે તેનાથી શરીર ભીંજાઇ જાય.

મણિલાલ:—આપને જ્યારે આટઆટલાં સાધન કરવાં પડયાં ત્યારે સાધારણ લોકોથી થોડીવારમાં સિદ્ધિ પ્રાપ્ત થાય કે ? ઘરની ચારે બાજુએ અમસ્થી આંગળી ફેરવીએ એટલે કાંઇ ભીંત ચણાઇ જાય ?

શ્રીરામકૃષ્ણ:—(હસીને) બધાને તેટલોજ શ્રમ લેવાની જરૂર પડતી નથી. એક માણસ મહેનત કરીને દેવતા પાડે પણ દશ જણ તેનો લાભ લઇ શકે............

વળી જુઓ, હું તમને કહી રાખું છું કે જ્યારે તમો અહીં આવો ત્યારે મારે માટે કાંઇ લેતા આવવું. મારાથી કોઇ ( અનધિકારી ) ની પાસે માગી શકાતું નથી; કેમકે તેમ કરવાથી (તેનું) મિથ્યાભિમાન વધે છે. મેં અધરસેનને પણ કહી રાખ્યું છે કે આવો ત્યારે મારે સારૂ એકાદ પૈસાનું કંઇક લેતા આવવું. ભવનાથને પણ કહું છું કે આવે ત્યારે એક પૈસાનાં પાન લેતો આવજે.÷ કેમ ? ભવનાથની ભક્તિ તમને કેવી લાગે છે? નરેન્દ્ર અને ભવનાથ–એ બેની એવી મજેની જોડ છે કે જાણે સ્ત્રીપુરુષ ! ભવનાથ નરેન્દ્રનું અનુસરણ કરે છે. નરેન્દ્રને પોતાને ખર્ચે ગાડીમાં બેસાડીને લાવે છે. તેને માટે ખાવાનું પણ લાવે છે, એ ઘણું સારૂં છે.

જ્ઞાનીનો જે માર્ગ છે તે વિચારપ્રધાનમાર્ગ છે, કોઇ કોઇ વાર વિચાર કરતાં કરતાં નાસ્તિક ભાવ પણ તેનામાં આવી જાય છે, પણ તેથી કાંઇ ડરવા જેવું નથી. મનમાં ઈશ્વિરને ઓળખવાની પ્રબળ ઇચ્છા હોય તો નાસ્તિકભાવ આવ્યા છતાં પણ ઇશ્વિરનું ચિંતન છુટી જતું નથી. જેના બાપદાદા ખેતી કરતા આવ્યા છે તે અનેક વર્ષસુધી ખેતરમાં કાંઇપણ ન પાકે તોપણ ખેતીજ કરવાનો. કોઇ પણ હિંદુ લાંબો વખત નાસ્તિક રહી શકેજ નહિ. કારણ કે તેના પૂર્વજો ઇશ્વિરનો સાક્ષાત્કાર કરી ગયા છે.

પરમહંસજી તકીઆ ઉપર માથું રાખીને સૂતા સૂતા વાતો કરતા હતા. વચમાં કોઇ કોઈ વાર મણિલાલને કહેતા હતા કે આજે મારા પગમાં કળતર થાય છે. જરા તમારા હાથવડે દાબો તો. મણિલાલ આ અહેતુક કૃપાસિંધુ ગુરુદેવના પાદપદ્મની સેવા કરવાની સાથે સાથે તેમના ઉપદેશામૃતનો પણ લાભ મેળવી રહ્યો છે. અહોભાગ્ય !

---

÷ કૃષ્ણ ભગવાને સુદામાના તાંદુલ તેના હિતને માટે માગીને તો શું પણ ખુંચવીને લીધા હતા; પ્રભુની પેઠે પ્રભુના જનોની કળા પણ અકળ છે. સંપાદક.



# खंड छवीशमो

## ઇશ્વરમાં મન રાખીને સંસારનાં કામ થવાં કઠિન છે



આજે *દશહરાનો તહેવાર હતો. ઇ૦ સ૦ ૧૮૮૨ ના જુન માસની ૧૫ મી તારીખ અને જ્યેષ્ઠ સુદિ દશમ ને શનિવાર હતો. પરમહંસજીના શિષ્યો તેમનું દર્શન કરવાને આજે દક્ષિણેશ્વરના કાલિકામંદિરમાં એકત્ર થયા હતા. અધર અને માસ્તર પણ આવ્યા હતા. તેમને દશહરાની રજા હતી.

રાખાલનો પિતા તથા તેના પિતાનો સસરો બેઉ આવ્યા હતા. રાખાલના પિતાએ બીજી વાર લગ્ન કર્યું છે. તેના સસરાએ પરમહંસજીનું નામ ઘણા વખતથી સાંભળ્યું હતું. તે સાધક છે તેથી તે તેમનાં દર્શન કરવાને આવ્યો છે.

પરમહંસજી જમીને એક નાના સરખા ખાટલા ઉપર બેઠા હતા. શિષ્યો એક પાટ ઉપર બેઠા હતા. પરમહંસજી રાખાલના પિતાના સસરાને ધારી ધારીને જોતા હતા. તેણે તેમને પ્રશ્ન કર્યો કે; " મહારાજ ! ગૃહસ્થાશ્રમમાં રહીને પણ ઈશ્વર-પ્રાપ્તિ થઇ શકે કે નહિ ?"

શ્રીરામકૃષ્ણ:—(હસીને)ના શામાટે થાય ? કાદવમાંની માછલીની માફક સંસારમાં રહેવું જોઇએ. એ માછલી હમેશાં કાદવમાંજ રહે છે છતાં તેના શરીરમાં લેશ માત્ર પણ કાદવ ચોંટતો નથી; અથવા તો વ્યભિચારિણી સ્ત્રીની પેઠે સંસારમાં રહો. તે ઘરનું બધું કામકાજ કરે છે; ધણીની મરજી સાચવે છે પણ તેનું ચિત્ત તો તેના પ્રિયતમમાંજ હોય છે. તેમ ઈશ્વરમાંજ મન પરોવેલું રાખીને સંસારનાં કામ કર્યા કરો, પણ તેમ થવું બહુ મુસ્કેલ છે. હું બ્રહ્મજ્ઞાનીઓને કહું છું કે; જે ઘરમાં ખાટું અથાણું અને પાણીની ગોળી છે તેજ ઘરમાં તાવવાળો દરદી સૂતો છે, હવે એનો રોગ તે શી રીતે મટે ? અથાણું ખાય અને તરસ લાગે એટલે ઉપરથી પાણી ઢીંચે; એ માણુસ કેવી રીતે સાજો થાય ? જુઓને અથાણાની વાત કરતામાંજ આપણા

---

* આ 'દશહરા'નો તહેવાર આશ્વિનમાં પળાતા 'દશરા'ના તહેવાર કરતાં જૂદો છે અને તે જ્યેષ્ઠ સુદિ દશમને દિવસે ગંગાના જન્મોત્સવ નિમિત્ત પળાય છે. ગંગાજી દશ પાપને હરનાર હોવાથી આ તહેવારને 'દશહરા' કહે છે.

મોંમાં પાણી આવે છે. પુરુષને માટે સ્ત્રી ખાટા અથાણા બરોબર છે, અને વિષય તૃષ્ણારૂપી તાવ તો તેને લાગુ પડેલોજ છે. એનો છેડોજ નથી. જેમ જેમ વિષયસુખ ભોગવો તેમ તેમ તૃષ્ણા વધતી જાય. તાવવાળો માણસ કહેશે કે મને એક લોટો પાણી આપો. જેમ પાણી પીએ તેમ તેમ વધારે વધારે દાહ છૂટે. આ રીતે રોગી સારો થાયજ નહિ. એને તો અથાણાથી દૂરજ રાખવો જોઇએ. સંસારમાં અનેક પ્રકારની જંજાળ હોય છે. 'આમ જઇએ તો સાવરણીનો માર પડે; આમ જઇએ તો ઉપરથી જોડા વાગે; આમ જઇએ તો વળી બીજા કશાનો માર પડે.' ચારે બાજુએથી ઉપાધિ વળગે અને ચિત્ત અસ્થિર અને અસ્વસ્થ થઇ જાય. એકાંતમાં ગયા સિવાય ઈશ્વરનું ચિંતન થઇ શકેજ નહિ. દાગીના બનાવવામાટે સોનું ગાળતી વખતે જો સોની વારે વારે બૂમો પાડયા કરે તો સોનાનો રસ થાય ખરો કે? એ તો મોંમાં ભૂંગળી લઇને એક ચિત્તે ફૂંક ઉપર ફૂંક માર્યા કરે ત્યારેજ સોનું ઓગળે. ડાંગર ખાંડવી હોય ત્યારે પણ વાતો કરતાં કરતાં બરાબર ખંડાય નહિ. એકલાં બેસીનેજ ખાંડવી પડે. ખાંડતાં ખાંડતાં વખતોવખત ચોખા હાથમાં લઇને જોવા જોઇએ કે બરાબર સાફ થયા કે નહિ? તેમ સાધકે વખતોવખત આત્મનિરીક્ષણ પણ કરવું જોઇએ.

## તીવ્ર વૈરાગ્ય ઉપજે એટલે જાણો કે કામ થઈ ગયું—એક વાર પ્રભુદર્શન કરો અને પછી ભલેને સંસારમાં રહો

એક શિષ્યઃ—મહારાજ! ત્યારે હવે અમારે માટે ઉપાય શો?

શ્રીરામકૃષ્ણઃ—ઉપાય તો છેજ. તમને તીવ્ર વૈરાગ્ય ઉત્પન્ન થાય એટલે જાણવું કે હવે કામ થઇ ગયું. તમને જે જે મિથ્યા લાગે તેનો હઠપૂર્વક એકદમ ત્યાગ કરી દો. મને એક વાર ભારે મુંઝવણ થતી હતી ત્યારે મને ગંગાપ્રસાદસેનને ઘેર લઇ ગયા હતા. ગંગાપ્રસાદ કહે સુવર્ણપર્પટી ખાવી પડશે, પણ તેના ઉપર પાણી નહિ પીવાય. માત્ર દાડમનો રસજ પીવાય. બધા વિચારવા લાગ્યા કે પાણી વગર મારાથી કેમ રહેવાશે? મેં દઢતાથી કહ્યું; 'બસ. આજથી પાણી નહિજ પીઉં. 'પરમહંસ!' હું કાંઇ બતક નથી—રાજહંસ છું.'

થોડો વખત તો દરેક જણે એકાંતમાં રહેવુંજ જોઇએ. છોકરાં રમે છે ત્યારે જે છોકરૂં ડોશીને અડકે તેને માથે ફરી દાવ આવતો નથી. એક વાર શુદ્ધ સોનું થઇ ગયું એટલે બસ. પછી તેને ગાળવાની જરૂર નથી. એકાંતમાં રહીને ભક્તિ પ્રાપ્ત કરો, ભગવાન્‌નો સાક્ષાત્કાર કરો, પછી ભલેને સંસારમાં રહો. (રાખાલના પિતાને) એટલા માટેજ હું આ છોકરાઓને મારી પાસે રાખું છું; કેમકે અહીં થોડો વખત રહેવાથી તેમનામાં ભક્તિનો ઉદય થશે. પછી ખુશીથી સંસારમાં પ્રવેશ કરે તેમાં કશી હરકત નથી.

એક શિષ્ય:—જ્યારે ઈશ્વરજ બધું કરે છે ત્યારે પછી આ સારૂં ને આ નઠારૂં, આ પાપ અને આ પુણ્ય એવો સવાલજ નથી રહેતો. પાપ થયું હોય તે પણ તેનીજ ઇચ્છા અને પ્રેરણાથી.

રાખાલના પિતાના સસરાએ કહ્યું; " પણ તેની ઇચ્છા આવીજ છે તે આપણે જાણીએજ કેવી રીતે ? "

શ્રીરામકૃષ્ણ:—પાપ પુણ્ય તો છેજ; પણ તે પોતે નિર્લેપ રહે છે. વાયુમાં સુગંધ તેમજ દુર્ગંધ બેઉ રહી શકે છે, પણ વાયુ પોતે ગંધરહિત છે. ઈશ્વરની સૃષ્ટિમાં પણ એજ નિયમ પ્રવર્તે છે. સારૂં, નઠારૂં, પવિત્ર, અપવિત્ર, બધુંએ છે. આંબાનાં ઝાડ પણ છે અને આમલીનાં પણ છે. કોઇનાં ફળ મીઠાં તો કોઇનાં ખાટાં.

વળી બીજીવાર ગૃહસ્થાશ્રમ સંબંધી વાત નીકળી.

શ્રીરામકૃષ્ણ:—( શિષ્યોને ) સંસારમાં પડયાથી મનની શક્તિનો કેટલોક નિરર્થક વ્યય થઇ જાય છે. એ નિરર્થક વ્યયથી મન ઉપર આઘાત પહોંચે છે અને તેને કેટલીક ક્ષતિ પહોંચે છે. એ ક્ષતિની પૂરતી કરવામાટે સંન્યાસ જરૂરનો છે. પિતા જન્મ આપે છે તે પ્રથમ જન્મ, ઉપનયન સંસ્કાર તે બીજો જન્મ અને *સંન્યાસ વખતે મનુષ્યનો ત્રીજો જન્મ જાણવો. કામિની અને કાંચન એ મોટાં વિઘ્ન છે. સ્ત્રી ઉપરજ આસક્તિ રાખવાને લીધે મનુષ્ય ઈશ્વરથી વિમુખ થઇ જાય છે અને પોતાનો અધ:પાત કેવી રીતે થાય છે તેની તેને ખબર સરખી પડતી નથી. જ્યારે આપણે લાંબા ઢોળાવ ઉપરથી નીચે ઉતરીએ છીએ, ત્યારે તેની આપણને ગાડીમાં બેઠાં બેઠાં ખબર પડતી નથી. જ્યારે ઠેઠ નીચે જઇએ છીએ; ત્યારેજ માલમ પડે છે કે આપણે કેટલા બધા નીચે ઉતરી ગયા છીએ. માયા એવી છે કે મનુષ્યોને તે ખબર પડવા દેતી નથી. જેને ભૂત વળગ્યું હોય છે તેને પોતાને ખબરજ નથી પડતી કે મને ભૂત વળગ્યું છે. તે તો એમજ કહે છે કે મને કાંઇ નથી, હું તો સારી પેઠે છું. ( બધા આ સાંભળીને સ્તબ્ધ બની જાય છે. )

શ્રીરામકૃષ્ણ:—સંસારમાં એકલા કામનોજ ભય છે એમ નથી. ક્રોધનો પણ છે. કામનાના માર્ગમાં વિઘ્ન આવે એટલે ક્રોધ ઉત્પન્ન થાય છે.

માસ્તર:—મારા પતરાળામાંથી બિલાડી ખાવાનું ઝુંટવી લેવા આવે છે, પણ હું કાંઇ બોલતો નથી.

શ્રીરામકૃષ્ણ:—એવું નહિ કરવું. ટપલી મારવામાં દોષ નથી. સંસારી લોકોએ તો જરા બહારનો રૂઆબ રાખવો જોઇએ. કરડવું નહિ, ફુંફાડો તો રાખવોજ. આપણે જાને કોઇનું અહિત ન કરવું પણ બીજા આપણને નુકસાન ન કરે, તેટલા માટે ઉપર ઉપરનો ક્રોધ પણ બતાવવો જોઇએ; નહિ તો તમારા શત્રુઓ તમને

* 'તમે નવેસરથી જીવન શરૂ નહિ કરો ત્યાંસુધી તમે પ્રભુના રાજ્યમાં પ્રવેશ કરી શકશો નહિ.'
કાઈસ્ટ

કચરી નાખે. ત્યાગીને એવો ફૂંફાડો બતાવવાની જરૂર નથી.

એક શિષ્ય:—મહારાજ! અમને તો લાગે છે કે સંસારમાં રહીને ઈશ્વરની પ્રાપ્તિ કરવી એ બહુ મુશ્કેલી ભરેલું છે. શું એવા માણસ હશે ખરા? અમારા જોવામાં તો કોઇ આવતો નથી.

શ્રીરામકૃષ્ણ:-શામાટે ઈશ્વર પ્રાપ્તિ ન થાય? મેં સાંભળ્યું છે કે એક ડેપ્યુટી ઘણાજ ઉત્તમ માણસ છે–પ્રતાપસિંહ તેમનું નામ. દાન, ધ્યાન, ભક્તિ એવા તેનામાં અનેક પ્રકારના ગુણ છે. એક વાર મને નિમંત્રણ મોકલ્યું હતું [૧] એવા તો ઘણા હશે. ન કેમ હોય?

## સાધના, શ્રદ્ધા અને આત્મજ્ઞાન

શ્રીરામકૃષ્ણ:—સાધનની બહુ જરૂર છે. સાધન કરો તો ફળ કેમ ન થાય? પકી શ્રદ્ધા હોય તો બહુ વિલંબ નથી લાગતો. ગુરુના વચનમાં દૃઢ શ્રદ્ધા જોઇએ.

એક વાર વ્યાસજી યમુના ઓળંગવાનો વિચાર કરતા હતા; એવામાં ત્યાં કેટલીક ગોપિકાઓ આવી પહોંચી. તેમને પણ સામે કિનારે જવું હતું પણ ઘાટ ઉપર હોડી ન હતી. ગોપીઓ કહે; 'મહારાજ! હવે આપણે શું કરીશું?' વ્યાસજી કહે; 'કાંઇ ફિકર નહિ. હું તમને પાર ઉતારું છું; પણ મને બહુ ભૂખ લાગી છે. કાંઇ ખાવાનું છે?' ગોપીઓ પાસે દૂધ, મલાઇ વગેરે હતાં તે વ્યાસજી ખાઇ ગયા. ગોપીઓ કહે: 'મહારાજ! હવે પાર ઉતારવાનું કેમ કરો છો?' વ્યાસજી પછી યમુનાને કાંઠે ગયા અને બોલ્યા; 'હે યમુને! જો આજે મેં કાંઇ પણ ખાધું ન હોય તો તારા પાણીના બે ભાગ થઇને વચ્ચે જમીન બની જાઓ કે જેથી કરીને અમે બધાં સામે કિનારે જઇ શકીએ.' આટલું બોલતાંમાં તો પાણીના બે ભાગ થઇ ગયા. ગોપીઓ આ બનાવ જોઇને સ્તબ્ધ બની ગઇ. તેમને વિચાર આવ્યો કે એણે આટલું બધું ખાધું છતાં કહે છે કે 'જો હું ભૂખ્યો હોઉં તો!'

મેં ખાધું નથી. મારા હૃદયમાં જે નારાયણ વસે છે તેણે ખાધું છે, એવો દૃઢ વિશ્વાસ જોઇએ.

શંકરાચાર્ય બ્રહ્મજ્ઞાની હતા. પણ શરૂઆતમાં (અથવા પંચભૂતાત્મક શરીરે) અદ્વૈતસિદ્ધાંતમાં તેમની પાકી શ્રદ્ધા હતી નહિ. એકવાર તે ગંગામાં સ્નાન કરીને આવતા હશે તે વખતે એક ચંડાળ તેમને જરાક અડકી ગયો. શંકરાચાર્યે કહ્યું; 'તું મને કેમ અડકયો?' ચંડાળ કહે; 'મહારાજ! હું તમનેય અડકયો નથી અને તમે મનેય અડકયા નથી. જે શુદ્ધ આત્મા છે તેને શરીર નથી, પંચભૂત નથી અને ચોવીશ તત્ત્વો પણ નથી.' પછી શંકરાચાર્યને પૂર્ણ જ્ઞાન થયું.

જડભરતે રાજા રહૂગણની પાલખી ઉંચકતાં ઉંચકતાં જ્યારે આત્મજ્ઞાનની વાત

૧ આપણા દેશમાં પણ દેવ મામલતદારનું નામ જાણીતું છે.

કરવા માંડી ત્યારે રાજા પાલખીમાંથી નીચે આવ્યો અને પૂછયું; 'તમે કોણ છો ?' જડભરત કહે; 'હું નેતિ નેતિ છું. શુદ્ધ આત્મા છું.' બસ, હું શુદ્ધ આત્મા છું, એવો દૃઢ વિશ્વાસ જમાવવો જોઇએ.

શ્રીરામકૃષ્ણ:—હું તેજ છું-**સોઽહમ્** હું શુદ્ધ આત્મા છું એ જ્ઞાનમાર્ગીઓનો મત છે. ભક્તિમાર્ગવાળાનું કહેવું એવું છે કે આ જગતમાં ભગવાનનું ઐશ્વર્ય છે. ઐશ્વર્ય ન હોય તો ધનવાન માણસને કેવી રીતે ઓળખી શકાય ? એમ કરતાં કરતાં સાધકની ભક્તિથી પ્રસન્ન થઇને ઇશ્વિર તેને કહે કે 'હું જે છું તેજ તું છે' તો તે જૂદી વાત છે. એક દૃષ્ટાંત આપું છું. રાજા પોતાના આસનપર બેઠો હોય અને તેનો રસોઇઓ રાજાને યોગ્ય આસનપર જઇને બેસે અને કહે કે 'હે રાજા ! તું જે છે તેજ હું છું.' તો લોકો તેને ગાંડો ગણશે કે નહિ ? રસોઇઓ અને રાજા કદી એક હોઇ શકે ? પણ એજ રસોઇઆની સ્વામીભક્તિથી સંતુષ્ટ થઇને રાજા તેને પોતાની પાસે બોલાવીને કહે કે; 'અહીં આવ. મારી પાસે બેસ. એમાં કશી હરકત નથી. જે તું છે તેજ હું છું.' એમ રાજા કહે અને પછી રસોઇઓ તેની પાસે જઇને બેસે તો ચાલે. તેવીજ રીતે સાધારણ માણસ કશું સાધન કર્યા વગર માત્ર મોઢેથી બોલે કે **સોઽહમ્** હું તેજ છું તો તે ન ચાલે. જળના તરંગ કહેવાય છે પણ તરંગનું જળ નથી કહેવાતું.

હકીકત એવી છે કે ગમે તે માર્ગ લો પણ મન સ્થિર થયા વગર ઇશ્વરની સાથે યોગ થઇ શકેજ નહિ. મન યોગીને વશ છે; યોગી મનને વશ નથી.

## મન સ્થિર થતાં વાયુ પણ આપોઆપ સ્થિર થઇ જાય છે

એકવાર મન સ્થિર થાય એટલે વાયુ તો એની મેળે સ્થિર થઇ જાય-આપોઆપ કુંભક થઇ જાય. ભક્તિયોગથી પણ કુંભક થઇ જાય છે. ભક્તિ કરતાં કરતાં વાયુ પણ સ્થિર થઇ જાય છે અને સમાધિ પણ આવી જાય છે. ભક્ત લોકો નામ-સંકીર્તન કરે છે ત્યારે શરૂઆતમાં 'નિતાઇ આમાર માતા હાતી!' 'નિતાઇ આમાર માતા હાતી' એવું બોલવા માંડે છે. એમ કરતાં કરતાં કેટલેક કાળે ભાવ વિશેષ ગાઢ થાય છે ત્યારે આખું વાક્ય બોલી શકાતું નથી. 'માતા હાતી' 'માતા હાતી' એટલુંજ બોલી શકાય છે. ત્યાર પછી માત્ર 'હાતી' 'હાતી' એટલોજ ઉચ્ચાર નીકળે છે; અને છેવટે માત્ર 'હા' 'વા' બોલતાં બોલતાં સમાધિ થઇ જાય છે. ભાવ પ્રગાઢ થાય એટલે એની મેળે વાયુએ સ્થિર થઇ જાય અને કુંભક પણ થઇ જાય.

એક માણસ સાવરણી લઇને વાસીદું વાળતો હોય એવામાં તેને કોઇ આવીને, કહે; 'અરે ! જાણે છે કે ? ફલાણો માણસ મરી ગયો.' હવે જો મરનાર માણસ તેનો સગો ન હોય તો તે પૂંજો કહાડતો જાય અને કહેતો જાય કે; 'હેં ખરી વાત ?

મરી ગયો ? બહુ ભલો માણસ હતો ' એમ બોલતો જાય અને સાવરણી ચાલતી જાય; પણ જો મરનાર માણસ તેનો સગો થતો હોય તો મરણના સમાચાર સાંભળતાંજ તેના હાથમાંથી સાવરણી પડી જાય છે અને ' હું ' કરીને બેસી જાય છે. તે વખતે વાયુ સ્થિર થઇ જાય છે; તે વખતે તેને કોઇ જાતનું કામકાજ સૂજતું નથી.

તમે બૈરાંઓની વાત સાંભળી નથી ? કોઇ સ્ત્રી એકદમ સ્તબ્ધ બનીને અમુક પદાર્થ જુએ અથવા અમુક વાત સાંભળે ત્યારે બીજી સ્ત્રીઓ કહે છે કે તને તો જરૂર " ભાવ " આવી ગયો છે. તે વખતે તે સ્ત્રીનો શ્વાસ બંધ થઇ જાય છે અને 'હાં' કરીને સ્તબ્ધ બનીને ઉભી રહે છે.

માત્ર મોઢેથી સોહમ્ સોહમ્ બોલ્યાથી કાંઇ વળતું નથી. જ્ઞાનીનાં ચોક્કસ લક્ષણ હોય છે. નરેન્દ્રની આંખ જોઇ ? કેવી છે ? ( મણિને જોઇને ) એનું કપાળ અને આંખોનાં લક્ષણ સારાં છે.





# खंड सत्तावीशमो

## પંડિતાઇ અને સાધુતા



આજે ઇ૦ સ૦ ૧૮૮૩ ના સપ્ટેંબર માસની ૨૬ મી તારીખ અને ભાદરવા વદ દશમ ને બુધવાર છે.

બુધવાર હોવાથી ઘણા શિષ્યો આવી શકયા નથી; કેમકે ઘણાખરા નોકરી–ધંધાવાળા માણસો છે. તેઓને રવિવારે અવકાશ હોવાથી તેઓ પરમહંસજીનાં દર્શન કરવા આવે છે. માસ્તરની નિશાળમાં આજે દોઢ વાગે રજા પડી હતી તેથી તે આજે ત્રણ વાગે દક્ષિણેશ્વરના કાલિકામંદિરમાં આવી પહોંચ્યા છે. આ વખતે રાખાલ અને લાટુ પરમહંસજી પાસે બેઠા હતા. બે કલાક થયાં કિશોરલાલ પણ આવ્યો હતો. ઓરડામાં પરમહંસજી હમેશની માફક નાના ખાટલા ઉપર બેઠા હતા. માસ્તરે આવીને સાષ્ટાંગ પ્રણામ કર્યા. પરમહંસજીએ તેને કુશળ સમાચાર પૂછ્યા અને પછી નરેન્દ્રની વાત કહાડી.

શ્રીરામકૃષ્ણઃ—( માસ્તરને ) કેમ નરેન્દ્ર સાથે મેળાપ થયો હતો કે ? ( હસીને ) નરેન્દ્ર કહે છે કે હું હમણાં કાલિમંદિરમાં આવવાનો છું. મારા ઘરમાં કલહ ઉભો થયો છે તે પતી જશે પછી હું આવીશ.

અહિંઆં તે કોઇ કોઈવાર મારી પાસે આવે છે, તેથી તેનાં ઘરનાં માણસ બહુ નારાજ થાય છે અને કજીઓ કરે છે. તે દિવસે અહીં આવ્યો હતો ત્યારે ભાડાની ગાડી કરીને આવ્યો હતો. ભાડું સુરેન્દ્રે આપ્યું હતું તેથી નરેન્દ્રની માશી સુરેન્દ્રને ઘેર જઇને વઢી આવી.

## ઇશ્વરદર્શન પામેલાનાં કામ અને વચન ઓરજ પ્રકારનાં હોય છે

પરમહંસજી નરેન્દ્રની વાત કરતા કરતા ઉભા થયા. બોલતા બોલતા ઇશાનકોણવાળા ઓટલા ઉપર જઇને ઉભા રહ્યા. ત્યાં હાજરા, કિશોરલાલ અને રાખાલ વગેરે શિષ્યો બેઠા હતા. સાંજ પડવા આવી હતી. કેટલીક પરચુરણ વાતચીત પછી ઉપદેશનો વિષય ચાલ્યો.

પરમહંસજીઃ—પંડિત અને સાધુમાં ઘણો તફાવત છે. જેઓ કેવળ પંડિતજ હોય છે તેમનું મન કામિનીકાંચનમાં રહી જાય છે. ખરા સાધુઓનું મન માત્ર ઈશ્વરના ચરણકમળમાંજ પરોવાઇ રહે છે. સાળા પંડિતો બોલે છે કાંઈ અને વર્તે છે કાંઇ. સાધુઓની વાતજ જૂદી. જેમનું ચિત્ત ઈશ્વરમાં લીન થઈ ગયું છે; તેમનાં કામ અને તેમનાં વચન તો ઓરજ પ્રકારનાં હોય છે. એકવાર મેં કાશીમાં એક જુવાન નાનકપંથી સાધુ જોયો હતો. તેની ઉમ્મર તમારા જેટલીજ હતી. મને તે 'પ્રેમી સાધુ' કહેતો. કાશીમાં તેનો મઠ છે. એક દિવસ મને તેણે નિમંત્રણ કર્યું હતું. મેં તે મઠના મહંતને જોયો. તે ઘરરખુ સ્ત્રીના જેવો હતો. મેં પેલા સાધુને પૂછયું; 'ઉપાય શો છે ?' ( ઈશ્વરપ્રાપ્તિનો ) તેણે કહ્યું; 'કળિયુગમાં તો નારદીય ભક્તિજ શ્રેષ્ઠ છે.' તે પાઠ કરતો હતો, તે પૂરો થયો એટલે તે બોલ્યો કેઃ—

जले विष्णुः स्थले विष्णुः विष्णुः पर्वतमस्तके ।
ज्वालामालाकुले विष्णुः सर्वं विष्णुमयं जगत् ॥

છેવટમાં ॐ શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ એવું બોલ્યો.

એક દિવસ તે ગીતાનો પાઠ કરતો હતો. તે એવો તો કડક હતો કે સંસારમગ્ન લોકોની સામે જોઇને તો વાંચેજ નહિ. મારી સામેજ જોઇને વાંચે. મારી સાથે સેજો બાબુ હતા. તેમની સામે પૂંઠ કરીને વાંચવા લાગ્યો. તે નાનકપંથી સાધુ કહેતો હતો કે ઉપાય માત્ર નારદીય ભક્તિજ છે.

વૈદિક કર્મ બહુ અઘરાં છે. વળી તેમાં એક પ્રકારનું દાસત્વ રહેલું છે. એવી હકીકત છે કે બાર વરસસુધી બરાબર દાસત્વ કર્યા વગર પુરશ્ચરણ ફળતું નથી. જો એટલી મુદતસુધી દાસત્વ કરે તો સત્ત્વગુણનો ઉદય થાય. ત્યાંસુધી તો માત્ર રજોગુણ અને તમોગુણજ.

એક વેદાંતી સાધુ અહીં આવ્યો હતો. વાદળાંને જોઇને તે હર્ષથી નૃત્ય કરતો હતો. મુસળધાર વરસાદ પડે ત્યારે તેને બહુ આનંદ થતો. તે ધ્યાન કરતો હોય તે વખતે જો કોઇ પાસે જાય તો તે બહુ તપી જતો. હું એકવાર તેની પાસે ગયો હતો. કોઇ તેની પાસે જાય તે તેને ગમતું નહિ. બ્રહ્મ સત્ય અને જગત્ મિથ્યા એજ વિચાર આખો દિવસ કર્યા કરે. માયાના પ્રભાવથી નાના પ્રકારનાં રૂપ દેખાય છે, એ વાત દૃઢ કરવાને માટે તે ઝુમ્મરનો હીરો હાથમાં લઇને ફરતો. એ હીરાવડે જોયાથી દરેક વસ્તુ નાના પ્રકારના રંગની દેખાય છે, જો કે મૂળ વસ્તુમાં તે રંગ હોતોજ નથી. તેવીજ રીતે વસ્તુતઃ એક બ્રહ્મ સિવાય બીજું કાંઇ છેજ નહિ; પરંતુ માયાવડે, અહંકારને લીધે નાના પ્રકારનાં સ્વરૂપ દેખાય છે. કદાચ કોઈ ચીજમાં મમતા ચોંટી જાય અથવા તેના ઉપર આસક્તિ થઈ જાય તેટલામાટે તે કોઈ પણ પદાર્થ તરફ એક કરતાં વધારે વાર જોતો નહિ. સ્નાન કરતી વખતે ઉંચે ઉડતાં પક્ષીઓ જોતો.

જોઇને વિચારમાં પડી જતો. ત્રણ દિવસ તે અહીં રહ્યો હતો. એક દિવસ તે નદીના પુસ્તા પર બેઠો હતો. એવામાં સરણાઇનો ધ્વનિ સંભળાવ્યો. તે સાંભળીને તેણે કહ્યું કે જેને બ્રહ્મદર્શન થયું હોય તેને આ ધ્વનિ સાંભળીને સમાધિ થવી જોઇએ.

## પરમહંસજીની અવસ્થા–જગત્ એ બાજીગરનો ખેલ

પરમહંસજી સાધુઓની વાત કરતા કરતા પરમહંસોની અવસ્થાની વાત ઉપર ઉતરી પડ્યા. તેમની અવસ્થા કેવી હોય છે તેનો પરિચય આપવા લાગ્યા. આ વાત કહેતાં કહેતાં તે નાના બાળક જેવા બની ગયા હતા. તેમના મોંમાં હસવું માતું નહિ. વાત કરતા જાય અને હસતા જાય. કમ્મર ઉપરનું વસ્ત્ર ખસી ગયું હતું–દિગંબર થઇ ગયા હતા પણ તેમને કશી ખબર ન હતી એવા તદ્દન બાળક સ્વરૂપ બની ગયા હતા. આંખો અપૂર્વ આનંદથી ચળકતી હતી.

ઓટલા ઉપરથી ઉઠીને તે નાના ખાટલા ઉપર જઇને બેઠા. એની એજ મનોહર વાર્તા ચાલુ હતી.

શ્રીરામકૃષ્ણ:—( મણિને ) હું [૧] ન્યાંગટાની પાસે વેદાંતનું શ્રવણ કરતો હતો. 'બ્રહ્મ સત્ય અને જગત્ મિથ્યા' જાણે બાજીગરનો ખેલ હોય તેવું આ જગત્ છે. સત્ય દેખાય છે પણ વસ્તુતઃ સત્ય નથી. બાજીગર આંબાનું ઝાડ ઉગાડે છે, તેના ઉપર કેરીઓ પણ લાગેલી દેખાય છે; પણ આપણે જાણીએ છીએ કે એ કેરીઓ અને આંબો વાસ્તવિક નથી, પણ બાજીગરનો તમાસોજ છે. સાચો તો માત્ર બાજીગરજ છે. તેનો તમાસો સત્ય નથી.

મણિ:—આ જીવન એક લાંબી નિદ્રા જેવું છે. એટલું સમજાય છે કે આપણે જગતને તેના ખરા સ્વરૂપમાં જોઈ શકતા નથી. [૨] આપણને જે દેખાય છે તે અસત્ય સ્વરૂપ છે. જે મન આકાશને જોઈ શકતું નથી, તે મનવડે આપણે જગતને જોઇએ છીએ; આથી કરીને જગતનું સત્ય સ્વરૂપ આપણે કેવી રીતે જોઇ શકીએ ?

શ્રીરામકૃષ્ણ:—એક બીજી વાત તમારે ધ્યાનમાં રાખવાની છે. આપણે આકાશને સારી રીતે જોઈ શકતા નથી. આપણને તો આકાશ પૃથ્વીને અડકયું હોય તેવું લાગે છે. આપણને–માણસમાત્રને એક પ્રકારનો રોગ થયો છે; તેથી કરીને આપણે વસ્તુના અસલ સ્વરૂપને જોઈ શકતા નથી; એમ કહીને તે પોતાના મધુર કંઠથી

---

૧ યોગી તોતાપુરી જેમણે રામકૃષ્ણજીને વેદાંતનું શ્રવણ કરાવ્યું હતું. ભા. કે.

૨ આ વિષય સ્વામી વિવેકાનંદે પોતાના વેદાંતવિષયક વ્યાખ્યાનમાં સારી રીતે સમજાવ્યો છે. આપણને જગતનું જે જ્ઞાન થાય છે તે દિશા, કાળ અને કારણથી મર્યાદિત થએલું છે; એટલે આપણું જગતનું જ્ઞાન તે જગત્, આપણા પોતાના મનની બરોબર છે. જુઓ સ્વા. વિવેકાનંદ ભાગ ૪ થો. ભા. કે.

નીચેના ભાવનું કીર્તન ગાવા લાગ્યા.

" હે શંકરી ! મને આ કયી જાતનો રોગ થયો છે ? હે ધન્વંતરિ ! મને તારી કૃપાવડે તારા ચરણરૂપી નૌકા પ્રાપ્ત થઈ છે."

" અનિત્ય ગૌરવરૂપી અંગદાહ મારા શરીરમાં થયો છે. 'મારૂં' 'મારૂં' એવો સંનિપાત મને લાગુ પડયો છે. ધન, સગાંસંબંધી વગેરેનો વિરહ ન થાય એવી તૃષ્ણા (તરસ) પેદા થઇ છે; હે મા ! હવે હું કેવી રીતે બચું ? "

"હું ખાલી બકબકાટ કરૂં છું; પાપવચન બોલું છું; મારૂં બધી રીતે અમંગલ થયું છે. મારા ઉદરમાં હિંસારૂપી કૃમિ પેદા થયાં છે; મિથ્યાકાર્યમાટે ફાંફાં મારૂં છું; તે રૂપી મને ભ્રમવાયુ થયો છે. હું આ રોગમાંથી બચું કે ન બચું તેની પરવા નથી, પણ તારા નામપર મને રાત દિવસ રુચિજ થતી નથી તેનું શું ?"

રોગ વળી બીજો કયો હતો ? સંસારી લોકો કેવા કેવા ઝગડા મચાવે છે તે તમે જોતા નથી ? અનેક બાબતો માટે કજીઓ ! કજીઆ તે કેવા કેવા કરે છે ! એક બીજાને કેવી ભૂંડી ગાળો દે છે ! તારૂં આમ થાય અને તારૂં તેમ થાય ! કેટલો કલેશ ! કેટલું વેર ! કેવી ગાળાગાળી અને મારામારી ?"

## સત્યજ્ઞાન અને આવડત મેળવે તો સંસાર સુખરૂપ પણ છે

મણિઃ—મેં એક વાર કિશોરીલાલને કહ્યું હતું કે એક દિવસ બે માણસો ખાલી પેટી માટે કેટલી ખેંચાખેંચ અને મારામારી કરતા હતા ! પેટીમાં કશુંય ન હતું પણ તેઓ જાણે કે અંદર રૂપીઆ છે. (હસાહસ)

બરાબર છે; દેહ તો મોટા અનર્થનું કારણ છે; આ બધું દુઃખ જોઇને જ્ઞાની લોકો વિચાર કરે છે કે આ ખોળીયું છોડી દઇએ તોજ બચાય ( પરમહંસજી કાલીમંદિરમાં જાય છે; ).

શ્રીરામકૃષ્ણઃ–કેમ ? સંસારી લોકો કહે છે કે સંસાર તો દુઃખનો દરિયો છે; વળી કોઈ એમ પણ કહે છે કે એ તો સુખનો ભંડાર છે; દેહ હોય ત્યાંસુધીજ બધું સુખદુઃખ છે; સંસાર સુખનો ભંડાર પણ થઇ શકે, જો આવડે અને સત્ય જ્ઞાન પ્રાપ્ત કરે તોજ.

મણિઃ—અખંડ આનંદ શાથી મળે ? તે કયાં હોઈ શકે ?

શ્રીરામકૃષ્ણઃ—તેનો પણ ઉપાય તો છે.

પરમહંસજી કાલીમાતાના સન્મુખ ઉભા હતા; માને નીચા નમીને પ્રણામ કરતા હતા. મણિએ પણ માને દંડવત્ કર્યા. પછી પરમહંસજી દેવીના મંદિરની સામે નીચેની ફરસબંદી ઊપર વગર આસને બેઠા. તેમની દૃષ્ટિ માની સામે હતી. શરીર પર લાલ રેશમી વસ્ત્ર હતું. તે માત્ર બરડે અને ખાંધે લપેટયું હતું. પાછળના નાટયમંદિ-

રના એક થાંભલાને અઢેલીને મણિ બેઠો.

મણિ:—એ એમજ હોય તો દેહ ધારણ કરવાની જરૂરજ શી ? તે ( ઈશ્વર ) શું કરે છે તે આપણે સમજી શકતા નથી. વચવેગળા આપણે માર્યા જઈએ છીએ.

શ્રીરામકૃષ્ણ:—પણ દેહ ભલેને રહ્યો ! તેની કૃપા તમારા ઉપર થઈ કે એક પળવારમાં સર્વ બંધન તૂટી જવાનાં. શું સમજ્યા ? એક ઓરડામાં હજાર વર્ષ સુધી અંધકાર હોય પણ જ્યાં દીવો કર્યો એટલે તેજ પળે અંધકાર દૂર થઇ જવાનો; અંધકાર ગમે એટલો જૂના વખતનો હોય તોપણ જતાં વાર ન લાગે. તમે બાજીગરનો ખેલ જોયો તો હશે. એ લોકો કોઈ કોઇવાર દોરી લઇને તેની ઉપરા ઉપરી ગાંઠો વાળે છે. પછી તેનો છેડો એક જગ્યાએ બાંધે છે અને બીજો છેડો પકડીને ખૂબ હલાવે છે. પછી લોકોને કહે છે કે તમે આ ગાંઠ છોડો જોઇએ. લોકો બિચારા ગમે એટલું ખેંચે પણ છૂટેજ નહિ, પણ બાજીગર એક કે બે આંચકાની સાથે ચડપ લઈને ગાંઠ છોડી નાખે છે. ઈશ્વરની કૃપા થાય તો બધી ગાંઠો–બધા પ્રકારનાં બંધન છૂટી જાય છે.

જોને, કેશનચંદ્ર સેન આટલો બધો કેમ બદલાઇ ગયો તે કહે જોઇએ. તે અહીં ઘણીવાર આવતો. આવીને એક તો નમસ્કાર કરતાં શીખ્યો. મેં એકવાર કહ્યું હતું કે સાધુ લોકોને તમે આવી રીતે પહેલાં નમસ્કાર કરતા નહિ. એક દિવસ હું ભાડાની ગાડીમાં બેસીને ઈશાનની જોડે કલકત્તે ગયો હતો. તેણે કેશવની બધી વાત મારી પાસેથી સાંભળી.

હરીશ કહે છે તે બરાબર છે–' અહીંથી બધા ચૅક પાસ કરાવવા જોઇએ, ' પછી બૅંકવાળા ચૅકનાં નાણાં આપે. (હસાહસ)

શ્રીરામકૃષ્ણ:—ઝાઝો વિચાર કરવો નહિ. તેને કોણ જાણી શકે એમ છે ? મેં તો જાણી લીધું છે કે તેના એકજ અંશમાંથી બ્રહ્માંડ ઉત્પન્ન થયું છે. ન્યાંગટા મને એ પ્રમાણેજ કહેતો.

## તેને શરણ થાઓ એટલે તે પોતેજ બધું બતાવી દેશે.

હાજરા ઘણો વિચારશીળ છે. આટલામાંથી જગત્ ઉત્પન્ન થયું અને આટલું બાકી રહ્યું એવો એવો હિસાબ કર્યા કરે છે. તેનો હિસાબ સાંભળીને મારું તો માથું ફરી જાય છે. હું તો એટલું જાણું છું કે હું કશુંજ જાણતો નથી. કોઇવાર તે મને સારો લાગે છે; કોઇવાર ખરાબ પણ લાગે છે. મને તો કાંઇ સમજ પડતી નથી.

મણિ:—હાજી. બરાબર છે. તેને કોણ જાણી શકે ? જેટલી જેનામાં બુદ્ધિ તેટલા પૂરતું તે જાણી શકે છે. છતાં તે માણસ એમજ માની લે છે કે હું તો બધું જાણી

ગયો છું. આપ કહો છોને કે એક કીડી સાકરના પહાડ પાસે ગઇ. જરાક ખાતામાં તેનું પેટ ભરાઇ ગયું તે ઉપરથી તે મનમાં એમ બોલવા લાગી કે હું તો આખો પહાડનો પહાડ દરમાં લઇ જઇશ.

શ્રીરામકૃષ્ણ:—તેને કોણ ઓળખી શકે એમ છે? હું તો તેને ઓળખવાનો પ્રયત્નજ કરતો નથીને! હું તો ફક્ત મા! મા! કરૂં છું. માને જે કરવું હોય તે કરે. તેની મરજીમાં આવશે તો બધું તે પોતે જણાવી દશે; મરજી નહિ હોય તો નહિ જણાવે. મારો સ્વભાવ તો બિલાડીનાં બચ્ચાં જેવો છે. બિલાડીનાં બચ્ચાં તો ફક્ત મિયાઉં મિયાઉં-મા! મા! કરે અને મા જ્યાં રાખે ત્યાં પડ્યાં રહે. કોઇ વખત મા તેમને ગૃહસ્થના પલંગપર પણ સુવાડી આવે અને કોઇ વાર રસોડામાં પણ મૂકી આવે. છોકરાંને તો માત્ર માનુંજ કામ હોય છે. માની પાસે કેટલું ઐશ્વર્ય છે, તે તેઓ જાણતાં નથી અને જાણવાની ઇચ્છા પણ હોતી નથી. તે તો એટલુંજ જાણે છે કે અમારી મા છે; બસ, અમારે બીજી શી ચિંતા? પાણીઆરીનો છોકરો પણ બસ એટલુંજ જાણે છે કે મારે મા છે. શેઠના છોકરા સાથે લડે તોપણ કહેશે કે મારી માને કહી દઇશ. મારી માને જોઇ છે કે? મારો તો એવો બાળકના જેવો સ્વભાવ છે.

આટલું બોલતાં બોલતાં શ્રીરામકૃષ્ણે પોતાના તરફ આંગળી કરીને પોતાની છાતી ઉપર હાથ મૂકીને મણિલાલને કહ્યું; 'ઠીક, અહીં કાંઇક છે. તમે જાણો છો શું છે તે?'

મણિ આ શબ્દો સાંભળીને સ્તબ્ધ બનીને તેમના સામે જોઇ રહ્યો. કદાચ તે એમ વિચારતો હશે કે પરમહંસજીના હૃદયમાં શું સાક્ષાત્ મા હશે?





# खंड अट्ठावीशमो

## કેશવચંદ્રસેનને ત્યાં પરમહંસજીને સમાધિ



આજે ઈ૦ સ૦ ૧૮૮૩ ના નવેંબર માસની ૨૮ મી તારીખને કાર્તિક વદી ચૌદશ છે. આજે પરમહંસજીનો એક શિષ્ય [1] કમલકુટીરના દરવાજાની પાસેના ફુટપાથ ઉપર એકલો ફરે છે. તે વ્યાકુળ ચિત્તથી કોઇના આવવાની રાહ જોતો હોય એમ લાગતું હતું.

કમલકુટીરની ઉત્તર દિશાએ મંગલવાડી આવેલી છે, ત્યાં કેટલાક બ્રહ્મસમાજના ભકતો રહે છે. કમલકુટીરમાં કેશવચંદ્રસેન પોતે રહે છે. હમણાં હમણાં તેની માંદગી ઘણી વધી ગઇ છે. [2] હવે તેને બચવાની આશા નથી એમ ઘણાં માણસો કહે છે.

શ્રીરામકૃષ્ણ પરમહંસજી કેશવ તરફ ઘણો પ્રેમ રાખે છે, તેથી આજે તે તેને જોવા આવનાર છે. તે દક્ષિણેશ્વરના કાલીમંદિરેથી આવનાર છે, તેથીજ પેલો શિષ્ય તે કયારે આવે તેની રાહ જોતો ઉભો છે.

કમલકુટીર સર્ક્યુલર રોડની પશ્ચિમ બાજુએ આવેલું છે. તેજ રસ્તા ઉપર પેલો શિષ્ય આંટા મારે છે. તે બે વાગ્યાનો પરમહંસજીના આવ્યાની રાહ જોતો ઉભો છે. અનેક માણસો આવજા કરે છે તેમના તરફ તે જોતો ઉભો છે.

× × × ×

ઉત્તરથી દક્ષિણ દિશા તરફ સંખ્યાબંધ ગાડીઓ આવતી હતી. પેલો શિષ્ય દરેક ગાડીમાં ડોકીઆં કરીને જોતો હતો કે તેમાં પરમહંસજી છે કે નહિ ?

પાંચ વાગવા આવ્યા. એવામાં પરમહંસજીની ગાડી આવી પહોંચી. સાથે લાટુ અને બીજા બે શિષ્યો હતા. માસ્તર અને રાખાલ પણ આવી પહોંચ્યા.

કેશવબાબુનાં ઘરનાં માણસો પરમહંસજીને ઉપર તેડી ગયાં. દિવાનખાનાની દક્ષિણ બાજુએ એક ઝરૂખો હતો. તેમાં એક કૉચ હતો. તે ઉપર પરમહંસજીને

---

[1] કેશવચંદ્રનું ઘર. [2] કેશવબાબુનું મરણ ૧૮૮૪ ના જાન્યુઆરીમાં થયું હતું. ભા. ક.

બેસવાને કહ્યું.

પરમહંસજી ત્યાં થોડીવાર બેઠા. કેશવને જોવામાટે તે ઘણા ઉત્સુક હતા. કેશવના શિષ્યોએ નમ્રપણે કહ્યું કે તે હમણાં જરા સૂતા છે; થોડીવારમાં આવશે.

કેશવનો મંદવાડ ગંભીર હતો. એટલાજ કારણથી તેમના શિષ્યો તથા ઘરનાં માણસો આટલી બધી કાળજી રાખતાં હતાં, પણ પરમહંસજી તો તેને મળવાને માટે જેમ વિલંબ થતો ગયો તેમ વધારે ઉત્કંઠિત થવા લાગ્યા.

શ્રીરામકૃષ્ણ:—( કેશવના શિષ્યોને ) તેને અહીં આવવાની શી જરૂર છે ? હું પોતેજ તેની પાસે જઇશ. મને શામાટે જવા દેતા નથી ?

પ્રસન્ન:—( નમ્રતાપૂર્વક ) જી, હમણાં થોડીવારમાં તે આવશે.

શ્રીરામકૃષ્ણ:—જાઓ, જાઓ. તમે બધા આમ શું કરો છો ? હું તો મારે અંદર જવાનો.

પ્રસન્ન તેમને વાતે વળગાડીને અંદર જવાની વાત ભૂલાવી દે છે.

પ્રસન્ન:—તેની અવસ્થા હમણાં હમણાં ઘણી બદલાઇ ગઇ છે. આપની માફકજ માની સાથે એકલા એકલા વાતો કરે છે. મા કાંઇ તેમને ઉત્તર આપતાં હોય તેમ તે કોઇવાર હસે છે, તો કોઇવાર આક્રંદ કરે છે.

કેશવ જગદંબાની સાથે વાત કરે છે, કોઇ વાર હસે છે, કોઇ વાર રડે છે; આ બધી વાત સાંભળતાંજ રામકૃષ્ણજી ભાવાવિષ્ટ થવા લાગ્યા અને જોતાજોતામાં તેમને સમાધિ આવી ગઇ.

તે ગંભીર સમાધિમાં નિમગ્ન થઇ ગયા. શિયાળો હતો. શરીરપર જામલી રંગનો બનાતનો જામો પહેર્યો હતો. જામાની ઉપર બનાત ઓઢી હતી. ટટાર દેહ; સ્થિર દૃષ્ટિ; તદ્દન પૂર્ણ સમાધિમાં આવી ગયા હતા.

ઘણીવાર સુધી તેમની આ અવસ્થા કાયમ રહી. સમાધિનો ભંગ થયો નહિ.

સાંજ પડવા આવી ત્યારે તે પોતાની મૂળ પ્રકૃતિ ઉપર આવ્યા. પાસેના દિવાનખાનામાં દીવાબત્તી થયાં હતાં. તે ઓરડામાં તેમને લઇ જવાની તૈયારી થતી હતી.

ઘણી મુશીબતે બધા મળીને તેમને દીવાનખાનામાં લઇ ગયા. ત્યાં અનેક પ્રકારનાં રાચરચીલાં હતાં–કૉચ, ટેબલ, ખુરસીઓ, હાંડી, ઝુમ્મર મૂકેલાં હતાં. ગ્યાસની બત્તી બળતી હતી. પરમહંસજીને એક કૉચ ઉપર બેસાડયા.

આ વખતે કૉચ તરફ દૃષ્ટિ કરીને જાણે ઘેનમાં બોલતા હોય તેમ તે કાંઇ અસ્ફુટ શબ્દો બોલતા હતા.

શ્રીરામકૃષ્ણ:—પહેલાં એ બધાની જરૂર હતી. હવે શી જરૂર છે ?

( રાખાલ તરફ જોઇને ) રાખાલ, તું આવ્યો છે કે ? આટલું બોલતાં બોલતાં પરમહંસજી કાંઇક જોતા હોય તેમ બોલ્યા:–

"આ–આ–મા આવી ! મા ! કાશીની સાડી પહેરીને કેમ દર્શન આપો છો ? મા ! ધાંધલ કરો નહિ ! બેસો...મારી પાસે બેસો."

પરમહંસજીને અત્યારે મહાભાવ દશા પ્રાપ્ત થઇ હતી. ઘરમાં ઝગઝગાટ દીવા બળતા હતા. સંખ્યાબંધ બ્રહ્મસમાજના ભક્તો તેમની આસપાસ બેઠા હતા. લાટુ, માસ્તર, રાખાલ વગેરે તેમની છેક નજીક બેઠા હતા. પરમહંસજી ભાવમય અવસ્થામાં એકલા એકલા બોલતા હતા.

દેહ અને આત્મા. દેહ ઉત્પન્ન થાય છે અને તેનો નાશ પણ થશે. આત્માનું મૃત્યુ છેજ નહિ. જેમકે પાકટ થએલી સોપારી તેની છાલથી છૂટી પડી શકે છે; કાચી હોય ત્યારે તેને છાલથી છૂટી પાડતાં મુશ્કેલી પડે છે. તેનાં દર્શન કરવાથી, તેને પ્રાપ્તિ થયાથી દેહાત્મબુદ્ધિનો નાશ થાય છે. તે વખતે દેહ અને આત્મા જૂદો છે એવું જ્ઞાન થઇ જાય છે.

---

## પરમહંસજીનો ઉપદેશ–બ્રહ્મ અને આદ્યશક્તિ

એવામાં કેશવ બાબુ ઓરડામાં દાખલ થયા. પૂર્વ દિશા તરફના બારણામાં થઇને આવ્યા. જેમણે કેશવને પ્રથમ ટાઉન હૉલમાં અથવા બ્રહ્મસમાજમાં જોયા હતા, તેઓ હવે હાડકાં અને ચામડીજ જેનામાં અવશિષ્ટ રહ્યાં હતાં એવા તેના શરીરને જોઇને સ્તબ્ધ બની ગયા. તેનાથી ઉભા રહેવાતું નથી. ભીંતને આધારે ચાલે છે. ઘણીજ મુશીબતે તે કૉચ આગળ આવી પહોંચ્યા.

એ દરમ્યાન પરમહંસજી પોતે કૉચ ઉપરથી ઉતરીને નીચે બેઠા. કેશવે તેમને જોઇને દંડવત્ પ્રણામ કર્યા અને કેટલીક વાર સુધી તેમના ચરણ આગળજ પડી રહ્યા. ત્યાર પછી થોડી વારે તે ઉઠીને બેઠા થયા. હજી પરમહંસજી તો ભાવાવેશમાંજ હતા અને એકલા એકલા કાંઇક બોલ્યા કરતા હતા. તે માની સાથે વાતો કરતા હતા.

હવે તેમને કેશવે કહ્યું:–'હું આવ્યો છું ! હું આવ્યો છું !' એમ કહીને શ્રીરામકૃષ્ણજીનો ડાબો હાથ પકડીને તે હાથ ઉપર કેશવ પોતાનો હાથ ફેરવવા લાગ્યા. પરમહંસજી તો હજી ભાવમાં ચકચૂર હતા. હજી પણ એકલા બોલ્યાજ કરતા હતા. બધા શિષ્યો આશ્ચર્ય સહિત આ દશ્ય જોતા હતા અને પરમહંસજીનાં અસ્ફુટ વાક્યો સાંભળતા હતા.

શ્રીરામકૃષ્ણઃ—જ્યાંસુધી ઉપાધિ છે ત્યાંસુધી નાના પ્રકારનું જ્ઞાન રહે છે. જેમકે આ કેશવ, આ પ્રસન્ન, આ અમૃત એ પ્રમાણે. પૂર્ણ જ્ઞાન થાય એટલે એક ચૈતન્યનુંજ જ્ઞાન થાય છે.

પૂર્ણ જ્ઞાન પ્રાપ્ત કરીને જોશો તો એકજ ચૈતન્ય જીવ અને જગતરૂપે તેમજ ચોવીશ તત્ત્વરૂપે દેખાય છે.

સર્વ એક તો છે પણ શક્તિમાં ન્યૂનાધિકતા છે. સર્વ તેનાંજ સ્વરૂપ છે, તોપણ કોઇ કોઇ સ્વરૂપમાં તેનો પ્રકાશ વિશેષ પ્રમાણમાં તો કોઇ ઠેકાણે ઓછા પ્રમાણમાં જણાય છે.

જેના દ્વારા તેની લીલાનો, તેની વિભૂતિનો વિશેષરૂપે પ્રકાશ થાય છે તેનામાં શક્તિ વિશેષ હોય છે.

તાલુકદાર બધે રહી શકે છે, પણ તેના દિવાનખાનામાં તે ઘણો વખત જોવામાં આવે છે. ભક્ત ઇશ્વરના દિવાનખાના જેવો છે. ભક્તના હૃદયમાં લીલા કરવાનું ઇશ્વરને ઘણું ગમે છે. ભક્તના હૃદયમાં તેની શક્તિનો વિશેષ અંશ દૃષ્ટિએ પડે છે.

તે ઓળખાય શી રીતે ? જ્યાં વર્તન ઉત્તમ પ્રકારનું હોય છે ત્યાં તેની શક્તિનો વિશેષ પ્રકાશ હોય છે.

એ આદ્યશક્તિ અને પરબ્રહ્મ અભિન્ન છે. એકને છોડીને બીજાનો વિચાર કરી શકાય એમ છેજ નહિ. જેમ મણિ અને તેનું તેજ. મણિનો વિચાર લાવ્યા વગર તેના એકલા તેજનો વિચાર કરી શકાયજ નહિ. તેમજ તેજનો વિચાર લાવ્યા વગર એકલા મણિનો વિચાર કરી શકાય નહિ; તેવીજ રીતે સર્પ અને તેની વાંકી-ચૂંકી ગતિ. સાપનો વિચાર કર્યા વગર એકલી તેની વાંકીચૂંકી ગતિનો વિચાર શી રીતે કરી શકાય ? ગતિનો ખ્યાલ કરવા જાઓ એટલે સાપનો ખ્યાલ આવે અને સાપનો ખ્યાલ કરો એટલે તેની સાથે તેની વાંકીચૂંકી ગતિનો વિચાર પણ આવ્યા વગર રહેજ નહિ.

જ્યારે મેં નરેન્દ્રને જોયો ત્યારે ‘ તારા બાપનું નામ શું ? ” એવું મેં તેને કદિ પૂછ્યુંજ નથી. ‘ તારા બાપનું ઘર ક્યાં છે ? ’ એ પૂછવાનો મને વિચાર સરખો આવ્યો નથી.

શું સમજ્યા ?

## જીવન્મુક્તોનું ઉત્થાનદશાનું અવલંબન સાત્વિક લોકો અને ભલાં કામો એજ છે

આદ્યશક્તિજ જીવ, જગત્ અને ચોવીશ તત્ત્વોરૂપે પ્રકટ થાય છે. અનુલોમ, વિલોમ એ સર્વ તેનીજ લીલા છે. રાખાલ, નરેન્દ્ર વગેરે છોકરાઓમાટે શામાટે મારૂં હૃદય આકુળવ્યાકુળ થઇ જતું હશે ?

મને એકવાર હાજરા શિખામણ આપતો હતો કે તમે એ લોકોનાજ વિચાર કર્યા કરશો તો પછી ઇશ્વરનો વિચાર ક્યારે કરશો ? (કેશવ તથા બીજા બધા હસે છે)

આ સાંભળીને હું તો વિચારમાં પડી ગયો. મેં માને પૂછ્યું, ‘ મા ! આ શું ?

હાજરા મને કહે છે કે તમે એ લોકોનો શામાટે વિચાર કરો છો ? '

પછી મેં આ બાબતમાં ભોળાનાથને ખુલાસો પૂછયો. તેણે કહ્યું કે તમારા પ્રશ્નનું સમાધાન મહાભારતમાંથી થઇ શકે છે. સમાધિસ્થ લોકોનું મન સમાધિ અવસ્થામાંથી એક ભૂમિકા નીચે ઉતરીને કયાં સ્થિર થશે ? જે સત્ત્વગુણી લોકો છે તેમની પાસેજ. પછી આ વાત મહાભારતમાં છે કે નહિ તે વાંચીને ખાત્રી કરી જોઇ. (હસાહસ.)

એમાં હાજરાનો વાંક નથી. સાધક અવસ્થામાં બધા પદાર્થોને **નેતિ નેતિ** કહીને બાજુએ મૂકી દેવા પડે છે. સિદ્ધ અવસ્થાની વાત જૂદી છે. એકવાર તેનું દર્શન કર્યા પછી અનુલોમ, વિલોમ બધુંએ સ્પષ્ટ સમજાઇ જાય છે. પ્રથમ તો છાશને બાજુએ મૂકીને માખણ કાઢી લેવું; પછી માલૂમ પડશે કે જે પદાર્થનું માખણ બનેલું છે તેજ પદાર્થની છાશ પણ બનેલી છે. વસ્તુતઃ એકજ પદાર્થનાં રૂપાંતર છે. તેમ ઇશ્વરનું દર્શન થયા પછી સમજાય છે કે તેજ નાના રૂપે દેખાય છે, કોઇ ઠેકાણે તેનો પ્રકાશ વિશેષ તો કોઇ ઠેકાણે ઓછો.

જ્યારે નદીમાં પૂર આવે છે ત્યારે આસપાસનાં ખેતરોમાં પણ વાંસ વાંસ પૂર પાણી થઇ જાય છે. બધે પાણીજ પાણી. નદીના મૂળ આગળ જોશો તો તે વાંકી-ચૂંકી, અમુક ઉંચાણવાળી સપાટીનો ત્યાગ કરીને વહેતી માલૂમ પડશે; પણ જ્યારે પૂર આવે છે ત્યારે ઉંચાણ; નીચાણ, ખડક, ટેકરા, ખેતરો સર્વ એકાકાર થઇ જાય છે. પછી તેનો પ્રવાહ પ્રથમની માફક વાંકોચૂંકો માલૂમ પડતો નથી. જ્યાં હોડી હંકારો ત્યાં ચાલે. પછી તમારે નદીના પ્રવાહની દિશામાં હોડીને વાંકીચૂંકી હંકારવાની જરૂર રહેતી નથી. જ્યારે ખેતરમાં વાવેતર કરેલું હોય છે, ત્યારે ખેતરમાં થઇને જવાતું નથી સીમાડે સીમાડે જવું પડે છે, પણ જ્યારે ધાન્ય લણાઈ જાય ત્યારે ફાવે ત્યાં થઇને જાઓને; કશી હરકત નથી. તેમ સાધક અવસ્થામાં આ આત્મ પદાર્થ અને આ અનાત્મ પદાર્થ એમ ગણી અનાત્મ વસ્તુનો ત્યાગ કરવાની જરૂર પડે છે. ઇશ્વરસાક્ષાત્કાર થયા પછી માલૂમ પડશે કે અનાત્મ પદાર્થ છેજ નહિ, બધે ઇશ્વર, ઇશ્વરને ઇશ્વરજ.

એકવાર તેને પ્રાપ્ત કરો એટલે તમે સર્વમાં તેનુંજ દર્શન કરી શકશો. પણ મનુષ્યમાં તેનો પ્રકાશ વિશેષરૂપે થએલો છે. મનુષ્યમાં પણ જેઓ સત્ત્વગુણી છે; જેમને કામિનીકાંચનનો ઉપભોગ કરવાની લેશ માત્ર ઇચ્છા નથી, તેઓમાં સર્વથી વિશેષરૂપે તેનો પ્રકાશ જણાઇ આવે છે. (આ સાંભળીને સઘળા સ્તબ્ધ બની જાય છે.)

સમાધિની અવસ્થાએ ગએલો આત્મા જ્યારે એક ભૂમિકા નીચે ઉતરે છે; ત્યારે તેનું ચિત્ત કયાં સ્થિર થશે ? માટેજ જેમણે કામિનીકાંચનનો ત્યાગ કર્યો હોય

એવા સત્ત્વગુણી શુદ્ધ ભકતોની જરૂર છે. તેવા કોઇ ન હોય તો સમાધિસ્થ લોકોનું મન ક્યાં જઇને ઠરે ?

## ઈશ્વરને માતૃવત્ ગણવાની ભાવના

જે બ્રહ્મ છે તેજ આદ્યશક્તિ છે. જ્યારે તે નિષ્ક્રિય હોય છે ત્યારે તેને બ્રહ્મ કહે છે અથવા પુરુષ કહે છે. જ્યારે તે સૃષ્ટિ, સ્થિતિ અને પ્રલય કરે છે; ત્યારે તેને શક્તિ અથવા પ્રકૃતિ કહીએ છીએ. પુરુષ અને પ્રકૃતિ. જે પુરુષ છે તેજ પ્રકૃતિ છે. આનંદમય અને આનંદમયી.

જેને પુરુષનું જ્ઞાન થયું છે તેને પ્રકૃતિનું પણ જ્ઞાન થાય છે. જે ઈશ્વરને પિતા તરીકે ઓળખે છે તે તેને મા તરીકે પણ ઓળખેજ છે. ( કેશવ હસે છે. )

જેને અંધકારનું જ્ઞાન થયું છે તેને તેજનું પણ જ્ઞાન છેજ. જેને રાતનું જ્ઞાન છે તેને દિવસનું જ્ઞાન પણ હોય છેજ. જેને સુખનું જ્ઞાન છે તેને દુ:ખનું પણ જ્ઞાન હોય છેજ. તમે સમજ્યાને ?

કેશવ:—( રામકૃષ્ણજીને સ્મિત કરીને ) હાજી, સમજ્યો.

શ્રીરામકૃષ્ણ:—મા ! એ મા ! કોણ ? આખા જગતની મા ! જેણે જગતને ઉત્પન્ન કર્યું છે અને તેનું પાલન કરી રહી છે, જે પોતાના બાળકોનું સર્વદા રક્ષણ કરે છે અને ધર્મ, અર્થ, કામ, મોક્ષ—જે કોઇ પદાર્થ જોઇએ તે આપે છે. સારાં છોકરાં મા વગર રહી શકતાંજ નથી. છોકરાં તો બસ ખાઇ–પીને આનંદ કરે છે; બીજા કશાની તેમને પરવાજ હોતી નથી.

કેશવ:—હાજી, બરાબર છે.

## ઈશ્વરના ઐશ્વર્યનું વર્ણન

આટલી વાત કરતાં કરતાં પરમહંસજી મૂળ પ્રકૃતિપર આવી ગયા. કેશવની સાથે હસીને વાતો કરવા લાગ્યા. આખો ઓરડો માણસોથી ભરાઇ ગયો હતો. તેઓ એક ચિત્તે આ બેઉ મહાત્માઓનો વાર્તાલાપ શ્રવણ કરતા હતા. ‘ તમે કેમ છો ? ’ એટલું કહેવાની પણ કોઇને વૃત્તિ થતી ન હતી એટલે સુધી સઘળા સ્તબ્ધ બનીને સાંભળતા હતા. વાર્તાનો વિષય કેવળ ઈશ્વર સંબંધી હતો.

શ્રીરામકૃષ્ણ:—( કેશવને ) બ્રહ્મજ્ઞાનીઓ ઈશ્વરના ઐશ્વર્યનું આટલું આટલું વર્ણન શામાટે કરતા હશે ? ‘હે ઈશ્વર ! તમે સૂર્ય, ચંદ્ર, નક્ષત્રો ઉત્પન્ન કર્યાં છે.’ આ બધું કહેવાની શી જરૂર છે ? ઘણા માણસો અમુક ગૃહસ્થોનો બગીચો જોઇને તે બગીચાની શોભાની ખૂબ તારીફ કરે છે. પણ તે બગીચાના ખુદ માલિક સાથે ઓળખાણ કરવાની ઇચ્છા તો ઘણા થોડા માણસનેજ હોય છે. બગીચો મોટો કે બગીચાનો માલિક ?

જો દારૂજ પીવો હોય તો કલાલની દુકાનમાં કેટલા મણ દારૂ છે તેનો હિસાબ કરવાની શી જરૂર છે ? આપણને તો એકજ બાટલી પીતાં નિશો ચડી જાય છે. આપણને તો નિશો ચડાવવા સાથેજ કામ છે ને ?

## વિષ્ણુ મંદિરમાં ઘરેણાંની ચોરી

મેં નરેન્દ્રને જ્યારે જોયો ત્યારે તેના બાપનું નામ શું છે અથવા તેના બાપનું ઘર ક્યાં છે એવા સવાલ મેં તેને કદિ પૂછ્યાજ નથી.

શું સમજ્યા ? જે માણસોને પોતાને ઐશ્વર્ય પ્રિય હોય છે તેઓ એમ સમજે છે કે ઈશ્વરને પણ ઐશ્વર્ય પ્રિય છે. તેઓ એમ માને છે કે ઈશ્વરના ઐશ્વર્યની પ્રશંસા કરીશું તો તે પ્રસન્ન થશે. શંભુ મલ્લિક કહે છે કે જો તેની ( ઈશ્વરની ) કૃપા હશે તો આ મારી સઘળી દોલત તેના ચરણકમળમાં અર્પણ કરીને દેહત્યાગ કરીશ. મેં કહ્યું કે જેને તમે દોલત કહો છો તે તો તેની નજરમાં માટી સમાન છે. તેને તમે શું આપવાના હતા ? એ તો તમારે હિસાબે દોલત છે. ઈશ્વરને તેની જરાએ પરવા નથી.

એકવાર દક્ષિણેશ્વરના વિષ્ણુમંદિરનાં ઘરેણાંની ચોરી થઈ હતી. તે વખતે હું અને સેજો બાબુ દર્શન કરવા ગયા. સેજો બાબુ કહે,–જાઓ, જાઓ, ભગવાન્ ! તમે આવા કેવા ? તમારા શરીર ઉપરથી ચોર ઘરેણાં લઇ ગયા અને તમે કશું બોલ્યાજ નહિ !' મેં સેજો બાબુને કહ્યું,–'તમે આવું શું બોલતા હશો ? તમે જેને ઘરેણાં ઘરેણાં કહો છો તે તો ઈશ્વરની નજરમાં માટી બરોબર છે. સાક્ષાત્ લક્ષ્મી જેની શક્તિ છે તે તમારાં આપેલાં બે ચાર ઘરેણાં ચોરાઇ જાય તેની શું પરવા પણ કરે કે ? એવું આજ પછી બોલતા નહિ.'

ઈશ્વર શું ઐશ્વર્યથી પ્રસન્ન થાય છે ? તે તો ભક્તિથી પ્રસન્ન થાય છે. તેને શું પ્રિય છે ? પૈસાઘરેણાં નહિજ. તેને તો ભાવ, ભક્તિ, પ્રેમ, વિવેક, વૈરાગ્ય એવા એવા ગુણ પ્રિય છે.

જેનો જેવો ભાવ તે મુજબ તે ઈશ્વરનું સ્વરૂપ કલ્પી લે છે. કેટલાક તમોગુણી ભક્ત હોય છે તેઓ એમ જાણે છે કે માને બકરાનું માંસ ભાવે છે તેથી તે માને બકરાના માંસનું બલિદાન આપે છે. રજોગુણી ભક્તો તેને નાના પ્રકારનાં મિષ્ટાન્ન અર્પણ કરે છે. સત્ત્વગુણી ભક્તોની પૂજામાં કશો આડંબર હોતોજ નથી. તે તો એવી રીતે પૂજા કરે છે કે લોકો જાણવાજ ન પામે. તેને ફૂલની પણ દરકાર હોતી નથી. ગંગાજળ અને બિલિપત્ર હોય તોપણ ચાલે. ધાણીની ગોળપાપડી કે એકાદ બે પતાસાં નૈવેદ્યમાટે હોય તોપણ કાંઇ નહિ. કોઇ કોઇવાર વળી મન થાય તો માને ખીરનું નૈવેદ્ય ધરાવી દે.

એ ત્રણ ઉપરાંત સર્વથી શ્રેષ્ઠ ત્રિગુણાતીત ભક્ત હોય છે. તેમનો સ્વભાવ તો

તદ્દન નાના બાળક જેવો હોય છે. ઈશ્વરનું નામ સ્મરણ એજ તેની પૂજા. બસ, કેવળ નામજ.

## ઈશ્વરનું દવાખાનું અને ચિકિત્સા

શ્રીરામકૃષ્ણ:—( કેશવને ) તમને મંદવાડ શાથી આવ્યો હશે ? તેમાં પણ અર્થ સમાયલો છે. તમારા શરીરમાંથી અનેક પ્રકારના ભાવ હવે ચાલ્યા ગયા છે, તેથી તમારા શરીરની આવી અવસ્થા થઇ છે. જ્યાંસુધી ભાવનો આવેશ હોય છે; ત્યાં સુધી કશું જણાતું નથી. કેટલાક દિવસ પછી શરીરને આઘાત લાગે છે. હું જોઉં છું કે જ્યારે એકાદ મોટું જહાજ ગંગા ઉપર થઇને ચાલ્યું જાય છે ત્યારે કશી ખબર પડતી નથી. ઓ મા ! થોડીવાર પછી જોઉં છું તો કિનારા ઉપર પાણી ધડાક ધડાક અફળાવા લાગે છે. એવા તો જોરથી કિનારા ઉપર અફળાવા માંડે છે કે જાણે હમણાંજ ત્યાંની જમીન ખોદાઇ જશે !

નાના સરખા ઝુંપડામાં હાથી પેસી જાય તો ઘરને એટલો બધો આંચકો લાગે છે કે જાણે હમણાંજ તે તૂટી પડશે; તેમ જ્યારે ભાવરૂપી હાથી દેહરૂપા ઝુંપડામાં પ્રવેશ કરે છે, ત્યારે તેને પણ ઘણો આઘાત લાગે છે.

શું થાય છે તે તમે જાણો છો ? જ્યારે આગ લાગે છે ત્યારે અનેક વસ્તુઓ બળીને ખાખ થઇ જાય છે અને લોકો હાય ! હાય ! કરવા લાગે છે, તેમ જ્ઞાનરૂપી અગ્નિ પ્રથમ તો કામ, ક્રોધ વગેરેને બાળીને ખાખ કરી નાખે છે; ત્યાર પછી અહં-ભાવનો નાશ કરે છે. અને એ થઇ રહ્યા પછી શરીરને ખૂબ આઘાત પહોંચાડે છે.

તમે કદાચ એમ મનમાં સમજતા હશો કે તમારા આત્માનો તમામ રોગ નષ્ટ થઇ ગયો છે; પણ જ્યાંસુધી જરાક પણ રોગ રહી ગયો હશે ત્યાંસુધી તે તમને છોડનાર નથી. એકવાર તેના ( ઈશ્વરના ) દવાખાનામાં જઇને નામ લખાવી આવો પછી જ્યાંસુધી લેશમાત્ર પણ રોગ રહેલો હશે ત્યાંસુધી દાક્તર સાહેબ તમને છૂટા કરે એમ નથી. તમે નામ લખાવી આવ્યાજ શામાટે ? (હસાહસ)

દવાખાનાની વાત સાંભળીને કેશવને ઘણુંજ હસવું આવ્યું. એટલું તો હસવા લાગ્યા કે તેનાથી હસવું ખાળી શકાયુંજ નહિ. હસતા બંધ રહે અને વળી પાછા હસી પડે. પરમહંસજીએ આગળ વાત ચલાવી.

શ્રીરામકૃષ્ણ:—( કેશવને ) હૃદય કહે કે મેં કદિ આવો ભાવ અને આવો વ્યાધિ જોયોજ નથી. તે વખતે હું ઘણોજ માંદો હતો. વારે વારે દસ્ત થઇ જાય. માથામાં તો જાણે લાખો કીડીઓ ચટકા ભરતી હોય તેવી વેદના થાય; તોપણ ઈશ્વર સંબંધી ચર્ચા તો રાતદિવસ ચાલુજ. નાટાગડવાળા રામ કવિરાજ મને જોવા આવ્યા હતા. તેમણે જોયું તો હું બેઠો બેઠો વિચાર કર્યા કરતો હતો. તે કહે, 'આ તે ગાંડો છે

કે શું ? શરીરમાં તો માત્ર ચાર હાડકાંજ રહ્યાં છે અને હજી વિચાર કરે છે !'

## ઇશ્વર એજ ગુરુ અને કર્તા. કેશવને માટે શ્રીરામકૃષ્ણની લાગણી

શ્રીરામકૃષ્ણઃ—( કેશવને ) તેની ઇચ્છા.

સકલ ઇ તોમાર ઇચ્છા, ઇચ્છામયી તારા તુમિ,
તોમાર કર્મ તુમિ કરો મા, લોક બોલે કરિ આમિ.

"સર્વ તમારી ઇચ્છા મુજબજ થાય છે. હે તારા ! ( દેવી ) તું ઇચ્છામયી છે. હે મા ! તમે તમારૂં કામ કર્યા કરો છો અને લોકો કહે છે કે અમે કરીએ છીએ."

શિયાળો બેઠો એમ જાણીને માળી બસરાઇ ગુલાબના છોડનાં મૂળીઆં આગળની જમીન ખોતરીને સાફ કરી દે છે. પછી શિયાળામાં તેના ઉપર ઉત્તમ પ્રકારનાં ફૂલ આવે છે. તેમ તે પણ હમણાં તમારાં મૂળીઆં ખોતરીને સાફસુફ કરે છે. (શ્રીરામકૃષ્ણ અને કેશવ હસે છે) તમે જોજો એમાંથી ઘણુંજ ઉત્તમ પરિણામ આવશે.

તમારા મંદવાડની વાત સાંભળીને મારૂં હૃદય ઘણું આકુળ વ્યાકુળ થઇ જાય છે. પહેલાં તમે માંદા પડયા હતા ત્યારે હું રાત્રિના છેલ્લા પ્રહરમાં રડી પડયો હતો. મેં કહ્યું; ' મા ! જો કેશવના શરીરને કાંઇ થશે તો હું કોની સાથે વાતો કરીશ ? ' પછી મેં સિદ્ધેશ્વરી માતાને લીલું કોપરૂં અને સાકરની માનતા માની હતી, કે મા તમને સારા કરી દે.

કેશવના ઉપર રામકૃષ્ણજીનો સાચા દિલનો પ્રેમ અને તેને માટે તેમના કલ્પાંતની વાત સાંભળીને સઘળા સ્તબ્ધ બની ગયા.

શ્રીરામકૃષ્ણઃ—હવે મારા હૃદયને પહેલાંના જેટલું નથી લાગતું. હું તો સાચેસાચું કહું છું. પણ બે ત્રણ દિવસ બહુ લાગી આવ્યું.

પૂર્વ દિશા તરફના જે બારણામાંથી કેશવબાબુ દિવાનખાનામાં દાખલ થયા હતા તે બારણા આગળ તેમનાં પૂજ્ય માતુશ્રી આવીને ઉભાં રહ્યાં. તે બારણા આગળ ઉભા રહીને ઉમાનાથે રામકૃષ્ણજીને કહ્યું કે મા આપને પ્રણામ કરે છે.

આ સાંભળીને પરમહંસજી હસી પડયા. ઉમાનાથે કહ્યુંઃ 'મા તમને એમ કહે છે કે કોઇ રીતે કેશવને સારો કરો.' પરમહંસજીએ કહ્યું; 'સુવચની, આનંદમયી માને અરજ કરો. તે બધાં દુઃખનો નાશ કરશે.' પછી તેમણે કેશવને કહ્યું; હવે તમારે ઘરમાં ઝાઝું રહેવું નહિ. બૈરાં, છોકરાં સાથે રહેશો તો વધારે ડૂબતા જશો. ઈશ્વર સંબંધી વાતો કરવામાંજ તમારૂં શ્રેય છે.'

પરમહંસજી આ વાત અત્યંત ગંભીરપણે કહેતા હતા છતાં નાના બાળકની

માફક હસતા હતા. કેશવને કહે; 'લાવો, તમારો હાથ જોઉં.' નાના બાળકની માફક કેશવનો હાથ પકડીને તેનું વજન જોવા લાગ્યા. પછી કહ્યું; 'નહિ. તમારો હાથ તો હલકો છે.' લુચ્ચા માણસોનો હાથ ભારે હોય છે, (હસાહસ) ઉમાનાથે બારણા આગળથી કહ્યું; 'મા કહે છે કે કેશવને આશીર્વાદ દો.'

શ્રીરામકૃષ્ણઃ—(ગંભીર અવાજે) હું શું આશીર્વાદ દેવાનો હતો? આશીર્વાદ દેનાર તો તેજ. 'હે મા! તમે તમારૂં કામ કર્યા કરો છો અને લોકો કહે છે કે અમે કરીએ છીએ.'

ઈશ્વર બે પ્રસંગે હસે છે. જ્યારે બે ભાઇઓ જમીન વહેંચતાં લડી પડે છે અને દોરીવતી જમીન માપીને કહે છે કે, 'અહીં સુધી મારી હદ અને આટલી તારી હદ' ત્યારે ઈશ્વર હસીને કહે છે કે આખું જગત્ મારૂં છે. તમે જમીનના એક નજીવા ટૂકડાને માટે વઢી મરો છો અને કહો છો કે આટલો મારો અને આટલો તારો!

ઈશ્વર બીજે કયે પ્રસંગે હસે છે કે જ્યારે કોઇ એક બાળક માંદું પડયું હોય, તેની મા રડતી હોય અને દાકતર આવીને કહે કે, 'તમે ગભરાશો નહિ; હમણાં હું એને આરામ કરી દઇશ.' તે બિચારો જાણતો નથી કે જેને ઈશ્વર મારવા બેઠો છે તેને સાજા કરવાની માણસની શી તાકાત છે? (આ સાંભળીને સઘળા સ્તબ્ધ થઇ જાય છે.)

આ વાત ચાલતી હતી તેવામાં કેશવને પુષ્કળ ઉધરસ આવી અને ઘણા વખત સુધી તેણે ઠાંસો ખાધાજ કર્યો. ઉધરસ અટકેજ નહિ, એમના ઠાંસવાનો અવાજ સાંભળીને સર્વનાં હૃદય દ્રવી ગયાં. ઘણી વારે અને ઘણું દુઃખ વેઠયા પછી ઉધરસ જરા શમી. હવે તેમનાથી બેસાય એમ ન હતું. તેમણે પરમહંસજીને દંડવત્ પ્રણામ કર્યા. ત્યાર પછી તે ઉભા થયા અને ભીંતને આધારે ચાલીને પોતાના ઓરડામાં ગયા.

---o---

## સિદ્ધિ નહિ પણ તમારી ભક્તિજ આપજો

આજે પરમહંસજીને અન્ન જમાડીને ઘેર મોકલવાના હતા. કેશવનો મોટો પુત્ર તેમની પાસે આવીને બેઠો.

અમૃતે કહ્યું:—આ કેશવનો મોટો છોકરો છે. આપ એને આશીર્વાદ દો. માથે હાથ મૂકીને આશીર્વાદ દો.

શ્રીરામકૃષ્ણઃ—હું આશીર્વાદ દેવાનું સામર્થ્ય ધરાવતો નથી. એમ કહીને તેમણે તે છોકરાને શરીરે હાથ ફેરવવા માંડયો.

અમૃતઃ—(હસીને) ઠીક ત્યારે, શરીરે હાથ ફેરવો. (બધા હસી પડે છે.)

પરમહંસજી અમૃત તથા બીજા બ્રહ્મસમાજના ભકતો સાથે કેશવની વાતો કરવા લાગ્યા.

શ્રીરામકૃષ્ણઃ—(અમૃત વગેરેને) 'એને સારૂં થાઓ!' એવી એવી વાતો મારાથી

કહેવાતીજ નથી. એવી શક્તિ 'સિદ્ધિ' હું માની પાસે કદિ માગતોજ નથી. હું તો એટલુંજ કહું છું કે મા! મને તમારી શુદ્ધ ભક્તિજ આપજો.

એ કાંઇ જેવી તેવી છે? જે લોકોને ધનની વાસના છે તેઓ પણ એને માને છે અને વિતૃષ્ણ સાધુઓ પણ એને માને છે. મેં *દયાનંદને જોયા હતા. ત્યાં બગીચામાં ઉતર્યા હતા. કેશવસેન, કેશવસેન, કરીને ઘર આંગણું કરતા હતા કે ક્યારે કેશવ આવે! ઘણું કરીને તેજ દિવસે કેશવ અને દયાનંદની મુલાકાત થઇ હતી.

દયાનંદ બંગાળી ભાષાને 'ગૌડાણ્ડ ભાષા' કહેતા હતા.

ઘણું કરીને તે (કેશવ) હોમ અને દેવતાઓને માનતા નહિ; તેથી દયાનંદે તેમને કહ્યું હતું કે ઇશ્વર જ્યારે આટલા બધા પદાર્થ પેદા કરી શકયા ત્યારે તેમનાથી માત્ર એકલા દેવતાઓજ ઉત્પન્ન થઇ શકયા?

પરમહંસજી કેશવના શિષ્યો આગળ તેનાં ફરીથી વખાણ કરવા લાગ્યા.

શ્રીરામકૃષ્ણઃ—કેશવ કાંઇ બુદ્ધિહીન નથી. તેણે ઘણાને કહ્યું છે કે, 'જેને સંદેહ હોય તેમણે તેની (ઇશ્વર) પાસે જઇને ખુલાસો કરવો.' મારો પણ એવોજ સ્વભાવ છે. મને ગુરુ થવું ગમતું નથી. આપણા કરતાં તેનામાં કરોડોગણા વધારે ગુણ છે. હું માન લઇને શું કરૂં?

તે મહાન્ છે. જેમને ધનની વાસના છે તેઓ પણ તેને માને છે; વળી સાધુઓ પણ તેને માને છે.

ત્યાર પછી પરમહંસજીને ગળ્યું મોં કરાવ્યું. હવે તેમને ગાડીમાં બેસાડવાનો સમય થયો હતો. બ્રાહ્મભક્તોએ તેમને ગાડીમાં બેસાડયા.

દાદરેથી ઉતરતાં તેમણે જોયું કે નીચલા ભાગમાં દીવો ન હતો, તેથી તેમણે અમૃત વગેરે કેશવના શિષ્યોને કહ્યું;-'બધે ઠેકાણે અજવાળું રાખવું જોઇએ. ઘરમાં બધે દીવા ન મૂકવાથી દારિદ્ર આવે છે. હવેથી એવું નહિ કરતા.'

પછી તેમણે બે શિષ્યોને સાથે રાખીને દક્ષિણેશ્વર તરફ પ્રયાણ કર્યું.

---

* આર્યસમાજના સ્થાપનાર સ્વામીશ્રી દયાનંદ સરસ્વતી.



# खंड ओगणत्रीशमो

## શ્રીગૌરાંગ અને ચૈતન્યદેવની અવસ્થાઓમાં સામ્ય



આજે ઈ૦ સ૦ ૧૮૮૩ની ડિસેંબરની બીજી તારીખ અને રવિવાર છે. બપોરના એક બે વાગ્યાનો સમય થવા આવ્યો છે. શ્રી રામકૃષ્ણ પોતાના ઓરડામાં હમેશની માફક નાના ખાટલા ઉપર બેઠા છે, અને શિષ્યોની સાથે ઈશ્વરચર્ચા કરે છે. અધર, મનમોહન, શિવચંદ્ર, રાખાલ, માસ્તર, હરિશ વગેરે અનેક શિષ્યો ત્યાં બેઠા છે. હાજરા તો હમણાંનો ત્યાંજ રહે છે. પરમહંસજી મહાપ્રભુ ( શ્રી ચૈતન્ય )ની અવસ્થાનું વર્ણન કરે છે.

શ્રીરામકૃષ્ણઃ—(શિષ્યોને) ચૈતન્યદેવની ત્રણ અવસ્થાઓ હતી.

૧ બાહ્યદશાઃ—તે વખતે તેમનું મન સ્થૂળ અને સૂક્ષ્મ દેહમાં રહેતું હતું.

૨ અર્ધબાહ્યદશાઃ—તે વખતે કારણ શરીરમાં અને કારણાનંદમાં મન જતું હતું.

૩ અંતર્દશાઃ—તે વખતે મહાકારણમાં તેમનું મન લય થઇ જતું.

વેદાંતના પંચકોષની સાથે આનો બરાબર મેળ બેસી જાય છે. સ્થૂળશરીર એટલે અન્નમય અને પ્રાણમય કોષ. સૂક્ષ્મશરીર એટલે મનોમય અને વિજ્ઞાનમય કોષ. કારણશરીર એટલે આનંદમય કોષ. મહાકારણ પંચકોષથી પર છે. એનું નામ નિર્વિકલ્પ અથવા જડ સમાધિ.

જ્યારે ચૈતન્યદેવની બાહ્યદશા થતી ત્યારે તે નામસંકીર્તન કરતા; અર્ધ બાહ્યદશામાં તે પોતાના ભકતોની સાથે નૃત્ય કરતા હતા; અને અંતર્દશામાં સમાધિસ્થ થઇ જતા.

માસ્તરઃ—(સ્વગત) શું પરમહંસજી ચૈતન્ય ભગવાનની અવસ્થાઓનું વર્ણન કરીને પોતાનીજ અવસ્થાનું સૂચન તો નહિ કરતા હોય ? ચૈતન્ય ભગવાનની અવસ્થાઓ એમને આબેહૂબ મળતી આવે છે.

શ્રીરામકૃષ્ણઃ—ચૈતન્ય ભક્તિના અવતાર હતા. મનુષ્યોને ભક્તિનો ઉપદેશ આપવાના ઉદ્દેશથીજ અવતીર્ણ થયા હતા. તેમનાપ્રત્યે ભક્તિ ઉત્પન્ન થાય એટલે

બધુંએ આવી ગયું. પછી હઠયોગ બઠયોગ કશાની જરૂર રહેતી નથી. કેવળ ભક્તિ-વડેજ જે કરવાનું છે તે થઇ જાય છે.

## હઠયોગ અને રાજયોગ

એક શિષ્યઃ—વારૂ, હઠયોગનો અર્થ શો ?

શ્રીરામકૃષ્ણઃ—હઠયોગમાં શરીરની ઉપર ઘણું લક્ષ આપવામાં આવે છે અને શરીર ઉપર કાબૂ મેળવવાને ઘણો શ્રમ લેવો પડે છે. નેતી, ધોતી, બસ્તી, કુંજલ વગેરે ક્રિયાઓ કરે છે. વજ્રોલિની ક્રિયાવડે, જનનેન્દ્રિયવડે દૂધ, ઘી વગેરે પદાર્થો ખેંચે છે. ખેચરી પણ કેટલાક કરે છે. કેટલાક જમીનથી અદ્ધર થઇ જાય છે.

એ બધા વાયુના ચમત્કાર છે. * એક બાજીગરે એકવાર તમાસો કરતાં કરતાં તાળવામાં જીભ પેસાડી દીધી. એકાએક તેનું શરીર નિશ્ચેષ્ટ થઇ ગયું. લોકોએ જાણ્યું કે તે મરી ગયો, તેથી તેને કબરમાં દાટી દીધો. ઘણાં વરસ પછી એ કબર ને કોઇએ ખોદી કહાડી, અને એકાએક પેલો બાજીગર શુદ્ધિમાં આવી ગયો. શુદ્ધિમાં આવતાંજ તે બોલવા લાગ્યો; ' લગી હૈ ! ભૂરકી લગી હૈ, ( હસાહસ ) એ બધા ચમત્કાર વાયુને નિયમમાં લાવ્યાથી થાય છે. વેદાંતવાદીઓ હઠયોગને માનતા નથી.

યોગ બે પ્રકારના છેઃ—હઠયોગ અને રાજયોગ. રાજયોગનું કાર્ય શરીર ઉપર નહિ પણ મન ઉપર થાય છે, અને મનને નિયમમાં લાવીને યોગ સધાય છે. તેવીજ રીતે ભક્તિવડે અથવા જ્ઞાનવડે પણ યોગ થઇ શકે છે. એ યોગ ઘણો સારો છે. હઠયોગ સારો નથી, ખાસ કરીને કળિયુગ માટે; કેમકે આપણાં શરીર અન્નથી પોષાયલાં છે.

---

* આ વાત કહેવામાં કે લખવામાં થોડોક ફેરફાર થવાથી દૃષ્ટાંત બરાબર લાગુ પડતું નથી. હકીકત એવી છે કે એક વાર એક રાજા પાસે એક બહુરૂપી આવ્યો. રાજાએ કહ્યું કે તું યોગીનો ખેલ કરી બતાવ. એટલે પેલાએ સમાધિ ચઢાવી દીધી; પણ તેને સમાધિ ઉતારતાં આવડતી ન હતી. તેમ સભામાંથી કોઇને આવડતું ન હતું; તેથી તેને દાટવામાં આવ્યો. ઘણે વરસે કબર ખોદતાં તેનું શબ નીકળી આવ્યું પણ તે તેવું ને તેવુંજ હતું. કોઇ યોગીએ તેને શુદ્ધિમાં આણ્યો, એટલે તે બોલ્યો; ' મહારાજા સાહેબ ! હવે મને ઇનામ આપો ' વાતનું તાત્પર્ય એ છે કે સમાધિ ચડાવતાં આવડી તોપણ ભવૈયો તે ભવૈયોજ રહ્યો. માટે અમુક માણસ સમાધિ ચડાવે છે એટલાથીજ મોહિત થવું નહિ. ભા૦ કo

## રામકૃષ્ણજીના શિષ્યો–પરમહંસજીની પોતાની હકીકત તેમની સાત્ત્વિક ઇચ્છાઓ અને તેની સિદ્ધિ

શ્રીરામકૃષ્ણજી નોબતખાનાની બાજુના રસ્તા ઉપર ઉભા છે. નોબતખાનાના ઓટલાની એક બાજુએ, કઠેરાની પાછળ મણિ ઉંડા વિચારમાં નિમગ્ન થએલો બેઠો હતો. શું તે ઈશ્વરનો વિચાર કરતો હશે? પરમહંસજી દિશાએ જવા ગયા હતા, ત્યાંથી હાથ મોં ધોઇને મણિની પાસે ઉભા હતા.

શ્રીરામકૃષ્ણ:—(મણિને) કેમ રે! અહીં બેઠો છે? તારૂં કામ જલદી પાર પડશે. જરાક મહેનત કરીશ તો તે આવીને કહેશે કે હું આ રહ્યો!

મણિ ચકિત થઇને પરમહંસજીની સામે જોઇ રહ્યો. હજી તે પોતાની જગ્યાએથી ઉઠ્યો ન હતો.

શ્રીરામકૃષ્ણ:—હવે તારો વખત થવા આવ્યો છે. પક્ષીનાં ઇંડાને ફાટવાનો સમય થયા વગર તે ફાટતાં નથી. હું જે ઘરની વાત કરૂં છું તેજ તારૂં સાચું ઘર છે. એમ કહીને તેમણે મણિને તેનું 'ઘર' ફરીથી બતાવ્યું.

શ્રીરામકૃષ્ણ.—બધાને પુષ્કળ તપશ્ચર્યા કરવાની જરૂર પડતી નથી; પરંતુ મને ઘણીજ ઉગ્ર તપશ્ચર્યા કરવી પડી હતી. માટીના ઢેફાનું ઉશીકું કરીને પડી રહેતો. દિવસ પૂરો થયો કે રાત પડી તેનું કશું ભાનજ નહિ. માત્ર મા મા કહીને પોકારતો અને રડતો.

મણિ પરમહંસજીની પાસે બે વરસથી આવે છે. તે અંગ્રેજી ભણે છે. પરમહંસજી તેને ઘણી વાર 'ઇંગ્લિશમૅન' કહેતા. હમણાં કૉલેજમાં જાય છે. લગ્ન થયું છે. હમણાંજ સંસારમાં પ્રવેશ કર્યો છે.

મણિને કેશવસેનનાં તથા બીજા વિદ્વાનોનાં વ્યાખ્યાન સાંભળવાં બહુ ગમે છે. અંગ્રેજી ફિલસુફી અને સાયન્સનાં પુસ્તકો વાંચવાનો તેને ઘણો શોખ છે; પરંતુ શ્રીરામકૃષ્ણની પાસે આવ્યા પછી યૂરોપિયન પંડિતોના ગ્રંથ તેમજ અંગ્રેજી અથવા કોઇ પણ ભાષામાં અપાતાં વ્યાખ્યાન તેને હવે નિરસ લાગે છે. હાલ તો તેને પરમહંસજીનાં રાતદિવસ દર્શન કરવાં અને તેમના કથામૃતનું પાન કરવું એટલુંજ પ્રિય લાગે છે.

આજકાલ મણિને પરમહંસજીએ કહેલી એકની એકજ વાત યાદ આવ્યા કરે છે. પરમહંસજી કહે છે કે સાધન કર્યાથી ઈશ્વરનું દર્શન થાય છે, અને વળી તે કહે છે કે ઈશ્વરનું દર્શન કરવું એજ મનુષ્યજીવનનો ઉદ્દેશ છે;

શ્રીરામકૃષ્ણ:—જરાક સાધન કરીશ એટલે કોઇ તને કહેશે કે તે આ રહ્યો. તું એકાદશી કરજે;

તું મારા અંગનો માણસ છે. નજીકનોજ સગો છે. તેમ ન હોય તો તું આટલી બધી વાર મારી પાસે આવેજ કેમ ? કીર્તન સાંભળતાં સાંભળતાં મેં રાખાલને જોયો તો જાણે વ્રજમંડળમાં ઉભો હોય એવું મને લાગ્યું. નરેન્દ્રનું 'ઘર' ઘણું ઉંચે છે. * હીરાનંદનું પણ ઉંચે છે. તેમનો સ્વભાવ કેવો બાળકના જેવો સરળ છે ? પ્રકૃતિ કેવી મધુર છે ! તેમને જોવાનું મને ઘણી વાર મન થાય છે.

એક વાર મને શ્રીગૌરાંગનું સાંગોપાંગ દર્શન થયું હતું. ભાવાવિષ્ટ અવસ્થામાં નહિ. આજ દૃષ્ટિએ. પહેલાં મારી એવી અવસ્થા હતી કે નરી આંખે પણ હું બધું જોઇ શકતો. હાલ તો માત્ર ભાવ આવે છે ત્યારેજ દર્શન થઇ શકે છે.

મારી નરી આંખે મેં શ્રીગૌરાંગનું સાંગોપાંગ દર્શન કર્યું હતું. તે વખતે મેં તમને બધાને પણ જોયા હતા. બળરામને પણ જોયો હતો.

કેટલાકને જોઇને કોણ જાણે કેમ હું ફડાક લઇને ઉઠીને ઉભો થઇ જાઉં છું. જાણે કોઇ સ્નેહીને ઘણે દિવસે જોવા પામતો હોઉં તેવું મને થાય છે.

હું મા આગળ કલ્પાંત કરીને કહેતો કે મા ! તારા ભક્તોને માટે હું તરફડું છું. તેમને ઝટપટ મારી પાસે તેડી લાવ ! હું જે જે ઇચ્છા કરતો હતો તે બધી સફળ થઇ ગઈ.

મેં પંચવટીમાં તુલસીવન બનાવ્યું હતું. એવી ઇચ્છા હતી કે ત્યાં બેસીને જપ, ધ્યાન વગેરે કરૂં. તેની આસપાસ વાંસનો કઠેરો કરવાની મને ઇચ્છા થઇ. મેં જોયું તો જુઆળની સાથે થોડાક વાંસ અને દોરડીઓ પંચવટીની સામે તણાઇને આવેલાં. મંદિરની પાણીઆરી પાણી ભરવા ગઇ હતી તે દોડતી દોડતી મને ખબર કરવા આવી.

આવી અવસ્થા હતી ત્યારે મારાથી માતાની પૂજા થઇ શકતી નહિ. મેં કહ્યું; મા ! હવે મારી કોણ ખબર લેશે ? મારામાં હવે એટલી શક્તિ નથી કે હું મારૂં ભરણ પોષણ જાતે કરી શકું, તોપણ હજી મને તારી કથા સાંભળવાનું મન છે. હજી તારા ભક્તોને જમાડવાનું મને મન છે. મા ! એ બધું કેવી રીતે બની શકશે ? મા! કોઇ મોટા માણસ સાથે મારૂં ઓળખાણ કરાવી આપ. '

તે ઉપરથીજ સેજોબાબુ મારી આટલી સેવા કરે છે.

મેં વળી માને કહ્યું; ' મને પેટનાં છોકરાં તો થવાનાં નથી. પણ એવી ઇચ્છા છે કે કોઇ શુદ્ધ ભક્ત હોય એવો કોઇ છોકરો મારી પાસે હમેશાં રહે તો કેવું સારૂં ? એવો એકાદ છોકરો મને આણી આપ. ' તે ઉપરથી રાખાલ મને મળી આવ્યો. મારા જે આત્મીય છે તેમાંના કોઇ તેના અંશસ્વરૂપ છે, તો કોઇ તેની કલા-

* હીરાનંદ શોકીરામ સિંધના વતની હતા. એમનું જીવનચરિત્ર રા. દયારામ ગીડુમલે થોડા વખતપર પ્રસિદ્ધ કર્યું છે. એમના ભાઇ રા. મોતીરામ અદવાની સુરતમાં ડિસ્ટ્રિક્ટ જજજના હોદ્દા ઉપર હતા.

સ્વરૂપ છે. × × × × × ×

પરમહંસજી હવે પંચવટી તરફ જવા લાગ્યા. માસ્તર સાથે હતા. બીજું કોઇ ન હતું. તે હસતા હસતા તેના સાથે નાના પ્રકારની વાતો કરવા લાગ્યા.

શ્રીરામકૃષ્ણઃ—( માસ્તરને ) સાંભળ, એક દિવસ મેં જોયું તો કાલીમંદિરથી પંચવટીસુધી પહોંચે એવી અદ્દભુત મૂર્તિ મારી નજરે પડી. એ વાત તારા માન્યામાં આવે છે ?

માસ્તર સ્તબ્ધ થઇને ઉભા રહ્યા. તેણે પંચવટીની ડાળ ઉપરથી એક બે પાન તોડીને ગજવામાં મૂક્યાં.

શ્રીરામકૃષ્ણઃ—આ પડી ગએલી ડાળ જોઇ ? એની નીચે હું બેસી રહેતો.

માસ્તરઃ—એની એક કુમળી ડાંખળી તોડીને હું ઘેર લઇ ગયો છું અને સાચવી રાખી છે.

શ્રીરામકૃષ્ણઃ—(હસીને) શા માટે ?

માસ્તરઃ—તેને જોયાથી ચિત્ત પ્રસન્ન થાય છે તે માટે. આવતા જમાનામાં આ સ્થાન પવિત્ર તીર્થરૂપ બની જશે.

શ્રીરામકૃષ્ણઃ—(હસીને) કેવી જાતનું તીર્થ ? * પેનેટીના જેવું ?

પેનેટીમાં રાઘવ પંડિતનો મહોત્સવ ઘણી ધામધૂમ સાથે ઉજવાય છે. પરમહંસજી લગભગ દર વરસે એ ઉત્સવ જોવા જતા હતા; ત્યાંના સંકીર્તનમાં સામેલ થઇને પ્રેમાનંદમાં મસ્ત બનીને નૃત્ય પણ કરતા હતા. જાણે શ્રીગૌરાંગ પોતેજ પોતાના ભક્તોના પોકાર સાંભળીને સ્થિર ન રહેવાયાથી જાતે સંકીર્તનમાં સામેલ થઇને પોતાની મૂર્તિનું સર્વને દર્શન કરાવતા ન હોય !

## મહાન્ ભક્ત મહારાજ જયમલનું ચરિત્ર

સાંજ પડી. પરમહંસજી પોતાના ઓરડામાં નાના ખાટલા ઉપર બેઠા બેઠા માનું ચિંતન કરતા હતા. થોડીવાર પછી મંદિરોમાં આરતિનો આરંભ થયો. શંખ, ઘંટા વગેરે વાગવા લાગ્યાં. માસ્તર આજે અહીંજ રહેવાના હતા.

થોડી વાર પછી પરમહંસજીએ માસ્તરને ભક્તમાળમાંથી કાંઇક વાંચી સંભળાવવા કહ્યું. માસ્તરે વાંચવા માંડયુંઃ—

જયમલ નામે એક પવિત્ર આચરણવાળો રાજા હતો. શ્રીકૃષ્ણપ્રત્યે તેની અનન્ય અને અવર્ણ્ય ભક્તિ હતી. ભજન કરવાના નિયમનું તે અત્યંત દઢતાપૂર્વક પાલન કરતો હતો. તેના ઘરમાં શ્યામસુંદરની સેવા હતી. તેના સિવાય અન્ય દેવદેવીઓનું

* ખરૂં નામ પાણિહાટિ છે. ત્યાં રાઘવ પંડિત કરીને એક પ્રસિદ્ધ ગૌરાંગભક્ત થઈ ગયા હતા.

પૂજન કદિ કરતો નહિ. દરરોજ દશ ઘડીસુધી પૂજન, ધ્યાન વગેરે કરવાનો તેનો નિયમ હતો અને તેમાં ગમે તેટલું નુકસાન થવાનું હોય અથવા બીજી ગમે તે પ્રકારની અડચણ હોય તોપણ એ નિયમ તે કદિ તોડતો નહિ. કદાપિ આખું રાજ્ય ગુમાવી બેસવાનો સમય આવે કે પોતાના પ્રાણની હાનિ થવાનો સંભવ ઉભો થાય, તોપણ સેવાના સમય વખતે તે કદિ પણ ઐહિક વિષય તરફ ધ્યાન આપતો નહિ.

આ વાત તેના એક શત્રુરાજાના જાણવામાં આવ્યાથી લાગ જોઇને તેણે જયમલ્લના કિલ્લા ઉપર ચડાઇ કરી. રાજાની આજ્ઞા વગર તેનું સૈન્ય શત્રુની સામે થઇ શક્યું નહિ. શત્રુનું સૈન્ય નજીક આવતું ગયું અને જયમલનો કિલ્લો ઘેરાઇ ગયો તોપણ પોતે સેવામાં બેઠેલો હોવાથી તેણે લેશ માત્ર પણ દરકાર કરી નહિ. તેની મા આવીને કલ્પાંત કરવા લાગી તોપણ જયમલ ઉઠયો નહિ, ત્યારે તેણે નિરાશ થઇને માથું કૂટયું અને કહ્યું; કે 'તારૂં રાજ્ય જવા બેઠું છે તોપણ તું નજર સરખી કેમ કરતો નથી?' જયમલ કહે; 'મા! શામાટે સંતાપ કરો છો? જેણે આપ્યું છે તે લઇ લેશે તેમાં આપણે શી રીતે અટકાવી શકીશું? અને જો તેને રાખવું હશે તો કોઇની તાકાત નથી કે લઇ શકે, માટે એમાં આપણો પ્રયત્ન નકામો છે.'

હવે હકીકત એવી થઇ કે ભક્તની આફત જોઇને શ્યામસુંદર ઘોડેસ્વાર થયા અને હથિયાર લઇને જયમલના શત્રુની સામા યુદ્ધ કરવા લાગ્યા. તેમણે એકલે હાથેજ પોતાના ભક્તના શત્રુની સૈન્યની ખરાબી કરી નાખી અને આવીને પોતાનો ઘોડો અને તરવાર સેવાના ઓરડા આગળ રહેવા દીધાં.

સેવા સમાપ્ત થયા પછી જયમલે બહાર આવીને જોયું તો પોતાનો ઘોડો હાંફતો હતો અને પરસેવાથી નવાઇ ગયો હતો. તેણે પોતાનાં માણસોને પૂછયું કે હમણાં મારા ઘોડા ઉપર કોણ સવાર થયો હતો અને ઠાકોરસેવાના ઓરડા આગળ કોણ બાંધી ગયો? તેઓ કહે અમે કશું જાણતા નથી. આ સાંભળીને તેને સંશય ઉત્પન્ન થયો. પછી તે પોતાના સૈન્યને તૈયાર કરીને યુદ્ધ કરવા ગયો.

જોયું તો શત્રુનું સૈન્ય રણભૂમિ ઉપર કપાયલું પડયું હતું. માત્ર એકજ માણસ જીવતો હતો. તે તેનો શત્રુ રાજા હતો. આ જોઇને તે ઘણો વિસ્મય પામ્યો અને આ કોનું કામ હશે તે પોતાનાં માણસોને પૂછવા લાગ્યો. એટલામાં તે રાજા શરણાગત થઇને તેની પાસે આવ્યો અને હાથ જોડીને કહેવા લાગ્યો કેઃ—'હવે હું એકલોજ રહ્યો છું. મારી સાથે તમે કેવી રીતે યુદ્ધ કરશો? મારી પાસે દંડ લેતા નહિ; મારૂં રાજ્ય તમે લેશો નહિ. માત્ર મને મારા રાજ્યમાં પાછો જવા દો. એક શ્યામ વર્ણનો સિપાઇ મારી સાથે લડવા આવ્યો હતો. તમારે તેની સાથે કેવી રીતે મૈત્રી થઇ છે તે તમે વિસ્તારીને કહો. તેણે મારા સૈન્યનો ઘાણ કહાડી નાખ્યો તેથી મેં તને ઓળખી લીધો. જોતાંવારનેજ તેણે મારા ચિત્તને હરી લીધું હતું.'

જયમલ્લ સમજી ગયો કે આ કામ બીજા કોઇનું નહિ ઉણુ શામળાનુંજ હોવું જોઇએ. તેનો શત્રુરાજા પણુ સમજી ગયો હતો. તેથી તે જયમલ્લના ચરણુ પકડીને કાલાવાલા કરવા લાગ્યો. તેની કૃપાથી તેને પણુ કૃષ્ણુની કૃપાની પ્રાપ્તિ થઇ. તે સ્વારના ચરણુમાં આપણે પણુ નમસ્કાર કરીએ.

કથા પૂરી થયા પછી પરમહંસજીએ માસ્તરની સાથે થોડી ચર્ચા કર્યા પછી કહ્યું કેઃ–'ભક્તમાળમાં ભક્તોનાં ચરિત્ર ઠીક લખ્યાં છે તોપણુ તે એકતરફી છે. જેઓ ભક્તિમાર્ગને માનતા નથી તેમની એમાં નિંદા પણુ કરેલી છે.

## શિષ્યની વિચારમાળા

બીજે દિવસે સવારમાં બગીચાના એક માર્ગ ઉપર ઉભા ઉભા પરમહંસજી મણિની સાથે વાત કરતા હતા.

શ્રીરામકૃષ્ણુઃ—તું વારંવાર મારી પાસે આવે છે તેનો અર્થ શો ? તે લોકો તો સાધુઓનું બહુ તો એકવાર દર્શન કરી આવે છે. તું આટલી બધીવાર આવે છે તેનો અર્થ શો ?

મણિ સ્તબ્ધ બનીને ઉભો રહ્યો. પરમહંસજીએ પોતાના સવાલનો પોતેજ ઉત્તર આપ્યો.

શ્રીરામકૃષ્ણુઃ—(મણિને) આત્મીય ન હોય તો કોઇ આવે ખરૂં ? આત્મીય એટલે પોતાનો-અંતરનો સગો. જેમ બાપ દીકરો, ભાઇબેન હોય તેમ.

હું તને બધી વાત કહેતો નથી. કહું તો તું પાછો આવે નહિ.

એકવાર શુકદેવજી બ્રહ્મજ્ઞાન લેવાને જનકરાજાની પાસે ગયા. જનક કહે: 'પહેલી દક્ષિણા આપો.' શુકદેવ કહે; 'ઉપદેશ આપ્યા વગર દક્ષિણા કેવી રીતે અપાય ?' જનકે હસીને કહ્યું કે; ' તમને બ્રહ્મજ્ઞાન થઇ જાય પછી ગુરુશિષ્યનો ભેદ રહે ખરો કે ? માટે અગાઉથી દક્ષિણા આપો એમ મારે કહેવું પડયું. '

રાત અજવાળી હતી. ચંદ્ર ઉગ્યો હતો મણિ કાલીમંદિરના બગીચામાં એકલો ફરતો હતો. એક બાજુએ પરમહંસજીનું ઘર હતું; તેની બીજી બાજુએ નોબતખાનું, બકુલનાં વૃક્ષ અને પંચવટી હતાં. બીજી બાજુએ ચંદ્રની જ્યોત્સનાવડે શોભાયમાન થએલી ભાગીરથી વહેતી હતી.

મણિ એકલો એકલો બોલે છેઃ—

ખરેખર ઇશ્વરનું દર્શન થઇ શકતું હશે ? પરમહંસજી તો કહે છે કે થાય..એ તો કહે છે કે જરાક સાધન કરશો એટલે કોઇ આવીને કહી દેશે કે આ રહ્યો, આ રહ્યો.

ઠીક, હું તો પરણી ચૂકયો છું. છોકરાં પણુ થયાં છે; તોપણુ હું તેની પ્રાપ્તિ

કરી શકીશ ? ( જરા વિચાર કરીને ) અલબત્ત, થવીજ જોઇએ. નહિ તો પરમહંસજી કહે શામાટે ? તેમની કૃપા હોય તો કેમ ન થાય ?

જગત્ મારી સમક્ષ ઉભું છે. સૂર્ય, ચંદ્ર, નક્ષત્ર, પ્રાણી, ચોવીશ તત્ત્વ; એ બધાં શી રીતે ઉત્પન્ન થયાં હશે ? એનો કર્તા કોણ ? તેનો મારી સાથે સંબંધ કયા પ્રકારનો છે ? એ જાણ્યા વગર જીંદગી ફોકટ છે.

શ્રીરામકૃષ્ણ મનુષ્યોમાં શ્રેષ્ઠ છે. એવો મહાત્મા મેં અત્યાર સુધીમાં જોયોજ નથી. જરૂર તેમણે ઈશ્વરનું દર્શન કર્યું હોવુંજ જોઇએ. તેમ ન હોય તો મા ! મા ! કહીને રાત દિવસ કોની સાથે વાતો કરે ? વળી ઈશ્વર ઉપર આટલો પ્રેમ પણ કયાંથી હોય ? એટલો પ્રેમ કે પ્રેમના આવેશમાં દેહનું ભાન પણ જતું રહે છે ! સમાધિ અવસ્થામાં જડ વસ્તુની માફક નિશ્ચેષ્ટ બની જાય છે. વળી કોઇવાર પ્રેમોન્મત્ત બનીને હસે છે, રડે છે, નાચે છે, ગાય છે !





# खंड त्रीशमो

## પરશુરામ અને ગુહકરાજાની હકીકત




આજે ઈ૦ સ૦ ૧૮૮૩ ના ડિસેમ્બરની ૧૪ મી તારીખને શુક્રવાર છે. સવારનો નવનો સુમાર થવા આવ્યો છે. પરમહંસ રામકૃષ્ણ દેવ પોતાના ઓરડાની પાસેના અગ્નિકોણવાળા ઓટલા ઉપર ઉભા છે. પાસે રામલાલ ઉભા છે, રાખાલ અને લાટુ તેમની નજીક આમ તેમ ઉભા છે. મણિએ આવીને દંડવત્ પ્રણામ કર્યાં.

પરમહંસજીએ કહ્યું; 'તું આવ્યો ? આજનો દિવસ ઘણો શુભ છે.' મણિ તેમની પાસે થોડા દિવસ રહીને સાધનભજન કરવાનો હતો. પરમહંસજીએ કહ્યું હતું કે થોડાક પુરુષાર્થ કરીશ એટલે કોઇ તને બતાવી દેશે કે તે આ રહ્યો.

પરમહંસજીએ એ ઉપરાંત તેને કહ્યું હતું કે અહીંની અતિથિશાળાનું અન્ન તારે માટે ઉચિત નથી. એ તો માત્ર સાધુઓ તથા ગરીબોને માટે છે. તું તારે માટે એક રસોઇઓ લેતો આવજે; તેથી તે એક માણસ લઇને આવ્યો છે.

મણિને અનાજ ખાવાનો વિચાર ન થયો. દૂધ ઉપરજ નિર્વાહ કરવાનો સંકલ્પ કર્યો; તેથી પરમહંસજીએ રામલાલને દૂધવાળાને ઘેર મોકલીને દૂધનો બંદોબસ્ત કરાવી આપ્યો.

રામલાલે અધ્યાત્મરામાયણ વાંચ્યું. પરમહંસજી તે સાંભળતા બેઠા હતા. મણિ પણ પાસે બેસીને સાંભળતો હતો.

રામચંદ્રજી સીતાની સાથે લગ્ન કરીને અયોધ્યા આવતા હતા એવામાં તેમને રસ્તામાં પરશુરામ સાથે મેળાપ થઇ ગયો. રામે શિવના ધનુષ્યનો ભંગ કર્યો એ વાત સાંભળીને પરશુરામે ધાંધલ મચાવ્યું. દશરથ ભયભીત થઇ ગયા. પરશુરામે રામના શરીર ઉપર ધનુષ્યનો એક પ્રહાર કર્યો, અને તેની પણછ ચડાવવા લાગ્યા. રામે જરા હસીને ડાબા હાથમાં પોતાનું ધનુષ્ય લીધું અને તેના ઉપર પણછ ચડાવવા માંડી. પોતાના ધનુષ્ય ઉપર બાણ ચડાવીને તેમણે પરશુરામને પૂછ્યું; 'બોલો, હવે આ બાણને મારે કયી તરફ છોડવું ? ' પરશુરામનો ગર્વ ચૂર્ણ થઇ ગયો હતો. તેમણે રામચંદ્રજીને પરબ્રહ્મ તરીકે અંગીકાર કરીને સ્તુતિ કરવા માંડી.

પરશુરામે કરેલી સ્તુતિ સાંભળીને પરમહંસજી ભાવાવિષ્ટ થઇ ગયા. વચમાં વચમાં રામ ! રામ ! એવો મધુર નામોચ્ચાર કરવા લાગ્યા.

શ્રીરામકૃષ્ણ:—( રામલાલને ) જરા ગુહક ચંડાળની કથા વાંચ તો.

રામચંદ્રજી જ્યારે પિતાના સત્યની ખાતર વનમાં ગયા ત્યારે ગુહક રાજા ઘણો વિસ્મય પામ્યો હતો. રામલાલે તે પ્રસંગ વાંચવા માંડયો.

રામચંદ્રજીને જોઇને ગુહકના નેત્રમાંથી અશ્રુની ધારા વહેતી હતી, તે તદ્દન દિગ્મૂઢ બની ગયો હતો. મોઢેથી બોલી શકાતું નહિ અને અનિમેષ નેત્રે તે રામની સામે જોઇ રહ્યો હતો અને જાણે કાષ્ઠની મૂર્તિ હોય તેવો નિશ્ચય થઇ ગયો હતો.

ત્યાર પછી તે ( ગુહક ) રામની પાસે ધીરે ધીરે ગયો અને પ્રાર્થના કરી કે મારે ઘેર પધારો. રામે તેને મિત્ર કહીને પ્રેમાલિંગન દીધું. *ગુહકે પછી તેમને આત્મસમર્પણ કરતાં કહ્યું:—

ગુહક કહે છે કે તમે મારા યથાર્થ રીતે મિત્ર છો. મારો દેહ, મારો પ્રાણ હું તમને સોંપું છું. તમે મારા સર્વસ્વ છો. મારૂં ધન, મારૂં રાજ્ય, મારો પ્રાણ એ

---

* હિંદમાં અત્યારે અંત્યજોનો પ્રશ્ન ચર્ચાય છે, તેવા સમયે રામાયણમાંનો આ પ્રસંગ બહુજ સમજવા જેવો છે. મર્યાદા પુરુષોત્તમ રામચંદ્ર કે જેમણે ખોટા લોકાપવાદને માટે પણ સીતાનો ત્યાગ કરવો યોગ્ય માનેલો તેઓ જ્યારે આ પ્રમાણે અંત્યજ જાતિના ગુહકને ભેટે છે; ત્યારે આ પ્રશ્નની વિરુદ્ધમાં ઘોંઘાટ કરી રહેલાઓ ખરેખર દેશ તથા ધર્મના મિત્ર કહેવરાવી મહાન શત્રુનું કામ બજાવે છે. આવાઓના પોકળને વશ વર્ત્યાથીજ કરોડો હિંદુઓને મુસલમાન બનાવવા સહેલા થઇ પડયા હતા. હજીપણ દરરોજના સેંકડો ગરીબ અજ્ઞાન હિંદુઓને પરધર્મીઓ વટલાવ્યા જાય છે અને તેઓ આર્ય દેશનો, ધર્મનો અને ગૌબ્રાહ્મણનો પક્ષ ત્યજીને વિરુદ્ધ પક્ષમાં ભળે છે; અને તેમ થયું એટલે પછી તેમને અડવામાં અમો મૂર્ખ લોકોને વાંધો રહેતો નથી ! વળી એકાદ બેજ પેઢીમાં આ લોક ગૌરક્ષકમાંથી ગાભક્ષક પણ બની જાય છે. બીજું નહિ તો આવા વટલેલાઓને માટે રોજના સેંકડો અને હજારો ગૌઆદિ પશુઓના સંહાર તરફ જોઇને પણ વિનતિ કરવાની કે ઓ અસ્પર્શ્ય ગણનારાઓ ! આવું જેટલું પણ પાપ આ કારણથી વધશે તે તમારેજ ભોગવવાનું છે. બાપુ, જરા વિચાર કરો; અને બીજું નહિ તો આ પાપની યાતનામાંથી તમારા જીવને બચાવવાને ખાતર પણ દૂર રહો ખોટા વાંધાઓથી. પંડિત માલવીયા જેવા ઉત્તમ આચારવાળા બ્રાહ્મણે પણ અત્યંજોને હાથોહાથ પ્રસાદ પીરસ્યો તો તમારે શું હજી દેશને છેકજ રસાતાળ ઘાલવો છે ? ખ્રિસ્તી બનાવી દેવો છે ? ઓ સર્વ સામાન્ય જનવર્ગ ! હવે તો બચવાનું અને દૂર રહેવાનું શીખો, એ અત્યંજોને બદલે આવા દેશશત્રુઓથી—ધર્મશત્રુઓથી અને ગૌહત્યા કરાવનારાઓથી ! 'સંપાદક'

સર્વ તમેજ છો. મારી મુક્તિ, મારૂં સુખ, મારૂં પુણ્ય પણ તમેજ છો. હું તમારી અલાબલા લઇને તમારી સમિપ મરણ પામું તો કેવું સારૂં ? હે મિત્ર ! આ દેહ હું તમને અર્પણ કરૂં છું.

રામચંદ્ર ચાદ વર્ષ વનમાં રહેવાના છે અને જટાવલ્કલ ધારણ કરવાના છે એ જાણીને ગુહકે પણ તેમ કર્યું અને માત્ર ફળમૂળ ઉપરજ નિર્વાહ કરવા માંડયો. ચૌદ વર્ષ પૂરાં થયાં પણ રામ આવ્યા નહિ એ જાણીને તેમણે અગ્નિમાં પ્રવેશ કરવાની તૈયારી કરવા માંડી. એવામાં હનુમાને આવીને રામ આવે છે એવા સમાચાર આપ્યા. એ ખબર સાંભળીને ગુહકના આનંદનો પાર રહ્યો નહિ. રામચંદ્ર અને સીતા પુષ્પ-વિમાનમાં બેસીને ત્યાં આવી પહોંચ્યાં. દયાળુ, પરમ આનંદઘન, પ્રેમાધીન, ભક્ત-વત્સલ, ગુણનિધિ રામચંદ્રજી પોતાના પ્રિય ભક્ત ગુહકને જોઇને આનંદથી પુલકિત થઇ ગયા; અને તેને છાતીસરસો ચાંપ્યો. સ્વામી અને સેવક બેઉએ પરસ્પર ગાઢ આલિંગન દીધું. બેઉનાં શરીર આનંદનાં આંસુથી ભીંજાઇ ગયાં. ધન્ય છે ગુહકને ! એનાં યશોગાન ચારે દિશાએ ગવાવા લાગ્યાં.

## ભક્તનું યોગક્ષેમ પ્રભુ પોતે વહન કરે છે

જમ્યા પછી પરમહંસજી જરા આરામ લેવા બેઠા હતા. માસ્તર પાસે હતા. એવામાં શ્યામ ડૉકટર તથા બીજા કેટલાક લોકો આવી પહોંચ્યા.

પરમહંસજી તેમને જોઇને બેઠા થયા અને વાત કરવા લાગ્યા.

શ્રીરામકૃષ્ણઃ—આખરસુધી બધાં કર્મ બરાબર કરવાં જ જોઇએ એમ નથી. ઇશ્વરનું દર્શન કર્યા પછી કર્મની જરૂર રહેતી નથી. ફળ આવે એટલે ફૂલ આપો-આપ ખરી પડે છે.

જેમને ઇશ્વરની પ્રાપ્તિ થઇ છે તેમને માટે સંધ્યા વગેરે કર્મની જરૂર રહેતી નથી. સંધ્યાનો ગાયત્રીમાં લય થઇ જાય છે. પછી માત્ર ગાયત્રીનો જપ કર્યો એટલે બસ; અને ગાયત્રીનો ૐકારમાં લય થઇ જાય છે. પછી ગાયત્રી જપ કરવાની પણ જરૂર રહેતી નથી. પછી તો માત્ર ૐકારનોજ જપ પૂરતો છે. સંધ્યા વગેરે કર્મ કયાંસુધી જરૂરનાં છે ? જ્યાંસુધી હરિનામ કે રામનામનો ઉચ્ચાર કરતાં શરીરે પુલક ન થાય અને નેત્રમાંથી અશ્રુધારા ન પડે ત્યાંસુધીજ.

એક શિષ્યઃ—કેશવસેને શામાટે પોતાની પુત્રીનું લગ્ન રાજા સાથે કર્યું ?"

શ્રીરામકૃષ્ણઃ—"કેશવસેનની વાતજ જૂદી છે. જે સાચો ભક્ત છે તે પોતે પ્રયત્ન ન કરે તોપણ ઇશ્વર તેને જે જોઇએ તે મેળવી આપે છે. જે ખરેખરો રાજકુમાર છે તેને તેના ખર્ચમાટે રકમ મળ્યાજ કરે છે. વકીલ બકીલની હું વાત કરતો નથી. એ લોકો તો મહેનત કરીને, લોકોની ખુશામત કરીને પૈસા કમાય છે. હું તો ખરેખરા રાજકુમારની વાત કરૂં છું. તેને કશાની ઇચ્છા હોતી નથી;

પૈસાની પણ દરકાર કરતો નથી. પૈસા તો તેની આગળ આવીને પડે છે. ગીતામાં કહ્યું છે કે જે અનાયાસે આવી મળ્યું તે ખરૂં. તે કશાની મનમાં ઇચ્છા કરતો નથી, આપોઆપ બધું આવા મળે છે, "

એક શિષ્યઃ—ઠીક, સંસારમાં કેવી રીતે રહેવું?

શ્રીરામકૃષ્ણઃ—કાદવમાં રહેનારી માછલીની માફક. વળી વખતો વખત સંસારથી દૂર એકાંતસ્થાનમાં જઇને ઈશ્વરનું ધ્યાન અને ભજન કરવું જોઇએ. એમ કરશો તો તમે સંસારમાં નિર્લિપ્તપણે રહી શકશો. કાદવમાં રહેતી માછલીની આસપાસ બધે કાદવ હોય છે, હમેશાં કાદવમાંજ રહે છે પણ શરીરે કાદવનો એક ડાઘો નથી પડવા દેતી; એવી રીતે વૈરાગ્યવાન પુરુષો સંસારમાં અનાસક્તપણે રહે છે.

પરમહંસજીએ જોયું કે મણિ બેઠો બેઠો એકચિત્તે બધી વાત સાંભળ્યા કરે છે.

## પ્રભુપ્રાપ્તિમાટે તીવ્ર વૈરાગ્યની જરૂર

શ્રીરામકૃષ્ણઃ—(મણિ તરફ જોઇને) "તીવ્ર વૈરાગ્ય થાય ત્યારેજ ઈશ્વરની પ્રાપ્તિ થઇ શકે. જેને તીવ્ર વૈરાગ્યની પ્રાપ્તિ થઇ હોય છે તેને સંસારમાં દાવાનળ જેવું લાગે છે. સંસારમાં તે બળ્યો બળ્યો થાય છે. સ્ત્રી પુત્ર તેને ઉંડા કૂવા જેવાં લાગે છે. એવું વૈરાગ્ય જ્યારે બરાબર પરિપક્વ થાય ત્યારે તે સંસારનો એકદમ ત્યાગ કરી નાખે છે. અનાસક્તપણે સંસારમાં રહેવાથી પણ તેને સંતોષ થતો નથી.

કામિનીકાંચનનો મોહ એજ માયા છે. માયા એવી છે કે જો આપણે તેને એકવાર ઓળખી જઇએ તો તે આપોઆપજ લજવાઇ જાય છે. એક માણસ વાઘનું ચામડું ઓઢીને લોકોને ડરાવતો હતો. એક જણ તેને ઓળખી ગયો. તેણે કહ્યું; 'હું જાણું છું તું કોણ છે. તે તું તો પેલો × ×' આ સાંભળીને પેલો માણસ હસતો હસતો ચાલ્યો ગયો અને બીજા લોકોને બીવડાવવા લાગ્યો.

"જેટલી સ્ત્રીઓ છે તે સર્વ શક્તિસ્વરૂપ છે. તે આદ્યશક્તિજ સ્ત્રી થઇને તમારા ઘરમાં રહે છે. અધ્યાત્મરામાયણમાં એવું આવે છે કે નારદ વગેરે ઋષિઓ રામની સ્તુતિ કરવા લાગ્યા કેઃ 'હે રામ! દુનિયામાં જે જે પુરુષ છે તે સર્વ તમારાં સ્વરૂપ છે અને જેટલી સ્ત્રીઓ છે તે સર્વ સીતાનાં રૂપ છે. તમે ઇન્દ્ર છો તો સીતા ઇન્દ્રાણી છે. તમે શિવ છો તો સીતા પાર્વતી છે. તમે પુરુષ છો તો સીતા સ્ત્રી છે. અમે વધારે શું કહીએ? જ્યાં જ્યાં પુરુષ છે ત્યાં ત્યાં તમે છો અને જ્યાં જ્યાં સ્ત્રી છે ત્યાં ત્યાં સીતા છે.'

(શિષ્યોને) ત્યાગ કરવાનો વિચાર કર્યો એટલે ત્યાગ થઇ જતો નથી. પ્રારબ્ધ, સંસ્કાર વગેરે પણ ધ્યાનમાં લેવાની જરૂર છે. એક રાજાને કોઇ યોગીએ કહ્યું કે તમે મારી પાસે રહો અને ઈશ્વરનું ચિંતન કરો. રાજા કહે; 'મહારાજ! એમાં મોટી

વાત નથી. હું ધારૂં તો તમારી પાસે રહેવા આવું; પણ હજી મારે કેટલાંક પ્રારબ્ધ ભોગવવાનાં છે. જો હું વનમાં રહીશ તો ત્યાં પણ એકાદ રાજ્ય ઉત્પન્ન થઇ જશે. કારણ કે હજી મારે ભોગ ભોગવવાના છે.'

નટવર પંજા જ્યારે નાનો હતો ત્યારે ખેતરોમાં ઢોર ચરાવતો હતો; પણ તેના પ્રારબ્ધમાં ભોગ ભોગવવાના હતા તે કયાં જાય? જુઓ, હમણાં તેણે રેવડીનું કારખાનું કહાડયું છે અને પુષ્કળ પૈસા પેદા કરે છે. આલમબજારમાં તેનું રેવડીનું કારખાનું ધમધોકાર ચાલે છે.

સ્ત્રીઓને સાથે રાખીને સાધન કરવાનો એક સંપ્રદાય છે. એ લોકોને *કર્તાભજા કહે છે. એક દિવસ મને તે સંપ્રદાયનાં બૈરાંમાં કોઇ તેડી ગયું. તે બધી મારી પાસે આવીને બેઠી. હું તેમને મા મા કહીને બોલાવવા લાગ્યો એટલે તેઓ અંદર અંદર કહેવા લાગી કે આ તો હજી 'પ્રવર્તક' છે. હજી એ બરાબર સમજતો નથી. એ લોકો કાચા સાધકને પ્રવર્તક કહે છે. ત્યાર પછી ' સાધક ' અને છેવટે 'સિદ્ધનો સિદ્ધ' કહેવાય છે.

વૈષ્ણવચરણની પાસે એક સ્ત્રી આવી હતી. મેં તેને વિષે વૈષ્ણવચરણને પૂછયું ત્યારે તેણે કહ્યું કે તેનો બાલિકાભાવ હતો.

સ્ત્રીભાવે સ્ત્રીના સહવાસમાં આવ્યાથી તરતજ પતન થાય છે. માતૃભાવ એજ શુદ્ધ ભાવ છે.

ત્યાર પછી કાંસારીપાડામાં રહેનારા ભકતો ઉઠીને ઉભા થયા અને કહ્યું કે હમણાં આવીએ છીએ, જરા માતાનાં અને ભગવાનનાં દર્શન કરી આવીએ.

## બાલકના જેવી શ્રદ્ધા અને વ્યાકુળતા જોઇએ

મણિ પંચવટી અને કાલીમંદિરનાં જૂદાં જૂદાં સ્થાનોમાં એકલો ફરતો હતો. પરમહંસજી કહેતા હતા કે થોડું ઘણું સાધન કરીશ એટલે તને ઈશ્વરનાં દર્શન થશે. મણિ શું તેનો વિચાર કરતો હશે? ' માયાને ઓળખી લઇએ કે તે આપોઆપ ચાલી જાય'. શું એ બધી વાતોનું તે મનન કરતો હશે? સાંજના સાડાંત્રણ થવા આવ્યા હતા. વળી મણિ આવીને પરમહંસજીના ઓરડામાં બેઠો. આ વખતે બ્રાઉટન ઇન્સ્ટીટયુશનના એક શિક્ષક કેટલાક વિદ્યાર્થીઓની સાથે પરમહંસજીનાં દર્શન કરવા આવ્યા હતા. તે તેમની સાથે વાતે વળગ્યા હતા. શિક્ષક વચમાં વચમાં એક પછી એક સવાલ પૂછતા હતા. મૂર્તિપૂજા સંબંધે ચર્ચા થતી હતી.

* કર્તાભજા, બાઉલ એ વામમાર્ગીઓની શાખાઓ છે. પંચ-મકારનું તેઓ સેવન કરે છે. તેમની ક્રિયાઓ અત્યંત ભયાનક અને બીભત્સ છે. બાઉલપંથીઓ બહારથી વૈષ્ણવ હોવાનો ઢોંગ કરે છે. ભાષ. ક.

શ્રીરામકૃષ્ણ:—( શિક્ષકને ) મૂર્તિપૂજા કરવામાં દોષ કાંઇ નથી. વેદાંત કહે છે કે જ્યાં અસ્તિ, ભાતિ અને પ્રિય એ ત્રણ ગુણ રહેલા છે ત્યાં તે ( ઇશ્વર )નો પ્રકાશ છેજ. તે જેમાં ન હોય એવો એકે પદાર્થ નથી.

વળી તમે વિચાર કરી જુઓ કે નાની છોકરી ઢીંગલીઓ સાથે ક્યાંસુધી રમે છે ? તેનું લગ્ન થયું ન હોય અને વરનો સહવાસ થયો ન હોય ત્યાંસુધીજ. લગ્ન થયા પછી તે ઢીંગલીઓને પેટીમાં ભરી દે છે. તેમ ઇશ્વરપ્રાપ્તિ થયા પછી મૂર્તિ-પૂજનની જરૂર રહેતી નથી.

મણિ તરફ જોઇને કહ્યું "અનુરાગવડે ઇશ્વરની પ્રાપ્તિ થાય છે. અંતઃકરણમાં પુષ્કળ વ્યાકુળતા થવી જોઇએ. તીવ્ર વ્યાકુળતા થાય એટલે મન પૂરેપૂરૂં તેમનામાંજ પરોવાઇ જાય છે. "

એક માણસને કન્યા હતી. તે બિચારી નાનપણમાં વિધવા થઇ. વરનું મોં તેણે કોઇ દિવસ જોયું હોય એમ તેને યાદ ન હતું. પાડોશીની છોકરીઓના વર આવતા તે તે જોતી. એક દિવસ તેણે પોતાના બાપને પૂછયું કે; 'બાપા મારો વર ક્યાં છે ?' બાપે જવાબ દીધો કે; 'બેટા ! ગોવિંદ તારો વર છે. તેને બોલાવીશ એટલે તે તને દર્શન આપશે.' આ વાત સાંભળીને તે છોકરી ઓરડીનાં બારણાં બંધ કરીને બેઠી અને ગોવિંદને કલ્પાંત કરીને પોકારવા લાગી. તે કહે; 'ગોવિંદ ! મારી પાસે આવો. અને દર્શન આપો. કેમ હજી આવતા નથી ?' એમ કહેતી જાય અને હૈયાફાટ રડતી જાય. આ છોકરીનો વિલાપ ઇશ્વરથી સહન થયો નહિ અને તેમણે તેને દર્શન આપ્યાં.

નાના બાળકના જેટલી શ્રદ્ધાની જરૂર છે. વળી ધાવણું છોકરૂં મા પાસે જવા માટે જેવું વ્યાકુળ થાય છે તેવી વ્યાકુળતા ઇશ્વરનાં દર્શનમાટે થવી જોઇએ. તે થાય એટલે અરુણોદય થયો જાણવો. અરુણોદય થયા પછી થોડીજ વારમાં સૂર્યોદય થાય છે. પ્રથમ વ્યાકુળતા અને પછી તરતજ ઇશ્વરદર્શન.

જટિલ નામના એક છોકરાની વાત સાંભળો. એ છોકરો નિશાળે જતો હતો. નિશાળે જવાના રસ્તામાં ઝાડી આવતી હતી તેથી તે બીતો હતો આ વાત તેણે પોતાની માને કહી. તેણે કહ્યું; 'બીક કેવી ? તું મધુસૂદનને બોલાવજે. છોકરે પૂછયું 'મધુસૂદન કોણ ?' મા કહે એ એક તારો મોટો ભાઇ છે.' બીજે દિવસે તે એકલો જતો હતો અને ઝાડી આવતાં તેને બીક લાગી એટલે તે બોલ્યો; 'ભાઇ મધુસૂદન ! તમે ક્યાં છો ? અહીં આવો, મને બીક લાગે છે. 'એમ કહીને રડવા લાગ્યો. આ સાંભળીને ભગવાનથી રહેવાયું નહિ. તે તરતજ પ્રકટ થયા અને કહ્યું; 'બીશ નહિ. હું આ રહ્યો.' એમ કહીને તેનો હાથ પકડીને નિશાળે મૂકી આવ્યા, અને કહ્યું કે; 'તું જ્યારે બોલાવીશ ત્યારે હું આવીશ, માટે બીનો નહિ.'

એવી શ્રદ્ધા અને એવી વ્યાકુળતા જોઇએ.

૧ એક બ્રાહ્મણને ઘેર દેવસેવા હતી. એક દિવસ તેને કામપ્રસંગે પરગામ જવાનું હોવાથી તે પોતાના નાના છોકરાને કહેતો ગયો કે; 'આજે ભગવાનને તું ભોગ ધરાવજે, અને તેમને બરાબર જમાડજે.' છોકરાએ ભોગ તો ધરાવ્યો પણ જોયું તો ભગવાન્ કાંઇ ખાવા લાગ્યા નહિ. બોલ્યા નહિ, ખાધું નહિ, કાંઇ ન કર્યું. છોકરો તો ત્યાંજ બેઠો. ઘણીવાર થઇ પણ નૈવેદ્ય એમનું એમ પડી રહ્યું હતું. પછી તે આક્રંદ કરીને ભગવાનને બોલાવવા લાગ્યો કે, 'હવે તમે આવો અને ખાઓ. મને બહુ વાર થઇ. મારાથી હવે થોભાય તેમ નથી.' પણ ભગવાને કશો ઉત્તર આપ્યો નહિ, તેથી તે છોકરો રડવા લાગ્યો. તે કહે; 'મારા બાપા કહી ગયા છે કે ભગવા-વાનને જમાડજે અને તમે તો આવતા નથી. તમે શું મારી પાસે નહિ આવો ?' તે ઘણોજ વ્યાકુળ થઇને રડવા લાગ્યો એટલે ભગવાન્ હસતા હસતા આવ્યા અને ધરાવેલી રસોઈ ખાવા મંડયા તે જમી રહ્યા એટલે છોકરો ઘરમાં ગયો. ઘરનાંએ કહ્યું કે "ભગવાનને ભોગ ધરાવી રહ્યો ને ? પ્રસાદ અહીં લાવ" છોકરો કહે; 'શું લાવું ? ભગવાન્ તો બધું ખાઇ ગયા.' તેમણે જઇને જોયું તો ખરેખર તેમજ બન્યું હતું. બધાં અજાયબીમાં ગરકાવ થઇ ગયાં.

હજી સાંજ પડવાને વાર હતી. પરમહંસજી નોબતખાનાની પશ્ચિમ તરફ ઉભા ઉભા મણિ સાથે કાંઇ વાત કરતા હતા. સામે ગંગા નદી વહેતી હતી. ઠંડી ઋતુ હોવાથી પરમહંસજીએ ગરમ વસ્ત્ર પહેર્યું હતું.

શ્રીરામકૃષ્ણ:—( મણિને ) તું પંચવટીવાળા ઘરમાં સૂઇશ કે ?

મણિ:—નોબતખાનાની ઉપરનો ઓરડો મને નહિ મળી શકે ?

પરમહંસજીએ ખજાનચીને મણિની હકીકત કહી. તેણે મણિને રહેવા માટે એક ઓરડો કહાડી આપવાને વચન આપ્યું. તેને નોબતખાનાની ઉપરનો ઓરડો પસંદ હતો. તે જરા કવિત્વપ્રિય હતો. તે ઓરડામાંથી આકાશ, ગંગા નદીનો દેખાવ, ચંદ્રની જ્યોત્સ્ના, બગીચો બધું જોઇ શકાય એમ હતું.

શ્રીરામકૃષ્ણ:—તને તે ઓરડો પસંદ હશે તો તે પણ મળશે. તોપણ પંચવ-ટીવાળા ઘરની હું એટલા માટે ભલામણ કરૂં છું કે ત્યાં અનેક સમયથી હરિનામ અને ઈશ્વરચિંતન થતાં આવ્યાં છે.

## શ્રીગૌરાંગ વિષેનાં અસરકારક ભજનોનું ગાન

હવે સંધ્યાકાળ થયો. પરમહંસજીના ઓરડામાં ધૂપ કરવામાં આવ્યો. નાના ખાટલા ઉપર બેઠા બેઠા તે ઈશ્વરનું ચિંતન કરતા હતા. મણિ પાટ ઉપર બેઠો હતો. રાખાલ, રામલાલ અને લાટુ પણ તેજ ઓરડામાં બેઠા હતા.

૧ આ કથા મહારાષ્ટ્રીય સંત નામદેવ વિષે છે.

પરમહંસજી મણિને ઉપદેશ આપતા હતા. સારાંશ એ હતો કે તેની ભક્તિ કરવી અને તેના ઉપર પ્રેમ રાખવો.

પછી તેમણે રામલાલને ભજન ગાવાનું કહ્યું. તેણે પોતાના મધુર કંઠથી ગાવાનું શરૂ કર્યું. પરમહંસજી એક પછી એક ભજન સૂચવતા હતા.

તેમના કહેવાથી રામલાલે પ્રથમ શ્રીગૌરાંગના સંન્યાસ સંબંધી નીચેનું બંગાળી ભજન ગાયું:—

કિ દેખિલામ રે, કેશવ ભારતીર કુટીરે !
અપરૂપ જ્યોતિ, શ્રીગારાંગ મૂરતિ, દુ નયને પ્રેમ વહે શતધારે.
ગૌર મત્ત માતંગ રે પ્રાય, પ્રેમાવેશે નાચે ગાય, કભુ ધૂલાતે લોટાય.
નયન જલે ભાસે રે; કાંદે આર બોલે હરિ, સ્વર્ગ મર્ત્ય ભેદ કરિ સિંહ રવે રે.
આવાર દન્તે તૃણ લય, કૃતાંજલિ હયે, દાસ્ય મુક્તિ જાચેન બારેબારે.
મૂડાયે ચાંચર કેશ, ધરે છેન જોગીર બેશ, દેખે ભકિત પ્રેમાવેશ
પ્રાણ કેંદે ઉઠે રે.
જીવેર દુઃખે કાતર હય, એલેન સર્વ્વસ્વ ત્યાજીયે, પ્રેમ બિલાતે રે,
પ્રેમદાસ રે વાંચ્છા મને, શ્રીચૈતન્યચરણે, દાસ હયે બેડાઇ દ્વારે દ્વારે.

એ ભજનનો ભાવાર્થ નીચે પ્રમાણે છે:—

"[1]કેશવ ભારતીની પર્ણકુટીમાં શું નજરે પડે છે? શ્રીગારાંગની અલૌકિક સુંદર મૂર્તિ હું જોઉં છું. તેમનાં નેત્રમાંથી અશ્રુની ધારા ચાલી છે. ગૌરાંગ મદોન્મત્ત હાથીની માફક પ્રેમાવેશમાં આવી જઇ નૃત્ય કરી રહ્યા છે. કોઇ વખત તે આવેશમાં આવી જઇને પૃથ્વી ઉપર આળોટે છે. તેમનું શરીર અશ્રથી ભીંજાઇ જાય છે; રડતા જાય છે અને હે હરિ ! હે હરિ ! એવો પોકાર કરે છે. તેમની સિંહગર્જનાથી સ્વર્ગ અને પૃથ્વી ભેદાઇ જાય છે."

વળી દાંતમાં તૃણ લઇને, હાથ જોડીને વારંવાર દાસ્યભક્તિ અને મુક્તિની યાચના કરે છે. તેમણે પોતાના સુંદર કેશ મુંડાવી નાખ્યા છે; સંન્યાસીનો વેશ ધારણ કર્યો છે. તેમની ભકિત અને પ્રેમનો આવેશ જોઇને મારૂં હૃદય દ્રવી જાય છે.

જીવોનાં દુઃખથી દયાર્દ્ર થઇને તેમણે સર્વસ્વનો ત્યાગ કર્યો છે. અને પ્રેમભક્તિની લહાણી કરવા માટે ઘેર ઘેર ફરે છે. પ્રેમદાસને એટલીજ ઇચ્છા છે કે શ્રી ચૈતન્યના ચરણનો આશ્રય લઇને હું દાસભાવે તેમની માફક ઘેર ઘેર ફરૂં."

ત્યાર પછી રામલાલે બીજું ભજન ગાયું હતું. તેનો વિષય શ્રીગૌરાંગના સંન્યા-

---

[1] શ્રીગૌરાંગે ત્રેવીશ વર્ષની ઉમ્મરે ભરજુવાનીમાં લીધેલો સંન્યાસ એ ઘણો કરુણ-પ્રસંગ છે. તેમને સંન્યાસદીક્ષા આપનારનું નામ કેશવભારતી હતું.

સના વાત જાણી ૧શચીદેવીના વિલાપ સંબંધી હતો. "હે નિમાઇ૨! હું કેવી રીતે તારા વગર જીવી શકીશ?" એ ભજન પણ પરમહંસજીએ સૂચવ્યું હતું.

તે ગવાઇ રહ્યા પછી રામલાલે બીજાં ત્રણ ભજન ગાયાં. પછી પરમહંસજીએ રામલાલને કહ્યું કે; "ગૌરનિતાઇ તમે બે ભાઇ" એ ભજન ગા. રામલાલની સાથે તે પણ ગાવામાં સામેલ થઇ ગયા. એ ભજનનો ભાવાર્થ નીચે પ્રમાણે છે.

"હે ગૌર ૩નિતાઇ તમે બેઉ ભાઇ ઘણા દયાળુ છો એવું સાંભળીને હે નાથ! અમે તમારી પાસે આવ્યા છીએ.

અમે કાશી ગયા હતા ત્યાં અમને કાશી વિશ્વેશ્વરે કહ્યું કે પરબ્રહ્મ શચીદેવીને પેટે જન્મધારણ કરીને પ્રકટ થયા છે. હે પરમાત્મન્! અમે તમને ઓળખી ગયા છીએ.

અમે ઘણે ઠેકાણે ભટકી ભટકીને અત્રે આવ્યા છીએ. તમારા જેવો દયાળુ અમારા જોવામાં કોઇ આવ્યો નથી."

તમે વ્રજમાં કૃષ્ણ અને બળરામરૂપે પ્રકટ થયા હતા; હમણાં ૪નદીઆમાં ગૌર નિતાઇ રૂપે પ્રકટ થયા છો.

વ્રજમાં તમારી રમત દોડાદોડી કરવાની હતી; હમણાં નદીઆમાં તમારી રમત જમીન ઉપર (પ્રેમના આવેશને લીધે) આળોટવાની છે.

હે પ્રાણવલ્લભ ગૌરાંગ! વ્રજમાં તમે ઉચ્ચ સ્વરથી ગાયન ગાતા હતા. અહીં તમે 'હરિબોલ'ની ગર્જના કરો છો. તમે તમારૂં સ્વરૂપ છુપાવ્યું છે. માત્ર તમારાં તિરછાં નેત્રવડે ઓળખાઈ જાઓ છો.

તમારૂં પતિતપાવન નામ સાંભળીને અમે શ્રદ્ધાપૂર્વક તમારી પાસે આવ્યા છીએ. આશાભર્યા અમે તમારી પાસે દોડી આવ્યા છીએ. હે દયાળુ ગારાંગ! હે અધમનો ઉદ્ધાર કરનાર! તમારી કૃપાથી ૫જગાઇ, માધાઇ તરી ગયા એથી કરીને અમને પણ તમે તારશો એવો વિશ્વાસ છે.

તમે બ્રાહ્મણથી માંડી ચંડાળપર્યંત સર્વને ખોળે બેસાડો છો. ખોળે બેસાડીને તેમની પાસે હરિનામ લેવડાવો છો. હે કરુણાસાગર! હે ગરીબોના ભગવાન્!"

---

૧ શ્રીગૌરાંગનાં માતુશ્રી. ૨ શ્રીગૌરાંગનું નાનપણનું નામ નિમાઈ હતું.

૩ નિતાઈ-એમનું પૂરૂં નામ નિત્યાનંદ છે. બંગાળાના વૈષ્ણવો ગૌરાંગને કૃષ્ણના અને નિત્યાનંદને બળરામના અવતાર માને છે.

૪ નદીઆ ગૌરાંગની જન્મભૂમિ.

૫ જગાઇ, માધાઈ બે ભાઇઓ હતા. તેઓ નદીઆમાં સારો હોદ્દો ભોગવતા હતા. દુર્વ્યસન, વ્યભિચાર, જુલ્મ વગેરે અનેક પાપાચરણ તેઓ કરતા હતા. શ્રીગૌરાંગને તેમના ઉપર દયા આવતાં, તેમની કૃપાથી તેઓ પરમ સાત્ત્વિક નિર્મળ ભક્ત બની ગયા હતા.

## એક શિષ્યનું ગુપ્ત ભજન

નોબતખાનાની ઉપરના ઓરડામાં મણિ એકલો બેઠો હતો. રાત્રિનો કેટલોક વખત પસાર થઇ ગયો હતો. આજે પૂર્ણિમા હતી. આકાશ, ગંગાનો પ્રવાહ, કાલી-મંદિર, મંદિરના કળશ, બગીચો, પંચવટી સર્વ ચંદ્રના કિરણથી શોભાયમાન દેખાતાં હતાં. મણિ એકલો બેઠો બેઠો શ્રીરામકૃષ્ણનો વિચાર કરતો હતો.

રાત્રિના ત્રણ વાગ્યા હતા. મણિ ઉઠીને ઉભો થયો, અને ઉત્તર તરફ ચાલવા લાગ્યો. પંચવટીનો રસ્તો લીધો. તેને આગલે દિવસે શ્રીરામકૃષ્ણે પંચવટી વિષે વાત કરી હતી. એ સાંભળ્યા પછી નોબતખાનાવાળા ઓરડા ઉપરથી તેનો મોહ ઉતરી ગયો. હવે તો પંચવટીમાંજ રહેવું એવો તેણે નિશ્ચય કર્યો હતો.

ચારે દિશાએ ગાઢ શાંતિ હતી. રાતના અગીઆર વાગ્યાની ભરતી આવી હતી. થોડી થોડી વારે પાણીની છોળનો અવાજ સંભળાતો હતો. મણિ પંચવટી તરફ ચાલ્યો જતો હતો–તેના કાન ઉપર દૂરથી આવતો એક શબ્દ અથડાયો. કોઇ પંચ-વટીનાં વૃક્ષોની અંદર બેસીને આર્તસ્વરે પોકાર કરતું હતું કે "ભાઇ મધુસૂદન ! તમે ક્યાં છો ?"

મણિ આગળને આગળ ચાલતો ગયો. દૂરથી તેના જોવામાં આવ્યું કે પંચવટીની અંદર શ્રીરામકૃષ્ણનો એક શિષ્ય બેઠો હતો. તે આ એકાંત સ્થાનમાં બેસીને "ભાઇ મધુસૂદન ! તમે ક્યાં છો ?" એવો પોકાર કરતો હતો.

મણિ ચુપચુપ સાંભળવા લાગ્યો.





# खंड एकत्रीशमो

## અનાહત શબ્દ એટલે શું ?—જન્મમરણ ક્યારે ટળે ?



આજે ઈ૦ સ૦ ૧૮૮૪ ના એપ્રિલ માસની પાંચમી તારીખ ને શનિવાર છે. સવારના આઠ વાગવા આવ્યા છે.

માસ્તર દક્ષિણેશ્વરમાં આવીને જુએ છે તો પરમહંસજી હસતે મોઢે પોતાના ઓરડામાં નાના ખાટલા ઉપર બેઠા છે. પાટ ઉપર કેટલાક શિષ્યો બેઠા છે તેમાં એક પ્રાણકૃષ્ણ મુખોપાધ્યાય કરીને હતા.

પ્રાણકૃષ્ણ:—( શ્રીરામકૃષ્ણને ) મહારાજ! અનાહત શબ્દ એટલે શું ?

શ્રીરામકૃષ્ણ:—અનાહત શબ્દ સર્વદા એમને એમ થયાજ કરે છે. પ્રણવનો એ ધ્વનિ પરબ્રહ્મમાંથી ઉત્પન્ન થાય છે અને માત્ર યોગી લોકો સાંભળી શકે છે. વિષયાસક્ત લોકો તે સાંભળી શકતા નથી. યોગીઓ જાણે છે કે એ ધ્વનિ એક બાજુએ નાભિમાંથી અને બીજી બાજુએ બ્રહ્મરંધ્રમાંથી ઉત્પન્ન થાય છે.

પ્રાણકૃષ્ણ:—મહારાજ ! પરલોક એ કેવા પ્રકારની દુનિયા હશે ?

શ્રીરામકૃષ્ણ:—એકવાર કેશવસેને પણ એ સવાલ પૂછ્યો હતો. જ્યાંસુધી મનુષ્યોમાં અજ્ઞાન રહ્યું હોય છે અને જ્યાંસુધી તેમણે ઈશ્વરનું દર્શન કર્યું હોતું નથી, ત્યાંસુધીજ જન્મ ધારણ કરવો પડે છે. જ્ઞાન પ્રાપ્ત થયા પછી પૃથ્વી અથવા બીજા કોઇપણ લોકમાં અવતરવાની જરૂર રહેતી નથી.

કુંભાર લોકો માટીનાં વાસણને સૂર્યના તડકામાં સૂકવવા મૂકે છે. હવે તેમાં કાચાં વાસણ હોય છે અને પાકાં પણ હોય છે. કોઇ કોઇવાર ઢોરઢાંખરની હડફટમાં આવવાથી તે માંહેલાં થોડાંક વાસણ ભાંગી પણ જાય છે; પરંતુ પાકું વાસણ ભાંગી જાય છે તેને ફેંકી દે છે, કેમકે તે કશા ઉપયોગનું નથી; અને કાચા વાસણને ફેંકી ન દેતાં તેનો ગોળો બનાવીને, ચાકપર ચડાવીને ફરીથી કુંભાર તેનો નવો ઘાટ ઘડે છે.

માટે જ્યાંસુધી ઈશ્વરનું દર્શન ન થાય ત્યાંસુધી કુંભારના હાથમાં ફરી ફરીને

જવુંજ પડશે અર્થાત્ ફરી ફરીને સંસારમાં આવવુંજ પડશે.

રાંધેલું કે શેકેલું અનાજ વાવ્યાથી શું વળે? તેમાંથી કાંઇ ફણગો ફૂટે નહિ. જે જીવ એજ પ્રમાણે જ્ઞાનાગ્નિવડે સિદ્ધ–પરિપકવ થઇ જાય તેને પુનર્જન્મ રહેતો નથી. તે મુક્ત થઇ જાય છે.

## ભેદવાદ અને અભેદવાદ

પુરાણનો મત એવો છે કે ભક્ત ઇશ્વરથી પૃથક્ છે. હું એક વ્યક્તિ છું, અને તમે પણ એક વ્યક્તિ છો. જાણે શરીરરૂપી પાત્રમાં મન, બુદ્ધિ અને અહંકારરૂપી જળ ભરેલું છે, અને બ્રહ્મ જાણે સૂર્ય છે. સૂર્યરૂપી બ્રહ્મનું પ્રતિબિંબ એ જળમાં પડે છે, અને તેથી ભક્ત પોતામાંજ ઇશ્વરના સ્વરૂપનું દર્શન કરી શકે છે.

વેદના મત પ્રમાણે એટલે વેદાંત દર્શનના મત પ્રમાણે બ્રહ્મ એજ સત્ય વસ્તુ છે; બાકીનું સર્વ મિથ્યા–માયા–સ્વપ્નવત્ છે. સચ્ચિદાનંદરૂપી સાગરમાં અહંકારરૂપી લાકડી પડેલી છે. (માસ્તરને) તું આ બરાબર સાંભળી લેજે. એ લાકડીને લીધે સમુદ્ર વિભક્ત થએલો દેખાય છે. તેને ઉપાડી લો એટલે એક સચ્ચિદાનંદ સાગર સિવાય બીજું કાંઇ દેખાશેજ નહિ. અહંકારરૂપી લાકડીવડેજ બે ભાગ થઇ ગએલા હોય એમ માલૂમ પડે છે. બ્રહ્મજ્ઞાન થયું એટલે સમાધિ થઇ જાય છે અને સમાધિ થતાં અહંભાવ જતો રહે છે.

તોપણ લોકોને ઉપદેશ આપવાને માટે વિદ્યાનો "અહંભાવ" શંકરાચાર્યે રહેવા દીધો હતો.

## જ્ઞાનીનાં લક્ષણ

( પ્રાણકૃષ્ણને ) પરંતુ જ્ઞાનીનાં અમુક લક્ષણ હોય છે. કેટલાક મનમાં એમ માની બેસે છે કે અમે જ્ઞાની છીએ; પણ જ્ઞાનીનું લક્ષણ શું? જ્ઞાની કોઇનું અનિષ્ટ કરી શકતો નથી. નાના બાળકના જેવો તેનો સ્વભાવ થઇ જાય છે. લોખંડની તલવારને પારસમણિનો સ્પર્શ થાય એટલે તેનો તલવારનો આકાર તો રહે પણ તે સોનાની થઇ જાય છે. સોનાની તલવારવડે કોઇનો વધ થઇ શકતો નથી તેમ બહારથી દેખાય કે જ્ઞાનીમાં ક્રોધ છે, અહંકાર છે પણ વસ્તુતઃ તેનામાં એવું કશુંય હોતું નથી. એ તો માત્ર દેખાડવાનુંજ.

બળી ગએલી દોરી પડી હોય તો દૂરથી દોરી જેવી દેખાય છે; કારણ કે બળી ગયા પછી પણ દોરીનો આમળો રહે છે; પણ પાસે આવીને જરા ફૂંક મારશો એટલે ઉડી જશે. એ દોરીવડે કોઇનું બંધન થઇ શકે નહિ; તેમ જ્ઞાનીમાં પણ ક્રોધનો,

અહંકારનો માત્ર આકારજ રહે છે. વાસ્તવિકરીતે ક્રોધ કે અહંકાર કશુંએ હોતું નથી.

નાના બાળકને મોહ કે ક્રોધ હોતાંજ નથી. રમતમાં તે ગંજીફાનાં કે બીજા કશાનાં ઘર બનાવે છે. કોઇ જરા હાથ લગાડે તો રડીને રમખાણુ મચાવી મૂકે છે; પણ જરાવાર પછી પોતાને હાથેજ ભાંગી નાખે છે. પોતાનાં કપડાંપર એવો મોહ હોય છે કે માગીએ તો આપે નહિ. કહેશે કે 'મારૂં છે. મારા બાપાએ અપાવ્યું છે. નહિ આપું' પણ એકાદ રમકડું આણી આપશો તો તે રમકડાના મોહમાં કપડું ભૂલી જશે અને નાખી દઇને ચાલતું થશે.

જ્ઞાનીનાં પણ એવાંજ લક્ષણ હોય છે. ઘરમાં પુષ્કળ વૈભવ હોય, ભાતભાતનાં રાચરચીલાં, ગાડી ઘોડા હોય; પણ ધ્યાનમાં આવે તો બધાંને પડયાં મૂકીને કાશી ચાલ્યો જાય.

વેદાંતમત પ્રમાણે જાગ્રદવસ્થા પણ સ્વપ્ન જેવીજ અસત્ય છે. એક કઠીઆરાને સ્વપ્ન આવ્યું. તેવામાં કોઇએ તેને જગાડયો તેથી તે બહુ ગુસ્સે થઇ ગયો અને કહેવા લાગ્યો, 'તમે બસ મને જગાડયોજ કેમ? હું રાજા બન્યો હતો. મારે સાત તો છોકરા હતા. છોકરા પણ કેવા હુશીઆર? લખતાં, વાંચતાં, યુદ્ધ કરતાં બધું શીખીને પાવરધા બન્યા હતા. હું સિંહાસનપર બેસીને રાજ્ય કરતો. આવો મારો સુખરૂપ સંસાર તમે શામાટે ભાગી નાખ્યો?' પેલો માણસ કહે, 'પણ એ તો સ્વપ્નજ હતું ને? એમાં તારૂં શું ગયું?' કઠીઆરો કહે, 'જા જા, તું કાંઇ સમજતોજ નથી. હું કઠીઆરો છું તે જેટલું સત્ય છે તેટલુંજ હું રાજા હતો તે પણ સત્ય છે. હું કઠીઆરો છું એ વાત જો સત્ય હોય તો પેલી વાત કેમ સત્ય નહિ?'

પ્રાણકૃષ્ણ જ્ઞાન જ્ઞાન કરે છે તેથી પરમહંસજીએ તેને જ્ઞાનીની અવસ્થા કહી સંભળાવી. આ વાત કહીને તે પોતાની અવસ્થાનું તો સૂચન નહિ કરતા હોય?

## જ્ઞાન અને વિજ્ઞાન

શ્રીરામકૃષ્ણઃ—**નેતિ નેતિ** કહીને આત્માનું જ્ઞાન પ્રાપ્ત કરવું તેનું નામ જ્ઞાન. **નેતિ નેતિ** એવો વિચાર કરતાં કરતાં સમાધિ આવી જાય છે અને આત્માનું દર્શન તથા સાક્ષાત્કાર થાય છે.

વિજ્ઞાન એટલે શું? વિશેષરૂપે જાણવું તે. કોઇએ દૂધ એવો શબ્દ સાંભળ્યો હોય, કોઇએ દૂધ જોયું હોય અને કોઇએ દૂધ પીધું હોય. જેણે માત્ર સાંભળ્યું છે તે અજ્ઞાની છે; જેણે દૂધ જોયું છે તે જ્ઞાની છે; અને જેણે દૂધ પીધું છે તેને વિજ્ઞાન પ્રાપ્ત થયું છે એટલે તેને દૂધનો વિશેષરૂપે અનુભવ થયો છે. ઈશ્વરનું દર્શન

કરે, તેની સાથે વાતચીત કરે—જાણે ઈશ્વર તેનો નિકટનો સંબંધી હોય તેવો અનુભવ કરે તેનું નામ વિજ્ઞાન.

શરૂઆતમાં તો **નેતિ નેતિ** એવો અભ્યાસ કરવો પડે છે. તે પંચભૂત નથી, મન નથી, ઇન્દ્રિયો નથી, અહંકાર નથી, તે સર્વ તત્ત્વોથી પર છે. અગાસી ઉપર ચડવું હોય તો એક પછી એક બધાં પગથીઆંનો ત્યાગ કરવો પડે છે. પગથીઆં અગાસી નથી, પણ અગાસી ઉપર પહોંચ્યા પછી માલૂમ પડે છે કે જે પદાર્થની અગાસી બનેલી છે—ઈંટ, ચૂનો, રેતી—તેજ પદાર્થનાં પગથીઆં પણ બનેલાં છે. જે બ્રહ્મ છે તેજ જીવ, જગત્ અને ચોવીશ તત્ત્વરૂપે પ્રકટ થએલો છે. તેજ આત્મા છે અને તેજ પંચમહાભૂત છે. કોઇ પ્રશ્ન કરશે કે જો માટી આત્મામાંથી પેદા થઇ હોય તો તે શામાટે આટલી કઠણ છે? પરંતુ તેની ઇચ્છાથી બધુંજ બની શકે છે. લોહી અને વીર્યમાંથી માંસ અને હાડકાં જેવા કઠણ પદાર્થ બની શકે છે. સમુદ્રફીણ કેવું કઠણ હોય છે?

## ગૃહસ્થાશ્રમ અને સાધના

વિજ્ઞાન પ્રાપ્ત થયા પછી સંસારમાં રહી શકાય છે. પરમાત્માજ જીવ અને જગતનું રૂપ ધારણ કરી રહ્યો છે એ વાત્તનો અપરોક્ષ અનુભવ વિજ્ઞાન પ્રાપ્ત થયા પછી સારી રીતે થઇ શકે છે. તે સંસારથી ભિન્ન નથી. રામચંદ્રજીએ જ્ઞાન થયા પછી 'સંસારમાં રહેવું નથી' એવો વિચાર જાહેર કર્યો ત્યારે તેમને દશરથે વસિષ્ઠની પાસે મોકલી દીધા. વસિષ્ઠે કહ્યું, 'રામ! જો સંસારથી ઈશ્વર ભિન્ન હોય તો તમે ખુશીથી ત્યાગ કરો.' રામચંદ્ર કશો ઉત્તર આપી શકયા નહિ. તેમને સારી પેઠે ખબર હતી કે ઈશ્વર સિવાય બીજું કાંઇ છેજ નહિ. પછી તેમણે સંસારત્યાગ કરવાનો વિચાર માંડી વાળ્યો.

(પ્રાણકૃષ્ણને) હકીકત એવી છે કે દિવ્ય ચક્ષુ મેળવવાં જોઇએ. મન બરાબર શુદ્ધ થાય એટલે દિવ્ય ચક્ષુની પ્રાપ્તિ થાય છે. જુઓને,+ કુમારીપૂજા વખતે તેમજ નાની છોકરીઓ મળમૂત્ર કરતી હોય તે વખતે પણ મને તો સાક્ષાત્ ભગવતીનુંજ દર્શન થાય છે. એક માણસ પોતાની સ્ત્રી અને પોતાના બાળક એઉને ચાહે છે. પણ તેમાં ભાવ જૂદો જૂદો હોય છે, માટે બધું મનનુંજ કારણ છે. શુદ્ધ મન હોય તો બધાં પ્રત્યે એકજ પ્રકારનો ભાવ રહે છે. એવું મન થાય એટલે સંસારમાંજ ઈશ્વરનું દર્શન થઇ શકે છે. માટેજ સાધનની જરૂર છે.

એટલું તો ખરૂંજ કે સ્ત્રી અને પુરુષની એક બીજા તરફ ચાહના રહે છે; પરંતુ

+ બાર વર્ષની અવિવાહિત બાલિકાને દુર્ગાની પ્રતિનિધિ તરીકે સ્થાપિત કરીને તેનું પૂજન કરવાનો ચાલ બંગાળામાં છે. તેને કુમારીપૂજા કહે છે.

જો આ ચાહના માત્ર સ્થૂળશરીર અને વિષયાસક્તિ પરત્વેજ હોય છે તો તેથી અધ:પતનજ થાય છે.

તોપણ સંસારમાં રહેવાથી ઘણા પ્રકારની સગવડ મળે છે. સંસારમાં રહીને ભજન કરવું એ કિલ્લામાં રહીને યુદ્ધ કરવા બરોબર છે; માટે જરૂરજ પડે તો સ્વપત્નીનો સહવાસ રાખવા હરકત નથી.

(માસ્તરને) કેમ હસે છે વારૂ ?

માસ્તર:—( સ્વગત ) સંસારી લોકોથી એકદમ સંપૂર્ણ ત્યાગ થઇ શકેજ નહિ માટેજ પરમહંસજી આટલી છૂટ મૂકતા હશે. સંસારમાં રહ્યા છતાં સંપૂર્ણ બ્રહ્મચર્યનું પાલન કરવું એ શું અસંભવિતજ હશે ? ( એવામાં એક હઠયોગી પ્રવેશ કરે છે. )

પંચવટીમાં એક હઠયોગી કેટલાક વખતથી આવેલો છે. તે માત્ર દૂધ ઉપર નિર્વાહ કરે છે; જરા અફીણ ખાય છે અને હઠયોગની સાધના કરે છે. અનાજ બનાજ ખાતો નથી. તેને અફીણ અને દૂધ લેવાને પૈસાની તંગી હતી. પરમહંસજી જ્યારે પંચવટીમાં ગયા હતા ત્યારે આ હઠયોગી સાથે તેમને વાતચીત થઇ હતી. હઠયોગીએ રાખાલને કહ્યું હતું કે ' પરમહંસજીને કહેજો કે મારા માટે જરા અફીણ અને દૂધનો બંદોબસ્ત કરાવી આપે.' તેમણે જવાબમાં કહેવડાવ્યું હતું કે કલકત્તેથી ગૃહસ્થ લોકો આવશે તો વાત કરી જોઇશ.

હઠયોગી:—(શ્રીરામકૃષ્ણને) આપ રાખાલસેં કયા બોલા થા ?

શ્રીરામકૃષ્ણ:—હા, કહ્યું હતું ખરૂં. જોઇશ, કોઇ ગૃહસ્થ આવી પડશે ત્યારે. તે જો આપશે તો અપાવીશ. (પ્રાણકૃષ્ણ વગેરેને) તમે આ માણસને પસંદ કરો છો કે ?

પ્રાણકૃષ્ણે કશો ઉત્તર આપ્યો નહિ. હઠયોગી ઉઠીને ચાલતો થયો, પરમહંસજીની વાત આગળ ચાલી,

શ્રીરામકૃષ્ણ:—( પ્રાણકૃષ્ણ વગેરેને ) વળી જો સંસારમાં રહેવું તો સત્ય વચન બોલવાનો ખૂબ આગ્રહ રાખવો જોઇએ. સત્યવાણીવડેજ ઇશ્વરની પ્રાપ્તિ થઇ શકે છે.

હમણાં જોઉં છું તો પહેલાંના કરતાં મારી અવસ્થા જરા બદલાઇ ગઇ છે. ઘણા દિવસપર મને વૈષ્ણવચરણે કહ્યું હતું કે જ્યારે મનુષ્યમાં ઇશ્વરનું દર્શન થાય ત્યારે પૂર્ણ જ્ઞાન થયું કહેવાય. હમણાં મને એવું દેખાય છે કે જાણે તે (ઇશ્વર) જ જૂદાં જૂદાં રૂપ ધારણ કરીને ન ફરતો હોય ! કોઇવાર સાધુના રૂપમાં, કોઇવાર પાખંડીના રૂપમાં, કોઇવાર લુચ્ચાના રૂપમાં; માટે જ હું કહું છું કે સાધુરૂપી નારાયણ, પાખંડીરૂપી નારાયણ, લુચ્ચારૂપી નારાયણ.

એવું મન થાય છે કે જાણે બધાને જમાડું; પણ બધાને જમાડાય શી રીતે ? માટે એક જણને અહીં રાખીને જમાડું છું.

પ્રાણકૃષ્ણઃ—( માસ્તર તરફ જોઇને હસીને ) આ બહુ સારા માણસ છે હો ! (શ્રીરામકૃષ્ણ) મહારાજ ! હોડીમાંથી ઉતર્યા ત્યારેજ મને છોડયો.

શ્રીરામકૃષ્ણઃ—(હસીને) કેમ ? શું થયું હતું ?

પ્રાણકૃષ્ણઃ—અમે અહીં આવવાને હોડીમાં બેઠા. હોડી જરા ડોલવા લાગી એટલે એ કહે કે મને ઉતરવા દો, બસ મને ઉતરવા દો. ( માસ્તરને ) પછી કેવી રીતે આવ્યા ?

માસ્તરઃ—ચાલીને.

પરમહંસજી હસવા લાગ્યા.

## સંસારી લોકો બોલે છે ખરા પણ તેમનાથી તે પ્રમાણે બનતુ નથી.

પ્રાણકૃષ્ણઃ—( શ્રીરામકૃષ્ણને ) મહારાજ ! મને કોઇ કોઇવાર એવું મન થઇ આવે છે કે જાણે ધંધો-રોજગાર છોડી દઉં. ધંધામાં પરોવાઇ રહેવાથી કશું સાધન થતું નથી. ( પોતાના મિત્રો તરફ આંગળી કરીને ) હું આ લોકોને મારૂં કામ શીખવું છું. એ લોકો કામ શીખી જશે એટલે મારે ઠેકાણે તેમને ગોઠવી દઇને હું નોકરી છોડી દઇશ. હમણાં તો મારાથી કાંઇજ બનતું નથી.

શ્રીરામકૃષ્ણઃ—બરાબર છે. તમારે જંજાળ તો ઘણી છે. હમણાં તો થોડા દિવસ એકાંતમાં રહીને ઇશ્વરનું ચિંતન કરો તો સારૂં. કૅપ્ટન પણ એમજ કહે છે કે છોડી દઉં. સંસારી લોકો એમ બોલે છે તો ખરા પણ થતું કશું નથી.

દુનિયામાં મોટા મોટા પંડિતો પડયા છે. કેવી કેવી જ્ઞાનની વાતો કરે છે; પણ મોઢે બોલ્યાથીજ કાંઇ કાર્ય સિદ્ધ થતું નથી. જેમ ગીધ પક્ષી ઘણોએ ઉંચે ઉડે છે પણ તેની નજર તો ઉકરડા ઉપરજ હોય છે. તેજ પંડિતો જ્ઞાનની ડાહી ડાહી વાતો તો કરે છે પણ તેમનું લક્ષ તો કામિનીકાંચનમાંજ હોય છે. સંસારમાં પુષ્કળ આસક્તિ ચોંટેલી હોય છે.

જો મારા સાંભળવામાં આવે છે કે અમુક પંડિત વિવેકવૈરાગ્યસંપન્ન છે તો તેને માટે મને માન થાય છે. નહિ તો હું તને કૂતરા કે બકરા જેવો નિર્માલ્ય ગણું છું.

## માસ્તરની કેટલીક હકીકત

પ્રાણકૃષ્ણે પ્રણામ કહીને જવાની રજા માગી. માસ્તરને પૂછ્યું કે કેમ તમે પણ આવો છોને ? માસ્તર કહે મારે નથી આવવું. પ્રાણકૃષ્ણ હસવા લાગ્યો.

માસ્તરે પંચવટીની પાસે થઇને જે ઘાટે પરમહંસજી સ્નાન કરતા હતા ત્યાં

આગળ સ્નાન કર્યું; અને પછી તે પરમહંસજી પાસે આવીને બેઠો. તે સ્નાન કરી આવ્યો છે એમ જાણીને પરમહંસજીએ ફળ, મૂળ વગેરેનો પ્રસાદ ખાવા આપ્યો. પશ્ચિમ તરફના ગોળ ઓટલા ઉપર બેસીને માસ્તરે તે પ્રસાદ ખાઇ લીધો. પાણીનો લોટો તે ઓટલા ઉપર જ રહી ગયો. ઉતાવળા ઉતાવળા પરમહંસજી પાસે આવીને બેસતાંજ તેમણે પૂછ્યું, 'કેમ લોટો ન આણ્યો ?'

માસ્તરઃ—હાજી, લઇ આવું છું.

શ્રીરામકૃષ્ણઃ—વાહ.

માસ્તર જરા શરમાઇ ગયા. ઓટલા આગળ જઇને લોટો લાવીને ઘરમાં મૂક્યો.

માસ્તરનું ઘર કલકત્તામાં છે; પરંતુ ઘરમાં કજીઓ થવાથી શ્યામપુકુરમાં ભાડાના ઘરમાં રહે છે. એની નોકરીનું સ્થળ પણ એ ઘરની નજીકમાંજ છે. તેના અસલ ઘરમાં તેનો પિતા તથા ભાઇઓ રહે છે. પરમહંસજીની ઇચ્છા એવી ખરી કે તે પોતાને ઘેર જઇને કુટુંબીઓ સાથે રહે; કેમકે ઘેર ખાવાપીવાની જોઇએ તેવી સગવડ મળે તેથી કરીને ભજન કરવામાં ઘણી અનુકૂળતા થઇ જાય. પરમહંસજીએ વારંવાર કહ્યા છતાં હજી તે પોતાને ઘેર જતોજ નથી, આજે તેમણે ફરીથી ઘેર જવાની વાત કહાડી.

શ્રીરામકૃષ્ણઃ—કેમ ? તું હવે ઘેર જઇશને ?

માસ્તરઃ—ઘરમાં પગ મૂકવાની પણ મારી મરજી થતી નથી.

શ્રીરામકૃષ્ણઃ—કેમ તારા બાપે જૂનું ઘર પડાવીને નવું કરવા માંડ્યું છે.

માસ્તરઃ—ઘેર મને ઘણી જાતની ઉપાધિ છે. મને ત્યાં જવાની જરાએ મરજી થતી નથી.

શ્રીરામકૃષ્ણઃ—તને કોની સાથે તકરાર છે ? કોનો ભય છે ?

માસ્તરઃ—બધાંની સાથે.

શ્રીરામકૃષ્ણઃ—( ગંભીર સ્વરે ) સવારે હોડીમાં ભય લાગ્યો હતો તેવો કે ?

## કેશવચંદ્રસેન અને નવવિધાન

પરમહંસજી પ્રસાદ લીધા પછી જરા આરામ લેવા બેઠા હતા. એવામાં રામ, ગિરીન્દ્ર અને બીજા કેટલાક શિષ્યો આવી પહોંચ્યા. તેમણે આવીને પરમહંસજીને દંડવત્ પ્રણામ કર્યા અને પછી આસનપર બેઠા.

બાબુ કેશવચંદ્ર સેનના +નવવિધાનની વાત નીકળી.

રામઃ—( શ્રીરામકૃષ્ણને ) મહારાજ ! નવવિધાનથી કશો લાભ થયો હોય એમ

+કેશવચંદ્રસેને પોતાની બ્રહ્મસમાજના સિદ્ધાંતને "નવ વિધાન" એવું નામ આપ્યું હતું.

મને તો નથી લાગતું. કેશવબાબુ જો સાચા હોય તો તેમના શિષ્યોની આવી અવસ્થા કેમ જોવામાં આવે છે? મારો મત તો એવો છે કે એમાં કંઇ છેજ નહિ. બધું બહારનોજ દેખાવ છે. એક માણસ ઘરમાં ઈંટો, નળીઆં એવું ભરીને બારણે તાળું લગાવી દે. લોકો જાણે કે ઘરમાં કાંઇ ધન હશે; પણ અંદર તો ઈંટો, અને નળીઆં! બહારના માણસો અંદરની ખરી હકીકત શી રીતે જાણી શકે?

શ્રીરામકૃષ્ણઃ—એમ નહિ. કાંઇ પણ સાર તો હોવોજ જોઇએ; નહિ તો આટલા બધા લોકો કેશવને માનેજ શામાટે? લોકો શિવનાથ (બ્રાહ્મભક્ત) ને નથી ઓળખતા કે? જે માણસ ઈશ્વરપરાયણ ન હોય તે એવો થઇ શકેજ નહિ.

તોપણ સંસારત્યાગ કર્યા વગર આચાર્યનું કાર્ય થઇ શકતુંજ નથી. લોકો તેનો ઉપદેશ ગ્રહણ કરતાજ નથી. લોકો કહેશે કે ‘એ પણ આપણા જેવો સંસારી છે. એ પણ છુપી રીતે કામિનીકાંચનનો ઉપભોગ કરે છે; અને અમને ઉપદેશ આપવા નીકળ્યો છે કે ઈશ્વરજ સત્ય છે અને સંસાર સ્વપ્નવત્ છે.’ સર્વસ્વનો ત્યાગ કર્યા વગર આપણો ઉપદેશ બધા માણસો ગ્રહણ કરશેજ નહિ. સંસારી હોવા છતાં જેઓ આચાર્ય થાય છે તેઓ કોઇ કોઇનેજ આકર્ષણ કરી શકે છે.

કેશવ સંસારી હતો, સંસારનો નિર્વાહ તો કરવોજ જોઇએને? જો કે તે ભાષણો ભાષણો આપતો પણ સંસારી બાબતોનો પાકો બંદોબસ્ત રાખતો હતો. ઇચ્છાએ કે અનિચ્છાએ પણ ઉપભોગ તો પ્રારબ્ધ પ્રમાણે આવી મળે છેજ!

રામઃ—એ તો બધું ઠીક પણ વિજયકૃષ્ણ ગોસ્વામીએ મને જે કહ્યું હતું તે આપને કહું છું. એક દિવસ કેશવે વિજયને કહ્યું કે ‘મારામાં શ્રી ગૌરાંગનો અને ઇસુ ખ્રિસ્તનો બેઉનો અંશ છે અને તમે કબૂલ કરો કે તમે પોતે અદ્વૈતાચાર્ય છો’* એ ઉપરાંત બીજું પણ કોણ જાણે કેટલુંએ કહ્યું હશે? આપ પણ નવવિધાની છો ને? (પરમહંસજી અને બીજા બધા હસે છે)

શ્રીરામકૃષ્ણઃ—(હસતાં હસતાં) કોણ જાણે, ભાઇ? હું તો નવવિધાનનો અર્થ સમજતો નથી! (હસાહસ)

રામઃ—કેશવના શિષ્યો કહે છે કે જ્ઞાન અને ભક્તિની સૌથી પહેલી મિલાવટ કરનાર કેશવ હતો!

શ્રીરામકૃષ્ણઃ—(આશ્ચર્ય પામીને) એટલે! ત્યારે અધ્યાત્મ (અધ્યાત્મ રામાયણ) માં શું આવે છે? નારદઋષિ રામચંદ્રજીની સ્તુતિ કરતાં કહેવા લાગ્યા કે, ‘હે રામ! વેદમાં જેને પરબ્રહ્મ કહેછે તેજ તમે છો. તમે મનુષ્યનું રૂપ ધારણ કરીને અમારી પાસે આવ્યા છો. તમે મનુષ્ય તરીકે ઓળખાઓ છો પણ વસ્તુતઃ તમે મનુષ્ય નથી.

*શ્રી ગૌરાંગના એક ભક્ત અને માનનીય પુરુષ હતા. વિજયનો જન્મ તેમના વંશમાં થયો હતો.
ભા. ક.

તમે પરબ્રહ્મજ છો.' રામચંદ્રજીએ ઉત્તર આપ્યો, 'નારદ! હું તમારા ઉપર ઘણો પ્રસન્ન થયો છું. તમે વરદાન માગો.' નારદ કહે, 'હે રામ! હું શું વરદાન માગું? તમારા ચરણકમળની શુદ્ધ ભક્તિજ આપજો. અને તમારી વિશ્વમોહિની માયાવડે હું મુગ્ધ ન થઇ જાઉં એટલી કૃપા કરજો.' અધ્યાત્મમાં કેવળ જ્ઞાનભક્તિનીજ કથા છે.

પછી કેશવના શિષ્ય અમૃતની વાત નીકળી.

રામઃ—અમૃતબાબુ કાંઇ ઓર પ્રકારનો બની ગયો છે.

શ્રીરામકૃષ્ણઃ—હા. તે દિવસે મેં તેને ઘણો માંદો જોયો હતો.

રામઃ—એના લૅકચરની વાત સાંભળો. જ્યાં ખોલ વાગવા લાગ્યાં કે તરત તે બોલી ઉઠયો કે 'કેશવની જય!' તે એમજ કહે છે કે આપણું એક સ્વતંત્ર મંડળજ થવું જોઇએ. તે ઉપરથીજ એક દિવસ ભાષણ આપતાં અમૃતબાબુ બોલ્યો હતો કે 'હું ખરૂં કહું છું આપણને મંડળનીજ જરૂર છે. બસ, મંડળનીજ જરૂર (હસાહસ)

શ્રીરામકૃષ્ણઃ—એ શું? છ્ છ્ છ્ છ્! એવું તો ભાષણ અપાય?

પછી કેટલાક લોકોને આત્મપ્રશંસા કેવી ગમે છે તેની વાત નીકળી.

શ્રીરામકૃષ્ણઃ—એકવાર "નિમાઇ સંન્યાસનું" નાટક હતું. તે જોવાને મને કેશવ તેડી ગયો હતો. તે દિવસે મેં જોયું તો એક માણસ કેશવ અને *પ્રતાપને કહેવા લાગ્યો કે તમે બેઉ નિતાઇ ગૌર જેવા છો. પ્રસન્ને મને પૂછ્યું કે જો આ બેઉ જણ નિતાઇ ગૌર તોપછી તમે કોણ? મેં જોયું કે કેશવ મારા ઉત્તરની રાહ જોતો મારી સામે નજર માંડીને જોયા કરતો હતો. મેં કહ્યું કે, 'હું તો તમારો દાસાનુદાસ છું. તમારી રજનો રજ છું.' કેશવે હસીને કહ્યું કે, 'એ કાંઇ પકડાય એવા નથી.'

રામઃ—કેશવ કોઇ કોઇ વાર એમ પણ કહેતો કે હું ×જૉન ધી બાપ્ટીસ્ટ છું.

એક શિષ્યઃ—વળી તે કોઇ કોઇવાર એમ પણ કહેતો કે હું ઓગણીશમા સૈકાનો ચૈતન્ય છું.

શ્રીરામકૃષ્ણઃ—એટલે શું?

એક શિષ્યઃ—અંગ્રેજી ઓગણીશમા સૈકામાં ચૈતન્ય ભગવાનનો ફરીથી આવિર્ભાવ થયો છે અને તે હું છું.

---

*પ્રતાપચંદ્ર મજુમુદાર–એક આગેવાન બ્રાહ્મસમાજના સભાસદ.

×ઇસુ ખ્રિસ્તના કરતાં વયે કાંઇક મોટો અને સમર્થ સંતપુરુષ હતો. તે ઘણા લોકોને પવિત્ર જળનું માથા ઉપર પ્રોક્ષણ કરીને પાપમાંથી મુક્ત કરતો હતો એમ કહેવાય છે. તે ઉપરથી ખ્રિસ્તીધર્મમાં પ્રવેશ કરવાની ક્રિયાને બાપ્ટીઝમ કહે છે. ઇસુ પણ તેની પાસે બાપ્ટીઝમ લેવા ગયો હતો; પણ તે સંપૂર્ણ રીતે નિષ્પાપ છે એમ જૉને સૂક્ષ્મદૃષ્ટિથી જોઇ લેતાં તે પોતેજ તેને પગે પડયો હતો.

શ્રીરામકૃષ્ણ:—(અન્ય વિષય તરફ લક્ષ આપીને) આ ÷મારા હાથને કેવી રીતે આરામ થાય તે જાણતો હોય તો કહે. અત્યારે તો મને એકજ વિચાર આવે છે કે શું કરતાં મારો હાથ સારો થઇ જાય!

પછી ત્રૈલોક્યબાબુના ગાયનની વાત નીકળી. ત્રૈલોક્ય કેશવની સમાજમાં ઈશ્વરોપાસના વખતે સંગીત કરતો હતો અને તેનું સંગીત ઘણું વખણાતું હતું.

શ્રીરામકૃષ્ણ:—અહા! ત્રૈલોક્ય કેવું સરસ ગાય છે?

રામ:—શું એ સાચું ગાય છે? અંતઃકરણપૂર્વક ગાય છે?

શ્રીરામકૃષ્ણ;—અંતઃકરણપૂર્વકજ. નહિ તો તેના સંગીતથી હૃદય આટલું બધું આકર્ષાયજ કેમ?

રામ;—એ તો પોતાના તે વખતના ભાવ ઉપર પદની રચના કરે છે. કેશવસેન ઉપાસના વખતે અમુક ભાવનું વર્ણન કરે છે અને પછી ત્રૈલોક્યબાબુ તેને કવિતામાં ઉતારે છે.

ગિરીન્દ્ર;—બ્રહ્મસમાજવાળા કહે છે કે પરમહંસજીમાં પ્રબંધક શક્તિ નથી.

શ્રીરામકૃષ્ણ:—એટલે શું?

માસ્તર:—આપને એકાદ મંડળ, સમાજ કે સંપ્રદાય બાંધતાં આવડતું નથી. આપનામાં બુદ્ધિ થોડી છે એવો એમના કહેવાનો અર્થ છે. (હસાહસ)

શ્રીરામકૃષ્ણ;—(રામને) હમણાં *તો તું મને એટલુંજ કહે કે મારો હાથ શી રીતે ભાગી ગયો? તું આ બાબત ઉપર ઉભો થઇને એકાદ ભાષણ આપ જોઉં. (હસાહસ)

---

## એક રામ, હજાર નામ

શ્રીરામકૃષ્ણ:—(શિષ્યોને) બ્રહ્મજ્ઞાનીઓ નિરાકાર કહે છે તે પણ ઠીક છે. માત્ર ખરા અંતઃકરણના ભાવથી તેને માટે પોકાર કરવો જોઇએ. અંતઃકરણનો ભાવ હોય એટલે બસ. તે તો અંતર્યામી છે. પોતાનું ખરૂં સ્વરૂપ કેવું છે તે તે પોતેજ બતાવી દેશે.

---

÷થોડા દિવસ પહેલાં પરમહંસજી પડી ગયા હતા અને તેમનો હાથ ભાંગી ગયો હતો. ઘણા દિવસસુધી તેમને પાટો બાંધી રાખવો પડયો હતો. આ વાત ચાલતી હતી તે વખતે પણ હાથે પાટો હતો. ભા૦ ક૦

* ઉપરની બધી હકીકત ઉપરથી માલૂમ પડે છે કે કેશવ અને તેની સમાજની રામ નિંદાજ કરે છે. પરમહંસજીને કદિ પણ કોઇની નિંદા પસંદ ન હતી; તેથી વાર્તાનો વિષય બદલવાને ભાગેલા હાથનું બહાનું કહાડીને એ વખત રામને નિંદા કરતો અટકાવ્યો હોવો જોઇએ. ભા૦ ક૦

તોપણ અમે જે જાણીએ છીએ તેજ સત્ય છે અને બીજા બધા ભૂલ કરે છે એમ કહેવું એ યોગ્ય નથી.

ઇશ્વર આવો છે અને આવો હોઇ શકેજ નહિ એમ મનુષ્યથી કહી શકાયજ કેવી રીતે?

આથીજ કરીને વૈષ્ણવો અને શાકતો વચ્ચે ઝપાઝપી ચાલે છે. વૈષ્ણવો કહે છે કે અમારા વિષ્ણુ મોટા; શાકતો કહે છે કે નહિ, અમારી દેવીજ શ્રેષ્ઠ. તેજ મોક્ષ આપી શકે છે.

એકવાર હું વૈષ્ણવચરણ પાસે સેજોબાબુને લઇ ગયો હતો. વૈષ્ણવચરણ ઘણોજ વૈરાગ્યવાન અને પંડિત છે, પણ ધર્માન્ધ વૈષ્ણવ છે, અને આ બાજુએ સેજોબાબુ ચુસ્ત દેવીભક્ત! સારી સારી જ્ઞાનની વાતો થઇ. એવામાં વૈષ્ણવચરણથી બોલી જવાયું કે મોક્ષ આપનાર તો એક માત્ર કેશવ (વિષ્ણુ) જ. આ શબ્દ સાંભળતાંજ સેજોબાબુનું મોં ક્રોધથી લાલચોળ થઇ ગયું. તે વૈષ્ણવચરણને કહે, "સાળા!" એ તો શાકત એટલે એવું બોલેજ! હું તો વૈષ્ણવચરણના પગ દાબવા લાગ્યો.

જેટલા માણસોને હું ધર્મ ધર્મ કરતા જોઉં છું તે બધા આની સાથે લડે છે, પેલાની સાથે લડે છે! હિન્દુ, મુસલમાન, વેદાંતવાદી, શાકત, શૈવ, વૈષ્ણવ એ બધાએ અંદર અંદર લડી મરે છે. તેઓ એટલો વિચાર નથી કરતા કે જેને આપણે કૃષ્ણ કહીએ છીએ, તેનેજ કેટલાક લોકો શિવ કહે છે અથવા આદ્યશક્તિ કહે છે; તેનેજ ખ્રિસ્તીઓ ઇસુ કહે છે અને તેનેજ મુસલમાનો અલ્લા કહે છે. "એક રામ હજાર નામ."

મૂળ વસ્તુ એક, પણ નામ જૂદાં જૂદાં, બધા લોકો એકજ વસ્તુને પ્રાપ્ત કરવાની ઇચ્છા રાખે છે. માત્ર સ્થાન જૂદું, પાત્ર જૂદું અને નામ જૂદું. એકજ તળાવને પાંચ સાત ઘાટ હોય. એક ઘાટે હિન્દુઓ ઘડાવડે પાણી ભરતા હોય તો તેઓ કહેશે કે 'જળ,' બીજે ઘાટે મુસલમાન ચામડાની મસકવડે પાણી ભરતા હોય તો તેઓ કહેશે કે 'પાની,' ખ્રિસ્તીઓ વળી ત્રીજેજ ઘાટે પાણી ભરતા હોય તો તેઓ કહેશે કે 'વૉટર.' (હસાહસ)

જો કોઇ કહે છે કે પદાર્થ જળ નથી, એ તો પાણી છે; અથવા કોઇ કહે કે એ પાણી નથી, એ તો વૉટર છે; અથવા કોઇ કહે કે એ વૉટર નહિ પણ જળ છે તો કેવું હસવા જેવું લાગે? માટેજ સંપ્રદાય, મંડળ, મતમતાંતર, ઝગડા એ મૂર્ખતા છે. ધર્મને લીધે લાતાલાતી, મારામારી અને કાપાકાપી ચાલે છે એ ઠીક નથી. માણસ માત્ર તેનાજ (ઇશ્વર) તરફ ચાલ્યાં જાય છે. માત્ર અંતઃકરણની સાચી વ્યાકુળતા હોય એટલે બસ. (મણિને) તું આટલું બરાબર સાંભળી લેજે—

વેદ, પુરાણ, તંત્ર વગેરે તમામ શાસ્ત્રો તેનીજ ખોળ કરે છે. તેના સિવાય બીજા કોઇ પણ પદાર્થ ઉપર તેમનું લક્ષ્ય નથી. તે એક સચ્ચિદાનંદજ છે, વેદમાં જેને

સચ્ચિદાનંદ બ્રહ્મ કહે છે, તેનેજ તંત્રમાં સચ્ચિદાનંદ શિવ કહે છે અને તેનેજ પુરાણુમાં સચ્ચિદાનંદ કૃષ્ણુ કહે છે.

પરમહંસજીના સાંભળવામાં આવ્યું હતું કે રામ પોતાને ઘેર કોઇ કોઇ વાર હાથે રસોઈ બનાવીને જમે છે તેથી તેમણે કહ્યું:—

શ્રીરામકૃષ્ણ:—(મણિને) તું પણ હાથે રાંધીને ખાઈશને ?

મણિ:—ના જી.

શ્રીરામકૃષ્ણ:—જુઓ, અન્ન સાથે થોડું ગાયનું ઘી પણ ખાવું. એનાથી શરીર અને મનની ઠીક શુદ્ધિ થતી હોય એમ લાગે છે.

## માણસને માથે રહેલાં ઋણ

પછી રામના ઘરસંસારની વાત નીકળી. તેનો બાપ પરમ વૈષ્ણવ છે. ઘેર શ્રીધરની સેવા રાખે છે. તેણે જ્યારે બીજીવારનું લગ્ન કર્યું ત્યારે રામની ઉંમર ઘણીજ નાની હતી. તેનો પિતા અને સાવકીમા બેઉ રામના ઘરમાંજ હજી રહે છે; પણ રામને સાવકી મા સાથે બનાવ નથી. બેઉ એક ઘરમાં રહેતાં હોવાથી વારંવાર કલહ ઉત્પન્ન થાય છે. હાલ તેની સાવકી માની ઉંમર ચાળીશ વર્ષની છે. સાવકી માની શિખવણીથી રામના બાપનું પણ તેની સાથે જરા ઉંચું મન થએલું છે. આજ એ બધી વાત નીકળી. કેટલીક ચર્ચાને અંતે છેવટે પરમહંસજીએ કહ્યું કે; " માબાપ તે કાંઇ જેવાં તેવાં છે ? એ પ્રસન્ન ન રહે તો ધર્મ કર્મ કશુંએ થાય નહિ. ચૈતન્ય ભગવાન પ્રેમથી ઉન્મત્ત હતા; તોપણ સંન્યાસ લેતાં પહેલાં કેટલા દિવસ અગાઉથી માને સમજાવીને તેની પરવાનગી મેળવી હતી! તેમણે કહ્યું કે ' મા ! હું સંન્યાસી થાઉં છું પણ તમને વખતોવખત આવીને મળી જઇશ.' (માસ્તરને તિરસ્કારપૂર્વક) અને હું તને પણ કહું છું કે માબાપે તને ઉછેરીને મોટો કર્યો, પછી છોકરાં છૈયાં થયાં એટલે વહુને લઇને જૂદા નીકળ્યા ! માબાપનો ત્યાગ કરીને બાયડી છોકરાંને લઇને બાઉલ લોકો વૈષ્ણવ હોવાનો ઢોંગ કરીને ફરતા ફરે છે. એ તો ઠીક છે કે તારા બાપને ખાવાપીવાનું દુઃખ નથી. નહિ તો હું તને કહેત કે ધિક્કાર છે તને ! " (બધા સ્તબ્ધ બની ગયા.)

તું જાણે છે આપણે માથે કેટલાં ઋણ છે ? દેવઋણ, ઋષિઋણ, માતૃઋણ, પિતૃઋણ અને સ્ત્રીઋણ. માબાપનું ઋણ ફેડયા વગર કોઇપણ કાર્ય સિદ્ધ થતું નથી.

સ્ત્રીના તરફનું ઋણ હોય છે. હરીશ પોતાની સ્ત્રીનો ત્યાગ કરીને અહીં આવી રહે છે. જો તેની સ્ત્રીને ખાવાપીવાનું દુઃખ હોત તો હું તેને સાફ કહી દેત કે, ' લંપટના સાળા ! '

પૂર્ણજ્ઞાન થયા પછી જ્ઞાની પોતાની સ્ત્રીને સાક્ષાત્ દેવી સ્વરૂપ જુએ છે. ચંડીપા-

ઠમાં આવે છે કે '**या देवी सर्वभूतेषु मातृरूपेण संस्थिता**।' તે માતું સ્વરૂપજ છે.

જેટલી દુનિયામાં સ્ત્રીઓ છે તે બધી તેનીજ મૂર્તિઓ છે. એટલા માટેજ મારાથી +વૃન્દાને કશું કહેવાતું નથી.

કેટલાક લોકો મોઢે મોઢે લાંબી લાંબી વાતો બોલે છે પણ તેમનું વર્તન તો તેથી ઉલટુંજ. રામપ્રસન્ન પેલા હઠયોગી ને અફીણ ને દૂધની સગવડ કરી અપાવવા માટે આમ તેમ ફરતો ફરે છે અને પાછો કહે છે કે 'મનુસ્મૃતિમાં સાધુલોકોની સેવા કરવાનું કહ્યું છે;' પણ પોતાની ઘરડી માને પૂરૂં ખાવાનું પણ નથી આપતો. તે બિચારી બજારમાં ભટકતી ફરે છે, એવો અણુબનાવ છે!

## એ ઋણ કોને બંધનકર્તા નથી?

તોપણ એક વાત ધ્યાનમાં રાખવાની છે. જ્યારે પ્રેમોન્માદ થાય ત્યારે તો પછી મા કોણ, બાપ કોણ અને સ્ત્રી પણ કોણ? ઈશ્વરપ્રત્યે એવો પ્રબળ પ્રેમ ઉત્પન્ન થાય કે માણસ સાવ ગાંડા જેવો બની જાય, ત્યારે તે તમામ પ્રકારનાં ઋણમાંથી મુક્ત થઇ જાય છે. પ્રેમોન્માદનું લક્ષણ શું? એવી અવસ્થા થઇ જાય કે જગતનું લેશમાત્ર પણ ભાન રહે નહિ; પોતાનું શરીર જે સર્વને ઘણુંજ પ્રિય છે તેનું પણ વિસ્મરણ થઇ જાય–જેવી ચૈતન્યદેવની અવસ્થા હતી તેવી અવસ્થા થઇ જાય. તે સમુદ્રમાં ડૂબી ગયા પણ પોતે સમુદ્રમાં ડૂબે છે તેનું ભાન સરખું ન હતું! આવેશમય અવસ્થામાં તે વારંવાર ભોંયપર પડી જતા, આળોટતા, ભૂખ, તરસ, નિદ્રા એવા જે દેહના ધર્મ તે પણ રહ્યા ન હતા. પોતાને શરીર છે એટલા પૂરતું પણ ભાન ન હતું. એવી અવસ્થા થાય ત્યારેજ ખરેખરો પ્રેમોન્માદ થયો કહેવાય.

## સંન્યાસી અને તીર્થયાત્રા

પરમહંસજીએ 'હા ચૈતન્ય!' એવો ઉદ્ગાર કહાડ્યો.

શ્રીરામકૃષ્ણઃ—(શિષ્યોને) ચૈતન્ય ભગવાન અખંડ ચૈતન્ય ખરા કે નહિ? વૈષ્ણવ ચરણનું કહેવું એવું હતું કે ગૌરાંગ તો અખંડ ચૈતન્યના એક ફુટ બરોબર હતા.

શ્રીરામકૃષ્ણઃ—(એક સંન્યાસી શિષ્યને) તમારે હમણાં તીર્થયાત્રા કરવાનો વિચાર છે કે શું?

સંન્યાસીઃ—જી હા, ફરતો ફરતો આવીશ.

રામઃ—(સંન્યાસીને) મહારાજશ્રીનું કહેવું એવું છે કે પ્રથમ "બહૂદક" અને

+શ્રીરામકૃષ્ણની દાસી. ૧૮૭૭ના જૂન માસની ૨૫ મી તારીખથી તેમને ત્યાં નોકરીમાં રહી હતી.

પછી "કુટિચક." જે સાધુ ઘણાં તીર્થનાં દર્શન કરી આવે તેનું નામ બહૂદક, પછી જ્યારે ભ્રમણ કરવાની ઇચ્છા તૃપ્ત થાય અને એક ઠેકાણે સ્થિર મુકામ કરીને બેસે ત્યારે તે કુટીચક કહેવાય છે.

એ બાબત ઉપર પોતે એક દૃષ્ટાંત કહે છે. એક પક્ષી વહાણના એક સ્તંભ ઉપર બેઠું હતું. પછી તે વહાણ ગંગા કિનારેથી ઉપડીને × કાળા પાણીમાં દાખલ થયું તે વખતે તે પક્ષીને ભાન ન હતું. જ્યારે ભાન આવ્યું ત્યારે તેણે જોયું તો વહાણ ભરસમુદ્રમાં ચાલતું હતું. આથી કરીને કિનારા ઉપર જવાને તે પ્રથમ ઉત્તર દિશા તરફ ઉડી ગયું. ઘણે દૂરસુધી ગયું તોપણ જમીન નજરે પડી નહિ એટલે પાછું આવ્યું. પછી દક્ષિણ દિશા તરફ ગયું. તે દિશામાં પણ કિનારો જોવામાં ન આવવાથી હાંફતું હાંફતું પાછું આવ્યું. થોડીવાર થાક ખાઇને વળી પાછું તે પૂર્વ તરફ ઉડી ગયું. ત્યાંથી પાછું આવીને પશ્ચિમ તરફ જઇ આવ્યું. આખરે જોયું કે કોઇપણ દિશાએ કિનારો હાથ લાગતો નથી ત્યારે થાકીને વહાણના સ્તંભ ઉપર આવીને ચૂપ થઇને બેસી ગયું.

શ્રીરામકૃષ્ણઃ—(સંન્યાસી તથા શિષ્યો પ્રત્યે) જ્યાંસુધી ઇશ્વર 'તે છે'. એવું જ્ઞાન રહે ત્યાંસુધી અજ્ઞાન, અને 'ઇશ્વર આ રહ્યો.' એવું જ્ઞાન થાય ત્યારે ખરૂં જ્ઞાન થયું કહેવાય.

એક માણસને બીડી પીવી હતી તેથી પાડોશીને ઘેર હાથમાં ફાનસ લઇ દીવા-સળી લેવા ગયો. રાત ઘણી ગઇ હતી અને પાડોશી ભર ઉંઘમાં પડયો હતો. પેલા માણસે તો ખૂબ બારણાં ધમધમાવવા માંડયાં, ત્યારે તેણે ઉઠીને બારણું ઉઘાડયું, અને પૂછયું કે ભાઇ, આટલી મોડી રાતે એવું તે શું કામ પડયું ? પેલો કહે કામ તો બીજું શું હોય પણ જરા બીડી પીવાની તલબ થઇ આવી છે. જરા દીવાસળી આપ. પેલો કહે, 'વાહ! કેવો અક્કલનો દુશ્મન! દીવાસળીમાટેજ મારાં બારણાં ધમધમાવી મૂકીને મને જગાડયો! તારા હાથમાં તો ફાનસ બળ્યું છે!' (હસાહસ)

તમે જેને શોધો છો તે તો તમારી પાસેજ છે. છતાં લોકો આ તીર્થ અને પેલું તીર્થ કરતા ફરે છે.

રામઃ—મહારાજ! ગુરુ કોઇ કોઈ શિષ્યને ચાર ધામની યાત્રા કરી આવવાનું શામાટે કહેતા હશે તેનું કારણ હવે મારા સમજવામાં આવ્યું. જ્યારે શિષ્ય બધે ફરી આવે ત્યારે તેને અનુભવ થાય કે જેવું અહીં છે તેવુંજ ત્યાં છે. પછી તે ગુરુની પાસે આવીને બેસે છે. આવી આવી આજ્ઞાઓ ગુરુના વચન ઉપર શ્રદ્ધા ઉત્પન્ન કરવા માટે કરવામાં આવતી હશે!

---

× બંગાળા ઉપસાગરનું પાણી શાહી જેવું કાળું ભૂરૂં દેખાય છે તેથી તેને કાળું પાણી કહે છે, "કાળા પાણીની શિક્ષા પણ એ ઉપરથી કહેવાય છે." ભા. ક.

પછી ચર્ચા બંધ પડી અને પરમહંસજી રામની પ્રશંસા કરવા લાગ્યા.

શ્રીરામકૃષ્ણ:—(શિષ્યોને) અહા ! રામમાં ઘણી જાતના સદ્‌ગુણ છે. ભક્તોની કેવી સેવા કરે છે અને કેવું પ્રતિપાલન કરે છે ? (રામને) મને અધર કહેતો હતો કે તમે તેની સાથે બહુ સારી રીતે વર્ત્યા !

## હરિગુણ સાંભળવામાં નિમંત્રણની જરૂર નથી

અધરનું ઘર શોભાબજારમાં છે. તે પરમહંસજીનો પરમ ભક્ત છે. એકવાર તેને ઘેર માતાજીનું ભજન થયું હતું. પરમહંસજી તથા તેમના ઘણા શિષ્યો આવ્યા હતા, પણ રામને નિમંત્રણ મોકલવાનું અધર ભૂલી ગયો. રામને ઘણી રીસ ચડી અને તેણે લોકો પાસે બબડવા માંડયું. તે ઉપરથી અધર રામને ઘેર ગયો, અને પોતાની ભૂલ થઇ હતી તે બાબત દિલગીરી જાહેર કરી.

રામ:—(શ્રીરામકૃષ્ણને) એમાં અધરનો વાંક ન હતો. મને ખબર છે ત્યાંસુધી બધો વાંક તો રાખાલનો હતો. અધરે નિમંત્રણ આપવાનું કામ રાખાલને સોંપ્યું હતું.

શ્રીરામકૃષ્ણ:—રાખાલનો દોષ કહાડીશ નહિ. એના મોઢામાં તો હજી દૂધ છે.

કદાચ નિમંત્રણ ન મળ્યું હોય તોપણ હરિસંકીર્તન સાંભળવા જવામાં હરકત શી ? હરિકથા સાંભળવા તો વગર નોતરે પણ જવાય. નોતરાની જરૂરજ નથી.





# खंड बत्रीशमो

## નામસ્મરણ અથવા પદાર્થના દર્શનમાત્રથી પણ ભાવનું ઉદ્દીપન થઈ આવવું



આજે રવિવાર હતો. પરમહંસજીના ઓરડામાં આજે રામ, મહેન્દ્ર મુખરજી, ચુનીલાલ, માસ્તર, વિગેરે ઘણા શિષ્યો હાજર થયા છે.

ચુનીલાલ વગેરે વૃંદાવનથી હમણાં પાછા આવ્યા છે. તેની સાથે રાખાલ અને બલરામ પણ ગયા હતા. તેઓ હજી પાછા નથી આવ્યા. નૃત્યગોપાળ વૃન્દાવનમાંજ રહ્યો છે, ચુનીલાલ સાથે પરમહંસજી વૃન્દાવન સંબંધી વાતો કરી રહ્યા છે.

શ્રીરામકૃષ્ણ:—રાખાલ આનંદમાં છે ને ?

ચુનીલાલ:— હાજી, હમણાં તો આનંદમાં છે.

શ્રીરામકૃષ્ણ:—નૃત્યગોપાળ આવવાનો નથી ?

ચુનીલાલ:—અબઘડીજ આવ્યો. કદાચ અહીં આવતો પણ હશે !

શ્રીરામકૃષ્ણ:—તમારાં વહુ છોકરાં કોની સાથે છે ?

ચુનીલાલ:—બલરામને કહ્યું છે કે સારો સંગાથ કરીને આ તરફ મોકલી દે. ફલાણા માણસ જોડેજ મોકલજો એવું કહ્યું નથી.

પરમહંસજી મહેન્દ્રની સાથે નારાયણ વિષે વાત કરવા લાગ્યા. નારાયણ નિશાળે ભણે છે. સોળ સત્તર વર્ષની ઉમ્મર છે. પરમહંસજીની પાસે વખતોવખત આવે છે. તેના ઉપર એમની પ્રીતિ ઘણી છે.

શ્રીરામકૃષ્ણ:—નારાયણ ઘણોજ સરળ સ્વભાવનો છોકરો છે ને ?

મહેન્દ્ર:—હાજી, ઘણો સરળ છે.

શ્રીરામકૃષ્ણ:—તે દિવસે તેની મા અહીં આવી હતી. તેનો સ્વભાવ ઘડી ઘડીમાં રીસાઈ જાય એવો લાગવાથી મને જરા ભય ઉત્પન્ન થયો હતો. તમે બધા અહીં આવો છો, કૅપ્ટન આવે છે એ બધું તેણે નજરોનજર જોયું. ત્યારે તેને સમજાયું કે અહીં હું અને નારાયણ એકલાજ નથી. (હસાહસ) આ ઓરડામાં સાકર પડી

હતી તે જોઇને તે બોલી કે સાકર તો સારી છે. તે ઉપરથી તેને માલૂમ પડયું કે નારાયણ અહીં આવે તો ખાવાપીવાની તો કશી અગવડ નથી.

મેં તેના સાંભળતાં બાબુરામને કહ્યું. આ * સંદેશ મેં તારે માટે અને નારાયણને માટે રાખી મૂકયા છે.

પછી મને કહેવા લાગી કે, નારાયણને એવી શિખામણ આપો કે તે પરણે. મેં કહ્યું કે,એ તો બધી પ્રારબ્ધની વાત છે. એને તે હું શો જવાબ આપું? (હસાહસ.)

પછી મને કહે કે, નારાયણ બરાબર ભણતો નથી, માટે તમે એવી શિખામણ આપો કે એ ખૂબ ભણે. મેં કહ્યું; ભણશેજ તો. નહિ કેમ ભણે? તોપણ પાછી કહે કે, ના, એને કહેજો કે ખૂબ ભણે.

શ્રીરામકૃષ્ણ:—(ચુનીલાલને) ગોપાળ કેમ નથી આવતો ?

ચુનીલાલ:—એને મરડો થયો છે.

શ્રીરામકૃષ્ણ:—દવા ખાય છે ને?

આજે પરમહંસજી કલકત્તે "સ્ટાર થિએટરમાં" ચૈતન્યલીલાનું નાટક જોવા જવાના છે. તે વખતે એ નાટક "સ્ટાર થિએટર" માં થતું. હમણાં "કોહિનૂર" થિએટરમાં થાય છે. મહેન્દ્ર મુખરજીની સાથે ગાડીમાં બેસીને જવાના છે. કયે ઠેકાણે બેસીને નાટક સારૂં જોઇ શકાય એ વિષે વાતચીત ચાલી. કોઇ કહે એક રૂપીઆની ટીકીટવાળી જગ્યાએથી સારૂં જોઇ શકાય છે; પણ રામ બાબુએ કહ્યું કે નહિ, આપણે મહારાજશ્રીને બૉક્સમાંજ બેસાડીશું. આ સાંભળીને પરમહંસજી હસવા લાગ્યા. કેટલાક જણે કહ્યું કે નાટક વેશ્યા સ્ત્રીઓ કરે છે. ચૈતન્યદેવ, નિત્યાનંદ એ બધાના પાઠ વેશ્યાઓ ભજવે છે.

શ્રીરામકૃષ્ણ:—(શિષ્યોને ) હું તો તેમનામાં આનંદમયી માતાનુંજ દર્શન કરૂં છું.

જેઓ ચૈતન્ય ભગવાનનો પાઠ લેતા હોય તેઓ ભલે ને ગમે તે હોય! લાકડાની એલચી જોઇને પણ ખરી એલચીનું સ્મરણ થાય છે; તો ભલે ને, તે વેશ્યાઓ હોય. તેમના અભિનયથી ચૈતન્યદેવનું સ્મરણ થવું જોઇએ.

એક ભકતે રસ્તે ચાલતાં ચાલતાં કેટલાંક બાવળીઆનાં ઝાડ જોયાં. તેમને જોતાંજ તે એકદમ ભાવાવિષ્ટ થઇ ગયા. એ ઝાડના લાકડામાંથી શ્યામસુંદર નામના કોઇ ગૃહસ્થના બગીચામાં વપરાતી કોદાળીઓના હાથા બનતા હતા. તે ઉપરથી તેમને શ્યામસુંદરનું ( શ્રીકૃષ્ણનું ) સ્મરણ થઇ ગયું. ભાવમાંથી ઉત્થાન થયા પછી તેમણે કહ્યું:–એકવાર હું કિલ્લાના મેદાનમાં ગયો હતો. ત્યાં બલૂન ઉડવાનું હતું તે જોવા માટે મને કોઇ લઇ ગયા હતા. ત્ય એક ઝાડને અઢેલીને એક અંગ્રેજનો છોકરો ત્રિભંગ આકૃતિમાં ઉભો હતો. તેને જોઇને મને શ્રીકૃષ્ણનું ઉદ્દીપન થઇ આવ્યું અને

* એક જાતની બંગાળી મીઠાઈ.

હું સમાધિસ્થ થઈ ગયો.

શ્રીમતી (રાધા) વાદળું અથવા મોરનું ગળું જોતાંજ એકદમ વિહ્વલ થઇ જતાં, તરતજ શ્રીકૃષ્ણનું ઉદ્દીપન થતું અને બાહ્યજ્ઞાનરહિત થઇ જતાં.

ત્યારપછી પરમહંસજી થોડીવાર વાત કરતા બંધ રહ્યા. વળી પાછા બોલવા લાગ્યા.

• શ્રીમતીને મહાભાવ આવતો હતો. ગોપીપ્રેમની અંદર કોઇપણ પ્રકારની કામના નથી. જે સાચો ભક્ત છે તે કશાની ઇચ્છા રાખતો નથી. માત્ર શુદ્ધ ભક્તિજ માગે છે. કોઈ પણ જાતની આધ્યાત્મિક શક્તિ કે સિદ્ધિની સ્પૃહા રાખતો નથી.

## સિદ્ધિ મેળવવામાં નુકશાન—એક સાધુનું દૃષ્ટાંત

સિદ્ધિ આવ્યાથી અનેક પ્રકારની ઉપાધિમાં પડવું પડે છે. ન્યાંગટાએ મને કહ્યું હતું:—એક સિદ્ધિસંપન્ન પુરુષ સમુદ્રને કિનારે બેઠો હતો એવામાં વંટોળીઓ આવ્યો. તેનાથી તે એટલો બધો કંટાળી ગયો કે 'બસ, હમણાંને હમણાં વંટોળીઓ બંધ થાઓ.' એવું તેનાથી બોલાઈ જવાયું. તે સિદ્ધ હતો. તેનું વાક્ય મિથ્યા જાયજ નહિ. તરતજ વંટોળીઓ બંધ થઈ ગયો. તેજ વખતે એક વહાણ કિનારે કિનારે જતું હતું. એકાએક વંટોળીઓ બંધ પડી જવાથી તે ટપ કરતું ઉંધું વળી ગયું. તેની અંદર બેઠેલા માણસો ડૂબી મુઆં. હવે બધાની હત્યાનું પાપ પેલા સિદ્ધ પુરુષને માથે ચોટયું. તેથી કરીને તે સિદ્ધિ પણ ગુમાવી બેઠો અને નરકે ગયો તે નફામાં.

એક સાધુ હતો. તેની પાસે ઘણી સિદ્ધિઓ હતી, અને તેને માટે તે મગરૂર હતો; પણ એકંદરે તે સારો માણસ હતો, અને તેની તપસ્યા પણ ચાલુ હતી. એક દિવસ ભગવાન્ ગુપ્તવેશે તેની પાસે આવ્યા. આવીને કહેવા લાગ્યા કે, 'મહારાજ! કહેવાય છે કે તમારી પાસે પુષ્કળ સિદ્ધિઓ છે' પેલા સાધુએ તે નવા આવનાર માણસનો સત્કાર કર્યો અને બેસવાને આસન આપ્યું. એવામાં ત્યાં થઇને એક હાથી જતો હશે. નવા આવનાર માણસે કહ્યું, 'મહારાજ! તમે ધારો તો આ હાથીને મારી શકો કેમ?' સાધુ કહે, 'હો સકતા હય' એમ કહીને ધૂળની ચપટી તે હાથી તરફ ફેંકી એટલે તેજ પળે તે ટપ લઇને મરી ગયો, પછી પેલા માણસે કહ્યું, 'અહાહા! શી તમારી શક્તિ? આપે હાથીને મારી નાખ્યો!' સાધુ આ પ્રશંસાનાં વચન સાંભળીને હસવા લાગ્યો. પછી પેલો માણસ બોલ્યો, 'ત્યારે મહારાજ! તમે એને માર્યો તો ખરો, પણ હવે એને જીવતો કરો તો ખરા.' સાધુ બોલ્યો, 'ઓ ભી હો સક્તા હય.' એમ કહીને વળી એક ધૂળની ચપટી હાથી ઉપર ફેંકી એટલે ફડાક લઇને તે ઉઠીને ઉભો થઇ ગયો. પેલો માણસ કહે, 'ઓહો! કેવી અદ્દભુત શક્તિ? પણ મહારાજ! હું તમને એક વાત પૂછવા માગું છું કે તમે આ હાથીને માર્યો અને વળી જીવતો કર્યો, પણ તેમાં તમારો શો શુકરવાર થયો? તમારી પો-

તાની શી ઉન્નતિ થઇ? આપે ભગવાનનાં દર્શન કર્યાં?' એમ કહીને તે અંતર્ધાન થઇ ગયા.

ધર્મની ગતિ ઘણી સૂક્ષ્મ છે. જરાક વાસના રહી ગઇ હોય તોપણ ઈશ્વરનું દર્શન થવું અસંભવિત છે. એ તો સોયના નાકામાં દોરો જાય તેમ જવાનું છે. દોરો જરા વાંકો હોય તો નાકામાં પેસે નહિ.

શ્રીકૃષ્ણે અર્જુનને કહ્યું કે ભાઇ જો તું મને મેળવવા ચાહતો હોય તો અષ્ટ સિદ્ધિમાંથી એક પણ તારી પાસે હોવી ન જોઇએ.

સમજ્યા? સિદ્ધિ આવ્યાથી અહંકાર ઉત્પન્ન થાય છે અને અહંકાર થયો કે તરત ઈશ્વરનું વિસ્મરણ થઇ જાય છે.

એક ગૃહસ્થ અહીં આવ્યા હતા. તે કહે, 'આપ પરમહંસ છો; તો ઠીક, આપે જરા સ્વસ્તિવાચન કરવું પડશે.' કેવો મૂર્ખ! પરમહંસ! તે વળી સ્વસ્તિવાચન કરે!

સ્વસ્તિવાચન કરીને કોઇનો રોગ સારો કરવો એ પણ એક પ્રકારની સિદ્ધિજ છે. અહંકારથી કદિ ઈશ્વરની પ્રાપ્તિ થતી નથી. અહંકારનું સ્વરૂપ જાણો છો? એ તો જેમ ઉંચાણવાળી જમીનપર પાણી ટકેજ નહિ; પડે તેવું નીચેજ ઉતરી જાય તેમ અહંકારવાળા માણસના હૃદયમાં જ્ઞાનનો સંચાર થાયજ નહિ. નીચાણ તરફજ પાણી વળી શકે અને ત્યાંજ અંકુર ફૂટે, વૃક્ષ ઉગે, અને ફળ ઉત્પન્ન થાય.

માટેજ હું હાજરાને કહું છું કે તું એવી ઇચ્છા કદિ રાખતોજ નહિ.

સર્વના ઉપર પ્રેમ રાખવો. કોઇ જૂદું કે પારકું છેજ નહિ. એકજ પરમાત્મા પ્રાણીમાત્રમાં રહેલો છે. તેના સિવાય બીજું કશું છેજ નહિ. પ્રલ્હાદને ભગવાને કહ્યું કે તુ વરદાન માગ. પ્રલ્હાદે કહ્યું, 'મને આપનાં દર્શન થયાં. હવે મારે કશું ઇચ્છવા જેવું રહ્યુંજ નથી. શું માગું?' તોપણ ભગવાન કહે કે નહિ, બસ વરદાન માગવુંજ પડશે. ત્યારે પ્રલ્હાદે કહ્યું, 'જો વરદાન આપવુંજ હોય તો એવું વરદાન આપો કે **જેમણે મને દુઃખ દીધું છે તેમને પાપ લાગે નહિ.'**

## જ્ઞાનોન્માદ, પ્રેમોન્માદ અને ભક્તિનો ઉન્માદ

શ્રીરામકૃષ્ણ:—ઉન્માદ ઘણી જાતના છે. એક તો જાણે રાધાનો પ્રેમોન્માદ. વળી ભક્તિનો પણ ઉન્માદ હોય છે. દાખલા તરીકે હનુમાનનો. તેમણે જ્યારે સીતાને અગ્નિમાં પ્રવેશ કરતાં જોયાં ત્યારે તેમને એટલો બધો ક્રોધ ચડી ગયો કે રામને મારવા દોડયા. વળી જ્ઞાનનો પણ ઉન્માદ થાય છે. મેં એક જ્ઞાનીને જોયો હતો. તે ગાંડાની માફક ફરતો હતો. કાલીમંદિરની પ્રતિષ્ઠા થઇ ત્યાર પછીની વાત છે. કેટલાક કહેતા કે એ રામમોહનરાયની બ્રહ્મસમાજનો સભાસદ હતો. પગમાં ફાટેલા જોડા, એક

હાથમાં વાંસની લીલી ડાળી અને બીજા હાથમાં માટીનું વાસણ રાખીને ફરતો. ગં-ગામાં નહાવા ગયો. ત્યાંથી આવીને કાલીમંદિરમાં ગયો. હળધારી તે વખતે ત્યાં બેઠો હતો. મંદિરમાં જઇને ઉન્મત્તની માફક તે સ્તવન કરવા લાગ્યો કે," ક્ષૌં ક્ષૌં ખટ્વાંગધારિણી " વગેરે.

કૂતરાની પાસે જઇને તેના કાન પકડે અને તેનું ખાધેલું પણ ખાઈ જાય—કૂતરો પણ કશું બોલે નહિ. મારી પણ તે વખતે એવીજ અવસ્થા આવી હતી. હું *હૃદયને ગળે વળગીને કહેતો કે 'ઓ હૃદય ! મારી શું એના જેવીજ દશા થઇ જશે?'

## પરમહંસજીની પોતાની ઉન્મત્તાવસ્થા—બળ્યું તારૂં વેદાંત અને ધૂળ પડી તારા ગીતા વાંચવાપર !

મારી પણ એકવાર ઉન્માદ અવસ્થા થઇ હતી. નારાયણ શાસ્ત્રી મને જોવા આવ્યા હતા; તે વખતે હું હાથમાં મોટી લાકડી લઇને ફરતો હતો. એવી અવસ્થા જોઇને લોકોને મોઢે કહેવા લાગ્યા કે એ તો તદ્દન ગાંડો થઇ ગયો છે !

આવી વખતે જ્ઞાતિ વિચાર રહેતો નહિ. એક ઢેડ હતો. તેની સ્ત્રી મારે માટે શાક તૈયાર કરીને મોકલતી તે હું ખાઇ જતો.

કાલીમંદિરમાં ગરીબગુરબાં ખાઇ રહેતાં એટલે તેમનાં એઠાં પતરાળાં હું માથે મૂકતો અને મોઢે લગાડતો. હળધારી આ જોઇને મને કહે કે આ તું કરે છે શું? ભિખારીલોકોનું એઠું ખાય છે? તારાં છોકરાંને કન્યા કોણ આપશે? મને બહુ રીસ ચડી. હળધારી મારો મોટો ભાઇ થાય, પણ મોટો ભાઇ તેમાં શું થઈ ગયું? મેં તો તેને ખખડાવી કહાડયો. મેં કહ્યું, કેમ રે સાળા ! તું તો ગીતાને વેદાંત ભણ્યો છે ને ! બ્રહ્મ સત્ય અને જગત્ મિથ્યા એ તેંજ મને શીખવ્યું હતું ને ? અને પાછો મારાં છોકરાંને કોઈ કન્યા નહિ આપે એમ કહીને દબાવે છે ! **બળ્યું તારૂં વેદાંત! અને ધૂળ પડી તારા ગીતાના વાંચવા ઉપર !**

( માસ્તરને ) જો માત્ર પોથાં વાંચ્યાથી કશો ભલીવાર થતો નથી. લોકો પેલા તમારા ગ્રામોફોનના માફક મોઢે મોઢે બોલવામાં તો ઘણા હુશીઆર છે પણ વર્તનમાં મૂકે ત્યારેજ ખરૂં !

વળી પાછા પરમહંસજી પોતાની જ્ઞાનોન્માદ દશાનું વર્ણન કરવા લાગ્યા.

એક વાર હું સેજો બાબુની સાથે હોડીમાં બેસીને હવા ખાવા ગયો હતો. તે વખતે અમારી મુસાફરી× નવદ્વીપ સુધીની હતી. હોડીમાં માછી લોકો રસોઇ કરતા

*શ્રીરામકૃષ્ણનો ભાણેજ. આગળ એના વિષે હકીકત આવી છેજ.

× નવદ્વીપ—નદીઆ, શ્રી ગૌરાંગની જન્મભૂમિ કલકત્તાથી ૭૦ માઈલ દૂર છે.

હતા. હું તેમની પાસે ઉભો હતો. સેજોબાબુ કહે, બાબા! અહીં ઉભા ઉભા શું કરો છો?' મેં હસીને જવાબ આપ્યો, 'માછી લોકો રસોઇ તો સારી બનાવે છે!' સેજો બાબુ સમજી ગયા કે હું માછીની સાથે ખાવાનો વિચાર કરૂં છું તેથી મને કહેવા લાગ્યા કે, 'બાબા! અહીંથી ચાલ્યા જાઓ! અહીંથી ચાલ્યા જાઓ!'

પણ હમણાં તેવી અવસ્થા રહી નથી. હવે તો હું ગમે તેનું ખાઉં નહિ. હવે તો શુદ્ધ, આચારનિષ્ઠ બ્રાહ્મણે રસોઇ કરી હોય અને ભગવાનને ધરાવી હોય તોજ ખાઉં.

તે વખતે મારી કેવી અવસ્થા થઇ હતી! એક વાર હું મારે વતન ગયો હતો. ત્યાં [1]ચીને [2]શાંકારી અને તેની બેનપણીઓને મેં કહ્યું, 'તમે એક વાર "હરિ-બોલ" બોલો તો હું તમારે પગે પડું!' એમ કહીને હું બધાંને પગે પડવા ગયો. ત્યારે ચીને બોલી, 'ઓરે? આ તારો પ્રથમ અનુરાગ છે, તેમાંજ તને બધાં સરખાં લાગે છે. જ્યારે વંટોળાઓ પહેલીવાર વાય છે. ત્યારે એટલી ધૂળ ઉડે છે કે આંબાનાં, આંબલીનાં બધાંએ ઝાડ એક સરખાંજ દેખાય છે. કયું આંબાનું અને કયું આંબલીનું તે કહી શકાતું નથી.

## ગુપ્તયોગી અને પ્રકટ યોગી

એક શિષ્યઃ—આવો ભક્તિનો ઉન્માદ, પ્રેમનો ઉન્માદ કે જ્ઞાનનો ઉન્માદ થાય તે સંસારીઓને કેમ પરવડે?

શ્રીરામકૃષ્ણઃ—(સંસારી શિષ્યો તરફ જોઇને) યોગી બે પ્રકારના હોય છે. પ્રકટ યોગી અને ગુપ્ત યોગી. સંસારમાં કેટલાક ગુપ્ત યોગી હોય છે. કોઇ તેમને જોઇ શકતું નથી. સંસારીઓએ તો મનથીજ બધાનો ત્યાગ કરવાનો છે; બહારથી ખુલ્લો ત્યાગ કરવાનો નથી.

રામઃ—આમ છોકરાં પટાવવા જેવી વાત કરો છો. સંસારમાં રહીને કદાચ જ્ઞાની થઇ શકાય પણ વિજ્ઞાની તો નજ થઇ શકાય.

શ્રીરામકૃષ્ણઃ—એમ કરતાં કરતાં વિજ્ઞાની પણ થઇ જવાય. બળાત્કારથી સંસારનો ત્યાગ કરવો એ ઠીક નથી. **પાન પાકું થાય એટલે એની મેળેજ ખરી પડે છે.**

રામઃ—કેશવસેન કહેતો કે એમની (શ્રીરામકૃષ્ણની) પાસે આટલા બધા લોકો આવે છે કેમ? જરાક ચીમટો બતાવી દે તો હમણાં બધા ભાગી જાય.

શ્રીરામકૃષ્ણઃ—શા માટે ચીમટો બતાવવો? સંસારીઓ ન પાળી શકે એવો ઉપદેશ શામાટે આપવો? હું તો બધાંને કહું છું કે આ એ કરો અને તે એ કરો. સંસારમાંએ રહો અને ઇશ્વરને માટે પણ પોકાર કરો. સામટો ત્યાગ કરવાની જરૂર

[1] એક સ્ત્રીનું નામ. [2] બંગાળામાં એ નામની એક હલકી ન્યાત છે.

નથી. (જરા હસીને ) એક દિવસ કેશવસેને ભાષણ આપ્યું હતું; તે કહે, ' હે ઈશ્વર તું એવો આશીર્વાદ આપ કે અમે ભક્તિરૂપી નદીમાં ડૂબી જઇએ અને સચ્ચિદાનંદ સાગરમાં જઇ પહોંચીએ.' એ ભાષણ સાંભળવા માટે કેટલીક સ્ત્રીઓ પણ ચક પાછળ બેઠી હતી. મેં કેશવને કહ્યું, ' સામટી ડૂબકી મારશો તો શું થશે ? આ ચક પાછળ બેઠીઓ છે ( સ્ત્રીઓ ) તેમનું શું થશે ? માટે કિનારે પહોંચો. ડૂબકી મારો, વળી કિનારે આવો એમ કર્યા કરો. ' કેશવ અને બીજા બધા હસવા લાગ્યા.

હાજરા મને કહે છે કે તમને તો રજોગુણી લોકો બહુ ગમે છે,—જેમની પાસે પૈસા હોય, ઘણા આબરૂદાર હોય એવા માણસો તમને બહુ ગમે છે, પણ એમ નથી. જો એમજ હોય તો હરીશ, નોટો એ બધા ઉપર હું શામાટે પ્રેમ રાખું ? નરેન્દ્રને શા માટે ચાહું ? એના ઘરમાં તો ખાવાને ધાન્ય પણ નથી. × × × × પછી શ્રીરામકૃષ્ણ ઓરડા બહાર આવ્યા, અને માસ્તરની સાથે વાતો કરતા કરતા દિશાએ જવાની જગ્યા તરફ જવા લાગ્યા. એક શિષ્ય હાથમાં ડોલચું અને રૂમાલ લઇને સાથે ચાલતો હતો. આજે ચૈતન્યલીલાનું નાટક જોવા કલકત્તે જવાનું હતું તેની વાત થતી હતી.

શ્રીરામકૃષ્ણ:—(માસ્તરને) રામ બધી રજોગુણનીજ વાતો કરે છે. એટલા બધા પૈસા આપીને ઉંચા વર્ગમાં બેસવાની શી જરૂર છે ?

## જેણે વૈભવ નથી જોયા તેજ વૈભવને ઇચ્છે છે, ખરો ભક્ત નહિ

પરમહંસ શ્રીરામકૃષ્ણ ગાડીમાં બેસીને દક્ષિણેશ્વરથી મહેન્દ્ર મુખરજીને ઘેર કલકત્તે આવ્યા છે.

આજે રવિવાર છે. ઇ૦ સ૦ ૧૮૮૪, સપ્ટેંબરની ૨૧ મી તારીખ અને આશ્વિન સુદિ બીજની સાંજના પાંચ વાગ્યા છે, ગાડીમાં મહેન્દ્ર મુખરજી, માસ્તર અને બીજા બે એક જણ બેઠા છે. રસ્તે જતાં જતાં પરમહંસજી ઈશ્વરનો વિચાર કરતા કરતા ભાવસમાધિમાં મગ્ન થઇ ગયા.

ઘણી વારે સમાધિ ઉતરી એટલે પરમહંસજી બોલ્યા, 'હાજરા સાલો[1] મને શિખામણ દેતો હતો !' થોડીવાર પછી તેમણે કહ્યું કે મારે પાણી પીવું છે. સમાધિ

૧ આ ઉદ્દગારનું અનુસંધાન પાછળ આવી ગયું છે. હાજરાએ એકવાર પરમહંસજીને કહ્યું હતું કે, તમે છોકરાઓને માટે ચિંતા કર્યા કરશો તો ઈશ્વરનો વિચાર ક્યારે કરશો ? પછી તેમણે માની પ્રાર્થના કરીને ખુલાસો પૂછ્યો. ઉત્તર મળ્યો કે મનુષ્યમાંજ ઈશ્વરનું દર્શન કરવું. તે ઉપરથી તેમણે હાજરાને ધમકાવી કહાડ્યો હતો. એ વાતનું સ્મરણ થવાથી આ ઉદ્દગાર તેમણે કહ્યા હશે.

પછી બાહ્ય જગત્ તરફ મનને ઉતારવાને માટે તેઓ હમેશાં આ પ્રમાણે આજ્ઞા કરતા.

મહેન્દ્રઃ—( માસ્તરને ) ત્યારે એમને માટે કાંઇક ખાવાનું પણ આણવું પડશેને ?

માસ્તરઃ—ના હમણાં તો એ નહિ ખાય.

શ્રીરામકૃષ્ણઃ—( ભાવસ્થ દશામાં ) હું ખાઇશ; દિશાએ જવા જવું છે.

હાથીબાગમાં મહેન્દ્ર મુખરજીની લોટ દળવાની મિલ છે. તે મિલમાં પરમહંસજીને તેડી જવાના છે. ત્યાં થોડીવાર આરામ લીધા પછી તે સ્ટાર થિએટરમાં ચૈતન્યલીલાનું નાટક જોવા જવાના છે. મહેન્દ્રનું ઘર બાગબજારમાં મદનમોહનજીના મંદિરથી થોડુંક ઉત્તર દિશાએ છે. તેના પિતા પરમહંસજીને ઓળખતા નથી; તેથી તેમને ઘેર તેડી ન જતાં મિલમાંજ તેડી જાય છે. મહેન્દ્રનો ભાઇ પ્રિયનાથ પણ તેમનો શિષ્ય છે.

મહેન્દ્રની મિલમાં એક પાટ ઉપર શેતરંજી પાથરી મૂકી હતી. તે ઉપર પરમહંસજી બેઠા અને ઇશ્વિર સંબંધી વાતચીત કરવા લાગ્યા.

શ્રીરામકૃષ્ણઃ—( માસ્તર અને મહેન્દ્રને ) શ્રીચૈતન્યચરિતામૃત સાંભળતાં એકવાર હાજરાએ કહ્યું કે, 'એમાં તો ઇશ્વરની માત્ર શક્તિનુંજ વર્ણન છે. ઇશ્વરનું નથી. મેં કહ્યું, 'ઇશ્વર વગર એકલી શક્તિ કદિ જોવામાં આવે છે કે ? એ તો માત્ર અર્થનો અનર્થ કરવા જેવું છે.'

હું તો એમજ માનું છું કે બ્રહ્મ અને તેની શક્તિ બેઉ અભિન્ન છે. જેમ પાણી અને તેની શીતળતા, અગ્નિ અને તેની દાહક શક્તિ. ઇશ્વર વિભુરૂપે ભૂતમાત્રમાં છે. કોઈ ઠેકાણે તેનો પ્રકાશ વધારે તો કોઇ ઠેકાણે ઓછો. ત્યારે હાજરા બોલ્યો કે જો કોઇ ભગવાનની પ્રાપ્તિ કરે તો તે ભગવાનની માફક ષડૈશ્વર્યશાળી પણ બનવો જોઇએ. તે તેનો ઉપયોગ કરે યા ન કરે પણ તેનામાં હોવાં તો જોઇએ.

માસ્તરઃ—ષડૈશ્વર્ય આવવાં તો જોઇએ, કેમ ? (હસાહસ)

શ્રીરામકૃષ્ણઃ—( હસીને ) હા, ઐશ્વર્યની પ્રાપ્તિ થવી જોઇએજ. કેવો મૂર્ખ ! એ તો જેણે ઐશ્વર્યનો કદિપણ ઉપભોગ કર્યોજ નથી તેજ ઐશ્વર્ય પાછળ વલખાં મારે છે. જે સાચો ભક્ત છે તે કદિ ઐશ્વર્ય માગતો નથી અને ઇચ્છા પણ રાખતો નથી.

પછી પરમહંસજી કહે પાન તો મંગાવો, હવે તે પૂર્ણ બાહ્ય અવસ્થામાં આવ્યા હતા. તેમને દિશાએ જવા જવું હતું, તેથી મહેન્દ્ર ડોલમાં પાણી લાવ્યો અને પરમહંસજીની સાથે હાથમાં ડોલ લઇને ઠેઠ દિશાએ જવાના ખેતર સુધી જવાનો હતો. પોતાની સામે મણિ ઉભો હતો, તેને જોઇને તેમણે મહેન્દ્રને કહ્યું, 'તમારે ડોલ ઉંચકવાની જરૂર નથી, એને આપી દો; પણ મહેન્દ્ર તેમ ન કરતાં ખેતરમાં પરમહંસજીની સાથે ઠેઠ સુધી હાથમાં ડોલ લઇને ગયો.

હાથ મોં ધોયા પછી પરમહંસજીને માટે ×હુક્કો ભરવામાં આવ્યો. તેમણે માસ્તરને પૂછ્યું, 'કેમ સંધ્યાકાળ થયો છે કે ? જો તેમ હોય તો હમણાં હું હુક્કો નહિ પીઉં. સંધ્યાકાળ થતાં તમામ કામ છોડીને કેવળ ઈશ્વરનું સ્મરણ કરીશ.'

એમ કહીને તે પોતાના હાથ ઉપર ઉગેલા વાળ જોવા લાગ્યા કે તે ગણી શકાય છે કે નહિ, જો વાળ ગણી ન શકાય તો સંધ્યાકાળ થયો કહેવાય.

## નાટકશાળામાં સમાધિ—ગૌરાંગ પ્રેમથી ઉન્મત્ત બનવું

પરમહંસજીની ગાડી બિડન સ્ટ્રીટમાં સ્ટાર થિએટર આગળ આવી પહોંચી; રાતના સાડા આઠનો સમય થવા આવ્યો હતો, તેમની સાથે માસ્તર, બાબુરામ, મહેન્દ્ર મુખરજી તથા બીજા બે એક શિષ્યો હતા. હવે ટીકીટ ખરીદવાની તૈયારી થતી હતી, નાટકશાળાના મેનેજર શ્રીયુત *ગિરીશ ઘોષ બીજા કેટલાક નાટકશાળાના નોકરો સાથે પરમહંસજીની ગાડી પાસે આવી પહોંચ્યા અને તેમને પુષ્કળ સન્માન સહિત ઉપર તેડી ગયા. નાટકશાળા જોઇને તે નાના બાળકની પેઠે ખુશ ખુશ થઇ ગયા.

શ્રીરામકૃષ્ણ:—(માસ્તર તથા બીજા શિષ્યોને) વાહ ! અહીં તો બહુ સરસ છે હો ! આપણે આવ્યા તે ઘણું સારૂં કર્યું !

માસ્તરઃ—હા, જી.

શ્રીરામકૃષ્ણ:—અહીંની ટીકીટોનું શું બેઠું ?

માસ્તરઃ—જી, કશુંએ આપવું પડયું નથી. આપના આવ્યાથી ઉલટો એ લોકોને ઘણો આનંદ થયો છે.

શ્રીરામકૃષ્ણ:—બધો માનો પ્રતાપ છે.

પછી પડદો ઉપડયો. તમામ પ્રેક્ષકોની નજર એકકી વખતે રંગભૂમિ ઉપર પડી.

પહેલા પ્રવેશમાં પાપ અને ષડ્‌રિપુની સભાનો દેખાવ આવ્યો. ત્યારપછી અરણ્યમાં વિવેક, વૈરાગ્ય અને ભક્તિનો સંવાદ થયો. ભક્તિએ કહ્યું કે, નદીઆમાં શ્રીગૌરાંગે જન્મ ધારણ કર્યો છે તેથી કરીને વિદ્યાધરો, દેવગણો તથા ઋષિ–મુનિઓ ગુપ્ત વેશે તેમનાં દર્શન કરવાને જાય છે; અને શ્રીગૌરાંગને ભગવાનના અવતાર માનીને તેમનું સ્તવન કરે છે. આ દશ્ય જોઇને શ્રીરામકૃષ્ણ ભાવના આવેશમાં ચકચૂર થઇ ગયા

× બંગાળામાં બ્રાહ્મણો, કાયસ્થો વગેરે ઉંચી ન્યાતના હિંદુઓ હુક્કો પીએ છે, દરેક ઘરમાં ચાર પાંચ હુક્કા તો ખરાજ, કોઇ મળવા આવે ત્યારે અહીં જેમ ચાહ કે પાનસોપારી આપવાનો રિવાજ છે તેમ ત્યાં હુક્કો પાવામાં આવે છે. ભા૦ક૦

* શ્રીયુત ગિરીશ ઘોષ પરમહંસજીના અનન્ય ભક્ત, પરમ વૈષ્ણવ અને બંગ સાહિત્યના અપ્રતીમ નાટકકાર હતા. તેમનાં મુખ્ય નાટકઃ–ચૈતન્યલીલા, નિમાઇ-સંન્યાસ, બુદ્ધચરિત્ર ૪૦ છે. ભા૦ક૦

અને માસ્તરને કહેવા લાગ્યા કે અહા હા! કેવું સુંદર દશ્ય છે.

પરમહંસજી ગંભીર સમાધિમાં નિમગ્ન થઇ ગયા.

ત્યાર પછી થોડી વાર "કૉન્સર્ટ" (ઐકતાનવાદ્ય) થવા લાગ્યું. પરમહંસજી હજી શુદ્ધિમાં આવ્યા ન હતા.

નવદ્વીપમાં ગંગાના ઘાટ ઉપરનો દેખાવ આવ્યો. સ્નાન કર્યા પછી બ્રાહ્મણ-જ્ઞાતિનાં સ્ત્રીપુરુષો ઓવારા ઉપર બેસીને પૂજા કરતાં બેઠાં હતાં. નિમાઇ ત્યાં આવીને લોકોએ આણેલું નૈવેદ્ય કહાડી ખાય છે. એક બ્રાહ્મણને ઘણો ક્રોધ ચડયો. તે બોલ્યો, 'ઓ મૂર્ખા! વિષ્ણુપૂજાને માટે આણેલું નૈવેદ્ય ખાઇ જઇશ તો તારો વિનાશ થશે.' પણ નિમાઇએ નહિ ગણકારતાં નૈવેદ્ય લઇને નાસવા માંડયું. સ્ત્રીઓને નિમાઇ ઉપર ઘણું વહાલ હતું. નિમાઇને નાસતા જોઇને તેમનાથી રહેવાયું નહિ. તેઓ જાણે કે છોકરો કાચી અક્કલનો છે, નૈવેદ્ય ખાઇ જશે તો તેનું અમંગળ થશે; તેથી કરીને નિમાઇ પાછો આવ! નિમાઇ પાછો આવ! એમ બૂમ પાડવા લાગી, પણ નિમાઇએ તેની દરકાર ન કરતાં નાસવા માંડયું.

નિમાઇને પાછો બોલાવવાનો *મહામંત્ર એક જણને યાદ આવ્યો તે મોટેથી 'હરિબોલ, હરિબોલ' બોલવા લાગ્યો. હરિધ્વનિ સાંભળીને મુરલીનો સ્વર સાંભળીને જેમ સર્પ દોડી આવે તેમ નિમાઇ પણ હરિબોલ હરિબોલ બોલતા બોલતા પાછા આવે છે.

મણિ પરમહંસજીની પાસે બેઠો છે. આ દશ્ય જોઇને મણિએ 'અહા!' એવો ઉદ્‌ગાર કર્યો. પરમહંસજી પણ વિહ્વલ થઇ ગયા. મણિ તરફ જોઇને 'અહા!' એવો ઉદ્‌ગાર કરતાં પ્રેમાશ્રુ ટપકવા લાગ્યાં.

શ્રીરામકૃષ્ણ:—(બાબુરામ અને માસ્તરને) જો, મને અહીં ભાવ સમાધિ આવી જાય તો તમે કશી ગરબડ કરતા નહિ. ઐહિક લોકો કહેશે કે ઢોંગ કરતો હશે.

× × × ×

## ગૌરાંગ પ્રભુના જીવનમાંના કેટલાક ખાસ પ્રસંગો

નાટક આગળ ચાલ્યું. અદ્વૈતનાથ×ના ઘરના આંગણામાં શ્રીવાસ વગેરે હરિકથા કરી રહ્યા છે.

મુકુન્દ પોતાના મધુર કંઠથી નીચલા ભાવનું ગાયન ગાય છે:—

* શ્રીગૌરાંગ જેને નિમાઇ પણ કહે છે તે જ્યારે ધાવણા હતા ત્યારે પણ હરિ-નામ સાંભળીને તરતજ રડતા રહી જતા એમ કહેવાય છે.

× અદ્વૈત અને શ્રીવાસ બન્ને ગૌરાંગથી વયે મોટા અને પરમ વૈષ્ણવ છે. ગૌરાંગના જન્મ પહેલાં વૈષ્ણવ મંડળના આગેવાન અદ્વૈત હતા. તેઓનું વલણ ભક્તિ કરતાં જ્ઞાન

"હે મન ! હવે તું ઉંઘ્યા કરીશ નહિ. માયાના ઘેનમાં તું કેટલા કાળથી અચેતન અવસ્થામાં પડી રહ્યું છે ?

તું કોણ છે ? શા હેતુથી તું આ જગત્‌માં આવ્યો છે ? તું તારા સ્વરૂપને ભૂલી ગયો છે. તું આંખ ઉઘાડીને જો અને તારા ખોટા સ્વપ્નમાંથી જાગૃત થા.

તું અનિત્ય પદાર્થોના ધ્યાનમાં મશગુલ બની રહ્યો છે. તું અંતઃકરણના પ્રેમપૂર્વક નિત્યાનંદ તરફ દૃષ્ટિ કરી અને અંધકારમાંથી બહાર આવીને બાલ સૂર્ય (ગૌરાંગ) જે ઉગવાની તૈયારીમાં છે તેના તરફ નજર કર. "

જે પાત્રે મુકુન્દનો પાઠ લીધો હતો. તેનો કંઠ ઘણો મધુર હતો. શ્રીરામકૃષ્ણે મણિ આગળ તેનાં વખાણ કર્યાં.

× × × *નિમાઈ પાછા ઘેર આવ્યા છે; શ્રીવાસ તેમને મળવા આવ્યા છે. નિમાઇને મળતા પહેલાં તે શચીદેવીને મળ્યા. તેમની આગળ શચીદેવી રડી પડ્યાં અને ફરિયાદ કરી કે નિમાઇ ગૃહસ્થધર્મ પાળતો નથી. નિમાઇનો મોટો ભાઇ વિશ્વરૂપ સોળ વર્ષની ઉમ્મરે સંન્યાસી થઇને ગૃહત્યાગ કરીને ચાલ્યો ગયો હતો, પણ નિમાઇનું લક્ષ વિદ્યાવિલાસમાં હતું અને લગ્ન થઇ ચૂક્યું હતું તેથી તેમના તરફની શચીને નિરાંત હતી; પણ આ અચાનક ફેરફાર જોઇને તેમને ફાળ પડી હતી કે રખેને નિમાઇ પણ સંન્યાસી થઇ જાય. આથી કરીને તેમણે શ્રીવાસને બધી હકીકત કહી અને અશ્રુપાત કરતાં કહ્યું કેઃ—

"જે દિવસથી મારો વિશ્વરૂપ જતો રહ્યો છે, તે દિવસથી રખેને નિમાઇ પણ તેની માફક સંન્યાસી થઈ જાય તે ફિકરથી મારું હૈયું ચણુચણ્યાજ કરે છે. "

એટલામાં ત્યાં નિમાઇ પોતે આવે છે. શચી તેને બતાવીને શ્રીવાસને કહે છે કેઃ—

"અહા ! જુઓ એ કેવો ગાંડા જેવો દેખાય છે ? તેની આંખોના આંસુથી છાતી

---

તરફ વિશેષ હતું. ગૌરાંગે જ્યારે કૃષ્ણપ્રેમ પ્રકટ કર્યો ત્યારે એ બેઉ એમના શિષ્યો થયા હતા. એમના વંશજો હજી છે. તેઓ ગોસ્વામી કહેવાય છે. ભા૦ ક૦

* નિમાઇએ પંદરમે વર્ષે વિદ્યાભ્યાસ પૂર્ણ કરી વ્યાકરણની પાઠશાળા કહાડી; તે સમયે તેમનું લક્ષ કેવળ સાહિત્યવિષયક ચર્ચા, વિવાદ અને વિદ્યાવિલાસ ઉપરજ હતું. પૂરેપૂરા નાસ્તિક જેવા દેખાતા હતા. સર્વ શ્રેષ્ઠ પંડિતનું સ્થાન પ્રાપ્ત કરવાનીજ તેમને ઉમેદ હતી અને તે પાર પણ પડી. એક દિવસ નદીઆમાં કેશવ મિશ્ર નામનો કાશ્મીરી પંડિત આવ્યો અને તેણે વાદવિવાદનું કહેણ મોકલ્યું, નદીઆના મોટા મોટા પંડિતોની હિંમત ચાલી નહિ. નિમાઈ પંડિતે તેને મહાત કર્યો. ત્યાર પછી નિમાઇ પંડિત ગયાજી ગયા. ત્યાં ઈશ્વરપુરી નામના ભક્તનો સમાગમ થતાં તેમના હૃદયમાં એકદમ ભક્તિનો જુસ્સાળ ઉઠયો અને પ્રેમોન્માદમાં બેશુદ્ધ બની ગયા. પાઠશાળા બંધ કરી અને આખો દિવસ કૃષ્ણવિરહથી આક્રંદ કરવા લાગ્યા. ભા૦ ક૦

ભીંજાઈ ગઈ છે. આવી અવસ્થા કેમ થઈ હશે તે તમે મને કહો. ”

નિમાઈ શ્રીવાસને જોઈને તેને પગે વળગીને રડી પડે છે અને કહે છે કેઃ—

“મારા પ્રભુ શ્રીકૃષ્ણ ક્યાં છે? મને કૃષ્ણની ભક્તિ પ્રાપ્ત થશે કે નહિ? મેં મૂર્ખે મારૂં જીવન ફોકટ ગુમાવ્યું છે. હે પ્રભુ! મને કહો, શ્રીકૃષ્ણ ક્યાં છે? મને તે ક્યાં મળી શકશે? મને તમારી ચરણરજ આપો કે જેને પ્રતાપે મને શ્રીકૃષ્ણની પ્રાપ્તિ થાય.”

પરમહંસજી માસ્તરની સામે જોઈને વાત કરવા જતા હતા પણ બોલાયું નહિ. સ્વર ગદ્‌ગદ્ થઈ ગયો. ગાલ આંસુથી ભીંજાઈ ગયા. નિમાઈ શ્રીવાસને પગે વળગીને આર્ત સ્વરે કહે છે કે, “મને કૃષ્ણભક્તિની પ્રાપ્તિ થશે કે નહિ?” એ દૃશ્ય તે સ્થિર નેત્રે જોઈ રહ્યા છે.

હવે એક બીજો દેખાવ શરૂ થયો. નિમાઈ પાઠશાળામાં પોતાના વિદ્યાર્થીઓને ભણાવી શકતા નથી. વ્યાકરણને બદલે કૃષ્ણભક્તિનીજ ચર્ચા કરે છે. વિદ્યાર્થીઓએ જોયું કે નિમાઈ પંડિતનું ભક્તિવિષયક વ્યાખ્યાન તો ઉત્તમ છે પણ તેઓ વ્યાકરણ શીખવા આવ્યા હતા. કાંઈ ભક્તિવિષયક તત્ત્વજ્ઞાન શીખવા આવ્યા ન હતા, તેથી તેઓ નિમાઈ પંડિતના જૂના માસ્તર ગંગાદાસ પંડિત પાસે ગયા અને ફરિયાદ કરી. ગંગાદાસે નિમાઈને પોતાની પાસે બોલાવ્યા અને શિખામણ આપવા માંડી. આ દેખાવ રજુ થયો. ગંગાદાસે શ્રીવાસને (જે નિમાઈની સાથે હતા) કહ્યું, ‘શ્રીવાસ ઠાકુર, હું પણ તમારા જેવો બ્રાહ્મણ છું. હું પણ તમારી માફક વિષ્ણુની ભક્તિ કરૂં છું, પણ હું જોઈ શકું છું કે તમે બધા તમારા સંસારની પાયમાલી કરી નાખો છો.’

શ્રીરામકૃષ્ણઃ—(માસ્તરને) સાંભળ્યું? આ સંસારી માણસની શિખામણ. આએ કરો અને તેએ કરો. સંસારી લોકો જ્યારે ઉપદેશ આપવા બેસે છે ત્યારે બેઉ બાજુએ લક્ષ આપવાનુંજ કહે છે.

માસ્તરઃ—જી, હા.

નાટકમાં હવે ગંગાદાસ નિમાઈને શીખામણ આપવા બેઠા. તે કહે, “ઓ નિમાઈ! તું શાસ્ત્ર તો ભણ્યો છે. ચાલ જોઈએ, તું મારી સાથે વિવાદ કર. મને બતાવ કે સંસારધર્મ કરતાં કોઈ વધારે મહત્ત્વનો ધર્મ છે ખરો? તું તો ગૃહસ્થ છે. તું ગૃહસ્થવ્યવહાર છોડી દઈને બીજા આશ્રમ પ્રમાણે શામાટે વ્યવહાર કરે છે?”

શ્રીરામકૃષ્ણઃ—જોયું? બેઉ બાજુએ મન રાખવાનું કહે છે!

માસ્તરઃ—જી, હા.

નિમાઈએ જવાબ દીધો કે “હું તો ગૃહસ્થનો વ્યવહાર કરવાની ઘણીએ ઇચ્છા રાખું છું. મારી ઇચ્છા તો એવી છે કે મારા બધાએ ધર્મ સાચવું; પણ કોણ જાણે શાથી એક શ્યામસુંદર મૂર્તિ મારા ચિત્તનું હરણ કરે છે. હું કહી શકતો નથી કે

મને શું થાય છે ? હું તો એમ ઇચ્છું છું કે કિનારેજ બેસી રહું; પણ કિનારા ઉપર મારાથી ટકી શકાતું નથી. અંદર સદાને માટે ડૂબકી મારીને કદિ પણ બહાર નહી નીકળવાને મારૂં અંતઃકરણ તલપી રહે છે ! હું શું કરૂં ? "

શ્રીરામકૃષ્ણઃ—અહાહા !

હવે નવદ્વીપ ( નદીઆ )માં + નિત્યાનંદ આવી પહોંચે છે, તે સમયનું વર્ણન શરૂ થયું. તે નિમાઇને ખોળતા ખોળતા તેમને ઘેર આવી પહોંચે છે. નિમાઇ પણ તેમને મળવાને માટે કેટલાક દિવસથી ઉત્કંઠિત હતા. બેઉનો મેળાપ થયા પછી નિમાઇએ કહ્યું:—

"આજે તમારૂં જીવન સાર્થક થયું; આજે મારૂં સ્વપ્ન સાચું પડ્યું. તમે છાનામાના સ્વપ્નમાં આવીને મને દર્શન આપ્યું હતું. ખરી વાત ? "

શ્રીરામકૃષ્ણઃ—(માસ્તરને) નિમાઈ કહે છે કે સ્વપ્નમાં દર્શન આપ્યું હતું !

પછી ગોરાંગને ઇશ્વરનો * આવેશ આવ્યો હતો તે દેખાવ રજુ થયો. તે અદ્વૈત, શ્રીવાસ અને ÷ હરિદાસ વગેરે ભક્તો સાથે ભાવાવિષ્ટ હાલતમાં વાર્તાલાપ કરી રહ્યા છે. ગોરાંગ પ્રભુ શ્રીવાસને × ષડ્ભુજ સ્વરૂપનું દર્શન કરાવે છે. પરમહંસજી પણ

---

+ નિત્યાનંદ શ્રીગૌરાંગના સગાભાઈ નહિ છતાં પણ તેમના ભાઇ તુલ્યજ હતા. પ્રૌઢ વયમાં પણ નાના બાળક જેવા અવધૂત ફરતા હતા. વસ્ત્ર પહેરે યા ન પહેરે. ભૂખ લાગી હોય તો તરત ખાવા જોઇએ. ખાતાં ખાતાં નાના બાળકની માફક શરીર એઠું કરતા. કોઇ વાર શ્રીવાસનાં પત્ની માલિનીને નાના બાળકની પેઠે ધાવતા હતા. એવું ચૈતન્ય ભાગવતમાં લખેલું છે. સારાંશમાં તે મસ્ત, અવધૂત અને પરમહંસ જેવા હતા. ભા૦ ક૦

*ગૌરાંગ ભગવાનના આવેશ અવતાર છે. માત્ર આવેશમય અવસ્થામાંજ તે શ્રીકૃષ્ણ તરીકે વર્તન કરતા એટલે દેવની મૂર્તિને ખસેડીને પોતે સિંહાસનપર બેસતા અને ભક્તોની પૂજાનો સ્વીકાર કરતા. સાધારણ અવસ્થામાં તે અત્યંત નમ્ર અને દીન હતા અને પોતાને અત્યંત અધમ માનતા હતા. પણ જ્યારે ઈશ્વરનો આવેશ આવતો ત્યારે તેમની કાંતિ ફરી જતી અને દીનતા જતી રહેતી. એકવાર એવો આવેશ એકવીશ કલાક સુધી ટકી રહ્યો હતો.

÷ હરિદાસ જન્મે મુસલમાન પણ પરમભક્ત હતા. નવ પ્રકારની ભક્તિ પૈકી સ્મરણભક્તિની પરાકાષ્ઠાએ પહોંચ્યા હતા. સ્વભાવે અત્યંત નમ્ર હતા. મુસલમાન ધર્મનો પરિત્યાગ કરવા માટે તેમને મુસલમાન કાજીએ બજારે બજારે ફેરવીને ચાબૂકનો માર મરાવ્યો હતો; પણ હરિદાસને મોઢે કૃષ્ણનું નામ અને હૃદયમાં પોતાને મારનાર પ્રત્યે દયા તથા ક્ષમાની ભાવના હતી.

×ષડ્ભુજ મૂર્તિવડે રામ, કૃષ્ણ અને ચૈતન્યની એકતાનું દર્શન કરાવવાનો હેતુ

ભાવાવિષ્ટ અવસ્થામાં ષડ્ભુજ સ્વરૂપનું દર્શન કોઇ કોઇ વાર કરે છે. નિત્યાનંદ ગૌરાંગનો ભાવ સમજી જઇને એક ગાયન ગાય છેઃ—

"હે સખિ ! પ્રાણવલ્લભ કૃષ્ણ કુંજમાં આવ્યા છે કે નહિ ? મારા કૃષ્ણને તેડી લાવ. તેની સાથે મારો મેળાપ કરાવી આપ. રાધા કૃષ્ણ વગર બીજું કાંઇજ જાણતી નથી."

× × × ×

આ ગાયન સાંભળતાં સાંભળતાં શ્રીરામકૃષ્ણ સમાધિસ્થ થઇ ગયા અને એ અવસ્થામાં કેટલોક સમય રહ્યા.

નાટક ચાલવા લાગ્યું. શ્રીરામકૃષ્ણની સમાધિનો ભંગ થયો. એવામાં એક મનુષ્ય કે જે નિત્યાનંદનો વંશજ અને ખોડદાનો રહીશ હતો તે ત્યાં આવી પહોંચ્યો અને તેમની ખુરશીની પાછળ ઉભો રહ્યો. તેની ઉમ્મર ૩૪ કે ૩૫ વર્ષની હતી. તેને જોઇને શ્રીરામકૃષ્ણને ઘણોજ આનંદ થયો. તેનો હાથ પકડીને તેની સાથે પુષ્કળ વાતો કરવા લાગ્યા. વળી તેને કહેતા જાય, ' અહીં બેસોને, તમે અહીં બેસશો તો મને ઘણુંજ * ઉદ્દીપન થઇ શકશે. ' સ્નેહપૂર્વક તેનો હાથ પકડીને નાના બાળકની પેઠે હાથની સાથે રમત કરવા લાગ્યા અને કેટલીક વાર હાથને ચુંબન પણ કર્યું.

તે ગોસ્વામી ચાલ્યા ગયા પછી શ્રીરામકૃષ્ણે માસ્તરને કહ્યું, " એ મોટા પંડિત છે હોં ! એના પિતા પણ સારા ભક્ત હતા. હું જ્યારે ખોડદાના શ્યામસુંદરનાં દર્શન કરવા ગયો હતો ત્યારે વીશ રૂપીઆ આપતાં પણ જે પ્રસાદ ન મળે તે તેણે મને ખવરાવ્યો હતો. "

આ ગોસ્વામીનાં પણ લક્ષણ ઘણાં સારાં છે. જરા હલાવતાં તેનામાં ચૈતન્ય પ્રકટી નીકળે છે. તેને જોતજોતામાંજ ભક્તિનું ઉદ્દીપન થઇ જાય છે. જેના દર્શનથી ભક્તિનું સ્ફુરણ થાય તેનેજ ભક્ત જાણવો. જરા વાર વધારે રહ્યો હોત તો હું ઉભો થઇ જાત.

એ ગોસ્વામીને જોતાંમાંજ પોતાને ભાવસમાધિ આવી ગઇ એમ તેઓ કહેતા હતા.

* * * *

પાછો પડદો ઉપડયો. × રાજમાર્ગમાં નિત્યાનંદ માથે હાથ દઇને લોહીની ધાર

છે. સૌથી ઉપલા બે હાથમાં ધનુષ્યબાણ છે, વચ્ચેના બે હાથમાં મુરલી છે અને છેક નીચેના બે હાથમાં દંડકમંડલ છે. જે રામ, તેજ કૃષ્ણ અને તેજ ચૈતન્ય એવો એનો મર્મ છે. ભા૦ ક૦

* ઇશ્વરપ્રેમનો ઉભરો.

× ગૌરાંગ પ્રભુએ એક દિવસ પોતાના ભકતોને આદેશ કર્યો કે તમે ઘેર ઘેર ફરીને હરિનામનો પ્રચાર કરો. તે પ્રમાણે તેઓ બધે ફરતા. ગૃહસ્થને બારણે ઉભા રહેતા અને ' હરે કૃષ્ણ, હરે રામ'નો પોકાર કરતા. ગૃહસ્થ કાંઇ આપવા આવતો ત્યારે

નીકળતી હતી તેને બંધ કરતા બેઠા હતા. તેમને ઘડાના કાચલાની ધારવાળી ફાચર જોરથી વાગી હતી, પણ નિત્યાનંદને તેની દરકાર ન હતી, તે ગૌરાંગપ્રેમથી ચકચૂર બની ગયા હતા. તે જગાઈ, માધાઇને પ્રેમપૂર્વક આલિંગન દે છે અને ગાય છે કે:—

"હે જગાઇ, હે માધાઇ ! આવો આપણે હૈયાને તૃપ્તિ થાય ત્યાંસુધી હરિનામ બોલીએ અને આનંદથી નૃત્ય કરીએ. તમે મને માર્યો તે ઘણું સારૂં કર્યું. કાંઇ ફિકર નહિ. આવો આપણે હરિબોલ બોલીને નૃત્ય કરીએ.

ભાઇઓ ! તમે એક વાર હરિબોલ બોલો. પ્રેમસિંધુ હરિ તમને પોતાના ખોળામાં બેસાડશે. તમે હરિનામની ગર્જના કરો.

તમે હરિનું નામ લઇને અશ્રુપાત કરો; તેને પ્રેમપૂર્ણ સ્વરે બોલાવો. એમ કરશો તો તમે તમારા તે હૃદયના ચંદ્રને નિહાળી શકશો. હું હરિનામ તમને પ્રેમપૂર્વક સંભળાવું છું. આ નિત્યાનંદ તમને પ્રેમથી બોલાવે છે."

× × × ×

હવે નિમાઇ શચીમાતાને પોતાનો સંન્યાસ લેવાનો નિશ્ચય જણાવે છે, તે વાત આવી. સંન્યાસની વાત સાંભળતાં તે મૂર્છા ખાઇને પડી ગયાં. શચીની મૂર્છા જોઇને પ્રેક્ષકો પણ ગળગળા થઇ ગયા. પરમહંસજી લેશ માત્ર પણ હાલ્યા ચાલ્યા વગર એકી નજરે જોતા હતા. તેમના નેત્રના ખૂણામાં અશ્રુનું એક ટીપું આવેલું જણાતું હતું.

## શિષ્યોના કલ્યાણમાટે પરમહંસદેવની કાળજી

નાટક સમાપ્ત થયું. શ્રીરામકૃષ્ણ ગાડીમાં બેઠા. એક શિષ્યે પૂછ્યું કે આપને

---

તેઓ કહેતા કે, 'બાપુ ! અમે ભીખ માગવા આવ્યા નથી. માત્ર તમે હરિનામ લો એટલુંજ માગવાને આવ્યા છીએ.' નદીઆમાં તે વખતે જગાઇ, માધાઇ નામના બે ભાઇ હતા. જ્ઞાતે બ્રાહ્મણ હતા; છતાં મદ્ય, માંસ, જુલ્મ, લૂંટ વગેરે અનેક કુકર્મ કરતા. શહેરના કોટવાળ હોવાથી તેમની સત્તા પણ ઘણી હતી. રૈયત તેમનાથી ત્રાસી ગઇ હતી. નિત્યાનંદને તેમની દયા આવી અને હરિનામ પ્રભાવથી તેમનો ઉદ્ધાર કરવો એવો નિશ્ચય કર્યો. એક દિવસે પોતે અને હરિદાસ તેમના ઘર આગળ ગયા અને હરિનામનો પોકાર કર્યો. જગાઇ, માધાઇ દારૂ પીને પડી રહ્યા હતા, તેમને ક્રોધ ચડયો અને નિત્યાનંદના માથાપર પ્રહાર કર્યો. ગૌરાંગ પ્રભુ આ વાત સાંભળતાંજ ભકતો સહિત ત્યાં આવી પહોંચ્યા. પણ નિત્યાનંદ પોતાનું દુઃખ ભૂલી જઇ જગાઇ, માધાઇના ઉદ્ધારમાટે પ્રાર્થના કરવા લાગ્યા. થોડાજ વખતમાં તેમનું જીવન બદલાઇ ગયું અને જેઓ નરપિશાચ જેવા હતા તેમની સમાધિઓ આજે તીર્થરૂપ બની ગઇ છે.

નાટક કેવું લાગ્યું ? તેમણે હસીને જવાબ આપ્યો કે, " મને તો અસલ અને નકલ એકજ હોય એવું દેખાયું. "

ગાડી મહેન્દ્ર મુખરજીની મિલ તરફ જતી હતી. એકાએક તે ભાવાવેશમાં આવી ગયા. થોડીવાર પછી પ્રેમથી ચકચૂર હાલતમાં એકલા એકલા બોલવા લાગ્યાઃ–

"હા ! કૃષ્ણ ! હે કૃષ્ણ ! જ્ઞાન કૃષ્ણ ! પ્રાણ કૃષ્ણ ! મન કૃષ્ણ ! આત્મા કૃષ્ણ ! દેહ કૃષ્ણ ! " વળી બોલી ઉઠયા કેઃ—

"હે ગોવિંદ ! તમે પ્રાણાધાર છો; તમેજ જીવન છો. "

ગાડી મુખરજીની મિલ પાસે આવી પહોંચી. તેણે પરમહંસજીને ઘણોજ આગ્રહ કરીને જમાડયા. મણિ પાસે બેઠો હતો. શ્રીરામકૃષ્ણે તેને અત્યંત વહાલથી કહ્યું; ' તું પણ જરા ખાતો ખરો ' એમ કહીને તેના મોંમાં પોતાને હાથે મિઠાઇના પ્રસાદનો કોળીઓ મૂકયો. × × ×

હવે શ્રીરામકૃષ્ણની ગાડી દક્ષિણેશ્વરના કાલિકામંદિર તરફ જવા લાગી હતી. ગાડીમાં મહેન્દ્ર અને બીજા બે ત્રણ શિષ્યો હતા. મહેન્દ્ર થોડે સુધી આવવાનો હતો. પરમહંસજી આનંદપૂર્વક ગાતા ગાતા મુસાફરી કરતા હતા.

મણિ પણ સાથે ગાવા લાગતો હતો.

મહેન્દ્ર યાત્રાએ જવાનો હતો, તેથી પરમહંસજી તેની સાથે યાત્રા સંબંધી વાત કરવા લાગ્યા.

શ્રીરામકૃષ્ણઃ—( મહેન્દ્રને હસતાં હસતાં ) પ્રેમનો અંકુર કુમળો હોય તો જલદી સૂકાઇ જાય કે નહિ ?

પણ વહેલો આવજે. કેટલા બધા દિવસથી હું તારે ઘેર આવવાનો વિચાર કરતો હતો. મનમાં એમ થાય કે મળી આવું તો ઠીક.

મહેન્દ્રઃ—પધાર્યા તે સારૂં થયું. મારૂં જીવન સફળ થયું.

શ્રીરામકૃષ્ણઃ—સફળ તો છેજ તો. તારા પિતા પણ સારા છે. તે દિવસે જોયા હતા. અધ્યાત્મરામાયણમાં ઘણી શ્રદ્ધા રાખે છે.

મહેન્દ્રઃ—એવી કૃપાદષ્ટિ રાખો કે જેથી અમોને ભક્તિ પ્રાપ્ત થાય.

શ્રીરામકૃષ્ણઃ—તું ઘણો ઉદાર અને સરળ સ્વભાવનો છે. ઉદારતા અને સરળતા વગર ઇશ્વરની પ્રાપ્તિ થતી નથી. કપટથી તો દૂરજ રહેવું.

મહેન્દ્રે શ્યામબજાર આગળથી રજા લીધી. ગાડી આગળ ચાલી.

શ્રીરામકૃષ્ણઃ—(માસ્તરને) યદુ મલ્લિક શું કરે છે ?

માસ્તરઃ—(મનમાં) પરમહંસજી સર્વના કલ્યાણમાટે હમેશાં કાળજી રાખે છે. ચૈતન્યદેવની પેઠે એ પણ શું ભક્તિનો જગતને ઉપદેશ આપવાને માટે તો નહિ અવતર્યા હોય ?



# खंड तेत्रीशमो

## નિર્ગુન મેરા બાપ હૈ સિરગુન મેરી માઈ



આજે રામકૃષ્ણજી કલકત્તે આવ્યા છે; ૪૦ સ૦ ૧૮૮૪ ના સપ્ટેંબરની ૨૬ મી તારીખ ને શુક્રવાર છે. આજે તેમને કામ પણ ઘણાં છે. શારદીય મહોત્સવ હોવાથી આજે હિન્દુ લોકોના દરેક ઘરમાં માતાની સપ્તમીની પૂજાનો આરંભ થવા લાગ્યો છે. પરમહંસજી અધરસેનને ઘેર જઈને માતાજીનાં દર્શન કરીને ત્યાં થવાના આનંદોત્સવમાં હાજરી આપવાનો વિચાર કરતા હતા. વળી શ્રીયુત શિવનાથને પણ મળવાની તેમને ઇચ્છા હતી.

ત્રણનો સુમાર થયો. થોડીવારમાં શ્રીરામકૃષ્ણની ગાડી આવી પહોંચી. ગાડીમાંથી ઉતરતાંજ પરમહંસજીએ સમાજના મંદિર તરફ દૃષ્ટિ કરીને હાથ જોડીને પ્રણામ કર્યા. સાથે હાજરા તથા બીજા બે એક શિષ્યો હતા. માસ્તરે તેમને જોતાંજ તેમના ચરણમાં મસ્તક નમાવ્યું. તેમણે કહ્યું કે હમણાં મારે શિવનાથને ઘેર જવું છે. તેમના આવ્યાની ખબર થતાંજ કેટલાક બ્રાહ્મભક્તો ત્યાં દોડી આવ્યા, તેઓ તેમને બ્રાહ્મભક્તોની શેરીમાં શિવનાથના ઘરના બારણા આગળ તેડી લાવ્યા. તે ઘેર ન હતો થોડીજ વારમાં શ્રીયુત વિજય ગોસ્વામી, શ્રીયુત મહલાનબિસ વગેરે બ્રહ્મસમાજના અધિકારીઓ ત્યાં આવી પહોંચ્યા, અને અત્યંત આદરપૂર્વક પરમહંસજીને સમાજના મંદિરમાં તેડી ગયા, અને કહ્યું કે આપ હમણાં જરા વાર બેસો; શિવનાથ બાબુ હમણાં આવતા હશે.

આજે તે ઘણા આનંદમાં હતા. તે હસતે મોઢે આસનપર બેઠા. વેદીની નીચે જ્યાં સંકીર્તન થતું હતું ત્યાં તેમને માટે આસન મૂક્યું હતું. વિજય તથા બીજા બધા બ્રાહ્મભક્તો તેમની સામે બેઠા. પરમહંસજીએ વિજય સાથે વાત કરવા માંડી:—

શ્રીરામકૃષ્ણ:—(હસતાં હસતાં) મેં સાંભળ્યું છે કે તમારા સમાજમંદિરમાં સાઈન બૉર્ડ (નામનું પાટીયું) ટાંગેલું છે, એ ખરી વાત કે? બીજા મતના લોકોને શું અહીં આવવાની પરવાનગી નથી? નરેન્દ્ર મને કહેતો હતો કે સમાજમંદિરમાં જવાની કાંઇ જરૂર નથી. શિવનાથને ઘેરજ જજો.

હું કહું છું કે બધા લોકો ગમે તે પ્રકારે પણ બોલાવે છે તો તેને–ઇશ્વરનેજ. માટે પરસ્પર દ્વેષ કરવો ઠીક નથી. કોઇ કહેશે કે તે સાકાર છે તો કોઇ કહેશે કે તે નિરાકાર છે. હું તો કહું છું કે જેને સાકાર ઉપર શ્રદ્ધા હોય તે સાકારનું ધ્યાન કરે ને નિરાકાર ઉપર શ્રદ્ધા હોય તે નિરાકારનું ધ્યાન કરે; માટે મતવાદ ઉભો ન કરો. મારો મત સાચો છે અને બીજા બધાનો ભૂલભરેલો છે એવો દુરાગ્રહ ન કરો. 'મારો ધર્મ સાચો છેજ પણ બીજાનો સત્ય છે કે ભૂલ ભરેલો છે એ હું જાણતો નથી.' આવો વિચાર રાખવો એ ઠીક છે; કેમકે ઇશ્વરનો જાતેજ સાક્ષાત્કાર કર્યા વગર તેનું ખરૂં સ્વરૂપ સમજી શકાતું નથી. કબીર કહે છે કે, "નિર્ગુણ મેરા બાપ હૈ, સિરગુન મેરી માઇ" બેઉ પલ્લાં સરખાં છે. હું કોને વન્દન કરૂં અને કોની નિંદા કરૂં ?

હિન્દુ, મુસલમાન, ખ્રિસ્તી, શાકત, શૈવ, વૈષ્ણવ તેમજ ઋષિઓના યુગના બ્રહ્મજ્ઞાનીઓ અને હમણાંના તમારા જેવા બ્રહ્મજિજ્ઞાસુઓ એ સઘળા એકજ પદાર્થને (પ્રભુને) ઇચ્છે છે; પરંતુ જમવાનો પદાર્થ એકજ હોવા છતાં જૂદી સ્થિતિવાળાં છોકરાંઓને કાંઇ તેનું મિષ્ટાન્નજ બનાવીને માતા જમાડતી નથી. કોઇને લાડુ તો કોઇને રોટલી અને કોઇને પાતળી રાબડી, એમ જેને જેમ પચે તેવા રૂપમાંજ પકાવીને ખવરાવે છે; અને તે છતાં બધાંય છોકરાં ઉપર તેનું વહાલ તો સરખુંજ હોય છે.

મારો કહેવાનો અર્થ સમજ્યા? મને તો જેટલી ચીજ બની શકે તે બધીએ ભાવે છે. મારો સ્વભાવ તો સ્ત્રીઓના જેવો છે. ( હસાહસ ) મને તો તળેલી પૂરી પણ ભાવે, શીરો પણ ભાવે, રોટલી પણ ભાવે, અને રાબડી પણ ભાવે છે. (હસાહસ) ( તાત્પર્ય કે ઇશ્વરની ઉપાસના હું તો અનેક રીતે કરૂં છું. )

## ધર્મ એટલે ઇશ્વર તરફ જવાનો માર્ગ

તમે શું સમજ્યા ? દેશ, કાળ અને પાત્ર પ્રમાણે ઇશ્વરે જૂદા જૂદા ધર્મ પ્રેર્યા છે; પણ ધર્મ એટલે ઇશ્વર તરફ જવાનો માર્ગ. ધર્મ એ પોતેજ કાંઇ ઇશ્વર નથી; માટે કોઇ પણ ધર્મનો આશ્રય લઇને ખરા અંતઃકરણથી ઉપાસવાથી ઇશ્વરની સમીપ જવાય છે. જો કોઇ ધર્મ સ્વીકારવામાં ભૂલ થઇ હોય તોપણ અંતઃકરણની ભક્તિને જોઇને ઇશ્વર એ ભૂલ સુધારી નાખે છે ધારો કે કોઇ માણસ ખરી શ્રદ્ધાથી જગન્નાથજીનાં દર્શન કરવાને નીકળે અને દક્ષિણ દિશાએ ન જતાં ભૂલમાં ઉત્તર દિશાએ ચાલ્યો જાય તો જરૂર તેને રસ્તામાં કોઇ મળશેજ, અને દક્ષિણ તરફ જવાનું તેને બતાવ્યા વગર રહેશેજ નહિ. તે માણસ વહેલો યા મોડો પણ જગન્નાથજીનાં દર્શન કર્યા વગર નહિજ રહે.

માટે બીજાનો ધર્મ ખામીવાળો છે કે નહિ તેનો હું કશો વિચારજ નથી કરતો.

જેણે જગતની ઉત્પત્તિ કરી છે તેને ફિકર નહિ હોય ? આપણી ફરજ તો એટલીજ છે કે કોઇપણ ઉપાયે જગન્નાથજીનાં દર્શન કરવાં.

તોપણ તમારો ધર્મ તો સાચોજ છે. તમે ઈશ્વરને નિરાકાર માનો છો તે પણ સત્યજ છે. વેઢમી સીધી રાખીને ખાઓ કે વાંકી રાખીને ખાઓ પણ ગળી તો લાગવાનીજ.

માટે દુરાગ્રહથી મતવાદ ઉભો કરવો એ ઠીક નથી. તમે બહુરૂપી નામના *જાનવરની વાત તો સાંભળી હશે. એક માણસ દિશાએ જવા ગયો હતો. તેના જોવામાં તે જાનવર આવ્યું. તેણે પોતાના મિત્રોને વાત કરી કે આજે મેં એક લાલ રંગનું જાનવર જોયું. તે એમજ માની બેઠો કે આ જાનવરનો રંગ લાલજ હોવો જોઇએ. બીજો માણસ જે ત્યાં થઇને આવ્યો તેણે કહ્યું કે તે તો આસમાની રંગનુંજ છે. તે એમજ માની બેઠો કે તેનો રંગ આસમાનીજ હોવો જોઇએ; પણ એક માણસ જે હમેશાં ઝાડ નીચેજ રહેતો હતો તેણે આવીને કહ્યું, તમો બધાઓનું કહેવું સત્ય છે. તે ઘડીમાં લાલ થાય છે અને ઘડીકમાં આસમાની પણ થઇ જાય છે, એટલુંજ નહિ પણ તરેહ તરેહના રંગનું બની જાય છે. કોઇવાર તે તદ્દન રંગ વગરનું પણ બની જાય છે.

વેદમાં તેને સગુણ તેમજ નિર્ગુણ બેઉ રીતે વર્ણવ્યો છે. તમે તેને નિરાકારજ કહો છો તે એકદેશી મત છે. ભલે તમે તમારા મતને વળગી રહો. **તેના કોઇપણ એક સ્વરૂપને બરાબર રીતે ઓળખી શકાશે એટલે તેનાં બીજાં બધાં સ્વરૂપ તમારી આગળ પ્રત્યક્ષ થઈ જશે.** તે પોતેજ બતાવી દેશે. જે માણસ તમારા મંદિરમાં આવશે તે ( બ્રાહ્મભક્તો તરફ આંગળી કરીને ) આને પણ ઓળખશે અને પેલાનેએ ઓળખશે.

---

## વિજયગોસ્વામીને ઉપદેશ

વિજય તે વખતે સાધારણ બ્રહ્મસમાજનો સભાસદ હતો અને સમાજનો પગારદાર આચાર્ય અથવા ઉપદેશક હતો, હમણાં હમણાં તેનાથી સમાજના બધા નિયમોનું પાલન થઇ શકતું નહિ. સાકારવાદી લોકો સાથે પણ તે ભળી જતો હતો. આ બધી બાબતોને લીધે સાધારણ બ્રહ્મસમાજના અધિકારી વર્ગ સાથે તેને જરા મતભેદ ઉભો થયો હતો; તેથી એકાએક પરમહંસજી વિજયને સંબોધીને બોલવા લાગ્યા:—

## નિંદાની દરકાર ન કરો

તમે સાકારવાદીઓની સાથે મેળ રાખો છો, તેથી તમારી ઘણી નિંદા થાય છે

* એ જાનવર આપણા દેશના કાંચીડાને મળતું થાય છે અને થોડી થોડી મિનિટે તેનો રંગ બદલાઇ જાય છે.

ખરૂં ? જે ભગવાનનો ભક્ત છે તે ચિત્તની સ્વસ્થતા અને સ્થિરતા કદિ ગુમાવતો નથી. જેમ એરણના માથા ઉપર હથોડાના ઘા ગમે તેટલા પડ્યા કરે પણ તે તો તેવીને તેવીજ રહે છે, તેમ નઠારા માણસો ફાવે તેમ બોલે કે નિંદા કરે તેની દરકાર ન કરવી, એ તો એમના સ્વભાવ મુજબ કરવાનાજ. જો તમે ખરા અંતઃકરણથી ઈશ્વરને ચાહતા હશો તો તમે એ બધું સહન કરી શકશો.

શું દુષ્ટ લોકોની વચમાં રહીને ઈશ્વરનું ચિંતન થઇ શકતું નથી ? જુઓને, ઋષિ-મુનિઓ જંગલમાં રહીને ઈશ્વરનું ધ્યાન કરતા હતા. તેમની આસપાસ વાઘ, રીંછ અને એવાં નાના પ્રકારનાં હિંસક પ્રાણીઓ વસતાં હતાં. નઠારા માણસોનો સ્વભાવ વાઘ અને રીંછના જેવો હોય છે.

## મોટા લોક, પૈસાદાર, કૂતરૂં, સાંઢ અને દારૂડીઆથી સાવચેત રહેવું

કેટલીક જાતના લોકોથી બહુ સાવધાન રહેવાની જરૂર છે. પહેલું એ કે—મોટા લોકો અને પૈસાદાર લોકોથી ઘણુંજ સંભાળીને રહેવું. વાત કરવી તે પણ સાવધાનતાપૂર્વક કરવી—તેમની વાતનો એકાએક નકાર ન કરી દેવો. બીજું કે કૂતરાથી ચેતીને ચાલવું. કૂતરો હાઉ હાઉ કરતો તમારી પાસે આવે તો ઉભા રહીને ધાંટો પાડીને તેને શાંત કરવો. સાંઢથી પણ બહુ સંભાળતા રહેવું; તમારી સામે તે બરાડા મારતો આવે તો તેને પણ ધાંટો પાડીને શાંત કરવો. દારૂડીઆથી પણ ચેતીને ચાલવું. જો તમે તેને ખીજવશો તો તે તમારી સાત પેઢી ઉથલાવી નાખશે. તું આવો અને તેવો એમ કહીને ગાળાગાળી કરશે; પણ જો તેને એમ કહેશો કે 'કાકા ! કેમ છો ?' તો તે ખુશ થશે અને તમારી સાથે હુક્કો પીવા બેસશે.

ખરાબ માણસને જોઉં છું ત્યારે હું બહુ સંભાળીને ચાલું છું. કોઇ તેવો માણસ કહે છે કે કેમ હુક્કો બુક્કો રાખો છો કે ? હું કહું કે હા, ભાઇ છે.

પરંતુ વખતોવખત સત્સંગ કરવાની બહુ અગત્ય છે. સત્સંગથીજ સત્ શું અને અસત્ શું તેનો વિવેક કરતાં આવડે છે.

વિજયઃ—શું કરૂં ? ફુરસદ મળતી નથી. અહીં કામનું બહુ રોકાણ છે.

શ્રીરામકૃષ્ણઃ—તમે તો આચાર્ય છો ને ? બીજાઓ રજા ભોગવે પણ આચાર્યથી રજા ન ભોગવાય. જ્યારે સુબો એક તાલુકાનો બંદોબસ્ત કરી આવે છે ત્યારે જમીનદાર તેને બીજા તાલુકામાં મોકલે છે; માટે તમને તો રજા નજ મળે. (હસાહસ)

વિજયઃ—(હાથ જોડીને) આપ આશીર્વાદ આપો.

શ્રીરામકૃષ્ણઃ—એ બધી મૂર્ખાઇની વાત છે. ઈશ્વરજ આશીર્વાદ આપી શકે છે.

વિજયઃ—ઠીક ત્યારે ઉપદેશ તો કરો.

શ્રીરામકૃષ્ણઃ—( સમાજમંદિરમાં ચારે બાજુએ જોઇને હસતાં હસતાં ) આ

એક રીતે ઠીક છે. માખણ અને છાશ; માખણ પણ છે અને છાશ પણ છે. (હસાહસ) મેં ઘણા હાથ કર્યા તેથી ઉલટો ફસાયો છું. (હસાહસ) તમને નૉકસ નામની ગંજીફાની રમત આવડે છે ? જે સત્તર કરતાં વધારે હાથ જીતે તે ઉલટો હાર્યો કહેવાય છે. જે સત્તરથી ઓછા હાથ કરે, પાંચ કરે; દશ કરે; તેઓ ફાવે છે. હું તો એમ ઘણા હાથ કરીને હારી બેઠો.

## ચક પાછળ બેઠાં છે તેમનું શું કરશો ?

એકવાર કેશવસેને પોતાને ઘેર ભાષણ આપ્યું હતું. હું પણ સાંભળવા આવ્યો હતો. ત્યાં ઘણા લોકો આવ્યા હતા. કેટલીક સ્ત્રીઓ પણ ચક પાછળ બેઠી હતી. કેશવ કહે:-'હે ઈશ્વર ! તું એવો આશીર્વાદ આપ કે અમે ભક્તિરૂપી નદીમાં સામટીજ ડૂબકી મારીએ' મેં હસીને કેશવને કહ્યું કે:-'ભક્તિરૂપી નદીમાં સાથે લાગીજ ડૂબકી મારશો તો પેલાં ચક પાછળ બેઠાં છે તેમનું શું થશે ? માટે એક કામ કરો. ડૂબકીએ મારો અને પાછા વખતો વખત કિનારે પણ આવીને ઉભા રહો. સાથે લાગા તળીએ જઇને બેસતા નહિ.' આ સાંભળીને કેશવ તથા બીજા બધા ખડખડ હસી પડયા.

## હું ને મારૂં એજ અજ્ઞાન; તું ને તારૂં એ જ્ઞાન

માટે આટલું ધ્યાનમાં રાખજો. 'અંતઃકરણપૂર્વક ભકિત કર્યાથી સંસારમાં રહ્યાં રહ્યાં પણ ઈશ્વરની પ્રાપ્તિ કરશો 'હું' અને 'મારૂં' એ તો અજ્ઞાનનું લક્ષણ છે હે ઇશ્વર! 'તું' અને 'તારૂં' એજ જ્ઞાનનું લક્ષણ છે.

સંસારમાં રહેવું, પણ શેઠની દાસીની માફક રહેવું. તે દાસી બધું કામકાજ કરે છે, શેઠનાં છોકરાંને ઉછેરીને મોટાં કરે છે, તેમને રમાડતી વખતે કહે છે કે 'મારો મનુ' પણ તે સારી પેઠે જાણે છે કે આ ઘર અને આ છોકરાં મારાં નથી. કામકાજ તો બધુંજ કરે છે પણ ચિત્ત પોતાના ઘરમાંજ હોય છે. તેમ સંસારને લગતાં કામ કરવા છતાં પણ મન તો ઈશ્વરમાંજ પરોવી રાખવું; અને ઘર, સ્ત્રી પુત્ર એ સૌ આપણાં નથી. પણ ઈશ્વરનાં છે એમ સમજવું. આપણે તો માત્ર તેના નોકર છીએ

હું તમને મનથી અહંતા મમતા તજવાનું કહું છું, સંસારનો ત્યાગ કરવાનું કહેતો નથી. અનાસક્તપણે સંસારમાં રહો અને ઈશ્વરને ખરા અંતઃકરણથી ચાહો એટલે તેને પામશોજ.

## ઈશ્વર સર્વત્ર છે

શ્રીરામકૃષ્ણઃ—(વિજયને) હું પણ આંખ મીંચીને ધ્યાન કરતો હતો, પણ પછી

મેં વિચાર કરી જોયો કે આંખ મીંચીએ તોજ ઈશ્વર છે અને આંખ ઉઘાડી રાખીએ તો શું ઈશ્વર નથી ? ઈશ્વર તો બધે છે. ક્યાં નથી ? મનુષ્ય, જીવજંતુ, વનસ્પતિ, સૂર્ય, ચંદ્ર, પૃથ્વી, જળ, અને ભૂતમાત્રમાં છે.

## ઈશ્વરી શક્તિવાળા માણસો

હું શિવનાથને કેમ ચાહું છું ? જેણે લાંબા વખતથી ઈશ્વરનું ચિંતન કર્યું હોય છે તેનામાં સત્ત્વનો ઉદય થએલો હોય છે. તેની અંદર ઈશ્વરની શક્તિ રહેલી છે. જે માણસ સારૂં ગાય છે, સારૂં વગાડી જાણે છે, કોઇ પણ જાતની વિદ્યા અથવા કળા સારી રીતે જાણે છે, તેનામાં કાંઇક સત્ત્વ છે, ઈશ્વરની શક્તિનો અંશ છે. એવો ગીતાનો મત છે. ચંડીમાં (ચંડીપાઠમાં) કહ્યું છે કે, જે સુંદર છે તેનામાં પણ સત્ત્વ છે, અને ઈશ્વરની શક્તિ છે.

શ્રીરામકૃષ્ણઃ—વળી કેદારનો કેવો ઉમદા સ્વભાવ છે ? આવતાંવારનેજ આંખમાં આંસુ આવી જાય છે. આંખ તો હમેશાં ભીની ને ભીનીજ.

વિજયઃ—+ ત્યાં રહ્યો રહ્યો પણ આપનેજ યાદ કરે છે અને આપની પાસે આવવાને બહુ આતુર રહે છે !

થોડી વાર પછી પરમહંસજી ઉઠીને ઉભા થયા, બ્રાહ્મભક્તોએ અને પરમહંસજીએ પરસ્પર નમસ્કાર કર્યા. પછી તે ગાડીમાં બેઠા, અને અધરને ઘેર માતાજીનાં દર્શન કરવા ગયા.



+ કેદારનાથ સરકારી કામે ઢાકા ગયો હતો. વિજય પણ કોઈ કોઈ વાર ઢાકા જાય છે ત્યારે બેઉનો સમાગમ થાય છે. બેઉ પરમભક્ત હોવાથી એક બીજાના દર્શનથી આનંદ પામે છે.



# खंड चोत्रीशमो

## પરમહંસ દેવને સમાધિ–યોગભ્રષ્ટવિષે વિવેચન



સં૦ ૧૮૮૪ ના સપ્ટેંબરની ૨૮ મી તારીખ અને રવિવાર. આજે દુર્ગાષ્ટમીનો મહોત્સવ છે. શ્રીરામકૃષ્ણ કલકત્તે માતાજીનાં દર્શન કરવા આવ્યા છે. અધર સેનને ઘેર શારદીય દુર્ગોત્સવ થાય છે. એમને ત્યાં પરમહંસજીને ત્રણ દિવસ રહેવાનું નિમંત્રણ થયું છે. અધરને ઘેર માતાજીનાં દર્શનમાટે જતાં પહેલાં તે રામને ઘેર આવ્યા છે. શિષ્યો તેમની આસપાસ બેઠા છે.

નરેન્દ્ર તેમની પાસે બેઠો હતો. આ વખતે એની ઉમર એકવીશ વર્ષની હતી. વાત કરતાં કરતાં તેમની નજર નરેન્દ્ર ઉપર પડી. તેઓ એકદમ ઉભા થઇ ગયા અને સમાધિ આવી ગઇ. નરેન્દ્રના ઘુંટણ સાથે તેમનો પગ અડક્યો હતો અને એનીએ સ્થિતિમાંજ તેઓ સમાધિસ્થ થઈ ગયા. સંપૂર્ણ અંશે તેઓ બાહ્યજ્ઞાનશૂન્ય થઇ ગયા અને નેત્રનો પલકારો પણ થતો ન હતો.

ઘણીવારે તેમની સમાધિનો ભંગ થયો છતાં તેમની આંખમાંથી આનંદનો નિશો ઉતર્યો ન હતો. તે એકલા એકલા બોલતા હતા. ભાવસ્થ દશામાં ઈશ્વરનો નામોચ્ચાર કરતા હતા. તે બોલ્યા:—

"સચ્ચિદાનંદ ! સચ્ચિદાનંદ ! × × × સચ્ચિદાનંદ બોલીશું ? નહિ, આજે તો કારણાનંદદાયિની કારણાનંદદાયી ! સારીગમપધની ! પરંતુ "ની"માં બહુ વખત રહી શકાય નહિ. એકાદ સૂર નીચે ઉતરવું જોઇએ.

સ્થૂળ, સૂક્ષ્મ, કારણ અને મહાકારણ. બસ, મહાકારણમાં ગયા એટલે ચુપાચુપ !

ઈશ્વર કોટિના આત્માઓ મહાકારણ સુધી જઇને પાછા આવી શકે છે. તેઓ અગાસી ઉપર પણ ચડે છે અને પગથીઆં ઉપર થઇને પણ આવજા કરે છે; પરંતુ તે માત્ર જગતને ઉપદેશ આપવાના હેતુથીજ. એક સાત માળનો રાજમહેલ છે, કેટલાક માણસો નીચલા માળસુધીજ જવાનો હક્ક ધરાવે છે, પણ રાજાનો છોકરો તો ગમે તે માળમાં ફાવે ત્યારે જઇ આવે છે, કેમકે એ તેનું પોતાનુંજ ઘર છે.

યોગભ્રષ્ટ આત્માઓ જન્મથીજ ઇશ્વિરપ્રત્યે પ્રેમ રાખે છે. સંસારનો કોઇ પણ પદાર્થ તેમને પ્રિય લાગતો નથી. તે વેદમાં કહેલા હોમા પક્ષીની માફક આકાશમાં જન્મે છે અને પૃથ્વીને સ્પર્શ કરતાં પહેલાંજ તેમનાં નેત્ર ઉઘડી જાય છે અને જાણી જાય છે કે જો પૃથ્વીપર પડયા તો છુંદાઇને મરીજ જવાના. તેઓ તરતજ દિશા બદલે છે અને મા, મા, કરતા જ્યોતિર્મય પ્રદેશમાં એકકે શ્વાસે ઉડી જાય છે. જરા પણ આડી અવળી નજર કરતા નથી. યોગભ્રષ્ટ આત્માઓ જન્મથીજ ઇશ્વર તરફ દોડી જાય છે અને સંસારના કોઇ પણ વિષય પ્રત્યે તેમનું મન ચોંટતુંજ નથી.

(વિજયને) "તમારે પણ યોગ અને ભોગ બેઉ છે. જનક રાજાને પણ યોગ અને ભોગ બેઉ હતા, માટે તે રાજર્ષિ કહેવાતા. રાજા અને ઋષિ બેઉ સાથેજ નારદ દેવર્ષિ અને શુકદેવ બ્રહ્મર્ષિ કહેવાય છે."

શુકદેવ બ્રહ્મર્ષિ હતા. તેઓ જ્ઞાની તો શું પણ જ્ઞાનની સાકાર મૂર્તિરૂપજ હતા. જ્ઞાની કોને કહેવાય? સાધનાના પ્રતાપવડે જેમણે જ્ઞાન પ્રાપ્ત કર્યું હોય તે જ્ઞાની કહેવાય. શુકદેવ તો જ્ઞાનની મૂર્તિરૂપ હતા. જાણે જ્ઞાનનીજ જમાવટ ન થઇ હોય!

આટલી વાત કરતાંમાં તેમને પૂરેપૂરી શુદ્ધિ આવી. હવે તે પોતાના શિષ્યો સાથે વાતચીત કરવા જેવી સ્થિતિમાં આવ્યા. તેમણે કેદારને ભજન ગાવાનું કહ્યું અને તેણે નીચેના ભાવનું ગાવા માંડયું.

"હે સખિ! હું મારા મનની વાત કહીશ. પણ હું કહું તે તારાથી મનાશે? દર્દી × બન્યા વગર જીવ બચી શકશે નહિ.

જે પુરુષ મારા મનને ગમ્યો છે તે અને હું એક થઈ જઇએ, મેં તેને તેનાં નેત્રવડે ઓળખી લીધો છે.

જે ભાવસમુદ્રમાં તરે છે અને રસમાં ડૂબકી મારે છે તે *ઉલટ માર્ગે આવ જા કરે છે. ભાવમાં ચકચૂર થએલો મનુષ્યજ ઉલટ માર્ગે આવ જા કરી શકે છે.

મને ગૌર (ગૌરાંગના) પ્રેમનું મોજું અથડાયું છે. તેના આઘાતથી કપટ અને પાખંડનો નાશ થઇ ગયો છે અને આખું બ્રહ્માંડ તેમાં ડૂબી ગયું છે. મને એવી ઇચ્છા થાય છે કે જાણે ડૂબકી મારીને તેને તળીએ બેસી જાઉં. ગૌરાંગપ્રેમરૂપી મગર હે સખિ! મને ગળી ગયો છે. મારા જેવા દર્દથી પીડાતો કોઇ દર્દી મળી આવે તો તે હાથ પકડીને મને ખેંચી લે."

ભજન પૂરું થઇ રહ્યા પછી પરમહંસજી શિષ્યો સાથે વાતો કરવા મંડયા. કેશવ બાબુનો ભત્રીજો નંદલાલ અને બે ત્રણ બ્રાહ્મમિત્રો પરમહંસજીની પાસે બેઠા હતા.

---

×પ્રેમનો દર્દી. * 'ઉલટ ચલા સો સબ જગ જીતા.' કબીર.

## શ્રીરામકૃષ્ણજીની પોતાની આગલી હકીકત

શ્રીરામકૃષ્ણ:–એક માણસ "કારણ" ની (દારૂની) એક શીસી લાવ્યો હતો. તેને અડકવા ગયો પણ અડકી ન શકયો.

વિજય:—અહા !

શ્રીરામકૃષ્ણ:—સહજાનંદ થવાથી એમને એમ નિશો ચડી ગયો. મને તો માતાજીના ચરણામૃતનાં દર્શન થતાંજ નિશો ચડી જાય છે ! જાણે પાંચ બાટલી દારૂ પીધો !

નરેન્દ્ર:—આ અવસ્થામાં હમેશાં ગમે તે ખાઇ લેવું ઠીક નથી.

શ્રીરામકૃષ્ણ:—એ તો મનની અવસ્થા ઉપર આધાર રાખે છે. જ્ઞાની ગમે તેનું અને ગમે તે ખાય તોપણ કશી હરકત નથી. ગીતામાં કહ્યા પ્રમાણે જ્ઞાની પોતે ખાતોજ નથી.

ભકતને માટે ભક્ષ્યાભક્ષ્યનો વિચાર કરવાની જરૂર છે. હાલ મારી એવી અવસ્થા છે કે બ્રાહ્મણના હાથની રસોઇ હોય અને ભગવાનને પ્રસાદ ધરાવ્યો હોય તોજ હું ખાઉં. પહેલાં એક અવસ્થા એવી પણ હતી કે દક્ષિણેશ્વરને સામે કાંઠે મુડદાં બળતાં તેની જે વાસ આવતી તે મને ઘણીજ પ્રિય લાગતી. તે વખતે હું બધાનું ખાતો.

હાલ જો કે સર્વનું ખાતો નથી, તોપણ કોઇ કોઇવાર ખવાઈ જવાય છે. એકવાર કેશવસેનને ઘેર "નવવૃન્દાવન" નામનું નાટક થયું હતું. મને પણ નિમંત્રણ હતું. નાટક થઇ રહ્યા પછી અમે બધા જમવા બેઠા. પીરસનાર હજામ હતો કે ધોબી, (હસાહસ) પણ ખૂબ ખાધું. રાખાલે કહ્યું કે જરા ખાઓને ! એટલે મેં ખાધું.

(નરેન્દ્રને) તારે પણ હમણાં મારી પેઠેજ કરવું પડશે. તું હજી એમાં એ છે અને તેમાં એ છે. તું પણ બધાનું ખાતો થઇશ.

(શિષ્યોને) ડુક્કરનું માંસ ખાતો હોય તોપણ જેનું ચિત્ત ઇશ્વર તરફ આકર્ષાય છે તે માણસને ધન્ય છે; અને હવિષ્યાન્ન ખાવા છતાં પણ જેનું મન કામિનીકાંચનમાં આસક્ત રહે છે તેને ધિક્કાર છે !

મને એકવાર લુહારના ઘરની દાળ ખાવાનું મન થયું. આ મારા નાનપણની વાત છે, લુહાર કહે બામણ લોકો શું રાંધી જાણે ? તેણે એમ કહ્યું એટલે મેં તેના ઘરની દાળ ખાધી, પણ અંદર લુહારની ને લુહારનીજ ગંધ આવ્યા કરે.' (હસાહસ)

મેં ગોવિંદરાયની પાસે + અલ્લાહનો મંત્ર લીધો. પછી એને ઘેર હું જમવા બેઠો ત્યાં રસોઇમાં ડુંગળીનું શાક હતું. તે પણ મેં ખાધું હતું; અને એકવાર મણિ મલ્લિકને બંગલે વેંગણનું શાક હતું તે ખાતાં મને સૂગ આવી હતી !

+ શ્રીરામકૃષ્ણે મુસલમાન અને ખ્રિસ્તી ધર્મ મુજબ પણ સાધના કરી હતી અને સર્વ ધર્મ એક બિંદુ તરફ વળે છે તે અનુભવસિદ્ધ કર્યું હતું.

એક વાર હું દેશ ગયો હતો. રામલાલનો બાપ (પરમહંસ દેવનો ભાઇ) તો ડરી ગયો. તેને એમ થયું કે આ તો ગમે તેના ઘેર ખાતો ફરે છે;માટે ન્યાત લોકો બહાર મૂકી દેશે. હું ઝાઝો વખત ત્યાં રહ્યો નહિ; ચાલ્યો આવ્યો.

મારી કેવી અવસ્થા થઈ ગઈ હતી? જાણે આકાશ ને પાતાળ એક કરી દઉં એવું મનમાં થાય અને 'મા' 'મા' બોલ્યા કરૂં. જાણે માને પકડી લાવ્યો હોઉં તેમ કરૂં. જેમ માછી જાળ નાખે છે અને માછલી કેવી ફડફડાટ કરતી ખેંચાઇ આવે છે! સાંભળો એક ભજન—

"હે કાલિ! તને હું હમણાં ખાઇ જઇશ. હે દીનદયામયી? હું તને ખાઈ જઇશ. તારા કારસ્તાનથી મારો જન્મ થયો છે. કાંતો તું મને ખાઈ જા અથવા હું તને ખાઇ જાઉં. કોઈ પણ રીતે આપણે બે એક થઇ જઇએ.

હાથમાં કાલી છે; મોઢે કાલી છે; સર્વાંગે પણ કાલીનો લેપ કરીશ. એટલે યમ પણ મને કેવી રીતે બાંધી શકશે? હું તેના મોંમાં કાલીનેજ આપી દઇશ.

હે મા! હું ખાઉં ખાઉં કહું છું; પણ તને હું મારા પેટમાં રાખવાનો નથી. તને તો મારા હૃદયકમળમાં બેસાડીશ અને મનમાં આવશે તેવી રીતે તારૂં પૂજન કરીશ.

જો કોઇ એમ કહેશે કે કાલની સાથે રમત કરતાં કાલીનો પરાજય થયો તો તેમાં મને શો ભય છે? કાલીના નામનો ઉચ્ચાર કરીને કાલને મારી ચાલાકી બતાવી દઇશ.

ડાકિની અને યોગિની વગેરેને લઇને હું તેમનું શાક બનાવીશ.

હું તારી મુંડમાળા કહાડી લઇશ. × × × કાલીનો પુત્ર રામપ્રસાદ સારી રીતે જણાવે છે કે જેમ થવાનું હોય તેમ થાઓ, પણ શરીર પતન એજ મારા મંત્રનું સાધન છે."

તે વખતે મારી અવસ્થા ગાંડાનાં જેવી હતી. એનું નામ ઉન્માદ અવસ્થા.

પછી નરેન્દ્રે ગાવા માંડયું—

"હે મા! મને તું ગાંડો કરી દેજે. મારે જ્ઞાનનું કશું કામ નથી. હે બ્રહ્મમયી! બસ, મને તું ગાંડોજ કરી દે.

ઓ મા! તારા પ્રેમરૂપી મદિરાનું પાન કરીને હું અલમસ્ત બન્યો છું. હે ભક્તના ચિત્તનું હરણ કરનારી! મને તારા પ્રેમસાગરમાં ડૂબકી મારવા દે.

તારા દિવાનખાનામાં કોઇ હસે છે, કોઇ રડે છે, કોઇ આનંદથી નૃત્ય કરે છે. ઇસુ, મુસા, અને ચૈતન્ય જેવા તારા પ્રેમથી બેહોશ બની ગયા છે. હે મા! હું તારામાં ઓતપ્રોત બનીને કયારે કૃતાર્થ થઇશ?"

આ ભજન સાંભળતાં સાંભળતાં પરમહંસજી સમાધિસ્થ થઈ ગયા. સમાધિ ઉતર્યા પછી હિમાલયની રાણીનો ભાવ ધારણ કરીને "આગમની" × ગાવા

×બંગાળાના શાકતો પાર્વતીની ઉપાસના કરે છે. 'આગમની' એટલે પાર્વતી

લાગ્યા. હિમાલયની રાણી કહે છે કે " હે પુરવાસીઓ ! શું મારી ઉમા આવે છે ?' પરમહંસજી પ્રેમમાં ચકચૂર બનીને તે ગીત ગાવા લાગ્યા.

ગાયન પૂરૂં થયા પછી તેમણે શિષ્યોને કહ્યું, આજે તો મહાષ્ટમી છે ને ? માતાજી પધારે છે ! તેમાંજ પ્રેમનું આટલું ઉદ્દીપન થાય છે.

કેદારઃ—પ્રભુ ! આપ પધાર્યા છો એટલે માતાજી આવ્યા વગર રહે ?

પરમહંસજીએ આ બોલ ઉપર જાણે બીલકુલ લક્ષ ન આપ્યું હોય તેમ તે બીજી બાજુએ જઇને નીચેના ભાવનું ભજન ગાવા લાગ્યા.

" હે સખિ ! હું જેને માટે ઘેલી થઇ છું તે મને ક્યારે મળશે ?

બ્રહ્મા ગાંડા છે; વિષ્ણુ ગાંડા છે અને શિવ પણ ગાંડા છે. એ ત્રણ ગાંડાઓએ મળીને નવદ્વીપ શહેરને તોડી નાખ્યું.

વૃન્દાવનમાં મેં એક ગાંડો જોયો હતો. રાધાને રાજાનો પોશાક પહેરાવીને પોતે કોટવાળ બન્યો હતો.

બીજા એક ગાંડાને મેં નવદ્વીપના રાજમાર્ગમાં જોયો હતો. તે હાથમાં કમંડળ લઇને ફરતો હતો અને રાધાનો પ્રેમ અમૃત તુલ્ય છે એવું કહેતો હતો. "

વળી ભાવાવેશમાં આવી જઇને પરમહંસજી નીચલા ભાવનું ભજન ગાવા લાગ્યા.

"હે શ્યામા ! હે સુધાતરંગિણી ! તું ગમે ત્યારે ગમે તે પ્રકારના રંગ કરે છે.

હે ખપ્પર ધારણ કરનાર ભયંકર દેવી ! તારી છલંગોથી પૃથ્વી કંપી રહે છે. તું ત્રણ ગુણયુક્ત છે. હે કાલકામિની ! હે તારા ! તું ભક્તની અભિલાષા પૂર્ણ કર. હે નાના પ્રકારનાં રૂપ ધારણ કરનાર દેવી ! હે પૂર્ણ બ્રહ્મ સનાતની ! તું કોઇ કોઇવાર કમળના કમળમાં (હૃદયમાં) નૃત્ય કરજે."

પરમહંસજી ગાતા હતા તેવામાં એકાએક વિજય ' હરિબોલ, હરિબોલ' કહીને ઉભા થઈ ગયા. પરમહંસજી પણ ભાવોન્મત્ત બનીને વિજય અને બીજા ભક્તોની સાથે નૃત્ય કરવા લાગ્યા.

## પરમહંસદેવનો જપ અને પ્રાર્થના

કીર્તન પૂરૂં થયા પછી શ્રીરામકૃષ્ણ, વિજય, નરેન્દ્ર તથા બીજા ભક્તો પોતપોતાના આસન ઉપર બેસી ગયા. સર્વની નજર પરમહંસજી તરફ હતી. સાંજ પડવાને હજી જરાવાર હતી. પરમહંસજી પોતાના શિષ્યો સાથે વાતે વળગ્યા હતા. કેટલાકને તેઓ કુશળ સમાચાર પૂછતા હતા. કેદાર અત્યંત નમ્રતાપૂર્વક હાથ જોડીને

---

પોતાના પિતાના ઘરમાં પ્રવેશ કરે છે તે પ્રસંગને ઉદ્દેશીને ગવાયલું ગીત. વૈષ્ણવોનું અનુકરણ કરીને રાધાકૃષ્ણના પ્રેમના જેવાં શિવપાર્વતીનાં પ્રેમનાં કાવ્યોની રચના પણ થએલી છે.

કોમળ અને મધુર સ્વરે પરમહંસજીને કાંઇક નિવેદન કરતા હતા. પાસે નરેન્દ્ર, ચુનીલાલ, સુરેન્દ્ર, રામ, માસ્તર અને હરીશ બેઠા હતા.

કેદાર:— મને મગજમાં ચક્કર આવે છે તે શું કરૂં તો મટી જાય ?

શ્રીરામકૃષ્ણ:—મને પણ એવું થતું હતું; થોડું થોડું બદામનું તેલ વાપરતો રહેજે. સાંભળ્યા પ્રમાણે તેનાથી મટી જશે.

કેદાર:—જેવી આજ્ઞા.

હવે સાંજ પડી ચૂકી હતી. શ્રીરામકૃષ્ણ હરિનામનો ઉચ્ચાર કરતા હતા. કોઇ કોઇવાર તાળી પણ પાડતા હતા. " હરિબોલ, હરિબોલ, હરિમય હરિબોલ, હરિ, હરિ, હરિબોલ " એવા ઉદ્‌ગાર તેઓ પોતાના મધુર કંઠમાંથી કહાડતા હતા.

ત્યાર પછી તેઓ રામનામ જપવા લાગ્યા. કેટલીકવાર સુધી રામ રામ બોલ્યા કર્યું.

પછી પ્રાર્થના કરવા લાગ્યા:—

"ઓ રામ ! ઓ રામ ! હું ભજનહીન, સાધનહીન, જ્ઞાનહીન, ભક્તિહીન અને ક્રિયાહીન છું. હે રામ ! હું શરણાગત છું. ઓ રામ ! હું તમારે શરણ છું મારે દેહનાં સુખ જોઇતાં નથી. અષ્ટ સિદ્ધિની પણ મને ઇચ્છા નથી. શત સિદ્ધિ પણ મારે જોઇતી નથી. હું માત્ર શરણ માગું છું. માત્ર એટલોજ આશીર્વાદ આપો તમારા ચરણકમલની શુદ્ધ ભક્તિ કરી શકું, અને તમારી વિશ્વમોહિની માયાએ મોહિત ન થાઉં. તમારે શરણે રાખજો."

આ પ્રમાણે પરમહંસજી પ્રાર્થના કરતા હતા અને સઘળા એકી નજરે તેમને તરફ જોઇ રહ્યા હતા. તેઓ અત્યંત કરુણ સ્વરે બોલતા હતા અને નેત્રમાંથી અવિરત અશ્રુની ધારા વહી રહી હતી. એ વખતે રામ પાસે ઉભો હતો.

શ્રીરામકૃષ્ણ:—રામ ! તું કયાં હતો ?

રામ:—જી, હું ઉપર હતો.

પરમહંસજી તથા તેમના શિષ્યોના ભોજન વગેરેને માટે રામ માળ ઉપર જઇને તૈયારી કરતો હતો.

શ્રીરામકૃષ્ણ:—(હસીને) ઉપર ગયા પછી નીચે આવવું એ સારૂં કેની ? નીચ જમીનમાંજ પાણી ટકી શકે છે. ઉંચી જમીન ઉપરથી તો વહી જાય છે.

રામ:—(હસીને) હાજી.

પછી અગાસીમાં પતરાળાં નંખાયાં. રામચંદ્ર પરમહંસજીને તથા બીજા બધ ભક્તોને ઉપર તેડી ગયા અને તૃપ્તિપર્યંત જમાડયા.



# खंड पांत्रीशमो

## એક શિષ્યને માટે પ્રાર્થના અને તેમાં સફળતા




સં૦ ૧૮૮૪ ના સપ્ટેંબરની ૨૯ મી તારીખને સોમવાર. આજે નવમીની પૂજા છે. સવારનો સમય હતો. માતાજીની મંગળ આરતી થવા લાગી હતી. નોબતખાનામાંથી નોબત અને ટકોરખાનામાંથી પ્રભાતનાં રાગ રાગણીઓ વાગતાં હતાં. હાથમાં છાબડી લઇને માળી લોકો તથા બ્રાહ્મણો બગીચામાં પુષ્પ તોડવા આવ્યા હતા. માતાજીનું પૂજન થવાની તૈયારી હતી.

અંધારૂં હતું ત્યારના પરમહંસજી જાગ્યા હતા. ગઇ રાતે ભવનાથ, બાબુરામ, નિરંજન અને માસ્તર તેમની પાસે રહ્યા હતા. તેઓ પરમહંસજીના ઓરડાના ઓટલા ઉપર સૂતા હતા. તેમણે આંખ ઉઘાડીને જોયું તો પરમહંસજી અલમસ્ત બનીને નૃત્ય કરતા હતા. 'જય જય દુર્ગે ! જય જય દુર્ગે !' બોલતા જાય અને આનંદથી નૃત્ય કરતા જાય.

થોડીવાર પછી બોલ્યા, 'સહજાનંદ, સહજાનંદ.' ત્યાર પછી ફરી ફરીને ગોવિંદના નામનો ઉચ્ચાર કરવા લાગ્યા.

'પ્રાણ હે ગોવિંદ ! હે મમ જીવન !'

શિષ્યો ઉઠીને બેઠા થયા. એકી નજરે પરમહંસજીની ભાવાવિષ્ટ અવસ્થા નિહાળવા લાગ્યા. આ વખતે હાજરા કાલીમંદિરમાંજ રહેતો હતો. પરમહંસજીના ઓરડાના અગ્નિકોણવાળા ઓટલા ઉપર તેનું આસન હતું. લાટુ પણ પરમહંસજીની પાસે રહીને તેમની સેવા કરતો હતો. રાખાલ હજી વૃંદાવનમાંજ હતો. નરેન્દ્ર કોઇ કોઇ વખત આવી જતો. આજે તે આવવાનો હતો.

પરમહંસજીના ઓરડાની ઉત્તર દિશા તરફના ઓટલા ઉપર શિષ્યો સૂતા હતા. ટાઢ પડતી હતી તેથી ફડેકારનું બારણું બંધ કર્યું હતું. દાતણ પાણી કર્યા પછી બધા શિષ્યો પરમહંસજીની પાસે આવીને સાદડી ઉપર બેઠા. ભવનાથ અને માસ્તર તો અગાઉથીજ આવેલા હતા. બીજા શિષ્યો પણ એક પછી એક આવીને બેસી ગયા.

શ્રીરામકૃષ્ણ:—(ભવનાથને) શું સમજ્યો ? જેઓ જીવકોટિના× જીજ્ઞાસુ છે તેમના મનમાં એકાએક શ્રદ્ધા ઉત્પન્ન થતી નથી. ઈશ્વરકોટિના આત્માઓમાં શ્રદ્ધા પહેલેથીજ રહેલી હોય છે. પ્રહ્લાદ કક્કો લખવા બેઠા કે તરત તેને કૃષ્ણ યાદ આવ્યો અને આંખ અશ્રુથી ભરાઇ ગઈ. સંશયાત્મક બુદ્ધિ એ જીવમાત્રનો સ્વભાવ છે. તેઓ કહેશે કે એ વાત ખરી પણ—

બ્રહ્મ અને શક્તિ, શકિત અને શકિતમાનનો અભેદ હાજરા કોઈ પણ ઉપાયે માની શકતો નહિ. જ્યારે તે નિષ્ક્રિય હોય છે ત્યારે બ્રહ્મ કહેવાય છે; જ્યારે તે સૃષ્ટિ, સ્થિતિ અને પ્રલય કરે છે ત્યારે શકિત કહેવાય છે; પરંતુ મૂળ વસ્તુ એકજ છે; બેમાં કશોજ તફાવત નથી. અગ્નિ કહીએ તો તેની દાહકશક્તિનો ખ્યાલ સાથે સાથે આવીજ જાય છે; દાહકશકિતની વાત કરીએ તો અગ્નિનો વિચાર આવ્યા વગર રહેતો નથી. એકને છોડીને બીજાનો વિચાર કરી શકાય એમ છેજ નહિ.

પછી મેં માની પ્રાર્થના કરી કે " મા ! હાજરા ઉંધો સિદ્ધાંત બાંધવાનો યત્ન કરે છે. મા ! તું એને ખરી વાત સમજાવી દે અથવા તો એ અહિંથી જતો રહે તેમ કર. "

એ પછી બીજે દિવસે તે મારી પાસે આવીને કહેવા લાગ્યો કે તમે કાલે કહેતા હતા તે વાત હવે મારાથી મનાય છે. પરમેશ્વર સર્વવ્યાપક છે એ વાત તેણે કબૂલ કરી.

એક શિષ્ય:—( હસીને ) હાજરાની વાતથી આપને ઘણું કષ્ટ પડયું હશે ખરું ?

શ્રીરામકૃષ્ણ:—હમણાં મારી અવસ્થા એવી થઇ ગઇ છે કે મારાથી લોકોની સાથે માથાફોડ કરાતી નથી. હાજરા સાથે વાદવિવાદ કરવાનું હમણાં મારાથી બને એમ નથી. યદુ મલ્લિકના બંગલામાં હૃદય ( રામકૃષ્ણજીનો ભાણેજ ) કહેવા લાગ્યો, ' મામા, મને તમારી પાસે રાખવાની મરજી નથી ? ' મેં કહ્યું, ' ના રોજ ઉઠીને માથાઝીંક + કરવા જેવી મારી અવસ્થા નથી.

જ્ઞાન અને અજ્ઞાન કોને કહેવાય ? જ્યાંસુધી ઈશ્વરને આપણાથી દૂર માનીએ ત્યાંસુધી અજ્ઞાનજ છે. જ્યારે ઈશ્વર દૂર નહિ પણ અહિં છે એવું ભાન થાય ત્યારેજ જ્ઞાન થએલું કહેવાય.

જ્યારે ખરેખરૂં જ્ઞાન થાય છે ત્યારે બધા પદાર્થ ચૈતન્યમય દેખાય છે. હું શિવુની સાથે એક વાર વાતો કરતો હતો. શિવુ તે વખતે નાનો—ચાર પાંચ વર્ષનો

× પરમહંસજી નવીન જીજ્ઞાસુને જીવકોટિના કહેતા અને પૂર્વ જન્મના યોગભ્રષ્ટ જીજ્ઞાસુને ઈશ્વરકોટિના કહેતા. સંપાદક.

+ હૃદયે શ્રીરામકૃષ્ણની સેવા પણ કરી હતી, અને ત્રાસ પણ ઘણો આપ્યો હતો. એ વાત આગળ આવી ગઇ છે.

હતો. તે વખતે તે પૂર્વ બંગાળામાં રહેતો હતો. મેઘની ગર્જના થતી હતી અને વિજળી ઝબુકતી હતી. શિવુ કહે, 'કાકા, આ ચકમકમાંથી કોણ દેવતા પાડતું હશે?' (હસાહસ) એક દિવસ અમે જોયું તો એક તીડ ફડાક લઇને કૂદતો કૂદતો જતો હતો, પાસે ઝાડનાં પાંદડાં હાલતાં હતાં ત્યારે શિવુ પાંદડાંને કહે, 'ચૂપ રહે, ચૂપ, મારે તીડને પકડવો છે.' બાળકને બધા પદાર્થ ચૈતન્યમય દેખાય છે.

એકવાર રામલાલને મોઢે મેં સાંભળ્યું કે શરદ્‌ઋતુનું ઝાકળ ઘણો ફાયદો કરે છે. આવા ભાવાર્થનો એક શ્લોક પણ મને રામલાલે કહ્યો હતો. હું કલકત્તેથી ગાડીમાં બેસીને આવતો હતો તે વખતે હું ગાડી બહાર ડોકું કહાડીને બેઠો કે જેથી કરીને મારા ઉપર ઝાકળ પડી શકે! પરિણામ એ આવ્યું કે હું તેથી માંદો પડયો! (હસાહસ)

રામલાલ અને શિવરામ ( શિવુ ) બેઉ શ્રીરામકૃષ્ણના ભત્રિજા હતા.

હવે પરમહંસજી ઓટલા ઉપરથી ઉઠીને અંદર આવીને બેઠા. તેમના પગ ઉપર બે એક ફોલ્લા થયા હતા. શિષ્યો તે ફોલ્લાની આજુબાજુ હાથ લગાડીને જોતા હતા કે હાથ મૂકતાં ખાડો પડે છે કે નહિ. જરા જરા ખાડો પડતો હતો, પણ શિષ્યોએ કહ્યું કે એમાં કાંઇ ગભરાવા જેવું નથી.

શ્રીરામકૃષ્ણ—( ભવનાથને ) તું સિંથીવાળા મહેન્દ્રને બોલાવી લાવ. તે આવશે એટલે મારા મનને સુખ થશે. દવા તો બસ તેનીજ. એક દિવસ તેણે મને ગંગાપ્રસાદ વૈદ્ય મારફતે કહ્યું હતું કે આજ રાત્રે પાણી પીવું નહિ. મેં એ શબ્દોને વેદવાકયની માફક માથે ચડાવ્યા. તે સાક્ષાત્ ધન્વંતરી છે એમજ હું જાણું છું.

## પરમહંસદેવને સમાધિ અને ભજનાનંદ

હાજરા આવીને પરમહંસજીની પાસે બેઠો. એકાદ બે આડી અવળી વાતો કર્યા પછી તેમણે હાજરાને કહ્યું, 'જો, કાલે રામને ઘેર ઘણા લોકો બેઠા હતા. વિજય, કેદાર અને બીજા ઘણા હતા. તોપણ નરેન્દ્રને જોઇને મને એટલું બધું કેમ થઇ આવ્યું હશે?

ઉપલી વાત ચાલતી હતી એટલામાં નરેન્દ્ર આવી પહોંચ્યો. તેને જોઇને પરમહંસજીના આનંદની સીમા રહી નહિ. નરેન્દ્ર તેમને પ્રણામ કરીને પાસેના ઓરડામાં ગયો અને ભવનાથ વગેરેની સાથે વાતો કરવા લાગ્યો. પાસે માસ્તર બેઠા હતા. ઓરડામાં એક લાંબી સાદડી પાથરી હતી. નરેન્દ્ર અને ભવનાથ વાતો કરતા હતા. વાતો કરતાં કરતાં નરેન્દ્ર સાદડી ઉપર સૂઇ ગયો. તેને જોતાંજ પરમહંસજીને સમાધિ આવી ગઈ—તે નરેન્દ્રના બરડાને અડીને બેઠા બેઠા સમાધિસ્થ થઇ ગયા.

ભવનાથ નીચલા ભાવવાળું ભજન ગાવા લાગ્યો.

"મા! તું આનંદમયી થઇને મને નિરાનંદ કરતી નહિ. તારા બે ચરણ વિના

મારૂં મન કોઇ પણ અન્ય પદાર્થને જાણતું નથી.

એવો કયો અપરાધ મેં કર્યો છે કે જેથી મારે યમથી ડરવું પડે ? યમ મને શું કરવાનો છે ? મને તો એટલીજ ઇચ્છા છે કે ભવાનિનામ જપતો જપતો ભવ-સાગર ઉપર થઇને ચાલ્યો જાઉં.

હું કિનારા વિનાના નિ:સીમ સમુદ્રમાં ડૂબી રહું એવું સ્વપ્ને પણ મારાથી મનાતું નથી. હું આખો દિવસ દુર્ગાનું નામ જપું છું તોપણ દુ:ખનો કેમ નાશ થતો નથી ? હે હરસુન્દરી ! આટલું કર્યા છતાં પણ જો મારો વિનાશ થશે તો તારૂં નામ પછી કોઇ લેશે નહિ."

હવે પરમહંસજીની સમાધિનો ભંગ થયો એટલે તે પોતે પણ ગાવા લાગ્યા—

"હે સ્યામા ! હે સુધાતરંગિણી ! તું ગમે ત્યારે ગમે તે પ્રકારના રંગ કરે છે. હે ખપ્પર ધારણ કરનાર ભયંકર દેવી ! તારી છલંગોથી પૃથ્વી કંપી રહે છે. તું ત્રણ ગુણ યુક્ત છે. હે કાલકામિની ! હે તારા ! તું ભક્તાની અભિલાષા પૂર્ણ કર. હે નાના પ્રકારનાં રૂપ ધારણ કરનાર દેવી ! હે પૂર્ણબ્રહ્મ સનાતની ! તું કોઇ કોઇવાર કમળના ( એ નામનો કવિ ) કમળમાં ( હૃદયમાં ) નૃત્ય કરજે."

પછી પરમહંસજી બીજું ભજન ગાવા લાગ્યા—

બોલો રે શ્રી દુર્ગાનામ !

ઓ રે આમાર આમાર આમાર મન રે !
નમો નમો નમો ગૌરી નમો નારાયણી,
દુ:ખી દાસે કરો દયા તવે ગુણ જાનિ;
તુમિ સંધ્યા, તુમિ દિવા, તુમિ ગો જામિની;
કખન પુરુષ હઓ મા, કખન કામિની.
રામ રૂપે ધરો ધનુ મા કૃષ્ણરૂપે બાંશી,
ભુલાલિ શિવેરી મન મા, હયે એલો કેશી.
દશ મહાવિદ્યા તુમિ મા, દશ અવતાર;
*કોનરૂપે એઇવારે આમારે કરો મા પાર ?
જશોદા પૂજિયે છિલો મા જબા બિલ્વદલે;
મનોવાંચ્છા પૂર્ણ કેલિ કૃષ્ણ દિયે કોલે;
જેખાને સેખાને થાકિ મા, થાકિ ગોકાનને.
નિશદિન મન થાકે જેન, ઓ રાંગા ચરણે.
જેખાને સેખાને મહિ મા, મહિ ગો વિપાકે,
અંતકાલે જિહવા જેનો મા શ્રીદુર્ગા બોલે ડાકે.
જદિ બોલો જાઓ જાઓ મા, જાવ કાર કાછે ?

સુધામાખા તારા નામ મા આર કાર આછે?
જદિ બોલો છાડો છાડો મા, આમિ ના છાડિબો;
બાજને નૂપુર હયે મા તોર ચરણે બાજીબો.
જખન બસિબે મા ગો શિવ સંનિધાને,
જય શિવ જય શિવ બોલે બાજીબ ચરણે.
પાર કરો ઓ મા કાલી, કાલેર કામિની !
તરાવાટે દૂટી પદ કરે છે તરણી,
તુમિ સ્વર્ગ, તુમિ મર્ત્ય, તુમિ ગો પાતાલ;
તોમાહતે હરિ, બ્રહ્મા, દ્વાદશ ગોપાલ.
ગોલોક સર્વ્વમંગલા, વ્રજે કાત્યાયની,
કાશીતે મા અન્નપૂર્ણા, અનંતરૂપિણી.
દુર્ગા દુર્ગા દુર્ગા બોલે જેવા પથે ચલે જાય,
શૂલ હસ્તે શૂલપાણિ રક્ષા કરે ન તાય.

"હે મારા મન ! તું દુર્ગાનું નામ બોલ. હે ગૌરી ! હે નારાયણી ! હું તને નમસ્કાર કરૂં છું. તારા પોતાના ગુણને લીધે (મારી યોગ્યતાને લીધે નહિ) આ દીન, દુઃખી સેવક ઉપર દયા કર.

તુંજ સંધ્યા છે, તુંજ દિવસ છે અને તુંજ રાત્રિ છે. તું કોઇવાર પુરુષ થાય છે અને કોઇવાર સ્રીનું રૂપ ધારણ કરે છે. તેં રામનું રૂપ લઇને ધનુષ્યબાણ ધારણ કર્યાં હતાં. કૃષ્ણ બનીને તેં વાંસળી વગાડી હતી. તેં તારા સુંદર કેશવડે શિવનું મન મોહિત કર્યું છે. દશ અવતાર તું છે અને દશ મહાવિદ્યા પણ તુંજ છે. કોઇપણ રૂપ લઇને તું મારો ઉદ્ધાર કર.

મા ! યશોદાએ બિલિ અને જવાનાં પુષ્પોવડે તારૂં પૂજન કર્યું હતું અને તેના બદલામાં તેં તેમને કૃષ્ણના જેવો પુત્ર રમાડવા આપ્યો. મા ! હું અહીં રહું કે ગમે ત્યાં રહું, પણ મારૂં મન તારા રતુમડા ચરણમાંજ પરોવાઇ રહે એટલી કૃપા કરજે.

મારૂં મરણ ગમે ત્યાં થાઓ, ભલે મારી દુર્ગતિ થાઓ, પણ અંતકાળે મારી જીભ દુર્ગાના નામનુંજ રટણ કરે એટલું હું માગી લઉં છું. તું મને કદાચ કહાડી મૂકે પણ હું કોની પાસે જાઉં ? તારા સિવાય બીજા કોનું નામ અમૃત જેવું મધુર છે ?

તું મને કદાચ છોડી દે પણ હું તને નહિ છોડું. તારા ચરણનું નૂપુર બનીને હું તારે પગે વળગ્યોને વળગ્યોજ રહીશ. જ્યારે તું શિવની પાસે બેઠેલી હઇશ ત્યારે તારા પગે રહ્યો રહ્યો 'જય મા ! જય મા !' એવો શબ્દ કરીશ.

હે કાલકામિની ! હે કાલી ! તું મને પાર ઉતાર. તારાં ચરણ એજ ભવસાગર તરવાની નાકા છે.

તું સ્વર્ગ છે, તું મૃત્યુલોક છે, તું પાતાળ છે. બ્રહ્મા, વિષ્ણુ અને દ્વાદશ ગોપાલ તારાવડેજ ઉત્પન્ન થયા છે. તું ગોલોકમાં સર્વ મંગલારૂપે રહે છે, વ્રજમાં તું કાત્યાયનીરૂપે રહે છે અને કાશીમાં અન્નપૂર્ણારૂપે છે. હે અનંતરૂપિણી! જો માણસ દુર્ગા દુર્ગા બોલતો બોલતો રસ્તે ચાલ્યો જાય તો શિવજી જાતે હાથમાં ત્રિશૂળ લઇને તેનું રક્ષણ કરવાને સાથે સાથે આવે છે."

## શિષ્યો સાથે વાતચિત

હાજરા ઇશાન કોણવાળા ઓટલા ઉપર બેસીને હાથમાં માળા લઇને જપ કરતો હતો. પરમહંસજી તેની સામે આવીને બેઠા. અને હાજરાના હાથમાંની માળા લઇ લીધી.માસ્તર અને ભવનાથ પણ તેમની સાથે હતા.દશ વાગવાનો અમલ થયો હતો.

શ્રીરામકૃષ્ણ:—(હાજરાને) જો, મારાથી જપ થતો નથી. ના, ના, થાય છે! ડાબે હાથે થઇ શકે છે: પણ નામજપ થતો નથી.

એમ કહીને તેમણે જપ કરવા માંડયો પણ શરૂઆત કરતાંજ એકદમ સમાધિ આવી ગઇ.

પરમહંસજી આ અવસ્થામાં કેટલીકવારસુધી રહ્યા. હાથમાં માળા એમની એમ રહી ગઇ છે. ભક્તો સ્તબ્ધ બનીને આ દશ્ય જુએ છે. હાજરા હજી પોતાના આસનપરજ બેઠો છે. તે પણ સ્તબ્ધભાવે પરમહંસજી સામે જોઇ રહ્યો છે. ઘણીવારે તેમને શુદ્ધિ આવી. 'મને ભૂખ લાગી છે' એવું તે બોલી ઉઠયા. તે સમાધિ ઉતરી ગયા પછી શુદ્ધિમાં આવે ત્યારે હમેશાં કાંઇક એવીજ માગણી કરતા હતા.

માસ્તરે ખાવાનું આણ્યું. પરમહંસજી બોલી ઉઠયા, 'ના બાપુ, પહેલાં મંદિરમાં લઇ જા,' (નૈવેદ્ય કરી આવ)

પછી તે દક્ષિણ તરફના પાકા ફરસબંદી રસ્તા ઉપર થઇને કાલિમંદિર તરફ વળ્યા. જતાં જતાં દ્વાદશ શિવમંદિરને ઉદ્દેશીને પ્રણામ કર્યા. ડાબી બાજુએ રાધા-કાંતનું મંદિર હતું. તેનાં દર્શન કરીને ત્યાં પણ પ્રણામ કર્યા. અને પછી કાલી-મંદિરમાં જઇ માતાજીને પ્રણામ કર્યા. આસનપર બેસીને માતાજીના ચરણ ઉપર પુષ્પ ચડાવ્યાં અને પોતાના માથાપર પણ ચડાવ્યાં, ત્યાંથી પાછા ફરતી વખતે ભવનાથને કહ્યું, 'તું આ બધું લઇ લેજે—માતાજીનો કોપરાનો પ્રસાદ અને ચરણામૃત.'

પરમહંસજી પોતાના ઓરડામાં પાછા આવ્યા. સાથે ભવનાથ અને માસ્તર હતા. આવતાંવારનેજ તેમણે હાજરાને પ્રણામ કર્યા.

હાજરા ચીસ પાડીને ઉભો થયો અને બોલ્યો, 'મહારાજ! આ શું કરો છો?'

પરમહંસજીએ કહ્યું 'બોલ જોઇએ, એ શું મેં ખોટું કર્યું છે?'

હાજરાએ વિચાર કરીને નીચેના ભાવાર્થનું વાક્ય કહ્યું—"ઈશ્વર સર્વની અંદર છે. સાધનદ્વારા સર્વને બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત થઇ શકે છે."

બપોર થવા આવ્યા હતા. ભોગઆરતિનો સમય થવાથી મંદિરોમાં વાદ્ય વાગી રહ્યાં હતાં. અતિથિશાળા તરફ બ્રાહ્મણો, વૈષ્ણવો, સાધુઓ, ગરીબગુરબાં વગેરે જવા લાગ્યાં હતાં. સર્વને માતાજીનો અને રાધાકાંતનો પ્રસાદ મળવાનો હતો. પરમહંસજીના શિષ્યો પણ માતાજીનો પ્રસાદ ખાવાના હતા. અતિથિશાળાનો વહીવટ કરનારા બ્રાહ્મણોની સાથે તેઓ બેસવાના હતા.

પરમહંસજીએ કહ્યું, 'તમે બધા ત્યાં જમશોને?' (નરેન્દ્રને) 'તું અહિં બેસીને જમીશને?'

નરેન્દ્રે કહ્યું–'ઠીક, હું અહિં જમીશ.'

ત્યાર પછી ભવનાથ, બાબુરામ, માસ્તર વગેરે પ્રસાદ લેવા ગયા.

જમી રહ્યા પછી પરમહંસજી આરામ લેવાને સૂતા.

થોડીવારે ઉઠીને શિષ્યો ઓટલા ઉપર બેસીને વાતો કરતા હતા ત્યાં તેઓ આવ્યા અને બધાની સાથે આનંદ કરવા લાગ્યા. બે વાગ્યાનો અમલ થવા આવ્યો હતો. સઘળા ઇશાનકોણવાળા ઓટલા ઉપર એકત્ર થયા હતા. ભવનાથ ત્યાંથી એકાએક અગ્નિકોણના ઓટલા તરફ ચાલ્યો ગયો અને બ્રહ્મચારીનો વેષ પહેરીને ત્યાં આવ્યો. શરીરે ભગવાં વસ્ત્ર, હાથમાં કમંડળ અને મુખ ઉપર હાસ્ય. પરમહંસજી પોતે તથા બીજા શિષ્યો ખડખડ હસી પડયા.

શ્રીરામકૃષ્ણ:—(હસીને) એને પોતાને એવા થવાનું પસંદ હશે તેથીજ એણે આવો વેષ લીધો હશે.

નરેન્દ્ર:—એ બ્રહ્મચારી થયો તો હું વામાચારી થઇશ.

હાજરા:—ત્યારે તો પંચ મકાર, ચક્ર એ બધું રાખવું પડશે.

પરમહંસજીએ વામાચાર સંબંધી વાત નીકળી એટલે પોતે કશું બોલ્યા નહિ અને ઉત્તેજન ન આપ્યું. જરાક મશ્કરી કરીને વાત ઉડાવી દીધી, અને એકાએક મસ્તીમાં આવી જઇને નૃત્ય કરતાં ગાવા લાગ્યા:—

"હે મા! તું ભૂલાવે પણ હવે હું ભૂલવાનો નથી,
કારણ કે મેં હવે તારા રતુમડા ચરણનું દર્શન કર્યું છે."

વળી તેઓ બોલ્યા:—અહાહા! રાજનારાયણને ઘેર ચંડીનું કીર્તન કેવું અદ્ભુત થાય છે! એ લોકો આ પ્રમાણે નાચતા જાય છે અને ગાતા જાય છે. પૂર્વ બંગાળામાં નકુડ આચાર્યનું કીર્તન પણ તેવુંજ સરસ છે. અહાહા! કેવું સરસ ગાયન અને કેવું મધુર નૃત્ય!

પંચવટીમાં એક સાધુ આવ્યો છે. ઘણો તામસી સ્વભાવનો છે. જેને તેને ગાળો

દે છે અને શાપ દે છે. તે હમણાં પગે પાવડી પહેરીને પરમહંસજી અને તેમના શિષ્યો બેઠા હતા ત્યાં આવી પહોંચ્યો.

તેણે કહ્યું, 'હ્યાં આગ મિલેગા ?'

પરમહંસજીએ હાથ જોડીને તેને નમસ્કાર કર્યા અને જ્યાંસુધી તે ઉભો રહ્યો ત્યાં સુધી એમને એમજ ઉભા રહ્યા.

જ્યારે તે ચાલ્યો ગયો ત્યારે ભવનાથે હસતાં હસતાં કહ્યું, વાહ ! એ સાધુ પ્રત્યે શી આપની ભક્તિ !

શ્રીરામકૃષ્ણ:—( હસીને ) એ તમોગુણી નારાયણ હતો. જે તમોગુણી હોય તેમને આ રીતેજ પ્રસન્ન રાખવા. વળી એ તો સાધુ હતો !

પછી કેટલાક શિષ્યો ગોલોકધામની+ રમત રમવા લાગ્યા. રમનારાઓમાં હાજરા પણ હતો. પરમહંસજી ઉભા ઉભા જોવા લાગ્યા. માસ્તર અને કિશોરીલાલની સોગટી મુક્તિસ્થાનકે પહોંચી ગઇ. પરમહંસજીએ એ બેઉને નમસ્કાર કર્યા અને કહ્યું કે તમને બેઉ જણને ધન્ય છે !

શ્રીરામકૃષ્ણ:—(માસ્તરને છાનામાના ) હવે બહુ થયું; રમત બંધ કરો.

પરમહંસજી રમત જોતા હતા, એવામાં હાજરાની સોગટી નરકમાં પડી. પરમહંસજી બોલ્યા, 'અરર ! બિચારાનું શું થયું—બીજીવાર !'

લાટુની સોગટી સંસારના સ્થાનમાંથી એકદમ સત્ચિત્—મુક્તિના સ્થાનમાં જઇ પહોંચી. લાટુ આનંદથી નૃત્ય કરવા લાગ્યો, પરમહંસજીએ કહ્યું, 'જોયું ? એ કેવો ખુશ થાય છે ? એ જો રમતમાં નિષ્ફળ થયો હોત તો એના જીવને ઘણો કલેશ થાત.'

( શિષ્યોને એકાંતમાં ) હાજરાની સોગટી નરકમાં જઇને પડી તેમાં એક અર્થ સમાયલો છે. હાજરાને અભિમાન હતું કે બસ મારી જીત થવીજ જોઇએ.

## દુષ્ટોથી તો દૂરજ રહેવું.

પોતાના ઓરડામાં એક નાના ખાટલા ઉપર પરમહંસજી બેઠા છે. નરેન્દ્ર, ભવનાથ, બાબુરામ, માસ્તર વગેરે પાટ ઉપર બેઠા છે. નરેન્દ્રે પંચનામી અને ઘોષપાડા નામના પંથોની વાત કહાડી. પરમહંસજીએ એ પંથની વાતો કહી અને તેમના દોષ બતાવ્યા. તેમણે કહ્યું કે, એ લોકો રીતસર સાધનભજન કરતા નથી અને ઊલટા ધર્મને નામે ઇન્દ્રિયોને તૃપ્ત કરે છે. ( નરેન્દ્રને ) તારે એ બધી વાતો સાંભળવાની જરૂર નથી.

ભૈરવ અને ભૈરવીઓ× પણ એવાંજ હોય છે. જ્યારે હું કાશી ગયો હતો ત્યારે

+ આપણા દેશમાં વપરાતી જ્ઞાનબાજીને મળતી રમત.

× એક પ્રકારનાં તાંત્રિક શિવઉપાસકો કે જેઓ કે ઉપાસનાસમય મદ્યમાંસ

કોઇ મને ભૈરવીચક્રમાં લઇ ગયું હતું. ત્યાં એક ભૈરવ અને એક ભૈરવી બેઠાં હતાં. તેમણે મને 'કારણ' (દારૂ) પાન કરવાનું કહ્યું, મેં કહ્યું ' ના, મારાથી 'કારણ'ને અડકી શકાય નહિ.' પણ એ લોકો તો દારૂ પીવા લાગ્યાં. મેં વિચાર કર્યો કે લાવ જરા જપ કરૂં; પણ તેમ ન બનતાં હું તો નૃત્ય કરવા લાગ્યો. રખેને ગંગામાં પડી જાઉં તેની મને બીક લાગી, એ લોકોનો અખાડો ગંગાને કિનારે હતો.

ધણી ધણીઆણી જો ભૈરવ અને ભૈરવી થાય છે તો તેમને લોકો બહુ પૂજ્ય માને છે, (નરેન્દ્ર વગેરેને ) શું સમજ્યા ? મને તો સ્ત્રી તરફ માતૃભાવ રાખવો ઘણો ગમે છે. સંતાનભાવ પણ ઠીક છે, માતૃભાવ જો શુદ્ધ હોય તો કશી મુશ્કેલી નડતી નથી. ભગિનીભાવ પણ ખરાબ નથી. સ્ત્રીભાવ–વીરભાવ ઘણો મુશ્કેલ છે, તારકનો બાપ એ ભાવ મુજબ સાધના કરતો હતો, પણ તે બહુ મુશ્કેલ છે; તેનું બરાબર પાલન થઇ શકતું નથી,

ઇશ્વરને પામવાના અનેક માર્ગ છે, કાળીમંદિરમાં જવું હોય તો ગમે તે રસ્તે થઇને જવાય છે. છતાં કેટલાક માર્ગ શુદ્ધ અને કેટલાક મલિન છે. શુદ્ધ માર્ગે થઇનેજ જવું સારૂં છે.

મેં ઘણા મત–સંપ્રદાય જોયા છે. એ બધા હવે મને ઠીક લાગતા નથી. એ અંદર અંદર ઝગડા કરી મરે છે. અહિં કોઇ પારકું નથી, તમે તો મારા અંતરના માણસ છો, માટે તમને હું સાચી વાત કહું છું, છેવટે હું તો એટલુંજ સમજ્યો છું કે તે પૂર્ણ છે અને હું તેનો અંશ છું; તે પ્રભુ છે અને હું તેનો દાસ છું; વળી કોઇ કોઇવાર એવો પણ વિચાર થાય છે કે હું અને તે એકજ છીએ.

ભવનાથ:—( નમ્રપણે ) લોકોની સાથે ઉંચું મન અથવા અણબનાવ થાય ત્યારે કેમ કરવું ? બધાનીજ સાથે કાંઇ પ્રીતિ રાખી શકાતી નથી.

શ્રીરામકૃષ્ણ:—પ્રથમ તો ઈશ્વરની સાથે વાતચીત કરવાનો અભ્યાસ પાડવો–તેની સાથે પ્રીતિ કરવી. એ અભ્યાસ બરાબર સિદ્ધ થાય નહિ ત્યાંસુધી બીજા લોકોનો વિચારજ ન કરવો. માત્ર તેને શરણ જાઓ; તેનોજ વિચાર કરો. તેને મૂકીને બીજા લોકોને માટે વિચાર કરીને શામાટે મન ખરાબ કરવું ?

ભવનાથ:—ક્રાઇસ્ટ અને ચૈતન્ય જેવા કહી ગયા છે કે સર્વના ઉપર પ્રેમ રાખવો.

શ્રીરામકૃષ્ણ:—પ્રેમ તો રાખવોજ. પ્રાણી માત્રમાં ઈશ્વર છે એમ તો ખરૂંજને ! છતાં દુષ્ટ લોકોને તો દૂરથીજ પ્રણામ કરવા. ચૈતન્ય ભગવાન્ પોતે શું કરતા હતા ? તે પણ 'વિજાતીય લોકોને જોઇને ભાવનું સંવરણ કરતા હતા.' તેમણે શ્રીવાસની+

---

કરે છે, ભૈરવી ચક્ર એટલે એવા ઉપાસકોનું મંડળ, કમનશીબે બંગાળામાં એવી મલિન ઉપાસનાઓનો ઘણો પ્રચાર છે.

+ ગૌરાંગ પ્રભુ જ્યારે કીર્તન કરતા ત્યારે માત્ર ભક્તોનેજ બેસવા દેતા. ગમે

સાસુને ઘરમાંથી બહાર કઢાવી મૂકી હતી,

ભવનાથ:—તે બહારના લોકોને પણ કહાડી મૂકતા હતા.

શ્રીરામકૃષ્ણ—તેમ કરવાની મરજી ન હોય તોપણ કરવું શું? જો બીજાનું મન આપણા મન સાથે મળે નહિ તો પછી શું તેમનોજ વિચાર કર્યા કરવો? જે મન ઈશ્વરને અર્પણ કરેલું છે તે શું ગમે તે વિષયમાં પરોવાય કે? હું તો એમજ કહું છું:–મા! હું નરેન્દ્ર, ભવનાથ, રાખાલ કોઈને માગતો નથી, માત્ર મારે તુંજ જોઈએ. માણસને શું કરવા છે?

## એક એવી વસ્તુ મેળવો કે જેથી બધું મળી જાય

તે મળ્યો એટલે બધુંજ મળી જાય છે. તેની અંદર બધુંજ આવી જાય છે. પૈસો એ માટી છે અને માટી એ પૈસો છે. સોનું માટી છે અને માટી સોનું છે, એમ કહીને મેં તેનો ત્યાગ કર્યો, સોનું ગંગામાં ફેંકી દીધું. પછી મને ભય લાગ્યો કે રખે લક્ષ્મીજીને મારા ઉપર ક્રોધ ચડે! મેં સોનું ફેંકી દીધું એટલે લક્ષ્મીના ઐશ્વર્યનું અપમાન કર્યું કહેવાય. તે ગુસ્સે થાય અને મને અન્નપાણી વગર ટળવળાવે તો! ત્યારે મેં માને કહ્યું, 'મા! હું તો તનેજ ઇચ્છું છું. તારા સિવાય બીજું કશું જોઈતું નથી. તારી અંદર બધુંજ આવી ગયું.

ભવનાથ:—(હસીને) ખરી હુશીઆરી વાપરી!

શ્રીરામકૃષ્ણ:—(હસીને) હા, એટલી હુશીઆરી તો વાપરી કહેવાય.

એક માણસે ઈશ્વરનો સાક્ષાત્કાર કર્યો. ભગવાને કહ્યું કે તારી તપશ્ચર્યાથી હું ઘણો પ્રસન્ન થયો છું, વરદાન માગ. ત્યારે પેલો ભક્ત બોલ્યો, ભગવાન્! જો વરદાનજ આપવું હોય તો એવું વરદાન આપો કે હું સોનાની થાળીમાં મારી ન્યાતનાં માણસો સાથે બેસીને જમું 'એકજ વરદાનમાં તેણે ઘણું માગી લીધું. ઐશ્વર્ય, પુત્ર પરિવાર અને ન્યાતિ ભોજન, બધુંએ માગી લીધું.

## માતાના પ્રેમની વાતો અને કીર્તન

શિષ્યો પરમહંસજીની પાસે બેઠા છે. હાજરા હજી ઓટલા ઉપરજ બેઠો છે. તેનીજ વાત નીકળી.

---

તેવા માણસો કે જેમના મનમાં લેશ પણ ભક્તિ ન હોય અને ખાલી તમાશોજ જોવા આવ્યા હોય તેમને બહાર કહાડી મૂકવામાં આવતા. શ્રીવાસની સાસુ છાનીમાની સંતાઈ રહી હતી. ગૌરાંગ પ્રભુએ કીર્તન આરંભ્યું પણ પ્રેમનો આવેશ આવ્યો નહિ. ત્યારે તેમણે કહ્યું કે આટલામાં કોઈ ભક્તિહીન માણસ હોવું જોઈએ. તપાસ કરતાં શ્રીવાસની સાસુ પકડાઈ અને તેને બહાર કહાડી મૂકી.

શ્રીરામકૃષ્ણ:—હાજરાને શું જોઇએ છે તે જાણો છો? તે ઘરનો સુખી નથી. નાણાંની તંગી છે. માથે થોડું દેવું છે. માટે તે જપધ્યાન કરે છે કે કાંઇ કરતાં ઈશ્વર પૈસા અપાવે છે!

એક શિષ્ય:—ઈશ્વર આપણી ઇચ્છા તૃપ્ત ન કરી શકે?

શ્રીરામકૃષ્ણ:—એ બધું તેની મરજી ઉપર છે. જ્યાંસુધી તમને પ્રેમોન્માદ ન થાય ત્યાંસુધી તમારા પોષણનો બધો ભાર તે પોતાને માથે લેતો નથી. નાનાં છોકરાંનેજ આપણે મોંમાં કોળીઓ આપીને ખવરાવીએ છીએ; મોટાને તેમ કરતા નથી.× ઈશ્વરનું ધ્યાન કરતાં કરતાં આપણે તેના ધ્યાનમાં એવા તન્મય બની જઇએ કે આપણે આપણા ભરણપોષણને માટે કાંઇપણ કરી શકીએ નહિ ત્યારેજ ઈશ્વર બધો ભાર પોતાને માથે લે છે.

તે (હાજરા) પોતાના ઘરની સંભાળ લેતો નથી? તેનાં છોકરાંએ રામલાલ સાથે કહેવડાવ્યું હતું કે 'બાપાને કહેજો કે ઘેર આવી જાય. અમારે તેમની પાસેથી કશું જોઇતું નથી.' હું તેને કાંઇ કહું છું ત્યારે તે રડી પડે છે.

હાજરાની માએ પણ રામલાલને કહ્યું હતું કે એને એકવાર ઘેર આવી જવાનું કહેજો અને તમારા કાકાને (શ્રીરામકૃષ્ણ) પણ મારૂં નામ દઇને કહેજો કે તેને ઘેર જવાનું કહે. હું એને કહું છું પણ તે ગણકારતોજ નથી.

મા તે કાંઇ સાધારણ છે? ચૈતન્ય ભગવાનને સંન્યાસ લેવો હતો ત્યારે તેમણે પોતાની માને કેટલું સમજાવ્યું, તેમની પરવાનગી લીધી અને પછી તેમણે ગૃહત્યાગ કર્યો. શચીદેવીને પ્રથમ તો એ વાત ગમીજ નહિ. તે કહે કે મુઓ એ કેશવભારતી! ચૈતન્ય ભગવાને અનેક રીતે માને સમજાવ્યાં. તે કહે, 'મા! તમે રજા નહિ આપો ત્યાંસુધી હું નહિ જાઉં; પણ જો તમે મને સંસારમાં બાંધી રાખશો. તો મારૂં શરીર નહિ ટકે. વળી મા! હું જઇશ છતાં તમે જ્યારે મને યાદ કરશો ત્યારે હું તમને દર્શન આપીશ. હું તમારી નજીકના સ્થાનમાંજ રહીશ અને વખતોવખત આવીને તમને મળી જઇશ.' જ્યારે આ પ્રમાણે ખૂબ સમજાવ્યાં ત્યારેજ શચીદેવીએ રજા આપી.

નારદમુનિનાં મા જ્યાંસુધી હયાત હતાં ત્યાંસુધી તે તપશ્ચર્યા કરવા ગયા ન હતા. માની સેવા કરવી જોઇએ કે નહિ? તેમની માએ દેહત્યાગ કર્યો તે પછી હરિભજન કરવાને ચાલતા થયા.

હું જ્યારે વૃન્દાવન ગયો ત્યારે પાછા આવવાની મારી મરજી ન હતી. ગંગા માતાની પાસે રહેવાનો વિચાર થતો હતો. બધો બંદોબસ્ત પણ થઇ ગયો 'એક બાજુએ મારી અને બીજી બાજુએ ગંગા માની પથારી થવાની હતી. કલકત્તે આવ-

× अनन्याश्चिन्तयन्तो माम् ये जनाः पर्युपासते ।
तेषां नित्याभियुक्तानां योगक्षेमं वहाम्यहम् ॥ ગીતા.

વાનો વિચારજ નહતો. કલકત્તે રહીને કૈવર્તનું× અન્ન ક્યાંસુધી ખાવું ? હૃદય કહે, 'મામા ! ચાલો કલકત્તે જઇએ.' એક બાજુએ મારો ભાણેજ હૃદય કલકત્તા તરફ ખેંચે અને બીજી બાજુએ ગંગા મા વૃન્દાવન રહેવાનો આગ્રહ કરે. મને ત્યાં રહેવાની ઘણી મરજી હતી, પણ એકાએક મારાં માતુઃશ્રી યાદ આવ્યાં. એ યાદ આવતાંજ મારો સંકલ્પ બદલાઇ ગયો. માતુઃશ્રી ઘરડાં થયાં હતાં. મેં વિચાર કર્યો કે જ્યાંસુધી મને એમની ચિંતા રહેશે ત્યાંસુધી ઈશ્વર બિશ્વર બધુંએ ભૂલી જવાશે. તેથી મેં તેમની પાસે જવાનો નિશ્ચય કર્યો. બસ, માની પાસે રહીને ઈશ્વરનું ધ્યાન કરવું એવા ઠરાવપર હું આવી ગયો.

(નરેન્દ્રને) તું આજે તેને (હાજરાને) સમજાવજે. મેં તે દિવસે કહ્યું ત્યારે કહેવા લાગ્યો કે હા, દેશ જઇ આવીશ. ત્રણ દિવસ રહીશ પણ પાછો તેનો તેજ.

(શિષ્યોને) આજે તો ઘોષપાડા બોષપાડાની ખૂબ વાતો કરી. ગોવિન્દ, ગોવિન્દ, ગોવિન્દ ! ચાલો, હવે જરા હરિ નામ લઇએ. દાળ ખાધા પછી ખીર પણ ચાખીએ.

નરેન્દ્રે નીચલા ભાવનું ભજન ગાવા માંડ્યું:—

"તે આદિ સત્ય છે, કારણના કારણ છે; પ્રાણરૂપે સચરાચરમાં વ્યાપી રહ્યા છે. તે સર્વના આશ્રય છે, જીવંત જ્યોતિર્મય છે. જે કોઇ તેમનાં દર્શન કરે છે તેઓને તેમના ઉપર પૂર્ણ શ્રદ્ધા હોય છે. તે અતીન્દ્રિય છે. ચૈતન્ય સ્વરૂપ છે. હૃદય કંદર (ગુફા) માં વિરાજે છે; તે જ્ઞાન, પ્રેમ, પુણ્ય વગેરે નાના પ્રકારના ગુણથી વિભૂષિત છે. તેના ચિંતનથી સંતાપમાત્રનો નાશ થાય છે.

તે પ્રશાંત મૂર્તિ છે, અનંત ગુણના આધાર છે; તેમના સ્વરૂપની ધારણા કોઇ કરી શકતું નથી. તે પોતાના આશ્રિત જનોને પોતાના ગુણને લીધેજ દર્શન આપે છે અને તેમને દીનહીન જાણીને તેમના ઉપર દયા કરે છે.

તે કલ્યાણદાતા છે. તે હમેશાં ક્ષમા આપવાને તત્પર છે. દુઃખને વખતે સહાય આપવાને તે હમેશાં પાસેના પાસેજ રહે છે. તે પરમ ન્યાયી છે, તે પાપ અને પુણ્યનાં ફળ આપે છે; તે અત્યંત પ્રેમમય છે, દયા અને કૃપાના ભંડાર છે; તેના ગુણનું શ્રવણ કરતાં નેત્રમાંથી અશ્રુધારા વહી જાય છે.

તેનું દર્શન કરીને સર્વ સુખી થાઓ ! તેના અમૃતથી સર્વનાં તૃષિત હૃદય તૃપ્ત થાઓ ! તેની વિચિત્ર શોભામય નિર્મળ પ્રકૃતિનું વર્ણન કરવા વાણી અસમર્થ છે. તેનું ભજનકીર્તન નિરંતર કરો અને તેના દરવાજા આગળ ઉભા રહીને ભિક્ષાની પ્રાર્થના કરો."

આ ભજન ગવાતું હતું તે વખતે પરમહંસજી નૃત્ય કરવા લાગ્યા. શિષ્યો પણ

× રાસમણિ અને મથુરબાબુ જેમણે કાલીમંદિર ઇ૦ બંધાવ્યાં હતાં તેઓ ધનાઢ્ય છતાં ન્યાતે તો માછીજ હતાં.

તેમની સાથે કીર્તનમાં સામેલ થયા અને નૃત્ય કરવા લાગ્યા. સર્વના હૃદયમાં આનંદ આનંદ થઇ રહ્યો. પરમહંસજીએ પોતે પણ બે ભજન ગાયાં. માસ્તરને ગાતા જોઇને તે બહુ ખુશી થયા.

ભજન સમાપ્ત થયા પછી તેમણે હસીને કહ્યું, ‘ જો ખોલ સારું હોત તો ઠીક રમઝટ આવત. તાક્ તાક્ તા ધિના, દાક્ દાક્ દા ધિના; એવું એવું બધું વાગે !

ભજન સમાપ્ત થયું તે વખતે સાંજ પડી ચૂકી હતી.





# खंड छत्रीसमो

## સાકાર અને નિરાકાર



સં૦ ૧૮૮૪ ના ઑક્ટોબર માસની ૧ લી તારીખ અને આશ્વિન સુદી એકાદશી. આજે પરમહંસજી દક્ષિણેશ્વરથી અધરને ઘેર આવ્ય છે. ત્યાં ઘણા શિષ્યો એકઠા થયા હતા.

હવે કીર્તનનો આરંભ થયો. વૈષ્ણુવચરણે અભિસારવિષયક ગીતોથી શરૂ કરીને રાસક્રીડાનાં ગીતવડે પુરાણોક્ત સંકીર્તનની પૂર્ણાહુતિ કરી. જ્યારે રાધાકૃષ્ણના મિલન સંબંધી ભજન ગવાવા લાગ્યાં ત્યારે પરમહંસજીથી રહેવાયું નહિ. તેઓ પ્રેમાનંદમાં મસ્ત બનીને નૃત્ય કરવા લાગ્યા. તેમની સાથે તેમના શિષ્યો પણ તેમની આસપાસ ગોળ કુંડાળામાં ફરતા ફરતા નાચવા લાગ્યા.

કીર્તન પૂરું થતાં તેઓ પોતપોતાની જગ્યાએ બેઠા અને નીચલા ભાવનું ભજન ગાવા લાગ્યા.

"ભાવનિધિ શ્રી ગૌરાંગને ભાવ ન આવે તો બીજું શું થાય? તે ભાવાવેશમાં હસે છે, રડે છે, નાચે છે, ગાય છે.

સાધારણ અરણ્યને જોતાં તેઓ જાણે વૃન્દાવન જોતા હોય અને સમુદ્રને જોતાં જાણે યમુનાનું દર્શન કરતા હોય એવો તેમને ખ્યાલ આવે છે. તે બહારથી ગૌર છે પણ અંદરથી કૃષ્ણ છે.

ગૌરાંગ હૈયાફાટ રડે છે. પોતે પોતાના ચરણ પકડે છે અને પોકાર કરે છે કે પ્રેમમયી રાધિકા ક્યાં છે?"

એ પછી વૈષ્ણવચરણે નીચલા ભાવનું બીજું ભજન ઉપાડયું.

"હે વીણા! તું હરિ હરિ બોલ. તું એકવાર હરિ હરિ બોલ. હરિનામ સિવાય બીજો આશ્રય કરવા જેવો એકે પદાર્થ નથી. તેના આધારવડેજ પરમ તત્ત્વની પ્રાપ્તિ થશે."

પરમહંસજી પણ કીર્તનકારની સાથે પોતાનો સૂર મેળવી દેતા હતા.

વિજય, કેદાર તથા બીજા શિષ્યો સાથે પરમહંસજી પ્રસાદ લેવા બેઠા.

પછી યોગેન્દ્ર ત્યાં આવી પહોંચ્યા અને પરમહંસજીને પ્રણામ કરીને બેઠા. યોગેન્દ્ર 'બંગવાસી' નામના પત્રના અધિપતિ હતા.

પછી ઈશ્વર સાકાર કે નિરાકાર એ સંબંધી વાત નીકળી.

શ્રીરામકૃષ્ણ:—તે સાકાર છે, નિરાકાર છે અને તે ઉપરાંત પણ કેવો હશે તે તો હું જાણતો નથી. માત્ર નિરાકારજ છે એમ કહીએ તો ન ચાલે. ઈશ્વર આવોજ છે અને આવો નથી એમ કહી શકાયજ નહિ.

અધર:—શિવનાથ બાબુ પણ સાકાર ઈશ્વરને માનતા નથી.

વિજય:—એમાં તેની સમજમાં કાંઇક ભૂલ છે. મહારાજશ્રી કહે છે કે બહુરૂપી જાનવર કોઇવાર અમુક રંગનું થાય છે અને કોઇવાર તેથી જૂદાજ રંગનું થાય છે. એ તો જે ઝાડ ઉપર પક્ષી બેસતું હોય તે ઝાડ નીચે જે માણસ હમેશાં રહેતો હોય તેજ જાણે.

કેદાર:—ઈશ્વર નિરાકાર તો છેજ; પણ ભક્તની ખાતર તે સાકાર થાય છે. ભક્ત પોતાના પ્રેમવડે સાકાર સ્વરૂપનું દર્શન કરે છે. જ્યારે ધ્રુવે ભગવાનનું દર્શન કર્યું ત્યારે તેણે કહ્યું કે તમારાં કુંડળ કેમ હાલતાં નથી? ભગવાન કહે તું હલાવે ત્યારે હાલે ને!

શ્રીરામકૃષ્ણ:—સાકાર અને નિરાકાર બેઉને માનવા જોઇએ. એકવાર કાલિમંદિરમાં ધ્યાન કરતાં કરતાં મેં જોયું તો મારી સામે એક સુંદર × વેશ્યા સ્ત્રી ઉભી હતી. મેં કહ્યું, 'મા! આજે આ રૂપે મને દર્શન આપવાની તારી ઇચ્છા છે? ઠીક, બહુ સારૂં.'

વિજય:—તે અનંત શક્તિમાન્ છે તો શું તે ગમે તે રૂપે દર્શન નજ આપે? આપણે તેની રજની રજ છીએ; છતાં તે આવો છે અને આવો નથી એ બધું નિશ્ચયપૂર્વક કહેવાનાં ફાંફાં મારીએ છીએ!

શ્રીરામકૃષ્ણ:—ઘણા લોકો એવા છે કે ગીતા, ભાગવત, વેદાંત, જરા જરા વાંચ્યાં એટલે એમજ માની બેસે છે કે અમે બધું જાણી ચૂક્યા! સાકરના પહાડ ઉપર એક કીડી ચડી ગઇ! એક કણ માત્ર ખાતાંમાં તો તેનું પેટ ભરાઇ ગયું અને બીજો એક દાણો મોંમાં ઘાલીને પોતાના ઘર તરફ જવા લાગી! મનમાં એમ સમજતી હતી કે હું તો આખો પહાડનો પહાડ ઉઠાવી જાઉં છું!

---

× શ્રીરામકૃષ્ણના વૈરાગ્યની પરીક્ષા કરવા માટે એક શ્રીમંત ગૃહસ્થે એક યુવાન વારાંગનાને મોકલી હતી; પણ રામકૃષ્ણ તો 'મા બ્રહ્મમયી' 'મા આનંદમયી' બોલતા બોલતા તે સ્ત્રીના પગમાં લોટી પડયા હતા.

## સાધકે સ્ત્રીજાતિ પ્રતિ કેમ વર્તવું ?

ઈ૦ સ૦ ૧૮૮૪ ના ઑક્ટોબર માસની ૧૧ મી તારીખ ને શનિવાર છે. પરમહંસજી દક્ષિણેશ્વરના કાલિમંદિરમાં એક નાની પાટ ઉપર બેઠા છે. બપોરના બે વાગ્યાનો સુમાર થયો છે. માસ્તર અને પ્રિય મુખરજી ભોંયપર બેઠા છે.

શ્રીરામકૃષ્ણ:—હું એકવાર યદુ મલ્લિકને ઘેર ગયો હતો.

એક દલાલ ત્યાં આવ્યો હતો. તે યદુ મલ્લિકને કહે 'બડા બજારમાં જમીનના ચાર કટકા વેચવાના છે. તમારે તે લેવા છે?' યદુ કહે, 'કેટલી કિંમતે વેચાય એમ છે?' મેં કહ્યું, 'તમારે જમીન લેવી તો છે નહિ અને નકામો ઢોંગ શામાટે કરો છો?' ત્યારે તે મારી સામે જોઇને હસવા લાગ્યો. સંસારી લોકોનો રિવાજજ એવા પ્રકારનો હોય છે. પાંચ માણસો ઘેર આવે જાય એટલે બજારમાં ખૂબ આબરૂ વધે.

હરિપદ ઘોષપાડામાં રહેતી એક સ્ત્રીના કબજામાં આવી ગયો છે. તેને છોડતોજ નથી! કહે છે કે એ બાઇ તો મને પુત્રની માફક ખોળામાં બેસાડીને ખવડાવે છે; અને કહે છે કે એનો તો મારા ઉપર ગોપાલભાવ છે! મેં એને ઘણી વાર ચેતવણી આપી, પણ કહે છે કે કશી ચિંતા નહિ. એનો મારા ઉપર વાત્સલ્યપ્રેમ છે. મેં કહ્યું કે એ વાત્સલ્યમાંથી તાત્સલ્ય થઇ જાય તો!

શું સમજ્યા? પરસ્ત્રીને નવ ગાઉથી નમસ્કાર કરીએ ત્યારે ઇશ્વરપ્રાપ્ત કરવાની આશા રખાય. જેની દાનત ખરાબ છે એવી સ્ત્રી સાથે પરિચય રાખવો. તેને ઘેર જવું આવવું, તેના હાથનું ખાવું, એ ઘણુંજ ખરાબ છે. એમ કર્યાથી સત્ત્વનો ક્ષય થાય છે.

ભક્તિ કરવી હોય તો ઘણાજ સાવધાન રહેવાની જરૂર છે. ભવનાથ, રાખાલ એ બધા પોતાની રસોઇ હાથે બનાવી લે છે. એ છોકરાઓ એકવાર જમવા બેઠા હતા. એવામાં એક ×બાઉલ આવી પહોંચ્યો અને તેમની સાથે બેસીને કહેવા લાગ્યો કે તમે જમો. એમાં શી હરકત છે? મેં કહ્યું, 'એ નહિ ચાલે. તમે રહેવાના હશો તો તમારે માટે થોડું ખાવાનું રહેવા દઇશું.' એટલે તે ગુસ્સે થયો અને ઉઠીને ચાલતો થયો.

---

× બંગાળામાં શ્રીગૌરાંગે વૈષ્ણવધર્મનો પ્રચાર કર્યો તે પહેલાં એ દેશમાં શાક્તલોકો ઘણા હતા. વૈષ્ણવધર્મનું પ્રાબલ્ય વધતાં તેઓ પ્રતિષ્ઠાહીન થઈ ગયા. તે ઉપરથી હમણાં જેમ મુક્તિફોજવાળા અંગ્રેજો દેશી પોશાક પહેરીને—ભગવાં પહેરીને ફરે છે તેમ કેટલાક તાંત્રિકો અને શાકતો બહારથી વૈષ્ણવ હોવાનો ડોળ કરીને અંદરખાનેથી છુપા મંડળોદ્વારા તાંત્રિક ક્રિયાઓનો પ્રચાર કરવા લાગ્યા. એ લોકો બાઉલ કહેવાય છે. તેઓ સ્ત્રીઓનું એંઠું ખાય છે. રજસ્વલા સ્ત્રીને પવિત્ર ગણે છે, અને રજસ્વલા સ્ત્રીના રજસ્રાવને પવિત્ર માનીને તેનું પાન કરે છે. એ સિવાય એમનાં છૂપાં મંડળોની કેટલીક બિભત્સવ ક્રિયાઓ એવી છે કે જેમનો ઉલ્લેખ કરતાં ગ્લાનિ છૂટે છે.

વિજયાને દિવસે (વિજયાદશમી) ગમે તેના મોંનું એઠું ખાય છે તે પણ ઘણુંજ ખરાબ છે. જે શુદ્ધ સત્ત્વગુણી ભક્ત હોય તેનાજ હાથનું રાંધેલું જમવું.

સ્ત્રીજાતિથી બહુ સંભાળતા રહેવું. ગોપાલભાવ! એવી એવી વાતો સાંભળવીજ નહિ. એવી ઘણી સ્ત્રીઓ હોય છે કે જેઓ જુવાન, ખૂબસુરત છોકરાઓને જોઇને તેમને મોહજાળમાં ફસાવે છે. એ તેમનો ગોપાલભાવ!

જેમને બાળપણથીજ વૈરાગ્યનો ઉદય થયો હોય, જેઓ નાનપણથીજ ઈશ્વરને માટે વ્યાકુળ બની ગયા હોય, જેઓ સંસારના દરેક પદાર્થથી દૂરના દૂર રહેતા હોય તેમના વાત જૂદી છે. તેઓ તો કસોટીએ ચડાવેલા સુવર્ણ જેવા છે. સત્ય વૈરાગ્ય હોય તે તો સ્ત્રીઓથી પચાસ હાથ દૂરજ રહે છે. રખેને પોતાનો ભાવ ક્ષીણ થઈ જાય તેને માટે તે ઘણો સાવધ રહે છે. એવો માણસ જો કોઇ સ્ત્રીના પાશમાં સપડાઇ જાય તો તે કસોટીએ ચઢેલા કુંદન જેવો રહેતો નથી. ભાવ ભક્તિ બધુંએ ક્યાંનું ક્યાં જતું રહે છે. તેમનું 'ઘર' નીચાણમાં હોય છે. જેમને બાળપણથીજ વૈરાગ્ય હોય તેમનું 'ઘર' ઘણે ઉંચે હોય છે. તેમનો ભાવ ઘણો વિશુદ્ધ હોય છે. પોતાના ચારિત્ર્ય ઉપર લેશમાત્ર પણ ડાઘો પડવા દેતા નથી.

સાધક અવસ્થામાં બહુજ સાવધાન રહેવાની જરૂર છે. તે વખતે સ્ત્રીજાતિથી બહુજ દૂર રહેવું જોઇએ. એટલે સુધી કે સ્ત્રી ગમે તેવી ભક્તિવાન હોય તોપણ તેની પાસે ઝાઝું બેસવું નહિ. અગાસી ઉપર ચડતી વખતે નીસરણી ઉપર નચાય કુદાયજ નહિ. તેમ કરવા જઇએ તો ધબ લઇને નીચેજ પડી જઇએ. વળી જેઓ શરીરે અશક્ત હોય તેમણે તો હાથના ટેકા દઇને ચડવું.

સિદ્ધ અવસ્થાની વાત જૂદી છે. એકવાર ઈશ્વરનાં દર્શન થાય તે પછી ઝાઝો ભય રહેતો નથી. લગભગ નિર્ભયજ થઈ જવાય છે. ઇશ્વરનું આકર્ષણ એવું પ્રબળ છે કે તેના આગળ અન્ય વિષયના આકર્ષણનું કશું ચાલતું નથી. એકવાર અગાસી ઉપર ચડી જાઓ એટલે બસ. પછી અગાસીમાં ઉભા ઉભા નાચો કુદો, પણ નીચે પડી જવાનો ભય રહેતો નથી; પરંતુ સીડીપર હોઇએ તે વખતે નચાય નહિ. જોકે અગાસી પણ ચૂનો, ઇંટો અને કાંકરીની બનેલી છે, અને સીડીનાં પગથીઆં પણ તેજ પદાર્થનાં બનેલાં છે.

સાધક અવસ્થામાં જે સ્ત્રીજાતિથી આટલું સાવધાન રહેવાનું તમને કહું છું તેજ સ્ત્રી તમને ઈશ્વરનું દર્શન થયા પછી સાક્ષાત ભગવતીતુલ્ય જણાશે. ત્યારે તમે તેને મા તરીકે પૂજી શકશો. એવી અવસ્થા થયા પછી તમને કોઇ પણ પ્રકારનો ભય રહેશે નહિ. તે પહેલાં તો સાવધ રહેવાની જરૂર છે. હકીકત એવી છે કે સંતાકુકડીની રમત વખતે જે છોકરૂં ડોશીને (ડોશી બનેલા કોઇ છોકરાને) અડકી પડે છે તેને માથે દાન આવતું નથી.

## ધ્યાનયોગ અને સિદ્ધાવસ્થા

શ્રીરામકૃષ્ણઃ—જ્યાંસુધી બહિર્મુખ અવસ્થા હોય છે ત્યાંસુધી સ્થૂળશરીરનુંજ દર્શન થાય છે. મન અન્નમય કોશમાંજ રહે છે.

તેની પેલીમેર સૂક્ષ્મશરીર છે અને તેનાથીએ પેલીમેર લિંગ શરીર છે. જ્યારે એ શરીરનું દર્શન થાય છે ત્યારે મન મનોમય અને વિજ્ઞાનમય કોષમાં હોય છે. ત્યાર પછી કારણ શરીર આવે છે. જ્યારે મન કારણ શરીરમાં પ્રવેશ કરે છે ત્યારે આનંદનો અનુભવ થાય છે અને પછી તે આનંદમય કોષમાં સ્થિત થાય છે. ચૈતન્ય ભગવાનની અર્ધ બાહ્યદશા થતી ત્યારે તેમની આવી અવસ્થા થતી. ત્યાર પછી મન તદ્દન લીન થઇ જાય છે; તેનો નાશ થાય છે. મહાકારણમાં ગયા અને મનનો નાશ થયો એટલે બસ પછી કશી જાતનું બાહ્યજ્ઞાન રહેજ નહિ. ચૈતન્ય ભગવાનની અંતર્દશાનું આવું સ્વરૂપ છે.

હું તમને દીવાની જ્યોતનું દૃષ્ટાંત આપું. દીવાની જ્યોતમાં જે લાલ રંગનો એક શંકુ ('જા') હોય છે તેને હું સ્થૂળશરીર સાથે સરખાવું છું, તેની અંદર એક સફેદ શંકુ છે તેને હું સૂક્ષ્મશરીર જેવો ગણું છું, અને તેની અંદર એક કાળો શંકુ છે તેને હું કારણશરીરની ઉપમા આપું છું.

ઉઘાડી આંખે પણ ધ્યાન કરી શકાય છે. વાત કરતાં કરતાં પણ ધ્યાન થાય છે. જુઓને, કોઇની દાઢ દુખતી હોય અને તેમાં સણકા નાખતા હોય—

શિક્ષકઃ—હાજી, દાઢના દરદનો તો મને બરાબર અનુભવ છે.

શ્રીરામકૃષ્ણઃ—ઠીક, જેને દાઢનું દરદ થયું હોય છે તે પોતાનાં રોજનાં કામ તો કરે છે, પણ તેનું મન આખો દિવસ દરદમાં ને દરદમાંજ રહે છે. એવીજ રીતે ઉઘાડી આંખે અને વાતો કરતાં કરતાં પણ ધ્યાન થઇ શકે છે.

શિક્ષકઃ—તેનું નામ પતિતપાવન છે. એજ મોટો ભરોંસો છે. તે દયામય છે.

શ્રીરામકૃષ્ણઃ—એકવાર કેટલાક સિખ સિપાઇઓ દક્ષિણેશ્વર આવ્યા હતા. તેઓ કહેતા હતા કે ઈશ્વર દયામય છે. મેં પૂછ્યું, શાથી? તેઓ કહે, 'મહારાજ! એવું કેમ બોલો છો? તેણે અમોને ઉત્પન્ન કર્યા છે. અમારે માટે જરૂરની ચીજો અગાઉથી તૈયાર કરી રાખી છે. અમને નાનેથી મોટા કરે છે. ડગલે ડગલે અમોને આફતમાંથી બચાવી લે છે.' મેં કહ્યું 'તેણે ઉત્પન્ન કર્યા એટલે આપણું પોષણ કરવાને તે બંધાયલો છે. એમાં એણે નવાઈ શી કરી? તમે તમારાં છોકરાંનું ભરણપોષણ નહિ કરો તો શું પાડોશી આવીને કરી જવાનો હતો?'

શિક્ષકઃ—કોઇને ઝટ લઇને સિદ્ધિ પ્રાપ્ત થઇ જાય છે અને કોઇને બિલકુલ નથી થતી એનું કારણ શું હશે?

શ્રીરામકૃષ્ણઃ—ઘણી જાતના પૂર્વજન્મના સંસ્કાર હોય છે. પૂર્વજન્મોમાં પ્રયાસ કર્યો હોય છે તે ક્યાં જાય?

એક માણસે સવારમાં એક શીશી દારૂ પીધો એટલામાં તો તેને નિશો ચડી ગયો. તેનું માથું ફરવા લાગ્યું અને પગ લથડીઆં ખાવા લાગ્યા. આ જોઇને લોકો તો આશ્ચર્ય પામ્યા. તેઓ કહે કે એક શીશી દારૂ પીધાથી આટલો બધો નિશો કેમ ચડી ગયો ? એવામાં એક માણસ બોલી ઉઠયો કે ભાઇ ! એણે તો આખી રાત ઢીંચ્યો છે !

હનુમાને સોનાની લંકાને સળગાવી દીધી. લોકો એ જોઇને અચંબામાં ગરકાવ થઇ ગયા કે એક વાંદરાએ આખું શહેર બાળી મૂકયું ! પણ એક દંતકથા એવી છે કે સીતાના નિઃશ્વાસ અને રામના કોપવડે એ નગર સળગી ગએલુંજ હતું.

જુઓ, લાલા બાબુનુંજ દૃષ્ટાંત ! કેટલી દોલત છે ! પૂર્વજન્મના સંસ્કાર વગર ફટ લઇને આવો વૈરાગ્ય શી રીતે ઉત્પન્ન થાય ? બીજું રાણી ભવાનીનું ઉદાહરણ જુઓ. એક સ્ત્રીને આટલું જ્ઞાન અને આટલી ભકિત પ્રાપ્ત થાય એ તે કાંઈ સાધારણ વાત છે !

જ્યારે મનુષ્યનો છેવટનો જન્મ હોય છે ત્યારે તેનામાં સત્ત્વગુણજ મુખ્ય રહે છે; ઈશ્વિરમાંજ ચિત્ત પરોવાય છે; તેનેજ માટે હૃદય વ્યાકુળ બને છે; નાના પ્રકારનાં સાંસારિક કાર્યો ઉપરથી મન ઉઠી જાય છે.

એટલામાં નારાયણ આવી પહોંચ્યો. તેને જોઇને પરમહંસજીને ઘણો આનંદ થયો. તેને પોતાની પાસે પાટ ઉપર બેસાડયો અને વાત્સલ્યપ્રેમથી તેના શરીર ઉપર પરમહંસજી હાથ ફેરવવા લાગ્યા. વળી પ્રેમથી પૂછયું, 'પાણી પીવું છે ?' નારાયણ માસ્તરની નિશાળમાં ભણે છે. પરમહંસજી પાસે જવા માટે બાપનો માર ખાય છે ! પરમહંસજીએ હસતાં હસતાં નારાયણને કહ્યું, 'તું ચામડાનો ડગલો પહેર એટલે ઝાઝું વાગે નહિ.' તેમણે હરીશને કહ્યું, 'તમાકુ પીવી હોય તો પી.'

## ઘરમાં ચિત્ર કેવાં રાખવાં ?

હવે પરમહંસજી આંટા મારવા લાગ્યા. થોડીવાર ઓરડામાં અને થોડીવાર દક્ષિણ તરફના ઓટલા ઉપર ફર્યા. વળી ત્યાંથી પશ્ચિમ તરફના ગોળ ઓટલા ઉપર ઉભા રહીને ગંગાજીનાં દર્શન કરવા લાગ્યા.

થોડીવાર પછી પરમહંસજી નાના ખાટલા ઉપર આવીને બેઠા. સાંજના ત્રણ વાગ્યાનો સુમાર થયો હતો. પરમહંસજી દિવાલપર ટાંગેલાં ચિત્રો એક પછી એક નિહાળવા લાગ્યા. તેમની ડાબી બાજુએ વીણાધારી સરસ્વતી દેવીનું ચિત્ર હતું. તેનાથી થોડેક અંતરે નિતાઇ અને ગૌર (નિત્યાનંદ અને ગૌરાંગ) પોતાના ભકતો સાથે કીર્તન કરતા હતા તેનું ચિત્ર હતું. પરમહંસજીની સામે ધ્રુવ, પ્રલ્હાદ અને કાલિકાની છબિઓ હતી. પછીત ઉપર જીસસ ક્રાઇસ્ટનું ચિત્ર હતું—પીટર પાણીમાં ડૂબી

ગયો છે અને જીસસ તેનો હાથ પકડીને જળ બહાર કહાડે છે એવી હકીકત તેની અંદર આળેખેલી હતી. પરમહંસજીએ એકાએક માસ્તરને કહ્યું, 'જો, **સાધુ મહાત્માઓનાં ચિત્ર ઘરમાં રાખવાથી ઘણો લાભ છે. સવારમાં ઉઠીને ગમે તેવા માણસનું મોં ન જોતાં એવા મહાત્માઓનું દર્શન કરવું એ ઉત્તમ છે. અંગ્રેજ લોકોનાં ચિત્ર**–મહારાણી તથા તેમના કુટુંબનાં ચિત્રો–સાહેબ, મડમ, ફરતાં હોય તેવા ભાવનાં ચિત્રો–તો **રજોગુણી છે.**

જેવી સંગતિમાં રહીએ તેવો આપણો સ્વભાવ થઇ જાય છે. વળી જેવો આપણો પોતાનો સ્વભાવ તેવા સ્વભાવનાં માણસોની સોબત આપણને ગમે છે. પરમહંસ લોકોને નાનાં નાનાં છોકરાં બહુ ગમે છે–તેવાં છોકરાંઓને પોતાની પાસે આવવા દે છે–પાંચ છ વરસનાં, વધારે ઉમ્મરનાં નહિ. પરમહંસ અવસ્થામાં છોકરાંઓનો સહવાસ બહુ ગમે છે. નાના બાળકમાં સત્ત્વ, રજ કે તમ એ ગુણમાંથી એક પણ ગુણનું પ્રાધાન્ય સ્પષ્ટ હોતું નથી.

## સ્વામી દયાનંદ–થીઓસૅાફી

પરમહંસજી આ વાત કરતા હતા એવામાં સિંતિ નામના ગામનો રહીશ એક પંડિત આવી પહોંચ્યો અને પ્રણામ કરીને બેઠો. તે કાશી જઇને વેદાંતનો અભ્યાસ કરી આવ્યો હતો.

શ્રીરામકૃષ્ણઃ—કેમ છો ? બધા આનંદમાં છે ને ? ઘણા દિવસથી આવતા ન હતા ?

પંડિતઃ—જી મહારાજ, સંસારનાં અનેક કામ વળગેલાં હોય છે. આપ જાણો તો છોજ કે અવકાશ મળતો નથી.

પંડિતજી બેઠા પછી તેની સાથે વાતચીત થવા લાગી.

શ્રીરામકૃષ્ણઃ—તમે કાશીમાં ઘણો વખત રહ્યા છો. શું શું જોઇ આવ્યા ? જરા અમને તો કહો. દયાનંદ સરસ્વતી વિષે જાણતા હો તો કહો.

પંડિતઃ—દયાનંદ સાથે મારી મુલાકાત થઇ હતી. આપ તેમને મળ્યા તો હશોજ.

શ્રીરામકૃષ્ણઃ—હું એકવાર એમને મળવા ગયો હતો. ગંગાની સામીપાર એક બગીચામાં એમનો મુકામ હતો. તે દિવસ કેશવસેન તેમને મળવા જવાનો હતો. દયાનંદ તેની રાહ જોતા હતા. દયાનંદ પંડિત તો ઘણા સમર્થ હતા. બંગાળી ભાષાને માટે કહેતા કે એ તો ગૌડાંડ ભાષા છે. તે વખતે તેઓ અનેક દેવતાઓને માનતા. કેશવ માનતો નહિ. દયાનંદે કહ્યું કે, 'ઇશ્વરે આટલા બધા પદાર્થ ઉત્પન્ન કર્યા અને માત્ર દેવતાઓનેજ ઉત્પન્ન ન કરી શકયા !' દયાનંદ નિરાકારવાદી હતા. કૅપ્ટન 'રામ, રામ' બોલતો. તે સાંભળીને દયાનંદ કહે 'રામ, રામ' બોલવા કરતાં 'સંદેશ, સંદેશ*' બોલો તો વધારે સારૂં !

* એક જાતની બંગાળી મિઠાઈ.

પંડિતઃ—કાશીમાં દયાનંદ સાથે પંડિતોનો ખૂબ વાદવિવાદ થયો હતો. એક બાજુએ બધા પંડિતો અને બીજી બાજુએ એકલા દયાનંદ!

વળી મેં કર્નલ ઑલકૉટને પણ જોયા હતા. એ લોકો મહાત્માઓ, ચંદ્રલોક, સૂર્યલોક, નક્ષત્રલોક એવી મોટી મોટી વાતો કરે છે. વળી તેઓ કહે છે કે સ્થૂળ શરીરને સ્વભાવસ્થામાં છોડી દઇને સૂક્ષ્મશરીર અનેક ઠેકાણે ફરી આવે છે! મહારાજ! આપનો પોતાનો થિયોસૉફીના સિદ્ધાંતો વિષે શો મત છે?

## બોલ્યાથી શું વળે? સાધન કરવું જોઇએ.

શ્રીરામકૃષ્ણઃ—હું તો એટલું જાણું કે ઇશ્વરની ભક્તિ એજ સર્વસ્વ છે. થિયૉસૉફીવાળા ભક્તિ કરતા હોય તો ઘણું સારૂં છે. જો તેમનો ઉદ્દેશ ઇશ્વરપ્રાપ્તિ કરવાનો હોય તો એ લોકોને હું સાચા માનું. બાકી ચંદ્રલોક, સૂર્યલોક ને નક્ષત્રલોક એવી એવી વાતોમાંજ ચિત્તને પરોવી રાખ્યાથી ઇશ્વરનું અનુસંધાન થતું નથી. તેની ભક્તિ પ્રાપ્ત થાય તેટલા માટે સાધન કરવું જોઇએ. અંતઃકરણની વ્યાકુળતા સહિત તેને માટે પોકાર કરવો જોઇએ. નાના પ્રકારના વિષયોમાંથી મનને વાળી લઇને કેવળ ઇશ્વરમાંજ પરોવી રાખવું જોઇએ.

આટલું કહીને રામપ્રસાદનું નીચલા ભાવનું પદ ગાવા લાગ્યાઃ—

"જેમ કોઇ ઉન્મત્ત મનુષ્ય અંધારા ઓરડામાં ભટકતો હોય તેમ, હે મન! તું તત્ત્વનું અનુસંધાન કરવાનાં ફાંફાં માર—તારા અનુસંધાનનો વિષય ઇશ્વરજ હોવો જોઇએ. જેનું અસ્તિત્વજ નથી તેને તું કદિ ગ્રહણ કરી શકીશજ નહિ. જેનું ધ્યાન કરવામાં યોગી લોકો યુગના યુગથી મચ્યા રહે છે તેનું તું અનુસંધાન કર; તેના પ્રત્યે પ્રીતિ રાખવાનો અભ્યાસ કર. તેમ કરીશ તો લોઢું જેમ લોહચુંબક તરફ ખેંચાય છે તેમ તું તેના તરફ ખેંચાઇ જઇશ."

શાસ્ત્રો વાંચો, વેદાંત વિચારો, દર્શનશાસ્ત્ર ભણો, પણ કશામાંથી તેની પ્રીતિ નહિ થાય. જ્યાંસુધી તેની પ્રાપ્તિ માટે તમારૂં હૃદય વ્યાકુળ નહિ અને ત્યાંસુધી તમે તેને કદિપણ પ્રાપ્ત કરી શકશો નહિ. ષડ્દર્શનથી તેનું દર્શન થતું નથી; તંત્ર વગેરે શાસ્ત્રથી પણ થતું નથી. જે ભક્તિરસનો રસિક છે તેજ શાશ્વત આનંદનો ઉપભોગ કરે છે.

તેને માટે હૃદય અત્યંત વ્યાકુળ થાય તોજ કાર્ય સિદ્ધ થાય.

સાધનની ઘણીજ આવશ્યકતા છે. ઝટ લઇને કાંઇ ઇશ્વરની પ્રાપ્તિ થઇ જતી નથી.

એક જણ મને પૂછતો હતો કે ઇશ્વરનું આપણને દર્શન કેમ થતું નથી?

મને એક વિચાર આવ્યો અને મેં કહ્યું, ભાઇ! એક નાની સરખી માછલી પકડવી હોય તોપણ કેટલી મહેનત કરવી પડે છે? આંકડા ઉપર ગલ ચડાવીને,

પાણીમાં નાખીને, હાથમાં દોરી પકડીને એકાગ્રતાપૂર્વક બેસી રહેવું પડે છે. ગલની વાસ આવવાથી 'ઊંડા' પાણીમાંથી માછલી દોડી આવે છે અને પાણી હાલવા લાગે છે. ત્યાર પછી માછલી પકડાય છે.

તમારે માખણ ખાવું તો છેજ. પણ દૂધમાં માખણ છે, દૂધમાં માખણ છે, એમ બોલ્યાથી માખણ મોંમાં આવીને પડી જવાનું હતું? એ તો દૂધનું દહીં બનાવો અને યુક્તિથી વલોવો ત્યારે માખણ ઉપર તરી આવે. ઈશ્વર છે, ઇશ્વર છે, એમ બોલ્યાથી શું વળે? સાધન કરવું જોઇએ.

## પ્રકૃતિ પુરુષનો અભેદ છે

શ્રીરામકૃષ્ણ:—શ્રીકૃષ્ણ પુરુષ છે; અને રાધા પ્રકૃતિ અથવા ચિચ્છક્તિ કે આદ્યશક્તિ છે. રાધા એ ત્રિગુણમયી પ્રકૃતિ છે. તેની અંદર સત્ત્વ, રજ અને તમ એ ત્રણે ગુણ રહેલા છે.

એ ચિદ્‌શક્તિ અને વેદાંતના બ્રહ્મ વચ્ચે કશો ભેદ નથી. જેમ પાણી અને તેની શીતળતા. પાણીની શીતળતાનો વિચાર કરતાંની સાથેજ પાણીનો પણ વિચાર થઇજ જાય છે; પાણીનો વિચાર કરતાં તેની શીતળતાનો વિચાર પણ આવ્યા વગર રહેતોજ નથી. વળી સાપ અને તેની વાંકીચુંકી ગતિ. વાંકીચુંકી ગતિનો વિચાર કરો એટલે સાપનો વિચાર આવવાનોજ. તે જ્યારે નિષ્ક્રિય અથવા કાર્યમાં નિર્લિપ્ત હોય ત્યારે આપણે તેને બ્રહ્મ કહીએ છીએ. પુરુષ જ્યારે કપડાં પહેરે છે ત્યારે પણ પુરુષ કહેવાય છે અને કપડાં પહેર્યાં ન હોય તો પણ પુરુષજ કહેવાય છે. નાનું છોકરું ઘડીમાં નાગું ફરે છે, ઘડીમાં કપડાં પહેરે છે, વળી પાછું કહાડી નાખે છે!

સાપની દાઢમાં ઝેર તો હોય છેજ. પણ સાપ જેને કરડે તેને માટેજ એ ઝેર ઝેરરૂપ છે. સાપને પોતાને કાંઇ એ ઝેર ચડતું નથી, તેમ બ્રહ્મ પોતે તો નિર્લિપ્તજ છે.

જ્યાં જ્યાં નામ અને રૂપ છે ત્યાં ત્યાં પ્રકૃતિનું ઐશ્વર્ય જોવામાં આવે છે. સીતાએ હનુમાનને કહ્યું હતું, 'વત્સ! હું એક રૂપે રામ છું અને બીજે રૂપે સીતા થઇ છું. એકરૂપે હું ઇન્દ્ર છું અને બીજે રૂપે હું ઇન્દ્રાણી છું. એકરૂપે હું બ્રહ્મા છું અને બીજે રૂપે હું બ્રહ્માણી છું. એક રૂપે હું રુદ્ર છું અને બીજે રૂપે હું રુદ્રાણી છું.' જ્યાં નામ અને રૂપ છે ત્યાં ચિદ્‌શક્તિનું ઐશ્વર્ય જોવામાં આવે છે.

ધ્યાન, ધ્યેય અને ધ્યાતા—એ સર્વ ચિદ્‌શક્તિના ઐશ્વર્યનાં સ્વરૂપ છે. માટે વેદ, પુરાણ વગેરેનું શ્રવણ કરવું અને તેમાં જેમ કહ્યું હોય તેમ કરવું. (પંડિતને) વખતો વખત સાધુસંગ કરવો. રોગ તો મનુષ્યમાત્રને લાગુ પડેલોજ છે. સાધુસંગ વડે એ રોગ ઘણે દરજ્જે મટી જાય છે.

## સગાંવહાલાંની પરીક્ષાવિષેનું એક દૃષ્ટાંત

હે ઈશ્વર! તું જ કર્તા છે અને તું જ અમારો સ્વજન છે એવી સમજણનું નામ જ્ઞાન. આ ઘર, સગાસંબંધી, મિત્રો, દોલત–આખું જગત્ તમારૂંજ છે અને મારૂં કશુંજ નથી.

બધુંએ મારૂં છે; હું કર્તા છું. મારૂં ઘર, મારી સ્ત્રી, મારાં છોકરાં, મારી દોલત, એવી માન્યતાનું નામ અજ્ઞાન.

એક ગુરુએ પોતાના શિષ્યને ઉપદેશ આપ્યો કે ઈશ્વર સિવાય બીજું કોઈ આપણું છેજ નહિ. શિષ્ય કહે, 'મહારાજ! આપ કહો છો તે ખરૂં હશે પણ મારી માની મારા ઉપર એટલી બધી પ્રીતિ છે કે મારા વગર તેને આખું જગત્ અંધકાર જેવું લાગે છે.' ગુરુ કહે કે એ તારી ભૂલ છે. તારૂં કોઈજ નથી એમ હું સાબિત કરી બતાવીશ. લે આ દવાની પડીકી. એને તારી પાસે રાખજે અને ઘેર ગયા પછી એ ખાઈને તું સૂઈ જજે. બધા લોકો એમજ જાણશે કે તું મરી ગયો છે, પણ તને તો પૂરેપૂરી શુદ્ધિ રહેશે અને લોકો શું બોલે છે તે તું સાંભળી શકીશ. એવે વખતે હું તારે ઘેર આવી ચડીશ.

પેલા શિષ્યે તેમ કર્યું. ઘેર જઈને પેલી પડીકી ખાઈ ગયો. દવા ખાતામાંજ તે બેશુદ્ધ બની ગયો. તેની મા, તેની સ્ત્રી તથા ઘરનાં બીજાં બધાં રડવા કકળવા લાગ્યાં. એવામાં તેનો ગુરુ વૈદ્યનો વેશ લઈને ત્યાં આવી પહોંચ્યો. તેણે બધી હકીકત સાંભળીને કહ્યું કે "કાંઈ ચિન્તા નહિ, મારી પાસે દવા છે અને એ છોકરો બચી શકશે. છતાં હકીકત એવી છે કે આ દવા હું એને ખવડાવું ત્યાર પહેલાં તેના એક સગાને ખવડાવવી પડશે, અને જે ખાશે તે મરણ પામશે. બોલો, કોઈ ખાવાને તૈયાર છે? એની મા, એની સ્ત્રી, એના ભાઈ ભાંડુમાંથી કોઈ આ દવા ખાવાને રાજી હો તો આવી જાઓ. દવા ખાનાર મરી જશે પણ આ છોકરો જીવતો થશે."

પેલો શિષ્ય આ બધું સાંભળ્યા કરતો હતો. વૈદ્યે પ્રથમ તેની માને બોલાવી. તે બિચારી આક્રંદ કરતી હતી અને ભોંયપર પછાડા મારતી હતી. વૈદ્ય કહે, 'મા! રડવાની જરૂર નથી. તમે આ દવા ખાઈ જાઓ એટલે તમારો છોકરો બેઠો થશે. પણ તમે જાતે મરી જશો હોં!' દવા ખાવી કે નહિ તેનો તે બાઈ વિચાર કરવા લાગી. ઘણો વિચાર કર્યા પછી તે રડતી રડતી બોલી, મારે નાનાં નાનાં છોકરાં છે; હું મરી જાઉં તો તેમનું શું થાય તેનો વિચાર કરૂં છું. તેમને ખવડાવશે કોણ? તેમને ઉછેરીને મોટાં કોણ કરશે? માટે મારાથી તો એ દવા નહિ ખવાય.' પછી વૈદ્યે શિષ્યની સ્ત્રીને બોલાવી અને કહ્યું કે તું તો ખા. તે છોકરી પણ ડુસકે ડુસકે રડતી હતી. તે પણ હાથમાં દવા લઈને વિચારમાં પડી ગઈ. તેણે પણ સાંભળ્યું હતું કે જે દવા ખાશે તે મરી જશે એટલે તે પણ રડતી રડતી બોલી, 'એમનું તો જે

થવાનું હતું તે થઇ ગયું; પણ મારાં આ પૂમડાં જેવાં છોકરાંનું શું થાય ? એમને કોણ ધવડાવીને મોટાં કરે માટે મારાથી તો એ દવા નહિ ખવાય.' આ વાત થતી હતી એટલામાં પેલા શિષ્યની કેફ ઉતરી જવા આવી હતી, તેથી તે આળસ મરડીને બેઠો થયો. તેણે જોયું કે ખરૂં જોતાં મારૂં કોઇજ નથી. તે ઘર છોડીને ગુરુની સાથે ચાલતો થયો. ગુરુએ કહ્યું, જોયું ? ઇશ્વર સિવાય બીજું કોઈ આપણું છેજ નહિ.

માટેજ તમને બધાને કહું છું કે સાધન કરો કે જેથી તમને તેની ભક્તિ મળે. તમે તેને તમારો નિકટનો સ્વજન ગણો અને તેના ઉપર અનન્ય પ્રીતિ રાખો. સંસાર તો તમે જુઓ છો કે ચાર દિવસનો છે ! એમાં કશો માલજ નથી.

## જ્ઞાન, ભક્તિ અને વૈરાગ્ય

પંડિતઃ—અહિં જ્યારે આવીએ છીએ ત્યારે મનમાં પૂર્ણ વૈરાગ્ય ઉત્પન્ન થાય છે. એવું થાય છે કે જાણે સંસારનો ત્યાગ કરીને ચાલ્યા જઇએ !

શ્રીરામકૃષ્ણઃ—નહિ, ત્યાગ શામાટે કરવો જોઇએ ? મનથી ત્યાગ કરો. સંસારમાં અનાસક્ત થઇને રહો.

સુરેન્દ્ર વખતો વખત અહિં રાત રહેતો હતો. તેણે પોતાને માટે એક ગોદડું પણ આણી રાખ્યું હતું. બે એકવાર તો એણે એ પ્રમાણે કર્યું, પણ પછી તેની સ્ત્રીએ કહ્યું કે દહાડે તમારે જ્યાં ભટકવું હોય ત્યાં ભટકજો; પણ રાત પડે એટલે ગમે ત્યાંથી પણ ઘેર ચાલ્યા આવજો. હવે સુરેન્દ્ર બિચારો શું કરે ? આજે તેનાથી અહિં રાત્રે રહેવાય એમ હતુંજ નહિ.

શ્રીરામકૃષ્ણઃ—વળી તમારે આટલું પણ ધ્યાનમાં રાખવું કે એકલા પ્રભુના જ્ઞાનથી કશી સિદ્ધિ થતી નથી. તેને માટે વ્યાકુળ થાઓ. તેના ઉપર પ્રેમ રાખતાં શીખો. જ્ઞાન (પરોક્ષ) એ પુરુષ જાતિ છે, બહારની પરસાળ લગીજ આવવાનો તેનો અધિકાર છે; પણ ભક્તિ તો સ્ત્રીજાતિ છે. તે તો ઠેઠ અંતઃપુર સુધી જઇ શકે છે.

માટે કોઇ પણ એક ભાવે તેનો આશ્રય લેવો જોઇએ. એમ કરો તોજ ઇશ્વરની પ્રાપ્તિ થઇ શકે. સનકાદિક ઋષિઓ શાંતભાવે ઉપાસના કરતા હતા. હનુમાનનો દાસભાવ હતો. શ્રીદામ, સુદામ વગેરેના વ્રજના ગોપબાળકોનો સખ્યભાવ હતો. યશોદાનો વાત્સલ્યભાવ હતો અને શ્રીમતી (રાધા) નો મધુરભાવ હતો.

'હે ઇશ્વર ! તું મારો માલિક છે અને હું તારો દાસ છું ' એ દાસભાવનું લક્ષણ છે. સાધકને માટે એ ભાવ ઘણો સારો છે.

સિંતિવાળા પંડિતજી ગયા પછી થોડીવારે સાંજ પડી. મંદિરોમાં આરતિ થવા લાગી અને શંખ ઘંટા વગેરે વાદ્ય વાગવા લાગ્યાં. શ્રીરામકૃષ્ણ નાના ખાટલા ઉપર બેઠા બેઠા દેવદેવીઓને નમસ્કાર કરતા હતા. તેમનું ચિત્ત આસપાસનાં માણસો ઉપર

ન હતું. પાટ ઉપર કેટલાક શિષ્યો બેઠા હતા. આખો ઓરડો નિઃશબ્દ હતો.

એકાદ કલાક રાત ગઇ હતી. એવામાં ઇશાન મુખોપાધ્યાય અને કિશોરીલાલ આવી પહોંચ્યા. તેઓ પરમહંસજીને પ્રણામ કરીને બેઠા.

પુરશ્ચરણ વગેરે શાસ્ત્રોક્ત કર્મકાંડ ઉપર ઉશાનને ઘણી શ્રદ્ધા હતી. તે પૂરેપૂરો કર્મકાંડી હતો. થોડીવારે પરમહંસજી બોલવા લાગ્યાઃ-

તમે 'જ્ઞાન, જ્ઞાન' એવી વાતો કરો છો પણ તેથી શું વળે? જ્ઞાન થયું છે કે નહિ તે જાણવાનાં અમુક લક્ષણ હોય છે. પ્રથમ તો અનુરાગ એટલે ઇશ્વર પ્રત્યે પ્રબળ પ્રેમ. ખાલી 'જ્ઞાન, જ્ઞાન' કર્યા કરો છો પણ ઇશ્વિર પ્રત્યે જરાએ પ્રેમ તો રાખતા નથી. તેના ઉપર તમને અંતરનો ઉમળકો આવે નહિ ત્યાંસુધી તમારૂં જ્ઞાન બધું જૂઠું છે. જ્ઞાન થયાનું બીજું લક્ષણ એ છે કે કુંડલિની શક્તિ જાગૃત થવી જોઇએ. જ્યાંસુધી કુંડલિની સૂતેલી હોય ત્યાંસુધી જ્ઞાન થઇ શકે નહિ. એ કાંઇ જ્ઞાનનું લક્ષણ કહેવાય નહિ. પડયા પડયા વિચાર કર્યા કરો, પણ અંતરમાં વ્યાકુળતા તો હોયજ નહિ, કુંડલિની શક્તિ જાગૃત થાય એટલે ભાવ, ભક્તિ અને પ્રેમ એ બધા ગુણનો ઉદય થઇ જાય છે. એનું નામ ભક્તિયોગ.

કર્મયોગ ઘણો અઘરો છે. કર્મયોગથી કેટલીક શક્તિઓ આવે છે–સિદ્ધિ પ્રાપ્ત થાય છે એટલુંજ.

ઇશાનઃ—હું જરા હાજરા પાસે જઇ આવું.

પરમહંસજી શાંત થઇને બેઠા હતા. થોડીવાર પછી ઇશાન બીજીવાર તે ઓરડામાં આવ્યો. સાથે હાજરા હતો. પરમહંસજી હજી પણ માન ધારણ કરીને બેઠા હતા. થોડીવારે ઇશાને હાજરાને કહ્યું, 'ચાલો, મહારાજ હમણાં ધ્યાનમાં બેઠા હોય એમ લાગે છે.' ઇશાન અને હાજરા ત્યાંથી ચાલ્યા ગયા.

ઇશાન અને હાજરા મંદિરમાં માતાજીનાં દર્શન કરવા ગયા હતા. પરમહંસજી ધ્યાન કરતા બેઠા હતા. રાતના સાડા સાત વાગ્યા હતા. એટલામાં અધર આવી પહોંચ્યો.

થોડીવાર પછી પરમહંસજી પણ કાલી માતાનાં દર્શન કરવાને ગયા. તેમણે માતાજીનાં દર્શન કર્યાં–ચરણનું નિર્માલ્ય લઇને માથે મૂક્યું, પ્રણામ કરીને પ્રદક્ષિણા કરી, અને હાથમાં ચમ્મર લઇને માતાને ચમ્મર ઢોળ્યો. આ વખતે તે ભક્તિના આવેશથી ચકચૂર બની ગયા હતા. બહાર આવતાં તેમની નજર ઇશાન ઉપર પડી. તે પંચપાત્ર, આચમની અને તરભાણું લઇને સાયંસંધ્યા કરવા બેઠો હતો.

શ્રીરામકૃષ્ણઃ—કેમ તમે પણ અહિં આવ્યા છો કે? સંધ્યા કરતા હશો. સાંભળો એક ભજન.

એમ કહીને ઉન્મત્ત અવસ્થામાં ઇશાનની પાસે બેસીને પોતાના મધુરકંઠથી નીચલા ભાવનું ભજન ગાવા લાગ્યા—

"ગયા, ગંગા, પ્રભાસ, કાશી, કાંચી વગેરેની જરૂર શી છે?

'કાલી, કાલી' બોલતાંજ સ્વાભાવિક રીતે અમારો અજપા જપ ચાલ્યાજ કરે છે. જે માણસ ત્રણ સંધ્યા સમયે 'કાલી' એવો ઉચ્ચાર કરે છે તેને સંધ્યાની શી દરકાર છે? ખુદ સંધ્યા પોતેજ એવા ભક્તને ખોળતી ફરે છે. તેને દયા, દાન, વ્રત કશાની જરૂર નથી, બ્રહ્મમયીના રતુમડા ચરણ આગળ મદનની–કામવાસનાની આહુતિ એજ તેના યજ્ઞ યોગ છે."

## ઇશ્વરદર્શન થયા પછી કર્તવ્ય રહેતું નથી.

સંધ્યા વગેરે કર્મોની ક્યાંસુધી જરૂર રહે છે? જ્યાંસુધી તેના ચરણકમળની ભક્તિ પ્રાપ્ત ન થઇ હોય, જ્યાંસુધી તેનું નામ લેતાં લેતાં આંખમાંથી અશ્રુ નીકળી ન પડે અને સરીરે રોમાંચ ન થાય ત્યાંસુધીજ.

રામપ્રસાદ કહે છે કે "મેં તો ભુક્તિ અને મુક્તિ બેઉને મારા માથાપર રાખ્યાં છે. મેં કાલી અને બ્રહ્મનો મર્મ જાણી લીધો છે, મેં ધર્મ તથા અધર્મ બેઉનો ત્યાગ કર્યો છે."

જ્યારે ફળ બેસે છે ત્યારે ફૂલ એની મેળે ખરી પડે છે. જ્યારે ભક્તિ પાકી થાય છે અને ઇશ્વરનાં દર્શન થાય છે ત્યારે સંધ્યા વગેરે કર્મો આપોઆપ છૂટી જાય છે.

કોઇ ગૃહસ્થની સ્ત્રીને ગર્ભ રહે છે ત્યારે તેની સાસુ તેના ઉપરનુ કામ ઓછું કરે છે. તેને દશ મહિના પૂરા થાય છે ત્યારે તેનું કામ સમૂળગું બંધ થાય છે. બાળકનો પ્રસવ થયા પછી તે તેનીજ માવજત કર્યા કરે છે. તેને કશુંએ ઘરકામ કરવું પડતું નથી. તેવી રીતે ઇશ્વરનું દર્શન થયા પછી કશું કર્મ કરવાનું રહેતું નથી.

તમે આ પ્રમાણે ધીરે ધીરે ઢોલકી બજાવો તે નહિ ચાલે. તીવ્ર વૈરાગ્ય જોઇએ. તમારામાં જોર નથી. ચેતન નથી, આત્માનો વેગ નથી. ઉઠો, કમ્મર બાંધો! તમારામાં ભક્તિનો ખરેખરો જુસ્સો નથી માટેજ તમને મારાં ભજન સાંભળવાં ગમતાં નથી.

હરિસેં લાગી રહો મેરે ભાઇ!
તેરા બનત બનત બનત બની જાઇ.

એ 'બનત બનત બની જાઇ'–બનતાં બનતાં બની જશે, એ મને પસંદ નથી. બસ, એકદમ બની જવુંજ જોઇએ. તીવ્ર વૈરાગ્ય જોઇએ. હાજરાને પણ હું એજ વાત કહું છું.

## વૈરાગ્ય અને યોગતત્ત્વ

તમે પૂછશો કે અમને તીવ્ર વૈરાગ્ય કેમ થતો નથી? તેનું એક કારણ છે. તમારા અંતઃકરણમાં વાસના, પ્રવૃત્તિ, એવું એવું ઘણું રહેલું છે. હાજરાને પણ મારે એજ

કહેવું પડે છે. પૂર્વ બંગાળામાં ખેડુતો પોતાના ખેતરમાં નહેરોમાંથી પાણી વાળી લાવે છે, અને પાણી અંદર ભરાઇ રહે તે માટે ખેતરની ચારે બાજુએ માટીની પાળ બનાવે છે, છતાં પણ કેટલાક ખેતરમાં પાણી રહેતું નથી. પાળ જોકે માટીની હોય છે, પણ તેની અંદર સેંકડો બાકાં હોય છે. મહેનત કરીને ખેડુત પાણી લાવે તો પણ પેલાં બાકાંમાં થઇને પાણી વહી જાય છે. તમારા અંતઃકરણમાં પણ વાસના-રૂપી બાકાં છે. તમે જપ, તપ ઇત્યાદિ કરો છો ખરા, પણ સાથે વાસના પણ છે. એ વાસનારૂપી બાકાં હોવાને લીધે ભક્તિરૂપી પાણીની જમાવટ થઇ શકતી નથી.

શું સમજ્યા ? એ તો સોનીના કાંટાના જેવી હકીકત છે. એક પલ્લામાં કામિની-કાંચનનો ભાર મૂકયો છે તેથી ઉપરનો કાંટો અને નીચેનો કાંટો બેઉ બરાબર વચમાં આવી શકતા નથી; અને તેથીજ યોગભ્રષ્ટ થવાય છે.

દીવાની જ્યોત જોઇ છે ને ! જરાક પવનનો ઝપાટો લાગતામાંજ જ્યોત હાલી જાય છે. યોગાવસ્થા દીવાની જ્યોત બરાબર છે. જરાક પણ પવનનો ઝપાટો ન લાગવો જોઇએ.

તમારૂં મન વહેંચાઈ ગયેલું છે. મનનો એક અંશ ઢાકામાં છે, બીજો દિલ્હી છે, ત્રીજો કુચબિહાર છે! એ મનને તમારે જૂદે જૂદે ઠેકાણેથી ખેંચીને એક ઠેકાણે સ્થિત કરવાનું છે.

જો તમારે સોળ આનાનું કપડું લેવું હોય તો કાપડીઆને સોળ આના પૂરેપૂરા આપવા પડે. જરાક પણ ઓછું આપો તે ચાલે નહિ. ઇશ્વર સાથેના યોગમાં જરાક પણ વિઘ્ન ન હોવું જોઇએ. તારનું દોરડું એકજ ઠેકાણેથી તુટેલું હોય તો સંદેશો પહોંચશે નહિ.

માટે સંસારમાં રહ્યા છો તો ભલે રહો, પણ તમામ કર્મનાં ફળ ઇશ્વરને અર્પણ કરીનેજ કર્મ કરો. કોઇ પણ કર્મના ફળની કામના રાખતા નહિ.

છતાં એક વાત લક્ષમાં રાખજો. ભક્તિની કામના એ કામના ન કહેવાય; ભક્તિની કામના–ભક્તિ માટે પ્રાર્થના એ તો કરવાંજ.

## ભક્તિ મુરદાલ ન જોઇએ પણ જોસદાર જોઇએ.

તમારી ભક્તિ મવાલ ન હોવી જોઇએ. ભક્તિમાં જોસ આવવા દો. માની સાથે રાઢો કરો–જોર કરો.

રામપ્રસાદ કહે છે કે "જ્યાંસુધી મા મને પોતાના ખોળામાં નહિ બેસાડે ત્યાં સુધી હું શાંત થવાનો નથી."

ત્રૈલોકય કહે છે કે હું તેને ઘેર જન્મ્યો છું એટલે મને મારો ભાગ બસ મળ-વોજ જોઇએ.

માની પાસે હઠ કરાય, કજીઓ કરાય. એ તો આપણી પોતાની મા છે. કાંઇ કહેવાની મા કે ધર્મની મા નથી. એની પાસે હઠ ન કરીએ તો બીજા કોની પાસે કરવાના હતા?

મા! શું હું આઠ મહિને× અવતરેલો છોકરો છું કે તારી લાલ આંખ જોઇને ડરી જાઉં? + + + + શ્રી નાથની પાસે અરજી કરવાનો છું અને પહેલીજ માગણીએ હુકમનામું થવું જોઇએ.

એ તો આપણી મા છે! એની આગળ તો જોર અને હઠ કરાય, જે જોઇએ તે રડી, રડીને મગાય. જેનામાં જેની શકિત હોય તેનું તેના તરફ આકર્ષણ હોય છે. મારામાં માતાની શક્તિ છે તેથી મને તેમના તરફ આકર્ષણ થાય છે. શૈવોની અંદર શિવની શક્તિ હોય છે. શિવની શકિતનો અલ્પ અંશ તેમની અંદર દાખલ થએલો હોય છે. જેઓ સાચા વૈષ્ણવો હોય છે તેમનામાં નારાયણનો અંશ હોય છે. આવો અનુભવ આવતાં તમારે સંસારને લગતું કોઇ પણ કામકાજ કરવાની જરૂર રહેશે નહિ. થોડો વખત તેનું ચિંતન કરી જુઓ. સંસાર તો જોતજોતામાં કયાંનો કયાં જતો રહેશે!

પછી પરમહંસજી પોતાના મધુર કંઠથી એક ભજન ગાવા લાગ્યા.

"હે મન! તું જરા વિચાર કરીને જો. કોઈ કોઇનું છેજ નહિ. તું ખોટા ભ્રમમાં ભટકે છે. તું માયાજાળમાં બંધાઈ જઇને કાલીને ભૂલતો નહિ.

તને બધા ધરધણી માને છે પણ તે માત્ર બે દિવસને માટેજ. જ્યારે કાલાકાલના ધણીનું તેડું આવશે ત્યારે જે ઘરધણી કહેવાય છે તેને કોઇ ઉભું નહિ રહેવા દે.

જેને માટે તું ચિંતા કરી મરે છે તે તારી સાથે નહિ આવે; અને તારી વહાલી સ્ત્રી પણ ઘરમાં આભડછેટ ન આવે એટલા માટે ગાયનું છાણમૂતર છાંટશે."

## સાક્ષાત્કાર કર્યા પછી ફાવે તેટલો પરોપકાર કરજો.

અને કાજી કયું દૂબલા, તો કહે સારા શહેરકી ફિકર! એવું શામાટે કરો છો! શંભુ મલિક પણ એવુંજ બોલતો હતો. કહે કે ઇસ્પિતાલ અને ડિસ્પેન્સરીઓ બંધાવું.+

---

× આઠ મહિને એટલે અધુરે અવતરેલું બાળક શરીરે અને મનથી નિબંળ હોય છે, પણ હું તેવો નિર્બળ નથી, એવો ભાવાર્થ છે.

+ ભક્તિના ખરા અધિકારી માટે આ કથન યોગ્યજ છે, પરંતુ જેઓ માત્ર ધનથીજ પરોપકાર કરી શકે અને ભક્તિ જેટલી યોગ્યતા ન આવી હોય તેમને માટે આ કથન નથી. નિષ્કામ પરોપકારજ તેમને માટે તો સકમ અને ઉપકારક થઇ શકે છે. અત્યારે તો હિંદના ધનિકો માંડમાંડ પરોપકાર થોડો થોડો કરે તેમ હોય છે,

તે ભક્ત હતો માટે મેં કહ્યું, ભગવાનનો સાક્ષાત્કાર કર્યા પછી તારી મરજીમાં આવે તેટલાં દવાખાનાં બંધાવજે પણ પહેલું ઈશ્વરનું દર્શન કરી લે.

## ભક્તિમાં અંતરાય—મોટાઇની ઇચ્છા.

એકવાર કેશવસેન મને પૂછતો હતો કે ઈશ્વરનું દર્શન કેમ થતું નથી? મે કહ્યું, તમને લોકોમાં માન પામવાની, આગેવાન થવાની ઇચ્છા છે; વિદ્વાન, વકતા અને આચાર્ય થવાનો લોભ છે; અને એવું એવું બીજું પણ ઘણું છે; તેથી દર્શન થઇ શકતું નથી. જ્યાંસુધી ધાવણું છોકરૂં હાથમાં ચૂસણી લઇને ચૂસ્યા કરે છે ત્યાંસુધી તેની મા તેની પાસે આવતી નથી. થોડીવાર પછી બાળક ચૂસણીથી કંટાળે છે અને તેને ફેંકી દઇને રડવા માંડે છે. એટલે ચૂલે દાળ ઉભરાતી હોય તો તેને પણ છોડી દઇને તેની મા દોડતી આવે છે.

તમે પણ લોકોની પટલાઈ કરો છો. મા એમ જાણે છે કે હમણાં તો છોકરો પટલાઇ કરવામાં મશગુલ થયો છે. છો રહ્યો.

જુઓ, દાણાની દુકાનોમાં ચોખાના મોટા મોટા ઢગલા કરેલા હોય છે. ઠેઠ ઘરની છત સુધી પહોંચે એટલા ઉંચા હોય છે. ચોખા, દાળ, બધી જાતનાં અનાજના ગંજના ગંજ કરી મૂકેલા હોય છે. એ અનાજ ઉંદર ખાઇ ન જાય તેટલામાટે દુકાનવાળા ધાણી અને ગોળની ગોળપાપડી બનાવીને ઉંદરના દર પાસે વેરી મૂકે છે. તે સ્વાદે ગળી અને સારી સારી વાસ આવે એટલે લલચાઇને ઉંદરો અનાજ તરફ જતા નથી! માણસો પણ એવીજ રીતે કામિની કાંચનમાં મુગ્ધ બનીને ઈશ્વરનો વિચાર પણ કરતા નથી!

## પ્રભુ પાસે શુદ્ધ ભકિતજ માગો.

નારદ મુનિને રામે કહ્યું, 'તમે કાંઈ વરદાન માગો.' નારદ કહે, 'હે રામ! મે તમારાં દર્શન કર્યાં. હવે મારે બાકી શું રહ્યું છે? હવે હું શું માગું? છતાં પણ જો તમને વરદાન આપવાની ઇચ્છાજ હોય તો એવો આશીર્વાદ આપો કે તમારા ચરણકમળની હું શુદ્ધ ભકિત કર્યા કરૂં અને તમારી વિશ્વમોહિની માયાથી હું મોહિત ન થાઉં.'

---

માટે સ્વાર્થમાંથી પરોપકારમાં પેસવું એજ તેમનું નજીકનું પગથીયું છે. અલબત્ત એમાં પણ જેઓ ઓછી સમજણવાળા હોય છે. તેઓ માત્ર ભરતામાં ભરવા જેવું અથવા દેશમાં સશક્ત ભિખારીઓની સંખ્યા વધારવા જેવુંજ દાન કરી શકે છે. વળી સમજુઓમાં પણ જેઓ તાત્કાલિક કીર્તિના ભૂખ્યા હોય છે તેઓથી સંગીન લોકોપકારમાં ભાગ્યેજ પૈસો ખરચી શકાય છે. મંત્રી.

રામ કહે, 'નારદ ! એ સિવાય કાંઇ માગી લો.'

નારદ કહે, 'હવે કાંઈ માગવા જેવું રહ્યુંજ નથી. માત્ર તમારી શુદ્ધ ભક્તિજ આપો. બીજું કાંઇ નહિ જોઇએ.'

હું પણ માની પ્રાર્થના કરૂં છું અને કહું છું કે, મા ! મારે લોકોમાં માન મેળવવાની ઇચ્છા નથી, અષ્ટસિદ્ધિ કે શતસિદ્ધિ જોઈતાં નથી, દેહના સુખની દરકાર નથી: માત્ર તારી ભક્તિ કર્યા કરૂં એટલીજ કામના પૂર્ણ કરો.

અધ્યાત્મમાં ( અધ્યાત્મ રામાયણમાં ) લખ્યું છે કે એકવાર લક્ષ્મણે રામને પૂછયું કે 'રામ ! તમે અનેક પ્રકારના ભાવ અને રૂપ ધારણ કરો છો. અમારે તમારા કયા સ્વરૂપનું ધ્યાન કરવું ?' રામ કહે, 'ભાઈ ! એક વાત હમેશ યાદ રાખજે. જ્યાં જ્યાં તું પ્રબળ ભક્તિ જુએ ત્યાં ત્યાં હુંજ છું. એ બરોબર યાદ રાખજે.'

પ્રબળ ભક્તિવાળો માણસ કોઈવાર હસે છે, કોઇવાર રડે છે, કોઈવાર નાચે છે, અને કોઈવાર ગાય છે. જો કોઇ માણસમાં તમે આવા પ્રકારની ભક્તિ જુઓ તો નિશ્ચયપૂર્વક જાણજો કે તેનાદ્વારા ઈશ્વર પોતે આવિર્ભાવ પામ્યો છે. ચૈતન્ય ભગવાનની એવી સ્થિતિ હતી.

આ વાત સાંભળીને ત્યાં બેઠેલા શિષ્યો ચકિત થઇ ગયા. જાણે એકાએક તેમણે કાને દેવવાણી સાંભળી ના હોય, તેવો તેમને અનુભવ થયો.

પરમહંસજીની અમૃતતુલ્ય કથા આગળ ચાલી, હવે નિવૃત્તિ માર્ગની વાત નીકળી. તેમણે ઇશાનને પોતાની મેઘગંભીર વાણીવડે જે વાત કહી હતી તેજ વાત ફરીથી ચાલી.

## સંસારીઓની ગુલામી

શ્રીરામકૃષ્ણ:—તું ખુશામતની વાત કદિ ભૂલતોજ નથી ! સંસારી લોકોને જોતાંજ મોંમાંથી ખુશામતના બોલ નીકળી જાય છે !

મુડદું નજરે પડયું એટલે ગીધ ત્યાં ગયા વગર રહેજ નહિ.

સંસારી લોકોમાં કાંઈ માલજ હોતો નથી. જાણે છાણાનો ઢગલો ! બસ, આવીને ખુશામતજ કરવાના. તમે મોટા દાનેશ્રી છો, તમે મોટા જ્ઞાની છો, તમે આવા છો અને તમે તેવા છો. કેટલાક પૈસાદાર ગૃહસ્થોને ઘેર બ્રાહ્મણો અને પંડિતો પડયા પાથર્યા રહે છે. અને પેલા મૂર્ખ લોકો તેમની ખુશામત સાંભળીને ફુલાયા કરે છે !

સંસારબદ્ધ લોકો ત્રણ વસ્તુઓના ગુલામ છે. તેમનામાં તે કાંઇ રામ છે ? બાયડીના ગુલામ, પૈસાના ગુલામ અને પોતાના શેઠના ગુલામ ! હું એક માણસનું અહિં નામ દેવા માગતો નથી, તેને મહિને આઠસો રૂપીઆનો પગાર મળે છે, પણ તે પોતાની સ્ત્રીનો એવો તો ગુલામ બની ગયો છે કે તે બેસાડે તો બેસે અને ઉઠાડે તો ઉઠે !

'લંકામાં રાવણ મરી ગયો અને ઘેલો રડવા બેઠો !' તેના જેવી વાત તમે કરો છો. જેણે સર્વસ્વનો ત્યાગ કર્યો હોય તેજ સાચો ઉપદેશક થઈ શકે. લોકોને ઉપદેશ આપનાર તમે કોણ ? ખરેખરો વૈરાગ્યવાન અને ત્યાગી પુરુષ આવીને કહે કે આ પ્રમાણે કરો તો તે ઠીક છે, બાકી સંસારી લોકોના ઉપદેશની જોઇએ તેવી અસર થતી નથી. પછી ઉપદેશ આપનાર બ્રાહ્મણ પંડિત હોય કે ગમે તે હોય; પણ એ બધું ધૂળ ઉપર લીંપણ.

## ગાંડો બની જા એટલે પટલાઇ કરાવવા કોઈ નહિ આવે.

શ્રીરામકૃષ્ણ:—(ઇશાનને) તું ગાંડો થઇ જા. ઈશ્વરના પ્રેમવડે ગાંડોઘેલો થઇ જા, લોકો જાણશે કે ઇશાન તો ગાંડો થઈ ગયો છે, હવે તે આપણા કામમાં સલાહ આપી શકે એવી હાલતમાં નથી. પછી તેઓ તારી પાસે પટલાઇ કરાવવા આવશેજ નહિ. તારા આચમનની તરભાણું ફેંકી દે અને *ઈશાન નામ રાખ્યાનું સાર્થક કર.

ઈશાન:—મને અરે માત ! કરી દે પાગલ; નથી દરકાર, જ્ઞાન કેરી.

શ્રીરામકૃષ્ણ:—હા, બરાબર પાગલ થવાની જરૂર છે. શિવનાથ કહે છે કે ઈશ્વર સંબંધી ઝાઝો વિચાર કર્યા કરીએ તો અક્કલ મારી જાય. મેં કહ્યું ' એ તું બોલ્યોજ શું ? ઈશ્વર જે પરમચૈતન્ય છે તેનું ચિંતન કર્યાથી અચૈતન્ય થઈ જવાય ? એ બનેજ શી રીતે ? જે નિત્ય શુદ્ધ બોધરૂપ છે, જેના જ્ઞાનવડેજ સર્વ પ્રકારનું જ્ઞાન થાય છે, જેના ચૈતન્યવડે જગત્ ચૈતન્મય છે; તેનું ધ્યાન કર્યાથી અચૈતન્ય થઇ જવાય ? તે કહે છે કે એક સાહેબ હતો તે ઘણો વિચાર કરતાં કરતાં ગાંડો થઇ ગયો, તેમ કદાચ બન્યું હશે. તેણે કેવળ ઐહિક પદાર્થનો વિચાર કર્યો હશે. ' ભાવવડે મારૂં શરીર પરિપૂર્ણ બની ગયું છે અને મારૂં જ્ઞાન ગુમાવી બેઠો છું.' એમાં જે જ્ઞાનની વાત છે તે જ્ઞાનનો અર્થ તો બાહ્યજ્ઞાન થાય છે.

શ્રીરામકૃષ્ણજીના ચરણનો સ્પર્શ કરીને ઈશાન બેઠા છે અને આ બધી વાત સાંભળે છે. તે કોઇ કોઇવાર મંદિર માંહેની પાષાણની બનાવેલી કાલી માતાની પ્રતિમા તરફ જુએ છે. દીવાના પ્રકાશવડે માતાનું વદન હસતું હોય એવું દેખાય છે; જાણે એ પ્રતિમામાં સાક્ષાત્ દેવીનો આવિર્ભાવ થયો હોય અને શ્રીરામકૃષ્ણના મુખમાંથી નીકળતાં વેદના મંત્ર જેવાં વચન સાંભળીને માતાજી પ્રસન્ન થઇને હસતાં હોય એવો ભાસ થાય છે.

ઇશાન:—આ બધું જે આપના શ્રીમુખદ્વારા અમે સાંભળીએ છીએ તે ત્યાંથી આવે છે ખરૂં ?

---

* ઈશાન નામે ગૌરાંગ પ્રભુનો એક ભક્ત થઈ ગયો હતો અને તે એમની અંગત સેવા કરતો.

શ્રીરામકૃષ્ણઃ—હું તો માત્ર યંત્ર જેવો છું; એ યંત્રને ચલાવનાર તો તે છે. હું ઘર છું અને તે ઘરની માલિક છે. હું રથ છું અને તે સારથી છે. તે જેમ ચલાવે તેમ ચાલું છું. તે જે બોલાવે તે બોલું છું.

કલિયુગમાં બીજા પ્રકારની દેવવાણી થતી નથી. માત્ર બાળક કે ઉપર કહ્યા તેવા ગાંડા માણસદ્વારા ઈશ્વરને જે કહેવું હોય તે કહે છે.

## ઈશ્વરજ સાચો ગુરુ છે.

શ્રીરામકૃષ્ણઃ—ખરો ગુરુ એક સચ્ચિદાનંદજ. મનુષ્ય ગુરુ થઇ શકતોજ નથી, જે કાંઇ થાય છે તે ઈશ્વરની ઇચ્છાથીજ થાય છે. મોટાં મોટાં પાપ, ઘણા દિવસનાં જૂનાં પાપ, ઘણા વખતનું અજ્ઞાન તેની કૃપા થતાં એક ક્ષણવારમાંજ નાશ પામે છે.

ભલેને, એક હજાર વર્ષસુધી એક ઓરડામાં અંધારું રહ્યું હોય, પણ દીવો કરો એટલે અંધકાર ધીમે ધીમે જતો રહેશે કે તરતજ જતો રહેશે? એ તો દીવો થતાંની સાથેજ ચાલ્યો જવાનો.

બિચારો મનુષ્ય શું કરી શકે છે? માણસ બોલે ગમે એટલું, પણ પરિણામ તો એકલા ઈશ્વરના હાથમાં છે. વકીલ શું કહે છે? હું તો જે કહેવાનું હતું તે બધું કહી ચૂકયો. હવે હુકમ કરવો એ તો જજ્જ સાહેબના હાથમાં છે.

બ્રહ્મ નિષ્ક્રિય છે. જ્યારે તે સૃષ્ટિ, સ્થિતિ અને પ્રલય, એવાં અનેક પ્રકારનાં કાર્ય કરે છે ત્યારે તે આદ્યશક્તિ કહેવાય છે. એ આદ્યશક્તિને પ્રસન્ન કરવી જોઇએ. ચંડીમાં શું લખ્યું છે તે તું જાણે છે ને? દેવતાઓએ જ્યારે આદ્યશક્તિનું સ્તવન કર્યું ત્યારે તે પ્રસન્ન થઇ અને ભગવાનની યોગનિદ્રાનો ભંગ થયો.

ઇશાનઃ—જી, મધુ કૈટભનો વધ કરતી વખતે બ્રહ્મા વગેરે દેવતાઓએ આદ્યશક્તિની સ્તુતિ કરી છે કે,

त्वं स्वाहा त्वं स्वधा त्वं हि वषट्कार स्वरात्मिका ।
सुधा त्वमक्षरे नित्ये त्रिधामात्रात्मिका स्थिता ॥
अर्धमात्रा स्थिता नित्या यानुच्चार्या विशेषतः ।
त्वमेव सा त्वं सावित्री त्वं देवी जननी परा ॥
त्वयैव धार्यते सर्वं त्वयैतत् सृज्यते जगत् ।
त्वयैतत् पाल्यते देवि त्वमत्स्यन्ते च सर्वदा ॥
विसृष्टौ सृष्टिरूपा त्वं स्थितिरूपा च पालने ।
तथा संहृतिरूपान्ते जगतोऽस्य जगन्मये ॥

શ્રીરામકૃષ્ણઃ—હા, એ પ્રમાણે ધારણા કરવી જોઇએ.

## ભાવ, ભક્તિ અને પ્રેમ

બડાબજારમાં બારમા નંબરની મલ્લિક સ્ટ્રીટમાં શ્રીરામકૃષ્ણજી આજે આવ્યા છે. તેમના એક મારવાડી શિષ્યે અન્નકોટ કર્યો હતો તેથી તેમને નિમંત્રણ કર્યું હતું. કારતક સુદિ પડવાનો તહેવાર હોવાથી બડાબજારમાં રાતે ખૂબ ધામધુમ થઈ રહી છે.

મારવાડી શેઠે પરમહંસજીની સાથે વાતો કરવા એક પંડિતજીને મોકલ્યા. તેમણે આવીને પ્રણામ કર્યા અને પછી આસન ઉપર બેઠા. એ પંડિત સાથે ઈશ્વર સંબંધી પુષ્કળ વાતચીત થઇ.

શ્રીરામકૃષ્ણ:—ઈશ્વરના અવતાર ભક્તોને માટે છે; જ્ઞાનીને માટે નથી.

પંડિતજી:—**परित्राणाय साधूनां विनाशाय च दुष्कृताम् ।**
**धर्मसंस्थापनार्थाय संभवामि युगे युगे ॥**

અવતારનો પહેલો ઉદ્દેશ ભક્તોને સુખ આપવાનો અને બીજો ઉદ્દેશ દુષ્ટ લોકોનો વિનાશ કરવાનો હોય છે. જ્ઞાની તો વાસનારહિત છે.

શ્રીરામકૃષ્ણ:—(હસીને) પણ મારી બધી વાસનાઓ શમી ગઇ નથી, હાજી કેટલીક રહી ગઇ છે, મને ભક્તિની વાસના છે.

આ વાત ચાલતી હતી તેવામાં પંડિતજીનો પુત્ર ત્યાં આવી ચઢયો અને તે પણ પરમહંસજીને નમસ્કાર કરીને બેઠો.

થોડીવાર પંડિતજી સાથે સમાધિ વિષે વાતચીત ચાલ્યા પછી ઘરધણી પણ આવી પહોંચ્યો. તે પરમહંસજી તરફ ઘણો ભક્તિભાવ રાખતો હતો.

ઘરધણીએ સવાલ કર્યો કે મહારાજ ! ઉપાય શો છે ?

શ્રીરામકૃષ્ણ:—તેના નામનું અને ગુણનું કીર્તન, સાધુસંગ અને વ્યાકુળતાથી પ્રાથના, એ ત્રણ કરવાં જોઇએ.

ઘરધણી:—મહારાજ એવો આશીર્વાદ આપો કે જેથી સંસાર ઉપરથી અમારૂં મન વિરક્ત થઇ જાય.

શ્રીરામકૃષ્ણ:—હાલ કેટલુંક વિરક્ત છે ? આઠ આની જેટલું ?

ઘરધણી:—તે તો આપ જાણો. મહાત્માઓની કૃપા વગર અમારૂં કશું વળે એમ નથી.

શ્રીરામકૃષ્ણ:—બસ, એમને સંતુષ્ટ કરશો તો બધાને સંતુષ્ટ કર્યા બરોબર છે ! મહાત્માઓનાં હૃદયમાં તેનોજ નિવાસ છે !

ઘરધણી:—જો તે મળી જાય તો પછી કાંઈ કહેવાનુંજ ન રહે. તેની પ્રાપ્તિ થતાંજ બધું એની મેળે છૂટી જાય. રૂપીઓ મળે તો પૈસો ખુશીથી છોડી દઇએ.

શ્રીરામકૃષ્ણ:—પણ સાધન તો કરવુંજ જોઇએને ! સાધન કરતાં કરતાં ધીમે ધીમે આનંદ મળતો જાય છે. સોના મહોરથી ભરેલો એક ચરૂ જમીનમાં દટાયલો

હોય અને કોઇને તે મેળવવો હોય તો મહેનત લઇને ખોદવું તો જોઇએજ. માથા ઉપરથી પરસેવાનાં ટીપે ટીપાં પડતાં જાય અને ખોદાજ કરવું પડે. જ્યારે ચરૂ ઉપર કોદાળી વાગે અને ખડિંગ ખડિંગ અવાજ થાય ત્યારે આનંદ ઉત્પન્ન થાય. પહેલેથી કાંઈ આનંદ હોય? માટે પ્રભુભજન કરો. તે બધો જોગ કરાવી દેશે.

ઘરધણી:—અમારે મન તો તમેજ પ્રભુ છો.

શ્રી રામકૃષ્ણ:—એવું બોલતા નહિ. નદીનો તરંગ કહેવાય, કાંઇ તરંગની નદી કહેવાય?

ઘરધણી:—મહાત્માઓની અંદર પણ રામજ રહેલો છે. અને આપ પણ તેજ રામ છો.

શ્રીરામકૃષ્ણ:—રામ! રામ! એવું કદિ બોલતા નહિ.

એમ કહીને તેમણે હાથ જોડીને પ્રણામ કર્યા અને બોલ્યા:—

"ઓહિ રામ ઘટ ઘટમેં લેટા, ઓહિ રામ હૈ જગત પસેરા."

હું તો તેનો દાસ છું. તમામ જીવજંતુઓનું રૂપ એ રામેજ ધારણ કર્યું છે.

ઘરધણી:—મહારાજ! અમે તો એવું જાણતા નથી.

શ્રીરામકૃષ્ણ:—જાણો કે ન જાણો, પણ તમેજ રામ છો.

ઘરધણી:—આપનામાં જરાએ રાગદ્વેષ નથી.

શ્રીરામકૃષ્ણ:—નથી કેમ? ગાડીવાળાની સાથે અમે કરાર કર્યો હતો કે તેણે અમને કલકત્તે લઇ જવા સારૂ ગાડી લઇને આવવું. આગળથી બાનાના ત્રણ આના લઈ ગયો પણ પછી આવ્યોજ નહિ. મને તો તેનાપર એવી ચાટી ગઈ! ઘણોજ ખરાબ માણસ! જુઓને, અમને કેટલી તકલીફ પડી?

---

## પરમહંસદેવનો બાળસ્વભાવ—સમાધિ—આગળ વધો.

શ્રીરામકૃષ્ણે ત્યાર પછી થોડીવાર આરામ લીધો. આ બાજુએ મારવાડી ભક્તોએ બહારની અગાસીમાં ભજન કરવા માંડયું. આજે મયૂરમુકુટધારીનો મહોત્સવ હતો. ભગવાનને ભોગ ધરાવવાની તૈયારી થતી હતી. શ્રીરામકૃષ્ણજીને દર્શન કરાવવાને ઘરધણી અને તેનાં માણસો તેડી ગયાં.

ભગવાનની પ્રતિમાનાં દર્શન કરતાં કરતાં પરમહંસજી ભાવાવિષ્ટ થઇ ગયા. હાથ જોડીને તે બોલ્યા, "પ્રાણ હે ગોવિંદ મમ જીવન! જય ગોવિંદ ગોવિંદ વાસુદેવ સચ્ચિદાનંદ વિગ્રહ! હા કૃષ્ણ, હે કૃષ્ણ, જ્ઞાન કૃષ્ણ, મન કૃષ્ણ, પ્રાણ કૃષ્ણ, આત્મા કૃષ્ણ, દેહ કૃષ્ણ, જાત કૃષ્ણ, કુલ કૃષ્ણ, પ્રાણ હે ગોવિંદ મમ જીવન!"

આટલું બોલતાં બોલતાં પરમહંસજી ઉભા ઉભા સમાધિસ્થ થઇ ગયા. રામ ચક્રવર્તીએ તેમને પકડી રાખ્યા. ઘણીવારે તેમની સમાધિનો ભંગ થયો.

ભોજનકાર્ય સમાપ્ત થયા પછી પરમહંસજીએ રજા લીધી. એ વખતે સાંજ પડી હતી અને દિવાળીની રોશનીને લીધે રસ્તા ઉપર ઘણીજ ભીડ થઈ હતી. પરમહંસજીએ કહ્યું, 'હું તો ગાડીમાંથી ઉતરી પડું છું, ગાડી ભલે પાછળ પાછળ આવે.' રસ્તે ચાલતાં ચાલતાં તેમણે જોયું કે એક બખોલ જેવી કોટડીમાં એક પાનવાળાએ દુકાન માંડી હતી. તે કોટડી એટલી નીચી હતી કે નીચા વળીએ તોજ જવાય. પરમહંસજી કહે, 'કેટલી આફત ? આટલી સાંકડી જગ્યામાંજ પૂરાઇ રહે છે ! સંસારબદ્ધ લોકોનો એવોજ સ્વભાવ હોય છે. એવા દુ:ખમાં પણ તેમને મનથી આનંદ છે !

ગાડી પાસે આવી પહોંચી. તે બીજીવાર ગાડીમાં બેઠા. અંદર તેમની સાથે બાબુરામ, માસ્તર, રામ એટલા હતા. ગોપાળ ગાડીની × છત્રી ઉપર બેઠો.

એવામાં એક ભિખારણ બગલમાં છોકરૂં લઇને ભીખ માગતી માગતી પરમહંસજીની સામે આવીને યાચના કરવા લાગી. તે જોઇને તેમણે માસ્તરને પૂછ્યું, 'કેમ ? પૈસો બૈસો છે કે ?' ગોપાળે તે બાઇને એક પૈસો આપ્યો.

બડા બજારમાં થઇને ગાડી જતી હતી. દીવાળીની ધામધૂમ થઈ રહી હતી. અંધારી રાતે પણ રોશનીને લીધે બધે અજવાળું અજવાળું થઈ રહ્યું હતું.

પરમહંસજી પાંચ વરસના છોકરાની માફક રોશની જોઇને ખુશ ખુશ થતા હતા. ચારે બાજુએ માણસનો કોલાહલ થતો હતો. પરમહંસજીએ મોટેથી કહ્યું. આગળ વધો ! આગળ જઈને જુઓ ! હજી આગળ જાઓ ! એમ કહેતા જાય ને હસતા જાય. વળી પાછું તેમણે બાબુરામને મોટેથી કહ્યું, "અરે આગળ જાની ! તું કરે છે શું ?"

શિષ્યો હસવા લાગ્યા. તેઓ પરમહંસજીના વચનનો મર્મ સમજી ગયા હતા. 'સંસારમાં શું બંધાઇ રહ્યા છો ? ઇશ્વર તરફ આગળને આગળ ચાલ્યા જાઓ. પોતાની હાલની અવસ્થાથી સંતુષ્ટ થઇને બેસી ન રહો.' બ્રહ્મચારીએ કઠીઆરાને કહ્યું હતું કે આગળ જા. આગળ. કઠીઆરો ધીમે ધીમે આગળ જવા લાગ્યો. તેણે પ્રથમ સુખડનું વન દીઠું. વળી થોડા દિવસ પછી એથી પણ વધારે આગળ ગયો ત્યારે રૂપાની ખાણ દીઠી. વળી આગળ ગયો ત્યારે સોનાની ખાણ દીઠી અને છેવટે તેને હીરા માણેકની ખાણ જડી.

એટલા માટેજ પરમહંસજી વારંવાર કહે છે કે આગળ જાઓ; આગળ જાઓ. ગાડી આગળ ચાલવા લાગી. માસ્તરે પરમહંસજી માટે જે કાપડ ખરીદ્યું હતું તે તેમને બતાવ્યું. બે પંચીઆં અને બે ધોએલાં ધોતીઆં હતાં. પરમહંસજીએ તો માત્ર

× ગાડીની અંદર માણસો બેસે તે ઉપરાંત ગાડીના છાપરાને કઠેરો હોવાથી તેમાં સરસામાન મુકાય અને બેસવું હોય તો બેસી પણ શકાય એવી ગાડીઓ ઉત્તર હિંદુસ્તાનમાં જોવામાં આવે છે.

પંચીઆંજ મંગાવ્યાં હતાં. તેમણે કહ્યું, 'હમણાં હું પંચીઆંજ લઇશ. ધોતીઆં તું તારે ઘેર લઇ જા; રાખી મૂકજે. બહુ તો એક ધોતીયું લઉં.'

માસ્તર:—જી, બીજું એક રાખોને !

શ્રીરામકૃષ્ણ:—મને પોતાને કાંઇક ચીજ લેવા વિષે જરા સંકોચ હોય તેમાં તારે ખોટું લગાડવું નહિ. એ તો આપણી ખાનગી બાબત છે. મારે જ્યારે જરૂર પડશે ત્યારે મંગાવીશ.

માસ્તર:—જેવી આજ્ઞા.

શ્રીરામકૃષ્ણ:—મેં તેને કહ્યું કે કાલે બડા બજાર જવું છે. તું આવીશ કે ? તે કહે કોણ જાણે ? વળી ટ્રામના ભાડાના ચાર પૈસા ખરચ થાય. કોણ જાય? જવા દોને. વેણીપાલને ઘેર કાલે ગયા હતા, તો ત્યાં વળી આચાર્યપણું કરવા લાગ્યો ! કોઇએ તેને કહ્યું નહિ તો પણ ગાવા બેઠો ? લોકો શી રીતે જાણે કે એ મોટો બ્રહ્મજ્ઞાની છે ! ( માસ્તરને ) કેમ ? એક આનાનો ખરચ થાયને ?





# खंड साडत्रीशमो

## દેવી ચૌધુરાણીની વાત




જે પોષ સુદિ સાતેમ અને શનિવાર છે. નાતાલની રજાઓ હોવાથી પરમહંસજીના શિષ્યોને હમણાં પૂરતો અવકાશ છે, તેથી તેઓમાંના ઘણા ખરા તેમનાં દર્શન કરવા આવ્યા છે. થોડીવાર પછી પરમહંસજી શિષ્યો સાથે પંચવટી તરફ ગયા. તેઓ તેમને ઘેરી વળ્યા. કેટલાક બેઠા હતા અને કેટલાક ઉભા હતા. પરમહંસજી પોતે એક ચોતરા ઉપર બેઠા. તેમનું મોં નૈઋત્ય કોણ તરફ હતું. તેમણે માસ્તરને પૂછ્યું, 'ચોપડી લાવ્યો છે કે?'

માસ્તરઃ—જી હા.

શ્રીરામકૃષ્ણઃ—જરા મને એમાંથી વાંચી સંભળાવ તો.

કયું પુસ્તક છે તે શિષ્યો જિજ્ઞાસાથી જોવા લાગ્યા. તે પુસ્તકનું નામ "દેવી ચૌધુરાણી" હતું. એ પુસ્તકમાં નિષ્કામ કર્મની વાત આવે છે એમ પરમહંસજીએ સાંભળ્યું હતું. તેનો લખનાર બંકિમચંદ્ર ચટ્ટોપાધ્યાય છે એ પણ તેમણે સાંભળ્યું હતું. પુસ્તક ઉપરથી તેના લખનારના મનની સ્થિતિ પણ જાણી શકાય છે. માસ્તરે ચોપડી ઉઘાડીને કહ્યું, એક બાળા લૂંટારાના હાથમાં સપડાય છે. તેનું અસલ નામ પ્રફુલ્લ હતું. પાછળથી દેવી ચૌધુરાણી પાડવામાં આવ્યું છે. જે લૂંટારાના હાથમાં તે પકડાઈ હતી તેનું નામ ભવાની ઠાકુર છે. લૂંટારો છતાં તેનું વર્તન ઘણું શુદ્ધ છે. પ્રફુલ્લને સાધનભજન કરતાં સારી રીતે શીખવ્યું હતું, અને નિષ્કામ કર્મ કેવી રીતે કરી શકાય તે પણ સમજાવ્યું હતું. એ લૂંટારાઓ બધા લોકોને લૂંટતા ન હતા, પણ દુષ્ટ લોકોને લૂંટીને તે દ્રવ્યવડે ગરીબ લોકોનું પોષણ કરતા હતા અને લૂંટનો માલ તેઓનેજ આપી દેતા હતા. ભવાની પ્રફુલ્લને કહેતો કે હું દુષ્ટોને શિક્ષા કરૂં છું અને સાધુ પુરુષોનું રક્ષણ કરૂં છું.

શ્રીરામકૃષ્ણઃ—એ તો રાજાનું કર્તવ્ય છે.

માસ્તરઃ—વળી એક ઠેકાણે ભક્તિ સંબંધી વાત આવે છે. ભવાનીએ પ્રફુલની પાસે હમેશાં રહેવાને સારૂ એક બાલિકાને મોકલી હતી. તેનું નામ નિશિ હતું. એ છોકરી ઘણી ભક્તિમતી હતી. તે કહેતી હતી કે મારો સ્વામી એક શ્રીકૃષ્ણજ છે. પ્રફુલ્લનું લગ્ન થયું હતું. તેને બાપ ન હતો, મા હતી. તેમના ઉપર એક પ્રકારનું ખોટું આળ ચડાવીને લોકોએ તેમને ન્યાત બહાર મૂક્યાં હતાં, તેથી કરીને પ્રફુલ્લને તેનાં સાસરીયાં કદિ તેડતાં નહિ. તેનો વર બીજીવાર પરણ્યો હતો, તોપણ પ્રફુલ્લ પોતાના વર ઉપર ઘણી પ્રીતિ રાખતી હતી. આ વાત નીચેના સંવાદ ઉપરથી સારી રીતે સમજાઇ જશે.

નિશિઃ—હું તેની (ભવાનીની) પુત્રી છું અને તે મારો પિતા છે. તેણે મને એક પ્રકારે પરણાવી દીધી છે.

પ્રફુલ્લઃ—એક પ્રકારે એટલે ?

નિશિઃ—મારૂં સર્વસ્વ શ્રીકૃષ્ણને અર્પણ કરી દીધું છે.

પ્રફુલ્લઃ—સર્વસ્વ એટલે ?

નિશિઃ—સૌન્દર્ય, યાવન અને હૃદય.

પ્રફુલ્લઃ—તેજ તારા પતિ છે ?

નિશિઃ—હા, શામાટે નહિ ? તેનો મારા ઉપર સંપૂર્ણ અધિકાર છે. તેજ મારા પતિ છે.

પ્રફુલ્લે આ સાંભળીને એક દીર્ઘ નિઃશ્વાસ મૂકયો અને કહ્યું, 'હું તારી માફક બોલી શકતી નથી. પતિને જોયા પછી શ્રીકૃષ્ણ તરફ મન આકર્ષાયજ નહિ.'

નિશિએ કહ્યું, "શ્રીકૃષ્ણ તરફ દરેક સ્ત્રીનું ચિત્ત ખેંચાઇ શકે છે: કેમકે તેનું યાવન અનંત છે, તેનું સૌન્દર્ય અખંડ છે, અને તેનાં ગુણ અને ઐશ્વર્ય અનંત છે."

નિશિ ભવાનીની શિષ્યા હતી, પણ પ્રફુલ્લ તદ્દન નિરક્ષર હતી તેથી તેનાથી ઉત્તર આપી શકાયો નહિ.

બિચારી નિરક્ષર પ્રફુલ્લ કશું બોલી શકી નહિ. તે કહે, 'બેન ! આ બધી લાંબી લાંબી વાતો મારાથી સમજાતી નથી. તારૂં નામ શું તે તો તેં મને હજી સુધી કહ્યુંજ નથી ?'

સખીએ કહ્યું, 'ભવાની ઠાકુરે મારૂં નામ નિશિ પાડયું છે. હું 'દિવા'ની બેન નિશિ છું. એક દિવસ હું 'દિવા'ને પણ તારી સાથે વાત કરવા તેડી લાવીશ. પણ હું કહું છું તે ધ્યાનમાં રાખજે. ઇશ્વરજ ખરો સ્વામી છે. પતિ અને કૃષ્ણ એ બેનું આપણને શું કામ છે ? આપણા ક્ષુદ્ર હૃદયની ક્ષુદ્ર ભક્તિના બે ભાગ કરવાથી તે કેટલી અલ્પ થઇ જાય ?'

પ્રફુલ્લઃ—છાની રહે, છાની. સ્ત્રીઓની ભક્તિને કાંઇ સીમા છે ?

નિશિ:—સ્ત્રીની ભક્તિને સીમા નથી એ વાત ખરી, પણ ભક્તિ અને પ્રેમ વચ્ચે બહુ તફાવત છે.

ભવાની ઠાકુરે પછી પ્રફુલ્લને સાધનભજન કરતાં શીખવવા માંડયું.

પહેલા વર્ષમાં પ્રફુલ્લના ઓરડામાં ભવાની ઠાકુર કોઇ પણ પુરુષને આવવા દેતો નહિ, તેમજ ઘર બહાર કોઇ પણ પુરુષ સાથે વાત કરવાની તેને રજા આપી ન હતી. બીજે વર્ષે વાતચીત કરવાનો નિષેધ કર્યો નહિ, પણ હજી તેના ઘરમાં તો કોઈ પુરુષથી અવાતું નહિ. ત્રીજે વર્ષે પ્રફુલ્લનું મુંડન કરાવ્યું ત્યાર પછી ભવાની ઠાકુર પોતાના ઉત્તમોત્તમ શિષ્યોને લઇને પ્રફુલ્લના ઓરડામાં જતો. પ્રફુલ્લ ઓડે માથે નીચી નજરે તેમની સાથે શાસ્ત્ર સંબંધી વાર્તાલાપ કરતી.

માસ્તર:—આટલું કર્યા પછી પ્રફુલ્લને વિદ્યાભ્યાસ કરાવવાનો આરંભ કર્યો. વ્યાકરણ શીખવવા માંડયું. રઘુવંશ, કુમારસંભવ, નૈષધ, શાકુંતલ વગેરે કાવ્યગ્રંથો ભણાવવા માંડયા. સાંખ્ય, વેદાંત અને ન્યાયની પણ શરૂઆત કરી.

શ્રીરામકૃષ્ણ:—એનો શો અર્થ? શું આ બધા ગ્રંથો વાંચ્યા વગર જ્ઞાન થાયજ નહિ એમ?

માસ્તર:—પ્રફુલ્લનો વિદ્યાભ્યાસ પૂરો થયા પછી તેણે થોડા વખતસુધી સાધન ભજન કર્યું. ત્યાર પછી એક દિવસ ભવાની ઠાકુર તેની સાથે વાતચીત કરવા આવ્યો. આ વખતે તેણે પ્રફુલ્લને નિષ્કામ કર્મનો ઉપદેશ આપવા માંડયો. ગીતાનો એક શ્લોક વાંચ્યો—

+ तस्मादसक्तः सततं कार्यं कर्म समाचार ।
असक्तो ह्याचरन् कर्म परमाप्नोति पूरुषः ॥ ગીતા ૩, ૧૯.

અનાસક્તિનાં ત્રણ લક્ષણ છે:—

(૧) ઇન્દ્રિયસંયમ (૨) નિરહંકાર (૩) શ્રીકૃષ્ણને ફળનું સમર્પણ.

અહંકારથી રહિત થયા વગર ધર્માચરણ થઇ શકેજ નહિ. તેના પ્રમાણમાં ગીતાનો બીજો એક શ્લોક બતાવ્યો:—

×प्रकृतेः क्रियमाणानि गुणैः कर्माणि सर्वशः ।
अहंकारविमूढात्मा कर्ताहमिति मन्यते ॥ ગીતા ૩, ૨૭.

વળી તમામ પ્રકારનાં કર્મનું ફળ શ્રીકૃષ્ણને અર્પણ કરવું જોઇએ. તેના પ્રમાણમાં એક શ્લોક વાંચી સંભળાવ્યો:—

+માટે અનાસક્ત થઇને તારાં કર્તવ્ય કર્મ કર; અનાસક્તપણે કર્મ કરનાર પુરુષ પરમપદને પામે છે.

× સર્વ કર્મ પ્રકૃતિના ગુણવડેજ થતાં હોવા છતાં અહંકારથી મૂઢ થએલો જીવ પોતાનેજ કર્તા માની લે છે.

×यत् करोषि यदश्नासि यज्जुहोषि ददासि यत् ।
यत्तपस्यसि कौन्तेय तत् कुरुष्व मदर्पणम् ॥ ગીતા ૯, ૨૭.

નિષ્કામ કર્મનાં આવાં ત્રણ લક્ષણ તેણે બતાવ્યાં.

શ્રીરામકૃષ્ણઃ—ફળનું સમર્પણ કરવાનું કહ્યું એ તો પહેલું પગથીયું છે. ભક્તિ કરવાનું કેમ ન કહ્યું ?

માસ્તરઃ—અહિં ભક્તિ વિષે ઝાઝું લખ્યું નથી.

ત્યાર પછી ધનનો કેવી રીતે ઉપયોગ કરવો તેની વાત ચાલી.

પ્રફુલ્લઃ–મેં મારાં બધાં કર્મ કૃષ્ણને અર્પણ કર્યાં તેની સાથે મારૂં ધન પણ તેનેજ અર્પણ કરી ચૂકી છું.

ભવાનીઃ—બધું ?

પ્રફુલ્લઃ—હા, બધુંજ.

ભવાનીઃ—એટલુંજ કર્યાથી અનાસક્તપણે તારાથી કર્મ કરી શકાશે નહિ. જો તારે તારા પોષણને માટે કાંઇક ઉદ્યમ કરવો પડશે તો તેમાંથી પણ આસક્તિ ઉત્પન્ન થશે. માટે કાં તો તારે ભિક્ષા માગીને શરીરનું પોષણ કરવું અથવા તો આ જે ધન તારી પાસે છે તેવડે તું તારૂં ભરણપોષણ કરજે. ભિક્ષાવૃત્તિ કરવાથી પણ આસક્તિ ઉત્પન્ન થવાનો સંભવ છે. માટે આ ધનવડેજ તારે દેહનું ભરણપોષણ કરવું.

માસ્તરઃ—(શ્રીરામકૃષ્ણને) એટલા પૂરતી ગ્રંથકારે પોતાની હુશીઆરી બતાવી છે.

શ્રીરામકૃષ્ણઃ—ખરેખર, હુશીઆરીજ બતાવી છે. એટલી એની બુદ્ધિ વાણિયા-શાઇ. જેને ઇશ્વરની સાથે પ્રીતિ છે તે એવો વિચાર કરવા રહેતો નથી પણ એકદમ ભૂસકોજ મારે છે. પોતાના નિર્વાહને માટે આટલું ધન અનામત રહેવા દેવું એવો હીસાબ તે કરી શકતો નથી.

માસ્તરઃ—ત્યાર પછી એવી હકીકત આવે છે કે ભવાની ઠાકુરે પ્રફુલ્લને પૂછ્યું કે આ ધન તું શ્રીકૃષ્ણને કેવી રીતે અર્પણ કરીશ ? પ્રફુલ્લ બોલી, **શ્રીકૃષ્ણ પ્રાણીમાત્રમાં છે. માટે આ ધન પ્રાણીમાત્રના સુખને માટે ખર્ચી નાખીશ.**

ભવાની કહે 'બરાબર છે.' એમ કહીને તેણે ગીતાના ત્રણ શ્લોક વાંચી બતાવ્યા.

[1] यो मां पश्यति सर्वत्र सर्वञ्च मयि पश्यति ।
तस्याहं न प्रणश्यामि स च मे न प्रणश्यति ॥

× તું જે કાંઇ કરે, જે કાંઈ ખાય, જે કાંઈ આહુતિ આપે, જે કાંઈ દાન કરે, જે કાંઈ તપશ્ચર્યા કરે તે મને અર્પણ કર.

૧ જે સર્વત્ર મનેજ જુએ છે અને સર્વને મારામાં જુએ છે તેની દૃષ્ટિથી હું દૂર નથી અને મારી દૃષ્ટિથી તે દૂર નથી.

* सर्वभूतस्थितं यो मां भजत्येकत्वमास्थितः ।
× सर्वथा वर्तमानोऽपि स योगी मयि वर्तते ॥
आत्मौपम्येन सर्वत्र समं पश्यति योऽर्जुन ।
सुखं वा यदि वा दुःखं स योगी परमो मतः ॥

ગીતા ૬-૩૦, ૩૧, ૩૨.

શ્રીરામકૃષ્ણ:—અલબત્ત, આ ઉત્તમ ભક્તનાં લક્ષણ છે.

માસ્તરે આગળ વાંચવા માંડ્યું.

પ્રાણીમાત્રને દાન કરવામાં ઘણો શ્રમ લેવાની જરૂર છે. સારાં સારાં કપડાં, ભોગવિલાસ, ભભકો, વગેરે પણ જરૂરનાં છે. તે માટે ભવાનીએ કહ્યું કે જરાતરા 'દુકાનદારી' પણ કરવી જોઈએ.

શ્રીરામકૃષ્ણ:—(જરા ગુસ્સે થઈને) દુકાનદારી પણ કરવી જોઈએ ! એ તો જેવું મનમાં હોય તેવુંજ બહાર આવે. રાતદિવસ સંસારના વિષયોનું ચિંતન કર્યાથી પાખંડ, કપટ, એ બધા દુર્ગુણો અને તેમનીજ વાતો સ્વાભાવિક રીતે આવી જાય છે. મૂળા ખાધાથી મૂળાનાજ ઓડકાર આવે છે. 'દુકાનદારી' એવા શબ્દો તે ન બોલ્યો હોત અને એમ કહ્યું હોત કે '**પોતાને અકર્તા માનીને કર્તાની માફક કામ કર્યા જવું**' તોપણ ચાલત. એક દિવસ એક માણસ ભજન ગાતો હતો, તે ભજનની અંદર 'લાભ,' 'નુકસાન' એવી એવી વાતો આવ્યા કરે. મેં કહ્યું, રહેવા દે તારૂં ભજન. રાતદિવસ જેનો વિચાર આવતો હોય, જેની આસક્તિ હોય તેજ વાત મોંમાંથી નીકળી જાય. **સંસારી માણસોના મોંમાંથી શુદ્ધ વૈરાગ્ય અને નિષ્કામપણાની વાત નીકળેજ નહિ.**

હવે ઈશ્વરના દર્શનની વાત આવી. હવે પ્રફુલ્લ દેવી ચાધુરાણી બની હતી. વૈશાખ સુદિ સાતમ હતી. દેવી એક મછવા ઉપર બેસીને 'દિવા'ની સાથે વાર્તાલાપ કરી રહી હતી. આકાશમાં ચંદ્ર ઉગ્યો હતો. ગંગાને કિનારે મછવો લંગર નાખીને થોભાવી રાખ્યો હતો. મછવાના છાપરા ઉપર દેવી અને તેના બે સખીઓ બેઠી હતી. ઈશ્વરનું પ્રત્યક્ષ દર્શન થઈ શકે કે નહિ તેની વાત ચાલતી હતી. દેવીએ કહ્યું કે '**જેમ પુષ્પનો વાસ નાકવડે પ્રત્યક્ષ અનુભવાય છે તેમ ઈશ્વરને અંતઃકરણવડે પ્રત્યક્ષ અનુભવા શકાય છે.**'

શ્રીરામકૃષ્ણ:—અંતઃકરણવડે પ્રત્યક્ષ અનુભવાય, પણ તે તમારૂં સાધારણ અંતઃકરણ નહિ તો ! એ તો શુદ્ધ અંતઃકરણમાંજ અનુભવાય છે ! જરા પણ વિષયાસક્તિ

* જે જીવ અને બ્રહ્મનો અભેદ જુએ છે અને મને ભૂતમાત્રમાં રહેલો જાણીને મારી ભક્તિ કરે છે તે ગમે તે અવસ્થામાં રહેલો છતાં પણ સર્વદા મારામાંજ રહેલો છે.

× હે અર્જુન ! સુખમાં તેમજ દુઃખમાં જે સર્વને આત્મવત્ ગણે છે તે યોગીને હું સર્વથી શ્રેષ્ઠ માનું છું.

રહી ગઇ હોય તો સઘળું ફોકટ ! મન સંપૂર્ણ શુદ્ધ થાય એટલે પછી તેને શુદ્ધ મન કહો કે આત્મા કહો.

માસ્તર:—એવી વાત પણ આગળ આવે છે. ગ્રંથકાર લખે છે કે ઇશ્વરનું દર્શન કરવાને માટે એક પ્રકારના દૂરબિનની જરૂર છે. એ દૂરબિનનું નામ યોગ છે. ત્યાર પછી ગીતાના સિદ્ધાંત પ્રમાણે યોગ ત્રણ પ્રકારના છે એમ તે કહે છે. (૧) જ્ઞાનયોગ (૨) કર્મયોગ (૩) ભક્તિયોગ. એ યોગરૂપી દૂરબિનવડે ઇશ્વરનું દર્શન થઇ શકે છે.

શ્રીરામકૃષ્ણ:—એ વાત સાચી છે. એ તો બરાબર ગીતાનોજ મત છે.

માસ્તર:—છેવટે દેવી ચૌધુરાણી અને તેના પતિનો મેળાપ થાય છે. પતિ પ્રત્યે તેની ખૂબ ભક્તિ છે. તે પોતાના પતિને કહે છે કે તમે મારા ઉપાસ્ય દેવ છો. હું અન્ય દેવતાઓનું પૂજન કરતાં શીખતી હતી પણ શીખી શકી નથી. તમામ દેવતાઓનું સ્થાન મારા મનથી તમેજ ભોગવો છો.

શ્રીરામકૃષ્ણ:—શીખી શકી નહિ ! એનુંજ નામ પતિવ્રતા ધર્મ ! શું એવું પણ આ પુસ્તકમાં છે ખરૂં !

વાચન પૂરૂં થયું. પરમહંસજી હસતા હતા. હવે તે શું બોલે છે તેની શિષ્યો એકચિત્તે રાહ જોતા બેઠા હતા.

શ્રીરામકૃષ્ણ:—આ કોઇ રીતે ખરાબ નથી. પતિવ્રતા ધર્મની વાત બરાબર સમજાવી છે. જો પ્રતિમાદ્વારા ઇશ્વરનું પૂજન થઇ શકે તો પછી મનુષ્યદ્વારા કેમ ન થઇ શકે ? વાસ્તવમાં ઇશ્વરજ મનુષ્યરૂપે આ બધી લીલા કરી રહ્યો છે.

## પદાર્થમાત્રમાં પરમાત્મદર્શન—પરમહંસદેવનો સ્વાનુભવ

શ્રીરામકૃષ્ણ:—એકવાર મારી એવી અવસ્થા થઇ હતી. શિવપાર્વતીના ભાવમાં હું કેટલાક દિવસ સુધી રહ્યો હતો. વળી થોડા દિવસ મને રાધાકૃષ્ણનો ભાવ પણ આવ્યો હતો. કોઇવાર સીતારામનો ભાવ પણ આવતો. રાધાનો ભાવ આવતો ત્યારે કૃષ્ણ કૃષ્ણ કરીને પોકાર કરતો; સીતાનો ભાવ આવતો ત્યારે રામ રામ કરતો.

ઇશ્વરની લીલાનું દર્શન એ કાંઇ આખરની અવસ્થા નથી અને એટલાથીજ તૃપ્તિ થતી નથી. ઉપર કહ્યા તેવા બધા ભાવ આવી ગયા પછી મેં માને વિનતિ કરી કે એ બધામાં તો વિયોગ થવાનો ભય છે; માટે જેમાં કદિ પણ વિયોગ ન થાય, આનંદમાં ભંગ ન થાય એવી અવસ્થા આપો. એ પછી હું થોડો વખત અખંડ સચ્ચિદાનંદના ભાવમાંજ મસ્ત રહ્યો હતો. ભગવાનની છબીઓને વીણી વીણીને મારા ઓરડામાંથી ફેંકી દીધી !

પ્રાણીમાત્રમાં—વસ્તુમાત્રમાં હું તેનુંજ દર્શન કરવા લાગ્યો. મારી પૂજા બૂજા બધું ઉડી ગયું ! આ બિલિનું ઝાડ છે. એકવાર હું બિલિપત્ર તોડવા ગયો પણ શું

તોડું ? એક પાન તોડતામાંજ ઝાડનો રેસો નીકળી આવ્યો અને જોઉં છું તો આખું ઝાડ ચૈતન્યમય હતું ! મારા મનને ઘણીજ વ્યથા થઇ. પાન તોડયું તેને માટે મને પશ્ચાત્તાપ થવા લાગ્યો. દૂર્વા તોડવા ગયો પણ તેને પણ પ્રથમની માફક તોડી ન શકયો. પછી હું જરા ચીડવાઇને ચાલતો થયો.

મારાથી એક લીંબુ સરખું પણ કપાતું નહિ. તે દિવસે અત્યંત મનોવેદના સહિત 'જય કાલી ' બોલીને જાણે તેની સામે બલિદાન આપતો હોઉં તેમ મેં લીંબુ કાપ્યું. આખું જગત્ ચૈતન્યમય લાગતું. એક દિવસ હું ફૂલ તોડવા ગયો હતો—ઝાડ ઉપર નાનાં ફૂલ લાગ્યાં હતાં. મારા નેત્ર આગળ ઇશ્વરનું વિરાટ્ સ્વરૂપ પ્રત્યક્ષ થયું. તેની પૂજા થઇજ ગઇ હતી અને વિરાટ્ મૂર્તિના માથા ઉપર ઝાડ ઉપરનાં એ સઘળાં પુષ્પો અર્પણ થઇ ચૂકેલાં હતાં ! એવું દર્શન થયા પછી મેં ફૂલ તોડવાનું છોડી દીધું.

ઇશ્વરજ મનુષ્ય બનીને આ બધી લીલા કરે છે. હું સાક્ષાત્ નારાયણનેજ જોઉં છું. લાકડાના બે કકડા જોરથી ઘસતાં જેમ તેમાંથી અગ્નિ ઉત્પન્ન થાય છે તેમ ભક્તિના બળવડે મનુષ્યોમાં ઇશ્વરનું પ્રત્યક્ષ દર્શન થાય છે. ગલ નાખતાંમાંજ માછલીઓ પડાક લઇને પકડાઇ જાય છે !

પ્રેમોન્માદ થતાંજ ભૂતમાત્રમાં ઇશ્વરનો સાક્ષાત્કાર થાય છે. ગોપીઓ ભૂતમાત્રમાં કૃષ્ણનું દર્શન કરતી. જગત્‌ને કૃષ્ણમય દેખતી. પછી તેઓ એમ પણ કહેતી કે અમેજ કૃષ્ણ છીએ ! એ ખરેખરી ઉન્માદ અવસ્થા હતી. કોઇ ઝાડ જોતી તો બોલી ઉઠતી કે આ કોઇ તપસ્વી છે અને કૃષ્ણનું ધ્યાન કરતો બેઠો છે ! નાનું ઘાસ જોઇને કહેતી કે શ્રીકૃષ્ણના સ્પર્શથી પૃથ્વીને રોમાંચ થયો છે !

પતિ એજ ઇશ્વર છે એમ માનવું એજ પતિવ્રતા સ્ત્રીનો ધર્મ છે. જ્યારે પ્રતિમાનું પૂજન થાય ત્યારે જીવતા મનુષ્યનું પૂજન શામાટે ના થાય ?

## ઇશ્વરનું દર્શન કેવી રીતે થાય ?

ઇશ્વરનો સ્વભાવ પણ બાળકના જેવોજ છે. માટે જે કોઇ ઇશ્વરનું દર્શનજ કરે છે તેનો સ્વભાવ પણ ઇશ્વરના જેવો અર્થાત્ બાળકવત્ બની જાય છે. ઇશ્વરનું દર્શન અથવા સાક્ષાત્કાર શી રીતે થાય ? તીવ્ર વૈરાગ્ય જોઇએ. મનની એવી અવસ્થા થવી જોઇએ કે ઇશ્વરને બળપૂર્વક કહી શકાય કે હે જગત્‌પિતા ! હું શું જગતની બહાર છું ? સાળા ! મારા ઉપર દયા લાવે છે કે નહિ ?

જે દેવનું ધ્યાન કરો તે દેવનું સત્ત્વ તમારામાં પ્રવેશ કરે છે, જો તમે શિવનું પૂજન કરો તો તમારામાં શિવનું સત્ત્વ દાખલ થાય છે. એક માણસ રામનો ભક્ત હતો. રાત દિવસ હનુમાનનુંજ ચિંતન કરતો અને મનમાં એવીજ ધારણા કરતો કે

હું હનુમાનજ છું. એમ કરતાં કરતાં તેની ધારણા એવી દૃઢ થઇ ગઇ કે આખરે તેને એક પૂછડી પણ ઉગી હતી !

શિવના અંશવડે જ્ઞાન પ્રાપ્ત થાય છે અને વિષ્ણુના અંશવડે ભક્તિ મળે છે. જેઓનામાં શિવનો અંશ હોય છે તેમની પ્રકૃતિ જ્ઞાનીના જેવી હોય છે; જેઓનામાં વિષ્ણુનો અંશ હોય છે તેમની પ્રકૃતિ ભક્તના જેવી હોય છે.

માસ્તરઃ—ચૈતન્ય ભગવાનને માટે તો આપ એમ કહેતા હતા કે તેમનામાં જ્ઞાન અને ભક્તિ બેઉ હતાં.

શ્રીરામકૃષ્ણઃ—ચૈતન્ય ભગવાનની તો વાતજ જૂદી છે. એ તો ઈશ્વરના અવતાર હતા. તેમનામાં અને સામાન્ય મનુષ્યમાં અનેક પ્રકારનો તફાવત છે. તેમનો વૈરાગ્ય એવો તીવ્ર હતો કે એકવાર વાસુદેવ સાર્વભામે તેમના મોંમાં ખાંડ મૂકી પણ તે ભીંજાઇ નહિ અને ફરફર કરતી ઉડીને બહાર નીકળી પડી ! તે હમેશાં સમાધિસ્થ હાલતમાં રહેતા હતા. તેમનો ઇન્દ્રિયસંયમ એવો અદ્ભુત હતો ! મનુષ્યની સાથે તેમની તુલના થઇજ કેમ શકે ? સિંહ માંસ ખાય છે તોપણ તે બાર વર્ષે એકવાર સ્ત્રી સમાગમ કરે છે, અને કબૂતર કાંકરા ખાય છે છતાંએ રાત્રી દિવસ કામક્રીડા કરે છે. એવોજ તફાવત અવતારી પુરુષ અને સામાન્ય મનુષ્ય વચ્ચે છે. સામાન્ય જીવ ભલે કામનો ત્યાગ કરે, પણ વૃત્તિ જરાક ચંચળ થઇ જાય એટલે પછી તેને કાબૂમાં રાખી શકતો નથી.

ભક્તિ કરવામાં શરમ કેવી ? ભલે લોકોને જોવું હોય તો જુએ અને હસવું હોય તો હસે. 'લજ્જા, ઘૃણા અને ભય એ ત્રણમાંથી એકપણ રહેવું ન જોઇએ.' એ બધાં બંધન છે. અષ્ટપાશ કહેવાય છે ને ?

જે નિત્યસિદ્ધ છે તેને સંસારનો કશો ભય હોતો નથી. કેટલાક સિદ્ધકોટિના આત્માઓ બે હાથમાં તલવાર ફેરવી શકે છે. એક હાથમાં કર્મની અને બીજા હાથમાં જ્ઞાનની. જનકે તેમ કર્યું હતું. કેટલાક લોકોને તલવારના એવા પટા ખેલતાં આવડે છે કે લોકો પથરા મારે તોપણ તલવારને અથડાઇને આઘા પડી જાય !

એક ભક્તઃ—મહારાજ ! કેવી અવસ્થા થાય ત્યારે ઈશ્વરનું દર્શન થાય ?

શ્રીરામકૃષ્ણઃ—તમામ મનોવૃત્તિ ઈશ્વરમાં પરોવ્યા વગર કશી સિદ્ધિ ન થાય. ભાગવતમાં એવી કથા છે કે એકવાર શુકદેવજી રસ્તે જતા હતા. જાણે તલવારની ધારપર ચાલતા હોય તેમ સીધીજ દૃષ્ટિ રાખીને ચાલતા હતા. આડી અવળી નજરજ નહિ. એકજ લક્ષ્ય–કેવળ ઈશ્વર તરફજ દૃષ્ટિ. એનું નામજ યોગ.

ચાતક પક્ષી માત્ર વરસાદનુંજ પાણી પીએ છે. ગંગા, જમુના, ગોદાવરી જેવી મોટી મોટી નદીઓ છે, સાત સમુદ્રો છે, છતાં તેમનું પાણી ચાતક પીએજ નહિ. માત્ર વાદળાંમાંથી પાણી પડે તેજ પીએ.

આવા પ્રકારની યોગનિષ્ઠા જે સિદ્ધ કરે તેનેજ ઈશ્વરનું દર્શન થઈ શકે. નાટકશાળામાં જ્યાંસુધી પડદો ઉપડયો નથી હોતો ત્યાંસુધીજ કોઈ ઘરની વાત કરે છે; કોઈ ઑફિસની વાત કરે છે, કોઈ સ્કૂલની વાત કરે છે; પણ પડદો ઉપડયો કે તરત બધી વાતચીત બંધ ! પછી તો બધા એકી નજરે, એક ચિત્તે નાટક જોવાજ મંડી જાય છે; અને કદાચ ઉપદેશક કોઈ કાંઈ વાત કરે તો તે પણ નાટકને લગતીજ !

નૃત્યગોપાળ સામે બેઠો હતો. તે હમેશાં ભાવસ્થજ રહેતો. મોઢેથી એક શબ્દ પણ બોલતો નહિ.

શ્રીરામકૃષ્ણ:—ગોપાળ ! તું ચુપચુપ કેમ બેસી રહે છે ?

નૃત્યગોપાળ:—હું–જાણતો–નથી.

શ્રીરામકૃષ્ણ:—જાણે છે તોપણ બોલતો નથી ! કાંઇક અપરાધ થયો છે ને ?

ખરી વાત છે. જય અને વિજય નારાયણના દ્વારપાળ હતા. એકવાર સનક, સનાતન વગેરે ઋષિઓને તેણે અંદર જતા અટકાવ્યા. આ અપરાધમાટે તેમને ત્રણવાર અવતાર ધારણ કરવો પડયો હતો.

શ્રીદામ ગોલોકમાં વિરજાનો દ્વારપાળ હતો. વિરજાના ઘરમાં શ્રીકૃષ્ણને પકડવા માટે એકવાર રાધાજી આવ્યાં. તેમને શ્રીદામે અટકાવ્યાં. તે ઉપરથી રાધાજીએ તેને શાપ દીધો કે તું મર્ત્યલોકમાં અસુર થઇને જન્મ ધારણ કરજે. શ્રીદામે પણ તેમને સામો શાપ દીધો ! (હસાહસ)

એક વાત એવી છે કે છોકરો બાપનો હાથ પકડયા વિના ચાલતો હોય અને રસ્તામાં ખાડો હોય તો વખતે પડી પણ જાય; પણ જો બાપે છોકરાનો હાથ પકડયો હોય તો પછી પડી જવાનો ભય નથી.

કેદાર હમણાં ઢાકા રહે છે. સરકારી નોકર હોવાથી નોકરીને અંગે તેને ત્યાં રહેવું પડે છે. પહેલાં તેની નોકરી કલકત્તામાં હતી. હમણાં ઢાકે બદલી થઇ છે. તે શ્રીરામકૃષ્ણનો પરમ ભક્ત છે. ઢાકામાં પણ સમાગમમાટે ઘણા ભક્તો તેની પાસે આવે છે અને તેનો ઉપદેશ ગ્રહણ કરે છે. એ લોકો કદિ ખાલી હાથે આવતા નથી. નાના પ્રકારનાં મિષ્ટાન્ન વગેરે લાવીને કેદારની આગળ ધરે છે.

કેદાર:—શું મારે એ ચીજોનો સ્વીકાર કરવો ?

શ્રીરામકૃષ્ણ:—જો ઇશ્વરપ્રીત્યર્થે ભક્તિપૂર્વક કોઇ ચીજ તમને આપે તો તે લેવામાં દોષ નથી. કામનાપૂર્વક આપે તો લેવી નહિ.

કેદાર:—એવી એવી અનેક બાબતો જાણવાની મને શી જરૂર ?

શ્રીરામકૃષ્ણ:—નહિ, બધુંએ જાણવું જોઇએ. જો મોદીની દુકાન માંડવી હોય તો બધી જાતનો માલ રાખવો પડે છે. હળદર, આમલી, મસુરની દાળ–બધુંએ રાખવું જોઇએ.

જે ગાવા વગાડવાનો ધંધો લઇ બેઠો હોય તેને બધી જાતનાં વાજિંત્ર વગાડતાં આવડવુંજ જોઇએ. x x x x

પછી પરમહંસજી ઝાડ નીચે દિશાએ જવા ગયા. એક શિષ્ય હાથમાં લોટો લઇને સાથે ગયો.

શિષ્યો આમતેમ ફરવા લાગ્યા. કેટલાક પરમહંસજીના રહેવાના ઓરડા તરફ ગયા. કેટલાક પંચવટીની આસપાસ ફરીને પાછા આવ્યા. એટલામાં પરમહંસજી પણ આવી પહોંચ્યા. તેમણે કહ્યું, 'આજે મારે બે ત્રણવાર દિશાએ જવું પડ્યું. યદુ મલ્લિકને ઘેર જમ્યો હતો તેથી! બડો સંસારમગ્ન માણસ છે! તેના ઘરનું અન્ન ખાવાથી પેટમાં ગરમી થઈ ગઈ છે!'

પંચવટીના ચોતરા ઉપર પરમહંસજીની પાનની દાબડી તથા બીજી એક બે ચીજો પડી છે.

શ્રીરામકૃષ્ણઃ—આ દાબડી તથા બીજું જે કાંઈ હોય તે ઓરડામાં લેતા આવજો.

એમ કહીને પરમહંસજી દક્ષિણ દિશા વાળે રસ્તે થઇને પોતાના ઓરડા તરફ જવા વળ્યા. શિષ્યો પણ તેમની પાછળ પાછળ જવા લાગ્યા. એકના હાથમાં પાનની દાબડી હતી અને બીજાના હાથમાં દિશાએ જવાનો લોટો હતો. એક શિષ્યે પરમહંસજીને પ્રશ્ન કર્યો કે—

મહારાજ! જ્ઞાનવડે ઇશ્વરના ગુણ જાણી શકાય કે નહિ?

પરમહંસજીએ કહ્યું, 'તે આ સાધારણ ઉપલકીઆ જ્ઞાનથી નહિ. તેને કાંઇ એમને એમ જાણી શકાય કે? સાધન કરવું જોઇએ. ભક્તિના જે જૂદા જૂદા ભાવ શાસ્ત્રમાં જણાવ્યા છે તેમાંના કોઇ પણ એક ભાવનો આશ્રય લેવો જોઇએ. દાસભાવ ઉત્તમ છે. ઋષિ મુનિઓનો શાંતભાવ હતો. જ્ઞાનમાર્ગીઓનો ભાવ જાણો છો? તેઓ પોતાના મૂળ સ્વરૂપનું ધ્યાન કરે છે.'

શ્રીરામકૃષ્ણઃ—(એક શિષ્યને) તમારો કયો ભાવ છે?

શિષ્ય કાંઇ બોલ્યો નહિ.

શ્રીરામકૃષ્ણઃ—(હસીને) માટેજ હાજરા કહે છે કે તમે તો મનની બધી વાતો જાણી શકો છો! ખૂબ આગળ વધો ત્યારે એવી સ્થિતિ આવે છે. પ્રલ્હાદની સ્થિતિ એવી હતી. પણ એ ભાવને બરાબર સિદ્ધ કરવામાટે સાધન કરવાની બહુજ જરૂર છે.

એક માણસ કાંટાવાળા છોડને હાથમાં જોરથી દબાવીને ઉભો હતો. તેના હાથમાંથી લોહી છર છર નીકળતું હતું. છતાં કહે છે કે મને કશું લાગતું નથી! મને કશુંજ દુઃખ થતું નથી! કોઇએ તેને પૂછ્યું ત્યારે તે કહે કે 'બહુ મજા પડે છે!' ઇશ્વરની ભક્તિમાટે પણ દુઃખ પ્રત્યે એવો ભાવ ધારણ કરવો જોઇએ.

શિષ્યો એક ચિત્તે આ કથામૃતનું પાન કરતા હતા.

## ભક્તિયોગ

અત્યારે શ્રીરામકૃષ્ણ પોતાના ઓરડામાં એક નાના સરખા ખાટલા ઉપર બેઠા બેઠા સમાધિસ્થ થઇ ગયા છે. મહિમાચરણ, રામ, માસ્તર, વગેરે અનેક શિષ્યો ત્યાં હાજર છે.

આજે દોલયાત્રાનો મહોત્સવ છે અને ગૌરાંગ મહાપ્રભુનો જન્મદિવસ છે. ઇ૦ સ૦ ૧૮૮૫ ના માર્ચની ૧ લી અને ફાગણ સુદી પૂનેમ છે.

શિષ્યો શ્રીરામકૃષ્ણ સામે એકી નજરે જોઇ રહ્યા છે. કેટલીક વારે તેમની સમાધિનો ભંગ થયો, છતાં હજી ભાવસ્થ હતા. તેમણે મહિમાચરણને કહ્યું–'ખાણુ હરિભકિતની વાત–'

મહિમાચરણ ગાય છેઃ—

आराधितो यदि हरिस्तपसा ततः किम् ।
नाराधितो यदि हरिस्तपसा ततः किम् ॥
अंतर्बहिर्यदि हरिस्तपसा ततः किम् ।
नान्तर्बहिर्यदि हरिस्तपसा ततः किम् ॥

વળી,:-

विरम विरम ब्रह्मन् किं तपस्यासु वत्स ।
व्रज व्रज द्विज शीघ्रं शंकरं ज्ञानसिन्धुम् ॥
लभ लभ हरिभक्तिं वैष्णवोक्तां सुपक्वां ।
भवनिगडनिबन्धच्छेदनीं कर्तरीञ्च ॥

આ શ્લોક નારદ પંચરાત્ર નામના ગ્રંથમાં આપેલા છે. નારદ ઋષિ તપશ્ચર્યા કરતા હતા તેવામાં દેવવાણી થઇ કે ' જો હરિની આરાધના કરેલી હોય તોપણ તપશ્ચર્યાની જરૂર શી છે અને હરિની આરાધના ન કરી હોય તોપણ તપશ્ચર્યાની જરૂર શી છે ? અર્થાત્ આરાધના–ભાક્ત કરી હોય તો તપશ્ચર્યા બિનજરૂરી છે અને ન કરી હોય તો એકલી તપશ્ચર્યાથી કાંઇ વળે એમ નથી. જો હરિ બહાર અને અંતરમાં-હોય તોપણ તપશ્ચર્યાનું પ્રયોજન નથી. અને જો હરિ બહાર અને અંતરમાં ન હોય તોપણ તપશ્ચર્યા નિષ્પ્રયોજન છે. માટે હે બ્રહ્મન્ ! તું તપશ્ચર્યા છોડી દે. હે વત્સ ! હવે એ તપશ્ચર્યાની જરૂર નથી. જ્ઞાનસિંધુ શંકરની પાસે ત્વરાથી જા. અને જે હરિભકિતવિષે વૈષ્ણવો કહી ગયા છે તે પરિપકવ ભકિતને પ્રાપ્ત કર. એ ભકિતવડે સંસારનાં દઢ બંધન કપાઇ જશે.

શ્રીરામકૃષ્ણઃ—ભકત બે પ્રકારના છે. જીવકોટિ (સામાન્ય) અને ઈશ્વરકોટિ (અસામાન્ય) જીવકોટિના આત્માઓને માટે વૈધીભકિત છે. આટલા ઉપચાર સહિત પૂજા કરવી, આટલા જપ કરવા; આવા પ્રકારનું પુરશ્ચરણ કરવું; ઇત્યાદિ. એવી

વૈધીભક્તિ કર્યા પછી તેમને વિવેક પ્રાપ્ત થઈ તેમના અહંભાવનો લય થાય છે, અને પછી તેમને જન્મ લેવો પડતો નથી.

ઈશ્વરકોટિનો આત્મા તો **नेति नेति** । આ અનાત્મ પદાર્થ છે, આ અનાત્મ પદાર્થ છે, એવો વિચાર કરતાં કરતાં તે ઠેઠ અગાસી ઉપર પહોંચી જાય છે અને ત્યાં ગયા પછી જુએ છે કે જે ઇંટ, ચૂનો, રેતી વગેરેની અગાસી બનેલી છે તેજ પદાર્થોનાં પગથીઆં વગેરે,બનેલાં છે ! બ્રહ્મ, જીવ અને જગત્ એ ત્રણે મૂળ એકજ તત્ત્વનાં બનેલાં છે. પછી તેને અગાસીમાં બેસવું હોય તો અગાસીમાં બેસે અને નીચે આવવું હોય તો નીચે આવે. તેને મનથી બધુંએ સરખું છે.

શુકદેવ સમાધિસ્થ હતા. તેમની સમાધિ જડ સમાધિ હતી. ભગવાને નારદ ઋષિને શુકદેવની પાસે મોકલ્યા અને કહેવડાવ્યું કે, પરીક્ષિતને ભાગવત સંભળાવો. નારદે આવીને જોયું તો શુકદેવજી તદ્દન શૂન્ય અવસ્થામાં બેઠા હતા. પછી તેમણે વીણા વગાડવા માંડી અને તેની સાથે શ્રી હરિના મહિમાવિષેના ચાર શ્લોક ગાયા. પહેલો શ્લોક ગવાતાંજ શુકદેવને શરીરે રોમાંચ થયો. ત્યાર પછી તેમના નેત્રમાંથી અશ્રુ ટપકવા લાગ્યાં. છેવટે હૃદયમાં તેમને ચિન્મય સ્વરૂપનાં દર્શન થવા લાગ્યાં. કેમકે શુકદેવ ઈશ્વરકોટિના આત્મા હતા.

હનુમાનજીએ સાકાર અને નિરાકાર બેઉનો સાક્ષાત્કાર કર્યો હતો, તોપણ તેમની પ્રીતિ શ્રીરામની મૂર્તિ ઉપર હતી. રામને તે ચિદ્‌ઘન આનંદમૂર્તિ માનતા હતા.

પ્રલ્હાદ કોઇ વાર **सोऽहम्** એવું પણ દર્શન કરતા અને કોઇ વાર દાસભાવે ભક્તિ પણ કરતા. હે ઈશ્વર ! તું + રસમૂર્તિ છે અને એ રસનો હું રસિક છું–એ ભાવ પણ સારો છે.

ભક્તિનો, જ્ઞાનનો અને બાળકપણાનો અહંભાવ રાખવામાં દોષ નથી. શંકરાચાર્યે પણ વિદ્યાનો એટલે જ્ઞાનનો અહંભાવ રહેવા દીધો હતો. એટલો અહંભાવ ન હોય તો લોકોને ઉપદેશ આપી શકાયજ નહિ. બાળકમાં જે પ્રકારનો અહંભાવ હોય છે તેમાં પણ કોઈ જાતનો દોષ નથી. બાળક ગુણાતીત છે–ત્રણમાંના કોઇ પણ ગુણને વશ નથી. ગુસ્સો કરે છે પણ થોડીવાર પછી તેનામાં ગુસ્સાનું લેશમાત્ર પણ ચિન્હ હોતું નથી. રમવાને માટે કાંકરાનું અથવા ગંજીફાનાં પાનાંનું ઘર બનાવે છે, કોઈ તે ઘરને અડકે તો ચીડાઈ જાય છે, પણ પાછું જરાવાર પછી પોતાને હાથેજ તે ઘર ભાંગી નાખે છે. પોતાના ભાઈબંધને ખૂબ ચહાય છે, પણ બીજે દિવસે તેઓને જોવા ન પામે તો તેમને ભૂલી જાય છે. બાળકમાં સત્ત્વ, રજ અને તમમાંથી કોઈનું પણ પ્રાધાન્ય હોતું નથી.

હે ઈશ્વર ! તમે પ્રભુ છો અને હું તમારો ભક્ત છું, એ ભક્તની ભાવના છે.

---

+ **रसो वै सः । रसं ह्येवायं लब्ध्वानंदी भवति ।** ઉપનિષદ્

સમુદ્રમાં પાણીથી ભરેલો એક ઘડો છે. બ્રહ્મ સમુદ્રરૂપ છે અને ઘડો પણ એ રૂપ છે. ઘડાની અંદર પણ પાણી છે, અને બહાર પણ પાણી છે, બધે પાણીજ પાણી છે. અંદરના પાણીને બહારના પાણીથી ભિન્ન કરનાર ઘડાનું રૂપ છે—આકાર છે. મૂળ પદાર્થ જે પાણી તે તો અંદર તેમજ બહાર એકનું એકજ છે. આત્મા અને પરમાત્મા એકજ હોઇ માત્ર દેહરૂપી ઉપાધિને લીધેજ પૃથક્ દેખાય છે. ભક્તમાં જે અહંભાવ છે તેનું આ સ્વરૂપ છે. જ્યાંસુધી દેહ છે ત્યાંસુધી હું અને તું એવો ભેદ રહે છેજ. **देहभावे तु दासोऽहम् ।** જયાંસુધી દેહભાવ હોય અને આત્મભાવમાં સ્થિતિ ન હોય ત્યાંસુધી દાસભાવના રાખવી.

ગમે તેટલો તત્ત્વ વિચાર કરો, પણ જરા અહંભાવ–દેહાત્મભાવ તો વારંવાર થવાનોજ. ઘડો ભાગી જાય ત્યારની વાત જૂદી છે.

## સંન્યાસનો ઉપદેશ

નરેન્દ્રે આવીને પરમહંસજીને પ્રણામ કર્યા અને બેઠો. પછી પરમહંસજીએ તેની સાથે વાતચીત કરવા માંડી. વાત કરતાં કરતાં તેઓ જાતે પાટ ઉપર આવીને બેઠા. પાટ ઉપર સાદડી પાથરેલી હતી. અત્યારથીજ ઓરડો માણસોથી ભરાઈ ગયો હતો. તેમાં શિષ્યો પણ હતા અને બહારના લોકો પણ હતા.

શ્રીરામકૃષ્ણઃ—સારો તો છે ને ? ગિરીશઘોષને ઘેર વખતો વખત જાય છે ખરો કે ?

નરેન્દ્રઃ—જી, હા, કોઈ કોઇવાર જાઉં છું.

ગિરીશ ઘોષ કેટલાક મહિનાથી પાછો શ્રીરામકૃષ્ણજીની પાસે આવવા લાગ્યો છે. તેઓ કહે છે કે હજી ગિરીશની શ્રદ્ધા બરાબર આંકડામાં આવી નથી. જેટલી શ્રદ્ધા તેટલોજ પ્રેમ હોય છે. નરેન્દ્ર ઘણીવાર તેની પાસે જાય છે. હરિપદ, દેવેન્દ્ર વગેરે ઘણા શિષ્યો તેને ઘેર જાય છે. તેઓ આવતાંજ ગિરીશ તેમની સાથે પરમહંસજી વિષેની વાતો કરે છે. ગિરીશ સંસારી છે, પણ પરમહંસજી જોઈ શકયા છે કે નરેન્દ્ર સંસારી થનાર નથી. તે કામિનીકાંચનનો સમૂળગો ત્યાગ કરશે. તે ઘણોજ નિર્દોષ છોકરો છે. તેણે કામિનીકાંચનનો સ્પર્શ કર્યોજ નથી. સંસારનું ઝેર તેનામાં દાખલ થયુંજ નથી.

શ્રીરામકૃષ્ણઃ—જે કટોરામાં લસણ રાખ્યું હોય તેને ગમે તેટલો ધુઓ પણ ગંધ તો રહેવાનીજ. તેમ એકવાર સંસારમાં પડેલો માણસ ગમે તેટલો જ્ઞાની થાય પણ સંસારની ગંધ તો જરાક રહીજ જવાની ! જ્ઞાન તો સંસારમાં પડયો ન હોય તેવા માણસમાંજ બરાબર જામે છે. દહીંવાળા વાસણમાં ચોકખું દૂધ પણ બગડી જાય છે.

કેટલાક જનક જેવા સિદ્ધ આત્માઓની વાત જૂદી છે. તેઓ યોગ અને ભોગ બેઉ સાથે ભોગવી શકે છે.

અસુર લોકો નાના પ્રકારના ઉપભોગ ભોગવતા તેમ છતાં નારાયણને પામી શકયા હતા.

જેમ લસણની ગંધ વાસણમાં પેસી જાય છે તેમ કામિનીકાંચનની વાસના સંસારીના અંતઃકરણમાં દઢ થઈ જાય છે અને ઘણા વખત સુધી જતી નથી.

કાગડે ખાધેલી કેરીના જેવા સંસારી માણસો છે. કાગડે ખાધેલી કેરી દેવને તો અર્પણ નજ થાય, પરંતુ માણસે પણ ખાવી કે નહિ તે પણ શક પડતી વાત છે.

કોરૂં વાસણ અને જેમાં એકવાર દૂધ આદરકર્યું હોય તેવું વાસણ એ બેમાં જેવો ફેર છે તેટલોજ સંસારી માણસમાં અને સંસારમાં પડયો ન હોય તેવા માણસમાં છે. દહીંવાળા વાસણમાં ચોકખું દૂધ રાખીએ તોપણ બગડી જાય છે.

નરેન્દ્રઃ—ગિરીશે હમણાં ખરાબ સોબત છોડી દીધી છે.

શ્રીરામકૃષ્ણઃ—એ તો ઘણા વરસનાં જૂનાં આંટણ! તે એકદમ ન જાય. હું એકવાર વર્ધમાન (બરદ્વાન) ગયો હતો. ત્યાં મેં બળદની ડોકે કાળાં કાળાં ખાંધાં પડેલાં જોયાં. મેં ગાડીવાળાને પૂછયું કે આ શાના ડાઘા છે? ગાડીવાળો કહે, 'મહારાજ! એ ગાડાની ઝુંસરીની ખાંધ! ઘણાં વરસ ગાડી ખેંચવાથી પડેલી છે.' તેમ જૂના સંસ્કાર જતા નથી.

સંસારી લોકોને ઈશ્વરનો વિચાર કરવાનો અવકાશજ કેટલો થોડો મળે છે! એક ગામમાં ભાગવતની કથા કરનાર પંડિત રહેતો હતો. તેને ત્યાં કથા સાંભળવા એક માણસ ગયો. કોઇએ તેને કહ્યું કે પંડિત તો ઉત્તમ છે, પણ ઉપાધિ ઘણી છે. એને ઘેર ચાર હળ છે અને આઠ બળદ છે. આખો દિવસ એને ખેતર અને બળદનીજ ઉપાધિ વળગેલી રહે છે. આ વાત જાણ્યા પછી પેલા માણસે વિચાર કર્યો કે જેને ઈશ્વરનો વિચાર કરવાની ફુરસદ ન હોય એવા પંડિતનું મારે કામ નથી. હું ખેતી કરાવનારા, હળ ફેરવનારા, બળદ હાંકનારા પંડિત પાસે જવા માગતો નથી. મારે તો એવો પંડિત જોઇએ કે જે મને ભાગવત સંભળાવી શકે.

એક રાજા દરરોજ ભાગવતની કથા સાંભળતો હતો. પંડિત કથા વાંચી રહ્યા પછી રોજ પૂછતો કે રાજાજી! સમજ પડે છે કે? રાજા એટલોજ ઉત્તર આપતો કે તમેજ પહેલા સમજો. પંડિત ઘેર જઇને રોજ મનમાં વિચાર કરતો કે રાજા કહે છે તેનો શો અર્થ હશે? હવે એ પંડિતે આગળ કાંઇક સાધન ભજન કરેલું એટલે તેને કેટલેક દિવસે ચૈતન્યની પ્રાપ્તિ થઈ. તેને સમજાઇ ગયું કે હરિની ભક્તિ એજ માત્ર સત્ય પદાર્થ છે; બાકીનું બધું મિથ્યા છે. એવું જ્ઞાન થતાંજ તે સંસાર છોડીને ચાલતો થયો. જતી વેળા એક માણસ જોડે રાજાને કહેવડાવ્યું કે રાજાજી! હવે મને સમજ પડી ગઇ છે.

શું કહું? તમે બધાએ અડદની દાળના પાપડ બનાવવા માટે બાંધેલો ચીકણો

લોટ તો જોયોજ હશે. એ લોટની પેઠેજ કામિનીકાંચનનો મોહ તોડયો તુટતો નથ
લોકો સ્ત્રીના તથા દોલતના મોહમાં ઈશ્વરને ભૂલી જાય છે; પણ જો એકવાર ઈશ્વર
રૂપ જુએ તો બ્રહ્માનું પદ પણ તેમને તુચ્છ લાગ્યા વગર રહે નહિ.

રાવણને એક માણસે કહ્યું કે તમે અનેક પ્રકારનાં રૂપ ધારણ કરીને સીતા
પાસે જાઓ છો તે કરતાં રામનું રૂપ લઈનેજ જાઓને ! રાવણે જવાબ આપ્યો
જો એકજ વાર રામનું રૂપ હૃદયમાં ઉતારૂં તો રંભા અને તિલોત્તમા જેવી અપ્સરાએ
પણ સ્મશાનની ભસ્મ જેવી લાગે ! બ્રહ્માની સ્થિતિ પણ તુચ્છ લાગે, તો પછ
પરસ્ત્રીની તો વાતજ શી કરવી ?

એ તો અડદના લોટનીજ ચીકાશ ! પાત્ર શુદ્ધ થયા વગર ઈશ્વરની ભક્તિ થઈ
શકતીજ નથી. અનેક વિષયોમાં મન ભટકે છે.

( મનમોહનને ) તું ગુસ્સે થા કે ન થા. મેં એકવાર રાખાલને કહ્યું હતું
ઈશ્વરને મેળવવામાટે તું ગંગામાં ભૂસકો મારીને મરી જઈશ તો તે સમાચાર
ખુશીથી સાંભળીશ; પણ તું નોકરી કરે છે, પારકાની ગુલામગીરિ કરે છે, એ વા
સાંભળવા ચાહતો નથી.

નેપાળવાસી એક સ્ત્રી અહિં આવી હતી. વાજિંત્રની સાથે બહુ સારૂં ગાઈ શકતી
હતી. પુષ્કળ ભજન કરતી. કોઈએ તેને પૂછયું કે તમે પરણ્યાં છો ? તેણે કહ્યું કે હ
હું બીજા કોની દાસી થાઉં ? ભગવાનની દાસી થઈ ચૂકી છું.

કામિનીકાંચનની વાસના અંતઃકરણમાં રહી હોય ત્યાંસુધી સિદ્ધિ થાયજ
રીતે ? અનાસક્ત થવું બહુ મુશ્કેલ છે. સંસારી લોકોને કાંઈ થોડી ગુલામી કરવ
પડે છે ? સ્ત્રીની ગુલામી, પૈસાની ગુલામી અને ઉપરીની અથવા ધરાકોની ગુલામી
તેઓ જે હુકમ કરે તે કરવું પડે છે.

એક ફકીર જંગલમાં ઝુંપડી બાંધીને રહેતો હતો. તે વખતે દિલ્હીમાં અકબ
બાદશાહ રાજ કરતો હતો. ફકીરની પાસે ઘણાં માણસો આવતાં હતાં તેથી અતિ
સત્કાર કરવામાટે તેને નાણાંની જરૂર જણાઈ. નાણાં વગર અતિથિઓનો સત
કેવી રીતે કરવો તેનો તે વિચાર કરવા લાગ્યો. અંતે એક દિવસ અકબર બાદશાહન
પાસે જવાનો તેણે વિચાર કર્યો. સાધુસંન્યાસીને માટે તેનો દરવાજો હમેશાં ખુલ
હતો. ફકીર જ્યારે રાજમહેલમાં ગયો ત્યારે અકબર નિમાજ પઢતો હતો. ફકીર નિમા
પઢવાના ઓરડા પાસે જઈને બેઠો, અને બાદશાહ શું બોલે છે તે સાંભળવા લાગ્યે
બાદશાહ કહે, ' અલ્લાહ ! મને દોલત આપજે, જવાહીર આપજે. ' એવું એ
બીજું પણ ઘણું માગ્યું. આ સાંભળીને ફકીરે ત્યાંથી ચાલ્યા જવાનો વિચાર કર્
પણ અકબર બાદશાહે ઇસારો કર્યો એટલે તે બેઠો. નિમાજ પૂરી થયા પછી બા
શાહે કહ્યું, ' આપ આવીને બેઠા અને જાઓ છો કેમ ? ' ફકીર કહે, ' હું

માટે જાઉં છું તે આપને પૂછવાની જરૂર નથી. હું જાઉં છું.' બાદશાહે તેને ઘણો આગ્રહ કરીને બેસાડયો. ત્યારે તે ફકીરે કહ્યું કે મારી પાસે ઘણાં માણસો આવે છે, તેથી કાંઇક ધન માગવાને હું આપની પાસે આવ્યો હતો. બાદશાહ કહે, ત્યારે જતા શામાટે રહો છો? ફકીર કહે, મે જોયું કે તમે પણ મારા જેવાજ ધનના ભિખારી છો, તેથી મેં વિચાર કર્યો કે ભિખારીની પાસે ભિખારીએ ધન માગવું એ ઠીક નહિ. ભીખ માગવી તો અલ્લાહની પાસેજ માગવી. બીજા કોઇની પાસે નહિ.

નરેન્દ્રઃ—ગિરીશ ઘોષ હમણાં એવાજ વિચાર કરે છે.

શ્રીરામકૃષ્ણઃ—એ સારૂં કરે છે. તોપણ એણે ગાળાગાળી અને બોલાબોલી કરીને મોં શામાટે ખરાબ કરવું જોઇએ? મારી હમણાં એવી અવસ્થા નથી. બાજપક્ષી ઘરમાં પેસે છે ત્યારે મોટાં પ્રાણી ડરતાં નથી, પણ પોપટનો તો જીવજ ઉડી જાય છે. મારાથી હવે એ બધું સહન થતું નથી. સત્વગુણનો ઉદય થયા પછી મારામારી અને લોકોનો બકબકાટ સહન થતો નથી. હૃદય મને બહુ પજવતો હતો. પણ તે ચાલ્યો ગયો; માએ તેને મારી પાસે રહેવા દીધો નહિ. છેવટમાં તેનો જુલ્મ ઘણો વધી ગયો હતો. તે મને ગાળો દેતો અને ખૂબ ધમકાવતો.

ગિરીશ ઘોષે—તારી સાથે જે વાતચીત કરી તેમાં તારા મત સાથે મળતાપણું આવે છે કે નહિ?

નરેન્દ્રઃ—હું કશું બોલ્યો નથી. બધી વાત ગિરીશજ કરતો. હું માત્ર સાંભળ્યાજ કરતો. ઇશ્વરના અવતાર ઉપર તેને ઘણી શ્રદ્ધા છે. મેં એ વિષે તેની સાથે વાદ-વિવાદ કર્યોજ નહિ.

સઘળા શિષ્યો એકી નજરે પરમહંસજીના સામું જોઇ રહ્યા હતા. તે જમીનપર પાથરેલી સાદડી ઉપર બેઠા હતા. તેમની પાસે માસ્તર; સામે નરેન્દ્ર અને ચારે બાજુએ બધા શિષ્યો બેઠા હતા. પરમહંસજી મૌન ધારણ કરીને નરેન્દ્રના સામે પ્રેમસહિત જોતા બેઠા હતા. થોડી વાર પછી તેમણે નરેન્દ્રને કહ્યું, "બાપુ! કામિની કાંચનનો ત્યાગ કર્યા વગર કશું વળનાર નથી." આટલું બોલતાં બોલતાં તેઓ ભાવાવિષ્ટ થઇ ગયા. તે હમેશની માફક કરુણાપૂર્ણ સ્નેહાળ દૃષ્ટિથી નરેન્દ્રના સામે જોઇને ભાવોન્મત્ત અવસ્થામાં નીચેનું ગાયન ગાવા લાગ્યાઃ—

"કથા બોલતે ડરાઇ, ના બોલલેઓ ડરાઇ!
મને સંધે હય પાછે તોમાધને હારાઇ હારાઇ.
આમરા જાનિ જે મનતોર દિબ તોકે સેઇ મનતોર,
એખન મન તોર આમરા યે મંત્રે વિપદે તરિ તરાઇ."

અર્થાત્ હું બોલતાં ડરૂં છું અને નહિ બોલતાં પણ ડરૂં છું! એવો ભય થાય છે કે રખેને હું તને ગુમાવી બેસું! જે મંત્ર મને આવડે છે તે મંત્ર મેં તને આપ્યો

છે; તોપણ તારા મનમાં હમણાં એવો સંદેહ ઉત્પન્ન થયો છે કે હું એ મંત્રવડે વિપત્તિમાં તો નહિ આવી પડું.

નરેન્દ્ર અશ્રુપૂર્ણ નેત્રે તેમના તરફ જોઇ રહ્યો હતો.

આ પ્રસંગે એક બહારનો માણસ પરમહંસજીનાં દર્શન કરવા આવ્યો હતો. તેણે આ બધું જોયું અને સાંભળ્યું તેથી પૂછ્યું, "મહારાજ ! જો કામિનીકાંચનનો ત્યાગ કરવાની જરૂરજ હોય તો ગૃહસ્થ લોકોએ શું કરવું ?

શ્રીરામકૃષ્ણ:—એ તમારે માટે નથી. તમારે ત્યાગ કરવો એમ હું કહેતો નથી.

શ્રીરામકૃષ્ણ:—(મહિમાચરણ ચૂપ બેસી રહ્યા હતો તેના તરફ જોઇને) આગળ જાઓ, હજી પણ આગળ જાઓ. ચંદનનાં વૃક્ષોની પ્રાપ્તિ કરશો, તેથી આગળ જાઓ. રૂપાની ખાણ આવશે, તેથી પણ આગળ જાઓ. સોનાની ખાણ આવશે, તેથી પણ આગળ ને આગળ વધ્યા જાઓ.

મહિમાચરણ:—જી, મહારાજ ! પણ ખેંચી રાખે છે, આગળ જવા દેતી નથી !

શ્રીરામકૃષ્ણ:—કેમ ન દે ? લગામ કાપી નાખો. ઈશ્વરના નામના પ્રતાપવડે કાપી નાખો. કાલિના નામવડે યમના પાશ પણ કપાઇ જાય છે તો માયા શા હિસાબમાં?

નરેન્દ્રને તેના બાપના મરણ પછી અનેક સાંસારિક ઉપાધિઓ હતી. તેના ઉપર અનેક પ્રકારનો જૂલમ કરવામાં આવતો હતો. પરમહંસજી વખતો વખત તેને મળતા હતા. એકવાર તેમણે પૂછ્યું:–તું ડૉકટર થઇશ ?

शतमारी भवेद्वैद्यः सहस्रमारी चिकित्सकः ।

નરેન્દ્ર જરાક હસીને બોલ્યા વગર બેસી રહ્યો.

## સાચા ભકતે સંસારથી બીવા જેવું નથી.

નવાઈ ચૈતન્ય ગાતો હતો. શિષ્યો બેઠા છે. પરમહંસજી નાના ખાટલા ઉપર બેઠા હતા ત્યાંથી એકદમ ઉભા થયા અને બહાર ગયા. શિષ્યો બેસી રહ્યા અને ગાયન આગળ ચાલ્યું.

પરમહંસજી વખતો વખત ઓટલા ઉપર જતા હતા. ત્યાં આગળ નરેન્દ્ર એક વેદાન્તીની સાથે ચર્ચા કરતો હતો. ત્યાર પછી શિષ્યો ધીમે ધીમે અંદર આવવા લાગ્યા. પરમહંસજીએ મહિમાચરણને સ્તોત્ર ભણવાનું કહ્યું, એટલે તેણે મહાનિર્વાણ તંત્રમાંથી એક શ્લોક ગાયો.

हृदयकमलमध्ये निर्विशेषं निरीहम् ।
हरिहरविधिवेद्यं योगिभिर्ध्यानगम्यम् ॥
जननमरणभीतिभ्रंशि सच्चित्स्वरूपम् ।
सकलभुवनबीजं ब्रह्मचैतन्यमीडे ॥

બીજા પણ બે એક શ્લોક ગાયા પછી મહિમાચરણે શંકરાચાર્યકૃત સ્તોત્ર ગાવા માંડ્યું. તેમાં સંસારકૂપ અને સંસારરૂપી ગહન અરણ્યની વાતો છે. મહિમાચરણ પોતે સંસારી છે તેથી એ સ્તોત્ર તેણે પસંદ કર્યું હશે.

हे चन्द्रचूड मदनान्तक शूलपाणे, स्थाणो गिरीश गिरिजेश शंभो ।
भूतेश भीतिभयसूदन मामनाथं, संसारदुःखगहनाज्जगदीश रक्ष ॥
हे पार्वतीहृदयवल्लभ चन्द्रमौले, भूताधिप प्रमथनाथ गिरीशजाप ।
हे वामदेव भव रूद्र पिनाकपाणे, संसारदुःखगहनाज्जगदीश रक्ष ॥
हे विश्वनाथशिव शंकर देवदेव, गंगाधर प्रमथनायक नंदिकेश ।
बाणेश्वरान्धकरिपो हर लोकनाथ, संसारदुःखगहनाज्जगदीश रक्ष ॥
वाराणसीपुरपते मणिकर्णिकेश, वीरेश दक्षमखकाल विभो गणेश ।
सर्वज्ञ सर्व हृदयैकनिवास नाथ, संसारदुःखगहनाज्जगदीश रक्ष ॥
श्रीमन् महेश्वर कृपामय हे दयालो, हे व्योमकेश शितिकण्ठ गणाधिनाथ ।
भस्मांगराग नृकपालकलापमाल, संसारदुःखगहनाज्जगदीश रक्ष ॥
कैलासशैलविनवास वृषाकपे हे, मृत्युंजय त्रिनयन त्रिजगन्निवास ।
नारायणप्रिय मदापह शक्तिनाथ, संसारदुःखगहनाज्जगदीश रक्ष ॥
विश्वेश विश्वभवनाशितविश्वरूप, विश्वात्मक त्रिभुवनैक गुणाभिवेश ।
हे विश्ववंद्य करुणामय दीनबंधो, संसारदुःखगहनाज्जगदीश रक्ष ॥
गौरीविलासभुवनाय महेश्वराय, पंचाननाय शरणागतकल्पकाय ।
सर्वाय सर्वजगतामधिपाय तस्मै, दारिद्र्यदुःखदहनाय नमः शिवाय ॥

શ્રીરામકૃષ્ણઃ—( મહિમાચરણને ) સંસારને કૂવો અથવા અરણ્ય શામાટે કહેવામાં આવે છે ? એ તો શરૂઆતની અવસ્થામાં એમ લાગે છે. પાછળથી સંસારમાં બીવા જેવું, તિરસ્કાર કરવા જેવું કશું માલૂમ પડતું નથી. એકવાર ઈશ્વરદર્શન થયા પછી સંસાર કેવો જણાય છે ? તે વિષે એક પદ સાંભળો.

( પછી પરમહંસજીએ નીચલા ભાવનું પદ ગાયું. )

"આ સંસાર તો આનંદનું સ્થાન છે. બસ, અહિં આપણે ખાઇ પીને મજા કરીએ.

જનકરાજા ઘણો પ્રતાપી હતો. તેને કશાનો અભાવ ન હતો. તે સંસારમાં ખૂબ મોજ કરતો અને ઈશ્વર તરફ પણ લક્ષ આપતો હતો.

ડરવાનું શું પ્રયોજન છે ? ભલેને અરણ્યમાં કાંટા હોય ! પગે જોડા પહેરીને કાંટામાં થઈને ચાલ્યા જાઓ. ભય કોનો ? જે ડોસીને અડકી પડે છે તેને માથે દાન આવતું નથી.

જનકરાજા બે હાથે બે તલવાર ફેરવતો હતો. એક તલવાર જ્ઞાનની અને બીજી કર્મની. જેને પટાના દાવ સારા આવડે છે તેને ભય શાનો ? ''

પછી મોહમાચરણની અને તેણે ગાયેલા આત્મજ્ઞાનના શ્લોકની વાત ચાલી. નવાઇચૈતન્ય અને બીજા કેટલાક શિષ્યો ભજન ગાવા લાગ્યા. પરમહંસજી પણ તેમાં સૌમેલ થયા અને ભાવોન્મત્ત બની જઇને તેમની સાથે નૃત્ય કરવા લાગ્યા.

કીર્તન પૂરું થયા પછી તેમણે કહ્યું, ' ખરું કામ આજ છે. બાકીનું બીજું બધું જૂઠું છે. પ્રેમભક્તિ એજ સત્ય છે અને બીજા તમામ પદાર્થ અસત્ય છે.





# खंड आडत्रीशमो

## શિષ્યોને ઘેર




જે (તા. ૪-૪-૮૫) પરમહંસજી બળરામ બાબુને ઘેર આવેલા છે. ચાર વાગે શાળા બંધ થતાં માસ્તર પરમહંસજીની પાસે આવી પહોંચ્યા. આ વખતે શ્રીરામકૃષ્ણ બહારના દિવાનખાનામાં હસતે મોઢે બેઠા હતા. તેમના આવ્યાના સમાચાર મળતાં કલકત્તાવાસી શિષ્યો એક પછી એક આવવા લાગ્યા. નાનો નરેન્દ્ર, રામ, નરેન્દ્ર વગેરે આવી પહોંચ્યા. માસ્તર પણ પ્રણામ કરીને તેમની પાસે બેઠા.

પરમહંસજીના ગળામાં દરદ થતું હતું તેથી તેમને માટે બળરામે મોહનભોગ ( શીરો ) તૈયાર કરાવીને એક થાળીમાં માળપર મોકલાવ્યો.

શ્રીરામકૃષ્ણ:—ઓહો ! માલપાણી આવ્યાં છે ! માલ ! માલ ? ખા ! ખા ! (હસાહસ)

એમ કરતાં કરતાં સાંજ પડવા આવી. આજે ગિરીશને ઘેર ઉત્સવ હોવાથી પરમહંસજી તેને ઘેર જવાના હતા. પરમહંસજી બળરામના માળ ઉપરથી નીચે ઉતર્યા. સાથે માસ્તર ચાલતા હતા અને બે ત્રણ શિષ્યો પાછળ ચાલતા હતા. બહારની ખડકી આગળ એક હિન્દુસ્તાની ભિખારી ભજન ગાતો હતો. રામનામ સાંભળતાં પરમહંસજી ઉભા રહ્યા. જોતજોતામાં તેમની વૃત્તિ અંતર્મુખ થવા લાગી. આવી અવસ્થામાં તે થોડીવાર સુધી ઉભા રહ્યા. પછી તેમણે માસ્તરને કહ્યું કે એનો કંઠ ઘણો મધુર છે. એક શિષ્યે તે ભિખારીને ચાર પૈસા આપ્યા.

પછી તેઓ બોસપાડાની ગલીમાં દાખલ થયા. પરમહંસજીએ માસ્તરને હસતાં હસતાં કહ્યું, 'લોકો કહે છે કે પરમહંસજીની ફોજ આવી ! સાળા શું બોલતા હશે ?' (હસાહસ)

પરમહંસજી પોતાના શિષ્યો સાથે ગિરીશ ઘોષના ઘરના બહારના ઓરડામાં દાખલ થયા. આજે ગિરીશે ઘણા ભક્તોને નિમંત્રણ કર્યું હતું. ત્યાં તેની અને મહિમાચરણની વચ્ચે જ્ઞાન અને ભક્તિવિષે વાદવિવાદ ચાલતો હતો.

મહિમાચરણથી હવે વધારે વખત ચર્ચા ટકાવી શકાય એમ ન હતું. તેણે ગિરીશની માન્યતા મંજૂર રાખી.

મહિમાચરણ:—( ગિરીશને ) ઠીક, મહાશય, બેઉ અભિપ્રાયમાં સત્ય છે. જ્ઞાન-માર્ગ–એ પણ તેની ઇચ્છાને આધીન છે, અને પ્રેમભક્તિ–એ પણ તેની ઇચ્છાને આધીન છે. મહારાજશ્રીનું તો એવું કહેવું છે કે જૂદે જૂદે રસ્તે ચાલવાથી પણ પહોંચાય છે તો એકજ ઠેકાણે.

શ્રીરામકૃષ્ણ:—( મહિમાચરણને ) કેમ ! એ ઠીક કહે છે ને ?

મહિમાચરણ:—હાજી, એ કહે છે તે પણ સત્ય છે. બેઉ સત્ય છે.

શ્રીરામકૃષ્ણ:—પણ તમે જોયું ને ? એની ( ગિરીશની ) શ્રદ્ધા કેવી પ્રબળ છે ? પાણી પીવાનું પણ ભૂલી ગયો ! જો તમે એની વાત કબૂલ ન કરી હોત તો એ છેડાઇ જાત. તમારૂં બેઉનું ઓળખાણ થયું તે ઠીક થયું.

## શ્રીમતી રાધાની પ્રેમભક્તિ

કીર્તનકાર ભક્તોની મંડળી આવી પહોંચી. ઓરડાની વચ્ચોવચ તેઓ બેઠા. પરમહંસજી આજ્ઞા આપે એટલે કીર્તનનો આરંભ કરવો એવી યોજના હતી.

રામ:—પ્રથમ શું ગાવું તે આપ કહો.

શ્રીરામકૃષ્ણ:—હું શું કહું ?–(જરા વિચાર કરીને) ઠીક, અનુરાગનાં ભજન ગાઓ.

કીર્તનકારોએ પૂર્વરાગ ( રાધાકૃષ્ણનું મિલન થયું ત્યાર પહેલાં તેમના હૃદયમાં ચએલો પ્રેમ ) નાં ગીત ગાવા માંડયાં.

" દ્વિજમણિ શ્રીગૌરાંગ રાધા ! રાધા ! એવો પોકાર કરતા કરતા અશ્રુપાત કરે છે અને પૃથ્વી ઉપર આળોટે છે.

ગૌરાંગ પરમ પ્રેમસહિત રાધાના નામનો જપ કરે છે. તેમનાં રાતાં બનેલાં નેત્રમાંથી ગંગાનાં પ્રવાહની માફક અશ્રુની ધારા વહે છે.

તેમનું ગૌર અંગ પળે પળે ભૂમિ ઉપર પછડાય છે અને રાધાનું નામ ઉચ્ચારતાં ઉચ્ચારતાં વારંવાર મૂર્છિત થઇ જાય છે. શરીર પુલકિત થઇ ગયું છે અને સ્વર ગદ્ગદિત થઈ ગયો છે. વાસુદેવ ઘોષ કહે છે કે શ્રી ગૌરાંગ આટલા બધા વિકળ શામાટે થયા હશે ? "

કીર્તન આગળ વધ્યું. યમુનાના ઘાટ ઉપર શ્રીકૃષ્ણનું પ્રથમ દર્શન થયા પછી-ની રાધાની અવસ્થાનું વર્ણન તેમની સખીઓ કરે છે:–

રાધા વારંવાર ઘર બહાર આવે છે અને જાય છે. તેના મનને ઘણો સંતાપ થતો હોય એમ લાગે છે. કદંબ વન તરફ જુએ છે અને ગાઢ નિઃશ્વાસ મૂકે છે. રાધા ! તારી આવી અવસ્થા શાથી થઇ ?

વડીલોનો અને દુર્જન લોકોનો ભય હવે તેને રહ્યો નથી. તેનું મન હમેશાં ચંચળ રહે છે. તેને પોતાનાં વસ્ત્રોને ઠીકઠાક કરવા જેટલી શુદ્ધિ નથી.

તે હમેશાં બેસી રહે છે. વળી વારંવાર ચમકી ઉઠે છે. શરીર ઉપરથી અલં-

કાર નીકળી પડે છે. રાજાની કુવરી, કિશોરવયની અને કુલીન ઘરમાં જન્મેલી, એવી તે રાધાને શાની અભિલાષા હશે? શાને માટે તે આટલી ઉત્સુક છે તે સમજાતું નથી. તેના ચારિત્ર્યનો ભેદ ઉકલતો નથી.

રાધાનું ચારિત્ર્ય સમજવું, તેના હૃદયની અભિલાષાને જાણી લેવી એ હાથવડે ચંદ્રને પકડવા જેવું છે. ચંડીદાસ નમ્રભાવે કહે છે કે "તે કૃષ્ણની મોહજાળમાં પકડાઇ હોય એમ લાગે છે."

કીર્તનની રમઝટ ચાલવા લાગી. હવે રાધાને સંબોધન કરીને સખીઓ કહે છે:—

"હે સુવદની રાધા! તને કયો વ્યાધિ થયો છે તે તું અમને જણાવ. તું આવી ઉદાસ કેમ બનતી જાય છે? નખવડે જમીન ઉપર કાંઇ લખતી હોય તેમ જમીન કેમ ખોતર્યા કરે છે?"

તારી સુવર્ણ જેવી સુંદર કાંતિ ઝાંખી પડતી જાય છે; તારા શરીર ઉપરથી વસ્ત્રાભૂષણ ખસી પડે છે. તારાં નેત્ર રતુમડાં થઇ ગયાં છે અને મુખકમળ કરમાઈ ગયું છે.

શા કારણથી તારી આવી દશા થઇ છે તે તું અમને કહે. નહિ તો તારૂં હૈયું ફાટી જશે. આ સાંભળીને રાધાએ કહ્યું કે મને યદુનંદનને જોવાની ઇચ્છા છે."

રાધિકા બંશીનો ધ્વનિ સાંભળીને મુગ્ધ બની ગયાં હતાં તેવું વર્ણન હવે ગવાવા લાગ્યું:—

પેલા કદંબ વનમાં કોણ છે? અને આ શબ્દ ત્યાંથી કેવી રીતે આવે છે? મારા શ્રવણમાં એ શબ્દ પ્રવેશ કરે છે, પણ ત્યાં થઇને છેક મર્મભાગસુધી પેસી જાય છે એ આશ્ચર્ય જેવું છે.

મારો ધર્મ હું ભૂલી ગઇ છું, મારૂં ચિત્ત અસ્થિર થઇ ગયું છે, મુખમાંથી નિઃશ્વાસ નીકળી જાય છે અને નેત્રમાંથી અશ્રુની ધારા વહે છે.

એ કદંબ વનમાં રહ્યો રહ્યો આવો મધુર ધ્વનિ કરનાર કોણ હશે? હું તેને જોઇ શકતી નથી. મારૂં હૃદય ચોરાઇ જાય છે અને મારા મનને હું કાબૂમાં રાખી શકતી નથી.

મારો પ્રાણ શરીરમાંથી હમણાં નીકળી જશે એવું થાય છે, હૃદયમાં અત્યંત વેદના થાય છે અને માત્ર તેનાં દર્શનની આશાએજ જીવું છું. જ્યારે હું તેને જોવા પામીશ ત્યારે મારા જીવમાં જીવ આવશે."

કૃષ્ણને મળવા રાધિકા વ્યાકુળ થયાં છે. તે કહે છે કે—

"પ્રથમ તો કદંબ વનમાંથી આવતો એક અપૂર્વ ધ્વનિ મારે કાને પડયો. ત્યાર પછી બીજે દિવસે દૂતીએ કરેલું તેના સૌન્દર્યનું વર્ણન સાંભળીને હું ચકિત બની ગઇ. પછી એક દિવસ મારી પ્રિય સખીએ તેનું નામ કહ્યું. કૃષ્ણનું નામ તમામ પ્રકારના માધુર્યનો ભંડાર છે.

તે ગુણનિધિ છે એવું સત્પુરુષોએ રચેલાં ગીતો સાંભળ્યાથી મારા જાણવામાં આવ્યું.

અરે, હું અબળા જાતિ છું, કુળવતી છું, મારા વડીલ લોકો મારા ઉપર ક્રોધે ભરાયા છે, અને એ રસિકને મળવા માટે મારી ઉત્સુક્તા વધતી જાય છે! હવે મારો પ્રાણ કેવી રીતે બચે તે કહો.

મેં ઘણો વિચાર કર્યો છે અને મારી ખાત્રી થઇ છે કે હું બચવાની નથી. માત્ર તેને મળવાનો કોઇ ઉપાય હોય તો બતાવો."

'કૃષ્ણનું નામ તમામ પ્રકારના માધુર્યનો ભંડાર છે,' એ વાક્ય સાંભળતાંજ પરમહંસજીથી સ્થિર બેસી રહેવાયું નહિ. એકદમ બાહ્યજ્ઞાન લુપ્ત થઇ ગયું અને ઉભા થતાં થતાંજ સમાધિસ્થ થઇ ગયા. તેમના ડાબા હાથ પાસે નાનો નરેન્દ્ર ઉભો હતો. જરા શુદ્ધિમાં આવતાં પોતાના મધુરકંઠથી "કૃષ્ણ! કૃષ્ણ" એવો ઉચ્ચાર કરવા લાગ્યા. તેમનાં નેત્રમાંથી અશ્રુ ટપકતાં હતાં.થોડીવાર પછી તે પાછા પોતાના આસનપર બેસી ગયા.

કીર્તન આગળ ચાલ્યું. વિશાખા દોડી જઇને એક ચિત્રપટ લાવે છે અને રાધાની આગળ ધરે છે! એ ચિત્રપટ ઉપર પણ તેજ ભુવનમોહન સૌન્દર્યવાન કૃષ્ણનું ચિત્ર અંકિત કર્યું હતું. એ ચિત્ર જોઇને રાધિકા કહે છે કે આ ચિત્રમાં હું જેને જોઉં છું તેનેજ યમુનાતટ ઉપર જોયા પછી મારી આ દશા થઇ ગઇ છે, તે કહે છે:—

"જેને મેં યમુનાતટ ઉપર જોયા હતા તેનેજ હું આ ચિત્રમાં જોઉં છું. જેનું નામ મને વિશાખાએ કહ્યું હતું તેનુંજ આ ચિત્ર છે. આજ તે વટવૃક્ષ છે અને જેની મુરલીનો ધ્વનિ મેં સાંભળ્યો હતો તેજ આ રસિકમણી છે. જેના ગુણની ગાથા મેં ધડકતે હૈયે સાંભળી છે અને જેની હકીકત દૂતીએ કહી છે તે એજ છે. એણેજ મારા હૃદયનું હરણ કર્યું છે. એના સિવાય મારે બીજા કોઇનું કામ નથી.

આટલું બોલતાં રાધા મૂર્છિત થઇ જાય છે અને સખીઓ તેમને પકડી રાખે છે. શુદ્ધિમાં આવતાં તે કહે છે 'જેને મેં જોયા છે તેનું મને ફરીથી દર્શન કરાવો."

પરમહંસજી બીજીવાર ઉભા થયા અને નરેન્દ્ર વગેરે શિષ્યો સાથે ઉચ્ચ સ્વરે સંકીર્તન કરવા લાગ્યા.

હરિ બોલતાં જેમનાં નેત્ર અશ્રુથી ભરાઇ જાય છે તે ભાઇઓ (શ્રીગૌરાંગ અને નિત્યાનંદ) આવી પહોંચ્યા છે.

જેઓ પોતે રૂએ છે અને આખા જગતને રોવડાવે છે, જેઓ માર ખાઇને પણ પ્રેમયાચના કરે છે, જેમણે વ્રજમાં કૃષ્ણ અને બળરામરૂપે લીલા કરી હતી, જેઓ માખણ ચોરતા હતા, જેઓ વર્ણ ભેદ રાખ્યા વગર પામર અને પતિત લોકોને પણ પ્રેમાલિંગન દે છે, જેઓ પોતે મસ્ત છે અને જગતને મસ્ત બનાવે છે, જેઓ પોતે હરિ છતાં હરિ નામનો ઉચ્ચાર કરે છે, જેમણે જગાઇ માધાઇનો ઉદ્ધાર કર્યો

છે, જેઓ આ પોતાનો અને આ પારકો એવો ભેદ રાખતા નથી, જેઓ જીવમાત્રનું પરિત્રાણુ કરે છે, તે બે ભાઇઓ આવી પહોંચ્યા છે ! ”

પરમહંસજીને બીજીવાર સમાધિની દશા આવી ગઇ.

ભાવાવેશનું ઉપશમન થયા પછી તે આસનપર બેઠા.

શ્રીરામકૃષ્ણુઃ—હું કયી તરફ મેં કરીને બેઠો છું તે અત્યારે મને યાદ નથી.

ભાવાવેશનું શમન થયા પછી પરમહંસજી શિષ્યો સાથે વાતો કરવા લાગ્યા.

અહા ! મારી કેવી અવસ્થા થઇ છે ! અખંડ સચ્ચિદાનંદમાં જાણે મારૂં મન લય ન પામી જતું હોય ! આ અવસ્થામાં તો ઘણા દિવસ ગયા હતા. ભક્તિનો અને ભક્તોના સમાગમનો ત્યાગ કરી નાખ્યો. હું એકદમ જડ જેવો બની ગયો હતો. મારૂં માથું પણુ મને નિરાકાર ભાસે. જાણે હમણાં શરીરમાંથી પ્રાણુ નીકળી જશે એવું થાય. તે વખતે રામલાલની કાકીને (પોતાનાં પત્ની) પાસે બોલાવવાનો વિચાર થયો હતો.

મારા ઓરડામાં જે જે ચિત્રો હતાં તે બધાં કહાડીને ફેંકી દીધાં. જ્યારે જરા શુદ્ધિમાં આવું તે વખતે એવું થાય કે જાણે હમણાંજ શરીરમાંથી જીવ નીકળી જશે. જ્યારે ઉંચી ભૂમિકામાંથી નીચી ભૂમિકામાં મન આવે એટલે જીવ હમણાં નીકળી જશે, હમણાં નીકળી જશે, એવું થઇ જાય. પછી મને વિચાર થયો કે હવે હું કોની સાથે રહું ? ત્યાર પછી ભક્તિ અને ભક્તોના ઉપર મારૂં મન સ્થિર થવા પામ્યું.

એવું થયા પછી હું લોકોને પૂછ્યા કરતો કે મને આમ કેમ થતું હશે ? ભોળા-નાથ કહે એનો ખુલાસો મહાભારતમાં છે. સમાધિસ્થ લોકો જ્યારે સમાધિમાંથી નીચે ઉતરે છે ત્યારે કોની સાથે રહી શકે ? **માત્ર ભક્તિ અને ભક્ત લોકોજ તેમને પ્રિય** લાગે છે. તેઓના તરફ મન ન જાય તો પછી જાયજ કોના તરફ ?

ત્યારબાદ અવતાર, સમાધિ વગેરે બાબતો ઉપર વાતચીત થયા પછી ઓરડાની પશ્ચિમ બાજુની અગાસીમાં પંગત થઇ. ગિરીશ, પરમહંસ તથા તેમના શિષ્યોને જમવાને તેડી ગયા. આજે વૈશાખ સુદ દશમ હતી. ચંદ્રનાં કિરણુથી જગત્ અને અગાસી રૂપેરી રંગથી રસાઇ ગયાં હતાં, અને શ્રીરામકૃષ્ણુની સામે બેસીને તેમના ભક્તો આનંદપૂર્વક ભોજન કરતા હતા.

પરમહંસજી હમેશાં નરેન્દ્રને માટે આકુળવ્યાકુળ થતા હતા. તે સામી પંગતમાં બેસીને જમતો હતો. વખતો વખત પરમહંસજી તેની ખબર લેતા હતા. થોડું જમ્યા ન જમ્યા એટલામાં પોતે ઉઠીને નરેન્દ્રની પાસે ગયા અને પોતાના ભાણુમાંનું દહીં અને તડબૂચનું પનું મૂકી ગયા અને કહ્યું ‘ નરેન્દ્ર ! આ ખાજે હોં !

વળી પાછા તે પોતાની જગ્યાએ ગયા અને નાના બાળકની માફક ખાવા મંડી ગયા.



# खंड ओगणचालीशमो

## એકાન્તસેવનની આવશ્યકતા




આજે (તા. ૨૯-૧૦-૮૫) આશ્વિન વદ છઠ અને ગુરુવાર છે. સમય સવારના દશનો છે. શ્રીરામકૃષ્ણ માંદા છે. હમણાં તે કલકત્તાના શ્યામપુકુર વિભાગમાં રહે છે. ડૉકટર મહેન્દ્રલાલ સરકાર તેમની ચિકિત્સા કરવા આવે છે. ડૉકટરનું ઘર શાંખારિટોલામાં છે. શ્રીરામકૃષ્ણની તબીયત કેવી છે તેના સમાચાર એક શિષ્ય દરરોજ ડૉકટરને પહોંચાડે છે. આજે ડૉકટર સરકાર તે શિષ્યોની સાથે શ્રીરામકૃષ્ણની પાસે આવ્યા છે.

ડૉ૦ સરકારે નાડી જોઇ તથા મંદવાડ સંબંધી સઘળી સ્થિતિ તપાસી લીધા પછી ઈશ્વર સંબંધી ચર્ચા થવા લાગી.

ભાદુડિઃ—શું સમજ્યા? બધું સ્વપ્નવત્ છે.

ડૉ૦ સરકારઃ—બધુંએ ભ્રમ છે; પણ શાનો ભ્રમ છે અને શામાટે છે તે કહેશોને? અને બધા વાતચીત કરો છો તે પણ ભ્રમ છે એમ જાણીને કે? ઈશ્વર સત્ય છે અને તેની સૃષ્ટિ મિથ્યા છે, એ વાત હું માની શકતો નથી.

શ્રીરામકૃષ્ણઃ—તું પ્રભુ છે અને હું તારો દાસ છું, એ ભાવ ઘણો ઉત્તમ છે. વળી શું સમજ્યા? ઘરને એક બાજુએથી જોઇએ તે પણ એજ અને ઘરની વચમાં ઉભા રહીને જોઇએ તેપણ એજ. ઘર તો એકનું એકજ.

ભાદુડિઃ—(ડૉ૦ સરકારને) આ વાત જે એમણે કહી તે વેદાંતમાં છે. શાસ્ત્ર જુઓ ત્યારેજ બધું સમજાય.

ડૉ૦ સરકારઃ—શું એ શાસ્ત્ર ભણીને વિદ્વાન થયા છે કે? એ પોતેજ કહે છે કે શાસ્ત્ર ભણ્યા વગર ચાલે નહિ કે શું?

શ્રીરામકૃષ્ણઃ—ના, એમ નહિ, મેં ઘણું સાંભળ્યું છે ખરૂં ને?

ડૉ૦ સરકારઃ—એકલા સાંભળવાથી ઘણી ગેરસમજ થવાનો સંભવ છે. તમે કેવળ સાંભળ્યું છે એમ નથી. વિચાર્યું પણ ઘણુંજ હશે. ત્યાર પછી બીજી આડી અવળી વાતો નીકળી.

સાંજ પડી. શ્રીરામકૃષ્ણ ઈશ્વરના ધ્યાનમાં મગ્ન થઇ ગયા. આટલો મંદવાડ છતાં સઘળી પીડા કોણ જાણે કયાં જતી રહી ? બે ચાર ખાસ ભકતો તેમની પાસે બેઠા હતા અને તેમના તરફ એકી નજરે જોઈ રહ્યા હતા. આવી અવસ્થામાં તે ઘણીવાર સુધી બેસી રહ્યા.

ત્યારપછી તે મૂળ પ્રકૃતિપર આવ્યા. મણિ પાસે બેઠો હતો તેને કાનમાં કહ્યું, જો, મારૂં મન અખંડમાં લીન થઇ ગયું હતું. ત્યાર પછી મારા જોવામાં આવ્યું કે એ બહુ લાંબી વાત છે. ડૉકટર સરકારને જોયા. એનું કલ્યાણ થશે તો ખરૂં–પણ થોડા વખત પછી હો ! એને વધારે કહેવાથી ફાયદો નથી. વળી બીજા એક જણને જોયો. મનમાં એવો વિચાર આવ્યો કે તેને પણ બોલાવું ? એ વાત હું તને પછી કહીશ.

શ્રીયુત શ્યામબસુ, ડૉકટર દોકડિ તથા બીજા બે એક ગૃહસ્થ ત્યાં બેઠા હતા.

શ્યામબસુઃ—તે દિવસે જે વાત કહી હતી તે કેવી અદ્દભુત હતી ?

શ્રીરામકૃષ્ણઃ—કયી વાત ?

શ્યામબસુઃ—એવું કહ્યું હતું ને કે જ્ઞાન અને અજ્ઞાન બેઉની પેલી પાર ગયે પછી કાંઇક રહે છે.

શ્રીરામકૃષ્ણઃ—હા, વિજ્ઞાન. નાના પ્રકારનું જ્ઞાન એ પણ અજ્ઞાનજ છે. સર્વભૂતમાં ઈશ્વર છે એનુંજ નામ જ્ઞાન. ઈશ્વરને વિશેષરૂપે જાણવો એનું નામ વિજ્ઞાન; ઈશ્વરની સાથે વાત કરવી, તે આપણો સ્વજન છે, પરમ આત્મીય છે, એવો અનુભવ કરવો એનું નામ વિજ્ઞાન.

લાકડામાં અગ્નિ છે એનું નામ જ્ઞાન; પણ એજ લાકડાને સળગાવીને અગ્નિ ઉત્પન્ન કરવો અને તેનાવડે અન્ન રાંધીને તે ખાઇને પુષ્ટ થવું એનું નામ વિજ્ઞાન.

શ્યામબસુઃ—અને પેલી કાંટાની વાત !

શ્રીરામકૃષ્ણઃ—હા, પગમાં કાંટો વાગ્યો હોય તેને કહાડવાને માટે બીજા કાંટાની મદદ લેવી પડે છે, પણ પગમાંનો કાંટો નીકળી ગયા પછી આપણે બેઉ કાંટાને ફેંકી દઇએ છીએ. તેજ પ્રમાણે અજ્ઞાનરૂપી કાંટાને કહાડવાને માટે જ્ઞાનરૂપી કાંટાની જરૂર છે. અજ્ઞાનનો નાશ થયા પછી જ્ઞાનનો પણ ત્યાગ કરવો. પછી તો માત્ર વિજ્ઞાનજ !

શ્રીરામકૃષ્ણ શ્યામબસુના ઉપર પ્રસન્ન થયા છે. શ્યામ બસુની ઉમ્મર હવે વૃદ્ધ થવા આવી છે. હવે તેમની ઇચ્છા થઇ છે કે થોડો વખત ઈશ્વરનું ચિંતન કરવું, તેથી તે પરમહંસજી પાસે આવ્યા છે.

શ્રીરામકૃષ્ણઃ—સંસારની બાબતોનો હવે તમારે એકદમ ત્યાગ કરવો. ઈશ્વર સંબંધી વાત સિવાય બીજી વાતજ ન કરવી. સંસારી લોકોની પાસેથી ધીમે ધીમે દૂર ખસી જવું. આટલો વખત તમે સંસારમાં રહ્યા તેથી જોઇ શકયા હશો કે બધું

પોકળ છે ! ઈશ્વર એજ વસ્તુ છે; બાકી સર્વ અવસ્તુ છે. માત્ર ઈશ્વરજ સત્ય છે, બાકીનું બધું બે દિવસનું છે ! સંસારમાં છે શું ?

શ્યામબસુઃ—હાજી, આપ કહો છો તે સત્ય છે.

શ્રીરામકૃષ્ણઃ—તમે ઘણા વખત સુધી સંસારને લગતાં કામકાજ કરતા આવ્યા છો. એ ગડબડમાં તમારાથી ઈશ્વરનું ચિંતન થઇ શકેજ નહિ. તમારે એકાંતની ઘણી જરૂર છે. એકાંતમાં ગયા વગર મન સ્થિર થાયજ નહિ. ઘરથી થોડે દૂર ધ્યાનમાટે ખાસ જૂદો ઓરડો રાખવો જોઇએ.

શ્યામબસુ જાણે કશાનો વિચાર કરતા હોય તેમ ચૂપ થઇ ગયા.

શ્રીરામકૃષ્ણઃ—આ સંસારમાં રેતી અને ખાંડ સેળભેળ થએલાં છે. કીડીની માફક રેતીનો ત્યાગ કરીને ખાંડ ખાંડ વીણી ખાવાની છે. જે એકલી ખાંડજ ખાઇ શકે અને મોંમાં રેતી ન આવવા દે તેને ચતુર જાણવો.

ઈશ્વરનું ચિંતન કરવાને માટે એક એકાંત સ્થાન નિર્માણ કરો. માત્ર ધ્યાન કરવાને માટેજ ત્યાં જવું. તમે એ પ્રમાણે કરો તો ખરા ! હું પણ એકવાર ત્યાં આવી જઇશ.

બધા થોડીવાર સુધી મૌન બેસી રહ્યા. વળી પાછા શ્યામ બાબુએ બોલવા માંડ્યું.

શ્યામબસુઃ—મહારાજ ! પુનર્જન્મ થાય છે એ વાત ખરી હશે ? શું આપણે બીજીવાર જન્મ ધારણ કરવો પડશે ?

શ્રીરામકૃષ્ણઃ—આ પ્રશ્ન ઈશ્વરનેજ પૂછો. અંતઃકરણની વ્યાકુળતા સહિત પૂછો. તેજ બધું સમજાવી દેશે. દાખલાતરીકે યદુ મલિક પાસે કેટલાં ઘર છે, કેટલી સરકારી લોન છે, એ બધું જાણવું હોય તો પ્રથમ તેનીજ સાથે ઓળખાણ કરો અને વાતચીત કરો, એટલે તે પોતેજ તમને કહેશે. ઓળખાણ કર્યા પહેલાં જાણવાને યત્ન કરવો એ ઠીક નહિ; માટે પ્રથમ ઈશ્વરની પ્રાપ્તિ કરો. તેની ઇચ્છા હશે તો તમને બધું જણાવી દેશે.

## મંદવાડ વખતે ઉપદેશ

આજે શુક્રવાર ( તા. ૧૬–૪–૮૬ ) અને ચૈત્ર સુદી તેરશ છે. ઉદ્યાનગૃહમાં શ્રીરામકૃષ્ણના યુવાન શિષ્યો તેમની સેવા કરવામાટે રાત્રિદિવસ રહે છે. નરેન્દ્ર, રાખાલ, નિરંજન, શરત્, શશી, બાબુરામ, કાલી, યોગીન, લાટુ વગેરે રહે છે. વળી સંસારમાં પડેલા શિષ્યોમાંથી કેટલાક દરરોજ દિવસે આવે છે અને કોઇ વાર રાત્રે પણ રહે છે. કેટલાક આંતરે દિવસે આવે છે. આજે નરેન્દ્ર, તારક અને કાલી દક્ષિણેશ્વરના કાલિકામંદિરના ઉદ્યાનમાં ગયા છે. પંચવટીમાં ઝાડ નીચે બેસીને ઈશ્વરનું ધ્યાન કરવાના હેતુથી નરેન્દ્ર ત્યાં ગયો છે; અને એથી કરીને તેના બે ગુરુભાઇઓ

પણ તેની સાથે ગયા છે.

ગિરીશ, લાટુ અને માસ્તરે ઉપર જઇને જોયું તો શ્રીરામકૃષ્ણ પથારીમાં બેઠા છે. શશી તથા બીજા બે એક શિષ્યો સેવા કરવામાટે પાસે બેઠા છે. થોડીવાર પછી બાબુરામ, નિરંજન, રાખાલ વગેરે પણ આવી પહોંચ્યા.

શિષ્યોને રાત્રે જાગવું પડતું હતું. તેઓ વારાફરતી જાગતા હતા. શ્રીરામકૃષ્ણની પથારીની આસપાસ મચ્છરદાની બાંધી હતી અને એક શિષ્ય વારાફરતી હાજર રહેતો. મંદવાડને લીધે તેમને નિદ્રા બિલકુલ આવતી ન હતી. એટલા માટે જે શિષ્ય તેમની પાસે બેસતો તે લગભગ બેઠે બેઠેજ સમય પસાર કરતો હતો.

આજે તેમના શરીરે કાંઇક ઠીક હતું. શિષ્યોએ આવીને તેમને દંડવત્ પ્રણામ કર્યા અને તેમની સામે ભોંયપર બેઠા.

શ્રીરામકૃષ્ણે દીવો પાસે લાવવાની માસ્તરને આજ્ઞા કરી અને ગિરીશની સાથે સ્નેહપૂર્વક વાર્તાલાપ કરવા લાગ્યા.

ગિરીશઃ—દેવેન્દ્ર બાબુ સંસારનો ત્યાગ કરવાના છે.

પરમહંસજીથી હરવખતે બોલી શકાતું નહિ. બોલતાં ગળામાં બહુ દુઃખ થતું તેથી તેમણે પોતાને હોઠે આંગળીઓ અડકાડીને ઇસારત કરીને એવું પૂછ્યું: "બૈરાં છોકરાંના ભરણપોષણમાટે એમણે શી વ્યવસ્થા કરી છે? તેમનો નિર્વાહ કેવી રીતે થશે?"

ગિરીશઃ—તે વિષે મને ખબર નથી.

સઘળા ચૂપ બેઠા હતા. ગિરીશ ખાતાં ખાતાં વાતો કરતો હતો.

ગિરીશઃ—વારૂ, મહારાજ! મનથી કચવાઇને સંસારનો ત્યાગ કરવો એ સારૂં કે સંસારમાં રહીને ઇશ્વરનું ભજન કરવું એ સારૂં?

શ્રીરામકૃષ્ણઃ—ગીતામાં શું કહ્યું છે તેજ જુઓને! અનાસક્તપણે સંસારમાં રહીને કર્મ કર્યાથી અને સર્વ મિથ્યા છે એવું જ્ઞાન થયા પછી સંસારમાં રહેવાથી પણ ઈશ્વરની પ્રાપ્તિ થઇ શકે છે.

સંસારમાં રહેલો જ્ઞાની કેવો હોય છે? માણસ કાચના ઘરમાં રહેલો હોય તે જેમ અંદરનું તેમજ બહારનું જોઇ શકે છે તેવો તે હોય છે.

ગિરીશઃ—વારૂ, મહારાજ! કોઇ કોઇવાર મન ઘણીજ ઉંચી સ્થિતિ અનુભવે અને કોઇ કોઇવાર નીચે શામાટે પડી જતું હશે?

શ્રીરામકૃષ્ણઃ—સંસારમાં રહ્યાથી એમજ થાય છે. કોઇવાર ઉંચી સ્થિતિ તો કોઇવાર નીચી. કોઇવાર સારી ભક્તિ થાય છે તો કોઇવાર ભક્તિનો ભાવ મંદ પડી જાય છે. કામિનીકાંચનનો સહવાસ કરવો પડે તેમાં એમ થાય છે. સંસારમાં રહીને ભક્ત કોઇવાર ઈશ્વરનું ચિંતન કરે છે, કોઇવાર હરિનામ કીર્તન કરે છે, અને

કોઇ વાર કામિનીકાંચનમાં મન પરોવે છે. જેવી રીતે સાધારણ માખી કોઇવાર મિઠાઇ ઉપર બેસે છે અને કોઇવાર સંડાસમાં પણ બેસી આવે છે!

ત્યાગીની વાત જૂદીજ છે. તેઓ કામિનીકાંચનમાંથી મનને સંકેલી લઇને કેવળ ઇશ્વરમાંજ પરોવે છે; માત્ર હરિરસનુંજ પાન કરે છે. જે ખરો ત્યાગી છે તેને ઇશ્વર સિવાય બીજું કાંઇ રુચતુંજ નથી. કોઇ જો સાંસારિક બાબતની વાતો કરે તો ત્યાંથી તે ઉઠી જાય છે; માત્ર ઇશ્વર સંબંધી વાતોજ તે સાંભળે છે. જે ખરો ત્યાગી છે તેના મોંમાંથી ઇશ્વર વિષેની વાતો સિવાય અન્ય વિષયની વાતો નીકળતીજ નથી. મધમાખી માત્ર ફૂલ ઉપરજ બેસે છે અને માત્ર મધજ ખાય છે; બીજો કોઇ પદાર્થ તેને ભાવતોજ નથી.

શ્રીરામકૃષ્ણઃ—( માસ્તરને ) ઈશ્વરનો અનુગ્રહ હોય તોજ સમગ્ર મન તેનામાં પરોવાઇ શકે.

શ્રીરામકૃષ્ણઃ—( ગિરીશને ) શું સત્ય છે અને શું અસત્ય છે, શું સારૂં છે અને શું નઠારૂં છે, તે હવે રાખાલ બાખાલ બધા સમજી શકયા છે. એ લોકો સંસારમાં પડયા છે તે જાણી જોઇનેજ. તેમને સ્ત્રીઓ છે, છોકરાં છે, પણ એ લોકો સારી પેઠે સમજે છે કે સ્ત્રી, પુત્ર સર્વ મિથ્યા છે. સર્વ અનિત્ય છે. સંસારમાં તેઓ લિપ્ત થાય એવા નથી. એ લોકો તો કાદવમાં રહેતી માછલી જેવા છે. તે માછલી કાદવમાં રહે છે પણ શરીરે કાદવનો એક ડાઘ સરખો પડવા દેતી નથી.

ગિરીશઃ—મહારાજ ! એ બધું મારાથી સમજાતું નથી. આપ ધારો તો બધા લોકોને નિર્લિપ્ત અને શુદ્ધ બનાવી શકો એવા છો. સંસારી, ત્યાગી બધાને સારા બનાવી શકો. મલયાનિલ વાવા માંડે એટલે તમામ વૃક્ષ ચંદનવૃક્ષ બની જાય.

શ્રીરામકૃષ્ણઃ—પોતાનામાં જો કાંઇ સત્ત્વ ન હોય તો એકલા મલયાનિલવડે ચંદનવૃક્ષ બનતાં નથી. શીમળાનાં અને એવાં બીજાં કેટલાંક હલકાં ઝાડનાં ચંદનવૃક્ષ બની શકેજ નહિ.

ગિરીશઃ—એ હું સાંભળવાનો નથી.

શ્રીરામકૃષ્ણઃ—પણ કાયદો એવો છે.

ગિરીશઃ—આપનું કામ તો કાયદાની પેલી પારનું છે.

આ બધી વાત શિષ્યો ચકિતપણે સાંભળતા હતા. મણિના હાથમાંનો પંખો કોઇ કોઇવાર રહી જતો હતો.

શ્રીરામકૃષ્ણઃ—હા, એમ પણ બની શકે. ભક્તિરૂપી નદીમાં પુષ્કળ પૂર આવે ત્યારે આસપાસનાં ખેતરોમાં પણ વાંસ વાંસ પૂર પાણી થઇ જાય છે.

જ્યારે ભકિતનો ઉન્માદ થાય છે ત્યારે પછી વેદની વિધિની મર્યાદા રહેતી નથી. ઉન્મત્ત થએલો ભકત પૂજા કરવાને માટે દૂર્વા લેવા જાય તો તે હાથમાંથી પડી જાય.

ર્ાંને બદલે બીજો પાલો પણ કામમાં લઇ લે. તુલસીનાં પાન તોડવા જાય તો કડ-
ક કરતી આખી ડાળ ભાંગી નાખે.

અહાહા ! કેવી અવસ્થા થઇ જાય છે !

( માસ્તરને ) ભક્તિ થયા પછી બીજું કાંઇ જોઇતું નથી ?

માસ્તરઃ—હા જી.

શ્રીરામકૃષ્ણઃ—કામિનીકાંચન એજ સંસાર છે. ઘણા લોકો પૈસાને પોતાના
.વનરક્ત જેટલો પ્રિય ગણે છે; પણ પૈસાનું બહુ જતન કર્યાથી કોઇવાર સામટો
તો રહે છે.

આપણા દેશમાં ખેતરોમાં વરસાદનું પાણી બાંધી રાખે છે, ને કોઇ કોઇ ખેડુતો
ણીજ મજબૂત પાળ બાંધે છે; પણ કોઇવાર ખેતરની પાળ તોડીને પાણી બહાર
ીકળી જાય છે ! જો એક બાજુએ જરા રસ્તો રાખીને તેમાં ઘાસ ભરીને તેને
રા જરા અધુકડો રહેવા દે છે તો તેના ખેતરમાં પુષ્કળ કાંપ ઠરે છે અને સારો
ાક થાય છે.

જેઓ પૈસાનો સદુપયોગ કરે છે–દેવ સેવામાં, સાધુસંતની સેવામાં, ગરીબોને
.ન આપવામાં વાપરે છે–તેઓજ ફાવે છે. ઇશ્વર તેમના ધંધામાં પણ બરકત મૂકે છે.

## નરેન્દ્રદ્વારા ઉપદેશ

ઉદ્યાનગૃહમાં ( બંગલામાં ) શ્રીરામકૃષ્ણ ઉપરના ઓરડામાં બેઠા છે. સામે હીરાનંદ
ાસ્તર તથા બીજા બે એક શિષ્યો બેઠા છે. હીરાનંદની સાથે તેના બે એક મિત્રો
ાવેલા છે. હીરાનંદનું વતન સિંધ પ્રાંતમાં છે. કલકત્તાની કૉલેજમાં વિદ્યાભ્યાસ કરી
લ્યા પછી તે સ્વદેશ ગયા હતા અને આટલા દિવસ ત્યાંજ રહ્યા હતા. શ્રીરામકૃષ્ણની
ંદગીના સમાચાર સાંભળીને તેમને જોવાને માટે આવ્યા છે. સિન્ધ અને કલકત્તા
ચ્ચે લગભગ અગીઆરસો માઇલનું અંતર છે. હીરાનંદને મળવા માટે શ્રીરામકૃષ્ણ
ણા ઉત્સુક થયા હતા.

પરમહંસજી હીરાનંદ તરફ આંગળી કરીને માસ્તરને ઇસારતથી કહેવા લાગ્યા કે
' બહુજ સારા માણસ છે.

શ્રીરામકૃષ્ણઃ—( ભક્ત હીરાનંદ અને માસ્તરને ) તમે બે જણા જરા વાત કરો
' સાંભળું.

પણ માસ્તરને ચૂપ રહેલા જોઇને મહારાજશ્રીએ કહ્યું, ' નરેન્દ્ર છે કે ? તેને
ડી લાવ. '

નરેન્દ્ર માળપર આવ્યો અને મહારાજશ્રી પાસે બેઠો.

શ્રીરામકૃષ્ણઃ—( નરેન્દ્ર અને હીરાનંદને ) તમે બે જણ જરા વાત કરોને !

હીરાનંદ ચૂપ બેસી રહ્યા હતા. થોડીવારે પ્રયત્ન કરીને તેમણે વાત કરવા માંડી.

હીરાનંદઃ—( નરેન્દ્રને ) વારૂ, ભક્તને દુઃખ કેમ પડતું હશે?

હીરાનંદના બોલ મધ જેવા મીઠા હતા. તેનું હૃદય પ્રેમથી પરિપૂર્ણ હતું.

નરેન્દ્રઃ—આ જગત્‌ની વ્યવસ્થા જોતાં એવું લાગે છે કે એની ઉત્પત્તિ ઇશ્વર નહિ પણ સેતાને કરેલી હોવી જોઇએ. આના કરતાં તો હું પણ વધારે સારી દુનિયા ઉત્પન્ન કરી શકત.

હીરાનંદઃ—દુઃખ ન હોય તો સુખનો અનુભવજ શી રીતે થાય?

નરેન્દ્રઃ—જગતની વ્યવસ્થા સંબંધી હમણાં મારે કશુંજ કહેવું નથી. પણ હાલ જે ધોરણપર તે રચાયું છે તે ધોરણ સારૂં તો નથીજ. છતાં **सर्वं खल्विदं ब्रह्म।** સર્વે ઇશ્વર છે. એવી દૃઢ શ્રદ્ધા થવાથી બધું ભૂલી જવાય છે. જે છે તે મેંજ ઉત્પન્ન કર્યું છે.

ત્યાર પછી નરેન્દ્રે બે એક સંસ્કૃત સ્તોત્ર લલકાર્યાં.

શ્રીરામકૃષ્ણઃ—( નરેન્દ્રને ) બીજું એક ગા. ' જો કુછ હય સબ તુંહી તુંહી ' એ ભજન ગા.

નરેન્દ્રે તે ભજન ગાવા માંડયુ.

તુજસે હમને દિલકો લગાયા, જો કુછ હય સબ તુંહી તુંહી હય.
એક તુજકોહી અપના પાયા, જો કુછ હય સબ તુંહી તુંહી હય.
દિલકી મકા આર સબકી મકી તું, કોનસા દિલ હય જીસમેં નહિં તું;
હરેક દિલમેં તુંહે સમાયા, જો કુછહય સબ તુંહી તુંહી હય.
કયા મુલાયક, કયા હો ઇનસાન, કયા હિન્દુ, કયા હો મુસલમાન;
જૈસા ચાહા તુંને બનાયા, જો કુછ હય સબ તુંહી તુંહી હય.
કાબામેં કયા દેહેરેમેં કયા, તેરી પરસ્તી હયગી સબજા;
તેરે આગે શીર સબને ઝુકાયા, જો કુછ હય સબ તુંહી તુંહી હય.
અર્સસે લે ફર્સ જમીં તક, જમીનસેં લે અર્સ બહી તક;
જહાં મેં દેખા તુંહી દીખાયા, જો કુછ હય સબ તુંહી તુંહી હય.
સોચા સમજા સબ ઢુંઢ ડાલા, તેરે જૈસા કિસે ન ભાલા,
અબ સમજમેં જરૂર કો આયા, જો કુછ હય સો તુંહી તુંહી હય.

' હરેક દિલમેં ' એ વાકય સાંભળીને પરમહંસજીએ ઇસારત કરીને કહ્યું કે તે દરેકના હૃદયમાં અંતર્યામીરૂપે રહેલો છે.

'જહાં મેં દેખા તુંહી દીખાયા' આ વાકય બોલાયું ત્યારે હીરાનદે નરેન્દ્રને કહ્યું, ' સબ તુંહી તુંહી ! ' બસ, હવે તો તુંહી તુંહી છે, હું નહિ પણ તું !

નરેન્દ્રઃ—અર્થાત્‌ જો મને એક મળે તો હું એકડા ઉપર મરજીમાં આવે તેટલાં

ભીંડાં ચઢાવીને તેમાંથી લાખો કરોડો ઉત્પન્ન કરી શકું. તમે તે હું અને હું તે તમે; મારા સિવાય બીજું કાંઈ છેજ નહિ.

આટલું કહીને નરેન્દ્રે અષ્ટાવક્રગીતામાંથી કેટલાક શ્લોક ગાયા. વળી થોડીવાર સુધી બધા ચૂપ બેસી રહ્યા.

શ્રીરામકૃષ્ણઃ—(નરેન્દ્ર તરફ આંગળી કરીને હીરાનંદને) જાણે હાથમાં નાગી તલવાર લઇને ફરતો હોય તેમ બોલે છે! (હીરાનંદ તરફ આંગળી કરીને માસ્તરને) કેવો શાંત છે! બાજીગરની પાસે સાપ જેમ ફેણ માંડીને બેસે તેમ બેઠો છે કેની!

હમણાં મને બાળકભાવ આવ્યો છે તેથી ફૂલ લઇને રમત કરૂં છું. મને શું દેખાય છે તે જાણો છો?





# ખંડ ચાલીશમો

## ઈશ્વરચંદ્ર વિદ્યાસાગર સાથે વાતચીત



આજે ૧૮૮૨ ના ઓગસ્ટની ૫ મી તારીખ અને શ્રાવણ વદ છઠ છે. શ્રીરામકૃષ્ણજી ભાડાની ગાડીમાં બેસીને કલકત્તાના રાજમાર્ગ ઉપર થઈને બાદુડ બાગાન તરફ આવે છે. સાથે ભવનાથ, હાજરા અને માસ્તર છે. આજે તેઓ શ્રીયુત વિદ્યાસાગરને ઘેર જનાર છે.

શ્રીરામકૃષ્ણજીએ છેક નાનપણુથીજ વિદ્યાસાગરના દયા અને પરોપકારના કામોની પ્રશંસા સાંભળી છે, અને તેથીજ તેમને મળવા જાય છે. માસ્તર પણ વિદ્યાસાગરે સ્થાપેલી શાળામાંજ કામ કરે છે. પરમહંસજીએ એકવાર માસ્તરને કહ્યું હતું કે 'મને વિદ્યાસાગરની પાસે તેડી જઈશ? તેમને જોવાની મને ઘણી ઇચ્છા છે. આ વાત માસ્તરે વિદ્યાસાગરને કહી હતી. જે સાંભળીને વિદ્યાસાગર પોતે પણ ઘણા પ્રસન્ન થયા હતા અને શનિવારે સાંજના તેડી લાવજો એવું કહ્યું હતું.

પરમહંસજી ગાડીમાંથી નીચે ઉતર્યા. માસ્તર તેમને રસ્તો બતાવીને વિદ્યાસાગરના ઘરમાં તેડી લાવ્યા. ત્યાં જતાં તેમણે નાના બાળકની માફક બટનપર હાથ મૂકીને માસ્તરને પૂછ્યું. 'બટન ઉઘાડાં રહી ગયાં છે–તેમાં કાંઇ વાંધો તો નથી ને?' તેમણે સેનાનો ડગલો પહેર્યો હતો. લાલ કોરનું ધોતીયું ઓઢયું હતું. તેનો એક છેડો ખાંધ ઉપર હતો. પગે વાર્નિશના સ્લીપર પહેર્યા હતા. માસ્તરે કહ્યું, 'એને માટે આપ કશી ચિંતા કરશો નહિ. આપને માટે દોષ નથી.'

નાના બાળકને સમજાવીએ અને તે જેમ નિશ્ચિંત થઇ જાય તેમ પરમહંસજી મહારાજ નિશ્ચિંત થઇ ગયા.

પરમહંસજી ઓરડામાં દાખલ થયા એટલે વિદ્યાસાગરે ઉભા થઇને તેમનો સત્કાર કર્યો. પરમહંસજી ઉભા રહીને જાણે વિદ્યાસાગર સાથે તેમનો અગાઉનો પરિચય હોય તેમ તેમની સામે જોઇ રહ્યા અને ભાવાવિષ્ટ અવસ્થામાં હસવા લાગ્યા.

વિદ્યાસાગરમાં અનેક પ્રકારના સદ્‌ગુણુ હતા. વિદ્યા તરફ તેમનો પ્રબળ અનુરાગ હતો. એક દિવસ માસ્તરની સાથે વાત કરતાં કરતાં તે ખરેખરા રડી પડયા અને

બોલ્યા, 'હું વિદ્યાભ્યાસ કર્યા કરૂં એવી મને ઇચ્છા તો ઘણીજ છે; પણ તેમ બની શકતું નથી. સંસારમાં પડેલો હોવાથી પૂરતો અવકાશ મળતો નથી.' તેમનો બીજો મુખ્ય ગુણ પ્રાણીમાત્ર પ્રતિ દયાનો હતો. વિદ્યાસાગર ખરેખરા દયાના સાગર હતા. વાછરડાંને પોતાની માનું દૂધ મળતું નથી તે જોઇને તેમણે કેટલાંક વર્ષસુધી દૂધ પીવાનુંજ બંધ કર્યું હતું. છેવટે તેમને માલૂમ પડયું કે દૂધ વગર શરીર ઘણુંજ દુર્બળ થતું જાય છે ત્યારે ઘણા વખત પછી દૂધ પીવાનું ચાલુ કર્યું. ઘોડાને કષ્ટ આપવું ન પડે માટે તેઓ ગાડીમાં બેસતા નહિ. એક દિવસ કૉલેરાના વ્યાધિથી પીડાતો અને રસ્તા વચ્ચે કાંટાના ઝાંખરામાં પડેલો એક મજૂર તેમના જોવામાં આવ્યો. જોતાંવારનેજ વિદ્યાસાગરે તેને ખભે ઉંચકી લીધો અને પોતાને ઘેર રાખીને તેની બરદાસ્ત કરી. તેમનો ત્રીજો મુખ્ય ગુણ એ હતો કે તેમને સ્વતંત્રા ઘણીજ પ્રિય હતી. અધિકારીઓની સાથે મતભેદ થવાથી તેમણે સંસ્કૃત કૉલેજના મુખ્ય અધ્યક્ષ તરિકેના હોદ્દાનું રાજીનામું આપ્યું હતું. તેમને નિંદાનો બિલકુલ ડર ન હતો. એ તેમનો ચોથો ગુણ હતો. એક શિક્ષકને તે ચાહતા હતા. તેની પુત્રીના લગ્નને દિવસે તેને ઘેર જમણવાર હતી તે વખતે કપડાનું થાન જાતે ઉંચકીને ત્યાં હાજર થયા હતા. આ આ ઉપરાંત તેમનામાં ગાઢ માતૃભક્તિ અને અજય મનોબળ હતું. એક દિવસ વિદ્યાસાગરને તેમનાં માતુશ્રીએ કહ્યું. 'ઈશ્વર! તું આ લગ્ન પ્રસંગે નહિ આવે તો મને ઘણું ખોટું લાગશે.' તે ઉપરથી તે કલકત્તેથી બીજી સગવડ ન બને એમ જણાતાં પગે ચાલીને નીકળ્યા. માર્ગમાં દામોદરા નદી આવતી હતી. તે વખતે તટપર હોડી ન હોવાથી વિદ્યાસાગર તરીને પેલે પાર ગયા અને ભીને કપડે ચાલીને લગ્નની રાત્રેજ માતાના આગળ હાજર થયા અને કહ્યું, 'મા! હું આવ્યો છું!'

પરમહંસજી ભાવાવિષ્ટ થતા હતા. થોડીવારમાં તે ભાવમગ્ન સ્થિતિમાં આવી ગયા. ભાવનું સંવરણ કરવા માટે તે કોઇ કોઇ વાર બોલતા કે મારે પાણી પીવું છે. થોડીવારમાંજ ઘરનાં છોકરાં તથા વિદ્યાસાગરના કેટલાક સંબંધીઓ આવી પહોંચ્યા.

પરમહંસજી ભાવમગ્ન હાલતમાં બેન્ચ ઉપર બેસી ગયા. સત્તર અઢાર વર્ષનો એક છોકરો તે બેન્ચ ઉપર બેઠો હતો—વિદ્યાસાગરની પાસે અભ્યાસના ખર્ચ માટે કાંઇક મદદ માગવા આવ્યો હતો. પરમહંસજી ભાવાવિષ્ટ હતા; ઋષિના જેવી તેમની અંતર્દષ્ટિ હતી. છોકરાના મનનો ભાવ તે જાણી ગયા. તે તેનાથી જરા દૂર ખસીને બેઠા અને બોલ્યા, 'ઓ મા! આ છોકરાને સંસાર ઉપર પ્રબળ આસક્તિ છે! એ તો તમારો અવિદ્યાનો સંસાર છે અને આ અવિદ્યામાં મુગ્ધ થએલો છોકરો છે!'

એ પછી પરમહંસજીએ વિદ્યાસાગરને એક ભકત છોકરાવિષે વાત કહી. તે છોકરો હમણાં તેમની સામેજ બેઠો હતો. પરમહંસજીએ કહ્યું કે આ છોકરો ઘણોજ શુદ્ધ અને સુપાત્ર છે. ફલ્ગુ નદીની માફક એના અંતઃકરણના ઉંડાણમાં સત્ત્વ રહેલું

છે. ઉપર ઉપરથી રેતી દેખાય છે, પણ જરા ખોતરીને અંદર જોઇએ તો પાણી જોવામાં આવે છે !

એ પછી પરમહંસજીએ વિદ્યાસાગર સાથે હસતે મોઢે વાતો કરવા માંડી. જોત જોતામાં આખો ઓરડો માણસોથી ભરાઇ ગયો. કેટલાક બેઠા અને કેટલાક ઉભા હતા.

શ્રીરામકૃષ્ણ:—આજે મારો સાગરની સાથે સમાગમ થયો. અત્યારસુધી તો ખાડીઓ, નાળાં અને ઘણું તો નદીઓજ જોઇ હતી; પણ આજે હું સાગરને જોવા ભાગ્યશાળી થયો છું !

વિદ્યાસાગર:—ત્યારે થોડું ખારૂં પાણી લઇ જજો !

શ્રીરામકૃષ્ણ:—ના, ના, તમે ખારૂં પાણી નથી તો ! તમે અવિદ્યાના સાગર નથી, પણ વિદ્યાના સાગર છો. તમે તો ક્ષીરસમુદ્ર જેવા છો.

વિદ્યાસાગર:—એમ આપ કહી શકો છો ખરા ?

આટલું કહીને વિદ્યાસાગર ચૂપ રહ્યા અને પરમહંસજી ફરીથી બોલવા લાગ્યા:—

તમારૂં કર્મ સાત્ત્વિક છે. તમારામાં સત્ત્વગુણમય રજોગુણ છે. સત્ત્વગુણમાંથી દયા ઉત્પન્ન થાય છે. દયાથી પ્રેરાઇને જે કર્મ કરવામાં આવે છે તે દોષવાળું નથી. શુકદેવજી વગેરે મહાત્માઓએ પણ દયાનો ગુણ લોકોને ઈશ્વર સંબંધી ઉપદેશ આપવાને માટે રહેવા દીધો હતો. તમે વિદ્યાદાન કરો છો—અન્નદાન કરો છો. એ ઘણુંજ ઉત્તમ છે. નિષ્કામભાવે કરવાથી એનાવડે પણ ઈશ્વર પ્રાપ્ત થાય છે. કેટલાક લોકો કીર્તિને ખાતર અથવા સ્વર્ગ કે બીજા પદાર્થોને ખાતર શુભ કર્મ કરે છે, તે નિષ્કામકર્મ કહેવાય નહિ. તમે તો સિદ્ધ પુરુષજ છો.

વિદ્યાસાગર:—કેવી રીતે મહારાજ !

શ્રીરામકૃષ્ણ:—બટાટા સિદ્ધ થાય ( ચડી જાય ) ત્યારે નરમ થાય છે. તમે પણ ઘણાજ નરમ—કોમળ—નમ્ર છો. તમે કેટલા દયાળુ છો !

વિદ્યાસાગર:—પણ ચણાની દાળ તો સિદ્ધ થાય છે તેમ કઠણ થતી જાય છે !

શ્રીરામકૃષ્ણ:—તમે તેવા નથી તો ! એકલું પાંડિત્ય જેમનામાં હોય તે તો નહિ અહિંના અને નહિ ત્યાંના ! તે તો અધકચરી વાટેલી દાળ જેવા છે.

ગીધ ઘણોએ ઉંચે ચડે છે પણ તેની નજર તો ઉકરડા ઉપરજ હોય છે ! જેઓ કેવળ પુસ્તકપંડિતજ છે તેઓ તો માત્ર બોલવામાંજ પંડિત છે અને ચિત્ત તો કામિનીકાંચનમાંજ લુબ્ધ રહેતું હોય છે. ગીધની માફક સડેલાં મુડદાંજ ખોળતા ફરે છે. અવિદ્યામય સંસારમાંજ તેઓ આસક્ત થએલા રહે છે. દયા, ભક્તિ, વૈરાગ્ય એ બધી વિદ્યાની વિભૂતિ છે.

વિદ્યાસાગર બોલ્યા ચાલ્યા વગર સાંભળ્યા કરતા હતા. સઘળા એકી નજરે શ્રી-રામકૃષ્ણજીની આનંદમય મૂર્તિ નિહાળતા તેમની અમૃતમય કથાનું શ્રવણ કરતા હતા.

## બ્રહ્મ અનિર્વાચ્ય છે.

વિદ્યા અને અવિદ્યાની વાત કરતાં કરતાં શ્રીરામકૃષ્ણજી બ્રહ્મજ્ઞાન સંબંધી વાત કરવા લાગ્યા. વિદ્યાસાગર પણ એક સમર્થ પંડિત હતા. ષડ્દર્શન સારી પેઠે જોઇ ગયા હતા અને એમ માનતા હતા કે ઈશ્વર સંબંધી વાસ્તવિક જ્ઞાન થઇ શકે એમ છેજ નહિ.

શ્રીરામકૃષ્ણ:—બ્રહ્મ એ વિદ્યા અને અવિદ્યા બેઉથી પર છે. તે માયાતીત છે.

આ જગત્‌માં વિદ્યામાયા અને અવિદ્યામાયા બેઉ છે; જ્ઞાન અને ભક્તિ પણ છે; તેમજ કામિનીકાંચનનો મોહ પણ છે; સત્ છે અને અસત્ પણ છે; સારૂં છે તેમજ નઠારૂં પણ છે. છતાં બ્રહ્મ તો એ બધાથી નિર્લિપ્તજ છે. આ સારૂં અને આ નઠારૂં એ બધું જીવને માટે છે. આ સત્ અને આ અસત્ એ બેઉ પણ જીવને માટેજ છે; બ્રહ્મને એમાં કાંઇ લેવા દેવા છેજ નહિ.

જેમ દીવાની પાસે બેસીને એક માણસ ભાગવત વાંચે અને તેજ દીવાની મદદથી બીજો માણસ ખરાબ કામ કરે, છતાં દીવો તો નિર્લિપ્તજ છે ને!

સૂર્ય તો સારા માણસ ઉપર તેમજ નઠારા માણસ ઉપર પણ પ્રકાશ નાખે છે.

જો એમજ છે તો કોઇ પૂછશે કે દુઃખ, પાપ, અશાંતિ એ બધાં શાથી આપણે જોઇએ છીએ? તેનો ઉત્તર એ છે કે એ સર્વ જીવને માટે છે. બ્રહ્મ એ બધાથી નિર્લિપ્તજ છે. સાપની દાઢમાં વિષ છે, બીજાને તે કરડે તો તે મરી જાય છે; પણ સાપને પોતાને કાંઈ પોતાનું ઝેર લાગતું નથી.

બ્રહ્મ શું છે તે મોઢેથી કહી શકાયજ નહિ. જગત્‌માં બધી વસ્તુઓ ઉચ્છિષ્ટ થઈ ગઈ છે. વેદ, પુરાણ, તંત્ર, ષડ્દર્શન બધાંએ મોઢેથી વંચાય છે, બોલાય છે, તે કારણથી એ સર્વ એઠાં થઇ ગયાં છે! એઠો ન થઇ ગયો હોય એવો માત્ર એકજ પદાર્થ છે અને તે એક બ્રહ્મજ છે; કારણ કે બ્રહ્મ શું છે તે આજસુધી કોઈ મોઢેથી બોલી શક્યું નથી.

વિદ્યાસાગર:—(પોતાના મિત્રોને) વાત! આ તો ઘણી મજાની વાત! આજ હું નવી વાત શીખવા પામ્યો કે બ્રહ્મ ઉચ્છિષ્ટ થયો નથી.

શ્રીરામકૃષ્ણ:—એક માણસને બે છોકરા હતા તેમને બ્રહ્મવિદ્યાનો અભ્યાસ કરાવવાને માટે બાપે એક આચાર્યને ઘેર મોકલ્યા. કેટલાક વર્ષ પછી તેઓ ગુરુને ઘેરથી પાછા આવ્યા અને પિતાને પ્રણામ કર્યા. એમને કેટલે દરજ્જે બ્રહ્મજ્ઞાન થયું છે તેની પરીક્ષા કરી જોવાની બાપને ઇચ્છા થઇ. તેણે પોતાના મોટા છોકરાને પૂછ્યું કે 'બાપુ! તું બધું ભણી આવ્યો છે તો બ્રહ્મ કેવો છે. તે કહે જોઇએ' છોકરો વેદમાંથી અનેક શ્લોક ટાંકીને બ્રહ્મનું સ્વરૂપ સમજાવવા લાગ્યો. બાપ કાંઇ બોલ્યો નહિ. પછી તેણે પોતાના નાના છોકરાને એ સવાલ પૂછ્યો. તે નીચું મોં કરીને ચૂપચાપ બેસી રહ્યો.

મોઢેથી બોલી શકયોજ નહિ. પિતાએ પ્રસન્ન થઇને પુત્રને કહ્યું, 'તું કાંઇક સમજ્યો હોય એમ લાગે છે. બ્રહ્મ કેવો છે એ મોઢેથી કહી શકાયજ નહિ.'

કેટલાકો એમ માને છે કે અમે તો તેને જાણી ચૂકયા છીએ! એક કીડી સાકરના પહાડ ઉપર ચડી. એક નાની કણિકા ખાતામાંજ તેનું પેટ ભરાઇ ગયું અને કણિકા મોંમાં ઘાલીને પોતાના ઘર તરફ જવા લાગી. જતાં જતાં તે એમ સમજવા લાગી કે હું તો આખો પહાડનો પહાડ ઉઠાવી જાઉં છું! ક્ષુદ્ર માનવીઓ પણ એવીજ ભૂલ કરે છે; તેઓ જાણતા નથી કે સમગ્ર બ્રહ્મ તો વાણી અને મનથી પર છે.

માણસ ગમે તેટલો મોટો હોય, પણ તે જાણી જાણીને કેટલુંક જાણવાનો હતો? શુકદેવજી જેવા પણ મોટી કીડીઓ જેવા કહેવાય-ઘણું તો ખાંડના આઠ દસ દાણા મોંમાં રાખી શકે. બસ એથી વધારે તો નહિજ.

એનું વર્ણન કરવું હોય તો કેવી રીતે કરવું? એક માણસ સમુદ્ર જોઇ આવ્યો. તેને કોઇએ પૂછ્યું કે કેમ ભાઈ! સમુદ્ર કેવો છે? ત્યારે તે માણસ આશ્ચર્યનો એક ઉદ્દગાર કાઢીને બોલ્યો. 'અહાહા! શું જોયું? કેવાં મોજાં ઉછળતાં હતાં!' બ્રહ્મવિષે બોલવું હોય તોપણ તેમજ. વેદમાં કહ્યું છે કે તે આનંદસ્વરૂપ છે– સચ્ચિદાનંદ છે.

સમાધિસ્થ થવાથી બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિ થાય છે–બ્રહ્મનું દર્શન થઈ શકે છે. એ અવસ્થામાં વિચાર-તર્ક સંપૂર્ણ બંધ થઇ મનુષ્ય શાંત બની જાય છે.

પછી એક માણસે રામકૃષ્ણને સવાલ પૂછયો કે સમાધિસ્થ થએલો પુરુષ–જેને બ્રહ્મજ્ઞાન થઇ ચૂકયું છે તે–શું વાત કરી શકેજ નહિ?

શ્રીરામકૃષ્ણ:—શ્રીશંકરાચાર્યે લોકોને ઉપદેશ આપી શકાય એટલા માટે વિદ્યા સંબંધી અહંભાવ રહેવા દીધો હતો. તેમ ન કરે તો ઉપદેશ આપી શકાય નહિ?

ઘીમાં છાશનો ભાગ રહી ગયો હોય ત્યાંસુધીજ તે પેણીમાં કડકડે છે. પરિપક્વ થઇ ગયા પછી જરાએ અવાજ નીકળતો નથી. પરંતુ એ પરિપક્વ ઘીમાં જ્યારે કાચી પૂરી પડે છે ત્યારે પાછો કડકડાટ થવા માંડે છે અને કાચી પૂરી પાકી થઇ જાય એટલે પાછું ચૂપચાપ! આવી રીતે સમાધિસ્થ પુરુષ લોકોને ઉપદેશ આપવાને માટે જરા નીચલી ભૂમિકા ઉપર આવીને વાત કરે છે.

જ્યાંસુધી મધમાખી ફૂલ ઉપર ન બેઠી હોય ત્યાં સુધીજ તે બણબણાટ કરે છે. ફૂલ ઉપર બેસી મધ ચૂસવા માંડે છે એટલે એકદમ ચૂપચાપ! મધ ચૂસીને ઉન્મત્ત થયા પછી તે ગણગણે છે ખરી!

તળાવમાં ખાલી ઘડો બોળીએ છીએ ત્યારે પ્રથમ ભગભગ અવાજ થાય છે, પણ તે ભરાઈ ગયા પછી કશો અવાજ થતો નથી. એક ઘડામાંથી બીજા ઘડામાં જ્યારે પાણી રેડવામાં આવે છે ત્યારે વળી પાછો અવાજ સંભળાય છે. તેમ જ્યાં સુધી જ્ઞાન ન થયું હોય ત્યાંસુધીજ વાદવિવાદ અને બકબકાટ રહે છે. જ્ઞાન થયા

પછી તો ચૂપાચૂપ ! પરંતુ કોઈ શિષ્ય આવે તો જ્ઞાની પાછો બોલવા માંડે છે, અને તે પણ શિષ્યને જ્ઞાન થતાં સુધીજ.

## બ્રહ્મનું સ્વરૂપ

શ્રીરામકૃષ્ણ:—ઋષિઓએ બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત કર્યું હતું. તેઓ જ્ઞાન મેળવવા માટે કેટલો બધો પરિશ્રમ લેતા ! સવારે આશ્રમમાંથી ચાલી નીકળતા અને એકાંતમાં આખો દિવસ ઈશ્વરનું ધ્યાન કરતા. રાત્રે પોતપોતાના આશ્રમમાં આવીને ફળ મૂળનો આહાર કરતા. જોવાના, સાંભળવાના, સ્પર્શ કરવાના વગેરે તમામ વિષયો-માંથી મનને ખેંચી લેવું જોઇએ. એવું કરો ત્યારે બ્રહ્મનો સાક્ષાત્કાર થાય.

જેઓ વિષયનો ત્યાગ કરી શકતા નથી, જેઓ અહંભાવ છોડી શકતા નથી, તેમણે **सोऽहं** ( હું ઈશ્વર છું ) એમ કહેવું યોગ્ય નથી. તેમને માટે તો ' હું ઈશ્વરનો દાસ છું, અથવા ભક્ત છું ' એવો અહંભાવ સારો છે.

જ્ઞાની લોકો 'નેતિ નેતિ' કરીને વિષયબુદ્ધિનો ત્યાગ કરે છે ત્યારેજ તેઓ બ્રહ્મને જાણી શકે છે. અગાસી ઉપર ચડવું હોય તો સીડીનાં પગથીઆંનો ત્યાગ કરવોજ પડે છે. અગાસીમાં પહોંચી ગયા પછી જણાય છે કે ઇંટ, ચૂનો, રેતી વગેરે જે પદાર્થોની અગાસી બનેલી છે તેજ પદાર્થોની સીડી પણ બનેલી છે. તેવી રીતે બ્રહ્મને જાણવાને માટે તમામ અનાત્મ પદાર્થોનો ત્યાગ કરવો પડે છે; પણ બ્રહ્મનું વિશેષ-રૂપે જ્ઞાન થયા પછી માલૂમ પડે છે કે જે જે પદાર્થોનો શરૂઆતમાં ત્યાગ કર્યો હતો તે સર્વ પણ બ્રહ્મજ છે. બ્રહ્મ સિવાય અન્ય કાંઈ છેજ નહિ. 'નેતિ નેતિ' કરીને જે બ્રહ્મનું જ્ઞાન થયું છે તેજ બ્રહ્મને જીવ અને જગત્‌રૂપે બનેલો બ્રહ્મજ્ઞાની જુએ છે. જે નિર્ગુણ છે તેજ સગુણ છે.

અગાસીમાં લોકોથી હમેશાં રહી શકાતું નથી, તેથી તેઓ નીચેની ભૂમિકામાં આવે છે. જેઓ સમાધિસ્થ થઇને બ્રહ્મનું દર્શન કરે છે તેઓ પણ ત્યાંથી તે એક પગથીયું નીચે ઉતરે છે ત્યારે જોઈ શકે છે કે જીવ અને જગત્‌રૂપે પણ બ્રહ્મજ બન્યો છે. સા રી ગ મ પ ધ ની એ સાત સૂરમાંથી 'ની' ના સૂરમાં માણસથી વધારે વખત રહી શકાતું નથી.

જ્ઞાનમાર્ગ પણ એક માર્ગ છે. જ્ઞાનભક્તિનો પણ એક માર્ગ છે, તેવી રીતે ભક્તિમાર્ગ પણ એક માર્ગ છે. જ્ઞાનયોગ પણ સત્ય છે અને ભક્તિયોગ પણ સત્ય છે. ગમે તે માર્ગે પણ તેનીજ સમીપ જઈ શકાય છે. જ્યાંસુધી અહંભાવ રહે ત્યાંસુધી ભક્તિમાર્ગજ શ્રેષ્ઠ છે.

વિજ્ઞાની જુએ છે કે બ્રહ્મ અચળ અને નિષ્ક્રિય છે. સત્ત્વ, રજ અને તમ એ તેના ત્રણ ગુણ થકી આ સંસાર ઉત્પન્ન થયેલો છે. જીવ, જગત્, મન, બુદ્ધિ, ભક્તિ,

વૈરાગ્ય, જ્ઞાન એ સર્વ તેના ઐશ્વર્યનાંજ અંગ છે.

જે બાબુને રહેવાને ઘર નથી તે બાબુ શાનો ? ઈશ્વર તો સર્વ પ્રકારના ઐશ્વર્યથી પરિપૂર્ણ છે. એ સાળામાં જો ઐશ્વર્ય ન હોત તો તેને માનત પણ કોણ ?[1]

જુઓને, આ જગતમાં કેવા કેવા અજાયબ જેવા પદાર્થો ભરેલા છે ! ચંદ્ર, સૂર્ય, તારા, નાના પ્રકારનાં પ્રાણીઓ, એવા કેટલા પદાર્થો છે ! કોઇ નાનું તો કોઇ મોટું; કોઇ સારૂં તો કોઇ નઠારૂં; કોઇમાં શક્તિ વધારે તો કોઇમાં ઓછી.

વિદ્યાસાગર:—ઈશ્વર શું અમુક માણસને ઓછી શકિત આપે છે અને અમુક માણસને વિશેષ શકિત આપે છે ?

શ્રીરામકૃષ્ણ:—તે તો સર્વ પ્રત્યે સમાનજ છે. ક્ષુદ્ર કીડીમાં પણ તે સમાન છે. પણ વ્યકિતની પોતાની ગ્રહણશકિતની ન્યૂનાધિકતાને લઇને તેની યોગ્યતા માટે ઓછાવત્તાપણું હોય છે. એકલે હાથે દશ માણસને હરાવી શકે એવા માણસ પણ હોય છે અને એવા પણ હોય છે કે જે એક માણસથી પણ ડરીને નાસી જાય છે. એનું કારણ શું ? ગ્રહણશકિતમાં ઓછાવત્તાપણું ન હોય તો તેમને લોકો માન આપે છે તેનું કાંઈ કારણ ? શું તમારે માથે બે શીંગડાં ઉગ્યાં છે ? તમે દયાળુ છો, વિદ્વાન છો અને એવી બાબતોમાં બીજાઓથી શ્રેષ્ઠ છો; તેથીજ લોકો તમને સન્માન આપે છે અને મળવા આવે છે. તમે આ વાત માની શકો છો કે નહિ ?

વિદ્યાસાગર જરા જરા હસવા લાગ્યા.

ગીતાનો મર્મ શો છે ? દશવાર ગીતા શબ્દનો ઉચ્ચાર કરી જુઓ. 'ગીતા' 'ગીતા' એમ દશવાર બોલશો એટલે 'તાગી'—ત્યાગી શબ્દ બની જશે. ગીતાનો ઉપદેશ એજ છે કે, હે જીવ ! સર્વસ્વનો ત્યાગ કરીને ભગવાનની પ્રાપ્તિ કરવાનો યત્ન કર. તું ગૃહસ્થ હોય કે સંસારી હોય પણ મનથી તમામ પ્રકારની આસકિતનો ત્યાગ કર.

શ્રીચૈતન્ય ભગવાન જ્યારે દક્ષિણ હિંદુસ્તાનનાં તીર્થોની યાત્રા કરવા ગયા હતા ત્યારે એકવાર તેમના જોવામાં આવ્યું કે એક માણસ બેઠો બેઠો ગીતાનો પાઠ કર્યા કરતો હતો; અને બીજો માણસ જે દૂર બેઠો બેઠો સાંભળતો હતો તેની આંખમાંથી આંસુની ધારા વહેતી હતી. ચૈતન્ય ભગવાને પૂછ્યું કે 'તને ગીતાનો અર્થ સમજાય છે ?' તે બોલ્યો 'મહારાજ ! મને આ શ્લોકમાં જરાએ સમજ પડતી નથી.' ત્યારે ચૈતન્ય ભગવાને પૂછ્યું કે તું રડે છે શામાટે ? તે ભકતે જવાબ આપ્યો કે જાણે અર્જુન રથમાં બેઠો હોય અને તેની સામે બેસીને ભગવાન વાતચીત કરી રહ્યા હોય એવું મને મનમાં દર્શન થાય છે, અને તેમની એવી કૃપાળુતાના વિચારથી મારી આંખમાંથી આંસુ નીકળી પડે છે. ચૈતન્ય ભગવાને તેને કહ્યું કે ગીતાનો ખરો મર્મ તું સમજી ગયો છું.

---

૧ શ્રીરામકૃષ્ણની સરળ ગ્રામ્યભાષાનું આ ઉદાહરણ છે.

## ભક્તિયોગનું રહસ્ય

શ્રીરામકૃષ્ણઃ—વિજ્ઞાની શામાટે ભક્તિ કરતો હશે ?

એનો ઉત્તર એ છે કે ગમે તેટલું કર્યા છતાં પણ શરીર હોય ત્યાંસુધી સર્વાંશે તો અહંભાવ નિર્મૂળ થતોજ નથી. સમાધિ અવસ્થામાં હોઇએ તેટલી વાર અહંભાવનો લય થાય છે ખરો, પણ વળી પાછો ખડો થઇ જાય છે ! વળી સાધારણ મનુષ્યોના મનમાંથી તો તે લેશમાત્ર પણ ખસતો નથી.

જ્ઞાનની પ્રાપ્તિ થયા પછી કોણ જાણે ક્યાંથીએ અહંભાવ આવીને ખડો થાય છે ! વાઘ જોયો એવું સ્વપ્ન આવી ગયા પછી જાગી ઉઠાય તોપણ કેટલીક વારસુધી કાળજું તો ધડકયાજ કરે છે.

એ અહંભાવને લીધેજ જીવને નાના પ્રકારનાં કષ્ટ સહન કરવાં પડે છે. વાછરડો 'હમ' 'હમ'–'હું' 'હું' કરે છે તેથીજ તેને અનેક પ્રકારની વિપત્તિ વેઠવી પડે છે. હળ ખેંચે છે, વરસાદમાં તેમજ ગરમીમાં સખત મજૂરી કરે છે, અને વળી કસાઇને હાથે કતલ પણ થાય છે ! તેના ચામડાના જોડા સીવાય છે અને ઢોલ બને છે, તોપણ તેના ઉપર મારજ પડ્યા કરે છે અને તેના દુઃખનો છેડો આવતો નથી. તેની નાડીઓમાંથી પિંજારાની તાંત બની જ્યારે તેના ઉપર લાઠીના ઝપાટા પડે છે ત્યારે 'હમ' 'હમ' ને બદલે તે 'તુંહિ' 'તુંહિ' બોલવા માંડે છે; અને ત્યારેજ તેની વિપત્તિઓનો અંત આવી જાય છે.

રામચંદ્રજીએ એકવાર હનુમાનજીને પૂછ્યું કે તમે મને કેવો જુઓ છો ? હનુમાનજીએ જવાબ આપ્યો કે 'હું' એવું જ્ઞાન મને જ્યાંસુધી રહે છે ત્યાંસુધી તમે પૂર્ણ છો અને હું તમારો અંશ છું એવી ભાવના રાખું છું; અને દેહભાવે તમે મારા પ્રભુ છો અને હું તમારો દાસ છું; પણ જ્યારે હું તત્ત્વનો વિચાર કરૂં છું ત્યારે તો મને એમજ લાગે છે કે તમે તે હું અને હું તે તમે છો.

હું અને મારૂં એ બેઉ અજ્ઞાનજન્ય છે. 'મારૂં ઘર' 'મારૂં ધન,' 'મારી વિદ્યા,' 'આ બધું મારૂં ઐશ્વર્ય,' આવા પ્રકારનો ભાવ એ અજ્ઞાનનું પરિણામ છે. 'હે ઇશ્વર ! તુંજ કર્તા છે અને આ ઘર, કુટુંબ કબીલો, નોકર ચાકર, સગાં વહાલાં, પૈસા ટકા એ સર્વ તારાંજ છે.' એવી ભાવના ભક્તિનું પરિણામ છે.

મૃત્યુનું હમેશાં સ્મરણ રાખવાની જરૂર છે. મરણ પછી કશુંજ રહેવાનું નથી. આ જગતમાં તો આપણે અમુક અમુક કર્મો કરવાનેજ આવેલા છીએ. જાણે એક માણસ કલકત્તે નોકરી કરવા આવ્યો હોય અને વતન કોઇક દૂરના ગામડામાં હોય તેમ. કોઇ એક ગૃહસ્થનો બંગલો જોવાને લોકો આવે અને પૂછે તો તે ગૃહસ્થનો મુનીમ કહેશે કે 'આ બગીચો અમારો છે,' 'આ તળાવ અમારૂં છે;' પણ તેની કાંઇક કસૂરને લીધે જો તેને શેઠ નોકરીમાંથી કહાડી મૂકે તો એજ બગીચામાંથી

કેરીનો એક કંડીઓ પણ તે પોતાની સાથે લઇ જઇ શકતો નથી; કદાચ સિપાઇને રૂશવત આપીને એકાદ કંડીઓ ભરીને લઇ જાય તો ભલે !

ભગવાન બેવાર હસે છે. જ્યારે કોઇ વૈદ્ય માંદા માણુસની માને કહે છે કે 'બાઇ ગભરાશો નહિ. હું તમારા દીકરાને સાજો કરી દઇશ,' ત્યારે ઈશ્વર હસે છે; કેમકે વૈદ્ય પોતાના મનમાં એમ જાણે છે કે કર્તા હર્તા હું જ છું.

વળી બે ભાઇઓ જ્યારે પોતાના બાપની જમીન વહેંચી લે છે અને સાંકળથી ખેતર માપીને કહે છે કે અહિં સુધી મારી જમીન અને પણે સુધી તારી જમીન, ત્યારે પણ ઈશ્વર હસે છે, કે આખા બ્રહ્માંડનો માલિક હું છું છતાં આ જમીન મારી અને આ જમીન તારી, એમ આ લોકો શામાટે કહેતાં હશે ?

શ્રીરામકૃષ્ણઃ—શું કર્યાથી ઈશ્વરને ઓળખી શકાય ? તેના દાસ થાઓ, તેને શરણ જાઓ અને પછી તેને માટે વ્યાકુળતાસહિત પ્રાર્થના કરો.

( વિદ્યાસાગરપ્રતિ જરા હસીને ) વારૂ, તમે ઇશ્વર પ્રતિ કેવો ભાવ રાખો છો?

આ સાંભળીને તે જરા હસવા લાગ્યા અને કહ્યું, 'ઠીક, એ વાત હું એક દિવસ આપને એકાંતમાં કહીશ.'

શ્રીરામકૃષ્ણઃ—ઈશ્વરને ખાલી પાંડિત્ય કે તર્કવડે પામી શકાતો નથી. જો તેના ઉપર દૃઢ શ્રદ્ધા હોય તો પછી ભલેને મોટાં મોટાં પાપાચરણ થઇ ગયાં હોય તોપણ ભય રાખવાની જરૂર નથી.

એટલું બોલીને શ્રીરામકૃષ્ણજી ભક્તનો ભાવ ધારણ કરીને ભાવમસ્ત બની જઇને શ્રદ્ધાના માહાત્મ્ય વિષેનું ભજન ગાવા લાગ્યાઃ—

તારૂં નામ લેતાં સુખથી માડી હું મરૂં જો !
જરૂર તારશે પવિત્ર નામ નાવડી જો. ઇત્યાદિ.

---

## ઈશ્વરપ્રાપ્તિનો ઉપાય

શ્રદ્ધા અને ભક્તિ એ બે ઈશ્વરપ્રાપ્તિનાં સાધન છે. ભક્તિવડે સહેલાઇથી પામી શકાય છે. ઈશ્વર પ્રેમાધીન છે.

આ વાત કહેતાં કહેતાં શ્રીરામકૃષ્ણે નીચેના ભાવનું બીજું ભજન ઉપાડયુંઃ—

"હે મન ! તું તેનું તત્ત્વ કેવી રીતે પામી શકીશ ? તું અંધારા ઓરડામાં ભટકતા ઉન્મત્ત મનુષ્યના જેવું છે. તે પ્રેમાધીન છે. પ્રેમ સિવાય અન્ય પદાર્થવડે તું તેને પામી શકીશ નહિ.

પ્રથમ ચંદ્રનો (વીર્યનો) સંયમ કર. તેમ કરીશ તોજ શક્તિની પ્રાપ્તિ થશે.

તારા કોઠારમાં એક ચોર ( કામ ) ભરાયલો છે. સવાર થતાં ( જ્ઞાનનો ઉદય થતાં ) તે ગુપચુપ સંતાઇ જશે.

'ષડ્દર્શનવડે તેનું દર્શન થઇ શકતું નથી, તેમ વેદ કે તંત્રશાસ્ત્રો પણ કામ આવતાં નથી; જે ભક્તિરસનો રસિક છે તેજ સદાનંદમાં રહી શકે છે.

પ્રેમની આકાંક્ષાવાળો યોગી લાંબા સમયસુધી યોગની સાધના કરતાં કરતાં જેમ લોહચુંબક તરફ લોઢાનું આકર્ષણ થાય છે તેમ ઈશ્વર પ્રતિ ખેંચાય છે.

પ્રસાદ કહે છે કે હું તેનું (ઇશ્વરનું) માતૃભાવે અનુસંધાન કરૂં છું. જે હાંડિનો (દેહાધ્યાસનો) નાશ કરે છે તેજ માણસ ચતુર છે. હે મન! તું ઈસારામાં કેમ સમજી શકતું નથી?"

આ ભજન ગાતાં ગાતાં શ્રીરામકૃષ્ણ સમાધિસ્થ થઇ ગયા. હાથવડે તેમણે અંજલિ વાળી હતી. શરીર ટટાર અને સ્થિર હતું. નેત્રોના પલકાર થતા ન હતા. જે બૅન્ચ ઉપર પશ્ચિમ તરફ મુખ કરીને પગ લટકાવીને પ્રથમ બેઠા હતા ત્યાંને ત્યાંજ સ્થિર થઇ ગયા. સઘળા ઉંચી ડોક કરીને તેમની આ અદ્દભુત અવસ્થા નિહાળતા હતા. પંડિત વિદ્યાસાગર પણ સ્તબ્ધ બનીને એકી નજરે તેમના તરફ જોઇ રહ્યા હતા.

ત્યાર પછી શ્રીરામકૃષ્ણ મૂળપ્રકૃતિ ઉપર આવવા લાગ્યા. એક દીર્ઘ શ્વાસ મૂકીને પાછા હસતે મોઢે વાત કરવા લાગ્યા.

ભાવભક્તિ એટલે તેના ઉપર પ્રેમ રાખવો તે. જે બ્રહ્મ છે તેનેજ 'મા' કહીને બોલાવવામાં આવે છે.

રામપ્રસાદ મનને કહે છે કે તું ઇસારામાં સમજી જા. એ ઇસારાનો મર્મ એવો છે કે વેદમાં જેને બ્રહ્મ કહ્યો છે તેને જ હું 'મા' કહીને બોલાવું છું. જે નિર્ગુણ છે તેજ સગુણ છે. જે બ્રહ્મ છે તેજ શક્તિ છે. જ્યારે તે સૃષ્ટિ અને પ્રલય કરે છે ત્યારે આપણે તેને આદ્યશક્તિ અથવા કાલી કહીએ છીએ.

બ્રહ્મ અને શક્તિ વચ્ચે કશો ભેદ નથી. જેમ અગ્નિનો વિચાર કરતાં તેની દાહકશક્તિનો વિચાર પણ આવે છેજ. એકને માનો તો બીજાને માન્યા વગર ચાલેજ નહિ.

તેને (ઈશ્વરને) 'મા' કહીને બોલાવી શકાય છે. 'મા' એ અત્યંત સ્નેહનું પાત્ર છે. ઈશ્વર પ્રતિ પ્રેમ રાખતાં આવડયો એટલે તેની પ્રાપ્તિ થઇજ જાણવી. ભાવ, ભક્તિ, પ્રેમ અને શ્રદ્ધા એટલાં વાનાં જોઇએ. સાંભળો એક ભજન નીચે તેનો ભાવાર્થ આપ્યો છે.'

"ભાવ રાખતાં રાખતાંજ ખરેખરા ભાવનો ઉદય થાય છે.

જેટલો ભાવ તેટલોજ લાભ થાય છે એવો વિશ્વાસ રાખજે.

કાલીના ચરણરૂપી અમૃતના સરોવરમાં જો એકવાર પણ મન સ્થિર થાય અથવા ડુબી જાય તો પછી પૂજા, હોમ, યાગ, યજ્ઞ કશાની જરૂર નથી."

મન તેનામાં પરોવીને ખૂબ પ્રેમ રાખો, એ તો અમૃતનું સરોવર છે. સમજ્યાને! એમાં ડુબકી માર્યાથી મનુષ્ય મરણ પામતો નથી, પણ અમર થઇ જાય છે. કેટલાક

એવું માનતા હોય છે કે ઈશ્વરનો ઝાઝો વિચાર કર્યાથી મગજ ખરાબ થઇ જાય છે. પણ ખરૂં જોતાં તેમ નથી. એ તો અમૃતનું સરોવર છે! અમૃતનો દરિયો છે! વેદમાં તેને 'અમૃત' એવું નામ આપ્યું છે. એમાં ડૂબકી મારતાં મરણ નીપજતું નથી, પણ ઉલટું અમરત્વ પ્રાપ્ત થાય છે.

પૂજા, યજ્ઞ, હોમ કશાની જરૂર નથી. જો એકવાર તેના પ્રતિ પ્રેમ ઉત્પન્ન થાય તો પછી એવાં કર્મની ઝાઝી જરૂર રહેતી નથી. જ્યાંસુધી વાયુની લહેર ન આવતી હોય ત્યાંસુધીજ પંખાની જરૂર પડે છે. પવનની લહરીઓ આવવા માંડે એટલે પંખાને હેઠળજ મૂકી દેવો પડે છે. પવન આવ્યા પછી પંખો શામાટે જોઇએ?

(વિદ્યાસાગરને) તમે જે જે કર્મ કરો છો તે બધાં સત્કર્મ છે. કર્તાપણાના અહંભાવનો ત્યાગ કરીને નિષ્કામકર્મ કરી શકો તો ઘણું સારૂં. આવાં નિષ્કામકર્મ કરતાં કરતાં ઈશ્વર ઉપર પ્રેમ ઉત્પન્ન થાય છે. એવાં કર્મ ઈશ્વરપ્રાપ્તિ કરાવે છે.

હૃદયમાં જેમ જેમ ઈશ્વર પ્રત્યે ભક્તિ અને પ્રેમ વધતાં જાય તેમ તેમ તમારાં કર્મ ઓછાં થતાં જશે. જ્યારે કોઇ ગૃહસ્થની સ્ત્રી ગર્ભવતી થાય છે ત્યારે તેની સાસુ, વહુના માથાનું કામ ઓછું કરે છે. જેમ જેમ મહિનો ચડતો જાય છે તેમ તેમ તેની પાસે ઓછું કામ કરાવવામાં આવે છે. દશ મહિના પૂરા થતાં તેની પાસે બિલકુલ કામ કરાવવામાં આવતું નથી, કેમકે રખેને તેના ગર્ભને ઇજા થાય અથવા પ્રસવ થવામાં હરકત આ[illegible]

તમે કર્મ કરો છો [illegible]ાં ત[illegible]રૂં પોતાનું કલ્યાણ થાય છે. **નિષ્કામપણે કર્મ કર્યાથી ચિત્તની શુદ્ધિ થાય છે અને ઈશ્વર ઉપર પ્રેમ ચોંટવા માંડે છે.** પ્રેમ થયો એટલે તેની પ્રાપ્તિ થવી સહજ છે. મનુષ્યથી શું થનાર છે? કરનાર તો તેજ છે કે જેણે સૂર્ય અને ચંદ્રની રચના કરી છે, જેણે માતા પિતાના હૃદયમાં વાત્સલ્ય-સ્નેહ મૂક્યો છે, જેણે મોટાં માણસોના દિલમાં દયાનો સંચાર કર્યો છે, જેણે સાધુ ભક્તોની ભક્તિ અર્પણ કરી છે તેજ સર્વ કાર્યનો કર્તા છે. જે કોઇ કામનાશૂન્ય થઇને કર્મ કરશે તે પોતાનુંજ કલ્યાણ સાધશે.

તમારા અંતરમાં સુવર્ણ છે પણ તમને ખબર નથી. એ સોનું માટી નીચે ઢંકાઇ રહ્યું છે. જો એકવાર તમને તેની જાણ થશે તો પછી તમારાં બીજાં કામકાજ ઓછાં થવા માંડશે. ગૃહસ્થની સ્ત્રી બાળકની પ્રસૂતિ થયા પછી માત્ર છોકરાને લઇનેજ બેસી રહે છે—તેનેજ રમાડયા કરે છે અને તેની સાસુ જરાએ કામ કરવા દેતી નથી!

આગળને આગળ જાઓ. એક કઠીઆરો લાકડાં કાપવા ગયો હતો. તેને એક બ્રહ્મચારીએ કહ્યું કે આગળને આગળ ચાલ્યો જજે. તે આગળ ગયો ત્યારે તેણે ચંદનનું જંગલ જોયું. થોડા દિવસ પછી તેણે પોતાના મનમાં વિચાર કર્યો કે મને તે બ્રહ્મચારીએ આગળને આગળ જવાનું કહ્યું હતું, માટે લાવ જોઉં, આગળ શું આવેછે?

તે આગળ ગયો ત્યારે રૂપાની ખાણુ આવી. વળી થોડા દિવસ પછી વધારે આગળ ગયો ત્યારે તેને સોનાની ખાણુ જડી. એમ આગળ જતાં તે હીરામાણેકની ખાણુનો માલિક થયો અને ધનવાન બની ગયો.

નિષ્કામકર્મ કરતાં કરતાં ઈશ્વર ઉપર પ્રેમ ઉત્પન્ન થાય છે. આખરે તેની કૃપાવડે તેનાં દર્શન થાય છે. જેમ હું તમને જોઇ શકું છું અને તમારી સાથે વાત કરૂં છું તેમ ઈશ્વરને જોઈ શકાય છે અને તેની સાથે વાતચીત કરી શકાય છે.

આ વાત સઘળા દિંગમૂઢ બનીને સાંભળવા લાગ્યા. તેઓને એમજ લાગતું હતું કે જાણે સાક્ષાત્ સરસ્વતી શ્રીરામકૃષ્ણજીની જિહ્વા ઉપર બેસીને વિદ્યાસાગરને એક નિમિત્ત કરીને જીવોને કલ્યાણના માટે આ તત્ત્વજ્ઞાનપ્રકટ કરતી હતી! હવે રાત પડી ગઇ હતી. નવ વાગવા આવ્યા હતા. હવે પરમહંસજી રજા લેવાનો વિચાર કરતા હતા.

શ્રીરામકૃષ્ણ:—આ જે કાંઇ હું બોલ્યો તે બધું વધારે પડતું છે. આપ બધુંએ જાણો છો–તોપણ આપને તેની ખબર નથી! વરુણદેવના રત્નભંડારમાં કેટલાં બધાં રત્ન પડી રહ્યાં છે! છતાં વરુણને કાંઇ તેની ખબર છે?

વિદ્યાસાગરઃ—આપને જે કહેવું હોય તે કહો.

શ્રીરામકૃષ્ણ:—ઘણાએ શેડીઆઓ પોતાના નોકરચાકરનાં નામ પણ જાણતા હોતા નથી! ઘરમાં અમુક ચીજ કેટલી કિંમતની છે તેની પણ ખબર હોતી નથી.

આ વાર્તાલાપ સાંભળ્યાથી સર્વનાં ચિત્ત પ્રસન્ન થયાં. સઘળા ગુપચુપ બેઠા હતા. તેવામાં વળી રામકૃષ્ણજી વિદ્યાસાગરને સંબોધીને બોલવા લાગ્યા.

શ્રીરામકૃષ્ણ:—એકવાર બગીચો જોવા આવજો. રાસમણિનો બગીચો ઘણી ચમત્કારિક જગ્યા છે.

વિદ્યાસાગરઃ—શામાટે નહિ આવું? આપ આવ્યા અને હું ન આવું?

શ્રીરામકૃષ્ણ:—મારી પાસે! છી! છી!

વિદ્યાસાગરઃ—એવું શું બોલ્યા? આવું આપ બોલ્યા શામાટે મને તે સમજાવો.

શ્રીરામકૃષ્ણ:—હું તો નાના હોડકા જેવો છું. હું ખાડીઓમાં, વહેળાઓમાં અને બહુ તો મોટી નદીઓમાં ફરી શકું. પણ આપ તો મોટા વહાણ જેવા છો. વખતે મારી પાસે આવવા જતાં કોઇ ભાઠા ઉપર ચોંટી જાઓ તો!

વિદ્યાસાગરનું મોં મલક્યું, પણ કાંઇ બોલ્યા નહિ.

શ્રીરામકૃષ્ણ:—કોઇ કોઇવાર સમય આવતાં મોટાં મોટાં વહાણ પણ આવી શકે છે.

વિદ્યાસાગરઃ—હા, વર્ષાઋતુમાં આવી શકે ખરાં.

હવે શ્રીરામકૃષ્ણ ઉઠયા. શિષ્યો તેમની સાથે ઉભા થયા અને વિદ્યાસાગર તથા તેમના મિત્રો પણ ઉભા થયા.

વિદ્યાસાગર તથા બીજા બધાએ પ્રણામ કર્યા. પછી તેમની ગાડી ઉત્તર તરફ ચાલી. તેઓ દક્ષિણેશ્વરની કાલીવાડીમાં ગયા.



# खंड एकतालीशमो

## યોગસાધનાવિષે વાતચીત




સં० ૧૮૮૨ ઑગસ્ટ તા. ૨૪ મી સ્થળ દક્ષિણેશ્વર.

માસ્તરે આવીને જોયું તો ઇશાનકોણુ તરફના લાંબા ઓટલા ઉપર શ્રીરામકૃષ્ણ હાજરા સાથે ઉભા ઉભા વાત કરી રહ્યા હતા. માસ્તરે ત્યાં જઇને દંડવત્ પ્રણામ કર્યા. આજે મહારાજનું વદન હસતું હતું.

તેઓ માસ્તરની સાથે ઉભા ઉભા વાત કરતા હતા અને કોઇવાર ઓટલા ઉપર આંટા મારતા હતા.

શ્રીરામકૃષ્ણ:—અંદર શું છે તે જાણવાને થોડાક સાધનની જરૂર છે.

માસ્તરઃ—શું સાધન સાંગોપાંગ કરવુંજ જોઇએ ?

શ્રીરામકૃષ્ણ:—ના, શરૂઆતમાં; મોજાં ઘણા જોરથી ઉછળે છે તે વખતે સાવધાન રહેવાની ઘણી જરૂર છે, પણ તે પછી ઝાઝો શ્રમ લેવો પડતો નથી. દાખલા તરીકે જ્યારે નદીમાં તોફાન થાય છે, જોરથી પવન વાય છે, અથવા ભાઠા આગળ થઇને હોડી પસાર થતી હોય છે ત્યારે ઘણીજ સાવધાનતા પૂર્વક હાથમાં સુકાન પકડીને માછી ઉભો રહે છે, પણ હોડી ભાઠું વટાવી જાય અને અનુકૂળ પવન વાવા માંડે એટલે તે નિશ્ચિંતપણે બેસીને સુકાન અમસ્તું હાથમાં પકડી રાખીને તમાકુ પીવા બેસે છે. કામિનીકાંચનનું તોફાન શમી ગયા પછીજ શાંતિ ભોગવવાની તક મળે છે.

કેટલાકમાં યોગીનાં લક્ષણ દેખાય છે, છતાં તેમણે સાવધાન રહેવાની બહુ જરૂર છે. કામિનીકાંચન એ યોગમાં મોટા વિઘ્નરૂપ છે. યોગભ્રષ્ટ થવાથી સંસારમાં આવવું પડે છે. ભોગવાસના રહી ગએલી હોય છે તેનું સારી રીતે શમન થયા પછી ઇશ્વર તરફ વળવાની વૃત્તિ થાય છે અને તે આત્મા ફરીથી યોગમાર્ગમાં પ્રવેશ કરે છે.

સોનીના ત્રાજવાના એક પલ્લા ઉપર વધારે ભાર પડવાથી નીચેનો કાંટા અને ઉપરનો કાંટા સીધી લીટીમાં આવતા નથી. નીચેનો કાંટા તે મન છે અને ઉપરનો કાંટા તે ઇશ્વર છે. એ બેની એકતા કરવી એનું નામજ યોગ.

જ્યાંસુધી મન સ્થિર થયું ન હોય ત્યાંસુધી યોગ થઇ શકતો નથી. સંસારરૂપી હવાના આઘાતથી મનરૂપી દીવો હમેશાં હાલ હાલ થયા કરે છે. એ દીવો લેશ માત્ર પણ ન હાલે ત્યારેજ બરાબર યોગની અવસ્થા થઇ કહેવાય.

કામિનીકાંચન યોગની સાધનામાં મોટા વિઘ્નરૂપ છે. માટે વસ્તુવિચાર કરવો. સ્ત્રીના શરીરમાં શું છે ? લોહી, માંસ, ચરબી, હાડકાં, નાડીઓ, કૃમિ, મૂત્ર, વિષ્ઠા વગેરે કમકમાટી ઉપજાવે એવા પદાર્થો છે. એવા શરીર ઉપર શા માટે પ્રેમ રાખવો જોઇએ ?

હું ત્યાગ કરવાને માટે કોઇ કોઇ વાર રાજસિક ભાવ ધારણ કરતો. એવી ઇચ્છા થતી કે જાણે સાચા જરીઆનનો ડગલો પહેરૂં; આંગળીએ વીંટી પહેરૂં; લાંબી નળીનો હુક્કો પીઉં ! સાચા જરીઆનનો ડગલો તો પહેર્યો. એમણે ( મથુર બાબુએ ) આણી આપ્યો હતો. થોડીવાર પછી મેં મારા મનને કહ્યું, ' હે મન ! આનું નામ સાચા જરીઆનનો ડગલો ! ' પછી મેં તેને કહાડીને ફેંકી દીધો, અને ત્યાર પછી મારૂં મન તે પરથી ઉતરી ગયું. મેં મારા મનને કહ્યું, હે મન ! આનું નામ શાલ ! આનું નામ વીંટી ! આનું નામ લાંબી નળીવાળો હુક્કો !' આમ બોલી બોલીને આ બધી ચીજો એક પછી એક ફેંકી દીધી અને તે દિવસથી મારૂં મન એ પદાર્થો ઉપ-રથી ઉઠી ગયું.

હવે સાંજ પડવા આવી હતી. ઘરના અગ્નિકોણવાળા ઓટલાની પાસે આવેલા ઓરડાના બારણા આગળ ઉભા ઉભા પરમહંસજી મહારાજ મણિની સાથે એકાંતમાં કાંઇક વાત કરતા હતા.

શ્રીરામકૃષ્ણ:—યોગીનું મન હમેશાં ઇશ્વરમાંજ રહે છે. હમેશાં આત્મામાં સ્થિત રહે છે. તેની આંખ જોઇનેજ ઓળખી શકાય છે. પક્ષીની માદા ઈંડાં સેવવા બેઠી હોય છે ત્યારે તેનું બધું મન ઇંડાંમાંજ હોય છે. ઉપર તો માત્ર નામનુંજ જુએ છે.

## સાક્ષાત્કાર સંબંધી વાતચીત

સંધ્યા આરતિ થઇ રહ્યા પછી શ્રીરામકૃષ્ણ નાના ખાટલા ઉપર બેઠા બેઠા મણિની સાથે નાના પ્રકારની વાતચીત કરતા હતા. મણિ પાટ ઉપર બેઠો હતો.

શ્રીરામકૃષ્ણ:—નિષ્કામકર્મ કરવાં. ઇશ્વરચંદ્ર વિદ્યાસાગર જે કર્મ કરે છે તે ઉત્તમ છે; એ નિષ્કામકર્મ કરવાનો યત્ન કરે છે.

મણિ:—કર્મ કરતા હોઇએ ત્યાંસુધી ઇશ્વરની પ્રાપ્તિ થઇ શકતી નથી, રામ અને કામ સાથે હોઇ શકેજ નહિ.

શ્રીરામકૃષ્ણ:—ના, એમ નથી. કર્મ તો બધાએ કરે છેજ. ઈશ્વરના ગુણનું કીર્તન કરવું એ પણ એક જાતનું કર્મ છે. ' હું તેજ છું ' એવો વિચાર કરવો તે

પણ કર્મજ છે. શ્વાસોચ્છ્વાસની ક્રિયા કરવી એ પણ કર્મ છે. કર્મનો ત્યાગ કરી શકાય એમ છેજ નહિ, માટે કર્મ કરવામાં હરકત નથી. પણ કર્મ કર્મમાં ફેર છે. નિષ્કામભાવે-ઈશ્વરને સમર્પણ કરીને જે જે કર્મ થાય તેજ કરવાં.

મણિઃ—પાંચ પૈસા વધારે મળે એવો પ્રયત્ન કરવામાં હરકત ખરી ?

શ્રીરામકૃષ્ણઃ—જ્ઞાનયુક્ત સંસારના નિભાવને માટે પૈસાની જરૂર પડે તો તે કમાવામાં હરકત નથી. સન્માર્ગેજ પૈસાનો આવક અને વ્યય થવો જોઇએ. માત્ર પૈસાને માટેજ પૈસો કમાવો નહિ. કમાવું એજ કાંઇ જીવનનો ઉદ્દેશ નથી.

મણિઃ—સ્ત્રીના તરફની જવાબદારી કયાંસુધી રહે છે ?

શ્રીરામકૃષ્ણઃ—તેમને પોતાના ભરણપોષણને માટે વિપત્તિ ન પડે તેટલા પૂરતી સંભાળ લેવી જોઇએ; પણ છોકરાઓ પોતાનું ગુજરાન ચલાવી શકે એવડા થાય તે પછી તેમના ભરણપોષણનો ભાર લેવાની જરૂર નથી. પક્ષીનાં બચ્ચાંને ઉડતાં અને દાણા વીણી ખાતાં આવડયા પછી જો તેઓ મા પાસે જાય તો તે તેમને ધક્કો મારીને કહાડી મૂકે છે.

મણિઃ—કર્મ કયાંસુધી કરવાં જોઇએ ?

શ્રીરામકૃષ્ણઃ—ફળ આવ્યા પછી ફૂલ એની મેળેજ ખરી પડે છે.

ઈશ્વરભક્તિની પ્રાપ્તિ થયા પછી કર્મ કરવાની જરૂર રહેતી નથી. કરો તોપણ તેમાં મન ચોંટે નહિ.

દારૂડીઆને ઘણો દારૂ પીધા પછી બીજું ખાવા પીવાનું ભાન રહેતું નથી, બે પૈસાના ચણાવડે પણ નિભાવી લે છે. જેમ જેમ ઈશ્વરની નજીક પહોંચતા જઇએ છીએ તેમ તેમ કર્મ ઓછાં થતાં જાય છે. ગર્ભવતી સ્ત્રીની સાસુ તેના માથાનું કામકાજ ઓછું કરે છે. દશમો મહિનો બેઠા પછી તો કામ એકદમ બંધ અને પ્રસૂતિ થયા પછી તો આખો દિવસ છોકરાને લઇનેજ બેસી રહે છે !

જે કામ આપણે માટે મુકરર થઇ ચૂકેલાં છે તે પૂરાં થાય એટલે આપણે નિશ્ચિંત થઇએ છીએ. સ્ત્રીઓ રસોઇનું તથા બીજું બધું ઘરકામ પતવી દીધા પછી જયારે નહાવા જાય છે ત્યારે તેઓ પાછું વાળીને કામ તરફ જોતીજ નથી.

મણિઃ—મહારાજ ! ઈશ્વરપ્રાપ્તિનો અર્થ શો ? ઇશ્વરનું દર્શન થયું એટલે શું ? અને તેમ કરવાનો ઉપાય શો ?

શ્રીરામકૃષ્ણઃ—વૈષ્ણવો કહે છે કે ઈશ્વરની સમીપ જનારની અથવા તેની પ્રાપ્તિ કરવાની જૂદી જૂદી શ્રેણીઓ હોય છે. પ્રવર્તક, સાધક, સિદ્ધ અને સિદ્ધના સિદ્ધ. જેઓ હજી માર્ગ ઉપરજ ચડતા હોય છે તેઓ પ્રવર્તક કહેવાય છે. જેઓ સાધન-ભજન કરે છે, અર્થાત્ પૂજા, જપ, ધ્યાન, નામગુણકીર્તન ઇ૦ કરે છે તેઓ સાધક કહેવાય છે. અને ઈશ્વરનું જ્ઞાન થયું હોય તેઓ સિદ્ધ કહેવાય છે. આ બાબતવિષે

વેદાંતમાં એક દૃષ્ટાંત આપ્યું છે કે એક અંધારા ઓરડામાં એક માણુસ સૂતો છે, અને એક બીજો માણુસ તેને હાથ ફેરવી ફેરવીને ખોળે છે. એક કોચને હાથ અડકાડીને તે કહે, ' આ તો માણુસ ન હોય. ' બારણાને હાથ અડકાડીને તે કહે, ' આ પણ માણુસ ન હોય' જાળીઆને હાથ અડકાડીને કહે ' આ પણ માણુસ ન હોય, ' આનું નામ **નેતિ નેતિ** વિચાર કર્યો કહેવાય. એમ કરતાં કરતાં આખરે તેનો હાથ જ્યારે પેલા ઉંઘતા માણુસ ઉપર પડે છે ત્યારે તે કહે છે કે ' આજ તે માણુસ છે. ' આનું નામ **अस्ति** ' તે છે ' એવું જ્ઞાન. હવે 'માણુસ છે ' એટલું જ્ઞાન થયું, પણ હજી તેનું વિશેષરૂપે જ્ઞાન થયું છે એમ કહેવાય નહિ.

એ ઉપરાંત ભક્તનો એક બીજો પ્રકાર છે. તેઓ સિદ્ધના સિદ્ધ કહેવાય છે. પરમાત્મા સાથે વિશેષરૂપે પરિચય થવા વખતની અવસ્થા વળી ઓરજ પ્રકારની હોય છે. ઇશ્વર છે એવો અનુભવ થવો એ એક અવસ્થા છે અને તેની સાથે પ્રેમભક્તિવડે વિશેષરૂપે વાર્તાલાપ કરવો એ જૂદીજ અવસ્થા છે.

પણ તેની પ્રાપ્તિ કરવા માટે ગમે તે એક ભાવનો આશ્રય લઇને સાધન કરવાની જરૂર છે. ભાવ પાંચ પ્રકારના છે.

## શાંત, દાસ્ય, સખ્ય, વાત્સલ્ય અને માધુર્યભાવ

શાંતભાવ—ઋષિમુનિઓને કાઇ પણ પ્રકારના ઉપભોગની વાસના ન હતી. એક સ્ત્રી પોતાના પતિની એકનિષ્ઠાથી સેવા કરે છે અને પોતાનો પતિ એજ આખા જગત્માં સર્વથી સુંદર પુરુષ છે એમ માને છે, તેવો ભાવ ભક્ત પોતાના ઉપાસ્ય દેવતાપ્રતિ રાખે છે.

દાસ્યભાવ—હનુમાનનો રામચંદ્રજી પ્રત્યે જે ભાવ હતો તે. રામની સેવા કરવા માટે હનુમાન સિંહ જેવા બની જતા. સતી સ્ત્રીમાં પણ દાસ્યભાવ છે. તન તોડીને પોતાના પતિની સેવા કરે છે. માતામાં પણ એ ભાવ કેટલેક અંશે રહેલો છે–યશોદામાં પણ એવો ભાવ હતો.

સખ્યભાવ—મિત્રો એકબીજા તરફ જે ભાવ રાખે છે તે સખ્યભાવ કહેવાય છે. ' આવ, મારી પાસે આવીને બેસ ' એવું ઇશ્વરને સંબોધન કરવા જેટલી યોગ્યતા આવે તેનું નામ સખ્યભાવ. શ્રીદામ વગેરે ગોપબાળકો કૃષ્ણને પોતાનાં ખાધેલાં ફળ ખવડાવતા હતા અને પોતાની ખાંધ ઉપર બેસાડતા હતા. એ સખ્યભાવનું સ્વરૂપ છે.

વાત્સલ્યભાવ—યશોદાના પુત્રપ્રેમમાં જોઇ શકાય છે. સ્ત્રીમાં એ ગુણ કેટલેક દરજ્જે છે–પતિને જમાડવામાં તેની અત્યંત કાળજી હોય છે, છોકરૂં ખાય પીએ તે જોઇને માતા રાજી થાય છે. કૃષ્ણને માખણ ખવડાવવા સારૂ યશોદા હાથમાં માખણ લઇને તેમની પાછળ પાછળ ભટકતાં.

મધુરભાવનું ઉદાહરણ રાધિકા છે. સ્ત્રીના તેના પતિ સાથેના સંબંધમાં પણ એ ભાવ રહેલો છે. એ ભાવની અંદર શાંત, દાસ્ય, સખ્ય અને વાત્સલ્ય બધા ભાવ રહેલા છે.

મણિઃ—શું આ આંખે ઈશ્વરનું દર્શન થઇ શકે છે?

શ્રીરામકૃષ્ણઃ—સ્થૂળ નેત્રોવડે તેને જોઇ શકાતો નથી. સાધનભજન કરતાં કરતાં એક પ્રકારનો પ્રેમનો દેહ ઘડાય છે. તેનાં નેત્ર, તેના કાન, સર્વ પ્રેમનાં બનેલાં હોય છે. એ નેત્રવડે ઈશ્વરને જોઇ શકાય છે–એ કાનવડે તેની વાણી સંભળાય છે. વળી એ પ્રેમના દેહને જાતિસૂચક અવયવો પણ હોય છે.

આ વાત સાંભળીને મણિ ખડખડાટ હસી પડ્યો; પણ પરમહંસજી નારાજ ન થતાં આગળ બોલ્યા.

શ્રીરામકૃષ્ણઃ—આ પ્રેમના શરીરવડે, આત્માની સાથે રમણ થઇ શકે છે.

મણિ જરા ગંભીર થઇ ગયો.

શ્રીરામકૃષ્ણઃ—ઈશ્વરપ્રતિ દૃઢ અનુરાગ થયા વગર કાંઇ વળતું નથી. જ્યારે પ્રેમ ઘણોજ પ્રબળ થાય છે, ત્યારે ચારે દિશાઓ ઈશ્વરમય દેખાય છે. પુષ્કળ નિશો ચડી જાય છે એટલે ચારે દિશાઓ પીળી પીળી દેખાય છે.

પછી તે અને આપણે એક છીએ એવું જ્ઞાન થાય છે. દારૂડીઆને ખૂબ નિશો ચડે છે ત્યારે 'હું જકાળી છું' એવું બકે છે. ગોપીઓ પણ પ્રેમોન્મત્ત બનીને 'અમેજ કૃષ્ણ છીએ' એવું બોલી ઉઠતી.

રાતદિવસ તેનુંજ ચિંતન કરવાથી ચારે દિશાએ તેનુંજ દર્શન થાય છે. જેમ દીવાની જ્યોત સામે એકી નજરે જોઇ રહેવાથી થોડીવાર પછી ચારે દિશાએ જ્યોત-ને જ્યોતજ દેખાયા કરે છે.

મણિ વિચાર કરે છે કે ચારે દિશાએ દીવાની જ્યોત તો દેખાય છે; પણ એ તો માત્ર દેખાવજ ને! ખરેખરો દીવો તો નથીજ ને!

શ્રીરામકૃષ્ણઃ—ચૈતન્યનો વિચાર કરતાં અચૈતન્ય થવાતું નથી. શિવનાથ કહેતા હતા કે ઈશ્વરનો ઝાઝો વિચાર કરવાથી માણસ અક્કલ વગરનો થઇ જાય છે! મેં તેને કહ્યું કે ચૈતન્યનો વિચાર કરવાથી કદિએ અચૈતન્ય થવાયજ નહિ.

મણિઃ—હાજી, સમજ્યો. એ કાંઇ અનિત્ય વિષયનું ચિંતન નથી. જે નિત્ય ચૈતન્યસ્વરૂપ છે તેના ઉપર મન સ્થિર થતાં અચૈતન્યાવસ્થા થાયજ નહિ. **संशयात्मा विनश्यति।**

શ્રીરામકૃષ્ણઃ—(પ્રસન્ન થઇને) એટલી તેની કૃપા–તેની કૃપા વગર સંદેહનો ભંગ થાયજ નહિ. જ્યાંસુધી આત્મસાક્ષાત્કાર ન થાય ત્યાંસુધી સંદેહ પૂરેપૂરો ટળતો નથી.

એકવાર તેની કૃપા થઇ એટલે પછી કશો ભય નથી. છોકરો પોતાના બાપનો

હાથ પકડીને ચાલતો હોય તો કદાચ પડી પણ જાય; પરંતુ જો બાપે છોકરાનો હાથ પકડ્યો તો પછી તેને પડી જવાનો ભય રહેતો નથી. તે કૃપાવંત થઇને સંદેહનો નાશ કરે અને દર્શન આપે તો કશી વાતનું દુઃખ રહેતું નથી. તોપણ તેની પ્રાપ્તિ કરવાને માટે અત્યંત વ્યાકુળતાની જરૂર પડે છે. વ્યાકુળતા સહિત તેને માટે પોકાર કરતાં કરતાં, અને સાધનભજન વગેરે કરતાં કરતાં, તેની કૃપા મળી જાય છે. માતા સંતાઇ ગઇ હોય અને છોકરૂં માને ખોળવા માટે જ્યારે ખૂબ દોડાદોડ કરી મૂકે ત્યારેજ મા તેની આગળ આવીને ઉભી રહે છે.

શક્તિજ જગતનો મૂળ આધાર છે. એ આદ્યશક્તિમાં વિદ્યા અને અવિદ્યા બેઉ છે. અવિદ્યાના પ્રભાવથી માણસો કામિનીકાંચનમાં મોહિત થઇ રહે છે. વિદ્યામાંથી ભક્તિ, દયા, જ્ઞાન, પ્રેમ વગેરે ઉત્પન્ન થાય છે; અને તેમની મદદથી ઇશ્વર તરફ પ્રગતિ થઇ શકે છે. માટે એ આદ્યશક્તિને પ્રસન્ન કરવાની જરૂર પડે છે. એજ કારણુથી શક્તિની ઉપાસના ચાલુ થઇ છે. અને તેને પ્રસન્ન કરવાને માટે નાના પ્રકારના ભાવવડે તેનું પૂજન કરવામાં આવે છે.

હું દાસીભાવે અને સખીભાવે બે વરસસુધી રહ્યો હતો. છતાં સંતાનભાવ મને ઘણો પ્રિય છે. તમામ સ્ત્રીનાં સ્તનને હું માતાનાં સ્તનતુલ્ય માનું છું.

સ્ત્રીઓ એ આદ્યશક્તિની જૂદી જૂદી આકૃતિઓ છે. લગ્ન સમયે વરરાજા હાથમાં હથીઆર ઝાલે છે. એનું તાત્પર્ય એ છે કે એ શક્તિસ્વરૂપ કન્યાની મદદવડે વર અવિદ્યા–માયાના બંધનને કાપી નાખે.

કન્યા શક્તિરૂપિણી છે. લગ્ન વખતે તમે જોયું છે ને કે વર બુદ્ધની બાંધીને પાછળ બેસી રહે છે અને કન્યા કેવી નિઃશંક બેસી રહે છે!

ઇશ્વરની પ્રાપ્તિ થયા પછી જગતનું વિસ્મરણ થઇ જાય છે અને તે ઇશ્વરના આનંદમાં એવા તો મગ્ન થઇ જવાય છે કે ભક્તને બીજો કોઇ ખ્યાલજ આવતો નથી. નરેન્દ્રને જોયા પછી તારૂં નામ શું છે, તારૂં ઘર કયાં છે, એ સવાલ પૂછવાની જરૂરજ પડતી નથી. પૂછવાનો અવકાશજ હોતો નથી. હનુમાનને એક માણસે પૂછ્યું કે આજે શી તિથિ થઇ? તેમણે જવાબ આપ્યો કે ભાઇ! મને વાર, તિથિ, નક્ષત્ર કશાની ખબર નથી; હું તો માત્ર રામનુંજ ચિંતન કરૂં છું.

## પોતાની તીર્થયાત્રાવિષે વાતચીત

આજે (તા. ૨૨–૧૦–૮૨) આશ્વિન સુદી દશમ એટલે વિજયા દશમીનો મહોત્સવ છે. શ્રીરામકૃષ્ણ દક્ષિણેશ્વરના કાલીમંદિરમાં વિરાજે છે. સવારના નવનો સુમાર થવા આવ્યો છે. તેઓ નાના ખાટલા ઉપર સૂતા છે અને મણિ પાટ ઉપર બેઠા છે. મહારાજશ્રી અને મણિ વાતચીત કરે છે.

શ્રીરામકૃષ્ણ:—કેમ, તને પૂજાના તહેવારની રજા મળી કે નહિ?

મણિ:—હાજી, હું સાતમ આઠમ અને નોમને દિવસે પૂજા થવાની હતી તેથી કેશવસેનને ઘેર ગયો હતો.

શ્રીરામકૃષ્ણ:—ખરી વાત?

મણિ:—દુર્ગાપૂજાવિષે ઘણું સરસ ભાષણ સાંભળ્યું હતું.

શ્રીરામકૃષ્ણ—કહે જોઇએ.

મણિ:—કેશવસેનને ઘેર રોજ સવારમાં ઉપાસના થતી, તે લગભગ દશ અગીઆર વાગ્યા સુધી ચાલતી. એ ઉપાસનામાં કેશવ દુર્ગાપૂજા વિષે વ્યાખ્યાન કરતો હતો. તેણે કહ્યું હતું કે જો માની પ્રાપ્તિ થાય, જો માતાને–દુર્ગાને એકવાર હૃદયમંદિરમાં સ્થાપિત કરાય તો પછી લક્ષ્મી, સરસ્વતી, ગણેશ કાર્તિક વગેરે અન્યાન્ય દેવ દેવીઓ આપોઆપ આવીને ઉભાં રહેશે. લક્ષ્મી એટલે ઐશ્વર્ય, સરસ્વતી એટલે જ્ઞાન, કાર્તિક એટલે પરાક્રમ, ગણેશ એટલે સિદ્ધિ; એ સર્વ પોતાની મેળે આવીને હાજર થશે.

શ્રીરામકૃષ્ણ:—આ બધું સારી રીતે સમજવું હોય તો પ્રથમ સાધનભજન કરવાની જરૂર છે. અમુક ઓરડામાં જવાહીર પડયું હોય અને તમારે તે બહાર કાઢવું હોય તો મહેનત કરીને ચાવી મેળવવી જોઇએ અને બારણાનું તાળું ઉઘાડવું જોઇએ. તેમ કરો તોજ તમે જવાહીર બહાર કહાડી શકો.

જ્ઞાનીઓ નિરાકાર ઈશ્વરનું ધ્યાન કરે છે. તેઓ ઈશ્વરના અવતારને માનતા નથી. અર્જુન શ્રીકૃષ્ણની સ્તુતિ કરતાં કહે છે કે તમે પૂર્ણ બ્રહ્મ છો. કૃષ્ણે અર્જુનને કહ્યું કે, હું પૂર્ણ બ્રહ્મ છું કે નહિ તે આવીને જો. એમ કહીને અર્જુનને એક ઠેકાણે લઇ જઇને કહ્યું કે તું શું જુએ છે? અર્જુન કહે, 'હું એક મોટું ઝાડ જોઉં છું. તેના ઉપર જાંબુના જેવાં કાળાં ફળની લૂમની લૂમ લાગેલી છે.' કૃષ્ણ કહે, 'પાસે આવીને જો. કાળાં ફળની લૂમની લૂમ તું જુએ છે તે ફળ નથી, પણ મારા જેવા અસંખ્ય કૃષ્ણની લૂમની લૂમ લાગેલી છે.' તાત્પર્ય એ છે કે પૂર્ણબ્રહ્મરૂપી ઝાડમાંથી અસંખ્ય અવતાર થતા આવ્યા છે.

કબીરદાસનો નિરાકાર તરફ ઘણોજ પક્ષપાત હતો. કૃષ્ણની કથાના સંબંધમાં કબીરદાસ કહે છે કે 'એને કોણ ભજે? ગોપીઓ તાળીઓ પાડતી અને એ વાનરની માફક નાચતો!'

(હસીને) હું તો સાકારવાદીની આગળ સાકાર છું અને નિરાકારવાદીની આગળ નિરાકાર છું; અર્થાત્ મને જે રૂપે ભજે તેને હું (ઈશ્વર) તે રૂપે દર્શન આપું છું.

યોગી બે પ્રકારના હોય છે–બહૂદક અને કુટીચક. જે સાધુ અનેક તીર્થનાં દર્શન કરતો ફરે છે અને જેને શાંતિનો અનુભવ થતો નથી તે બહૂદક કહેવાય છે. જે તીર્થભ્રમણથી ઉપરામ પામ્યો છે, જેનું મન શાંત થઇ ગયું છે, જે એકજ ઠેકાણે સ્થિર

થઇને બેસે છે, તે કુટીચક કહેવાય છે. તેને એક ઠેકાણે બેઠાં બેઠાંજ આનંદની પ્રાપ્તિ થાય છે અને કદાચ કોઇ તીર્થસ્થળમાં જાય તો તે માત્ર ભાવના ઉદ્દીપનને માટેજ.

મેં બધા ધર્મોનું પાલન કરી જોયું છે. હિંદુ, મુસલમાન, ખ્રિસ્તી; વળી શાક્ત, વૈષ્ણવ, વેદાન્ત એ બધે રસ્તે જઇ આવ્યો છું.

મને એવો અનુભવ થયો છે કે ઇશ્વર એકનો એકજ છે. તેની તરફજ બધા પ્રગતિ કરતા જાય છે—અલબત્ત જૂદે જૂદે રસ્તે.

હું યાત્રાએ ગયો હતો પણ ત્યાં હું એકવાર ઘણોજ ત્રાસ પામ્યો હતો. સેજો બાબુની સાથે કાશીના રાજાબાબુના દિવાનખાનામાં બેઠો હતો. ત્યાં જોયું તો એ બેઉ જણ સંસારનીજ વાતો કર્યા કરે! પૈસા, જમીન! એની અને એનીજ વાત! આ વાતો સાંભળીને મને તો ઘણો ત્રાસ છૂટયો અને હું રડી પડયો. મેં માને કહ્યું 'ઓ મા! તું મને અહિં શામાટે લાવી? હું દક્ષિણેશ્વરમાં આના કરતાં વધારે સારી સ્થિતિમાં હતો. પ્રયાગમાં જઇને જોયું તો ત્યાં પણ એનાં એજ સરોવર, એવું ને એવુંજ ઘાસ, એવાંને એવાં ઝાડ અને એવાં ને એવાં આમલીનાં પાન! તફાવત એટલોજ કે ત્યાંના લોકો બધો ઉપર ઉપરનો ડોળ કરવામાં વધુ હુશીઆર છે.

તોપણ તીર્થમાં જવાથી ભાવનું ઉદ્દીપન થાય છે એ વાત તો ખરીજ. હું મથુરબાબુની સાથે વૃન્દાવન ગયો હતો. મથુરબાબુના ઘરની સ્ત્રીઓ સાથે હતી અને હૃદય પણ સાથે આવ્યો હતો. કાલીયદમનઘાટ જોતામાંજ મને ભાવનું ઉદ્દીપન થઇ આવ્યું અને વિહ્વલ બની જવા લાગ્યો. યમુનાના એ ઘાટ ઉપર હૃદયે મને નાના બાળકની માફક નવડાવ્યો હતો.

એકવાર હું યમુનાને કાંઠે સાંજને પહોર ફરતો હતો. એ વખતે યમુનાની ભેખડો ઉપરથી ગાયોનું ધણ ચરીને આવતું હતું. આ દૃશ્ય જોતામાંજ મને કૃષ્ણનું ઉદ્દીપન થઈ આવ્યું. હું ગાંડાની માફક 'કૃષ્ણ કયાં છે? કૃષ્ણ કયાં છે?' એમ બોલતો બોલતો દોડવા લાગ્યો!

એકવાર પાલખીમાં બેસીને શ્યામકુંડ અને રાધાકુંડ જતો હતો. ગોવર્દ્ધન પર્વતનું દર્શન કરવા માટે હું પાલખીમાંથી નીચે ઉતર્યો. ગોવર્દ્ધનને જોતાંમાંજ હું તદ્દન વિહ્વળ બની ગયો અને એક દોટ મૂકીને હું ટોચ ઉપર જઇને ઉભો અને બાહ્યજ્ઞાન રહિત થઇ ગયો. ત્યાર પછી વ્રજવાસીઓએ આવીને, મને નીચે ઉતાર્યો. શ્યામકુંડ અને રાધાકુંડને રસ્તે આવતાં ખેતરો, વૃક્ષો, હરિણનાં ટોળાં વગેરેને જોઇને હું વારંવાર વિહ્વળ બની જતો. નેત્રના જળથી પહેરેલાં વસ્ત્ર પલળી જતાં. મનમાં એકનો એકજ વિચાર આવ્યા કરતો કે હે કૃષ્ણ! તમામ પદાર્થ તેવાને તેવાજ છે. માત્ર તું એકલોજ નથી. પાલખીની અંદર ગુપચુપ બેસી રહ્યો હતો. એક શબ્દ બોલવાની પણ શુદ્ધિ ન હતી. હૃદય પાલખીની પાછળ પાછળ ચાલતો હતો. પાલખી

ઉંચકનારાઓને તેણે કહી રાખ્યું હતું કે 'ખૂબ હુશીઆર રહેજો!' ગંગામાતાએ મારી ઘણીજ સેવા કરી હતી. તે ઉમ્મરે વૃદ્ધ હતાં. નિધુવનની પાસે એક નાની ઝુંપડીમાં એકલાં રહેતાં હતાં. મારી અવસ્થા અને મારો ભાવ જોઇને તે કહેતાં કે સાક્ષાત્ રાધા મનુષ્યદેહ ધારણ કરીને આવ્યાં હોય એવા આ દેખાય છે!' મને 'દુલારી' કહીનેજ બોલાવતાં. તેમને જોઇને હું ખાવાપીવાનું અને ઘેર આવવાનું બધું ભૂલી ગયો. હૃદય દરરોજ મુકામપરથી મારે માટે ખાવાનું લાવીને મને ખવડાવી જતો અને કોઇવાર મને રસોઇ કરીને જમાડતો.

ગંગામાતાને ભાવ આવતો. તેની ભાવાવસ્થા જોવાને સારૂ ઘણાં માણસો એકઠાં થતાં. એવી ભાવાવસ્થામાં તે એક દિવસ હૃદયની ખાંધ ઉપર ચડી ગયાં હતાં.

ગંગામાતાને છોડીને પાછા આવવાની મને જરા પણ ઇચ્છા ન હતી. મને ત્યાં બધા પ્રકારની સગવડ હતી. ઉત્તમ પ્રકારનો ભાત ખાવાનો મળતો. ઓરડાની એક બાજુએ ગંગામાતાનું બિછાનું થતું અને બીજી બાજુએ મારૂં બિછાનું થતું. બધી વાતે મને સુખ હતું. તે વખતે મને હૃદયે કહ્યું કે તમને પેટનું આટલું બધું દરદ છે તે અહિં કોણ તમારી બરદાસ્ત લેશે? ગંગામાતાએ કહ્યું. કેમ? કોણ બરદાસ્ત લેશે એવું બોલો છો? હું એની સંભાળ લઇશ. હું સેવાચાકરી કરીશ.' એક બાજુએથી હૃદય મને દેશ જવાને ખેંચે અને બીજી બાજુએ ગંગામાતા મને વૃન્દાવન રાખવાને આગ્રહ કરે! એવામાં મને મારી માતા યાદ આવી! મા એકલી દક્ષિણેશ્વરની કાલીવાડીના નોબતખાનામાં રહેતી હશે! બસ, હવે મારાથી વધારે વખત વૃન્દાવન રહી શકાય એમ ન હતું. મેં કહ્યું કે હવે તો મારે જવુંજ પડશે.

---

## અહંભાવ તજવો જોઇએ.

તા. ૨૧ જુલાઇ ૧૮૮૩. આજે શ્રીરામકૃષ્ણ ભાડાની ગાડીમાં દક્ષિણેશ્વરની કાલીવાડીમાંથી નીકળીને કલકત્તા તરફ જાય છે. તેમની સાથે રામલાલ તથા બીજા બે એક શિષ્યો હતા. મણિ આવી પહોંચતાં તેને પણ સાથે લીધો છે. રસ્તામાં વાતો નીકળી.

મણિઃ—પૂર્વજન્મ અને સંસ્કાર એ બે બાબતોમાં મારી પૂરેપૂરી શ્રદ્ધા બેસતી નથી; પણ તેથી શું મારી ભક્તિમાં હાનિ થવાનો સંભવ છે?

શ્રીરામકૃષ્ણઃ—ઇશ્વરની સૃષ્ટિમાં બધુંએ સંભવિત છે એવો વિશ્વાસ રાખીશ તો બસ છે. હું જે **માનું છું તેજ સત્ય છે અને બીજા બધાના અભિપ્રાય જૂઠા છે એવા વિચારને કદિ તારા મનમાં આવવા દેતો નહિ.** આગળ જતાં ઈશ્વર પોતેજ તને બધું સમજાવી દેશે.

તેની રચનાનો ભેદ મનુષ્યની બુદ્ધિ કેટલે સુધી સમજી શકે? તેની સૃષ્ટિ અનંત છે. માટેજ હું બધું જાણી લેવાનો પ્રયત્ન કરતો નથી. મેં તો એટલું સમજી લીધું

છે કે તેની સૃષ્ટિમાં બધુંએ બની શકે છે. માટે બીજી બધી બાબતોનો વિચાર ન કરતાં હું તો માત્ર તેનોજ વિચાર કરૂં છે. હનુમાનને કોઇએ પૂછ્યું કે આજે શી તિથિ થઇ ? તેમણે જવાબ આપ્યો ભાઈ! હું તિથિ, નક્ષત્ર એમાંનું કાંઇજ સમજતો નથી. માત્ર એક રામનોજ વિચાર કરૂં છું !

તેની માયા આડે સઘળું તત્ત્વ ઢંકાઇ રહ્યું છે. કશું પણ જાણી શકાતું નથી. કામિનીકાંચન એજ માયા છે. એ પડદાને સેરવી દઇને જે ઈશ્વરનું દર્શન કરે છે તે બધુંજ જોઇ શકે છે.

એક સરોવર હતું. એમાં ઉગેલી વનસ્પતિનાં પાન ખસેડીને એક માણસ એમાંનું સ્વચ્છ પાણી પી રહ્યો હતો. પાણી તો સ્ફાટિકના જેવું નિર્મળ હતું; પણ લીલોતરીથી ઢંકાયલું હતું. આ દેખાવ બતાવીને મેં તે માણસને સમજાવ્યું કે સચ્ચિદાનંદ પ્રભુ માયારૂપી પાન તળે ઢંકાઇ રહેલો છે. જે પાન ખસેડી શકે છે તે તેને પામી શકે છે.

તેનાજ ચૈતન્યવડે આખું જગત્ ચૈતન્યવાન થાય છે. નાની નાની માછલીઓને જોશો તો માલૂમ પડશે કે એવા ક્ષુદ્ર પ્રાણીમાં પણ ઈશ્વરનું ચૈતન્ય કેવું તનમનાટ કરી રહ્યું છે !

આ વાત ચાલતી હતી એટલામાં શ્રીરામકૃષ્ણજીની ગાડી શોભા બજારના ચકલા આગળ આવી પહોંચી. તેઓ વળી બોલ્યા કે ચોમાસામાં જેમ પૃથ્વી ઉપર જીવન ઉભરાઇ જાય છે તેમ તેના ચૈતન્યવડે આખું જગત્ જીવન્ત બની ગયું છે !

પણ એટલું હું જોઇ શક્યો છું કે મને હવે અભિમાન થતું નથી !

મણિઃ—આપને હવે અભિમાન કેવું ?

શ્રીરામકૃષ્ણઃ—ખરેખર, હજી મારામાં જો થોડુંક પણ અભિમાન રહી ગયું હોય તો!

મણિઃ—ગ્રીસ દેશમાં સૉક્રેટિસ નામનો એક મહાપુરુષ થઇ ગયો છે. એકવાર એવી દેવવાણી થઈ કે 'આખા દેશના બધા લોકોમાં સૉક્રેટિસ સૌથી વધારે જ્ઞાની છે.' સૉક્રેટિસ આ સાંભળીને દિંગમૂઢ બની ગયો અને એકાંતમાં જઇને ઘણા સમય સુધી ચિંતન કરવા મંડી ગયો. પછી તેણે પોતાના મિત્રોને કહ્યું કે હું કાંઇજ જાણતો નથી એવું જ્ઞાન મને એકલાનેજ થયું છે; બીજા લોકો તો એમજ કહે છે કે અમે ઘણા જ્ઞાની છીએ. પણ વાસ્તવિક રીતે હું અને તેઓ બધાએ અજ્ઞાન છીએ.

શ્રીરામકૃષ્ણઃ—મને પણ કોઇ કોઇવાર એવો વિચાર થઇ આવે છે કે હું એવો કયો મોટો જ્ઞાની છું કે લોકો મારી પાસે આવે છે ! વૈષ્ણવચરણ મહા પંડિત હતો. તે મને કહેતો હતો કે તમે જે કાંઇ બોલો છો તે બધું શાસ્ત્રમાં લખેલું છે, તોપણ લોકો શામાટે તમારી પાસે આવે છે તેનું કારણ જાણો છો ? લોકો તમારે મોઢેથી શાસ્ત્રની વાતો સાંભળવાને માટે આવે છે.

મણિઃ—આપ જે કહો છો તે બધી વાતો શાસ્ત્ર સાથે મળતી આવે છે. નવદ્વીપવાળા ગોસ્વામી પણ પાણિહાટિમાં એવુંજ કહેતા હતા. આપ કહો છો કે 'ગીતા' 'ગીતા' બોલતાં બોલતાં 'ત્યાગી' 'ત્યાગી' થઇ જાય છે. ખરૂં જોતાં તો 'તાગી' થવું જોઇએ. પણ નવદ્વીપવાળા ગોસ્વામીએ કહ્યું કે 'તાગી' નો અર્થ પણ ત્યાગી' થાય છે. સંસ્કૃતમાં **तग्** ધાતુ છે તે ઉપરથી 'તાગી' એવો શબ્દ પણ થઇ શકે છે.

શ્રીરામકૃષ્ણઃ—મારા મત સાથે કોનો મત મળતો આવે છે? પંડિતોનો કે સાધુનો?

મણિઃ—આપને તો ઇશ્વરે પોતે ભણાવ્યા છે. બીજા લોકો તો માત્ર શાસ્ત્રો વાંચીને પંડિત બને છે.

શ્રીરામકૃષ્ણઃ—અરે! એ શું બોલ્યો? ખરેખર! મારામાં પણ થોડોક અહંભાવ રહી ગયો હશે.

મણિઃ—વિદ્યાથી એક ફાયદો એ છે કે હું કાંઇજ જાણતો નથી અને હું કશી ગણતીમાં નથી એવું જ્ઞાન થાય છે.

શ્રીરામકૃષ્ણઃ—ઠીક, ઠીક, હું પણ કશા હિસાબમાં નથી! હું કશા હિસાબમાં નથી! વારૂ તું અંગ્રેજી જ્યોતિષશાસ્ત્રને માને છે કે?

મણિઃ—એ લોકો ગણિતશાસ્ત્રના નિયમો પ્રમાણે ગણત્રી કરીને નવી નવી શોધખોળ કરે છે. દાખલા તરીકે એકવાર યુરેનસ ગ્રહની ગતિમાં સ્ખલન થએલું જોતાં અંગ્રેજ જ્યોતિષીઓને શક ગયો કે કોઇ બીજા ગ્રહના આકર્ષણને લીધે એ ફેરફાર થતો હશે. તે ઉપરથી તેમણે દૂરબીનવડે જોયું તો યુરેનસની પાસે એક બીજો ગ્રહ ચળકતો દીઠો. વળી તેઓ ગ્રહણની કાળગણના પણ કરી શકે છે.

શ્રીરામકૃષ્ણઃ—ઠીક, હશે.

ગાડી આગળ ચાલતી હતી. હવે અધરના ઘરની નજીક અમે આવી પહોંચ્યા હતા. શ્રીરામકૃષ્ણે મણિને કહ્યું, 'સત્યમાં નિશ્ચલ રહ્યાથી ઇશ્વરપ્રાપ્તિ થાય છે.'

મણિઃ—વળી એક બીજી વાત આપે નવદ્વીપવાળા ગોસ્વામીને કહેલી હતી કે 'હે ઇશ્વર! હું તો માત્ર તમનેજ માગું છું. મને તમારી વિશ્વમોહિની માયાના ઐશ્વર્યવડે વિમોહિત કરશો નહિ! હું તો કેવળ તમનેજ ચાહું છું. મારે બીજું કાંઇ નહિ જોઇએ.'

શ્રીરામકૃષ્ણઃ—હા, એવું અંતઃકરણપૂર્વક કહેવું જોઇએ.

## સિંહવાહિની સન્મુખ સમાધિ

અધરને ત્યાં કેટલીકવાર કીર્તન તેમજ ચર્ચા ચાલ્યા પછી શ્રીરામકૃષ્ણ મહારાજ યદુ મલ્લિકને ઘેર ગયા. આજે અષાઢ વદ પડવો હોવાથી રાત અજવાળી હતી. જે ઓરડામાં સિંહવાહિની માતાનું પૂજન થતું હતું તેજ ઓરડામાં પરમહંસજી માતાજીની

સામે હાથ જોડીને ઉભા હતા અને તેમની પાછળ શિષ્યવર્ગ હાથ જોડીને ઉભો હતો. તેમણે ઘણીવાર સુધી માતાજીની સામે જોયા કર્યું અને દર્શન કરતાં કરતાંજ સમાધિસ્થ થઇ ગયા.

કેટલીકવાર પછી તેમણે એક દીર્ઘ નિઃશ્વાસ મૂકયો. સમાધિનો ભંગ થયો. જાણે કેફ કરીને ચકચૂર થએલો માણસ બોલતો હોય તેમ શ્રીરામકૃષ્ણ બોલ્યા મા ! તું આવી !

શ્રીરામકૃષ્ણ હજી ભાવાવિષ્ટ હતા. હવે તે ગાવા લાગ્યા. 'હે આનંદમયી ! મને નિરાનંદ કરીશ નહિ.' ૪૦

પછી તેમણે ભાવોન્મત્ત હાલતમાં યદુને પૂછયું, કેમ, બાબુ ! કયું ભજન ગાઉં ? 'હું શું આઠ મહિનાનો છોકરો છું?' એ ભજન ગાઉં ? એમ કહીને તેમણે ગાવા માંડયું:—

"મા ! શું હું આઠ મહિને એટલે અધૂરે અવતરેલો બાળક છું કે તારી લાલ આંખ જોઇને ડરી જાઉં ? તારા રતુમડા ચરણ જેને શિવજી પોતાના હૃદયમાં ધારણ કરે છે તે મારી મિલ્કત છે.

હું મારી મિલ્કતનો કબજો લેવા જતાં કેટલી બધીવાર નાસીપાસ થયો છું ! શિવજી હજીએ તારા ચરણને છાતી સરસા દાબી રાખે છે. હવે હું દાવો માંડીશ અને મારી ખાત્રી છે કે પહેલીજ માગણીએ હુકમનામું કરાવીશ.

આ દાવો હું કેવી રીતે લડનાર છું તે હું તને જણાવીશ. ગુરુએ કરી આપેલો દસ્તાવેજ મારી પાસે છે અને માની હજુરમાં દાવો માંડવાનો છે એટલે મારી ફતેહજ છે. જ્યારે તું મને ખોળામાં બેસાડીને શાંત કરીશ ત્યારેજ હું જંપીને બેસીશ."

હવે પરમહંસજી મહારાજનો ભાવાવેશ કેટલેક અંશે શમી જવા આવ્યો હતો. તેમણે કહ્યું કે મારે માતાજીનો પ્રસાદ ખાવો છે.

સિંહવાહિનીનો પ્રસાદ લાવીને તેમને આરોગાવ્યો.

કેટલીક વાતચીત થયા પછી પરમહંસજી મહારાજે યદુના ઘરનો પ્રસાદ—ફળ મિષ્ટાન્ન વગેરે—પોતાના બે ત્રણ શિષ્યો સાથે બેસીને ગ્રહણ કર્યાં. હવે ખેલાત ઘોષને ઘેર જવાને તેઓ તૈયાર થયા.

## સર્વ ધર્મ સમન્વય—મુક્તાત્માની દશા

ખેલાત ઘોષના ઘરમાં પેસતાં એવોજ ભાસ થતો કે જાણે ઘરમાં કોઇ રહેતુંજ નથી—માત્ર વિશાળ ઓરડા અને તેની સામે લાંબી ઓશરીઓ, એટલુંજ જોવામાં આવતું હતું. તે વયોવૃદ્ધ દેખાતો હતો. તે પરમહંસજીનો સગો થતો હતો. કોઇ કોઇવાર શ્રીરામકૃષ્ણજીનાં દર્શન કરવા માટે દક્ષિણેશ્વર આવતો હતો.

પરમહંસજીને એક ઓરડામાં બેસાડવામાં આવ્યા. હજી પણ તેઓ ભાવાવિષ્ટ

હતા. જેણે તેમને નિમંત્રણ કર્યું હતું તેણે આવીને તેમનો સત્કાર કર્યો. તે વૈષ્ણવ હતો, શરીરે તિલક–છાપાં વગેરે લગાવ્યાં હતાં અને હાથમાં માળાની ઝોળી હતી.

શ્રીરામકૃષ્ણઃ—(વૈષ્ણવો તથા બીજા ભક્તોને) મારો ધર્મ સાચો છે અને બીજાનો ખોટો છે એ વાત યોગ્ય નથી. ઈશ્વર તો એકજ છે; બે નથી. તેને લોકો જૂદે જૂદે નામે ભજે છે. કોઇ કહેશે કે ગૉડ તો કોઇ કહેશે અલ્લા. વળી કોઇ કહેશે કૃષ્ણ તો કોઇ કહેશે શિવ. કોઇ કહેશે બ્રહ્મ તો કોઇ કહેશે કાલી. જેમ એક તળાવમાંથી ઘણા માણસો પાણી લેતા હોય છે તેમ. એક ઘાટના લોકો કહેશે કે પાની, તો બીજા ઘાટના લોકો કહેશે કે જળ; વળી ત્રીજા ઘાટના લોકો કહેશે કે વૉટર. હવે જુઓ, જે પદાર્થને હિન્દુલોકો જળ કહે છે તેને મુસલમાન લોકો પાની કહે છે અને ખ્રિસ્તીઓ વૉટર કહે છે. પણ મૂળ વસ્તુ તો એકજ છે. ધર્મ તો ઈશ્વરની સાંનિધ્યમાં જવાના માર્ગ છે. જેમ જૂદી જૂદી દિશાએ વહેતી નદીઓ અંતે એક મહાસાગરમાં મળી જાય છે, તેમ જૂદા જૂદા ધર્મો અંતે એકજ ઈશ્વર પાસે લઇ જાય છે.

વેદ, પુરાણ, તંત્ર એ સર્વનો પ્રતિપાદ્ય વિષય સચ્ચિદાનંદ પરમેશ્વરજ છે. વેદનો સચ્ચિદાનંદ બ્રહ્મ છે. પુરાણનો સચ્ચિદાનંદ કૃષ્ણ છે અને તંત્રનો સચ્ચિદાનંદ શિવ છે. સચ્ચિદાનંદ બ્રહ્મ! સચ્ચિદાનંદ કૃષ્ણ! સચ્ચિદાનંદ શિવ!

બધા મૌન ધારણ કરીને બેસી રહ્યા.

એક વૈષ્ણવ ભક્તઃ—મહારાજ! ઈશ્વર સિવાય બીજું છેજ શું?

શ્રીરામકૃષ્ણઃ—એટલું જ્ઞાન દૃઢ થાય ત્યારે તો જીવન્મુક્તજ થઇ જવાય. પણ બધાને જ્ઞાનની પ્રતીતિ થએલી હોતી નથી. માત્ર મોઢે મોઢે બોલી જાણે છે. ઈશ્વર છે, તેની ઇચ્છાથીજ આ બધું થાય છે, એવું સંસારી લોકો સાંભળે છે ખરા, પણ આ બાબત ઉપર તેમનો દૃઢ વિશ્વાસ હોતો નથી.

વિષયમુગ્ધ લોકો ઈશ્વરને કેટલો ઓળખે છે અને તેને કેવી રીતે યાદ કરે છે તે જાણો છો? ઘરડી ડોશીઓની લડાઇ સાંભળીને નાનાં નાનાં છોકરાંઓ પણ જ્યારે અંદર અંદર લડે છે ત્યારે બોલે છે કે તને ઈશ્વર જોશે! બસ, આવાજ ભાવથી વિષયી માણસો ઈશ્વરને યાદ કરે છે.

બધા માણસોથી ઈશ્વરની ધારણા થઇ શકતી નથી. તેની શક્તિનો કોઇનામાં વિશેષ પ્રમાણમાં આવિર્ભાવ થાય છે તો કોઇનામાં ઓછા પ્રમાણમાં થાય છે. સૂર્યનું તેજ માટી કરતાં પાણી ઉપર પડવાથી પ્રકાશનું પરાવર્તન વધારે કરી શકે છે અને કાચ ઉપર પડવાથી એથી પણ વધારે પરાવર્તન થાય છે.

ભક્તો પણ નાના પ્રકારના હોય છે. ઉત્તમ ભક્ત, મધ્યમ ભક્ત અને અધમ ભક્ત હોય છે. ગીતામાં એ વિષે વિવેચન કરવામાં આવ્યું છે.

વૈષ્ણવ ભક્તઃ—હાજી, ખરી વાત છે.

શ્રીરામકૃષ્ણઃ—અધમ ભક્ત કહેશે કે ઈશ્વર આકાશમાં ઘણે દૂર છે! મધ્યમ ભક્ત કહેશે કે ઈશ્વર પ્રાણીમાત્રમાં ચૈતન્યરૂપે–પ્રાણરૂપે રહેલો છે. ઉત્તમ ભક્ત કહેશે કે ઈશ્વરે પોતેજ આ બધાં અસંખ્યરૂપ ધારણ કર્યાં છે. જે કાંઇ આપણી નજરે પડે છે તે સર્વ ઈશ્વરનાંજ ભિન્ન ભિન્ન સ્વરૂપ છે. માયા, જીવ, અને જગત્ એ સર્વ તેજ છે. તેના સિવાય જગત્માં બીજું કાંઇ છેજ નહિ.

વૈષ્ણવ ભક્તઃ—એવી અવસ્થા કોઇનો થતી હશે ખરી?

શ્રીરામકૃષ્ણ.—ઈશ્વરનું દર્શન થયા વગર એવી અવસ્થા થઇ શકતી નથી. વળી અમુક માણસે ઈશ્વરનું દર્શન કર્યું છે કે નહિ તે જાણવાનાં ચોક્કસ લક્ષણ હોય છે. એવા માણસો કોઇ કોઇવાર ગાંડા જેવા દેખાય છે. કોઇવાર હસે તો કોઇ-વાર રૂએ; કોઇવાર નાચે તો કોઇવાર ગાય. વળી કોઇ કોઇવાર તેમની અવસ્થા પાંચ વર્ષના બાળક જેવી હોય છે. તેઓ સરળ, ઉદાર અને અહંકારરહિત હોય છે અને કોઇપણ પદાર્થ પ્રતિ તેમને વાસના હોતી નથી. ત્રણમાંથી કોઇ પણ ગુણનું તેમનામાં પ્રાબલ્ય હોતું નથી અને હમેશાં આનંદમય હોય છે. કોઇ કોઇવાર એવા મહાત્માનું સ્વરૂપ પિશાચવત્ જણાય છે. પવિત્ર શું અને અપવિત્ર શું તેનો ભેદ તેને હોતો નથી. આચાર અને અનાચાર બેઉ તેને મનથી સરખાંજ થઇ જાય છે, વળી કોઇવાર તે જડ જેવો જણાય છે–જાણે કશાની સામે ટગર ટગર જોતો ન હોય તેવો દેખાય છે, અને કોઇપણ જાતનો ઉદ્યમ કે પ્રવૃત્તિ કરવા જેવી તેની અવસ્થા હોતી નથી.

'હે ઈશ્વર! આ જે કાંઇ છે તે બધું તારૂંજ છે–દેહ, મન, ઘર, કુટુંબ, જીવ, જગત્ એ સર્વ તારૂંજ છે. મારૂં કાંઇ નથી.' એ જ્ઞાન કહેવાય અને 'હું–મારૂં' એ અજ્ઞાન કહેવાય.

અજ્ઞાની માણસ કહે છે કે ઈશ્વર ત્યાં છે, પણે છે. મતલબ કે અમુક જગાએજ છે–બહુ દૂર છે. જ્ઞાની કહે છે કે ઈશ્વર અહિં છે–અત્યંત પાસે છે, હૃદયમાંજ અંતર્યામીરૂપે રહેલો છે; અને પોતેજ નાના પ્રકારનાં સ્વરૂપ ધારણ કરી રહ્યો છે.





# खंड बेतालीशमो

—o—

## ઈશ્વરપ્રાપ્તિ એજ ચાતુરી !



રામકૃષ્ણજી કાલીવાડીમાંના પોતાના હમેશના રહેઠાણમાં એક નાના ખાટલા ઉપર બેઠા છે. વદન હસતું છે. શિષ્યોની સાથે વાર્તાલાપ કરી રહ્યા છે. શિષ્યો જમીને પરવારી ગયા છે. સુમારે એક બે વાગ્યાનો સમય થવા આવ્યો છે.

આજે રવિવાર છે. ઇ૦ સ૦ ૧૮૮૩ ની ૯ મી સપ્ટેંબર અને ભાદરવા સુદ સાતમ છે. એજ ઓરડામાં ભોંય ઉપર રાખાલ, માસ્તર અને રતન બેઠેલા છે. રામલાલ, રામ ચટરજી અને હાજરા વચ્ચે વચ્ચે થોડીવાર આવી જાય છે.

રતન બાબુ શ્રીયુત યદુ મલ્લિકના ઉદ્યાનગૃહની વ્યવસ્થા કરે છે. તે શ્રીરામકૃષ્ણજી પ્રત્યે ભક્તિ રાખે છે અને વખતોવખત તેમનાં દર્શન કરવા આવે છે. હમણાં શ્રીરામકૃષ્ણજી તેની સાથે વાતચીત કરે છે. રતન સમાચાર લાવ્યા છે કે યદુ મલ્લિકના કલકત્તાવાળા ઘરમાં નીલકંઠની યાત્રા થવાની છે.

રતનઃ—આપને આવવું પડશે. એ લોકોએ કહેવડાવ્યું છે કે અમુક દિવસે યાત્રા થશે.

શ્રીરામકૃષ્ણઃ—બહુ સારૂં. મારે આવવાની મરજી પણ છે. આહા ! નીલકંઠનું સંગીત કેવું ભક્તિરસથી ભરપૂર છે ?

એક શિષ્યઃ—હાજી, આપ કહો છો તેવુંજ છે.

શ્રીરામકૃષ્ણઃ—તે ગાતાં ગાતાં પોતાનાં અશ્રુથી ભીંજાઇ જાય છે. તું આજે રાત્રે અહિં રહી જાય તો મને ગમે.

રતનઃ—બહુજ ઉત્તમ.

ત્યાર પછી શ્રીયુત રામ ચટરજી વગેરે શિષ્યોએ પાદુકાની ચોરીની વાત પૂછી.

રતનઃ—યદુબાબુના ઘરમાંથી ઠાકોરજીની સોનાની પાદુકા કોઈ ચોરી ગયું. એથી કરીને ઘરમાં કોલાહલ મચી રહ્યો છે. ચોરી કરનારનો પત્તો મેળવવા માટે હવે એ લોકો થાળી ચલાવવાના છે. વચમાં થાળી રાખીને બધા આસપાસ બેસશે. જેણે ચોરી કરી હશે તેના તરફ જવા માંડશે !

શ્રીરામકૃષ્ણઃ—થાળી કેવી રીતે ચાલે છે ? પોતાની મેળે ચાલે છે ?

રતનઃ—ના, હાથવડે તેને દાબી રાખવામાં આવે છે.

એક શિષ્યઃ—એમાં હાથની ચાલાકી છે–હાથની કરામતનું કામ છે.

શ્રીરામકૃષ્ણઃ—જે કરામતવડે ઈશ્વરની પ્રાપ્તિ થાય તેનુંજ નામ કરામત ! सा चातुरी चातुरी !

## પૈસાનો—ઐશ્વર્યનો—સિદ્ધિનો ઉપયોગ

આ પ્રમાણે વાર્તાલાપ થતો હતો એવામા કેટલાક સભ્રાંત બંગાળી ગૃહસ્થો આવીને શ્રીરામકૃષ્ણને પ્રણામ કરીને બેઠા. તેમાંના કેટલાકને તેઓ ઓળખતા હતા. તેઓ તત્ર મતાનુસાર સાધન કરતા હતા. પંચમકારનો ઉપયોગ કરતા હતા. અંતર્યામી શ્રીરામકૃષ્ણ તેમના મનના વિચાર જાણી ગયા હતા. તેમાંનો એક તો ધર્મને બહાને પાપાચરણ કરતો હતો એ વાત પણ તેમણે સાંભળી હતી. તે એક મોટા માણસના ભાઈની વિધવા પત્ની સાથે નીતિવિરુદ્ધ સ્નેહ રાખતો હતો અને તેની સાથે ધર્મને બહાને પંચમકારનો ઉપયોગ કરતો હતો. એ વાત પણ પરમહંસજીએ સાંભળી હતી.

શ્રીરામકૃષ્ણને સંતાનભાવ ઘણો પસંદ હતો. તે દરેક સ્ત્રીને વેશ્યા સ્ત્રીઓને પણ– માતારૂપે જોતા હતા. તમામ સ્ત્રીઓ જગદંબાનાં જૂદાં જૂદાં સ્વરૂપ છે એવું તે માનતા હતા.

હવે તેમણે બોલવા માંડ્યું:— હમણાં અચલાનંદ ક્યાં છે ?

અચલાનંદ પોતાનાં બાળબચ્ચાંની ખબર અંતર લેતો નથી. મને કહે છે કે ' બાળબચ્ચાંની ખબર ઈશ્વર લેશે–એ તો બધું ઈશ્વરની મરજી પ્રમાણે થાય છે. " હું તો આ સાંભળીને ચૂપચાપ બેસી રહ્યો. કહે છે કે છોકરાંનાં ભરણપોષણની શી પરવા ? સ્ત્રી છોકરાંનો ત્યાગ કર્યો છે, ધંધો રોજગાર કરતો નથી અને પૈસાને અડકતો નથી ! લોકો જાણશે કે એણે તો બધાનો ત્યાગ કર્યો છે, એટલે વગર માગ્યે પૈસા એની આગળ આવીને પડશે.

દાવામાં જીત મળે, ખૂબ પૈસા કમાવાય, સાંસારિક હાલતમાં ચડતી થાય એનેજ માટે શું સાધનભજન કરવાનું છે ? એ તો અક્કલના દુશ્મનનુંજ ( વિષયાસકત માણસનું ) કામ છે !

પૈસાવડે જો ભરણપોષણ કરાય, રહેવાને ઘર બંધાવાય, ઈશ્વરની સેવા થાય, સાધુસંતની અને ભક્તજનોની સેવા થાય, કોઈ ગરીબ માણસ આંગણે આવી ચડે તો તેના ઉપર ઉપકાર કરી શકાય તોજ પૈસાનો સદુપયોગ કર્યો કહેવાય. ભોગ વિલાસ અને બાદશાહી ભોગવવી એ કાંઈ પૈસાનો સદુપયોગ કહેવાય નહિ. ધન કાંઈ

દેહના સુખને માટે અથવા જગતમાં મોટા ગણાવા માટેજ નથી.

કેટલાક લોકો સિદ્ધિ પ્રાપ્ત કરવા માટે પંચમકારનું સેવન કરીને તાંત્રિક મત પ્રમાણે સાધના કરે છે. પણ એ બધું મૂર્ખાઇભરેલું કામ છે. શ્રીકૃષ્ણે અર્જુનને કહ્યું હતું કે ભાઇ ! અષ્ટ સિદ્ધિમાંની એક પણ સિદ્ધિ તને પ્રાપ્ત થશે તો તેથી તારી શક્તિ વધી જશે, પણ તેથી કાંઇ તું મને પ્રાપ્ત કરી શકીશ નહિ. સિદ્ધિ પ્રાપ્ત થયાથી માયાનો નાશ થતો નથી. જ્યાંસુધી માયા રહે છે ત્યાંસુધી અહંકાર પણ રહે છે. કહો, હવે એ સિદ્ધિથી શો લાભ થયો ? નિંદ્ય સ્થાન આગળથી ત્રણ ઘુંટડા " કારણ " પીધાથી શો લાભ થવાનો હતો ? તેમજ દાવો જીતવાથી પણ કયો લાભ થવાનો હતો ?

શરીર, ધન એ બધું અનિત્ય છે. એવી એવી વસ્તુઓ સારૂ શામાટે આટલો બધો પ્રયાસ કરવો જોઇએ ? જુઓને, હઠયોગીઓની અવસ્થા ! કોઇ પણ રીતે આયુષ્ય લંબાવવું કે એવી બીજી સિદ્ધિઓ મેળવવી એજ તેમનો ઉદ્દેશ ! ઈશ્વર તરફ તો લક્ષ મળેજ નહિ ! નેતિ, ધોતિ, એ બધી ક્રિયાઓ કરીને માત્ર શરીરનેજ સાફ કરે છે ! નળવડે ઉપસ્થદ્વારા દૂધ ખેંચી શકે છે.

એક ભવૈયો હતો. તેની જીભ એકાએક તાળવામાં પેસી ગઇ અને ઉલટી થઇ ગઇ. એમ થતાંની સાથે તેને જડ સમાધિ પ્રાપ્ત થઇ ગઇ. બિલકુલ હાલે નહિ અને ચાલે નહિ. એવી અવસ્થામાં તે ઘણા સમયસુધી પડી રહ્યો. લોકો આવીને તેનું પૂજન કરતા. એ પ્રમાણે કેટલાંક વર્ષ વ્યતીત થયા પછી તેની જીભ એકાએક સીધી થઈ ગઇ; તેમ છતાં પણ તેને શુદ્ધિ આવી એટલે પાછો ભવૈયાનોજ ધંધો કરવા લાગ્યો!

એ બધું શરીરનું કાર્ય છે–એમાં ઈશ્વરની સાથે લગભગ નહિ જેવો સંબંધ છે. શાલગ્રામનો ભાઇ ૮૪ પ્રકારનાં આસન જાણતો હતો. તે યોગસમાધિની કેવી કેવી વાતો કરતો, પણ અંતઃકરણમાંથી કામિનીકાંચનની વાસના નિર્મૂળ થઇ ન હતી. દિવાન મદન ભટ્ટની અમુક હજાર રૂપીઆની નોટ પડી ગઇ હતી. પૈસાની લાલચે એણે તે નોટ ટપ કરીને ઉપાડી લીધી અને ગળી ગયો. મનમાં એવું હતું કે થોડીવાર પછી કોઈ પણ રીતે બહાર કહાડીશ; તેને પણ એ નોટ પાછી આપવી પડી અને ત્રણ વર્ષ કેદમાં જવું પડયું !

હું તો મારી સરળ બુદ્ધિ પ્રમાણે વિચાર કરીને એવા નિશ્ચયપર આવું છું કે આગળને આગળ ચાલ્યા જવું.

એક દિવસ એક મોટો માણસ મારી પાસે આવ્યો હતો. મને કહે, 'મહારાજ ! આ દાવામાં મારી જીત થાય એવું કાંઇ કરી આપોને ! હું તો આપનું નામ સાંભળીને આવ્યો છું.' મેં કહ્યું, 'બાપુ ! તે હું નહિ. તમે જરા ભૂલા પડયા છો. એ તો અચલાનંદનું કામ છે. તેની પાસે જાઓ.

જેનામાં સાચી ઈશ્વરભક્તિનો ઉદય થયો હોય છે તેને શરીર, દોલત એવા કશાની દરકારજ હોતી નથી. તે તો એમજ માને છે કે શું દેહના સુખને માટે અથવા લોકોમાં મોટા ભક્તરાજ કહેવડાવવાને માટે અથવા દ્રવ્યવાન થવા માટે ઈશ્વરભજન કરવાનું છે? એ બધું અનિત્ય છે—માત્ર ચાર દિવસના ચાંદરણા જેવું છે!

પેલા નવા આવેલા શાક્ત ગૃહસ્થો હવે ઉભા થયા અને નમસ્કાર કરી રજા માગી ચાલતા થયા.

શ્રીરામકૃષ્ણે જરા સ્મિત કરીને માસ્તરને કહ્યું કે 'ચોર લોકો ધર્મકથા સાંભળવા ચહાતા નથી.'

## ઠાકોરસેવા વખતે પણ કુથલી !

શ્રીરામકૃષ્ણ:—વારુ, નરેન્દ્ર સારો છેને?

મણિ:—હાજી સારો છે.

શ્રીરામકૃષ્ણ:—જુઓ, જેવો વિદ્વાન તેવોજ બુદ્ધિમાન છે. ગાવા વગાડવામાં પણ કુશળ છે, વળી જિતેન્દ્રિય છે. કહે છે કે મારે લગ્ન કરવુંજ નથી.

મણિ:—આપેજ કહ્યું છે કે જે માણસ 'હું પાપી છું' 'પાપી છું' એવો વિચાર કર્યા કરે છે તે પાપીજ થઇ જાય છે; અને તેનો ઉદ્ધાર થઇ શકતો નથી. 'હું ઈશ્વરનો બાળક છું' એવી શ્રદ્ધા રાખવાથી ઘણીજ ત્વરાથી આત્મોન્નતિ થાય છે.

શ્રીરામકૃષ્ણ:—હા, બરાબર છે શ્રદ્ધા જોઇએ.

હલધારીનો બાપ મોટો ભક્ત હતો. નહાતી વખતે કમ્મરપૂર પાણીમાં ઉભો રહીને જ્યારે **रक्तवर्णं चतुर्मुखम्** એવો મંત્ર બોલીને ધ્યાન કરતો ત્યારે તેની આંખમાંથી પ્રેમાશ્રુ નીકળી પડતાં.

કૃષ્ણકિશોર જ્યારે વૃન્દાવન ગયો હતો ત્યારે તેણે એક મોચણને કહ્યું કે તું શિવ શિવ બોલીને પાણી કહાડી આપ. તેણે તેમ કરીને કૂવામાંથી પાણી કહાડી આપ્યું અને કૃષ્ણકિશોર જેવા કર્મકાંડી, આચારનિષ્ઠ બ્રાહ્મણે પીધું! ઈશ્વરના નામ ઉપર એની શ્રદ્ધા કેટલી હશે? શ્રદ્ધા વગર પૂજા, જપ, સંધ્યા વગેરે કર્મ કર્યાથી કશું ફળ નીપજતું નથી. કેમ ખરી વાતને ?

મણિ:—હા જી.

શ્રીરામકૃષ્ણ:—ગંગાજીના ઘાટ ઉપર નહાવા જાઓ અને સાંભળો કે નહાવા આવેલા લોકો કેવી કેવી વાતો કરે છે? આખા મુલકની વાત ત્યાંજ થવાની! એક રાંડેલી બાયડી કહેશે કે 'નારે મા! મારા આવ્યા વગર તો દુર્ગાપૂજન થાયજ નહિ; માતાજીની મૂર્તિ સુદ્ધાં ન બનાવાય! છોકરા છોકરીનો 'વેવા વાજન' હોય તોપણ મને પૂછ્યા વગર વાત થાયજ નહિ. તયણાદથી મારેજ કરવાનું! માંડવા મુહૂર્તથી

તે વરકન્યા વળાવતાં સુધી બધું મારે ને મારેજ કરવાનું ! જાણ્યું કેની !'

મણિઃ—એમાં એ બિચારાંઓનો શો વાંક ? એ લોકો બીજી વાત પણ શી કરવાનાં હતાં ?

શ્રીરામકૃષ્ણઃ—ઠાકોરસેવાના ઓરડામાં ભગવાનનું પૂજન થઈ રહ્યું છે; ચંદન ઘસાય છે; નૈવેદ્ય તૈયાર થાય છે; પણ તે વખતે ઈશ્વર સંબંધી વાત મુદ્દલે નહિ ! 'કેમ આજે શી રસોઈ બનાવવાની છે ?' આજે તો બજારમાં કાંઇ સારાં શાક ન મળ્યાં !' 'કાલે ભીંડાનાં રવૈયાં કેવાં મજેનાં થયાં તાં !' 'પેલો છોકરો તો અમારો પિત્રાઇ થાય ! બળ્યા એના અવતાર ! એણે એવું હલકું કામ કરવું જોઇતું ન હતું ! મારે ઘેર એવાં અપલક્ષણ નહિ !' આવી આવીજ વાતો થાય.

ઠાકોરસેવાના ઓરડામાં પૂજા કરતી વખતે પણ આવી પરચુરણ વાતો ! બધા મુલકની કુથલી !

મણિઃ—હા જી, ઘણા ખરા માણસો આપે હમણાં કહ્યું તેવાજ છે. આપ કહો છોજ કે જેમને ઈશ્વર પ્રતિ સાચો પ્રેમ હોય તેમને શું લાંબા સમયસુધી પૂજા-સંધ્યા કરવી પડે ?

## જ્ઞાન અને વિજ્ઞાન

મણિઃ—મહારાજ ! જ્યારે ઈશ્વરજ સર્વ પ્રકારના રૂપ ધારણ કરે છે અને તેના સિવાય બીજું કાંઇ છેજ નહિ ત્યારે મનુષ્યોના પ્રકૃતિમાં, ભાવમાં આટલો બધો તફાવત કેમ ?

શ્રીરામકૃષ્ણઃ—વિભુરૂપે તે પ્રાણીમાત્રમાં વ્યાપ્ત છે એ વાત ખરી, પણ શક્તિમાં ફેરફાર છે. કોઇનામાં વિદ્યાશક્તિ છે તો કોઇ ઠેકાણે અવિદ્યાશક્તિ છે. કોઇનામાં વિશેષ શક્તિ છે તો કોઇનામાં ઓછી શક્તિ છે. જુઓ, મનુષ્યોમા ઠગ અને જુગારીઓ પણ છે અને વાઘના જેવા ભયંકર અને ક્રૂર માણસો પણ છે. હું એવાઓને ઠગ નારાયણ અને વાઘ નારાયણ કહું છું.

મણિઃ—જી, એવા નારાયણને તો દૂરથીજ નમસ્કાર કરવા પડે છે. વાઘ નારાયણની પાસે જઇને તેને ગળે હાથ નાખીએ તો તે આપણને ખાઇજ જાય !

શ્રીરામકૃષ્ણઃ—ઈશ્વર અને તેની શક્તિ–બ્રહ્મ અને શક્તિ–એ સિવાય બીજું કાંઇ છેજ નહિ. નારદ ઋષિએ રામચંદ્રજીનું સ્તવન કરતાં કરતાં કહ્યું, 'હે રામ તમે શિવ છો અને સીતા પાર્વતી છે; તમે બ્રહ્મા અને સીતા બ્રહ્માણી છે; તમે ઇન્દ્ર અને સીતા ઇન્દ્રાણી છે; તમે નારાયણ અને સીતા લક્ષ્મીજી છે; જે જે પુરુષવાચક છે તે તે તમેજ છો અને જે જે સ્ત્રી વાચક છે તે તે સીતાજી છે.'

મણિઃ—અને ચિન્મયરૂપ ?

શ્રીરામકૃષ્ણ થોડીવાર વિચારમાં પડી ગયા અને પછી ધીરે ધીરે બોલવા લાગ્યાઃ–

શું સમજ્યો ? એ તો જાણે પાણી ! અને એ બધી બાબતો સાધનભજન કરતાં કરતાં સમજાઈ જશે.

તું ઈશ્વરના સ્વરૂપમાં શ્રદ્ધા રાખ. જ્યારે તને બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત થશે ત્યારે તને અભેદજ્ઞાનની ઝાંખી થશે. બ્રહ્મ અને તેની શક્તિ વચ્ચે કશો ભેદ નથી. દાખલા તરીકે અગ્નિ અને તેની દાહકશક્તિ; અગ્નિનો વિચાર કરતાં તેની દાહકશક્તિનો વિચાર આવ્યા વગર રહેતોજ નથી અને દાહકશક્તિનો વિચાર કરતાં અગ્નિનો વિચાર પણ આવીજ જાય છે. એવીજ રીતે દૂધ અને તેનો ધોળો રંગ, પાણી અને તેની શીતળતા, એ બધાં વચ્ચે જેમ ભેદ નથી તેમ બ્રહ્મ અને તેની શક્તિ વચ્ચે પણ કશો ભેદ નથી.

બ્રહ્મજ્ઞાન થયા પછીની પણ એક અવસ્થા છે. જ્ઞાન અને તેની પછી વિજ્ઞાન. જેને જ્ઞાન છે તેને અજ્ઞાન પણ હોય છેજ. વસિષ્ઠ જેવા બ્રહ્મજ્ઞાની પણ પોતાના સો પુત્રોના મરણને લીધે શોકથી વિહ્વળ થઈ ગયા હતા. લક્ષ્મણે જ્યારે એ વિષે રામને પૂછયું ત્યારે તેમણે કહ્યું કે, ભાઈ ! જ્ઞાન અને અજ્ઞાન બેઉની પાર જવું જોઈએ. જેમને જ્ઞાન છે તેમને અજ્ઞાન પણ હોય છેજ. જ્યારે પગમાં કાંટો વાગે છે ત્યારે બીજો કાંટો લઈને આપણે પગમાં વાગેલો કાંટો કહાડીએ છીએ, પણ નીકળી ગયા પછી બેઉ કાંટાને ફેંકી દઈએ છીએ. તેમ અજ્ઞાનને દૂર કરવાને જ્ઞાનની જરૂર છે; પણ જ્ઞાન થઈ ચૂકયા પછી જ્ઞાન અને અજ્ઞાન બેઉનો ત્યાગ કરવો.

મણિઃ—શું જ્ઞાન અને અજ્ઞાન બેઉને ફેંકી દેવાં ?

શ્રીરામકૃષ્ણઃ—હા. માટેજ વિજ્ઞાનની જરૂર છે ને !

જો, જેમને પ્રકાશનું જ્ઞાન છે તેમને અંધકારનું જ્ઞાન પણ હોય છેજ; જેમને સુખનો અનુભવ છે તેમને દુઃખનો અનુભવ હોવોજ જોઈએ; જેમને પુણ્યનું જ્ઞાન છે તેમને પાપનું જ્ઞાન પણ હોય છેજ; જેમને શુભનું જ્ઞાન છે તેમને અશુભનું જ્ઞાન પણ હોય છેજ; જેમને પવિત્રતાનું જ્ઞાન છે તેમને અપવિત્રતાનુ જ્ઞાન પણ હોય છેજ; અને જેમને 'હું' એવું જ્ઞાન છે તેમને 'તું' એવું જ્ઞાન પણ હોય છેજ.

વિજ્ઞાન એટલે ઈશ્વરને વિશેષરૂપે જાણવો તે. લાકડામાં અગ્નિ છે એવુ જાણવું અને માનવું એનું નામ જ્ઞાન; પણ એ અગ્નિવડે અન્ન રાંધવું અને ખાઈને પુષ્ટ થવું એનું નામ વિજ્ઞાન. ઈશ્વર છે એવું જાણવું એ જ્ઞાન કહેવાય; પણ તેનું દર્શન કરવું તેની સાથે વાર્તાલાપ કરવો, તેની સાથે આનંદનો ઉપભોગ કરવો, વાત્સલ્ય, સખ્ય, દાસ્ય અથવા મધુર એમાંના કોઈ પણ એક ભાવનું અવલંબન કરીને ઈશ્વરની સાથે પ્રેમ રાખવો એ વિજ્ઞાન કહેવાય. ઈશ્વરજ જીવ અને જગતરૂપે પ્રકટ થયો છે એવો સાક્ષાત્કાર કરવો એનું નામ વિજ્ઞાન.

## બધું ચૂપાચૂપ !–સત્પુરુષોનો સ્વભાવ–કોહોળાં કાપુ શેઠ

૨૦ મી ઑગસ્ટ ૧૮૮૩ શ્રાવણ વદ બીજ ને સોમવાર.

શ્રીરામકૃષ્ણ નાના ખાટલા ઉપર મચ્છરદાનીની અંદર ધ્યાન કરતા બેઠા છે. રાતના સાત વાગ્યાનો સમય છે.

મણિમોહન પરબ્રહ્મના સ્વરૂપવિષે હમેશાં ચિંતન કર્યા કરે છે. શ્રીરામકૃષ્ણ તેને ઉદ્દેશીને બોલવા લાગ્યા.

શ્રીરામકૃષ્ણઃ—બ્રહ્મ આકાશવત્ છે. તેની અંદર કોઇ પણ પ્રકારનો વિકાર નથી. અગ્નિમાં કોઈ પણ જાતનો રંગ નથી તોપણ તેની શક્તિવડે તે નાના પ્રકારનાં સ્વરૂપ ધારણ કરે છે. સત્ત્વ, રજ અને તમ એ ત્રણે ગુણ તેની શક્તિનાજ છે. દેવતામાં સફેદ રંગની ભૂકી નાખો તો સફેદ રંગનો ભડકો થશે. જો કાળો રંગ નાખશો તો કાળો રંગ દેખાશે. બ્રહ્મ તો સત્ત્વ, રજ અને તમ એ ત્રણે ગુણથી અતીત છે. તે કેવો છે એ મોઢેથી કહી શકાયજ નહિ. તે વાણીથી પર છે. નેતિ નેતિ એવો વિચાર કરતાં જે આખરે બાકી રહે અને જે આનંદમય છે તે બ્રહ્મ છે. એક દૃષ્ટાંત આપું છું. જાણે એક સ્ત્રીનો વર પરદેશથી ઘેર આવ્યો છે. તે પોતાના જેટલી વયના બીજા યુવાન પુરુષોની સાથે બહારની પરસાળમાં બેઠો છે, અને તેની સ્ત્રી તથ તેની સખીઓ એક જાળીઆમાંથી તેના તરફ જોઇ રહી છે. સખીઓ તે સ્ત્રીના વરને ઓળખતી નથી. તેઓ તેને પૂછે છે કે પેલો તારો વર ? તે હસીને બોલી ના ત્યારે એક બીજા પુરુષ તરફ આંગળી કરીને તેમણે પૂછયું કે આ તારો વર ? તેણે ફરીથી ઉત્તર આપ્યો કે ના. વળી એક ત્રીજા માણસને બતાવીને તેમણે પૂછ્યુ કે આ તારો વર ? ત્યારે તેણે જવાબ આપ્યો કે ના. આખરે તેના વર તરફ આગળી કરીને તેમણે પૂછ્યું કે આ તારો વર ? આ વખતે તેણે હા પણ ન કહી અને ના પણ કહી; પણ જરા શરમાઇને મોં મલકાવ્યું. તે ઉપરથી પેલી સખીઓ સમજી કે એજ એનો વર હશે. પૂરેપૂરૂં બ્રહ્મજ્ઞાન શું કે બધું ચૂપાચૂપ.

શ્રીરામકૃષ્ણઃ—વારૂ, પણ હુ શામાટે લવારો કરૂં છું ?

મણિઃ—આપે એકવાર કહ્યું હતું કે ગરમ ઘીમાં જ્યારે કાચી પૂરી પડે છે ત્યારે કડ કડ અવાજ થાય છે. શિષ્યોના હૃદયમાં ચૈતન્યનો ઉદય કરવાને માટે આપ બોલો છો.

પછી તેમણે હાજરાબાબુની વાત કહાડી.

શ્રીરામકૃષ્ણઃ—(માસ્તરને) સત્પુરુષોનો સ્વભાવ કેવો હોય છે તે જાણે છે ? તે કોઇને પણ કષ્ટ આપતા નથી. કોઇ પણ જાતની ધાંધલ કરતા નથી. કોઇને ઘેર નિમંત્રણ મળ-વાથી ગયા હોય તો તેઓ શું એમ કહે કે અમે જૂદા બેસીશું ? ઈશ્વરભક્તિ પરિપૂર્ણ થઇ હોય તો બેતાલો પગ પડેજ નહિ; અર્થાત નીતિનો ભંગ થાયજ નહિ. તેમને

હાથે કોઇને નાહક દુ:ખ દેવાતુંજ નથી.

અસત્ય પુરુષોની સોબત સારી નથી. તેમનાથી તો દૂરજ રહેવું જોઇએ. શરીરને ડાઘ ન લાગે એમ ચાલવું જોઇએ. (મણિને) તું શું ધારે છે ?

મણિ:—હાજી, નઠારા માણુસોના સંગથી અવનતિ થાય છે તોપણ આપ કહો છો કે વીરપુરુષોને એ નિયમ લાગુ પડતો નથી.

શ્રીરામકૃષ્ણ:—એટલે ?

મણિ;—આગ નરમ હોય અને તેમાં સૂકું લાકડું નાખીએ તો બળતું હોલવાઇ જાય છે; પણ જયારે આગ ભડભડ બળતી હોય ત્યારે સૂકું લાકડું તો શું પણ કેળનાં લીલાં ફાટાં નાખ્યાં હોય તો તે પણ બળીને ભસ્મ થઇ જાય છે.

શ્રીરામકૃષ્ણે માસ્તરના મિત્ર હરિબાબુની વાત પૂછી.

માસ્તર:—એ આપનાં દર્શન કરવા માટે આવ્યા છે. એમનાં પત્ની ઘણો સમય થયાં દેવલોક પામ્યાં છે.

શ્રીરામકૃષ્ણ;—(હરિબાબુને) તમે હમણાં શો ઉદ્યમ કરો છો ?

માસ્તર:—હાલમાં તો કશું કરતા નથી; તોપણ એમના ઘરમાં ભાઇ, બેન, માબાપ વગેરે છે તેમની સારી રીતે સેવા કરે છે.

શ્રીરામકૃષ્ણ:—( હસીને ) એટલે ? તમે તો ' ભૂરાં કોહોળાં કાપનાર શેઠીઆ' ના જેવા લાગો છો. તમે સંસારી પણ નથી અને ઇશ્વરના ભક્ત પણ નથી. એ ઠીક નહિ. એક ઘરમાં અમુક પુરુષ હતો:–રાત દિવસ સ્ત્રી છોકરાં સાથે પડી રહે અને બહારની પરસાળમાં બેઠો બેઠો ગુડગુડ ગુડગુડ હોકકાજ પીધા કરે; કશો ઉદ્યમ કરેજ નહિ; તોપણ કોઇ કોઇવાર ઘરના અંદરના ભાગમાં જઇને ભૂરાં કોહોળાં કાપી આપે. બૈરાંઓ તે કાપેજ નહિ તેથી છોકરાઓ જોડે બહાર મોકલાવે અને પેલા ભાઇ સાહેબ તેના બે કકડા કરી આપે બસ આટલુંજ એનું કામ ! આ ઉપરથી એનું નામ ' કોહોળાં કાપનારા શેઠ ' પડયું.

તમે આ એ કરો અને તે એ કરો. ઇશ્વરના પાદપદ્મમાં મન રાખો અને સંસારને લગતાં કામકાજ કરો, અને જયારે એકલા હો ત્યારે ભક્તિવિષયક ગ્રંથો વાંચવાનો અભ્યાસ રાખો. જેવાં કે શ્રીમાન ભાગવત અથવા ચૈતન્યચરિતામૃત– એવાં એવાં ભક્તિ સંબંધી પુસ્તકો વાંચવાં.

મંદિરોમાં દર્શન કરી આવ્યા પછી માસ્તરે તથા તેમના મિત્રે પરમહંસજી મહારાજને પ્રણામ કરી રજા લીધી. આજેજ તેમને કલકત્તે જવું હતું.

## શહેરના લોકોની નજર–અંગ્રેજોની અસર

શ્રીરામકૃષ્ણ તેમના હમેશના ઓરડામાં નાના ખાટલા ઉપર બેઠા બેઠા મણિ

સાથે વાતચીત કરી રહ્યા છે. મણિ ભોંય પર બેઠા છે. ૧૮૮૩ ના સપ્ટેંબરની સાતમી અને ભાદરવા સુદ છઠ છે. રાતના સાડા આઠ વાગવા આવ્યા છે.

શ્રીરામકૃષ્ણઃ—તે દિવસે હું કલકત્તે ગયો હતો. ગાડીમાં બેસીને જતાં જતાં જોયું તો મનુષ્યમાત્રની દૃષ્ટિ નીચે જોઈ–બસ બધાને પેટનીજ ચિંતા! અને પેટ ભરવાને માટેજ બધી દોડધામ! બધાનુંજ ચિત્ત કામિનીકાંચનમાં ચોંટેલું જોયું. માત્ર બે એક જણને ઊર્ધ્વદૃષ્ટિવાળા જોયા. તેમનું મન ઈશ્વરમાં પરોવાયલું હતું.

મણિઃ—અંગ્રેજ લોકો આપણા દેશમાં આવ્યા પછી પેટની ચિંતા ઘણી વધી પડી છે. લોકોનું મન વિલાસ તરફ વધારે ખેંચાયું છે.

શ્રીરામકૃષ્ણઃ—એ લોકો (અંગ્રેજો) ઇશ્વરવિષે શો મત ધરાવે છે

મણિઃ—એઓ નિરાકારવાદી છે.

શ્રીરામકૃષ્ણઃ—આપણા દેશમાં પણ એવો મત છેજ તો.





# खंड त्रेतालीशमो

## અભ્યાસથી બધુંજ થઇ શકે છે.




ક્ષિણેશ્વરના કાલિકા મંદિરમાં મંગલ આરતિનો મધુર શબ્દ સંભળાય છે. તેની સાથે નોબતખાનામાંથી આવતો શરણાઇઓનો પ્રભાતીઓનો સૂર, ભળી જાય છે. શ્રીરામકૃષ્ણજી શય્યાનો ત્યાગ કરીને મધુર સ્વરે હરિનામ સંકીર્તન કરે છે. તેમના ઓરડાની દિવાલો ઉપર જે દેવ-દેવીઓનાં ચિત્રો ટાંગેલાં હતાં તેમને સર્વને તેઓ વારાફરતી નમસ્કાર કરે છે. પછી પશ્ચિમ તરફના ગોળાકાર ઓટલા ઉપર જઇને તેમણે ભાગીરથીનાં દર્શન કરીને નમસ્કાર કર્યા. કેટલાક શિષ્યો ગઈ રાત્રે ત્યાંજ રહ્યા હતા. તેઓ પણ પ્રાતઃકર્મ આટોપી લઇને એક પછી એક આવતા ગયા અને શ્રીરામકૃષ્ણજીને પ્રણામ કરીને બેઠા.

હમણાં તો રાખાલ તેમની સાથેજ રહે છે. બાબુરામ ગઇ રાત્રે આવ્યો હતો અને મણિ આજ કાલ કરતાં ચાદ દિવસ થયાં મહારાજની પાસે રહ્યો છે.

આજે ઈ૦ સ૦ ૧૮૮૩ ના ડિસેંબરની ૧૭ મી તારીખ અને ગુરુવાર છે. શ્રીરામકૃષ્ણ સવારમાં જલદી જલદી સ્નાન ઇત્યાદિ કરી લઇને કલકત્તે જવાની તૈયારી કરે છે.

તેમણે મણિને પોતાની પાસે બોલાવ્યો અને કહ્યું કે આજે ઇશાન મને પોતાને ઘેર આવવાનું કહી ગયો છે. બાબુરામ આવવાનો છે અને તું પણ મારી સાથે ત્યાં આવજે. મણિ જવાને માટે તૈયારી કરવા લાગ્યો.

શિયાળાની ઋતુ છે. સવારના આઠ વાગ્યાનો સમય થયો છે. શ્રીરામકૃષ્ણજીને માટે આવેલી ગાડી નોબતખાનાની પાસે ઉભી રહી છે. ચારે દિશાએ પુષ્પો ખીલી નીકળ્યાં છે; સામે ભાગીરથી વહે છે. જગતમાં સર્વત્ર પ્રસન્નતા છવાઈ રહી છે. શ્રીરામકૃષ્ણજીએ દેવતાઓનાં ચિત્રો પાસે ઉભા રહીને સર્વને પ્રણામ કર્યા અને માનું નામ લેતા લેતા કલકત્તા તરફ પ્રયાણ કરવાને માટે ગાડીમાં બેઠા. સાથે બાબુરામ અને મણિ હતા. તેમણે મહારાજને માટે બનાત, એક ગરમ કાનટોપી તથા લવંગ

એલચીનો વાટવો એટલાં વાનાં સાથે રાખ્યાં હતાં; કારણ કે શિયાળો હોવાથી સાંજના ગરમ વસ્ત્ર ઓઢવાની મહારાજને જરૂર પડે એમ હતું.

તેઓ હસતે મોઢે ગાડીમાં બેઠા હતા અને આખે રસ્તે આનંદ કરતા કરતા જતા હતા. નવ વાગવા આવ્યા. તેમની ગાડી કલકત્તા શહેરમાં દાખલ થઇ અને શ્યામ બજારમાં થઇને મછુવા બજારના ચકલા આગળ આવી પહોંચી. મણિએ ઈશાનનું ઘર જોયું હતું. ચકલા આગળથી ગાડીને ફેરવીને ઇશાનના ઘર આગળ ઉભા રહેવાનું તેણે ગાડીવાનને કહ્યું.

ઇશાન અને તેના કુટુંબીઓએ શ્રીરામકૃષ્ણજીનો આદરમાન સહિત સત્કાર કર્યો અને નીચેના બેઠકખાનામાં તેમની પધરામણી કરી. શ્રીરામકૃષ્ણજી પોતાના શિષ્યો સાથે ત્યાં બેઠા.

પરસ્પર કુશળ સમાચાર પૂછાયા પછી શ્રીરામકૃષ્ણજીએ ઇશાનના પુત્ર શ્રીશની સાથે વાત કરવા માંડી. શ્રીશ એમ. એ. બી. એલ.× ની પરીક્ષામાં પાસ થયો હતો અને અલિપુરમાં વકિલાત કરતો હતો. એન્ટ્રન્સ તથા એફ. એ.* ની પરીક્ષામાં તે આખી યુનિવર્સિટીમાં પહેલે નંબરે પાસ થયો હતો. હાલ તેની ઉમ્મર લગભગ ત્રીશ વર્ષની હતી. તે જેવો વિદ્વાન હતો તેવોજ નમ્ર હતો. તેને જોતાં લોકો તો એમજ જાણે કે એ ઝાઝો વિદ્વાન નહિ હોય. તેણે શ્રીરામકૃષ્ણજીને હાથ જોડીને નમસ્કાર કર્યા. મણિએ તેનું મહારાજની સાથે ઓળખાણ કરાવ્યું અને કહ્યું કે એના જેવો શાંત પ્રકૃતિનો માણસ મારા જોવામાં આવ્યોજ નથી.

શ્રીરામકૃષ્ણ:—( શ્રીશને ) તમે શો ઉદ્યમ કરો છો ?

શ્રીશ:—જી, હું અલિપુર રહું છું અને વકીલાત કરૂં છું.

શ્રીરામકૃષ્ણ:—( મણિને ) આવો માણસ વકીલાત કરે ? ( શ્રીશને ) વારૂ, તમારે કાંઇ પૂછવાની ઇચ્છા છે ? સંસારમાં અનાસક્તપણે રહેવું જોઇએ. કેમ ખરી વાતને ?

શ્રીશ:—પણ ધંધાને લીધે સંસારમાં કોઈ કોઇ વાર અન્યાયનાં કામ કરવાં પડે છે. વારૂ, કેટલાક લોકો પાપકર્મ કરે છે તો કેટલાક પુણ્યકર્મ કરે છે એ શું પૂર્વ-જન્મનાં કર્મનાં પરિણામને લીધે પાપ અથવા પુણ્ય તરફ તેમનું વલણ થતું હશે ?

શ્રીરામકૃષ્ણ:—કર્મ કયાં સુધી રહે છે ? જ્યાસુધી તેની ( ઈશ્વરની ) પ્રાપ્તિ થઈ હોતી નથી ત્યાંસુધીજ. તેની પ્રાપ્તિ થઈ એટલે કર્મ અને બર્મ બધુંએ જતું રહે છે. પછી તો પાપ અને પુણ્ય બેઉની પાર જવાય છે.

શ્રીશ:—પરંતુ સંસારમાં રહીને તેના તરફ જવામાં ઘણી મુસ્કેલી છે.

× આપણી યુનિવર્સીટીની એલ. એલ. બી. ના જેવી પરીક્ષા.

* આપણી યુનિવર્સીટીની મૅટ્રિક અને પ્રિવિયસને મળતી પરીક્ષા.

શ્રીરામકૃષ્ણઃ—એમ શામાટે ? અભ્યાસથી બધું થઈ શકે છે. ભાડભુંજા લોકોની સ્ત્રીઓને પૌંઆ ખાંડતી તમે જોઇ છે ? તેઓ એક બાજુએ પગવડે ઢીંકણી ચલાવતી જાય છે; એક હાથે ડાંગર ખાંડણીઆમાં સેરવે છે અને બીજા હાથે છોકરાને પકડીને તેને ધવરાવે છે અને એવામાં કોઈ ઘરાક આવી ચડે તો તેની સાથે પણ વાતચીત કરતી જાય છે. ઢીંકણી ધબાધબ પડતી જાય અને ઘરાક સાથે વાત કરતી જાય. ઘરાક પાસે પાછલું લેણું બાકી હોય તો તેને કહેતી જાય છે કે અમારી અમુક રકમ લેણી છે તે આપીને નવો માલ લઈ જાઓ.

આ પ્રમાણે બધાં કામ તે એકેકે વખતે કરે છે. એનું નામ અભ્યાસ, એ વખતે તેની મુખ્ય વૃત્તિ ઢીંકણીમાંજ પરોવાયલી હોય છે; કારણ કે તેમ ન કરે તો તેના હાથમાં વાગી બેસે અને ગૌણવૃત્તિવડે તે છોકરાને ધવરાવવાનું તથા ઘરાક સાથે વાત કરવાનું કામ કરે છે. તેવીજ રીતે જેઓ સંસારમાં રહે છે તેમણે પોતાનું મન મોટે ભાગે ઈશ્વરમાં પરોવેલું રાખવું જોઇએ. તેમ ન કરે તો તેમના સર્વસ્વનો નાશ થઇ કાળના પંઝામાં સપડાવું પડે છે, માટે ગૌણ મનવડેજ સંસારને લગતાં કામકાજ કરવાં. ખરૂં જોતાં તો જ્ઞાન પ્રાપ્ત થયા પછીજ સંસારી થવું જોઇએ અને પ્રથમ તો જ્ઞાનજ પ્રાપ્ત કરી લેવું જોઇએ. સંસારરૂપી પાણીની સાથે મનરૂપી દૂધ રાખવાથી તેઓ એક બીજા સાથે ભળી જાય છે; માટે મનરૂપી દૂધનું દહિં બનાવવા માટે તેને કેટલોક વખત એકાંતમાં ( સંસારથી અલગ ) પણ રાખવું જોઇએ અને પછી તેને વલોવીને માખણ બનાવવું જોઇએ. માખણ બનાવ્યા પછી ( અંતઃકરણમાં રહેલા પરમાત્મદેવનો સાક્ષાત્કાર કર્યા પછી ) તેને સંસારરૂપી જળમાં રાખવાથી તેની સાથે ભળી જવાનો કશો ભય નથી, બસ એની મેળે પાણી ઉપર તર્યાજ કરશે.

મનની એવી નિર્લિપ્ત અવસ્થા થવા માટે સારી પેઠે સાધન કરવાની જરૂર છે; માટેજ શરૂઆતમાં તો એકાંતમાં રહીને બરાબર સાધન કરવાની ઘણીજ જરૂર છે. પીપળાનું ઝાડ નાનું હોય ત્યાંસુધીજ તેની આસપાસ વાડ કરવાની જરૂર પડે છે, તેમ ન કરીએ તો ગાય બકરી ખાઇ જાય. ઝાડ મોટું થઇ ગયા પછી વાડબાડની જરૂર રહેતી નથી; અને ગાય બકરી તો શું પણ તેના થડ સાથે હાથી બાંધીએ તોપણ તેને કશી ઇજા પહોંચતી નથી.

માટે સાધક અવસ્થામાં એકાંતમાં જઇને સાધનભજન કરવું. તમારે ભાત જમવો છે, કાષ્ઠમાં અગ્નિ છે, એમ તમે બેઠા બેઠાં વાતો કરો છો. એ અગ્નિની મદદથી તમારે રસોઇ કરવાની છે; પણ શું વાતો કરવાથી ચોખા રંધાવાના હતા ? એ તો લાકડાં લઇને એક બીજા સાથે જોરથી ઘસો તોજ અગ્નિ ઉત્પન્ન થાય અને ત્યારેજ તે વડે રસોઇ બનાવાય અને તૃપ્તિ થાય.

ભાંગ ખાઓ અને કેફ ચડે ત્યારે આનંદ થાય ! તમે ભાંગ ખાઓ નહિ, કંઈ કરો નહિ અને બેઠા બેઠા 'ભાંગ' 'ભાંગ' એવું બોલ્યા કર્યે કાંઈ કેફ ચડે અને આનંદ મળે ?

**તમે ગમે તેટલા વિદ્વાન થાઓ, પણ જ્યાંસુધી તમારા હૃદયમાં ઈશ્વર-ભક્તિનો ઉદય ન થાય, જ્યાંસુધી તેને પ્રાપ્ત કરવાને તમે ઉત્સુક ન થાઓ, ત્યાંસુધી તમારી બધી વિદ્વત્તા ફોકટ છે.** વિવેક, વૈરાગ્ય વગરના મિથ્યા પાંડિત્યથી કશો લાભ નથી. પંડિતો હજારો ગ્રંથો ભણે અને સારાં સારાં વ્યાખ્યાન કરે પણ તેમનું ચિત્ત તો કામિનીકાંચનમાં પરોવાયલું હોય છે. **ગીધ ભલેને આકાશમાં ઉંચે ઉડે પણ નજર તો તેની ઉકરડા ઉપરજ હોય છે.**

જે વિદ્યાવડે ઈશ્વરની પ્રાપ્તિ થાય તેનું નામજ વિદ્યા; બીજી બધી વિદ્યા એ વિદ્યાની આગળ નકામી છે. **सा विद्या या विमुक्तये ।**

( શ્રીશને ) વારૂ, ઈશ્વર સંબંધે તમે કેવા વિચાર બાંધ્યા છે ?

શ્રીશઃ—હું એટલું જાણું છું કે તે એક જ્ઞાનમય પુરુષ છે, તેની સૃષ્ટિનું અવલોકન કરવાથી તેના જ્ઞાનનો ખ્યાલ આવે છે. એ વિષે એક દૃષ્ટાંત આપું છું. અત્યંત ઠંડા પ્રદેશોમાં ઠંડીને લીધે નદી અને સમુદ્રનાં પાણી ઠરી જાય છે. હવે માછલી તથા બીજાં પાણીમાં રહેનાર પ્રાણીઓના જીવનનું રક્ષણ જે રીતે થાય છે; તે વડે ઈશ્વરની ચતુરાઇનો આપણને ખ્યાલ આવે છે. ઠંડી પડવાથી પાણીનો સંકોચ થવા માંડે છે, પણ પાણી કરતાં બરફ હલકું હોવાથી તે પાણી ઉપર તર્યા કરે છે અને એકવાર બરફનું પડ બંધાયા પછી સમુદ્રની તળેના ભાગનું પાણી ઠરતું નથી; તેથી કરીને અત્યંત ઠંડી ઋતુમાં પણ માછલી વગેરેના જીવનનું સહેલાઇથી રક્ષણ થાય છે. ઉપરની ઠંડી હવાની અસર નીચેસુધી પહોંચતી નથી તેથ ત્યાંનું પાણી હુંફાળું રહે છે. જો ઈશ્વરની સૃષ્ટિમાં આવું ડહાપણ ન હોત તો માછલીઓ વગેરે જીવી શકેજ નહિ.

શ્રીરામકૃષ્ણઃ—ઈશ્વરના અસ્તિત્વનું ભાન તો જગતના અવલોકનથીજ થઇ જાય છે; પણ તેને વિષે સાંભળવું એ એક વાત છે અને તેનું દર્શન કરવું એ જૂદીજ વાત છે. એક માણસ દૂધ જેવો પદાર્થ છે એમ કોઇને મોઢે સાંભળે છે, બીજો માણસ દૂધ નજરે જુએ છે અને ત્રીજો માણસ દૂધ પીએ છે. દૂધને જોયાથ આનંદ થાય છે પણ પીવાથી તો બળવાન થવાય છે. દૂધ નામે કોઇક પદાર્થ છે એમ જાણનારને પુષ્ટિ મળતી નથી. તેમ ઈશ્વર છે એમ જાણ્યાથી ઝાઝો લાભ નથી; પણ જ્યારે તેનો સાક્ષાત્કાર થાય ત્યારેજ ખરેખરી શાંતિ પમાય છે, અને આત્મા પરિપુષ્ટ અને બળવાન થાય છે.

શ્રીશઃ—તેને માટે પોકાર કરવાનો અમને અવકાશજ મળતો નથી.

શ્રીરામકૃષ્ણ:—(હસીને) એ વાત ખરી છે. મન જાગ્યા વગર કશું થતું નથી. એક છોકરાએ સૂતી વખતે પોતાની માને કહ્યું કે મા! જ્યારે હું હગવાનો થાઉં ત્યારે મને જગાડજે હો! મા કહે હું શું જગાડવાની હતી? હગામણ લાગશે એટલે તું તારી મેળેજ જાગીશ.

ત્યારે કરવું શું? તેના ચરણ આગળ બધું છોડી દો. **તેનેજ મુખ્તિયારનામું આપી દો. જે સારૂં હશે તેજ તે કરશે.** કોઇ એક સારા માણસના ઉપર વિશ્વાસ રાખીને આપણે અમુક કામ તેને સોંપી જઇએ છીએ તો તે પણ કામ બગાડતો નથી; તો પછી ઈશ્વરને હાથે તો અહિત થાયજ કેમ?

## ભકતોના ખાસ જાણવા જેવા બે પ્રકાર

તોપણ સાધન કરવાની જરૂર તો છેજ. સાધક બે પ્રકારના હોય છે. એક પ્રકારના સાધક વાંદરીના બચ્ચાં જેવા હોય છે અને બીજા બિલાડીનાં બચ્ચાં જેવા હોય છે. વાંદરીનું બચ્ચું પોતાની માને ગમે તેમ કરીને પોતાના બળથી વળગી રહે છે. એજ પ્રમાણે કેટલાક સાધકો દૃઢ નિશ્ચય કરે છે કે આટલો અભ્યાસ તો રોજ કરવોજ જોઇએ, આટલા વખત સુધી ધ્યાન કરવુંજ જોઇએ, આવી અને આટલી તપશ્ચર્યા તો કરવીજ જોઇએ. એવા સાધકો પોતાના આત્મબળથી ઈશ્વરને પકડી લેવાનો યત્ન કરે છે.

પણ બિલાડીનાં બચ્ચાં પોતે માને વળગતાં નથી. તે તો પડયાં પડયાં મીઆઉં મીઆઉં કરીને માને બોલાવે છે અને માની મરજીમાં આવે તેવી તેમની વ્યવસ્થા કરે છે. કોઇવાર બચ્ચાંને મોંમાં પકડીને કોઈ ગૃહસ્થના પલંગ ઉપર લઈ જઇને સૂવડાવી આવે છે તો કોઇવાર માળીએ લાકડાં ભર્યાં હોય તેનાં પોલાણમાં પણ મૂકી આવે છે. મા પોતે તેમને મોંમાં પકડીને ફાવે ત્યાં લઇ જાય છે. તેઓ પોતે માને પકડી શકતાં નથી. એજ પ્રમાણે કેટલાક સાધકો સાધનભજનનું ધોરણ પોતે ઠરાવીને એટલે કે આટલા જપ કે આટલો વખત ધ્યાન કરવું એવો નિશ્ચય કરીને ભજન કરતા નથી. તેઓ તો માત્ર હૃદયની વ્યાકુળતાપૂર્વક આક્રન્દ કરીને પ્રભુને માટે પોકાર કર્યા કરે છે અને તેમનું રુદન સાંભળીને પ્રભુથી થોભાતુંજ નથી. આવીને દર્શન આપવુંજ પડે છે.

## જે નિરાકાર છે, તેજ સાકાર બને છે–કર્મ કરવા પૂરતીજ મનુષ્યની જવાબદારી છે.

હવે બપોર થઇ ગયા હતા. શ્રીરામકૃષ્ણને ભોજન કરાવવાનો ઘરધણીનો વિચાર

હતો; એથી તેઓ ઘરના અંદરના ભાગમાં ગયા અને ત્યાં થતી રસોઇ ઉપર દેખરેખ રાખવા લાગ્યા.

સાંજનો પહોર થવા આવ્યો હતો તેથી શ્રીરામકૃષ્ણજીનું મન પણ અસ્થિર થવા લાગ્યું હતું. તેઓ ઓરડામાં જરા આંટા મારતા હતા; પરંતુ મુખ સ્મિતભર્યું હતું. વચમાં વચમાં કીર્તનકાર કેશવની સાથે વાતચીત કરતા હતા.

કેશવઃ—તેજ 'કરણું' અને તેજ 'કારણ' છે. દુર્યોધને શ્રીકૃષ્ણને કહ્યું હતું કેઃ—

**त्वया हृषीकेश हृदि स्थितेन यथा नियुक्तोऽस्मि तथा करोमि ।**

શ્રીરામકૃષ્ણઃ—હા, બરાબર છે. કર્તા તો તેજ છે. મનુષ્ય તો યંત્રવત્ છે.

બીજી ચોક્કસ વાત એ છે કે કર્મનું ફળ મળ્યા વગર રહેતુંજ નથી. લંકાનાં મરચાં ખાઓ તોપણ તીખાં લાગવાનાંજ. પાપ કરશો તો તેનું ફળ દુઃખ ભોગવવુંજ પડશે.

જેણે સિદ્ધિ પ્રાપ્ત કરી છે, જેણે ઇશ્વરનું દર્શન કર્યું છે તેનાથી પાપાચરણ થતુંજ નથી. જેને નૃત્યકલા બરાબર આવડી ગઈ છે તેનો પગ બેતાલો પડતોજ નથી. જે સંગીત જાણે છે, જેનો કંઠ બરાબર કેળવાયેલો છે, તેના કંઠમાંથી સાતે સૂર ભૂલ વગર નીકળી શકે છે.

હવે રસોઇ તૈયાર થઇ. શ્રીરામકૃષ્ણજી પોતાના શિષ્યો સાથે ઘરના અંદરના ભાગમાં ગયા અને પાટલા ઉપર બેઠા. ભાતભાતનાં શાકભાજી તથા મિષ્ટાન્ન તૈયાર થયાં હતાં.

ત્રણ વાગવા આવ્યા હતા. ભોજન કરી રહ્યા પછી શ્રીરામકૃષ્ણજી બહાર આવીને ઇશાન બાજુના દિવાનખાનામાં બેઠા. તેમની પાસે શ્રીરામ અને માસ્તર બેઠા હતા. મહારાજશ્રી ફરીથી શ્રીશની સાથે વાર્તાલાપ કરવા લાગ્યા.

શ્રીરામકૃષ્ણઃ—તમને શું પસંદ છે? સોહંભાવ કે દાસભાવ? સંસારી લોકોને માટે સેવ્યસેવક ભાવજ ઉત્તમ છે. તત્ત્વજ્ઞાન પ્રાપ્ત થાય ત્યારેજ સોહંભાવ આવી શકે છે, પણ એ અવસ્થા લાંબે સમયે આવે છે.

શ્રીશઃ—હાજી, દાસભાવવડે મનુષ્ય નિશ્ચિંત બની જઇ પોતાનો બધો ભાર ભક્ત પ્રભુના ઉપર મૂકી દે છે. જેમ સ્વામીભક્ત કૂતરો પોતાના માલિક ઉપર સંપૂર્ણ વિશ્વાસ મૂકીને પોતાના ખાનપાનાદિ માટે નિશ્ચિંત રહે છે તેમ ભક્ત પણ ઇશ્વર ઉપર સંપૂર્ણ વિશ્વાસ મૂકીને નિશ્ચિંતપણે જીવન ગુજારે છે.

શ્રીરામકૃષ્ણઃ—વારુ, તમને સાકાર ઇશ્વરની ઉપાસના ગમે છે કે નિરાકારની? શું સમજ્યા? જે નિરાકાર છે તેજ સાકાર પણ છે એટલું નિશ્ચયપૂર્વક માનજો. ભક્તની આંખે તે સાકારરૂપે દેખાય છે. એક દૃષ્ટાંત આપું છું. જાણે એક અનંત મહાસાગર છે. તેને સીમા નથી, કિનારો નથી. એ અનંત જલરાશીમાં કોઇ કોઇ ઠેકાણે બરફના ઢગલા જામી ગયા છે; અત્યંત ઠંડીને લીધે નિરાકાર પાણીનું સાકાર બરફ બની જાય છે. તેજ પ્રમાણે ભક્તિરૂપી ઠંડીને લીધે નિરાકાર ઇશ્વર સાકાર

સ્વરૂપ ધારણ કરે છે; પણ જ્ઞાનરૂપી સૂર્યનો ઉદય થતાં પાછું એ બરફ પીગળી જાય છે અને અસલ પાણી જેવું હતું તેવું બની જાય છે. તેવી રીતે શુદ્ધ જ્ઞાન અને વિચારની ઉષ્માવડે ઈશ્વરની સાકાર મૂર્તિ અદૃશ્ય થઇ જાય છે–અને તે પ્રથમ હતો તેવો નિરાકાર થઇ જાય છે. જ્ઞાનસૂર્યનો ઉદય થતાં બરફરૂપી સાકાર સ્વરૂપ ઓગળી જાય છે; માટે એટલું ચોક્કસ માનજો કે જે નિરાકાર તેજ સાકાર છે.

## સંસારમાં રહ્યો છે તો કાદવમાંની માછલી પેઠે નિર્લેપ રહેજે.

હવે લગભગ સંધ્યાકાળ થવા આવ્યો હતો. શ્રીરામકૃષ્ણજી ઉભા થયા અને દક્ષિણેશ્વર પાછા જવાનો વિચાર જણાવ્યો.

દિવાનખાનાની દક્ષિણ દિશાએ રવેશ હતો ત્યાં ઉભા ઉભા શ્રીરામકૃષ્ણ ઇશાન સાથે વાત કરવા લાગ્યા. તે વખતે એક જણ બોલ્યો કે ભગવાનનું નામ માત્ર જપ્યાથી પણ લાભ તો થાય છેજ, પણ દર્શન થતું નથી.

શ્રીરામકૃષ્ણ:—ફળ આવતાં સમય તો લાગવોજ જોઇએ.

ઇશાન:—પીપળાના ઝાડનું બીજ ઘણુંજ બારીક હોય છે પણ તેમાંથીજ મહાન્ વૃક્ષ ઉત્પન્ન થાય છે. ઝાડ થતાં વાર લાગે પણ તેથી શું?

ઇશાનનું ઘર અને તેના સસરા ક્ષેત્રનાથ ચૅટરજીના ઘરની વચ્ચે પૂર્વ તરફ એક જવા આવવાનો માર્ગ હતો. ચૅટરજીના ઘરના દરવાજા આગળ આવીને શ્રીરામકૃષ્ણ ઉભા રહ્યા. ઇશાન પોતાના કુટુંબના માણસો સાથે મહારાજશ્રીને ગાડીમાં બેસાડવા આવ્યો હતો.

શ્રીરામકૃષ્ણે ઇશાનને કહ્યું કે, 'તું સંસારમાં રહ્યો છે તો કાદવમાં રહેતી **માછલીની માફક બરાબર નિર્લિપ્તપણે રહેજે. એ માછલી કાદવમાં રહે છે, પણ પોતાના શરીર ઉપર કાદવનો એક ડાઘ સરખો લાગવા દેતી નથી.**

આ માયાપૂર્ણ સંસારમાં વિદ્યા તેમજ અવિદ્યા બેઉ જોવામાં આવે છે. એમાંથી જે ખરા હંસની માફક પાણી અને દૂધ ભેળાં કર્યાં હોય તેમાંથી પણ દૂધ દૂધ પી જાય અને પાણી પાણી રહેવા દે તેજ પરમહંસ; અથવા રેતીમાં ખાંડ વેરાઇ હોય તો કીડીની માફક ખાંડ ખાંડ વીણી ખાય તેજ જ્ઞાની અને તેજ ખરેખરો પરમહંસ.

## એકનિષ્ઠ અથવા અવ્યભિચારી ભક્તિ

હવે સાંજ પડી ગઇ છે. શ્રીરામકૃષ્ણ પોતાના શિષ્યોની સાથે રામચંદ્રદત્તને ઘેર આવી પહોંચ્યા છે અને ત્યાંથી દક્ષિણેશ્વર જવાના છે.

રામના દિવાનખાનાને પોતાના પ્રભતેજથી દીપાવતા શ્રીરામકૃષ્ણજી શિષ્યગણ

સહિત બેઠેલા છે. તેમની સાથે શ્રીયુત મહેન્દ્ર ગોસ્વામી વાતચીત કરે છે. એ ગોસ્વામીનું ઘર પણ આજ શેરીમાં છે અને તે મહારાજશ્રી ઉપર ઘણો પ્રેમ રાખે છે. જ્યારે જ્યારે તેઓ રામને ઘેર આવે છે ત્યારે ત્યારે એ ગોસ્વામી લગભગ હમેશાં તેમને મળી જાય છે.

શ્રીરામકૃષ્ણ:—વૈષ્ણવો અને શાકતો સર્વને જવાનું આખરનું સ્થાન તો એકજ છે; માત્ર તેઓના માર્ગ જૂદા છે. ખરા વૈષ્ણવો શક્તિની નિંદા કરતા નથી.

ગોસ્વામી:—નિંદા શામાટે કરવી ? શિવપાર્વતી તો આપણાં માબાપ છે.

શ્રીરામકૃષ્ણ:—(હસીને) થેંક યુ. મા બાપ ! હેં !

હું તો માની પાસે શુદ્ધ ભક્તિ માગું છું. માને કહું છું કે તમારો ધર્મ અને તમારો અધર્મ, તમારી પવિત્રતા અને તમારી અપવિત્રતા, તમારૂં પુણ્ય અને તમારૂં પાપ બધુંએ તમે લઇ લો. મને તો માત્ર શુદ્ધ ભક્તિજ આપો.

ગોસ્વામી:—હાજી, બરાબર છે.

શ્રીરામકૃષ્ણ:—બધા સંપ્રદાયને માન આપવું પણ નિષ્ઠા ભક્તિ તો એક ઉપરજ રાખવી. બધા દેવને પ્રણામ કરવા પણ એકનેજ હૃદય અને આત્મા સમર્પણ કરીને તેના પ્રતિ અનન્ય પ્રેમ રાખવો એનુંજ નામ એકનિષ્ઠ ભક્તિ અથવા અવ્યભિચારિણી ભક્તિ.

હનુમાનને રામરૂપ સિવાય ભગવાનનું બીજું કોઈ પણ રૂપ પ્રિય ન હતું. ગોપીઓની નિષ્ઠા એવી હતી કે દ્વારકાના મુકુટધારી શ્રીકૃષ્ણનું મુખ જોવાની પણ તેમણે ઇચ્છા ન બતાવી. સ્ત્રી પોતાના દિએર, જેઠ બધાની સેવા કરે છે; તેમને પીવાને પાણી આપે છે; બેસવાને આસન આપે છે; પણ પોતાના ધણીની જેટલા પ્રેમથી સેવા કરે છે તેટલો પ્રેમ તે કોઇના ઉપર રાખતી નથી. તેના ધણીની સાથેનો તેનો સંબંધ ઓરજ છે.

પછી રામબાબુએ શ્રીરામકૃષ્ણજીને મિષ્ટાન્ન વગેરે જમાડીને તેમની સેવા કરી. હવે તેઓ દક્ષિણેશ્વર પુનરાગમન કરવાને તત્પર થયા. મણિ પાસેથી કાન ટોપી અને બનાત લઇને ધારણ કર્યાં, અને પોતાના શિષ્યો સહિત ગાડીમાં બેઠા. રામબાબુ તથા બીજા ભક્તો તેમને ગાડીમાં બેસાડવા આવ્યા હતા. મણિ પણ મહારાજશ્રીની સાથે ગાડીમાં બેઠો અને બધા દક્ષિણેશ્વર તરફ જવા લાગ્યા.



# खंड चुवालीशमो

## હૃદયસ્પર્શી કીર્તન અને શ્રીરામકૃષ્ણને અશ્રુપાત




રામકૃષ્ણ કાલીમંદિરમાં પોતાના હમેશના ઓરડામાં નાના ખાટલા ઉપર બેઠા બેઠા ભજન સાંભળતા હતા. બ્રહ્મસમાજવાળા ત્રૈલોક્ય બાબુ સંગીત કરતા હતા.

ઈ૦ સ૦ ૧૮૮૪ ના માર્ચ માસની બીજી તારીખ, ફાગણ સુદ પાંચમ અને રવિવાર છે. શિષ્યો જમીન ઉપર બેઠા છે અને ગાયન સાંભળે છે;–નરેન્દ્ર, ( મિત્ર ), માસ્તર, ત્રૈલોક્ય વગેરે અનેક ભક્તો બેઠેલા છે.

નરેન્દ્રના પિતા કલકત્તાની વડી અદાલત ( હાઈકોર્ટ ) ના વકીલ હતા; તે પરલોકવાસી થયા પછી તેને કુટુંબના ગુજરાન માટે વિપત્તિ પડતી હતી; એટલે સુધી કે કોઈ કોઈ વાર તેમને ખાવાનું પણ પૂરૂં મળતું નહિ. આ બધી ઉપાધિને લીધે નરેન્દ્ર મોટી આફતમાં હતો.×

શ્રીરામકૃષ્ણજીની તબીયત તેમનો હાથ ભાગી ગયો તે દિવસથી સારી રહેતી નથી. ઘણા દિવસસુધી તેમને હાથ ઉપર બંધ બાંધી રાખવા પડયા હતા.

ત્રૈલોક્ય માતાની સ્તુતિનાં પદ ગાતો હતો; તેમાં એવું આવતું હતું કેઃ—

“ હે મા ! મને તારા ખોળામાં છુપાઈ રહેવા દે. તારા મોં સામે જોઈને હું તને મા ! મા ! કહીને બોલાવું; તારા નેત્ર સામે નેત્ર મિલાવીને તારૂં સૌન્દર્ય અનિમેષ નેત્રે જોયા કરૂં અને મહા યોગનિદ્રામાં લીન થઈને ચિદાનંદ રસમાં ડૂબી જાઉં; એટલું હું ઇચ્છું છું.

જગતને જોતાં, અને તેને લગતી વાતો સાંભળતાં મને ડર લાગે છે, મારૂં હૃદય

× સ્વામી વિવેકાનંદજીનું પૂર્વાશ્રમમાં નામ નરેન્દ્ર હતું. એમનું વિસ્તૃત–છતાં અત્યંત આનંદ અને બોધદાયક ચરિત્ર આ સંસ્થા તરફથી નીકળેલું છે; જેમાં અહિં જે આફત વિષે જણાવ્યું છે તે વિષે તેમજ બીજી અનેક જાણવા જેવી હકીકતો વિષે વિગતવાર જણાવેલું છે. મંત્રી. સ. સા.

કંપી ઉઠે છે; માટે હે મા ! મને છાતી સરસો દાબી દે અને તારી સાડીના છેડાવડે મને ઢાંકી દે.”

આ સંગીત સાંભળતાં શ્રીરામકૃષ્ણનાં નેત્રમાંથી પ્રેમાશ્રુ ટપકવા લાગ્યાં. ‘આહા! કેવો ભાવ !’ એવો ઉદ્‌ગાર તેમના મુખમાંથી નીકળી પડયો.

ત્રૈલોકયે બીજું ગાયન નીચલા ભાવનું ઉપાડયું:—

“ મારી લજ્જાનું નિવારણ કરનાર શ્રીહરિ ! તું મારા તરફ નજર કર કે જેથી મારા મનની ઇચ્છા પૂર્ણ થાય.

હે ભગવાન ! તારા વિના ભકતની આબરૂ સાચવનાર બીજો કોઇ નથી. તુંજ મારો પ્રાણપતિ છે; મારો પ્રાણાધાર છે; અસલથીજ તારો હું ગુલામ છું.

તારા ચરણકમળનેજ સર્વસ્વ માનીને મેં જાતિ અને કુળનો ત્યાગ કર્યો છે અને લજ્જા તથા ભયને તિલાંજલિ આપી છે. તારા રાહમાં ભટકતો મુસાફર બન્યો છું. હવે હું બીજે કયાં જાઉં ?

તારી ખાતર મારા ઉપર કેટલાંય કલંક ચડયાં છે. લોકો પુષ્કળ નિંદા કરે છે અને સમાજમાં ઘણું માઠું બોલાય છે. હું તને ચાહું છું તેથી ઘેરે ઘેર તારી મશ્કરી અને નિંદા થાય છે.

મારી લજ્જા અને પ્રતિષ્ઠા સર્વ તારા હાથમાં છે; તેને જાળવવાં અથવા ન જાળવવાં એ સર્વ તારે શિર છે. તારા દાસનું માનભંગ થશે તો તેમાં તારૂં માન-ભંગ થશે.

હે મારા હૃદયનાથ ! તારાજ માનથી હું મગરૂર થઈ શકું તેમ છું.

મેં ઘરનો ત્યાગ કર્યો છે અને હે હરિ ! હું તારામાં લીન થયો છું. હવે તો મને તારા શ્રીચરણમાં સ્થાન આપ.

હે મારા પ્રાણપ્રિય બંધુ ! મને હમેશની માફક રોજ રોજ તારૂં પ્રેમામૃત પાતો રહેજે અને પ્રેમદાસનું પરિત્રાણ કરજે.”

શ્રીરામકૃષ્ણજીના નેત્રમાંથી અશ્રુધારા વહેતી હતી. ખાટલા ઉપરથી ઉતરીને જમીન પર આવીને બેઠા અને રામપ્રસાદની મસ્તીમાં આવીને બોલ્યા:—

“સુયશ અને અપયશ, શુભ અને અશુભ એ સર્વે તમારૂં છે. હે રસેશ્વરી ! રસ-પાન કરાવતાં કરાવતાં તું રસભંગ શામાટે કરે છે ?”

પછી તેમણે ત્રૈલોકયને કહ્યું, આહા ! તમારૂં સંગીત કેવું હૃદયસ્પર્શી છે ? જે સમુદ્રસુધી જઇ આવ્યો છે તેજ સમુદ્રનું જળ બીજાને બતાવી શકે છે !

પછી ત્રૈલોકયે એ નીચલા ભાવનું એક બીજું પદ ગાવા માંડયું—

“ હે પ્રભો ! તમે પોતે નાચો છો, પોતે ગાઓ છો અને પોતેજ તાલ બજાવો છો. મનુષ્ય તો સાક્ષીજ છે અને ભૂલથીજ “હું” અને “મારૂં” માની લે છે.

મનુષ્યનું જીવન ઈન્દ્રજાળના પૂતળા જેવું છે. વસ્તુતઃ તેને અસ્તિત્વજ નથી, કર્તા હર્તા તમેજ છો. દેહરૂપી યંત્રને ચલાવનાર તમે છો—આત્મારૂપી રથના તમે સારથી છો.

જીવ પોતાને સ્વતંત્ર માનીને કેવળ પાપનોજ ભાગી થાય છે. પ્રાણને પ્રાણુ અર્પનાર, હૃદયના સ્વામી, સર્વના મૂળ આધાર તમેજ છો. તમે તમારા સામર્થ્યવડે પાતકીને પણ સાધુ બનાવી દો છો."

સંગીત પૂર્ણ થયું અને હવે શ્રીરામકૃષ્ણ બોલવા લાગ્યા.

## જગત્‌રૂપે પણ પ્રભુજ વિસ્તરેલા છે.

શ્રીરામકૃષ્ણઃ—હરિજ સેવ્ય છે અને સેવક પણ હરિજ છે એવો ભાવ થવો એ પૂર્ણ જ્ઞાનનું લક્ષણ છે. પ્રથમ તો નેતિ નેતિ એવો વિચાર કરતાં ઈશ્વર એકલોજ સત્ય પદાર્થ અને બીજું બધું મિથ્યા છે એવું જ્ઞાન થાય છે; પણ ત્યાર પછી એવી અવસ્થા આવે છે કે ઈશ્વરજ સર્વરૂપે દેખાય છે–માયા, જીવ અને જગત્ એ સર્વ તેજ છે. એકવાર અનુલોમ થયા પછી વિલોમ થાય છે. દાખલાતરીકે આપણે એક બીલું લઈએ. એ બીલાના ફળમાં ગર્ભ, બીજ અને છોડાં ત્રણ વસ્તુઓ છે. છોડાં અને બીઆંને નાખી દઈને આપણે માત્ર ગર્ભજ ખાવાના કામમાં લઈએ છીએ. પણ બીલાનું વજન જાણવું હોય તો બીલા અને છોડાને બાદ કરીએ તો ચાલે નહિ. એવીજ રીતે પ્રથમ જીવ અને જગત્‌નો ત્યાગ કરીને સચ્ચિદાનંદને પ્રાપ્ત કરી લેવો અને ત્યર પછી માલૂમ પડશે કે એ સચ્ચિદાનંદ જીવ અને જગત્‌થી ભિન્ન નથી; ગર્ભ, બીજ, અને છોડાં એ સર્વ એકજ પદાર્થમાંથી પેદા થએલાં છે—જેમ છાશનું માખણ અને માખણની છાશ. આ ઉપરથી કેટલાક એવી શંકા ઉઠાવે છે કે જગત્ તો અત્યંત અસત્ય અને જડ પદાર્થ છે; તેનું અને સચ્ચિદાનંદનું ઐક્ય કેવી રીતે સ્થાપિત થઈ શકે ? એનો જવાબ એ છે કે વીર્ય અને રજ બેઉ પ્રવાહી પદાર્થ છે; પણ તેમાંથીજ કઠિણ હાડકાં અને માંસ તૈયાર થાય છે. તેજ પ્રમાણે સચ્ચિદાનંદમાંથી જગત્ ઉત્પન્ન થઈ શકે છે.

એકવાર અખંડ સચ્ચિદાનંદસુધી પહોંચી જાઓ અને ત્યાર પછી નીચે જોશો તો બધું સમજાઈ જશે.

સંસારમાં તેના સિવાય બીજું કાંઈ છેજ નહિ; અને તે કાંઈ સંસારની બહાર નથી. જે કાંઈ છે તે તેજ છે. ગુરુપાસેથી વેદાંતનું અધ્યયન કર્યા પછી રામચંદ્રજીને વૈરાગ્ય ઉત્પન્ન થયો. તેમણે કહ્યું કે જો આ સંસાર સ્વપ્નવત્ છે તો તેનો ત્યાગ કરવો એજ ઉત્તમ છે. આ વાત સાંભળીને રાજા દશરથ ભયભીત થઈ ગયા. રામચંદ્રજીને સમજાવવા માટે તેમણે વસિષ્ઠ મુનિને તેડાવ્યા. વસિષ્ઠે પૂછ્યું કે હે રામ ! તમે

સંસારનો ત્યાગ કરવાની વાત શામાટે કરો છો ? ઈશ્વર સંસારથી ભિન્ન છે એવું તમે મને સમજાવી શકો છો ? સંસારની ઉત્પત્તિ ઈશ્વરમાંથી થઈ નથી એમ જો તમે મારી આગળ સિદ્ધ કરી શકતા હો તો ખુશીથી સસારનો ત્યાગ કરો. રામ વિચારમાં પડી ગયા અને વસિષ્ઠના પ્રશ્નનો ઉત્તર આપી શકયા નહિ.

તમામ તત્ત્વોનો આકાશ તત્ત્વમાં લય થઇ જાય છે. જ્યારે બીજી વાર સૃષ્ટિની ઉત્પત્તિ થવાનો સમય આવે છે ત્યારે આકાશ તત્ત્વમાંથી મહત્તત્ત્વ અને મહત્તત્ત્વમાંથી અહંકાર અને એ પ્રમાણે ક્રમે ક્રમે સૂક્ષ્મમાંથી સ્થૂળતર સૃષ્ટિની ઉત્પત્તિ થાય છે. અનુલોમ અને વિલોમનો એવો ક્રમ ચાલ્યોજ આવે છે. ભક્ત અખંડ સચ્ચિદાનંદને પણ માને છે તેમજ જીવ અને જગતને પણ સત્ય માને છે.

યોગીઓનો માર્ગ જરા એથી જૂદો પડે છે. તે પરમાત્માસુધી પહોંચી જાય છે અને ત્યાંથી પાછો ફરતો નથી. એ તો પરમાત્માની સાથેજ સયુક્ત થઈ જાય છે.

ભક્ત ત્રણ પ્રકારના હોય છે. અધમ ભક્ત કહે છે કે, 'ઈશ્વર ત્યાં છે.' એટલે તે આકાશમાં–ઘણે દૂર ઈશ્વરનું સ્થાન બતાવે છે. મધ્યમ ભક્ત કહે છે કે તે હૃદયમાં અંતર્યામીરૂપે રહેલો છે અને ઉત્તમ ભક્ત કહે છે કે તે ભિન્ન ભિન્ન રૂપે સર્વમાં દેખાય છે. જે જે આપણે જોઇએ છીએ તે ઈશ્વરમાં જૂદાં જૂદાં સ્વરૂપ છે. નરેન્દ્ર પહેલાં મશ્કરીમાં કહેતો કે તેજ સર્વ છે–' એટલે તે ઘડો એ છે અને ઘર પણ છે.' ( હસાહસ )

પરંતુ એકવાર તેનું દર્શન થયા પછી બધા સંશય ટળી જાય છે, સાંભળવું એ જૂદું છે અને સાક્ષાત્કાર કરવો એ જૂદું છે. માત્ર સાંભળ્યાથી સોળેસોળ આના વિશ્વાસ બેસતો નથી. સાક્ષાત્કાર થઇ ચૂકયા પછી વિશ્વાસમાં કોઇ જાતની ઉણપ રહેતી નથી.

---

## પરમહંસદેવની પોતાની અદ્ભુત હકીકત

ઈશ્વરનું દર્શન થયા પછી કર્મનો નાશ થઇ જાય છે. એજ કારણથી મારી પૂજા બૂજા બધું જતું રહ્યું છે. એકવાર હું કાલીમંદિરમાં માતાજીનું પૂજન કરવા ગયો હતો. એકાએક મને એવું દર્શન થયું કે જાણે બધુંજ ચિન્મય છે. પૂજાનાં પંચપાત્ર, ઘરનાં બારીબારણાં બધુંએ મને ચિન્મય દેખાવા લાગ્યું. મનુષ્ય, જીવજંતુ, બધાંએ ચિન્મય જણાવા લાગ્યાં. એમ થતાં હું ગાંડાની માફક ચારે દિશાએ પુષ્પ ફેંકવા લાગ્યો. જેના તરફ જોઉં તેની પૂજા કરૂં !

એકવાર હું મહાદેવજીનું પૂજન કરતો હતો. શિવલિંગ ઉપર બીલી ચઢાવતાં મને શિવની વિરાટ્ મૂર્તિનું દર્શન થયું. તે દિવસથી મારી શિવપૂજા બંધ થઇ.

ફૂલ તોડતાં તોડતાં મને એકાએક એવું દેખાયું કે જાણે આખું ઝાડ ફૂલનો તોરો ન હોય !

ત્રૈલોક્યઃ—આહા ! ઈશ્વરના રચના કેવી સુંદર છે !

શ્રીરામકૃષ્ણઃ—એમ નહિ. એ તો ટપ બધું જોઈ લેવું જોઇએ. હિસાબ કરતા હોઇએ તેમ કકડે કકડે જોવું એમ નહિ. એકવાર મેં જોયું કે એક એક ફૂલઝાડ જાણે એક એક તારો બનીને ઈશ્વરની વિરાટ્ મૂર્તિને શોભા આપી રહ્યું છે ! તે દિવસથી મેં ફૂલ તોડવાનું છોડી દીધું.

મનુષ્યને પણ હું બરાબર તેજ પ્રમાણે જોઉં છું. તેજ ( ઈશ્વર ) જાણે મનુષ્યના શરીરને લઇને નૃત્ય કરતો ફરતો ન હોય એવું મને દેખાય છે. અથવા જાણે નદીનાં મોજાં ઉપર તકીઓ તરતો હોય અને ઉંચાનીચા થતા તરંગની સાથે જાણે તકીઓ પણ ઉંચો નીચો થતો ચાલ્યો જતો હોય એવું મને દર્શન થાય છે. મોજાંનો આઘાત થવા લાગતાં ઉંચો થાય અને તે બેસી જાય ત્યારે નીચે ઉતરી જાય એવી રીતે મનુષ્યના શરીરના ખેલ હું જોઇ શકું છું.

× × × × ×

× × × × ×

( જરા હસીને ) મને પણ થોડી થોડી વાસના છે. હું માને કહું છું કે **'મા ! મને કામિનીકાંચનનો ત્યાગ કરનાર સત્ પુરુષનો સમાગમ કરાવ.'** મને જ્ઞાની અને ભક્તોનો સંગ કરવાની ઇચ્છા છે-માટે મને જરા શક્તિ આપ-જરા હાલતો ચાલતો કર-કે અહિં તહિં જઇ શકું.

ત્રૈલોક્યઃ—તમારી ઇચ્છા પૂર્ણ થઇ ગઈ કે ?

શ્રીરામકૃષ્ણઃ—ના, જરા બાકી છે. શરીર તો બે દિવસને માટે છે. જ્યારે મારો હાથ ભાગી ગયો ત્યારે મેં માને કહ્યું કે મા ! મને ઘણું વાગ્યું છે એમ કહેતાં મને એવું દર્શન થયું કે જાણે એક ગાડી અને તેને ચલાવનાર ઈજનેર મારી સામે ઉભાં છે ! ગાડીનો એક સ્ક્રુ નીકળી ગયો છે ! ઈજનેર જેમ ચલાવે છે તેમ ગાડી ચાલે છે. ગાડીમાં પોતાની કશી શક્તિ છેજ નહિ.

## સુખદુઃખવિષે ચર્ચા

નરેન્દ્ર શ્રીરામકૃષ્ણની સામે ભોંય ઉપર બેઠો છે.

શ્રીરામકૃષ્ણઃ—( ત્રૈલોક્ય તથા બીજા શિષ્યોને ) "દેહનાં સુખદુઃખ" તો છેજ. જુઓને આ નરેન્દ્ર ! બાપ ગુજરી ગયો છે-ઘેર અત્યંત દુઃખ ભોગવે છે; એ દુઃખ દૂર કરવાનો કશો ઉપાયજ નથી. તે ( ઈશ્વર ) કોઇવાર સુખમાં રાખે છે તો કોઇ વાર દુઃખમાં રાખે છે.

ત્રૈલોક્યઃ—વારૂ પણ ઈશ્વરની દયા ( નરેન્દ્ર ઉપર ) ક્યારે થશે ?

શ્રીરામકૃષ્ણઃ—( હસીને ) કોણ જાણે ક્યારે થશે ? કાશીમાં અન્નપૂર્ણાક્ષેત્ર છે,

ત્યાં કોઇ ભૂખ્યું રહેતું નથી એ વાત ખરી; પણ કોઈ કોઇને તો છેક સાંજસુધી વાટ જોઇને બેસી રહેવું પડે છે !

ઉપલી વાતશ્રીરામકૃષ્ણ ઇશ્વર પ્રતિ જરા રીસ ચડાવીને બોલ્યા અને નરેન્દ્ર તરફ સ્નેહભરી દૃષ્ટિથી જોવા લાગ્યા.

નરેન્દ્રઃ—હું નાસ્તિકવાદ શીખ્યો છું.

શ્રીરામકૃષ્ણઃ—બેઉ મત છે. આસ્તિક અને નાસ્તિક. નાસ્તિકવાદ માનવો ત્યારે આસ્તિકવાદ પણ શામાટે ન માનવો ? જેમણે પૂર્વજન્મમાં પુણ્યદાન કર્યાં હોય તેઓજ ધનવાન જન્મે છે; તોપણ એટલું સ્મરણમાં રાખવું જોઇએ કે આ સંસાર તેની માયાની સૃષ્ટિ છે; માયાના કાર્યમાં અનેક પ્રકારના નહિ સમજાય એવા દેખીતા ગોટાળા જોવામાં આવે છે. ઇશ્વરનું કાર્ય સમજી શકાતું નથી. ભીષ્મપિતા બાણ-શય્યા ઉપર સૂતા હતા અને પાંડવો શ્રીકૃષ્ણની સાથે તેમને જોવા આવ્યા હતા. આવીને થોડીવાર બેઠા પછી તેઓના જોવામાં આવ્યું કે ભીષ્મનાં નેત્રમાંથી આંસુની ધાર ચાલી જાય છે; તેથી તેમણે શ્રીકૃષ્ણને કહ્યું કે, હે કૃષ્ણ ! આ કેવું આશ્ચર્યજ-નક છે ! ભીષ્મ જે આઠ વસુમાંના એક છે, જેની કોટિનો જ્ઞાની અત્યંત વિરલ છે તે માયાને વશ થઇને મૃત્યુની પળે રૂએ છે ! શ્રીકૃષ્ણે ઉત્તર આપ્યો કે તમે ધારો છો તેમ ભીષ્મ માયાને વશ થઇને રડતા નથી. એમના અશ્રુપાતનું ખરું કારણ તમે એમનેજ પૂછી જુઓ. ભીષ્મને પૂછી જોતાં તેમણે કહ્યું કે, હે કૃષ્ણ ! ઇશ્વરના કાર્યનો ભેદ હું સમજી શકતો નથી. હું એટલા માટે રડું છું કે આ પાંડવોની સાથે સાક્ષાત્ નારાયણ ફરે છે તોપણ તેમના ઉપર વિપત્તિ હજી પડયાજ કરે છે ! જ્યારે હું આ બાબતવિષે વિચાર કરું છું ત્યારે મને એમજ લાગે છે કે ઇશ્વરનું કાર્ય અત્યંત ગૂઢ છે.

મને તેણે સમજાવી દીધું છે કે પરમાત્મા, જેને વેદમાં શુદ્ધ આત્મા કહ્યો છે તેજ માત્ર સુમેરૂની માફક અચળ છે, તેજ નિર્લિપ્ત છે, તેજ સુખદુઃખ ઇત્યાદિ દ્વન્દ્વોથી પર છે. તેની માયાથી સૃષ્ટિમાં આપણી દૃષ્ટિને અનેક પ્રકારના ગોટાળા જણાય છે–આના પછી આ અને પેલાના પછી હેલું એમ ચાલ્યાજ કરે છે. તેનું વર્ણન થઇ શકે એમજ નથી.

સુરેન્દ્રઃ—( હસીને ) પૂર્વજન્મમાં પુણ્યદાન કર્યાથી આ અવતારમાં ધન પ્રાપ્ત થતું હોય તો આપણે પુણ્યદાન કરવાં જોઇએજ.

શ્રીરામકૃષ્ણઃ—હા, જેમને ઇશ્વરે ધન આપ્યું છે તેમણે દાન કરવુંજ જોઇએ.

એક દિવસે જયગોપાલ અહિં આવ્યો હતો. ભાડાની ગાડી કરીને આવ્યો હતો. ગાડી જોઇ હોય તો ભાગલી તુટલી; ઘોડા જોયો હોય તો કચરાપટ્ટીનાં ગાડાં ખેંચવા લાયક ! ગાડીવાન પણ દવાખાનામાં મોકલવા જેવો ! અને મારે માટે બે સડેલાં

દાડમ લાગ્યો હતો ! ( હસાહસ )

## શશધર પંડિત સાથે જ્ઞાનચર્ચા

શ્રીરામકૃષ્ણ પોતાના શિષ્યોની સાથે પોતાના હમેશના રહેવાના ઓરડામાં જમીન ઉપર બેઠા છે. તેમની જોડાજોડ શશધર પંડિત બેઠા છે. પરમહંસજી પંડિત પદ્મલોચનવિષે ચર્ચા કરી રહ્યા છે. એ પદ્મલોચન પંડિત વર્ધમાન ( બરદ્વાન )ના રાજાના સભાપંડિત હતા. બપોરના ચાર વાગ્યાનો સુમાર થયો છે. તા. ૩૦–૬–૮૪ અને સોમવાર છે. ૭ દિવસ અગાઉ રથયાત્રાને દહાડે પરમહંસજી અને શશધર પંડિતનો સમાગમ કલકત્તામાં પંડિતને પોતાને ઘેર થયો હતો. આજે પંડિત તેમને મળવાને દક્ષિણેશ્વર આવ્યા છે. તેમની સાથે શ્રીયુત ભૂધર ચટ્ટોપાધ્યાય તથા તેમના મોટાભાઇ આવ્યા છે.

શશધર પંડિત જ્ઞાનમાર્ગી છે. જે નિત્ય છે તેનીજ આ બધી લીલા છે. એ વાત શ્રીરામકૃષ્ણ પંડિતને સમજાવે છે. આ વાત કહેતાં કહેતાં શ્રીરામકૃષ્ણ ભાવોન્મત્ત અવસ્થામાં આવી જઇને બોલવા લાગ્યા. તેમણે પંડિતને કહ્યું–બાપુ ! બ્રહ્મ સુમેરુવત્ અટળ અને અચળ છે; પણ જે 'અચળ' છે તે ચળ પણ થાય છે.

આટલું બોલતાં બોલતાંમાં તે પ્રેમોન્મત્ત બની ગયા અને પોતાના અત્યંત સુમધુર કંઠથી ઉપરાઉપરી ભજન ગાવા લાગ્યા.

"મા એવી પ્રતાપશાળી છે કે જેનું નામ જપીને મહાદેવજી વગર ઇજાએ હલાહલ પી ગયા છે. જે પોતાના એક કટાક્ષવડે સૃષ્ટિ, સ્થિતિ અને પ્રલય કરે છે, જેના ઉદરમાં અનંત બ્રહ્માંડ સમાઇ જાય છે, જેના આશ્રયથી દેવતાઓ સલામત રહ્યા છે અને દેવોના દેવ મહાદેવજી જેના ચરણમાં લોટી પડે છે.

મા ! હું તો 'જયકાલી' બોલીને તારા નામરૂપી અમૃતનુંજ પાન કરૂં છું. તારા નામરૂપી મદ્ય પીને હું ઉન્મત્ત બન્યો છું અને ઉન્મત્તની માફક બોલું છું.

ગુરુમંત્રરૂપી બીજ લઇને તેમાં સાધનરૂપી મશાલો ઉમેરૂં છું. જ્ઞાનરૂપી મદિરા કલાલની દુકાનેથી પીને મારૂં મન ઉન્મત્ત થઇ ગયું છે."

કાલીરૂપી ધન શું બધા લોકો પ્રાપ્ત કરી શકે છે ? કાલી એ કેવો પદાર્થ છે તે મૂર્ખ મન સમજી શકતું નથી. કાલી તો શિવને પણ અસાધ્ય છે. હે મન ! તેના રતુમડા ચરણમાં તું લીન થઈ જા."

હવે મહારાજની ભાવાવસ્થા ઉતરવા આવી હતી. તેઓ ગાતા બંધ થયા અને થોડીવાર શાંત થઇને બેસી રહ્યા. પછી તે ઉઠીને પોતાને બેસવાના નાના ખાટલા ઉપર જઇને બેઠા.

પંડિત તેમનું ભજન સાંભળીને મુગ્ધ બની ગયા. તેમણે અત્યંત નમ્રતાથી મહા-

રાજને પૂછયું, 'હજી બીજાં ભજન ગાવા વિચાર છે?'

થોડીવાર પછી તેમણે પાછું નીચલા ભાવવાળું ભજન ગાવા માંડયું.

"શ્યામાના ચરણરૂપી આકાશમાં મારા મનરૂપી પતંગ ઉડવા લાગ્યો હતો; પણ પાપરૂપી પ્રતિકૂળ પવન લાગતાં તે ગોથું ખાઇને નીચે પડી ગયો.

મેં મારો પ્રાણ તારા અભય ચરણમાં મૂકયો છે, હવે મને લેશમાત્ર પણ યમનો ભય નથી.

કાલીના નામરૂપી મહામંત્ર સાથે મેં મારા આત્માને બાંધી રાખ્યો છે. મેં શિવજીની દુકાને મારો દેહ વેચીને દુર્ગાનું નામ ખરીદ્યું છે.

"દુર્ગાનું નામ ખરીદ્યું છે" એ બોલ બોલતાં બોલતાં શ્રીરામકૃષ્ણજીનાં નેત્રમાંથી પ્રેમાશ્રુની ધારા ટપકવા લાગી. ત્યાર પછી તેઓ પુનઃ ગાવા લાગ્યા—

"મેં કાળીના નામરૂપી કલ્પવૃક્ષ મારા હૃદયમા રોપ્યું છે. મારા દેહમાં છ દુષ્ટ શત્રુ રહેતા હતા તેમને મેં દૂર કર્યા છે. રામપ્રસાદ કહે છે કે મારે યાત્રા કરવાની જરૂર નથી. હું તો દુર્ગાનું નામ લઇને ઘેર બેઠાં યાત્રા કરૂં છું.

હે મન! તારે કોઇની પાસે જવાની જરૂર નથી. તું તારા પોતાનામાંજ લીન થઇ જા. તારા પોતામાંજ તપાસ કરવાથી તને ખરેખરી ચાવી હાથ લાગશે; માટે તું તારૂંજ અંતઃપુર ખોળી વળ."

## જ્ઞાન અને વિજ્ઞાન–સાક્ષાત્કાર પામેલો જ્ઞાની કેવો હોય

શશધર પંડિત વેદ ઉપનિષદ્ વગેરે શાસ્ત્રોમાં પારંગત છે. અત્યારે તે પરમહંસજી પાસે બેઠા છે. રામકૃષ્ણ નાના ખાટલા ઉપર બેઠા બેઠા તેમની સામે જોઇ રહ્યા છે અને અનેક પરચુરણ વાતોને મિષે તેમને ઉપદેશ આપે છે.

શ્રીરામકૃષ્ણ:—વેદ, ઉપનિષદ્ વગરે અનેક શાસ્ત્રો છે, પણ સાધન કર્યાં વગર–**તપશ્ચર્યા કર્યા વગર ઈશ્વરપ્રાપ્તિ થઇ શકતી નથી.**

ઇશ્વર ષડ્દર્શનવડે અથવા વેદ કે તંત્રવડે મળતો નથી.

માટે શાસ્ત્રોમાં જે લખ્યું છે તે જાણી લઇને તે પ્રમાણે કાર્ય કરવાની જરૂર છે. એક માણસના ઉપર કોઇ સગાનો કાગળ આવ્યો હતો, પણ તે ખોવાઈ ગયો તેથી તે દીવો લઇને ખોળવા લાગ્યો. બે ત્રણ જણે મળીને આખરે તે ચિઠ્ઠિ ખોળી કહાડી. તેમાં લખ્યું હતું કે પાંચશેર મીઠાઈ અને એક તાકો કાપડનો મોકલજો. આ કાગળ વાંચીને તેણે ફાડી નાખ્યો! જાણી લીધું કે પાંચશેર મીઠાઇ અને એક તાકો કાપડ મંગાવ્યાં છે! પછી કાગળની શી જરૂર હતી?

વાંચવા કરતાં મનન શ્રેષ્ઠ છે અને મનના કરતાં અનુભવ શ્રેષ્ઠ છે. **ગુરુને મોઢેથી અથવા સાધુ પુરુષોને મોઢેથી ઇશ્વરીય તત્ત્વ સાંભળ્યાથી તે હૃદયમાં સારી**

**રીતે ઠસી જાય છે; અને શાસ્ત્રના અભ્યાસની નકામી માથાફોડ કરવાની જરૂર રહેતી નથી.**

હનુમાને એક પ્રસંગે કહ્યું હતું કે, ભાઇ ! હું તિથિ, નક્ષત્ર, વાર એમાંનું કાંઇ જાણતો નથી, માત્ર રામનુંજ ચિંતન કરૂં છું.

સાંભળવા કરતાં સાક્ષાત્કાર કરવો એ ઘણે દરજ્જે શ્રેષ્ઠ છે. સાક્ષાત્કારથી તમામ પ્રકારના સંદેહ ટળી જાય છે. શાસ્ત્રમાં ઇશ્વિર સંબંધે ઘણુંએ લખેલું તો છે. પણ તેથી કાંઇ તેનો સાક્ષાત્કાર થતો નથી. સાક્ષાત્કાર થયા વગર–તેના ચરણકમળની શુદ્ધ ભક્તિ વગર–ચિત્ત શુદ્ધિ થયા વગર બધીએ પંડિતાઇ મિથ્યા છે. પંચાંગમાં વીશ બેડાં પાણી લખ્યું હોય, પણ પંચાંગ નીચોવીએ તો તેમાંથી એક ટીપું પાણી પણ મળે નહિ ! એક ટીપું ! ના, એક ટીપું પણ નહિ !

શાસ્ત્રની બાબતોવિષે વાદવિવાદ કરવાની વૃત્તિ ક્યાંસુધી રહે છે ! જ્યાંસુધી ઇશ્વિરનો સાક્ષાત્કાર ન થયો હોય ત્યાંસુધીજ. ભમરો ક્યાંસુધી ગણગણે છે ? ફૂલ ઉપર ન બેઠો હોય ત્યાંસુધી. ફૂલ ઉપર બેસીને મધ ચૂસવા માંડે એટલે જરા પણ અવાજ કરતો નથી.

છતાં એમ પણ બને છે કે ઇશ્વિરનો સાક્ષાત્કાર થયા પછી પણ વાત કરવાનો અવકાશ રહે છે; પણ તે માત્ર ઇશ્વિરના સમાગમથી મળતા આનંદવિષેજ. જેમ મદ્યપાનથી ઉન્મત્ત થએલો માણસ ‘ જયકાલી ’ બોલે છે અથવા ભમરો મધ ચૂસ્યા પછી મૃદુ મૃદુ સ્વરે ગણગણાટ કરે છે તેમ સાક્ષાત્કાર થયા પછી પણ કોઇ કોઇ વાર ઉદ્ગાર નીકળી જાય છે.

આ પ્રમાણે વિજ્ઞાનીની અવસ્થાનું વર્ણન કરતાં શ્રીરામકૃષ્ણજી પોતાનીજ અવસ્થા વિષે ઇસારો કરતા હતા.

જ્ઞાની નેતિ નેતિ એવો વિચાર પ્રથમ કરે છે અને એવો વિચાર કરતાં કરતાં તેને માલૂમ પડે છે કે જ્યાં જ્યાં આનંદ પ્રાપ્ત થાય છે ત્યાં ત્યાં બ્રહ્મજ છે.

પ્રશ્ન પૂછ્યા વગર જ્ઞાની લોકો વાત કરતા નથી. પોતાની મેળે તેઓ તો એટલુંજ પૂછે કે કેમ છો ? કુશળ છો ? તેઓ તદ્દન ઓલીઆ જેવા હોય છે. શરીર ઉપર વસ્ત્રજ કાં તો ખસી ગયું હોય. કાંતો નાના બાળકની માફક વસ્ત્ર બગલમાંજ રાખ્યું હોય ?

‘ઇશ્વિર છે’ એટલું જેણે જાણી લીધું છે તેનું નામ જ્ઞાની; અગ્નિ કાષ્ઠમાં જરૂર છે એવું જે જાણે છે તેનું નામ જ્ઞાની; પણ એ કાષ્ઠમાંથી અગ્નિ ઉત્પન્ન કરીને તે વડે રસોઇ કરીને જે જમે છે તેનું નામ વિજ્ઞાની. વિજ્ઞાનીના આઠે પાશ મુક્ત થઈ ગયા હોય છે–કામ ક્રોધ વગેરેના આકાર માત્રજ રહ્યા હોય છે.

પંડિતઃ—**भिद्यते हृदयग्रंथि छिंद्यंते सर्वसंशयाः ।**

અર્થાત્ હૃદયની ગ્રંથિઓ કપાઇ જાયછે અને તમામ પ્રકારના સંશય ટળી જાય છે.

શ્રીરામકૃષ્ણઃ—હા, બરાબર. એકવાર સમુદ્રમાં એક વહાણુ જતું હશે. એકાએક તેના ખીલા સ્ક્રુ, લાકડાં, એ છૂટાં પડી ગયાં. તેની પાસે એક લોહચુંબકનો ખડક હતો. તેના આકર્ષણથી તમામ લોઢાની ચીજો ખેંચાઇને છૂટે છૂટી થઇ ગઈ.

હું કૃષ્ણકિશોરને ઘેર કોઇ કોઇવાર જાઉં છું. એકવાર હું તેને ઘેર ગયો ત્યારે મને તેણે કહ્યું કે, પાન ખાશો ! મેં કહ્યું, હા, પાન પણુ ખાઇશ, અરીસામાં મોં પણુ જોઇશ, અને સ્ત્રીઓની વચમાં દિગંબર થઇને નાચીશ પણુ ખરો ! કૃષ્ણકિશોરની સ્ત્રી તેને ઠપકો આપવા લાગી અને કહ્યું કે, તમે આ શું બોલ્યા ? રામકૃષ્ણને આવું પૂછાય ?

એવી અવસ્થા થયા પછી કામ, ક્રોધ વગેરે દબાઇ જાય છે. શરીરમાં કશો વિકાર રહેતો નથી. બહારથી તો તે બીજા લોકોના શરીર જેવું દેખાય છે ખરું, પણુ અં-દરથી તે નિર્મળ બની ગયું હોય છે અને તેની જડતા જતી રહે છે.

એક શિષ્યઃ—ઇશ્વરનું દર્શન થયા પછી શરીર રહે ખરું ?

શ્રીરામકૃષ્ણઃ—પ્રારબ્ધ પ્રમાણે અમુક કર્મ કરવાની ખાતર કે લોકોને ઉપદેશ આપવા ખાતર ટકી રહે છે. યોગ્ય રીતે તીર્થયાત્રામાં સ્નાન કરવાથી પાપ ધોવાય છે, પણુ આંખનો અંધાપો જતો નથી. તેજ પ્રમાણે ઇશ્વરનું દર્શન કર્યા પછી જન્મમરણુ ટળી જાય છે અને કામ ક્રોધાદિ વિકાર દગ્ધ થઇ જાય છે, તોપણુ પ્રારબ્ધ કર્મનો ઉપભોગ તો તેવાં કર્મના પ્રમાણુમાં એક અથવા અમુક જન્મસુધી કરવોજ પડે છે.

વિજ્ઞાની હમેશાં ઇશ્વરનેજ જુએ છે તેથીજ તેનો સ્વભાવ ભોળો અને ઓલીઆ જેવો હોય છે. ઉઘાડી આંખે પણુ તે ઇશ્વરનું દર્શન કરે છે અને કોઇવાર નિત્ય-માંથી લીલામાં તો કોઇવાર લીલામાંથી નિત્યમાં સંક્રમણુ કરે છે.

પંડિતઃ—એ સમજાયું નહિ.

શ્રીરામકૃષ્ણઃ—પ્રથમ તો તે નેતિ નેતિ એવો વિચાર કરતાં કરતાં નિત્ય અખંડ સચ્ચિદાનંદસુધી પહોંચી જાય છે. જ્ઞાની પ્રથમ એવો વિચાર કરે છે કે બ્રહ્મ જીવ નથી, જગત્ નથી, ચોવીશ તત્ત્વો નથી. એમ બાદબાકી કરતાં કરતાં તેઓ બ્રહ્મનેજ નિરપેક્ષ સચ્ચિદાનંદ સ્વરૂપ જાણી લે છે; અને તેમ જાણ્યા પછી તેને સમજાતું જાય છે કે સર્વ નાના પ્રકારનાં રૂપ બ્રહ્મનાંજ છે. બ્રહ્મજ જીવ, જગત્ અને ચોવીશ તત્ત્વરૂપે થએલો છે.

પંડિતઃ—( ભૂધર ચટ્ટોપાધ્યાયને ) આ તમારાથી સમજાયું ? એ સમજવું બહુ મુશ્કેલ છે.

શ્રીરામકૃષ્ણઃ—જો માખણુ છે તો છાશ પણુ છે. માખણનો વિચાર કરવા જતાં

સાથે સાથે છાશનો વિચાર પણ આવી જાય છે; કેમકે છાશ વિના માખણ નિકળેજ શામાંથી ? એવીજ રીતે નિત્યને માનવા જતાં જગતરૂપી તેની લીલાને પણ માનવીજ પડે છે. અનુલોમ પણ છે અને વિલોમ પણ છે. સાકાર એ તેનું ચિન્મય સ્વરૂપ છે અને નિરાકાર અખંડ સચ્ચિદાનંદ છે.

તેજ બધાં રૂપ ધારણ કરે છે. જગત્‌માં જે કાંઇ છે તે તેજ છે. તેથીજ વિજ્ઞાનીને મન સંસાર ઉપર દ્વેષ રહેતો નથી. રામપ્રસાદે 'સંસારને શંકાનો પડદો' કહેવાથી એક માણસે જવાબમાં લખ્યું છે કે—

"આ સંસાર તો આનંદનું સ્થાન છે. હે કેદી ! તારામાં બુદ્ધિ નથી તેથી તું ઉપરચોટીયુંજ સમજી શકે છે.

જનક રાજા મહાપ્રતાપશાળી હતો. તેને કોઇ વાતની ઉણપ ન હતી. તે બેઉ બાજુએ–સંસાર તરફ તેમજ ઇશ્વર તરફ–નજર રાખતો અને મજા કરતો."

વિજ્ઞાની ઇશ્વરની સાથે વિશેષરૂપે આનંદ કરે છે. કોઇ દૂધવિષે જાણે છે, તો કોઇ દૂધ જુએ છે, અને કોઇ દૂધ પીએ છે. વિજ્ઞાની દૂધ પીએ છે અને પીને આનંદ તથા પુષ્ટિ પ્રાપ્ત કરે છે.

ત્યાર પછી શ્રીરામકૃષ્ણ થોડીવાર શાંત રહ્યા અને પંડિતને કહ્યું કે તંબાકુ પીવાની ઇચ્છા હોય તો પીઓ. પંડતજી અગ્નિકોણ તરફના લાંબા ઓટલા ઉપર બેસીને તંબાકુ પીવા લાગ્યા.

---

## ત્રણ પ્રકારના આનંદ–જીવન્મુક્તનો અહંભાવ કેવો હોય છે ?

પંડિતજી પાછા આવ્યા અને શિષ્યોની સાથે જમીન ઉપર બેઠા. શ્રીરામકૃષ્ણ ખાટલા ઉપર બેઠા બેઠા વાતો કરવા લાગ્યા.

શ્રીરામકૃષ્ણ:—આનંદ ત્રણ જાતનો હોય છે:–વિષયાનંદ, ભજનાનંદ અને બ્રહ્માનંદ. જેમનો આનંદ કામિનીકાંચનના ઉપભોગમાંજ મર્યાદિત થએલો છે તેઓના આનંદને વિષયાનંદ કહે છે. ઇશ્વરના પવિત્ર નામનું અથવા તેના ગુણનું કીર્તન કરવાથી પ્રાપ્ત થતા આનંદને ભજનાનંદ કહે છે. અને ભગવાનના દર્શનથી જે આનંદ પ્રાપ્ત થાય છે તેને બ્રહ્માનંદ કહે છે. બ્રહ્માનંદનો ઉપભોગ કર્યા પછી ઋષિમુનિઓ પોતાની મરજી મુજબ વર્તન કરતા હતા.

ચૈતન્ય ભગવાનની ત્રણ પ્રકારની અવસ્થાઓ હતી–અંતર્દશા, અર્ધબાહ્યદશા અને સંપૂર્ણ બાહ્યદશા. અંતર્દશામાં તે ભગવાનનાં દર્શન કરીને સમાધિસ્થ થઇ જતા અથવા જડસમાધિમાં લીન થઇ જતા. અર્ધબાહ્યદશામાં તેમને કેટલીક શુદ્ધિ રહેતી અને સંપૂર્ણ બાહ્યદશા વખતે ભગવાનના નામનું અને ગુણનું કીર્તન કરતા.

હાજરા:—(પંડિતને) હવે તમારી તમામ શંકાઓ દૂર થઇ હશે.

શ્રીરામકૃષ્ણ:—સમાધિ કોને કહેવાય તે જાણોછો ? **यत्र यत्र मनो याति तत्र तत्र समाधय:** જ્યાં જ્યાં મન લીન થઇ જાય ત્યાં ત્યાં સમાધિ થઇ કહેવાય. જ્ઞાનીની નિર્વિકલ્પ સમાધિ હોય છે—એવી અવસ્થામાં તેમનામાં અહંભાવ રહેતો નથી. ભક્તિ-યોગવડે પ્રાપ્ત થતી સમાધિને સવિકલ્પ સમાધિ કહે છે. એવી અવસ્થામાં સેવ્યસેવક-ભાવનું સ્મરણ રહે એટલા પૂરતો અહંભાવ રહી જાય છે. ઇશ્વિર રસરૂપ છે અને ભક્ત રસિક એટલે રસનો ભોક્તા છે; અથવા ઇશ્વિર આસ્વાદ્ય છે અને ભકત આ-સ્વાદક છે એટલા પૂરતો અહંભાવ રહે છે. ભક્તને સાકરરૂપ બની જવું ગમતું નથી; સાકરથી જરા અલગ રહીને—તેના ભોકતા બનીને—તેની મીઠાશનો સ્વાદ લેવાનું ગમે છે.

પંડિત:—પણ જો તમામ અહંભાવ ખેંચી લે તો પછી શું થાય ? ભક્તને જો તે સાકરરૂપ એટલે પોતારૂપજ બનાવી દે તો ?

શ્રીરામકૃષ્ણ:—તમે તમારા મનની વાત સ્પષ્ટપણે મને કહો. જો એમજ હોય, જો અહંભાવનો પૂરેપૂરો લય થઇ જતો હોય, તો નારદ, સનક, સનાતન, સનંદ, સનત્કુમાર વગેરે ભકતશિરોમણિઓનો શાસ્ત્રમાં ઉલ્લેખ છે તેનો શો ખુલાસો આપશો? તેઓ ભક્તિની પરાકાષ્ઠાએ પહોંચ્યા હતા છતાં તેમનો અહંભાવ પૂરેપૂરો ગયો ન હતો.

પંડિત:—હાજી, શાસ્ત્રમાં એવા મહાપુરુષોનું વર્ણન છે તો ખરૂં.

શ્રીરામકૃષ્ણ:—તેઓ જ્ઞાની હતા તોપણ 'અમે ભકત છીએ,' એટલો અહંભાવ તેમણે રહેવા દીધો હતો. ×તમે ભાગવત વાંચ્યું નથી?

પંડિત:—થોડુંક વાંચ્યું છે. પૂરૂં નથી વાંચ્યું.

શ્રીરામકૃષ્ણ:—તેની પ્રાર્થના કરો. તે દયામય છે. તે શું ભકતની પ્રાર્થના નહિ સાંભળે ? ન કેમ સાંભળે ? **તે તો કલ્પતરુ છે. તેની પાસે જે માગશો તે મળશે.**

પંડિત:—અત્યારસુધી મને એવો વિચાર આવ્યો ન હતો. હવે મને બધું સમ-જાઇ ગયું છે.

શ્રીરામકૃષ્ણ:—સાધારણ ઋષિમુનિઓ પોતેજ તરતા, પણ બીજાઓને તારી શકતા નહિ. ખેરનું લાકડું જેમ તેમ કરીને પોતે તરી શકે છે પણ તેના ઉપર એકાદ પક્ષી સરખું બેસે તો તે ડૂબી જાય છે. પણ નારદજી જેવા ઋષિઓ સીમળાના

---

× અહંભાવ રહેવા દીધો હતો, એમજ નહિ પણ નિર્વિકલ્પ સમાધિ અથવા પરમાત્મસાક્ષાત્કાર થઇ જીવન્મુકતપણું પ્રાપ્ત થયા પછી પણ શરીર હોય ત્યાં સુધી, જ્ઞાનીની ચોથીથી છઠ્ઠી ભૂમિકાસુધી પ્રારબ્ધના તારતમ્યના પ્રમાણમાં ઉત્થાનનું પ્રમાણ ન્યૂન વા અધિક રહેવાનુંજ. સાક્ષાત્કારના પરિણામે બુદ્ધિમાંનું દેહાભિમાન સદાને માટે નષ્ટ થઇ જઇને શેકેલા ધ્યાનની પેઠે અહંકારનું માત્ર પુરાણું મુરદુંજ કાયમ રહેવા પામે છે અને બહિર્મુખ દશામાં મન તથા શરીરપર પોતાનો કાબૂ ચલાવી પ્રારબ્ધ ભોગવાવે છે. સંપાદક

લાકડા જેવા હતા. તેઓ પોતે તરી જાણતા એટલુંજ નહિ પણ બીજાં હજારો માણસોને પણ સાથે લઇ જતા. જેમ સ્ટીમર પોતે તરે છે એટલુંજ નહિ પણ તેમાં જે બેસે તેને પણ તારી શકે છે.

નારદ જેવા વિજ્ઞાની આચાર્યો બીજા ઋષિઓ કરતાં વિશેષ પરાક્રમશાળી હતા. પાકા પટાબાજી કરનારા આંખે પાટા બાંધીને પણ પટા ખેલી શકે છે અને એકકી વખતે પાંચ છ માણસની સાથે હરિફાઈ કરી શકે છે.

જેઓ માત્ર જ્ઞાનીજ છે અને વિજ્ઞાની નથી તેઓ બીજાઓને ઉપદેશ આપવાની યોગ્યતા ધરાવી શકતા નથી. સેતરંજ રમતી વખતે કાચા ખેલાડીઓ ગમે તેમ કરીને પોતાના પ્રતિસ્પર્ધીનું મોરૂં મારવા ઉપરજ દૃષ્ટિ રાખે છે, પણ શેતરંજના ખરા ઉસ્તાદી દાવપેચ તેઓ બતાવી શકતા નથી. જે વિજ્ઞાની છે તેને કોઇ પણ પ્રકારનો ભય હોતો નથી. તેઓને સાકાર તેમજ નિરાકાર બેઉનો સાક્ષાત્કાર થએલો હોય છે. તેઓ ઈશ્વરના સાક્ષાત્કારનો આનંદ વધારે ભોગવી શકે છે. ચિંતન કરતાં કરતાં અખંડમાં જ્યારે મન લીન થઇ જાય છે ત્યારે તેમને અલૌકિક આનંદની પ્રાપ્તિ થાય છે, અને જ્યારે મનનો સંપૂર્ણ લય નથી થતો ત્યારે ઈશ્વરની મહત્તામાં મન પરોવાઈ તે દ્વારા આનંદ અનુભવાય છે.

જે માત્ર જ્ઞાનીજ છે તે લગભગ એકતરફી વિચાર કરે છે. આ બ્રહ્મ નથી, તે બ્રહ્મ નથી, એવો વિવેક કરીને તે તમામ અનાત્મ જણાતા પદાર્થોની બાદબાકી કરી નાખે છે અને જગતને સ્વપ્નવત્ ઠરાવે છે. હું તો બેઉ હાથ છોડી દઉં છું અને બધાને—નિત્યને અને તેની લીલાને બેઉને—સત્ય માનું છું.

બેઉ હાથ છોડી દઉં છું એનો અર્થ સમજ્યા? એકવાર એવું બન્યું કે એક વણકર બીજા એક વણકરને મળવા ગયો હતો. પેલો વણકર તે વખતે રેશમ કાંતતો હતો—તેની પાસે નાના પ્રકારનું રંગ બેરંગી રેશમ હતું. તે પોતાના મિત્રને જોઇને ઘણો ખુશ થયો અને બોલ્યો, 'ભાઈ! તું આવ્યો તેથી મને એટલો બધો હર્ષ થયો છે કે કાંઇ કહેવાની વાત નહિ. બેસ, તારે માટે હું જરા ખાવા પીવાનું લઇ આવું.' એમ કહીને તે બહાર ગયો. આ બાજુએ પેલો મળવા આવેલો વણકર રંગબેરંગી રેશમ જોવા લાગ્યો. એમ કરતાં કરતાં તેનું મન લલચાયું અને રેશમનું એક ગૂંચળું તેણે બગલમાં સંતાડી દીધું. એટલામાં ઘરધણી ખાવાનું લઇને આવી પહોંચ્યો. અને બેઉ જણ ઘણાજ આનંદથી અને પ્રેમપૂર્વક સાથે બેસીને ખાવા લાગ્યા. ઘરધણીએ જ્યારે પોતાના રેશમ તરફ નજર કરી ત્યારે રેશમનું એક ગૂંચળું ઓછું થએલું માલૂમ પડયું, અને બીજી બાજુએ તેણે પોતાના મિત્રને બગલમાં કાંઇક સંતાડતો દીઠો. આથી તેનો શક દૃઢ થયો અને પોતાનો ચોરાયલો માલ પાછો મેળવવાને તેણે એક તદબીર રચી.

તે બોલ્યો, ' દોસ્ત ! આપણે આજે ઘણે દિવસે એકઠા થયા છીએ. આજ તો ઘણા આનંદનો દિવસ છે. મને એવું મન થાય છે કે જાણે આપણે બેઉ જણ જરા નાચીએ. ' પેલો કહે, ' મને પણ તારા જેટલોજ હર્ષ થયો છે. ' એમ કહીને બેઉ જણ નાચવા લાગ્યા. ઘરધણીએ જોયું કે પેલો માણસ હાથ ઉંચા કર્યા વગર એમને એમજ નાચે છે. તેથી તેણે કહ્યું, ' દોસ્ત ! એમ શું કરે છે ? આજે તો આનંદનો દિવસ છે. જરા બેઉ હાથ ઉંચા કરીને તો નાચ. ' પણ પેલા માણસે તો એકજ હાથ ઉંચો કર્યો. ત્યારે પેલાએ કહ્યું, ' અરે ! એક હાથ શું ઉંચો કરે છે ? બેઉ હાથ ઉંચા કરીને તો નાચ. જો હું કેવો બેઉ હાથ ઉંચા કરીને નાચું છું ! ' પણ પેલો તો બગલમાં સંતાડેલું રેશમનું ગૂંચળું વધારે દબાવીને હસવા લાગ્યો અને એકજ હાથ ઉંચો રાખીને નાચતો ગયો અને બોલ્યો, ' મને તો એકજ હાથ ઉંચો રાખીને નાચતાં આવડે છે. '

માટે હું ( શ્રીરામકૃષ્ણ ) તો બેઉ હાથ ઉંચા રાખીને નાચું છું. મારી પાસે બગલમાં સંતાડવા જેવું કશું નથી. મને લેશમાત્ર પણ ભય નથી. માટેજ હું નિત્ય અને તેની લીલા બેઉને સત્ય માનું છું.

મેં એકવાર કેશવસેનને કહ્યું હતું કે, અહંભાવનો ત્યાગ ન થાય ત્યાંસુધી બધું નકામું. ત્યારે કેશવ કહે કે એવું થાય તો પછી સમાજ બમાજ કશું રહેજ નહિ. અહંભાવ ન રહે તો કોણ કોને ઉપદેશ કરે ? મે કહ્યું કે તમે મારૂં કહેવું સમજ્યા નથી. હું તમને ખોટા અહંભાવનો, બંધનકારક અહંભાવનો ત્યાગ કરવાનું કહું છું; પણ સાચો અહંભાવ, બાળકના જેવો ગુણાતીત અહંભાવ, અથવા હું ઇશ્વરનો દાસ છું કે હું જ્ઞાની છું એવો અહંભાવ રહે તેમાં હરકત નથી. સંસારબદ્ધ લોકોનો અહં-ભાવ–અજ્ઞાન યુક્ત અહંભાવ–ખોટો અને બંધનકારક છે. સચ્ચિદાનંદરૂપી મહાસાગરની વચમાં એક લાકડી આડી પડી હોય અને તેના બે ભાગ કરતી હોય તેમ એ કાચો અહંભાવ મિથ્યા દ્વૈતભાવને ઉત્પન્ન કરે છે. હું ઇશ્વરનો દાસ છું. હું જ્ઞાની છું, એવો અહંભાવ પાણી ઉપર કલ્પિત રેખાના જેવો છે. એથી પાણી એક છે એવું સ્પષ્ટ જણાય છે. માત્ર વચમાં એક રેખા રહે છે, પણ તેની કાંઇ હરકત નહિ. વસ્તુતઃ જળ એક અને અખંડરૂપે દેખાય છે.

બ્રહ્મજ્ઞાન થયા પછી પણ ઘણા મહા પુરુષોમાં ' હું જ્ઞાની છું ' અથવા ' હું ભક્ત છું ' એટલો અહંભાવ રહે છેજ. હનુમાનજીને સાકાર તેમજ નિરાકાર બેઉનો સાક્ષાત્કાર થયો હતો, તોપણ તેઓ સેવ્યસેવકભાવે અથવા ભક્તભાવે રહેતા હતા. તેમણે એકવાર રામચંદ્રજીને કહ્યું હતું કે, હે રામ ! કોઇ વાર એવો વિચાર આવે છે કે તમે પૂર્ણ છો અને હું તમારો અંશ છું; વળી બીજીવાર એવો વિચાર આવે છે કે તમે સેવ્ય છો અને હું તમારો સેવક છું; પણ જ્યારે તત્ત્વજ્ઞાનની ઉર્મિ

આવે છે ત્યારે તો હું અને તમે એકજ છીએ એવું પ્રતીત થાય છે.

એકવાર યશોદા કૃષ્ણના વિયોગથી વિહ્વલ થઇને રાધાજી પાસે ગયાં. તેમનો સંતાપ જોઇને રાધાજીએ તેમને પોતાના ખરા સ્વરૂપનું દર્શન કરાવ્યું અને કહ્યું કે કૃષ્ણ ચિદાત્મા છે અને હું તેની ચિત્ શક્તિ છું, તમે મારી પાસે વરદાન માગી લો. યશોદાએ કહ્યું. "મા ! મારે બ્રહ્મજ્ઞાન જોઇતું નથી; માત્ર એટલું વરદાન આપો કે મને ધ્યાનમાં ગોપાલના રૂપનું દર્શન હમેશાં થાય અને કૃષ્ણ ભક્તોનો સહવાસ હમેશાં થતો રહે. હું ભક્તોની સેવા કરી શકું અને હમેશાં ભગવાનના નામ અને ગુણનું કીર્તન કરવાને ભાગ્યશાળી થાઉં. એ સિવાય મારે બીજા કશાની ઇચ્છા નથી.

ગોપીઓની એવી ઇચ્છા હતી કે ભગવાનના દિવ્ય સ્વરૂપનું દર્શન કરીએ. શ્રીકૃષ્ણે તેમને યમુનામાં ડૂબકી મારવાને કહ્યું. ડૂબકી મારતાંજ તેઓ એકદમ વૈકુંઠમાં જઇને બેઠાં હોય એમ તેમને માલૂમ પડયું. તેમને ભગવાનના ઐશ્વર્યનું દર્શન થયું પણ તેથી તેમને તૃપ્તિ થઇ નહિ. તેમણે શ્રીકૃષ્ણને કહ્યું, 'અમને તો ગોપાલનું દર્શન અને ગોપાલની સેવા એજ પ્રિય છે. એ સિવાય બીજું કશું અમને પ્રિય નથી.'

મથુરા જવા પહેલાં શ્રીકૃષ્ણે ગોપીઓને બ્રહ્મજ્ઞાન આપવાનો યત્ન કર્યો હતો. તેમણે કહ્યું, 'જુઓ, હું પ્રાણીમાત્રના અંતરમાં અંતર્યામીરૂપે રહું છું. તમે મારૂં એકજ રૂપ જોયા કરો છો !'

ગોપીઓ કહે, હે કૃષ્ણ ! શું તમે અમારો ત્યાગ કરીને ચાલ્યા જવાનો વિચાર કર્યો છે અને શું તેથી અમને આ બધું બ્રહ્મજ્ઞાન આપવા માંડયું છે ?÷

એક શિષ્યઃ—ત્યારે 'હું ભક્ત છું' એવો અહંભાવ આખર સુધી જતોજ નથી ?

શ્રીરામકૃષ્ણઃ—કોઇ કોઇવાર અહંભાવનો લય પણ થાય છે. તે દશામાં પૂર્ણ બ્રહ્મજ્ઞાન થઈ સમાધિ આવી જાય છે. મને પણ કોઇ કોઇવાર એવો અનુભવ થાય છે પણ બરોબર તો નહિજ. સા–રી–ગ–મ–પ–ધ–ની. એ સાતે સૂર તો ખરા, પણ ની ના સૂર ઉપર લાંબો વખત ટકાતું નથી. નીચેના સૂર ઉપર ઉતરી જવુંજ પડે છે.×

---

÷ અંતઃકરણમાંનો વિક્ષેપ દોષ દૂર થઇ જ્યાંસુધી તે ભક્તિભાવની પરાકાષ્ઠાએ અને સત્ત્વગુણની પ્રાધાન્યતાએ ન પહોંચ્યું હોય ત્યાંસુધી ઉપલાં બે દષ્ટાંતોમાં જણાવ્યા જેવો ભક્ત રહે એ સ્વાભાવિક અને જરૂરીજ હોઇને એવી સ્થિતિ હોય ત્યાંસુધી અભેદજ્ઞાન ન ગમે અને કદાચ ખરાબ લાગે તોપણ આશ્ચર્ય નથી. સંપાદક

× વેદાંત શાસ્ત્ર આ વિષે સમજુત આપે છે કે, સાતમી ભૂમિકાવાળો જ્ઞાની અખંડ સમાધિમાં રહી શકે છે અને છઠ્ઠી, પાંચમી તથા ચોથી ભૂમિકાવાળા જ્ઞાનીઓ ઉત્તરોત્તર ઓછો સમય એ દશા ભોગવી શકે છે. આ સર્વ દશાઓ જ્ઞાની તરીકેનીજ છે, અને તેમનો દેહ છૂટયા પછી જે અન્ય દેહ માટેનું અજ્ઞાતદશાજન્ય કર્મ ફળો-

## સાંસારિક ઇચ્છાઓને ટાળવાનો ઉપાય

પંડિતઃ—આપણે કહીએ તે શું ઈશ્વર સાંભળે છે?

શ્રીરામકૃષ્ણઃ—ન કેમ સાંભળે? તે કલ્પતરુ છે. તેની પાસે જઇને જે માગશો તે મળશે; પણ એ કલ્પતરુની પાસે જઇએ અને માગણી કરીએ ત્યારેજ વાત બને.

બીજી એક વાત એવી છે કે તે ભાવગ્રાહી છે. જે જે ઇચ્છા રાખીને સાધના કરવામાં આવે તે પ્રમાણે સિદ્ધિ થાય છે. જેવી ભાવના તેવો લાભ. એક બાજીગર બજાર વચ્ચે ખેલ કરતો હતો, અને 'પોશાક આપો, ઇનામ આપો' એવું વચમાં વચમાં બોલતો હતો. એવામાં તેની જીભ એકાએક તાળવાના મૂળમાં પેસીને ઉલટી થઈ ગઈ અને તેમ થતાં તેનાથી કુંભક થઇ ગયો અને જડ સમાધિની દશા આવી ગઇ. તે બોલી શક્યો નહિ, તેમ હાલી ચાલી શક્યો પણ નહિ. લોકોએ તેને દાટી દીધો અને તેના ઉપર કબર ચણાવી દીધી. ઘણા વર્ષ પછી કોઇએ ખોદતાં ખોદતાં પેલી કબર ખોદી કહાડી અને તેની અંદર સમાધિસ્થ થએલો પેલો બાજીગર લોકોના જોવામાં આવ્યો..લોકોએ મહાત્મા ધારીને તેનું પૂજન કર્યું. તેને થોડીવારસુધી હલાવ્યાથી તેની જીભ પાછી હતી તેવી થઇ ગઇ અને તે શુદ્ધિમાં આવ્યો. શુદ્ધિમાં આવતાંજ તેને પોતાના અસલના ધંધાનું સ્મરણ થઇ આવ્યું અને 'પોષાક આપો, ઇનામ આપો' એવી બૂમો પાડવા લાગ્યો!

માટે હું રડતો અને કહેતો કે મા! સાંસારિક ઇચ્છા–વાસનાનું સત્યાનાશ જજો.

પંડિતઃ—શું આપનામાં તેવી વૃત્તિ હતી ખરી?

શ્રીરામકૃષ્ણઃ—હા, થોડીક હતી.

પંડિતઃ—ત્યારે અમને પણ ઉપાય બતાવી હોને કે અમારી પણ ચાલી જાય. આપની શી રીતે ગઇ?

શ્રીરામકૃષ્ણઃ—એની મેળેજ ચાલી ગઇ. ઇશ્વર તો કલ્પવૃક્ષ છે. તેની પાસેથી જે માગીએ તે મળી શકે છે. પણ યોગ્યતાપૂર્વક માગવું જોઇએ.

ઈશ્વરે કેવા કેવા પદાર્થો ઉત્પન્ન કર્યા છે? અનંત બ્રહ્માંડ તેનીજ સૃષ્ટિ છે, પણ તે સમગ્ર સૃષ્ટિનું જ્ઞાન મેળવવાની આપણને જરૂરજ શી છે? છતાં જો તમને તે

---

ન્મુખ થઇ પ્રારબ્ધ દશાને ન પામ્યું હોય તો ઘડો ફૂટયે ઘટાકાશ મહાકાશરૂપ બની જાય છે, તેમ જ્ઞાનીનો દેહ છૂટતાં સચ્ચિદાનંદ બ્રહ્મરૂપ બની જાય છે. એ ભૂમિકાઓ-વાળા જ્ઞાનીઓના તનમનની અવસ્થા અને આચાર એકજ પ્રકારનાં નથી હોતાં, પરંતુ પોત પોતાના પ્રારબ્ધની વિવિધતાને લઇને જૂદા જૂદા પ્રકારનાં હોય છે. વળી સમાધિદશા પણ તેઓ સર્વ એક સરખો સમય નહિ ભોગવી શકતા હોવાથી તેમજ પ્રારબ્ધ કર્મનો ભોગવીનેજ ક્ષય કરવો પડતો હોવાથી જીવન્મુક્તિનો વિલક્ષણ આનંદ ભોગવવામાં પણ વધઘટ રહે છે. સંપાદક

જાણુવાની ઇચ્છાજ હોય તો પ્રથમ તેનું દર્શન કરવાનો, તેની પ્રાપ્તિ કરવાનો પ્રયત્ન કરો એટલે તે પોતેજ ( બહુ થોડા સમયમાં અને બહુ સરસ રીતે ) તમને બધું સમજાવી દેશે. યદુ મલ્લિકનું ઘર ક્યાં આગળ છે અને તેની પાસે કેટલા હજારની સરકારી લોન છે એ બધું જાણુવાની આપણુને શી જરૂર છે? પ્રથમ તો આપણે ગમે તેમ કરીને ખુદ યદુમલ્લિકની સાથે ઓળખાણુ કરી લેવું જોઇએ, અને તેનીજ સાથે વાતચીત કરવી જોઇએ. ગમે તેમ કરીને એટલું કરવુંજ જોઇએ. તેના પટ્ટાવાળાની ખુશામત કરીને કે તેના ધક્કા ખાઇને પણુ એકવાર તેના ઘરમાં જઇને તેની સાથે ઓળખાણુ તો કરવુંજ જોઇએ. તેની સાથે મૈત્રી થયા પછી તે પોતાના બધી હકીકત પોતેજ તમને કહેશે, અને ઘરધણીની સાથે મૈત્રી થશે એટલે તેના પટ્ટાવાળા પણુ આપોઆપજ તમને સન્માન આપવા લાગશે.

મહાત્માઓને ભગવાનની સમગ્ર વિભૂતિનું જ્ઞાન મેળવવાની દરકાર હોતી નથી. કલાલની દુકાનમાં કેટલા મણુ દારૂ છે તેનો હિસાબ કરવાની આપણે શી જરૂર ? આપણુને તો માત્ર એક સીસા દારૂથીજ નિશો ચડી જાય છે. આપણુને નિશો ચડયો એટલે બસ ! ભગવાનનું ઐશ્વર્ય કેટલું છે તે જાણુવાની આપણુને જરૂરજ નથી. આપણે તો તેનો જરાક નિશો ચાખતાંજ ઉન્મત્ત થઇ જઇએ છીએ !

ભક્તિયોગ, જ્ઞાનયોગ, એ બધા તેની પાસે જવાના માર્ગ છે. જે રસ્તે જશો તે રસ્તે તેની પાસે જઇ શકશો. તોપણુ ભક્તિયોગનો માર્ગ ઘણોજ સરળ છે.

કયો માર્ગ વધારે સારો અને કયો ઓછો સારો એ વિષે માત્ર વિચારજ કર્યા કરવાની જરૂર નથી. કાર્ય પણુ કરવું જોઇએ. ઘણીવાર વિજયની સાથે મારે વાતચીત થઇ હતી. મેં તેને કહ્યું કે એક માણુસ એવી પ્રાર્થના કરતો હતો કે, હે ઇશ્વર ! તમે કોણુ છો, કેવા છો, ને મને બતાવી દો !

જ્ઞાનમાર્ગ અઘરો હોવાથી પાર્વતીએ ગિરિરાજને નાના પ્રકારનાં ઇશ્વિરીય સ્વરૂપ બતાવ્યા પછી કહ્યું હતું કે પિતા ! બ્રહ્મજ્ઞાનજ જોઇતું હોય તો સાધુસમાગમ કરો.

બ્રહ્મના સ્વરૂપનું મોઢેથી વર્ણન થઇ શકતુંજ નથી. રામગીતામાં લખ્યું છે કે માત્ર તટસ્થ લક્ષણુવડેજ તેનો કાંઇક ખ્યાલ આપી શકાય છે. જેમકે અમુક ઝુંપડું ગંગાના કિનારા ઉપર આવેલું છે. આવું લક્ષણુ આપ્યાથી ઝુંપડાના સ્થાનનો નિર્દેશ થઇ શકે છે.

નિરાકાર બ્રહ્મનો સાક્ષાત્કાર નજ થઇ શકે એવું નથી. છતાં લેશમાત્ર પણુ વાસના રહી હોય ત્યાંસુધી કાંઇ વળે નહિ. ઇન્દ્રિયોના વિષયોથી દૂર રહી સંપૂર્ણ ત્યાગ થાય, મનનો લય થાય ત્યારેજ બ્રહ્મનું સ્વરૂપ જરા તરા અનુભવમાં આવવા લાગે છે, અને સાચા અસ્તિત્વનું જ્ઞાન થાય છે.

કેટલાક લોકોને વગર સાધનાએ એમને એમ ઈશ્વરની પ્રાપ્તિ થઇ જાય છે. એવા આત્માઓ નિત્યસિદ્ધ * કહેવાય છે. જેઓ જપ તપ વગેરે સાધન ભજન કરીને ઈશ્વરની પ્રાપ્તિ કરે છે તેઓ સાધનસિદ્ધ કહેવાય છે. વળી કેટલાક કૃપાસિદ્ધ હોય છે. જેમ એક ઓરડામાં એક હજાર વર્ષસુધી અંધકાર રહ્યો હોય અને દીવાસળી ઘસતાંમાંજ એકદમ અજવાળું થઇ જાય તેમ તેમનામાં ચૈતન્યનો ઉદય એકદમ થઇ જાય છે. જેમ કોઇ ગરીબ માણસનો છોકરો કોઇ શ્રીમંતની નજરે પડે અને તેના ઉપર તેની મહેરબાની થાય, તે તેને પોતાને ઘેર રાખીને ભણાવે અને પોતાની પુત્રી પરણાવે અને તે ગરીબનો છોકરો ગાડીઘોડે ફરતો થાય, સુશોભિત મકાનમાં રહેવા પામે અને દાસદાસીઓ ઉપર આધિપત્ય ભોગવે, તેમ કેટલાક એકાએક સિદ્ધ થઇ જાય છે.

સુરેન્દ્રઃ—અમે તો હમણાં ભટકીએ છીએ ! કોઇ શ્રીમંતની નજરે પડી જઇશું તો વળી મોટા માણસ બની જઇશું !

શ્રીરામકૃષ્ણઃ—તું તો મોટો માણસ છેજ. 'ક' ને કાનો જોડીએ એટલે 'કા' થાય; પછી બીજો કાનો જોડવો નિરુપયોગી છે ! બીજો કાનો જોડો તોએ 'કા'નો 'કા'જ રહેશે. ( હસાહસ. )

નિત્યસિદ્ધ પુરુષોની વાતજ જૂદી છે. જેમકે અરણીનું લાકડું ! જરા ઘસો એટલે તેમાંથી અગ્નિ ઉત્પન્ન થાય છે ! નિત્યસિદ્ધ પુરુષો જરાક સાધન કરે એટલે તેમને ઈશ્વરની પ્રાપ્તિ થાય છે.

તેમ છતાં નિત્યસિદ્ધ પુરુષો ઈશ્વરની પ્રાપ્તિ થયા પછી પણ સાધન કરે છે. સામાન્ય માણસોમાટે પ્રથમ સાધન અને પછી સાક્ષાત્કાર એવો ક્રમ હોય છે, પણ નિત્યસિદ્ધ પુરુષોનો ક્રમ ઉલટો હોય છે. તેમને માટે તો પ્રથમ સાક્ષાત્કાર અને પછી સાધન. જેમ દૂધીના વેલાને પહેલાં કુમળાં આરીઆં બેસે છે અને પછી ફૂલ લાગે છે.

દૂધીને ફૂલ બેસતાં પહેલાં ફળ લાગે છે એ વાત સાંભળીને પંડિતજી હસી પડયા.

શ્રીરામકૃષ્ણઃ—વળી નિત્યસિદ્ધ જીવોને હોમા પક્ષીની ઉપમા આપી શકાય છે. એ પક્ષી આકાશમાં ઘણે ઉંચે રહે છે અને આકાશમાંજ ઇંડાં મૂકે છે. આકાશમાંથી નીચે પડતાં પહેલાંજ ઈંડાં સેવાઇ જાય છે અને તેમાંથી બચ્ચાં નીકળે છે; પણ બચ્ચાં ચેતી જાય છે અને પૃથ્વી ઉપર પડતા પહેલાં એકશ્વાસે મા તરફ ઉડી

* પૂર્વજન્મમાં સાધના કરેલી પણ તે અપૂર્ણ રહેલી હોય તે યોગભ્રષ્ટ કહેવાય અને પૂર્વજન્મમાં સાક્ષાત્કાર થઇ જીવન્મુક્ત બનવા છતાં કોઇ બળવાન પ્રારબ્ધને લઇને જેમને હજી એકાદ જન્મ વધુ લેવો પડયો હોય તેમને "નિત્યસિદ્ધ" કહી શકાય.
સંપાદક

જાય છે. જુઓને, પ્રહ્‌લાદને 'ક' લખતાંજ કૃષ્ણનું ઉદ્દીપન થઇ ગયું અને નેત્રમાંથી આંસુની ધારા ચાલવા લાગી! એનું નામ તે નિત્યસિદ્ધ.

પરમહંસજી પંડિતજીનો નમ્ર સ્વભાવ જોઇને ઘણા પ્રસન્ન થયા, અને પોતાના શિષ્યો આગળ તેમની નમ્રતાની પ્રશંસા કરવા લાગ્યા કે, એમનો સ્વભાવ ઘણોજ ઉત્તમ છે. માટીની દીવાલમાં ખીલો મારતાં બિલકુલ મુશ્કેલી પડતી નથી, પણ પત્થરની દીવાલમાં ખીલો મારતાં તો આખરે ખીલાનું માથું ભાગી જાય પણ પત્થરને કશી અસર થતી નથી. તેમ કેટલાક લોકો એવા પણ હોય છે કે તેમની આગળ ઈશ્વર સંબંધી હજારો વાતો કરો, પણ તેમના હૃદયમાં ચૈતન્યનો ઉદય કેમે કર્યો ન થાય. મગરની પીઠ ઉપર તલવારના હજારો પ્રહાર કરો પણ તેને કશી અસર નહિ થાય.

પંડિતઃ—પણ મગરના પેટમાં મારો તો અસર થાય ખરી.

શ્રીરામકૃષ્ણઃ—કેવળ શાસ્ત્રોનાં થોથાં વાંચ્યે શું વળે? એ તો 'ફેલાજફી' (ફિલૉસોફી)!

પંડિતઃ—ફેલાજફી તો ખરીજ!

શ્રીરામકૃષ્ણઃ—લાંબી લાંબી વાતો કર્યે કશો લાભ થતો નથી. બાણવિદ્યા શીખવી હોય તો પ્રથમ કેળના ઝાડ તરફ નિશાન તાકવું, પછી નેતરના રોપા ઉપર, પછી પાતળી સળી ઉપર અને એમ અભ્યાસ કરતાં કરતાં પછી ઉડતા પક્ષીને પણ વીંધી શકાય.

તેવીજ રીતે શરૂઆતમાં તો ઈશ્વરની સાકાર મૂર્તિ ઉપરજ મનને સ્થિર કરવાનો અભ્યાસ કરવો જોઇએ.

કેટલાક ભક્તો ત્રિગુણાતીત હોય છે. નારદ જેવા અનિત્ય ભક્તોની દૃષ્ટિએ સઘળું ચિન્મયજ હોય છે. ચિન્મય શ્યામ, ચિન્મય ધામ અને સેવક પણ ચિન્મય; નિત્ય ઈશ્વર, નિત્યભક્ત અને નિત્યજગત્. જેઓ નેતિ નેતિ એવો જ્ઞાનવિચાર કરે છે તેઓ ઈશ્વરના અવતારને માનતા નથી. હાજરા કહે છે તે ખરૂં છે કે ભક્તને માટેજ ઈશ્વર અવતાર ધારણ કરે છે; જ્ઞાનીને માટે નહિ. જ્ઞાની તો સોહમ્ સોહમ્ એવોજ વિચાર કરે છે.

શ્રીરામકૃષ્ણ અને શિષ્યો થોડી વારસુધી ચૂપ રહ્યા. પછી પંડિતજીએ બોલવાનું શરૂ કર્યું.

પંડિતજીઃ—જી, મહારાજ! નિષ્ઠુર ભાવનાનો કેવી રીતે નાશ થાય?

શ્રીરામકૃષ્ણઃ—માટેજ નારાયણ શાસ્ત્રી કહે છે કે માત્ર શાસ્ત્રો વાંચ્યા કરવામાં મોટું નુકસાન છે. તર્ક, વિચાર, એ બધું એક બાજુએ મૂકીને સાધના કરો.

પંડિતઃ—પણ કોઇ રસ્તો તો હશેજ ને!

શ્રીરામકૃષ્ણ:—હા, છેજ. વિવેક, વૈરાગ્ય અને ઈશ્વર પ્રત્યે પ્રેમ એ ત્રણ સાધન છે. વિવેક દઢ થયો ન હોય ત્યાંસુધી ઈશ્વર સંબંધે વ્યાખ્યાન કરવામાં કોઇ કોઇ વાર મોટી ભૂલ થઇ જાય છે. એક સામવેદી પંડિત હતો; તેણે મોટું વ્યાખ્યાન આપ્યું અને આખરે બોલ્યો કે, ઈશ્વર નિરસ છે! કહો, આ કેટલી મોટી ભૂલ? રસરૂપ ઈશ્વર તેને નિરસ કહેવાયજ કેમ? એવીજ રીતે એક માણસ કહેતો હતો કે મારા મામાની ગાયો બાંધવાની કોઢમાં ઘોડા છે! ઘોડા તે કોઢમાં બંધાતા હશે?

આ વચન જેવું અસંબદ્ધ છે, તેવુંજ ઈશ્વર નિરસ છે એ વચન પણ અસંબદ્ધ છે.

શ્રીરામકૃષ્ણ:—(પંડિતને) તમે તો રસગુલ્લાં જેવા બની ગયા છો. હવે તો તમે થોડા દિવસ રસમાં ડૂબી જાઓ એટલે તમને પોતાને તેમજ બીજાઓને પણ લાભ છે. માત્ર થોડાજ દિવસ!

પંડિત:—મારાં છાનવડાં * બળીને કોલસા જેવાં થઇ ગયાં છે!

શ્રીરામકૃષ્ણ:—ના, ના, એ તો બરાબર તળાઇને કાળાં જાંબુ જેવાં થઇ ગયાં છે. બળી ગયાં નથી.

હાજરા:—બરાબર તળાઇ ગયાં છે. હવે તો રસ પીએ એટલીજવાર છે.

શ્રીરામકૃષ્ણ:—(પંડિતને) શું સમજ્યા? હવે ઝાઝાં શાસ્ત્રો વાંચવાની જરૂર નથી. બહુ વાંચ્યાથી જે કરવાનું છે તે થતું નથી. ન્યાંગટા (તોતાપુરી) મને ઉપનિષદ્ અને ગીતા સંભળાવતો હતો. તે કહેતો કે દશ વાર ગીતા ગીતા એમ બોલ્યા કરો એટલે તમને ગીતાનો બધો સાર સમજાઇ જશે. 'ગીતા, ગીતા' એમ બોલતાં બોલતાં 'તાગી' 'તાગી'—ત્યાગી ત્યાગી એવો શબ્દ બની જશે.

માટે ખરો ઉપાય તો વિવેક, વૈરાગ્ય અને ઈશ્વરાનુરાગ એ ત્રણ બાબતોમાં રહેલો છે. ઈશ્વરાનુરાગ કેવો હોવો જોઇએ? ઈશ્વરને માટે પ્રાણ આકુળ વ્યાકુળ થઇ જવો જોઇએ. જેવી વ્યાકુળતાથી ગાય પોતાના વાછરડા પાછળ દોડે છે તેવી વ્યાકુળતા ઈશ્વરને મળવાને માટે થવી જોઇએ. વ્યાકુળતા થાય એટલે ઈશ્વરપ્રાપ્તિનો અરુણોદય થયો જાણવો.

પંડિત:—આપ કહો છો તેવુંજ વેદમાં લખ્યું છે. 'જેમ વાછરડાને ગાય વ્યાકુળતાપૂર્વક આરડીને બોલાવે છે તેમ હું તને બોલાવું છું.'

શ્રીરામકૃષ્ણ:—વ્યાકુળ થઇને તેને માટે આક્રન્દ કરો; તેમજ વિવેક, વૈરાગ્ય વગેરે ગુણ પ્રાપ્ત કરીને અવગુણનો ત્યાગ કરો તો ઈશ્વરનો સાક્ષાત્કાર થશે.

વ્યાકુળતા થતાં તમારી ઉન્માદ અવસ્થા થઇ જશે. ભલે, જ્ઞાનમાર્ગે જાઓ કે ભક્તિમાર્ગે જાઓ. દુર્વાસાને જ્ઞાનોન્માદ થયો હતો.

---

* છાનવડાં એટલે ચાસણીમાં બોળ્યા વગરનાં રસગુલ્લાં. તે બન્ને ગુલાબજાંબુને મળતી એક જાતની બંગાળી મીઠાઇનાં નામ છે.

સંસારી અને ત્યાગી વચ્ચે મોટો તફાવત છે. સંસારીનું જ્ઞાન દીવા જેવું હોય છે. દીવાના પ્રકાશવડે માત્ર એક ઓરડામાંજ અજવાળું થાય છે. સંસારીને પોતાનો દેહ અને ઘરસંસારની બાબતો સિવાય બીજું જ્ઞાન હોતું નથી, પણ ત્યાગી પુરુષનું જ્ઞાન સૂર્ય જેવું હોય છે. તેના પ્રકાશવડે ઘરની અંદરની અને બહારની બધીએ વસ્તુઓ જોઇ શકાય છે. ચૈતન્ય ભગવાનનું જ્ઞાન સૌરજ્ઞાન હતું. જ્ઞાનસૂર્ય પ્રખર પ્રકાશતો હતો. તેની સાથે તેમનામાં ભક્તિરૂપી ચંદ્રનું શીતળ અજવાળું પણ હતું. તેમનામાં બ્રહ્મજ્ઞાન અને પ્રેમભક્તિ બેઉ હતાં.

જ્ઞાન બે પ્રકારનાં છે—અભાવાત્મક અને ભાવાત્મક. તમે જેની ચર્ચા કરો છો તે અભાવ—નેતિ નેતિ—નિષેધાત્મક જ્ઞાન છે. એ સિવાય ભાવભક્તિનો માર્ગ પણ છે. તે દ્વારા પણ ચૈતન્યપ્રાપ્તિ થઇ શકે છે. જ્ઞાનમાર્ગ ઘણોજ અઘરો છે. જ્ઞાન થયા પછી તો હું ગુરુ અને તમે શિષ્ય એવો ભેદ પણ ન રહે. એક અભિન્ન એકતાનુંજ ભાન થાય. એકવાર શુકદેવજી જનક પાસે બ્રહ્મજ્ઞાનનો ઉપદેશ લેવા ગયા. જનકે કહ્યું કે, પ્રથમ દક્ષિણા આપો અને પછી હું તમને બ્રહ્મજ્ઞાન આપું, કારણ કે તમને જ્યારે બ્રહ્મજ્ઞાન થઇ જશે ત્યારે કોણ કોને દક્ષિણા આપશે ? હું ગુરુ અને તમે શિષ્ય એવો ભેદ રહેશેજ નહિ. માટે પ્રથમ દક્ષિણા આપો.

ભાવ અને અભાવ બેઉ માર્ગ છે, અનંત મત અને અનંત માર્ગ છે, પણ એક વાત તમારે હમેશ યાદ રાખવી કે કળિયુગ માટે તો નારદીય ભક્તિ એજ વિધાન છે. એ માર્ગમાં પ્રથમ ભક્તિ પરિપક્વ થયા પછી ભાવ અને ભાવના કરતાં પણ એક વિશેષ ઉંચી અવસ્થા છે. એ અવસ્થાને મહાભાવ કહે છે અને તે પ્રેમનો ઉદય થતાં પ્રાપ્ત થાય છે. સામાન્ય મનુષ્યોને આ મહાભાવ અને પ્રેમ પ્રાપ્ત થઇ શકતાં નથી. જેમને તે પ્રાપ્ત થાય છે તેમનેજ પરમ લાભ અર્થાત્ ઈશ્વરપ્રાપ્તિ થાય છે.

## અધિકાર પ્રમાણે ઉપદેશ કરવો.

પંડિતજી શ્રીયુત મણિમલ્લિક સાથે વાતચીત કરવા લાગ્યા. મણિમલ્લિક બ્રહ્મસમાજના સભાસદ છે. બ્રહ્મસમાજના ધર્મવિષયક સિદ્ધાન્તોના ગુણદોષવિષે પંડિતે ભારે ચર્ચા ઉઠાવી. શ્રીરામકૃષ્ણ ખાટલા ઉપર બેઠા બેઠા તે સાંભળતાં હતા અને હસતા હતા. વચમાં તે બોલી ઉઠયા કે 'એ તમોગુણ તો સત્ત્વગુણમાં રહેલો છે —વીરભાવ છે. અન્યાય અને અસત્ય જોઇને મારાથી બોલ્યા વગર રહેવાતું નથી. ધારો કે એક માણસની સ્ત્રી દુરાચરણી છે અને તે પોતાના ધણીના પરમાર્થમાં હાનિ કરે છે. એવે વખતે તે માણસે વીરભાવ ધારણ કરવો અને તે સ્ત્રીને શિક્ષા કરીને કહેવું જોઇએ કે પાપિણી! તું મારા પરમાર્થને હાનિ પહોંચાડે છે! તને ઠાર મારી નાખીશ!'

વળી શ્રીરામકૃષ્ણ હસી પડયા અને બોલ્યા કે, મણિમલ્લિકવાળી બ્રહ્મસમાજના સિદ્ધાંત નવા છે. એમાં તમારાથી લાંબો વખત સ્થિર થઇને રહેવાશેજ નહિ. જૂના સંસ્કાર કાંઇ સહેલાઇથી ભૂંસાય ખરા? એક હિન્દુ માતાજીનો પરમ ભક્ત હતો અને આખો દિવસ જગદંબાના નામનો જપ કરતો. જ્યારે તેના ગામમાં મુસલમાનોનો અમલ બેઠો ત્યારે તેને બિચારાને જોર જુલમથી મુસલમાન કરવામાં આવ્યો. તેને મોલવીએ કહ્યું કે હવે તું મુસલમાન થયો તેથી તારે માત્ર અલ્લાના નામનોજ જપ કરવો. તે બિચારો મહામહેનને અલ્લા અલ્લા બોલવા તો લાગ્યો, પણ જગદંબાનું નામ તેને મોઢે ચઢી ગએલું તેથી વારે વારે 'જગદંબા' એવો ઉદ્‌ગાર નીકળી જતો. આથી મુસલમાનો ખીજવાયા અને તેને મારવા ગયા. ત્યારે તે બોલ્યો, 'શેખ સાહેબ, માફ કરો. મને મારશો નહિ. હું તમારા અલ્લાનું નામ લેવાને ખૂબ મહેનત કરૂં છું, પણ મારી જગદંબા મારા કંઠસુધી આવી ગયેલી હોવાથી તે તમારા અલ્લાને ધક્કો મારીને બહાર કહાડી મૂકે છે! (પંડિતને, જરા હસીને) તમે મણિમલ્લિકને કાંઇ કહેશો નહિ.

શું સમજ્યા? જૂદા જૂદા માણસોની રુચ જૂદી જૂદી હોય છે; અને જેને જે પચે તે ચીજ ખાય છે. જૂદા જૂદા અધિકારવાળા માણસોના હિતમાટે ઇશ્વરે જૂદા જૂદા ધર્મની અને જૂદા જૂદા સંપ્રદાયની ઉત્પત્તિ કરી છે. બધા માણસો કાંઇ બ્રહ્મજ્ઞાનના અધિકારી હોતા નથી; તેટલા માટેજ તેણે સાકાર પૂજાની વ્યવસ્થા કરી છે. એક સ્ત્રી બજારમાંથી પોતાનાં છોકરાં માટે આટો લાવે છે. એજ આટામાંથી તે પોતાનાં જૂદી જૂદી હાલતવાળાં છોકરાંઓમાટે અનેક પ્રકારની ચીજો બનાવે છે. કોઇને માટે રાબ તો કોઇને માટે રોટલી તો કોઇને માટે શેરે શેર ઘીનો શીરોજ બનાવે છે. જેને જે પચે તેને તે ખવરાવે છે. બધાની પ્રકૃતિ અને અધિકાર સરખાં હોતાં નથી.

પછી બધા શાંત થઇને બેઠા. પરમહંસજીએ પંડિતને કહ્યું, જાઓ, એકવાર જઇને ભગવાનનાં દર્શન કરી આવો. જરા બાગમાં પણ ફરજો.

સાડા પાંચ વાગ્યાનો સુમાર થવા આવ્યો. પંડિત તથા તેના મિત્રો ઉભા થયા. દેવમંદિરો જોવાની તેમને ઇચ્છા હતી. કેટલાક શિષ્યો પણ તેમની સાથે જવાને તૈયાર થયા.

શ્રીરામકૃષ્ણ માસ્તર સાથે ગંગાના ઘાટ તરફ થોડીવાર ફરી આવ્યા પછી પોતાના ઓરડાની પશ્ચિમ દિશાએ આવેલા ગોળ ઓટલા ઉપર આવીને બેઠા. અત્યારે તેઓ ભાવસ્થ અને અર્ધ બાહ્ય અવસ્થામાં હતા.

હમણાં હમણાં પરમહંસજીની સેવા બરાબર થતી ન હતી. રાખાલ હમણાં તેમની સાથે રહેતો નથી. કોઇ કોઇ શિષ્યો તેમની પાસે રહે છે પણ તેઓ મહા-

રાજશ્રીને તમામ અવસ્થામાં અડકી શકતા નથી. તેમણે ઇસારતથી બાબુરામને કહ્યું ' હુ-છુ-ના; રા છું; '

આ અવસ્થામાં હું બીજા કોઇને અડકવા દેતો નથી. માટે તું અહિં રહે તો વધારે સારૂં.

પંડિતજી બધાં મંદિરોમાં દર્શન કરીને શ્રીરામકૃષ્ણ પાસે હવે પાછા આવ્યા છે.

મહારાજે ગોળ ઓટલા ઉપર બેઠાં બેઠાં તેમને કહ્યું, 'જરા પાણી બાણી પીઓ.' પંડિત કહે, ' મેં હજી સંધ્યા કરી નથી.'

એકાએક શ્રીરામકૃષ્ણ ભાવમસ્ત હાલતમાં આવી જઇને ગાવા લાગ્યા અને ગાતાં ગાતાં ઉભા થઇ ગયા.

"ગયા, ગંગા, પ્રભાસ, કાશી, કાંચી વગેરે તીર્થોની મારે કશી પરવા નથી. કાલીનું નામ જપતાં જપતાં મારા હૃદયમાં અજપા જાપ થતોજ આવે છે. જે માણસ સવારે, સાંજે અને બપોરે કાલિનું નામ જપે છે તેને સંધ્યા કરવાની જરૂર રહેતી નથી. સંધ્યા પોતે તેની પૂઠે પૂઠે ફરે છે પણ તેને પ્રાપ્ત કરી શકતી નથી. તેને પૂજા, હોમ, યજ્ઞ, યાગની કશાની જરૂર રહેતી નથી; કેમકે બ્રહ્મમયીના રતુમડા ચરણ આગળ તેણે મદનનું બલિદાન આપી દીધું છે."

આ પદ ગવાઇ રહ્યા પછી શ્રીરામકૃષ્ણજી પ્રેમોન્મત્ત અવસ્થામાં બોલ્યા ' સંધ્યા ક્યાંસુધી કરવાની જરૂર છે ? જ્યાંસુધી ૐકારનો ઉચ્ચાર કરતાં કરતાં મનનો લય ન થાય ત્યાંસુધીજ. '

પંડિતઃ—વારૂ, ત્યારે પ્રથમ પાણી પીઉં છું; પછી સંધ્યા કરીશ.

શ્રીરામકૃષ્ણઃ—હું કાંઇ તમારા નિયમનો ભંગ કરાવવા ઇચ્છતો નથી. ખરો સમય આવ્યા વગર કર્મનો ત્યાગ કરવો ઉચિત નથી. ફળ બેઠા પછી ફૂલ એની મેળેજ ખરી પડે છે. નાળીએર કાચાં હોય તે વખતે તોડવાં નહિ; તોડવાથી આખું ઝાડ ખરાબ થઇ જાય છે.

સુરેન્દ્ર હવે ઘેર જવાને પ્રવૃત્ત થયો અને પોતાના મિત્રોને કહ્યું કે તમે પણ મારી ગાડીમાં આવજો.

સુરેન્દ્રઃ—મહેન્દ્ર બાબુ પણ ભલે અમારી સાથે આવે.

પરમહંસજી હજી પણ ભાવાવિષ્ટ હાલતમાં હતા—બરાબર શુદ્ધિમાં આવ્યા ન હતા. એવી અવસ્થામાં તેમણે સુરેન્દ્રને કહ્યું, "તારા ઘોડાથી જેટલાનો ભાર ખેંચાય એટલા માણસનેજ ગાડીમાં બેસાડજે; વધારે બેસાડતો નહિ."

સુરેન્દ્રે પ્રણામ કરીને રજા લીધી. પંડિત સંધ્યા કરવા ગયા. માસ્તર અને બાબુરામને કલકત્તે જવું હતું તેથી તેમણે પ્રણામ કર્યા. શ્રીરામકૃષ્ણ હજી પણ ભાવસ્થ હતા.

શ્રીરામકૃષ્ણ:—(માસ્તરને) હમણાં મારાથી વધુ બોલી શકાય એમ નથી;જરા બેસો.

માસ્તર બેઠા અને મહારાજ આજ્ઞા કરે તેની રાહ જોવા લાગ્યા. પરમહંસજીએ બાબુરામને પણ બેસવાને ઇસારત કરી. પછી શ્રીરામકૃષ્ણે તેને પંખો કરવાની આજ્ઞા કરી. તે ઉપરથી બાબુરામ અને માસ્તર બેઉ પંખો કરવા લાગ્યા.

શ્રીરામકૃષ્ણ:—કેમ હમણાં પ્રથમની માફક આવતા નથી ?

માસ્તર:—જી, કાંઇ ખાસ કારણ ન હતું–ઘેર જરા કામ હતું.

શ્રીરામકૃષ્ણ:—બાબુરામનું ઘર કયાં છે તેનો પત્તો મને ગઇ કાલે મળ્યો. માટેજ હમણાં મેં એને અહિં રહેવાનું કહ્યું છે ! જયારે વખત આવે છે ત્યારેજ પક્ષીનાં બચ્ચાં ઇંડાનાં કોટલાં ફોડીને બહાર નીકળે છે ! શું સમજ્યા ? એનો આત્મા ઘણોજ વિશુદ્ધ છે–હજી એ કામિનીકાંચનની જાળમાં સપડાયો નથી. કેમ ખરૂં છે ને ?

માસ્તર:—હા, અત્યાર સુધી એને કોઇ જાતનો ડાઘ લાગ્યો નથી.

શ્રીરામકૃષ્ણ:—નવા વાસણમાં દૂધ રાખીએ તો તે બગડી જતું નથી. ખોરા ઘીવાળા વાસણમાં રાખ્યાથી બગડી જાય છે. તેમ શુદ્ધ અંતઃકરણ હોય તોજ તેમાં આત્મજ્ઞાન સચવાઇ રહે છે.

માસ્તર:—હા જી.

શ્રીરામકૃષ્ણ:—બાબુરામને અહિં રહેવાની જરૂર છે. મારી અવસ્થા પણ એવી થઇ ગઇ છે કે તેથી મારી પાસે એના જેવો માણસ હોય તો સારૂં. એ કહે છે કે હું થોડે થોડે દહાડે આવતો રહીશ. એકદમ આવું તો ઘેર કજીઓ થાય અને નકામો કોલાહલ ઉપસ્થિત થાય. મેં કહ્યું કે શનિવાર રવિવારે આવ્યા કરજે.

આ વાત ચાલતી હતી એટલામાં પંડિત સંધ્યા કરીને પાછા આવ્યા. તેમની સાથે ભૂધર તથા તેનો મોટો ભાઇ હતો. હવે પંડિતે જળપાન કર્યું. ભૂધરના મોટા ભાઇએ શ્રીરામકૃષ્ણને પૂછયું કે 'અમારા લોકોનું શું થશે ?–અમારે કરવું શું તે જરા કહેશો ?'

શ્રીરામકૃષ્ણ:—તમે તો મુમુક્ષુ છો., તમારૂં હૃદય વ્યાકુળ થશે એટલે આપોઆપ તમને ઇશ્વરની પ્રાપ્તિ થશે. શ્રાદ્ધનું અન્ન ખાતા નહિ. સંસારમાં રહેવું પણ વ્યભિચારિણી સ્ત્રીની માફક રહેવુ. વ્યભિચારિણી સ્ત્રી ઘરનું કામકાજ ચિત્ત રાખીને કરે છે, પણ તેનું મન તો રાતદિવસ તેના પ્રિયતમમાંજ ચોંટેલું હોય છે. સંસારને લગતાં કામકાજ કરવાં ખરાં, પણ ચિત્ત તો ઇશ્વરમાંજ ચોંટાડી રાખવું.

પંડિત પાણી પીવા ઉઠયા. પરમહંસજીએ કહ્યું કે આસન ઉપર બેસીને નિરાંતે પીઓ. પાણી પીધા પછી પરમહંસજીએ પંડિતને કહ્યું કે, તમે તો ગીતાનું અધ્યયન કર્યું હશે. જેને સઘળા માણસો માન આપે તેનામાં ઇશ્વરની વિશેષ શક્તિ હોવી જોઇએ.

પંડિતઃ—यद्यद्विभूतिमत्सत्त्वम्–

શ્રીરામકૃષ્ણઃ—તમારામાં તેની શક્તિનો અંશ અવશ્ય છેજ.

પંડિતઃ—જી મહારાજ ! જે જીવનવ્રત મેં લીધું છે તે વ્રત મારે પરિશ્રમ કરીને પૂર્ણ કરવું કે નહિ ?

શ્રીરામકૃષ્ણ જાણે નાછલાજે બોલતા હોય તેમ બોલ્યા, 'હા થશે.'

ત્યાર પછી એ વાતને તેઓ બીજી વાત કરીને દબાવી દેતા હોય તેમ બોલ્યા, ઇશ્વરની શક્તિને માનવીજ પડે છે. વિદ્યાસાગર કહે છે કે ઇશ્વર શું અમુક માણુસને વધારે અને અમુક માણુસને શું ઓછી શક્તિ આપે છે ? મેં કહ્યું કે, જો તેમ ન હોય તો ઘણીવાર એક માણુસ જાતે સો માણસોને મારી હઠાવે છે તેનું શું કારણ? મહારાણી વિક્ટોરીયામાં વિશેષ શક્તિ ન હોય તો તેનું આટલું બધું માન અને આવો યશ હોવાનું કારણ શું ? પછી મેં તેમને પૂછ્યું કે હવે તમારાથી એ વાત મનાય છે કે નહિ ? તેમણે કહ્યું કે મનાય છે.

હવે પંડિતે રજા માગી. તે ઉઠીને ઉભા થયા અને શ્રીરામકૃષ્ણને દંડવત્ પ્રણામ કર્યા. તેમની સાથે તેમના મિત્રોએ પણ પ્રણામ કર્યા.

શ્રીરામકૃષ્ણે કહ્યું કે, આવતા રહેજો. ગાંજાખોરીને ગાંજાખોરી મળે ત્યારે બહુ આનંદ થાય છે. એવો આનંદ થાય છે કે બેઉ જણ એક બીજાના ગળામાં હાથ નાખીને ભેટે છે. બીજા માણુસને જોઇને ગાંજાખોરી મોં સંતાડે છે. ગાય પણ પોતાની ઓળખીતી ગાયને ચાટવા મંડી જાય છે. બીજાને શીંગડું બતાવે છે.

પંડિતજી ચાલતા થયા. તેમના ગયા પછી શ્રીરામકૃષ્ણ હસીને બોલ્યા, એક દિવસમાંજ 'ડાયલ્યુટ' થઇ ગયા. (પીગળી ગયા.) જુઓ, એ પંડિત કેવા નમ્ર છે ! બધુંએ માને છે !

આજે આષાઢ સુદ સાતેમ હતી. પશ્ચિમ તરફના ઓટલા ઉપર અજવાળું પથરાઇ ગયું હતું. હજી પણ રામકૃષ્ણ ત્યાંજ બેઠા હતા. માસ્તરે પણ પ્રણામ કર્યા અને જવાની આજ્ઞા માગી. પરમહંસજીએ તેને વહાલસહિત કહ્યું કે, 'જાય છે ?'

માસ્તરઃ—હાજી, પાછો આવીશ.

શ્રીરામકૃષ્ણઃ—એવું મન થાય છે કે જાણે બધાને ઘેર એક એકવાર આવી જાઉં. તમારે ઘેર પણ એકવાર આવું ?

માસ્તરઃ—આવો ત્યારે તો સારૂંજ તો.

## આપનાર તો એકલો ઇશ્વરજ છે.–ભિખારી પાસે ભીખ શામાટે માગવી ?

શ્રીરામકૃષ્ણ દક્ષિણેશ્વરના કાલિકામંદિરમાં પોતાના રહેવાના ઓરડામાં નાના

ખાટલા ઉપર બેઠા છે. કાર્તિક વદ સાતેમ અને ૧૮૮૪ ના નવેંબરની નવમી તારીખ છે. શિષ્યો એક પછી એક આવવા લાગ્યા છે. વિજયકૃષ્ણ ગોસ્વામી તથા બીજા પણ કેટલાક બ્રાહ્મભક્તો આવી પહોંચ્યા છે.

શિયાળાને લીધે પરમહંસજી મહારાજને એક ડગલાની જરૂર હતી તેથી તે લાવવાને તેમણે માસ્તરને કહ્યું હતું. માસ્તરે સેનાના ડગલા ઉપરાંત જાડા જીનનો ડગલો પણ આણ્યો હતો.

શ્રીરામકૃષ્ણ:—આ ડગલો તમે પાછો લઇ જાઓ. તમારે પહેરવા ચાલશે. મેં તમને કેવો ડગલો લાવવાનું કહ્યું હતું

માસ્તર:—જી, આપે તો સફેદ અને સાદો સેનાનો ડગલો મંગાવ્યો હતો. જીનના ડગલાની આપે વાત કરી નહતી.

શ્રીરામકૃષ્ણ.—ત્યારે એ જીનનો ડગલો પાછો લઇ જાઓ. (વિજયને) જુઓ, દ્વારિકાબાબુ મારે સારૂ બનાત લાવ્યા હતા અને વળી એક કામળી પણ લાવ્યા તેથી તે પણ મેં લીધી ન હતી.

શ્રીરામકૃષ્ણ કાંઇક વિશેષ બોલવા જતા હતા એટલામાં વિજયે બોલવા માંડયું તેથી તે બોલતા અટકયા.

વિજય:—જી. એમાં શી મોટી વિસાત હતી ? જે ચીજની જરૂર હોય તે લેવી. એક માણસ પાસેથી નહિ લો તો બીજા પાસેથી લેવી પડશે. માણસ સિવાય બીજો તો કોઇ આપનાર નથી ને ?

શ્રીરામકૃષ્ણ:—આપનાર તો એકલો ઈશ્વરજ ! માણસ શું આપવાનો હતો ?

એક ફકીર અકબર બાદશાહ પાસે થોડુંક દ્રવ્ય માગવા ગયો હતો. તે વખતે બાદશાહ નિમાજ પડતો હતો. બાદશાહે પ્રાર્થના કરતાં કહ્યું કે, હે ખુદા ! મને ધન આપજે, ઐશ્વર્ય આપજે. ફકીરે આ બોલ સાંભળીને ચાલવા માંડયું પણ અકબરે તેને ઇસારતથી કહ્યું કે બેસો. નિમાજ પડી રહ્યા પછી તેણે ફકીરને પૂછ્યું કે તમે આવ્યા હતા કેમ અને જાઓ છો કેમ ? ફકીરે કહ્યું કે તમે ખુદા પાસે હમણાંજ ધન માગતા હતા, તેથી મેં વિચાર કર્યો કે જો ભીખ માગવી તો ભિખારી પાસે શામાટે માગવી ?

વિજય:—મેં ગયામાં એક મહાત્મા જોયો હતો. પોતે કશો ઉદ્યમ પણ કરતો ન હતો, તેમ કોઇ પાસે માગતો પણ ન હતો. એક દિવસ કેટલાક ભક્તોને જમાડવાની તેને ઈચ્છા થઇ. તેની પાસે જઇને જોયું તો તેના માથા આગળજ ઘી લોટ બધું આવી પહોંચેલું હતું. મેવો મીઠાઇ પણ હતાં.

શ્રીરામકૃષ્ણ:—ઉત્તમ ભક્તો નિર્વાહમાટે કશો પણ પ્રયત્ન કરતા નથી. મધ્યમ ભક્તો 'નમો નારાયણ' બોલીને ઉભા રહે છે, અને અધમ ભક્તોને કાંઇ ન આપીએ

તો તોફાન મચાવે છે.

ઉત્તમ ભક્તો અજગરના જેવી વૃત્તિ રાખે છે અને બેઠાં બેઠાંજ તેમનો નિર્વાહ થાય છે. અજગર પોતાની જગ્યાએથી ખસતો નથી, તેનો આહાર તેના મોંમાં આવીને પડે છે. એક સાધુનો ચેલો બાળબ્રહ્મચારી હતો. સંસારની ગતાગમ નહોતી. એક યુવાન સ્ત્રીએ તેને ભિક્ષા આપી. તે સમયે તે સ્ત્રીની છાતીએ સ્તન જોઇને તે ભોળો બાળક વિચાર કરવા લાગ્યો કે શું એની છાતીએ મોટાં ગૂમડાં થયાં હશે! આખરે તેનાથી પૂછ્યા વગર રહેવાયું નહિ. જવાબમાં એક વૃદ્ધ સ્ત્રીએ તેને કહ્યું કે એ ગૂમડાં નથી, પણ એ બાઇને પેટ છોકરાં થાય તેના પોષણને માટે એમાં દૂધ ઉત્પન્ન થશે. હજી એને છોકરાં થયાં તો નથી, છતાં ઈશ્વરે તેમના પોષણને માટે અગાઉથી બંદોબસ્ત કરી રાખ્યો છે. આ વાત સાંભળીને બ્રહ્મચારી ચકિત થઇ ગયો, અને બોલ્યો કે જો એમજ છે તો મારે પણ ભિક્ષા માગવાની જરૂર નથી. મારે માટે પણ તેણે ખાવાનું તૈયાર રાખ્યું હોવું જોઇએ.

આ વાત સાંભળીને કેટલાક શિષ્યો પોતાના મનમાં એવો વિચાર કરવા લાગ્યા કે આપણે પણ કશો પ્રયાસ કરવાની જરૂર નથી.

શ્રીરામકૃષ્ણ:—તોપણ જેમનો અભિપ્રાય એવો હોય કે આપણે ઉદ્યમ કરવો જોઇએ તો તેવા માણસોની ઉદ્યમ કરવાની ફરજ છે.

## ઉત્તમ ભક્તોનું મન પ્રભુ તરફજ રહ્યા કરે છે.

વિજય:—ભક્તમાળમાં એવી એક ઘણીજ સરસ વાત છે.

શ્રીરામકૃષ્ણ:—તમે કહો જોઇએ.

વિજય:—ના, આપજ કહો.

શ્રીરામકૃષ્ણ:—ના, ના, તમેજ કહો. મને બરાબર યાદ પણ નથી. પહેલાં હું એવી કથાઓ સાંભળતો. હાલ મારી એવી અવસ્થા રહી નથી. હનુમાને કહ્યું હતું કે હું તો તિથિ નક્ષત્ર વગેરે કશુંએ જાણતો નથી; માત્ર નામનુંજ ચિંતન કરૂં છું.

ચાતક કેવળ આકાશનુંજ પાણી પીએ છે. તરસને લીધે જીવ જતો હોય તોપણ ઉંચુંજ મોં રાખે અને આકાશમાંથી વરસાદનું ટીપું પડે તેજ ઝીલીને પીએ. ગંગા, યમુના, સાત સમુદ્ર જળથી ભરપૂર હોય તોપણ પૃથ્વી ઉપરનું પાણી તેને કશા ખપનું નહિ.

ઈશ્વરમાં પૂરેપૂરૂં મન પરોવાયા પછી માણસને તિથિ વારની યાદી બરાબર નથી રહેતી. રામચંદ્રજીએ હનુમાનને કહ્યું કે, તમે સીતાની પાસે લંકામાં ગયા ત્યારે તેને વી હાલતમાં જોઇ ?

હનુમાને કહ્યું, હે રામ ! મેં માત્ર સીતાનું શરીરજ ત્યાં પડી રહેલું જોયું.

પોતાનાં મન પ્રાણ તો તેમણે તમારા પાદપદ્મમાંજ સમર્પણ કરી દીધેલાં છે ! યમ ત્યાં વારંવાર ફેરા માર્યાજ કરે છે, પણ બિચારો કરે શું ? મન, પ્રાણ ન હોય તો શું લઇ જાય ?.

આપણે જેનું ચિંતન કરીએ તેનું કાંઇક સત્ત્વ આપણામાં પ્રવેશ કરવા પામે છે. રાત્રિદિવસ ઈશ્વરનું ચિંતન કરવાથી ઈશ્વરી સત્ત્વની પ્રાપ્તિ થાય છે. મીઠાની પૂતળી સમુદ્ર માપવા જતાં પોતેજ સમુદ્રરૂપ બની ગઇ !

ઈશ્વર ઉપર પ્રેમ ઉત્પન્ન થતાંજ જરા તરા ભાવોદ્દીપન થવા માંડે છે. પછી સંધ્યા વગેરે ફરજીયાત કર્મોની જરૂર રહેતી નથી. પછી તો એકવાર ખરા પ્રેમથી રામનામ લેતામાંજ કરાડો સંખ્યાનું ફળ મળે છે.

વાદળાં જોઇને મોરના હૃદયમાં પ્રેમનું ઉદ્દીપન થાય છે અને કળા કરીને થન થન નાચે છે. એવીજ રીતે શ્રીકૃષ્ણને માટે રાધાજીને ઉદ્દીપન થતું. વાદળાં જોઇને તેમને શ્રીકૃષ્ણનું સ્મરણ થઇ આવતું.

એકવાર ચૈતન્ય ભગવાન મેડગામ નામના કોઇ સ્થાન પાસે થઇને જતા હતા. એમના સાંભળવામાં આવ્યું હતું કે એ ગામની માટીનાં ખોલ ( બજાણીયાના ઢોલ જેવા દેખાવવાળું વાજીંત્ર ) બને છે. ખોલ યાદ આવતાંજ તે ભાવાવિષ્ટ થઇ ગયા; કેમકે કીર્તન કરતી વેળા ખોલ વગાડવામાં આવે છે.

પ્રેમનું ઉદ્દીપન કોને થઇ શકે ? જેમની વિષયાસક્તિનો નાશ થઇ ગયો હોય તેમનેજ થઇ શકે. ભીંજાયલી દીવાસળીને ઘસ્યાજ કરોને ! ભાગી જશે પણ નહિ સળગે. પણ સૂકાઇ ગયા પછી ઘસતાં વારનેજ સળગી ઉઠશે. દેહનાં સુખદુઃખ તો સર્વને છેજ; પરંતુ જેને ઈશ્વરપ્રાપ્તિ થઇ ચૂકી છે તે પોતાનાં મન, પ્રાણ, દેહ, આત્મા બધું તેનેજ સમર્પણ કરી દે છે. પંપા સરોવરમાં સ્નાન કરતી વખતે રામ લક્ષ્મણે સરોવરની પાસે એક ઠેકાણે જમીનમાં પોતાનાં ધનુષ્ય દાટી રાખ્યાં. સ્નાન કરી રહ્યા પછી લક્ષ્મણે ધનુષ્ય બહાર કહાડયાં ત્યારે તે લોહીથી ખરડાયલાં દીઠાં. રામે એ જોઇને કહ્યું, ' ભાઇ, જુઓ તો, જરૂર કોઇ બિચારો જીવ માર્યો ગયો હશે ' લક્ષ્મણે થોડી માટી ખોતરી જોયું તો એક મોટો દેડકો મરવાની તૈયારીમાં હતો. રામે કરુણ સ્વરે તેને કહ્યું, ' તેં અવાજ શામાટે ન કર્યો ? તેમ કર્યું હોત તો અમે તને બચાવી લેત. સાપ તને પકડે છે ત્યારે તો ખૂબ બૂમો પાડે છે !' દેડકાએ કહ્યું કે, જ્યારે સાપ મને પકડે છે ત્યારે તો હે રામ ! મારૂં રક્ષણ કરો ! મારી વહારે ધાઓ ! એવી ચીસો હું પાડું છું; પણ અત્યારે તો મને મારનાર રામજ હતા! હવે મારે કોને વહારે બોલાવવા !

## જ્ઞાનીની સ્થિતિ

પછી શ્રીરામકૃષ્ણ થોડીવાર શાંત રહ્યા અને ભક્તો તરફ જોવા લાગ્યા. તેમના સાંભળવામાં આવ્યું છે કે મહિમાચરણ ગુરુને માનતો નથી. હવે તેઓ બોલવા લાગ્યા.

શ્રીરામકૃષ્ણઃ—ગુરુના વચન ઉપર વિશ્વાસ રાખવો. તે કહે તેમ કરવું પણ કરે તેમ કરવું નહિ. સાવરણી છે તો અસ્પૃશ્ય, પણ તે સ્થાનને શુદ્ધ કરે છે.

મહિમાચરણ વેદાંતની ચર્ચા કરે છે: બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત કરવું એજ તેનો ઉદ્દેશ છે. તે જ્ઞાનમાર્ગનું અનુસરણ કરે છે અને હમેશાં તત્ત્વચિંતન કરે છે.

શ્રીરામકૃષ્ણઃ—( મહિમાચરણને ) જ્ઞાનીનો ઉદ્દેશ પોતાના મૂળ સ્વરૂપને ઓળખવાનો હોવો જોઇએ. એનુંજ નામ જ્ઞાન અને એનુંજ નામ મુક્તિ. પરબ્રહ્મ એજ પોતાનું ખરૂં સ્વરૂપ છે. હું અને પરબ્રહ્મ એકજ છીએ; માયાને લીધે જૂદાપણું વૃથાજ ભાસે છે. બીજું કાંઇજ કરવાનું નથી; સોના ઉપર થોડી માટી ચડી ગઇ છે તેનેજ ઉખાડી નાખવાની છે.

ભક્તનો અહંભાવ રહે છે પણ જ્ઞાની તે રહેવા દેતો નથી. સ્વરૂપમાં સ્થિતિ કેવી રીતે કરવી તે વિષે ન્યાંગટા (તોતાપુરી) ઉપદેશ આપતો–મનનો બુદ્ધિમાં લય કરવો અને બુદ્ધિમાં આત્માનો લય કરવો. એ પ્રમાણે કરીએ એટલે સ્વસ્વરૂપમાં સ્થિતિ થઇ જાય. છતાં ગમે તેમ કરો, પરંતુ ( સ્વરૂપમાથી ઉત્થાન થયા પછી ) અહંભાવ તો રહેવાનોજ; ( શરીર છે ત્યાંસુધી ) સમૂળો તો નહિજ જાય. એક અનંત જળનો મહાસાગર છે–ઉપર, નીચે, આગળ, પાછળ, ડાબે હાથ, જમણે હાથ, બધી દિશાઓ જળથી સચરાચર ભરાઇ ગઇ છે. એ જળની અંદર પાણીથી ભરેલો એક ઘડો રાખેલો છે. તેની અંદર પણ પાણી છે અને બહાર પણ પાણી છે; તોપણ ઘડો તો રહેવાનોજ. (શરીર છે ત્યાંસુધી,) અહંભાવ પણ એ ઘડાને ઠેકાણે છે.

જ્ઞાનીનું શરીર તો જેવું ને તેવુંજ રહે છે; પણ જ્ઞાનાગ્નિવડે કામ ક્રોધ વગેરે રિપુઓનું મૂળ બળીને ભસ્મ થઇ જાય છે. ઘણા વખત ઉપર એકવાર વરસાદનું ભારે તોફાન થયું હતું. તે વખતે કાલીમંદિર ઉપર વિજળી પડી હતી. મેં ત્યાં જઇને જોયું તો ઇમારતનાં પાટીઆંને કશી ઇજા નહિ થએલી; પણ તેને જડેલા સ્ક્રૂ વગેરેનાં માથાં ભાગી ગયાં હતાં. લાકડાનાં પાટીઆં તે શરીરને ઠેકાણે છે અને સ્ક્રૂ ખીલા વગેરે તે નાના પ્રકારની આસક્તિઓને ઠેકાણે છે.

**જ્ઞાનીને માત્ર ઈશ્વરનીજ વાતો સાંભળવાનું અને કહેવાનું ગમે છે.** દુનિયાદારીને લગતી વાતો તેમને ગમતીજ નથી. સંસારી માણસો એથી ઉલટીજ પ્રકૃતિના હોય છે. તેમને માથેથી અવિદ્યારૂપી પાઘડી ખસતીજ નથી. ફરી ફરીને તેઓ દુનિયાદારીનીજ વાતો કહાડે છે.

વેદાંતમાં સાત ભૂમિકાઓની વાત આવે છે. જ્યારે જ્ઞાની પાંચમી ભૂમિકાએ

આવે છે ત્યારે તેને ઇશ્વર સંબંધી ચર્ચા સિવાય બીજું કાંઇજ સાંભળવું કે બોલવું ગમતું નથી. એવી અવસ્થા થયા પછી તેના મોંમાંથી જ્ઞાનોપદેશ સિવાય બીજું કાંઇજ નીકળતું નથી. આ બધી હકીકત કહીને શ્રીરામકૃષ્ણ પોતાની અવસ્થા સંબંધે તો ઇસારો નહિ કરતા હોય ? વળી તેઓ આગળ બોલ્યાઃ—

વેદાંતમાં ' સચ્ચિદાનંદ બ્રહ્મ ' એવું નામ આવે છે. બ્રહ્મ એક પણ નથી અને બે પણ નથી. તે છે એમ પણ કહેવાય નહિ અને નથી એમ પણ કહેવાય નહિ. ( કેમકે એકની અપેક્ષાએજ બે અને અનેકની અપેક્ષાએજ એક કહી શકાય છે. )

## પ્રેમભક્તિ અને વૈધિભક્તિ

શ્રીરામકૃષ્ણ:—રાગભક્તિ ઉત્પન્ન થયાથી એટલે ઇશ્વરપ્રત્યે પ્રેમ ઉત્પન્ન થયાથી તેની પ્રાપ્તિ થઇ શકે છે.

આટલા જપ કરવાજ જોઇએ; આટલો વખત ધ્યાન કરવું જોઇએ; આટલા યાગ, યજ્ઞ અથવા હોમ કરવાજ જોઇએ; આવા આવા ઉપચાર સહિતજ પૂજન કરવું જોઇએ; પૂજા કરતી વખતે અમુક અમુક મંત્રો બોલવાજ જોઇએ; આ બધાં વૈધીભકિતનાં લક્ષણ છે.

પરંતુ ઇશ્વરાનુરાગ ઉત્પન્ન ન થાય ત્યાંસુધી લેશમાત્ર પણ સિદ્ધિ થતી નથી. કેટલાએ લોકોને આપણે બોલતા સાંભળીએ છીએ કે, અરે ભાઇ ! કેટલાં વરસ સુધી હવિષ્યાન્ન ખાધું, ઘરમાં દેવ પધરાવ્યા, પણ કશુંએ વળ્યું નહિ !

વળી રાગભકિતમાં પતનનો ભય નથી પણ એ રાગભકિત કોને પ્રાપ્ત થઇ શકે ? જેમણે અનેક પ્રકારનાં શુભ કાર્ય કર્યાં હોય અથવા જેઓનો યોગ પૂર્વજન્મમાં અધૂરો રહેલો હોય છે તેમનેજ. એક માણસને ઘરના આંગણામાં ઉગેલાં ઝાડી ઝાંખરાં કાપતાં કાપતાં ફુઆરો જડી આવ્યો. તેના ઉપર માટી જામી ગઇ હતી. તે ઉખડી જતાંજ ફરફરાટ કરતો ફુઆરો ઉડવા લાગ્યો !

જેમને રાગભકિત થએલી હોય છે તેઓ એમ કદિ બોલતા નથી કે, ભાઇ ! આટલાં વરસ હવિષ્યાન્ન ખાધું, પણ કશુંએ વળ્યું નહિ.

નવા સવા ખેતી કરનારાને જો એકાદ વરસ પાક ન મળે તો કદાચ તેઓ બીજે વરસે ખેતી કરતાં ડરે; પણ જેઓ વંશપરંપરાથી ખેતી કરતા આવ્યા છે તેઓ તો પાકે યા ન પાકે તોપણ ખેતી તો કરવાનાજ ! તેઓ જાણે છે કે આ વરસે નહિ તો આવતે વરસે પણ ખેતરમાં પાક થયા વગર તો રહેશેજ નહિ.

રાગભક્તિવાળા ભકતો સર્વભાવે ઇશ્વરપ્રત્યે આંતરિક સ્નેહ રાખે છે અને તેના તરફની બધી જવાબદારી ઇશ્વર પોતે માથે લે છે. જેઓ દવાખાનામાં એકવાર જઇ રહે છે તેમને આરામ થતાંસુધી ડૉક્ટર છોડતો નથી.

જે પોતે ઈશ્વરને વળગીને ચાલે તેને કદાચ પડી જવાનો ભય રહે, પણ ઈશ્વર જેને પકડી રાખે છે તેને તો તેવો ભય હોતોજ નથી. છોકરો પોતાના બાપનો હાથ પકડીને ખેતરની પાળ ઉપર ચાલતો હોય તો તે કદાચ પોતાની ગફલતથી ખાડામાં પડી જાય ખરો; પણ બાપે જો તેનો હાથ પકડયો હોય તો તે કદિ પડી જશે નહિ.

શ્રદ્ધાવડે શું નથી થઇ શકતું ? જેઓ ખરા ભકત છે તેમને ઈશ્વરનાં તમામ સ્વરૂપમાં શ્રદ્ધા હોય છે. સાકાર, નિરાકાર, રામ, કૃષ્ણ, શિવ, શક્તિ સર્વમાં શ્રદ્ધા હોય છે.

એકવાર હું મારે વતન જતો હતો. રસ્તામાં ભારે વાવાઝોડુ થયું. વળી સીમમાં લૂટારાઓની ધાસ્તી હતી. મેં એ વખતે બધાને સંભારી સંભારીને બોલાવ્યા—રામ, કૃષ્ણ અને ભગવતી; તેમજ હનુમાનજીને પણ બોલાવ્યા.

જ્યારે કોઇ નોકર પોતાના શેઠ પાસેથી બજારમાંથી સોદો લાવવાને માટે પૈસા લે છે ત્યારે તે જૂદા જૂદા પૈસા ગણે છે. આટલા પૈસાના બટાટા, આટલા પૈસાનાં વેંગણ, આટલા પૈસાની ભાજી એ પ્રમાણે; પણ બધાનો હિસાબ કર્યા પછી બધા પૈસા એકઠા કરીને ગજવામાં મૂકી દે છે !

ઈશ્વરના ઉપર દઢ પ્રેમ ચોંટયા પછી માત્ર તેને વિષેજ બોલવાની ઇચ્છા થાય છે. દુનિયાદારીની વાતો ઉપર કંટાળો આવે છે. જેના ઉપર જેને પ્રેમ છે તેનીજ વાતો સાંભળવાનું તેને ગમે છે.

સંસારી માણસો જ્યારે પોતાનાં છોકરાંની વાતો કરવા બેસે છે ત્યારે તેઓ હરખથી ઘેલા થઇ જાય છે. જ્યારે કોઇ તેમના સાંભળતાં તેમનાં છોકરાંનાં વખાણ કરે ત્યારે તેઓ એવા તો ફૂલાઇ જાય છે કે છોકરાને કહેશે કે જા, તારા આ કાકાને સારૂ પીવાનું પાણી લાવ !

જેમને શેરડી ભાવે છે તેમની આગળ જો શેરડીનાં વખાણ કરીએ તો તેઓ ઘણા ખુશ થાય છે, અને જો કોઇ તેવા માણસના સાંભળતાં શેરડીની નિંદા કરે તો તેઓ ખીજવાઈ કહે છે કે તારી સાત પેઢીમાંથી કોઇએ શેરડી ખાધી હતી ? તું શેરડીની વાતમાં સમજે શું ?

પછી શ્રીરામકૃષ્ણ મહિમાચરણને સંબોધીને બોલવા લાગ્યા, કારણ કે તે ગૃહસ્થ હતો.

શ્રીરામકૃષ્ણઃ—સંસારનો એકદમ સામટો ત્યાગ કરવાની કશી જરૂર નથી. આસક્તિ છૂટી જાય એટલે બસ. તોપણ સાધન કરવાની તો જરૂરજ છે. ઈંદ્રિયોની સાથે યુદ્ધ કરવું પડે છે. જો કિલ્લાની અંદર રહીને યુદ્ધ કરીએ તો તે ઘણું સહેલું થઇ પડે છે. કિલ્લામાં રહ્યાથી ઘણી જાતની અનુકૂળતા મળી આવે છે. સંસાર એ ભોગનું સ્થાન છે; પણ ભોગમાંજ આસક્ત ન થઇ રહેતાં એક એક વસ્તુને ભોગવ્યા પછી તેનો ત્યાગ કરતા જવું. એકવાર મને એવું મન થયું કે જાણે સોનાનાં કડાં પહેરૂં. ઇચ્છા થઇ એટલે કડાં મળી આવ્યાં અને મેં હાથે પહેર્યાં. પણ પહેરીને તરતજ કહાડી નાખ્યાં.

એકવાર વળી મને કાંદા ખાવાનું મન થયું. કાંદા ખાતો ગયો અને મનને કહેતો ગયો કે, હે મન ! આનું નામ કાંદા ! પછી મોંમાં કાંદાનો કટકો મૂકી આમ તેમ હલાવીને થુંકી નાખ્યો.

## કીર્તનાનંદ

આજે શ્રીરામકૃષ્ણજીની પાસે એક ગવૈયો આવનાર હતો. તે પોતાની મંડળી સાથે તેમની આગળ કીર્તન કરવાનો હતો. તેઓ પોતાના શિષ્યોને પૂછતા હતા કે કીર્તનકાર ક્યાં છે ?

એટલામાં એક જણ બીજા ઓરડામાંથી બોલ્યો કે કીર્તનકાર આવે છે. શ્રીરામકૃષ્ણ આ સમાચાર સાંભળીને ઘણા ખુશ થયા અને ' ખરે ! તે આવે છે ? ' એટલુંજ બોલ્યા.

એકવાર કીર્તન થઇ ચૂક્યું. સાંજ પડયા પછી ફરીથી ચાલ્યું.

મહારાજશ્રીએ વિજયને કહ્યું, 'તમે અહિં કેમ બેઠા છો. ? જરા પાસે આવીને બેસો.'

આ વખતે સંકીર્તનની ખૂબ ધૂમ મચી રહી. મહારાજશ્રી ઉન્મત્ત બનીને નૃત્ય કરવા લાગ્યા. શિષ્યો પણ તેમની આસપાસ ગોળાકૃતિમાં નાચવા લાગ્યા. વિજયને તો નૃત્ય કરતાં કરતાં પોતાનાં વસ્ત્ર ઉતરી પડયાં તેની પણ શુદ્ધિ રહી ન હતી. તદ્દન દિગંબર બની ગયા હતા. દેહનું ભાન જતું રહ્યું હતું.

કીર્તન પૂરૂં થયા પછી વિજય ગોસ્વામી પોતાની પડી ગએલી ચાવી ખોળવા લાગ્યા. મહારાજશ્રીએ કહ્યું કે ' ચાવીને તમારો હરિબોલ ગળી ગયો.' એમ કહીને હસવા લાગ્યા. વળી તેમણે વિજયને કહ્યું, ' એ બધું હવે શામાટે ? ' અર્થાત્ હવે તમારે ચાવી સાથે સંબંધ શામાટે રાખવો જોઇએ ?

મહારાજશ્રી જમીન ઉપર એક આસન નાખીને તેના ઉપર બેસીને વાળુ કરવા લાગ્યા.

વળી ત્યાંથી ઉઠીને પોતાના ખાટલા ઉપર જઇને બેઠા. માસ્તર તેમના ખાટલાની નજીક એક બાજઠ ઉપર બેઠા અને તેમની સાથે વાતો કરવા લાગ્યા. મહારાજશ્રી નારાયણની વાત કરતા કરતા ભાવાવિષ્ટ થઇ ગયા.

શ્રીરામકૃષ્ણ:—આજે મેં નારાયણને જોયો.

માસ્તર:—હાજી, એની આંખ કેવી સ્નિગ્ધ છે ! એનું મોં જોઇને મારી આંખમાં પાણી આવી ગયું !

શ્રીરામકૃષ્ણ:—એને જોતાંજ મને એના ઉપર વાત્સલ્ય પ્રેમ ઉપજે છે. એ અહિં આવે છે તેથી એના ઘરનાં માણસો એને મારે છે. એનો પક્ષ લે એવું કોઇ નથી.

માસ્તર:—(હસીને) હરિપદને ઘેર ચોપડીઓ મૂકીને પલાયન !

શ્રીરામકૃષ્ણ:—એમ કરવું સારૂં નહિ.

થોડીવાર સુધી તેઓ બોલ્યા નહિ. વળી પાછું તેમણે બોલવા માંડયું.

શ્રીરામકૃષ્ણ:—જો, એનામાં ઘણીજ શક્તિ છે. એમ ન હોય તો કીર્તન સાંભળતાં સાંભળતાં મને એની પાસે જવાનું આકર્ષણ કેમ થાય ? મારે ઉઠીને ઘરમાં જવું પડયું. કીર્તન મૂકીને ઉઠયો હોઉં એવું કદિ બનતું નથી.

વળી તે થોડીવાર શાંત બેસી રહ્યા પછી બોલ્યા:—

એના મનની સ્થિતિ વિષે મેં એને પૂછી જોયું હતું. એ તો એકજ ઉત્તર આપે છે કે 'હું આનંદમાં છું.' (માસ્તરને) તમે કોઇ કોઇવાર કાંઇ ખાવાનું લઇને એને ખવડાવજો.





# खंड पीस्तालीशमो

## પ્રલ્હાદનું નાટક જોતાં સમાધિ અને રુદન




રામકૃષ્ણ આજે 'સ્ટાર થીએટર' માં આવ્યા છે. આજે પ્રલ્હાદ-ચરિત્રનું નાટક થવાનું હતું. ૧૮૮૪ ના ડીસેંબરની ૧૪ મી અને રવિવાર છે. થીએટર પ્રેક્ષકોથી ખીચોખીચ ભરાઇ ગયું છે. મહારાજશ્રીની પાસે માસ્તર, બાબુરામ અને નારાયણ બેઠા છે. ગિરીશ ઘોષ ( પ્રસ્તુત નાટકનો રચનાર અને નાટક-શાળાનો માલિક ) પણ આવ્યા છે.

હજી નાટકનો આરંભ થયો નથી. મહારાજશ્રી ગિરીશની સાથે વાતો કરતા બેઠા છે.

શ્રીરામકૃષ્ણઃ—વાહ ! તમે આ બધું ઠીક લખ્યું છે !

ગિરીશ—માત્ર લખી નાખ્યું છે; અંતઃકરણમાં હજી ઉતરી ગયું નથી.

શ્રીરામકૃષ્ણઃ—નહિ, નહિ, ઉતરી ગયુંજ છે. અંતઃકરણમાં સાચી ભક્તિ ન હોય તો આવું સારું ચિત્ર આલેખી શકાયજ નહિ.

લેખનનો વિષય અંતઃકરણમાં રમી રહેવો જોઇએ. કેશવસેનને ઘેર હું 'નવ વૃન્દાવન' નાટક જોવા ગયો હતો. ત્યાં એક ડૅપ્યુટી સાહેબ મારા જોવામાં આવ્યા. તેમને આઠસો રૂપીઆનો પગાર મળતો હતો. લોકો તેમને વિષે કહે છે કે એ ઘણા વિદ્વાન છે. આટલું છતાં પણ તેમના એક છોકરાને માટે ગાંડાઘેલા થઇ જતા ! એ છોકરો કેમ કરવાથી સારી જગ્યાએ બેસવા પામે, કેવી રીતે બધું નાટક જોઇ શકે, એને માટે તે એવા તો અધીરા બની ગયા હતા કે કહેવાની વાતજ નહિ ! આ બાજુ ઈશ્વરવિષયક સંવાદ થતા ગયા, પણ તે તરફ એનું લક્ષ મુદ્દલે નહિ ! ધ્યાન બધું છોકરામાંને છોકરામાંજ ! છોકરો વારે વારે પૂછ્યા કરે કે બાપા આ શું ? અને બાપા પેલું શું ? વિદ્વાન હશે પણ માત્ર ચોપડીઓ વાંચીનેજ. અંતઃકરણમાં જ્ઞાન લેશમાત્ર પણ ઉતરેલું નહિ.

ગિરીશઃ—એવો વિચાર આવે છે કે હવે મારે આ નાટક બાટકની ઉપાધિ શામાટે જોઇએ ?

શ્રીરામકૃષ્ણઃ—ના, ના, કરો છો તે કર્યા કરો. એનાથી લોકોને ઉપદેશ મળે છે.

હવે નાટકની શરૂઆત થઇ. પ્રલ્હાદ નિશાળમાં ભણવા બેઠો હોય એવો દેખાવ રજુ થયો. તે જોઇને પરમહંસજી 'પ્રલ્હાદ' 'પ્રલ્હાદ' એવા સ્નેહભર્યા ઉદ્‌ગાર કરતા કરતા એકદમ ગાઢ સમાધિમાં લીન થઇ ગયા.

જ્યારે પ્રલ્હાદને હાથીના પગ નીચે કચરવામાં આવ્યો અને અગ્નિથી ભરેલા કુંડમાં નાખવામાં આવ્યો ત્યારે તે રડી પડયા.

બીજો એક દેખાવ એવો હતો કે જાણે ગોલોકમાં લક્ષ્મીનારાયણ બેઠા છે અને પ્રલ્હાદને માટે ચિંતા કરી રહ્યા છે. આ દેખાવ જોઇને શ્રીરામકૃષ્ણજી બીજીવાર સમાધિસ્થ થઇ ગયા.

## ઇશ્વરદર્શન પામેલાનાં લક્ષણ

નાટકશાળાના જે ભાગમાં ગિરીશ ઘોષ પોતે બેસતા ત્યાં પધારવા શ્રીરામકૃષ્ણજીને નિમંત્રણ થયું. ગિરીશે કહ્યું, 'વિવાહ વિભ્રાટ' સાંભળવાની મરજી છે ? શ્રીરામકૃષ્ણે કહ્યું, "ના, પ્રલ્હાદ ચરિત્ર જોયા પછી એ બધું શું ? એજ કારણથી મેં ગોપાળની મંડળીને કહ્યું કે તમે છેવટના ભાગમાં થોડીક ઇશ્વરસંબંધી વાત કહેજો. આજના નાટકમાં ભક્તિવિષે સારી ચર્ચા થઈ હતી અને તે સાંભળ્યા પછી 'વિવાહ વિભ્રાટ' !—દુનિયાદારીની વાત ! "

પછી તેઓ ગિરીશ વગેરે ભક્તો સાથે ઇશ્વરસંબંધે વાર્તાલાપ કરવા લાગ્યા.

ગિરીશઃ—મહારાજ ! આપને કેવા પ્રકારનું દર્શન થયું છે ?

શ્રીરામકૃષ્ણઃ—મને એવું દેખાયું છે કે જાણે સાક્ષાત્ ઇશ્વરેજ આ બધાં નાના પ્રકારનાં સ્વરૂપ ધારણ કર્યાં છે. જેમણે નાટક ભજવ્યું હતું તેઓ પણ જાણે આનંદમયી માતાજ હોય એવું મને દેખાયું. જેમણે ગોલોકના ગોપાલકનો પાઠ ભજવ્યો હતો તેઓ પણ મને સાક્ષાત્ નારાયણ સ્વરૂપજ દેખાયા ! બસ, તેણેજ બધાનાં રૂપ ધારણ કર્યાં છે !

ઇશ્વરનું દર્શન બરાબર થયું છે કે નહિ તે જાણવાની અમુક નિશાનીઓ છે. ઇશ્વરદર્શનનું એક લક્ષણ આનંદ છે. એ અવસ્થામાં સંકોચ રહેતો નથી. જેમ સમુદ્રમાં ઉપરની સપાટી ઉપર મોજાં ઉછળે છે પણ તળીઆનું જળ તો શાંત ગંભીરજ હોય છે તેમ ઇશ્વરનું દર્શન કરનારની અવસ્થા બાહ્યદષ્ટિએ ચંચળ દેખાતી હોવા છતાં પણ અંદરથી શાંતજ હોય છે. ઇશ્વરનું દર્શન કરનાર કોઇવાર ગાંડા જેવો તો કોઇવાર પિશાચ જેવો જોવામાં આવે છે. વળી કોઈવાર જડ જેવો દેખાય છે, કેમકે અંદર તેમજ બહાર બધે ઠેકાણે ઇશ્વરનું દર્શન કરીને તે દિગ્મૂઢ થએલો હોય છે. કોઇવાર તે બાળકના જેવું આચરણ કરતો પણ જોવામાં આવે છે. એનામાં

કોઇપણ ગુણ, લાગણી કે ઇચ્છાનું પ્રાબલ્ય હોતું નથી. બગલમાં ધોતીયું મારીને કોઇવાર દિગંબર અવસ્થામાં ફરતો ફરે છે. કોઇવાર નાના બાળકની માફક વર્તે છે તો કોઇવાર બાર પંદર વર્ષના છોકરાની માફક અને કોઇવાર યુવાન માણસની પેઠે પણ વર્તે છે. જ્યારે તે પ્રવૃત્તિ કરે છે અર્થાત્ લોકોને ઉપદેશ આપે છે ત્યારે તે સિંહ જેવો દેખાય છે.

પોતાના અહંભાવને લીધે માણસ ઈશ્વરને જોઇ શકતો નથી. વાદળાં આડાં આવવાથી સૂર્ય દેખાતો નથી. પણ તેથી કરીને સૂર્ય છેજ નહિ એમ કાંઇ કહેવાય? સૂર્ય તો છે તેવોને તેવોજ છે.

## શિષ્યને તેના અધિકાર પ્રમાણે ઉપદેશ

ગિરીશઃ—મહારાજ ! હજી હું શું કર્યા કરૂં છું ! હવે મારે શામાટે કર્મ કરવાં જોઇએ ?

શ્રીરામકૃષ્ણઃ—નહિ, તારે માટે કર્મહીન થવા કરતાં કર્મ કરવાં એજ વધારે હિતકર છે. જમીન સારી પેઠે ખેડાયા પછીજ વાવેતર કરવાથી પાક સારો થાય છે. પણ જે કર્મ કરવાં તે નિષ્કામભાવેજ કરવાં.

## બે પ્રકારના પરમહંસ

પરમહંસ બે પ્રકારના છે. જ્ઞાની પરમહંસ અને પ્રેમી પરમહંસ. જેઓ જ્ઞાની છે તેઓ આપ્તસાર હોય છે અર્થાત્ પોતાનું એકલાનું જ કલ્યાણ તેઓ કરી શકે છે. જેઓ શુકદેવજી જેવા પ્રેમી પરમહંસો છે તેઓ પોતે ઇશ્વરપ્રાપ્તિ કરીને બીજાઓનું પણ કલ્યાણ કરી શકે છે. કેટલાકો કૂવો ખોદી રહ્યા પછી પાવડો કોદાળી કૂવામાંજ નાખી દે છે, એમ જાણીને કે હવે તેમનો કશો ઉપયોગ નથી, પણ કેટલાક લોકો પોતાનું કામ થઇ રહ્યા પછી પણ પાવડો કોદાળી ઘરમાં સાચવી રાખે છે કે જેથી કોઇ પાડોશીના ખપમાં પણ આવે. શુકદેવજી જેવા મહાત્માઓએ સિદ્ધિ પ્રાપ્ત કર્યા પછી પણ પરોપકાર બુદ્ધિથી પોતાનાં પાવડો કોદાળી રહેવા દીધાં હતાં. (ગિરીશને) તમે પણ બીજાઓને માટે રહેવા દેજો.

## શિષ્ય અને ગુરુની આદર્શ સરળતા અને નિરભિમાન

ગિરીશઃ—ત્યારે આપ એવો આશીર્વાદ આપો.

શ્રીરામકૃષ્ણઃ—માના નામમાં શ્રદ્ધા રાખો, એટલે બધુંએ થઇ જશે.

ગિરીશઃ—હું તો પાપી છું.

શ્રીરામકૃષ્ણ:—જે આખો દિવસ 'હું પાપી છું,' 'હું પાપી છું,' એવો વિચાર કર્યા કરે તે આખરે પાપીજ થઇ જાય છે.

ગિરીશ:—મહારાજ ! હું તો એવો પાપી છું કે હું જ્યાં બેસું ત્યાંથી સાત હાથ જમીન ખોદી નાખવી પડે.

શ્રીરામકૃષ્ણ:—એવું શું બોલો છો ? ભલેને, ઓરડામાં હજાર વર્ષનો અંધકાર હોય, છતાં દીવો કરતામાંજ પટ લઇને અંધકાર જતો રહે છે. હજાર વર્ષનો જૂનો અંધકાર છે તેથી કાંઇ તે ધીમે ધીમે જતો નથી.

ગિરીશ:—આપ આશીર્વાદ આપો એટલે બસ.

શ્રીરામકૃષ્ણ:—તમારીજ આંતરિક ભક્તિ જોઇએ. હું શું આશીર્વાદ આપવાનો હતો ? હું તો માત્ર ખાઇપીને તેનું નામ જપું છું.

ગિરીશ:—આંતરિક ભક્તિ તો નથી; પણ એટલો આશીર્વાદ તો આપતા જાઓ.

શ્રીરામકૃષ્ણ:—હું કોણ આશીર્વાદ આપનાર ? નારદ, શુકદેવ જેવા કોઇ હોય તો તેઓ કદાચ—

ગિરીશ:—નારદ વગેરે તો હાલ જોવામાં આવતા નથી. અમે તો આપનેજ જોઇએ છીએ.

શ્રીરામકૃષ્ણ:—ઠીક, શ્રદ્ધા રાખો.

થોડીવાર બધા શાંત બેસી રહ્યા. પછી વળી વાત થવા માંડી.

ગિરીશ:—મને એકજ ઇચ્છા છે કે અહૈતુકી ભક્તિ પ્રાપ્ત થાય.

શ્રીરામકૃષ્ણ:—અહૈતુકી ભક્તિ તો માત્ર ઇશ્વરકોટિના મહાપુરુષોનેજ પ્રાપ્ત થાય છે; સામાન્ય જીવોનો અધિકાર નથી.

સઘળા ચૂપાચૂપ બેઠા છે અને પરમહંસજી અન્યમનસ્કપણે ગાય છે. તેમની નજર ઉંચે હતી.

"શું શ્યામારૂપી અથવા કાલીરૂપી ધન બધાને પ્રાપ્ત થાય છે ? અજ્ઞાન મન સમજતું નથી કે એ તે કાંઇ જેવી તેવી વાત છે ? માના રતુમડા ચરણમાં મન ચોંટાડવું એ શિવજી જેવાને માટે પણ અસાધ્ય જેવું છે. એ ભાવના પ્રતાપથી તો ઇંદ્રિ વગેરે દેવતાઓનું સુખ પણ તુચ્છ લાગે છે. જો માતા આપણા તરફ એકવાર પણ દૃષ્ટિ કરે તો સદાનંદના રસાસ્વાદમાં લીન થઈ જઇએ છીએ. માના ચરણનું દર્શન મોટા યોગી અને મુનિજનોને પણ થવું દુર્લભ છે; તોપણ ગુણહીન કમલાકાંત એનું દર્શન ઇચ્છે છે !"

ગિરીશ:—ખરેખર, ગુણહીન કમલાકાંત એ ચરણનું દર્શન ઇચ્છે છે.

## વ્યાકુળતા કેવી તીવ્ર ઉપજવી જોઇએ ?

શ્રીરામકૃષ્ણ:—( ગિરીશને ) તીવ્ર વૈરાગ્ય ઉત્પન્ન થાય એટલે તેની પ્રાપ્તિ થાય છે. અંતઃકરણ તેને માટે વ્યાકુળ થઇ જવું જોઇએ. એક વાર એક શિષ્યે પોતાના ગુરુને પૂછ્યું કે શું કરીએ તો ઇશ્વરની પ્રાપ્તિ થાય. ગુરુએ કહ્યું કે મારી સાથે ચાલ. એમ કહીને તે શિષ્યને એક તળાવ પાસે લઇ જઇને તેને પકડીને પાણીમાં ડૂબાવી રાખ્યો. પળવાર પાણીમાં ડૂબાવી રાખ્યા પછી તેને બહાર કહાડ્યો અને ગુરુએ તેને પૂછ્યું કે તું પાણીમાં હતો ત્યારે તને શું થતું હતું ? શિષ્ય કહે કે મારો જીવ જાઉં જાઉં થતો હતો. જાણે હમણાં જીવ ગયો, હમણાં જીવ ગયો, એવું થતું હતું. ગુરુ કહે, ભગવાનને માટે જ્યારે તને આવીજ વ્યાકુળતા થશે, જ્યારે **તેને માટે તારો જીવ જાઉં જાઉં થશે ત્યારે તેની પ્રાપ્તિ થઇ શકશે.**

માટેજ હું કહું છું કે ત્રણ પ્રકારના આકર્ષણનું એકસામટું ખેંચાણ થાય ત્યારેજ તેની પ્રાપ્તિ થઇ શકે. વિષયી માણસોનું વિષયભોગ તરફનું આકર્ષણ, સતી સ્ત્રીનું તેના પતિ પ્રત્યેનું આકર્ષણ અને માતાનું પોતાના સંતાન પ્રત્યેનું આકર્ષણ, એ ત્રણ જાતનું આકર્ષણ–એ ત્રણ પ્રકારનો પ્રેમ એકત્રિત થાય અને તે ઇશ્વરને અર્પણ કરવામાં આવે તો તેજ પળે તેનો સાક્ષાત્કાર થાય.

હે મન જેવી રીતે તેને બોલાવવી જોઇએ તેવી રીતે બોલાવી તો જો. જોઉં, શ્યામા કેમ દર્શન ન આપે ? બસ, વ્યાકુળ બનીને તેને બોલાવો તો તેને દર્શન આપવુંજ પડે.

## તીવ્ર વ્યાકુળતા ઉપજાવવા માટે કેવી ભક્તિ કરવી જોઇએ ?

શ્રીરામકૃષ્ણ:—મેં તમને તે દિવસે કહ્યું હતું કે ભક્તિ એટલે મન, વાણી અને શરીરથી તેનું ભજન કરવું તે. શરીરવડે તેનું પૂજન કરવું, કાનવડે તેની કથાઓનું શ્રવણ કરવું, તેના નામ ગુણના કીર્તનનું શ્રવણ કરવું અને મનવડે હમેશાં તેનું ધ્યાન તથા ચિંતન કરવું તેમજ તેની લીલાનું સ્મરણ કરવું. વાણીવડે તેની સ્તુતિ કરવી, તેના નામ અને ગુણનું કીર્તન કરવું વગેરે.

કળિયુગ માટે તો ભક્તિ એજ સાધન છે–હમેશાં તેના નામ અને ગુણનું કીર્તન કરવું, તેમને ઝાઝો વખત ભજન કરવાનો પ્રસંગ ન મળતો હોય તેમણે વધારે નહિ તો સાંજ સવાર બે વખત તાળી પાડીને એકચિત્તે નામ સંકીર્તન કરવું.

હું તેનો ભક્ત છું એવો અહંભાવ તે કાંઇ અહંભાવ નજ કહેવાય. એવો અહંભાવ અજ્ઞાન ઉત્પન્ન કરતો નથી; ઉલટું એથી તો લાભ થાય છે. જેમ તાંદળજાની ભાજી શાકમાં નથી ગણાતી તેમ એવો અહંભાવ અહંભાવમાં નથી ગણાતો. બીજાં શાક ખાવાથી માંદા પડાય, પણ તાંદળજાની ભાજી ખાવાથી તો માંદા માણસ સાજા

થઇ જાય ! માટે બાળકના જેવો નિર્દોષ અહંભાવ બંધનકારક નથી.

પ્રથમ નિષ્ઠા અને પછી ભક્તિ. ભક્તિ પરિપકવ થાય એટલે ભાવ આવવા લાગે છે. જ્યારે ભાવ ઘન થાય છે ત્યારે મહાભાવ આવવા માંડે છે અને છેક છેલ્લે પ્રેમ ઉત્પન્ન થાય છે.

---

## અસામાન્ય મહાપુરુષો તો જ્ઞાન ને ભક્તિ બંનેને અનુભવે છે.

શ્રીરામકૃષ્ણ:—પ્રેમ એ રજ્જુ બરોબર છે. પ્રેમ થયો એટલે પ્રેમરૂપી દોરીવડે ભક્તની સાથે ઇશ્વર બંધાઇ જાય છે. પછી તે દૂર જઇ શકતો નથી. સામાન્ય જીવો ભાવ સુધીજ પ્રગતિ કરી શકે છે. ઉત્તમ કોટિના મહા પુરુષોનેજ મહાભાવ અને પ્રેમની પ્રાપ્તિ થાય છે. ચૈતન્ય ભગવાનને મહાભાવ અને પ્રેમ બેઉ પ્રાપ્ત થયાં હતાં.

જ્ઞાનયોગ એટલે શું ? જે જ્ઞાનવડે પોતાનું મૂળ સ્વરૂપ ઓળખાય તે. હું બ્રહ્મ છું અને એજ મારૂં મૂળ અને સત્ય સ્વરૂપ છે એવું જ્ઞાન પ્રાપ્ત થવું તેનુંજ નામ જ્ઞાનયોગ.

ઉચ્ચ કોટિના ભક્તો બેઉ અવસ્થાનો અનુભવ કરી શકે છે. કોઇવાર મહાભાવ અને પ્રેમનો, તો કોઈ વાર સ્વરૂપસ્થિતિનો. પ્રલ્હાદ કોઇ વાર સ્વરૂપમાં સ્થિતિ કરતો તો કોઇ વાર ઇશ્વરને પોતાનાથી પૃથક્ રૂપે જોઇ સેવ્યસેવકભાવે ભક્તિ પણ કરતો.

હનુમાને રામને કહ્યું હતું કે કોઈ વાર મને એવું થાય છે કે તમે પૂર્ણ છો અને હું અંશ છું; તમે પ્રભુ છો અને હું તમારો દાસ છું; પણ જ્યારે તત્ત્વજ્ઞાનની લહેર આવે છે ત્યારે તો એમજ લાગે છે કે હું તે તમે અને તમે તેજ હું !

શ્રીરામકૃષ્ણ:—સંસારમાં રહીને ઇશ્વરપ્રાપ્તિ ન કેમ થાય ? છતાં વિવેક વૈરાગ્ય તો જોઇએજ. ઇશ્વર એજ સત્ય વસ્તુ છે અને બીજું બધું અનિત્ય છે—બે દિવસનું છે, એવું પાકું જ્ઞાન જોઇએ.

ઉપર ઉપર તર્યા કરીએ તે ન ચાલે. માંહે ડૂબકી મારવી જોઇએ. એમ કહીને પરમહંસજી ગાવા લાગ્યા.

"હે મન ! તું સૌન્દર્યના સમુદ્રમાં ડૂબકી માર. જ્યારે તું તળાતળ અને પાતાળ ખોળી વળીશ ત્યારે તું પ્રેમરત્નરૂપી ધન પામીશ."

શ્રીરામકૃષ્ણ:—પણ ડૂબકી મારતી વખતે એક વાત ઉપર લક્ષ આપવાનું છે—કામક્રોધરૂપી મગરનો ભય છે.

ગિરીશ:—હા, પણ મને યમનો ભય નથી.

શ્રીરામકૃષ્ણ:—પણ કામ વગેરે મગરોનો ભય તો છે ને ! માટે ડૂબકી મારતા પહેલાં વિવેક વૈરાગ્યરૂપી હળદર શરીરે ચોળવી જોઇએ.

સંસારમાં રહ્યાં રહ્યાં પણ કેટલાકને જ્ઞાન પ્રાપ્ત થાય છે. શાસ્ત્રોમાં ગુપ્તયોગી અને વ્યક્તયોગીઓનો ઉલ્લેખ કર્યો છે. જેમણે સંસારનો ત્યાગ કર્યો છે તે વ્યક્ત-

યોગીઓ છે, અને તેઓને બધા ઓળખે છે. પણ ગુપ્ત યોગીઓને કોઇ જાણતું નથી. તેઓ સંસારમાં કેવી રીતે રહેતા હશે ? જેમ કોઈ ગૃહસ્થના ઘરની દાસી પોતાના ઘરનું કામકાજ કરે છે પણ તેનું ચિત્ત તો પોતાને ઘેર પોતાનાં છોકરાંઓમાંજ હોય છે; અથવા તો જેમ વ્યભિચારિણી સ્ત્રી ઘરનું તમામ કામકાજ ઉત્સાહપૂર્વક કરતી હોય છતાં પણ મનથી તો તે પોતાના પ્રિયતમનાજ વિચાર કરતી હોય છે, તેવી રીતે આ ગુપ્ત યોગીઓ પણ પ્રકટ રીતે સંસારનાં કામકાજ કરે છે છતાં તેમનું મન તો ઈશ્વરમાંજ લાગેલું રહે છે.

વિવેકવૈરાગ્ય પ્રાપ્ત થવા એ કાંઇ સહેલ વાત નથી. ' હું કર્તા છું ' અને ' આ બધી સંપત્તિ મારી છે ' એવું ભાન કાંઇ સહેલાઇથી મટતું નથી. મેં એક અમલદારને જોયો હતો. આઠસો રૂપીઆનો પગાર મળતો હતો. વિદ્વાન કહેવાતો હતો. પરંતુ ઈશ્વરની કથા ચાલતી હોય તે તરફ તો તેનું લક્ષજ નહિ. સાથે પોતાના છોકરાને લાવ્યો હતો. તેને ઘડીમાં અહિં બેસાડે અને ઘડીમાં ત્યાં બેસાડે. બીજો પણ એક મેં જોયો છે. હું તેનું અહિં નામ નથી દેતો. ખૂબ માળા ફેરવતો હતો પણ દશ હજાર રૂપીઆની લાલચે તેણે એકવાર ખોટી સાક્ષી પૂરી હતી. માટેજ તમને કહું છું કે વિવેકવૈરાગ્ય હોય તોજ સંસારમાં રહ્યાં રહ્યાં યોગ થઇ શકે છે.

ગિરીશઃ—પણ આ પાપીનું ( પોતાનું ) શું થશે ?

આના જવાબમાં શ્રીરામકૃષ્ણે ઊર્ધ્વદૃષ્ટિ કરીને કરુણ સ્વરે ગાવા માંડયું:—

"નરકનો અંત લાવનાર શ્રીકાંતનું ધ્યાન કર. તે જરૂર કાળના ભયનું હરણ કરનાર છે. તેનું ધ્યાન ધરવાથી ભવની ભાવટ ભાગી જાય છે. ભ્રૂભંગયુક્ત ત્રિભંગ સ્વરૂપનું જે ધ્યાન કરે છે તે આનંદતરંગમાં તરે છે. આ મર્ત્યલોકમાં આવીને ચિત્તની મલિનતા અને અસદ્ વિચારો કર્યાથી તારૂં શું થશે તેનો તને વિચાર આવે છે ? તે નિત્ય ચરણકમળનું ધ્યાન કરીને તું પ્રાયશ્ચિત્ત કર.

શ્રીરામકૃષ્ણઃ—ધ્યાન કરતાં કરતાં મને એ લોકોનાં (યુવાન શિષ્યોનાં) બધાં લક્ષણ માલમ પડી જાય છે. ઘર માંડીશું, એવો એવો મને વિચાર સરખો પણ આવતો નથી. સ્ત્રી સુખની વાસનાનો તો છાંટો સરખોએ નથી. તેઓમાંના જેઓ પરણેલા છે તેઓ પણ બ્રહ્મચર્યનું પાલન કરે છે. શું સમજ્યા ? જયાંસુધી રજોગુણ નિર્મૂળ ન થાય અને શુદ્ધ સત્ત્વ ગુણનો ઉદય ન થાય ત્યાંસુધી ભગવાનમાં મન સ્થિર થઇ શકેજ નહિ; અને તેના ઉપર પ્રેમ દૃઢ થયા વગર તેની પ્રાપ્તિ પણ થઇ શકે નહિ.

## પરમહંસદેવનું ગાન અને સમાધિ

ગિરીશઃ—આપે મને આશીર્વાદ આપ્યો છે એટલે બસ.

શ્રીરામકૃષ્ણઃ—એમ તે કાંઇ હોય ? પણ હું તમને એટલું કહી રાખું છું કે ખરા

અંતઃકરણની ભક્તિ ઉત્પન્ન થશે એટલે તમારૂં કામ થયું જાણજો.

આટલું બોલતાં શ્રીરામકૃષ્ણ ' આનંદમયી ' ' આનંદમયી ' એવા ઉદ્દગાર કરતાં કરતાં સમાધિસ્થ થઇ ગયા અને એ અવસ્થામાં ઘણીવાર સુધી સ્થિર રહ્યા.

મૂળ પ્રકૃતિએ પાછા આવ્યા એટલે તેમણે કહ્યું, ' કેમ ! ક્યાં ગયા બધા ? ' માસ્તરે બાબુરામને બોલાવી આણ્યો.

શ્રીરામકૃષ્ણે બાબુરામ તથા બીજા શિષ્યો તરફ જોઇને પ્રેમોન્મત્ત થઇને કહ્યું, સચ્ચિદાનંદજ શ્રેષ્ઠ છે; અને કારણાનંદ ?

એટલું કહીને તેમણે ગાવા માંડયું:-

"હવે મને સદ્દવિચાર પ્રાપ્ત થયો છે; મારા સારા નસીબે મને ભાવ પ્રાપ્ત થયો છે.

જે પ્રદેશમાં કદિ રાત્રિ પડતીજ નથી એવા પ્રદેશના એક માણસને મેં જોયો છે. રાત્રે શું કે દિવસે શું, પણ મેં સંધ્યા વગેરે બાહ્યક્રિયા નિરુપયોગી માની લીધી છે.

હવે મારી નિદ્રા ઉડી ગઇ છે તેથી ઉંઘું પણ શી રીતે ? યોગ અને યત્નવડે હું જાગી ઉઠયો છું. હે મા ! તારી યોગનિદ્રાની મને પ્રાપ્તિ થઇ છે તેથી તેના ઘેનમાં હું ઉંઘતો પડી રહ્યો છું.

કુંકુમ તથા બીજાં સુગંધી દ્રવ્યો હું તને ચડાવું છું અને મારી આંખોની સાવરણી બનાવીને તારા મણિમાણિકયજડિત મંદિરનું ભોંયતળીયું વાળીને સાફસુફ બનાવીશ.

રામપ્રસાદ કહે છે કે ભક્તિ અને મુક્તિ-ભોગ અને મોક્ષ બેઉને મેં માથા ઉપર મૂકી દીધાં છે; અર્થાત્ હું તેમની પાર ગયો છું. કાલી અને બ્રહ્મનો મર્મ જાણીને ધર્મ અને અધર્મ બેઉનો મેં પરિત્યાગ કરી દીધો છે."

વળી તેમણે એક બીજું ભજન ગાયું:—

"કાલી કાલી એવો ઉચ્ચાર કરતાં જો મારાથી અજપા જાપ થઇ જતો હોય તો પછી ગયા, ગંગા, પ્રભાસ, કાશી, કાંચી વગેરે તીર્થોની મારે શી જરૂર છે ? "

હું તો માની પાસે પ્રાર્થના કરતાં કરતાં કહું છું કે મા ! મારે બીજું કાંઇ જોઇતું નથી; માત્ર મને તમારી શુદ્ધ ભક્તિજ આપજો.

ગિરીશની શાંત પ્રકૃતિ જોઇને શ્રીરામકૃષ્ણ મનમાં ઘણા પ્રસન્ન થયા અને બોલ્યા કે તમારી આ અવસ્થા બહુ ઉત્તમ છે; સહજ અવસ્થા એજ ઉત્તમ અવસ્થા છે.

શ્રીરામકૃષ્ણ નાટકશાળાના મેનેજરના ઓરડામાં બેઠા હતા. ત્યાં એક માણસે આવીને તેમને પૂછ્યું કે, આપને ' વિવાહ વિભ્રાટ ' નું નાટક જોવાની ઇચ્છા છે ? હમણાં તે ભજવાય છે.

આ સાંભળીને તેમણે ગિરીશને કહ્યું, આ શું કરો છો ? પ્રહ્લાદચરિત્રનું નાટક-ભજવ્યા પછી ' વિવાહ વિભ્રાટ' ! દૂધપાક ખવડાવ્યા પછી તે રાબ પીરસાતી હશે ?

નાટક પૂરૂં થયા પછી ગિરીશના કહેવાથી નાટક કરનારી નટીઓ-ઍક્ટ્રેસો તેમને

નમસ્કાર કરવા આવીઃ તેઓએ તેમને દંડવત પ્રણામ કર્યાં. કેટલાક ભક્તો ઉભા ઉભા તો કોઇ બેઠા બેઠા આ લીલા નિહાળતા હતા. કેટલીક ઍક્ટ્રેસોએ મહારાજશ્રીને પગે હાથ અડકાડીને નમસ્કાર કર્યા તે જોઇને તેઓ આશ્ચર્યમાં ગરકાવ થઇ ગયા.

જ્યારે તેઓ મહારાજશ્રીને પગે હાથ અડકાડવા લાગી ત્યારે તેઓ બોલ્યા, 'મા ! રહેવા દો; મા ! રહેવા દો.' તેમના આ શબ્દો કરુણાથી ભરપૂર હતા. તેઓ નમસ્કાર કરીને ચાલી ગઇ ત્યારે પરમહંસજીએ શિષ્યોને કહ્યું. 'સર્વ કોઇ તેજ છે. તેનાં સર્વ જૂદાં જૂદાં રૂપ છે.'

હવે તેઓ ગાડીમાં બેસવાને જવા લાગ્યા. ગિરીશ વગેરે ભક્તો તેમની સાથે ગયા અને તેમને ગાડીમાં બેસાડયા.

ગાડીમાં બેસતાં બેસતાં તેઓ ગાઢ સમાધિમાં લીન થઇ ગયા. તેમની સાથે નારાયણ વગેરે ભક્તો બેઠા અને ગાડી દક્ષિણેશ્વર તરફ ચાલતી થઇ.

## અદ્‌ભુત ગુરુદેવના અસામાન્ય શિષ્યો—ગુરુ તેવા ચેલા !

ઈ૦ સ૦ ૧૮૮૪ ના માર્ચ માસની સાતમી તારીખ અને શનિવાર; ચૈત્ર વદ સાતેમ.

પરમહંસજી પોતે નાનાં ખાટલા ઉપર બેઠા હતા; અને પોતાના તરુણ શિષ્યોને નિહાળતાં આનંદમાં ચકચૂર થઇ ગયા.

રાખાલ હમણાં દક્ષિણેશ્વર રહેતો નથી. તે થોડા મહિના બલરામની સાથે વૃન્દાવન જઇ આવ્યો હતો. વૃન્દાવનથી પાછો ફર્યા પછી તે પોતાને ઘેર રહે છે.

શ્રીરામકૃષ્ણઃ—રાખાલે તો હમણાં પેન્શન લીધું છે. વૃન્દાવનથી આવ્યા પછી પોતાને ઘેર રહે છે. ઘેર એની સ્ત્રી પણ છે, છતાં એ તો એમજ બોલે છે કે હજાર રૂપીઆનો પગાર મળે તોપણ નોકરી તો નહિજ કરૂં !

અહીં સૂતો સૂતો તે એકવાર બોલતો હતો કે 'તમને પણ એ પસંદ નથી.' તેના મનની અવસ્થા એવા પ્રકારની હતી.

ભવનાથે લગ્ન તો કર્યું છે, પણ આખી રાત પોતાની સ્ત્રીની સાથે ધર્મસંબંધી વાર્તાલાપજ કરે છે, બેઉ ઈશ્વરવિષયક ચર્ચા કરવામાંજ આનંદ માને છે. એકવાર મેં ભવનાથને કહ્યું કે તારે તારી સ્ત્રીની સાથે કોઇ કોઇ વાર સંસારસુખનો ઉપભોગ કરવો. આ સાંભળતાં તે મારા ઉપર ગુસ્સે થઇ ગયો અને બોલ્યો કે, શું હું સંસારસુખ ભોગવવા અને વિલાસ કરવા જન્મ્યો છું ?

પછી મહારાજશ્રીએ નરેન્દ્રની વાત કહાડી.

શ્રીરામકૃષ્ણ;—નરેન્દ્રને માટે મને જેટલી વ્યાકુળતા થઇ આવે છે અને તેના ઉપર જેટલો ઉમળકો આવે છે તેટલો આના ( નાના નરેન્દ્ર ) ઉપર નથી આવતો ! ( હરિપદને ) તું ગિરીશ ઘોષને ઘેર જાય છે કે ?

હરિપદઃ—હા મારી પાડોશમાંજ તેમનું ઘર છે. ઘણીવાર હું ત્યાં જાઉં છું.

શ્રીરામકૃષ્ણઃ—નરેન્દ્ર ત્યાં આવે છે કે?

હરિપદઃ—હા, કોઇ કોઇ વાર જોવામાં આવે છે.

શ્રીરામકૃષ્ણઃ—ગિરીશ જે કહે છે ( અર્થાત્ ઇશ્વરના અવતારવિષે જે કહે છે ) તે વિષે નરેન્દ્ર શું કહે છે?

હરિપદઃ—નરેન્દ્ર ગિરીશ સાથે વાદવિવાદ કરવામાં હાર ખાઇ ગયો હતો.

શ્રીરામકૃષ્ણઃ—એ હારે એવો તો નથી. એ તો એમ કહે છે કે જ્યારે ગિરીશ ઘોષની અવતારની બાબતમાં આટલી બધી દૃઢ શ્રદ્ધા છે ત્યારે મારે શા માટે એ વિષે તેને કાંઇ કહેવું જોઇએ?

એવામાં જસ્ટિસ અનુકુલ મુખોપાધ્યાયના જમાઇનો ભાઇ આવ્યો.

શ્રીરામકૃષ્ણઃ—તમે નરેન્દ્રને ઓળખો છો કે?

નવો આવનારઃ—હાજી, ઘણો બુદ્ધિશાળી છોકરો છે.

શ્રીરામકૃષ્ણઃ—આ ઘણા સજ્જન છે. તે દિવસે નરેન્દ્ર અહિં આવ્યો હતો. ત્રૈલોક્ય બાબુની સાથે તેણે ગાયું હતું. પણ તે દિવસનું તેનું ગાયન નિરસ લાગતું હતું.

હવે શ્રીરામકૃષ્ણ બાબુરામ તરફ જોઇને બોલવા લાગ્યા. માસ્તર જે શાળામાં શિક્ષક હતા તેજ શાળામાં બાબુરામ મૅટ્રિક ક્લાસમાં ભણતો હતો.

શ્રીરામકૃષ્ણઃ—( બાબુરામને ) તારી ચોપડીઓ કયાં છે? કેમ, ભણવું ગણવું નથી કે શું? ( માસ્તરને ) એ બેઉ બાબતો તરફ નજર રાખવા માગે છે.

જ્ઞાન અને અજ્ઞાન બેઉથી પાર જવું જોઇએ. એકલા જ્ઞાનમાં રહેવાથી શું વળે? જુઓને, વસિષ્ઠ કાંઇ ઓછા જ્ઞાની હતા? તેઓ પુત્રશોકથી વિહ્વલ થઇ ગયા હતા. એ જોઇને લક્ષ્મણને ઘણી નવાઇ લાગી હતી. તેમણે રામચંદ્રજીને પૂછ્યું કે વસિષ્ઠ આવા જ્ઞાની થઇને શોકને વશ કેમ થાય છે? રામચંદ્રજી કહે, 'ભાઇ! એમાં આશ્ચર્ય જેવું શું છે? જેને જ્ઞાન છે તેને અજ્ઞાન પણ હોય છે. માટે તારે તો જ્ઞાન અને અજ્ઞાન બેઉથી પર થઇ જવું.' પગમાં કાંટો વાગે છે ત્યારે તેને કહાડી નાખવા માટે સોય કે બીજા કાંટાની મદદ લેવી પડે છે; પણ પગમાં વાગેલો કાંટો નીકળી ગયા પછી બેઉ કાંટાને આપણે ફેંકી દઇએ છીએ. તેવીજ રીતે અજ્ઞાનરૂપી કાંટો કહાડવાને માટે આપણને જ્ઞાનરૂપી બીજા કાંટાની જરૂર છે; પરંતુ અજ્ઞાન દૂર થયા પછી તો જ્ઞાન અને અજ્ઞાન બેઉની પાર જવું જોઇએ.

બાબુરામઃ—( હસીને ) મારે એટલુંજ જોઇએ છે.

શ્રીરામકૃષ્ણઃ—દૂધમાં અને દહિંમાં બેઉમાં પગ રાખ્યાથી કામ થાય કે? જો તારે જ્ઞાન અને અજ્ઞાન બેઉની પાર જવું હોય તો ચાલ્યો આવ!

બાબુરામઃ—( હસીને ) આપ ખેંચી જાઓ તો આવું.

શ્રીરામકૃષ્ણ:—( માસ્તરને ) રાખાલ હોય તો જૂદી વાત; તે તેના બાપના જેવો છે. આ તો જો અહિં રહે તો કોલાહલ થઇ જાય.

( બાબુરામને ) તું જરા નબળો છે ! તારૂં મનોબળ અલ્પ છે! જોને, નાનો નરેન્દ્ર કેવો કહે છે કે હું તો હમેશને માટે અહિં આવીને રહીશ ?

આટલું બોલીને શ્રીરામકૃષ્ણ શિષ્યોની સાથે જમીનપર આવીને બેઠા. માસ્તર તેમની પાસે બેઠા હતા.

## ઉત્તમ આત્માઓની શોધ–ધવરાવવાને માતા આતુર છે પણ ધાવવું છે કોને ?

શ્રીરામકૃષ્ણ:—( માસ્તરને ) હું કામિની અને કાંચનનો ત્યાગ કરી શકે એવા આત્માની શોધમાં છું. મને એમ થાય છે કે આ લોકો મારી પાસે રહે તો કેવું સારૂં ? પણ બધાએ કાંઇ નહિ ને કાંઇ બ્હાનાં કહાડે છે !

એક પિશાચ હતો. તેને એક સોબતી જોઇતો હતો. લોકોમાં માન્યતા એવી છે કે કોઇ શનિવારે કે મંગળવારે કમોતે મરી જાય તો તે ભૂત થાય છે. તે પિશાચ વાટજ જોયા કરતો કે ક્યારે કોઇ અગાસી ઉપરથી પડીને અથવા ઠોકર ખાઇને મરણ પામે ? કોઇ તેવો અકસ્માત બને એટલે તરતજ પેલો પિશાચ ત્યાં દોડી આવે-એવી આશાથી કે આ માણસ કમોતે મરી જશે અને ભૂત થશે એટલે મારો સોબતી થશે ! પણ એ બિચારા પિશાચનું નશીબ એવું ફૂટેલું કે પેલો માણસ બચી જતો. આથી કરીને તેને બાપડાને કોઇ સોબતીજ ન મળ્યો !

જુઓને, રાખાલ બાઇડી બાઇડી કરી રહ્યો છે ! કહે છે કે મારી સ્ત્રીનું શું થાય ? નરેન્દ્રે તેની છાતી ઉપર એકવાર હાથ મૂકયો એટલે તે બેભાન થઇ ગયો અને બોલવા લાગ્યો કે આ તેં મને શું કર્યું ? મારે માબાપ છે હો !

મને તેણે ( ઇશ્વરે ) શામાટે આવી હાલતમાં રાખી મૂકયો હશે ? ચૈતન્ય ભગવાને જયારે સંન્યાસ લીધો ત્યારે બધા તેમને પ્રણામ કરવા લાગ્યા, અને જેમણે માત્ર એક વાર ખરા મનથી પ્રણામ કર્યા તેમનો પણ ઉદ્ધાર થઇ ગયો.

મહારાજશ્રીને માટે મોહિનીમોહને સંદેશનો એક કંડીઓ આણ્યો હતો.

શ્રીરામકૃષ્ણ:—આ સંદેશ કોના છે ?

બાબુરામે મોહિનીમોહન તરફ આંગળી કરી.

શ્રીરામકૃષ્ણે પ્રણવમંત્રનું ઉચ્ચારણ કરીને સંદેશને સ્પર્શ કરી તેમાંથી થોડાક લીધા અને બધી મિઠાઇનો પ્રસાદ કરી આપ્યો. પછી બધા સંદેશ ભક્તોને તેમણે પોતાને હાથે વહેંચી દીધા.

નરેન્દ્ર તથા બીજા બે એક તરુણ ભક્તોને તો તેમણે ખવડાવ્યા પણ પોતાનેજ હાથે.

શ્રીરામકૃષ્ણ:—( માસ્તરને ) એમ કરવાનો મારો એક હેતુ છે. નારાયણ જેવા વિશુદ્ધ આત્માઓમાં ઇશ્વરનો પ્રકાશ વિશેષ પ્રમાણમાં જોવામાં આવે છે. જ્યારે હું મારા વતન તરફ જાઉં છું ત્યારે ત્યાંનાં છોકરાંઓમાંથી કોઇ કોઇને મારે હાથે ખવડાવું છું. ચિને શાંખારી × મને કહેતી કે ત્યારે મને કેમ ખવડાવતા નથી? પણ એવાંને તે કોણ ખવડાવે? એમનું ચારિત્ર્ય તો શુદ્ધ હોય નહિ, ત્યારે એમને તે કોણ ખવડાવે?

## શિષ્યો પ્રતિનો પ્રેમ અને ઉપદેશ

પોતાની પાસે વિશુદ્ધ આત્માઓ ખેંચાઇ આવેલા જોઇને શ્રીરામકૃષ્ણ આનંદથી ચકચૂર થઇ ગયા હતા, અને ખાટલા ઉપર બેઠા બેઠા નાચ તથા ગાનનો ધંધો કરનારી સ્ત્રીના જેવા ચાળા કરીને તેમને પુષ્કળ હસાવતા હતા. એ સ્ત્રી ભભકાબંધ પોશાક પહેરીને પોતાની મંડળી સાથે ગાય છે. કોઇવાર હાથમાં રંગીન રૂમાલ રાખીને લટકો કરીને ઉભી રહે છે. કોઇ કોઇવાર ઉધરસ આવતી હોય તેવો ઢોંગ કરીને ઉધરસ ખાતી જાય છે; નાકે પહેરેલી નથની ઉંચી કરીને મોંમાંથી થૂંકની પિચકારી મારતી જાય છે. એવામાં કોઇ ખાસ માનનીય માણસ આવી ચડે તો ગાતી ગાતી પણ તેને આવકાર આપે છે અને કહે છે કે આવો શેઠ, આવો. વળી કોઇવાર હાથપરનો સાડીનો છેડો ખસેડીને કોણીએ પહેરેલાં તાવીજ અને એવાં એવાં બીજાં ઘરેણાં લોકોને બતાવે છે.

આ ફારસ જોઈ શિષ્યો ખડખડાટ હસી પડયા. પલ્ટુ તો હસતાં હસતાં આળોટવા લાગ્યો. શ્રીરામકૃષ્ણજીએ પલ્ટુ તરફ જોઇને માસ્તરને કહ્યું, " હજી તો છોકરો છે ને, તેથીજ હસતાં હસતાં આળોટી પડે છે ! "

( પલ્ટુને, હસતાં હસતાં ) તારા બાપને આ વાત કહેતો નહિ હો! કદાચ તો મારા તરફ જે થોડોક સદ્‌ભાવ છે તેટલોએ જતો રહેશે. એ તો પૂરેપૂરા સાહેબ બની ગયા છે !

શ્રીરામકૃષ્ણ:—ઘણા માણસોને એવી ટેવ હોય છે કે સંધ્યા પૂજા કરતી વખતે આખા મુલકની કુથલી કરવા બેસે છે. કેટલાક મોઢેથી બોલતા નથી પણ મૂર્ખ માણસ પણ સમજી જાય એવી રીતે ઇસારત કરીને જે કહેવું હોય તે કહેતા જાય છે ! આ લઇ આવ, પેલું લઇ આવ, એ પીરસજે, વળી કોઇ કાંઈ પૂછે તો ઉંહું ઉંહું, એવું એવું પણ કરતા જાય છે.

કેટલાક લોકો ઘાટપર બેઠા બેઠા માળા ફેરવતા જાય છે અને પાણીમાં માછલીઓ

× તે તરફની કોઈ સ્ત્રીનું નામ છે.

તરતી હોય તેની કિમતનો હિસાબ પણ સાથે સાથે ગણતા જાય છે! જપ કરતા જાય અને આંગળીવડે કોઇ પાસે ઉભું હોય તેને બતાવે કે 'પેલી માછલી આવી!'

વળી કેટલાક ગંગાસ્નાન કરવા આવનારાઓને ઇશ્વરનો વિચાર તો તે સમયે આવેજ કયાંથી; પણ ઉલટા દુનીયાનીજ વાતો કરવા મંડી જાય છે! બધા મુલકની વાતો સ્નાન કરતી વખતેજ! 'તમારા દીકરાનો વિવાહ થયો તે કેટલું ઘરેણું કન્યાને ચડાવ્યું?' 'ભાઇ, ફલાણો તો બહુ માંદો છે.' 'ફલાણો સસરાને ઘેર ગયો હતો તે પાછો આવ્યો કે નહિ?' 'ફલાણાને ઘેર ગયા' તા ત્યાં તો ખૂબ ગમ્મત કરી.' 'મારા હરીશને તો મારો એવો હેવા છે કે મને એક ઘડીવાર પણ વીલી મૂકતો નથી!' 'અલી! ફલાણીને તો અત્યારથી પળીઆં આવી ગયાં! હાય રે! આ તે શા શાખા!'

જોયુંને! આ બધાં ગંગાસ્નાન કરવા આવ્યાં છે અને વાતો બધા મુલકની કરે છે!

શ્રીરામકૃષ્ણ નાના નરેન્દ્ર સામે એકીનજરે જોવા લાગ્યા અને જોતજોતામાં સમાધિસ્થ થઇ ગયા. વિશુદ્ધ આત્માવાળા ભક્તમાં શું તેમને નારાયણનુ દર્શન થતું હશે?

શિષ્યો એકીનજરે આ સમાધિ અવસ્થાનું દર્શન કરતા હતા. હમણાં થોડીવાર ઉપર તો હસાહસ થઇ રહી હતી અને એટલામાં તો ઓરડામાં એવી શાંતિ પથરાઇ ગઇ કે જાણે ઘરમાં કોઇ છેજ નહિ. મહારાજશ્રીનું શરીર નિશ્ચેષ્ટ હતું અને નેત્ર સ્થિર થઇ ગયાં હતાં હાથ જોડીને એક ચિત્રની માફક જરા પણ હાલ્યા ચાલ્યા વગર કે આંખનો પલકારો માર્યા વગર તેઓ બેઠા હતા.

થોડીવાર પછી તેમની સમાધિનો ભંગ થયો. તેમનો પ્રાણ અત્યારસુધી સ્થિર થઇ ગયો હતો તેથી તેમણે એક દીર્ઘનિઃશ્વાસ મૂકયો. તેમનું મન ધીમે ધીમે બાહ્યજગતમાં પ્રવેશ કરવા લાગ્યું. હવે તેમણે પોતાના શિષ્યો તરફ નજર કરી.

હજી તેઓ ભાવાવિષ્ટ હાલતમાં તો હતાજ. હવે તેઓ દરેક શિષ્યને સંબોધન કરીને તેઓનું શું થશે તથા તેમની આધ્યાત્મિક અવસ્થા કેવા પ્રકારની છે તે વિષે તૂટક તૂટક બોલવા લાગ્યા.

(નાના નરેન્દ્રને) તને મળવા માટે હું ઘણોજ આતુર હતો. તારી અભિલાષા પૂર્ણ થઇ જશે. તું વારંવાર આવતો રહેજે. વારૂ, તને શું પસંદ છે? જ્ઞાન કે ભક્તિ?

નરેન્દ્રઃ—કેવળ ભક્તિજ.

શ્રીરામકૃષ્ણઃ—પણ જાણ્યા વગર તે ભક્તિ કોની કરીશ? (માસ્તર તરફ આંગળી કરીને) જ્યાંસુધી તું એમને નહિ ઓળખે ત્યાંસુધી તું એમની ભક્તિ કેવી રીતે કરવાનો?

(માસ્તરને) તોપણ શુદ્ધ આત્મા જ્યારે બોલે છે કે 'મારે કેવળ ભક્તિજ જોઇએ છે' ત્યારે તેના કહેવાનો કાંઇ અર્થ હોવોજ જોઇએ. સારા સંસ્કાર ન હોય તો એકાએક ભક્તિની ઇચ્છા થાયજ નહિ. આ પ્રેમભક્તિનું લક્ષણ છે. જ્ઞાનભક્તિ

વિચારમિશ્રિત હોય છે.

(નાના નરેન્દ્રને) લાવ, તારૂં શરીર જોઉં; જરા પહેરણ કહાડી નાખ. તારી છાતી તો ઠીક પહોળી છે; તારી અભિલાષા પૂર્ણ થશે. વખતો વખત આવતો રહેજે.

હજી પરમહંસજી મહારાજ ભાવસ્થ હતા. ઉપર પ્રમાણે બીજા શિષ્યો તરફ જોઇને દરેકને વારા ફરતી તેઓ સ્નેહપૂર્વક બોલાવવા લાગ્યા.

(પલ્ટુને) તારૂં કામ પણ થઇ જશે. છતાં જરા વાર લાગશે ખરી.

(બાબુરામને) તને હું શા કારણથી ખેંચી લેતો નથી ? ખેંચી લઉં તો મોટું તોફાન થાય માટે !

(મોહિનીમોહનને) તું તો છેજ તો ! તારૂં હજી જરા બાકી છે. તે થઇ રહ્યા પછી કામકાજ, સંસાર, એમાંનું કશું રહેશે નહિ ! મજા પણ બધું જતું રહે તેમાંજ છે.

એમ કહીને મોહિનીમોહન તરફ સ્નેહભરી નજર નાખીને તેની સામે તાકી તાકીને જોઇ રહ્યા. જાણે તેના હૃદયના ઉંડામાં ઉંડા પ્રદેશમાં દૃષ્ટિ કરીને ત્યાંના તમામ વિચાર તપાસી જોતા ન હોય ! મોહિનીમોહન શો વિચાર કરતો હશે ? ઇશ્વરને માટે સર્વસ્વને ખોઇ બેસવાથી મજા છે એનો વિચાર કરતો હશે ?

હવે તેમણે પેલા યુવાન બ્રાહ્મણને સંબોધીને બોલવા માંડયું.

તું હાલ તો જ્ઞાનચર્ચા છોડી દે–ભક્તિને અંગીકાર કર. ભક્તિ એજ હાલ તારે માટે સાર છે. આજ તારે આવ્યે ત્રણ દિવસ થયા કે ?

બ્રાહ્મણ યુવકઃ––હાજી.

શ્રીરામકૃષ્ણઃ—શ્રદ્ધા રાખો ! તેના ઉપર નિર્ભર રહો. એટલું કરશો તો બીજું બધું માતા પોતેજ કરી લેશે.

## ખરા જીવન્મુક્ત અને વાચક જ્ઞાની વચ્ચે તફાવત

જેનો આત્મા બરાબર શુદ્ધ હોય છે તે નિર્લિપ્તજ બની જાય છે. તેમનામાં વિદ્યા અને અવિદ્યા બેઉ ભલે હોય; પણ તે બુદ્ધિથી તો નિર્લિપ્ત રહી શકે છે. વાયુમાં કોઇવાર સુગંધ તો કોઇ વાર દુર્ગન્ધ જોવામાં આવે છે પણ વાયુને એમાં કાંઇ લેવા દેવા નથી. એકવાર વ્યાસજી યમુના ઓળંગતા હતા એવામાં ત્યાં ગોપીઓ આવી પહોંચી. તેમને પણ દૂધ, દહિં વગેરે વેચવા માટે સામે કિનારે જવું હતું. હોડી હતી નહિ. હવે કેવી રીતે નદી ઓળંગવી ? એવામાં વ્યાસજી બોલ્યા કે મને ભૂખ લાગી છે. એ સાંભળીને ગોપીઓએ તેમને દૂધ, દહિં, માખણ બધું ખૂબ ખવડાવ્યું. પછી વ્યાસજીએ યમુનાને સંબોધન કરીને કહ્યું કે જો હું ઉપવાસી હોઉં તો મને રસ્તો આપજો ! એમ કહેતાંની સાથેજ પાણીના બે ભાગ થઇ ગયા, અને તે તથા ગોપીઓ સામે પાર ગયાં.

મેં ખાધું નથી—હું ઉપવાસી છું, એમ કહેવાનું તાત્પર્ય એ છે કે હું નિત્ય-તૃપ્ત શુદ્ધ આત્મા છું.

શુદ્ધાત્મા નિર્લિપ્ત છે, અકર્તા, અભોક્તા છે. પ્રકૃતિથી પર છે. નિત્યતૃપ્ત હોવાથી તેને ભૂખ તરસ વગેરે હોતાંજ નથી. તેને જન્મ, મૃત્યુ પણ સંભવેજ નહિ. તે તો અજર, અમર અને સુમેરુવત્ નિશ્ચલ છે.

જેને આવું બ્રહ્મજ્ઞાન થયું છે તે જીવન્મુક્ત છે. પોતાનો આત્મા દેહથી તદ્દન અલગ છે એવો તેને સાક્ષાત્કાર થઇ ગયો છે. ભગવાનનાં દર્શન થયા પછી બુદ્ધિમાં દેહાત્મભાવ રહેતો નથી. દેહ અને આત્મા બેઉ જૂદાં થઈ જાય છે.

જેમ નાળિયેરમાંનું પાણી સૂકાઇ ગયા પછી તેમાંનું કોપરૂં અને કાચલું જૂદાં પડી જાય છે અને હલાવતાં અંદરનું કોપરૂં ખડખડે છે, તેમ જીવન્મુક્તનો આત્મા પણ જાણે દેહની અંદર ખડખડતો ન હોય! પરંતુ વિષયબુદ્ધિરૂપી પાણી પૂરેપૂરૂં સૂકાઈ જાય ત્યારેજ ખરેખરૂં આત્મજ્ઞાન પ્રાપ્ત થાય છે અને આત્મા અને દેહ ભિન્ન છે એવો સાક્ષાત્કાર થાય છે. કાચી સોપારી અથવા કાચી બદામમાંથી તેમાંનાં બીજ અને છોડાં સહેલાઈથી છૂટાં થઈ શકતાં નથી, પણ જ્યારે તે પરિપકવ થાય છે ત્યારે બીજ અને છોડાં એની મેળેજ છૂટાં પડી જાય છે, કેમકે પરિપકવ થવાથી અંદરનો રસ સૂકાઈ જાય છે. તેજ પ્રમાણે બ્રહ્મજ્ઞાન થયા પછી વિષયવાસના પણ સૂકાઈ જાય છે.

પરંતુ માત્ર મોઢે મોઢે બોલ્યાથીજ કાંઈ બ્રહ્મજ્ઞાન થતું નથી! અનેક માણસો પોતે જ્ઞાની હોવાનો ડોળ કરે છે. એક માણસને જૂઠું બોલવાની ટેવ હતી તોપણ લોકોને કહેતો કે મને તો બ્રહ્મજ્ઞાન થઈ ગયું છે! એક માણસે જૂઠું બોલવામાટે તેનો તિરસ્કાર કર્યો ત્યારે તેણે કહ્યું કે, 'આ જગતજ સ્વપ્નવત્ છે; જ્યાં બધુંજ મિથ્યા છે ત્યાં સાચું બોલ્યા તોએ શું અને જૂઠું બોલ્યા તોએ શું? જૂઠા જગતમાં સાચું બોલીએ તોપણ જૂઠા જેવુંજ!

## સામાન્ય વાતચીત

શ્રીરામકૃષ્ણ પોતાના શિષ્યો સાથે જમીન ઉપર પાથરેલી શેતરંજી ઉપર હસતે મુખડે બેઠા છે. શિષ્યો તેમની પાદસેવા કરે છે.

શ્રીરામકૃષ્ણઃ—હમણાં તો માને કહું છું કે હવે હું વધારે બોલી શકતો નથી. મા! તું પોતેજ એકવાર સ્પર્શ કરતાં લોકોમાં ચૈતન્ય જગાડી દે તેવી છે! યોગ-માયાનો એવો મહિમા છે. યોગમાયા જે આદ્યશક્તિ છે તે.

વારૂ, જેઓ મારી પાસે આવે છે તેમને કાંઇ લાભ થશે ખરો?

માસ્તરઃ—થવોજ જોઇએ. એમાં શક શો!

શ્રીરામકૃષ્ણ:—શાથી જાણ્યું?

માસ્તરઃ—બધાએ કહે છે કે તેમની પાસે જે જશે તેનો ફેરો ફોગટ જશે નહિ.

શ્રીરામકૃષ્ણ:—એકવાર એક દેડકાને નાના સરખા સાપે પકડયો. સાપ દેડકાને ગળી શકે નહિ તેમ તેનાથી છોડાય પણ નહિ; અને દેડકો વેદનાથી બૂમે બૂમ પાડે. પેલો સાપ પણ હેરાન થાય. પણ જો એ દેડકાને ખરેખરા નાગે પકડયો હોત તો બે વાર ચીસ પાડી ન પાડી એટલામાં તો તે મરી જાત.

(યુવાન શિષ્યોને) તમે ત્રૈલોક્ય પાસેથી પેલી ચોપડી લઈને વાંચતા હતા ને? ભક્તિચૈતન્યચંદ્રિકા? તેની પાસે એથી પણ વધારે સરસ એક પુસ્તક છે અને તેમાં ચૈતન્ય ભગવાનનું જીવનચરિત્ર સારી રીતે વર્ણવ્યું છે.

એક શિષ્ય:—તે અમને વાંચવા આપશે કે?

શ્રીરામકૃષ્ણ:—ચીભડાંના ખેતરમાં જ્યારે ઘણાં ચીભડાં પાકે છે ત્યારે ખેતરનો ધણી બબ્બે ત્રણ ત્રણ બધાંને વહેંચે છે, તો ત્રૈલોક્ય પુસ્તક કેમ ન આપે? એ બોલ્યો શું?

શ્રીયુત ગિરીશ ઘોષ શ્રીરામકૃષ્ણજી પાસે હમણાં હમણાં આવવા લાગ્યા છે. આજકાલ તે આખો દિવસ પરમહંસજી સાથે વાતો કરે છે.

હરિપદઃ—ગિરીશ ઘોષ તો હમણાં હમણાં કાંઈ અવનવું દર્શન કરતા હોય એમ જણાય છે! અહિંથી ગયા પછી બધો વખત ઈશ્વરના વિચારમાંજ મશગુલ રહે છે! કોણ જાણે એને શું દેખાતું હશે?

શ્રીરામકૃષ્ણ:—તું કહે છે તે બનવા જોગ છે. એકવાર ગંગાના કિનારાસુધી પહોંચી જઇએ તો અનેક વસ્તુઓ આપણી નજરે પડે છે—વહાણ, હોડીઓ અને એવી એવી બીજી અનેક વસ્તુઓ.

હરિપદઃ—ગિરીશ ઘોષ કહે છે કે હમણાં તો હું કામજ કર્યા કરીશ. બીજું કાંઇ કરીશજ નહિ. સવારથી ઉઠીને ખડીઓ કલમ લઇને લખવાજ બેસી જઇશ અને આખો દિવસ એજ કામ કરીશ. તેઓ એમ કહે છે ખરા, પણ એમનાથી તેમ બનતું નથી. અમે એમની પાસે જઇએ ત્યારે આપનીજ વાતો કહાડે છે.

મોહિનીમોહનની સ્ત્રી તેના પુત્રના મરણને લીધે લગભગ ગાંડી જેવી બની ગઇ હતી. કોઇવાર વગર કારણે હસતી તો કોઇ વાર રડી પડતી. દક્ષિણેશ્વરમાં શ્રીરામકૃષ્ણજીની પાસે આવ્યા પછી તેને કાંઇક શાંતિ મળી હતી.

શ્રીરામકૃષ્ણ:—તમારી સ્ત્રીને હવે કેમ છે?

મોહિનીમોહનઃ—અહિં આવી ત્યારથી શાંતિમાંજ રહે છે; ત્યાં તો ઘણી વાર હુલ્લડ કરી મૂકતી હતી! તે દહાડે તો આપઘાત કરવા જતી હતી!

આ સાંભળીને પરમહંસજી કાંઇક વિચારમાં પડી ગયા.

મોહિનીમોહનઃ—રજા હોય તો આપને એકાદ બે બાબત કહેવાની ઇચ્છા છે.

શ્રીરામકૃષ્ણઃ—તમારી સ્ત્રી પાસે હમણાં રસોઇ કરાવશો નહિ. ચૂલાની ગરમીથી એના મગજ ઉપર વધારે ગરમી ચડી જશે. વળી તેને એકલી રાખશો નહિ. હમેશાં બે ચાર માણસની સાથેજ રાખજો.

## કામિની-કાંચનથી સાવધાન રહેજે.

બેલઘરનો રહીશ તારક નામનો એક શિષ્ય પોતાના એક મિત્ર સાથે પરમહંસજી પાસે આવીને બેઠો. મહારાજ નાના ખાટલા ઉપર બેઠા હતા. ઓરડામાં દીવો બળતો હતો. માસ્તર તથા બીજા બે ત્રણ શિષ્યો તેમની પાસે બેઠા હતા.

તારકે લગ્ન કર્યું છે. તેનાં માબાપ તેને મહારાજ પાસે આવવાની રજા આપતાં નથી. કલકત્તામાં તેનું ઘર છે. મહારાજ તારક ઉપર ઘણોજ સ્નેહ રાખે છે. તારકની ઉમ્મર વીશેક વર્ષની છે. તેણે આવીને પરમહંસજી મહારાજને સાષ્ટાંગ પ્રણામ કર્યા.

પરમહંસજીએ તારકને કુશળ સમાચાર પૂછ્યા અને તેને સંબોધીને ઘણી વાતો કહી. ઘણો વખત બેસીને વાતચીત કર્યા પછી તેણે વિદાય લેવાનો મનસુબો કર્યો. મહારાજે તેને અનેક બાબતોવિષે સાવધાન રહેવાની ચેતવણી આપી.

શ્રીરામકૃષ્ણઃ—( તારકને ) હે સાધુ! સાવધાન રહેજે! કામિનીકાંચનથી સાવધાન રહેજે. સ્ત્રીની મોહિનીમાં જો એક વાર સપડાઇ ગયો, જો એ અગાધ સમુદ્રમાં એકવાર ડૂબ્યો તો ફરી બહાર આવી શકીશ નહિ. **સ્ત્રી એક પ્રકારનો વિશાળ સમુદ્ર છે. જેઓ તેમાં ડૂબ્યા છે તે ફરી બહાર આવ્યા નથી!** કોઇ કોઈ વાર અહિં આવ્યા કરજે.

તારકઃ—ઘરનાં નથી આવવા દેતાં.

## પ્રભુને ખાતર વડીલની આજ્ઞા તોડવામાં પાપ નથી.

એક શિષ્યઃ—કોઇ સમ દે કે જો જાય તો મારા ગળાના સમ તો—

શ્રીરામકૃષ્ણઃ—જે માબાપ એવું કહે તે માબાપજ ન કહેવાય. એવી માતાને અવિદ્યારૂપિણી કહેવી જોઇએ. **એવી માતાની આજ્ઞાનો ભંગ કરવામાં કોઈ પણ જાતનું પાપ નથી.** જે માતા ઇશ્વરપ્રાપ્તિના માર્ગમાં વિઘ્ન નાખતી હોય તેને માતાજ કોણ કહે? ઇશ્વરની ખાતર વડીલની આજ્ઞાનો ભંગ કરવામાં કશુંજ પાપ નથી. ભરતે રામને માટે પોતાની માતા કૈકેયીની આજ્ઞાનો ભંગ કર્યો હતો. ગોપીઓએ કૃષ્ણનું દર્શન કરવા જવામાટે પોતાના પતિની મનાની દરકાર કરી ન હતી, પ્રલ્હાદે ઇશ્વરનું ભજન કરવામાટે બાપની આજ્ઞા કાને ધરી ન હતી. ઇશ્વર પ્રીતિની ખાતર બલિરાજાએ પોતાના ગુરુ શુક્રાચાર્યની આજ્ઞાનો ચોકખો ભંગ કર્યો હતો.

વિભીષણે રામને મળવા માટે મોટા ભાઇ રાવણનું કહેણુ માન્યું ન હતું.

છતાં 'પ્રભુને માર્ગે જઇશ નહિ' એવી આજ્ઞા સિવાય માબાપની બીજી બધી આજ્ઞાનું તો પાલન કરવું.

(તારકને) લાવ, જરા તારો હાથ જોઉં. એમ કહીને તેમણે તારકનો હાથ પોતાના હાથમાં લીધો અને કેટલો ભાર છે તે જોવા લાગ્યા. થોડીવાર પછી તેમણે કહ્યું જરા છે તો ખરૂં, પણ તે પસાર થઇ જશે. તેની પ્રાર્થના કરજે અને અહિં આવતો રહેજે, એટલે બધું વિઘ્ન ટળી જશે.

એવામાં મોહિનીમોહનની સ્ત્રી પરમહંસજી મહારાજના ઓરડામાં આવી અને તેમને પ્રણામ કરીને એક બાજુએ બેઠી.

પરમહંસજીએ એકાએક મોહિનીમોહનની સ્ત્રીને સંબોધીને કહ્યું, 'કમોતે મરવાથી ભૂત થવાય છે, માટે સાવધાન રહેજો. મનને ખૂબ સમજુત આપવી. તમે ઘણું સાંભળ્યું છે, જોયું છે, છતાં આ ઉમ્મરે આ શું કરવા બેઠાં છો?'

ત્યાર પછી મોહિનીમોહને રજા લીધી. તેણે મહારાજને દંડવત્ પ્રણામ કર્યા. તેની સ્ત્રીએ પણ પ્રણામ કર્યા. મહારાજ પોતાના ઓરડાના ઉત્તર તરફના બારણા આગળ ઉભા હતા. મોહિનીમોહનની સ્ત્રી ઘુંઘટો કહાડીને ધીમે સ્વરે તેમને કાંઇક કહેતી હતી.





# खंड छेंतालीशमो

## શિષ્યો પ્રતિનો પ્રેમ અને કૃપા



બપોરના ત્રણ વાગ્યાને કેટલોક વખત થઇ ગયો છે. ચૈત્ર માસ હોવાથી સખત ગરમી પડે છે.

૧૮૮૪ ના એપ્રિલની છઠ્ઠી તારીખ અને ચૈત્ર વદી સાતેમ છે. શ્રીરામકૃષ્ણજી આજે પોતાના શિષ્ય બળરામને ઘેર આવ્યા છે. પોતાના તમામ શિષ્યોને મળવાનો તથા દેવેન્દ્રને ઘેર જવાનો તેમનો વિચાર છે.

હમણાં તેઓ ઈશ્વરપ્રેમમાં રાતદિવસ અલમસ્ત રહે છે. વારંવાર ભાવાવિષ્ટ થાય છે અને સમાધિ આવી જાય છે. બાહ્ય જગતમાં તેમનું મન જરાવાર પણ સ્થિર રહેતું નથી. જ્યાંસુધી પોતાના ખાસ શિષ્યો પોતાના ખરા સ્વરૂપને જાણી શકયા નથી હોતા ત્યાંસુધી તેઓ હમેશાં તેમને માટે ચિંતાતુર રહે છે. જેમ માબાપ પોતાના કાચી વયના છોકરા માટે ચિંતાતુર હોય છે કે એ કયારે મોટો થાય? અથવા તો પક્ષીઓ પોતાનાં બચ્ચાંનાં ભરણપોષણ માટે જેમ ઉત્સુક રહે છે, તેમ શ્રીરામકૃષ્ણ પોતાના શિષ્યોની આધ્યાત્મિક પ્રગતિને માટે ચિંતાતુર અને ઉત્સુક રહે છે.

શ્રીરામકૃષ્ણ:—હું બોલી ગયો હતો કે ત્રણ વાગે આવીશ તેથી આવ્યો; બાકી તાપ તો ઘણો હતો.

માસ્તર:—હાજી, આપને પરિશ્રમ તો ઘણો પડયો હશે. શિષ્યો તેમને પંખો નાખવા લાગ્યા.

શ્રીરામકૃષ્ણ:—હું નાના નરેન્દ્રને તથા બાબુરામને મળવાને માટેજ આવ્યો છું. વારૂ, પૂર્ણને તમે કેમ તેડી લાવ્યા નથી?

માસ્તર:—પાંચ માણસ બેઠાં હોય ત્યાં આવવાનું તેને પસંદ નથી. આપ તેનાં વખાણ કરો છો તેથી તેને બીક રહે છે કે રખેને એ વાત તેનાં ઘરનાં માણસોના જાણવામાં આવે!

શ્રીરામકૃષ્ણ:—હા, એ વાત ખરી છે. જો એવું હું બોલી ગયો હોઇશ તો

હવેથી નહિ બોલું. વારૂ, તમે પૂર્ણને ધર્મસંબંધી ઉપદેશ આપો છો તે સારૂં કરો છો.

માસ્તરઃ—એ સિવાય એને હું પંડિત વિદ્યાસાગરનું રચેલું એક પુસ્તક શીખવું છું. તેમાં એક ઠેકાણે એવું લખેલું છે કે ઈશ્વરને દેહ, મન અને પ્રાણ સમર્પણ કરીને તેના ઉપર પૂર્ણ પ્રેમ રાખવો. જ્યારે એક બાજુએ હું એને એવો ઉપદેશ આપું છું ત્યારે બીજી બાજુએ ઈશ્વર ઉપર પ્રેમ રાખતાં એનાં વડીલ લોકો એના ઉપર ગુસ્સે થાય છે! તો હવે મારે કરવું શું?

શ્રીરામકૃષ્ણઃ—એ લોકોની ચોપડીઓમાં ગમે એવી સારી સારી વાતો લખેલી હોય, પણ જેમણે એ વાતો લખી છે તેમના પોતાના અંતઃકરણમાં એ વાર્તાઓનો ભાવ ઉંડો ઉતર્યો હોતો નથી. જ્યારે સાધુ મહાત્માઓનો સમાગમ થાય ત્યારેજ એવી એવી બાબતોની સારી રીતે ધારણા થઇ શકે. જ્યારે ખરેખરો ત્યાગી સાધુ ઉપદેશ આપે ત્યારેજ લોકોના મનમાં એ ઉપદેશ ઠસી જાય છે. ખાલી પુસ્તકીયા પંડિતો ચોપડીઓમાં લખી જાય અથવા મોઢેથી ભાષણો બડબડી જાય તેની લોકો ઉપર કશી અસર થતી નથી. લોકો એક કાને સાંભળીને બીજે કાને કહાડી નાખે છે.

શ્રીરામકૃષ્ણઃ—હવે તમને પૂર્ણની આધ્યાત્મિક અવસ્થા કેવી લાગે છે? તેને ભાવાવસ્થા આવે છે કે?

માસ્તરઃ—તેની ભાવાવસ્થાના નિશાની બહારથી જોતાં માલમ પડતી નથી. એ દિવસ આપે આપનો પોતાનો એવી જાતનો અનુભવ તેને કહી સંભળાવ્યો હતો.

શ્રીરામકૃષ્ણઃ—તો તેનો ભાવ હજી બહાર પડશે પણ નહિ. વારૂ, એનાં બીજાં બધાં લક્ષણ ઘણાં સારાં છે. કેમ! તમે શું ધારો છો?

માસ્તરઃ—હાજી, તેની આંખ ઘણીજ નિર્મળ અને તેજસ્વી છે.

શ્રીરામકૃષ્ણઃ—એકલી આંખોજ ચકચકિત અને નિર્મળ હોય તે કાંઇ સંતોષકારક લક્ષણ કહેવાય નહિ. ઈશ્વરીય નેત્રનું સ્વરૂપ કાંઇ જૂદાજ પ્રકારનું છે. વારૂ, તેને જરા પૂછી જોજો કે ત્યાર પછી (શ્રીરામકૃષ્ણનાં દર્શન કર્યા પછી) તેની અવસ્થામાં શો શો ફેરફાર થયો હતો?

માસ્તરઃ—હાજી, એ વિષે મારે તેની સાથે વાત થઇ હતી. તે કહે છે કે એ વાતને ચાર પાંચ દિવસ થયા પછી જ્યારે હું ઈશ્વરનું ધ્યાન કરવા બેસું છું, અને તેના નામનો જપ કરવા બેસું છું ત્યારે મારી આંખમાંથી આંસુ નીકળી પડે છે અને શરીરે રોમાંચ થાય છે.

શ્રીરામકૃષ્ણઃ—એટલું જો થતું હોય તો પછી બીજું શું જોઇએ?

પછી થોડીવાર મહારાજશ્રી અને માસ્તર બેઉ શાંત રહ્યા. ત્યાર પછી માસ્તરે વાત ચલાવી.

માસ્તરઃ—તે ઉભો છે.

શ્રીરામકૃષ્ણ:—કોણ ઉભો છે?

માસ્તર:—પૂર્ણ; ઘણું કરીને તે પોતાના ઘરની ખડકી આગળ ઉભો છે. અમારામાંથી કોઇ જાય છે તો તરત દોડતો દોડતો બહાર આવે છે અને નમસ્કાર કરીને ઘરમાં જાય છે.

શ્રીરામકૃષ્ણ:—આહા! આહા!

મહારાજશ્રી તકીઆને અઢેલીને વિશ્રામ લેવાને જરાક સૂતા. માસ્તરની સાથે બારેક વર્ષની ઉમ્મરનો એક છોકરો આવ્યો હતો. તે છોકરો માસ્તરની શાળામાં ભણતો હતો. તેનું નામ ક્ષીરોદ હતું.

માસ્તર:—આ છોકરો બહુ સુપાત્ર છે. ઇશ્વરસંબંધી વાતો સાંભળવામાં એને બહુ આનંદ થાય છે.

શ્રીરામકૃષ્ણ:—એની આંખ કેવી હરણના જેવી છે!

છોકરાએ મહારાજશ્રીને પગે હાથ અડકાડીને તેમને દંડવત્ પ્રણામ કર્યાં અને અત્યંત ભક્તિભાવથી તેમના પગ ચાંપવા લાગ્યો. મહારાજશ્રી પોતાના શિષ્યોવિષે કેટલીક વાત કર્યા પછી ગાડીમાં બેસીને દેવેન્દ્રને ઘેર જવા માટે ઉપડી ગયા. તેમની સાથે નાનો નરેન્દ્ર, માસ્તર તથા બીજા બે એક શિષ્યો હતા. મહારાજશ્રી રસ્તામાં પૂર્ણવિષે વાત કરતા હતા. તેને માટે તે એટલા બધા ઉત્સુક બની ગયા હતા કે કહેવાની વાત નહિ!

શ્રીરામકૃષ્ણ:—એ ઘણોજ સુપાત્ર છે. નહિ તો એને માટે હું જપ શામાટે કરૂં?

મહારાજશ્રી પૂર્ણને માટે મંત્રજપ કરતા હતા એ વાત સાંભળીને માસ્તર તથા બીજા શિષ્યો આશ્ચર્યમાં ગરકાવ થઇ ગયા.

શ્રીરામકૃષ્ણ:—આજે તમે એને અહિં તેડી લાવવાના હતા ને? કેમ નહિ તેડી આણ્યો?

નાનો નરેન્દ્ર હસતો હતો તે જોઇને મહારાજ પોતે પણ હસવા લાગ્યા અને બધા શિષ્યો પણ હસી પડયા. મહારાજે હસતાં હસતાં નાના નરેન્દ્રને બતાવીને માસ્તરને કહ્યું.

જુઓ, જુઓ, એ કેવો ગાલમાં હસે છે! જાણે કશું જાણતોજ નથી! પણ એના મનમાં કશું એ નથી. ત્રણમાંથી એક પણ વિષયમાં એનું મન નથી—જર, જમીન અને જોરૂ. કામિનીકાંચનની વાસના મનમાંથી નિર્મૂળ થયા વગર ઇશ્વરપ્રાપ્તિ થતી નથી.

મહારાજશ્રીની ગાડી દેવેન્દ્રના ઘર તરફ જતી હતી. એકવાર દેવેન્દ્ર દક્ષિણેશ્વર આવ્યા હતા ત્યારે તેને પરમહંસજી મહારાજે કહ્યું હતું કે, એક દિવસ તમારે ઘેર આવવાનો મારો વિચાર છે. દેવેન્દ્રે એ સાંભળીને કહ્યું કે એજ વાતની પ્રાર્થના કરવાને આજે આવ્યો છું. આવતે રવિવારેજ પધારજો. મહારાજશ્રીએ કહ્યું, 'પણ

તમારી કમાણી ભારે નથી; માટે ઘણા લોકોને નિમંત્રણ કરતા નહિ. વળી ગાડી-ભાડાનો ખર્ચ પણ ઘણો થઇ જશે.' દેવેન્દ્રે હસીને જવાબ દીધો કે કમાણી થોડી છે તેની કશી ફિકર રાખવી નહિ. ऋणं कृत्वा घृतं पिबेत् " આ જવાબ સાંભળીને મહારાજશ્રી હસી પડયા. એટલું હસ્યા કે એમનું હસવું કેમે કર્યું ખળાય નહિ.

થોડીવાર પછી બધા દેવેન્દ્રને ઘેર જઇ પહોંચ્યા. જતાં વારનેજ મહારાજે તેને કહ્યું કે મારે માટે કશું ખાવાનું કરાવતા નહિ; જે હશે તે ચાલશે. મારૂં શરીર પણ સારૂં નથી.

## જુવાનીમાંજ ત્યાગ-વૈરાગ્યની જરૂર છે.

શ્રીરામકૃષ્ણ દેવેન્દ્રના દિવાનખાનામાં શિષ્યમંડળની વચમાં બેઠા છે. દિવાનખાનું એક માળના ઘરમાં હતું. સાંજ પડી ગઇ હતી. ઘરમાં દીવા થયા હતા. મહારાજશ્રી પાસે નાનો નરેન્દ્ર, રામ, માસ્તર, ગિરીશ, દેવેન્દ્ર, અક્ષય, ઉપેન્દ્ર વગેરે ઘણા શિષ્યો બેઠા હતા. પોતે એક વિદ્યાર્થી શિષ્ય તરફ જોતા હતા અને આનંદને લીધે અલમસ્ત હાલતમાં હતા. તેને ઉદ્દેશીને મહારાજશ્રીએ બીજા શિષ્યોને કહ્યું કે, ત્રણમાંથી એકકે આસક્તિ ( જર, જમીન અને જોરૂ ) એનામાં નથી. જેનાથી સંસારમાં બંધાઇ રહેવું પડે છે તેમાંનું એકકે એનામાં નથી. એ ત્રણ પદાર્થોમાંથી કોઇપણ એક પદાર્થ ઉપર મન ચોંટે તો ભગવાનની સાથે મનનો યોગ થઇ શકેજ નહિ. આ હું શું જોઉં છું ? બોલોને, હું શું જોઉં છું ?

એક શિષ્યઃ—( હસીને ) એવું નજરે પડે છે કે જાણે વિષ્ઠાનો એક મોટો ઢગલો છે-કેટલાક માણસો તેના ઉપર બેઠા છે અને કેટલાક જરાક દૂર બેઠા છે

શ્રીરામકૃષ્ણઃ—સંસારી માણસો જેઓ ઇશ્વરને ભૂલી ગયા છે તેમની એવીજ દશા હું જોઉં છું. માટેજ એ બધા વિષયોનો મનથી ત્યાગ થવો જોઇએ. કામિની કાંચનમાંથી જો મન તદ્દન ખસી જાય તો પછી ચિંતાજ શી ?

ઓહો ! કેવું અજાયબ જેવું ? મેં કેટલા જપ અને કેટલું ધ્યાન કર્યું ત્યારે એ વાસના મારા મનમાંથી ગઇ છે ! એના મનમાંથી આમ એકદમ શાથી એ વાસના નિર્મૂળ થઇ હશે ? **કામવાસના જેવી કાંઇ સહેલી વાત નથી. છ મહિનાસુધી સાધન કર્યા પછી એકાએક કોણ જાણે કયાંથી મારા અંતઃકરણમાં મને એની હયાતી જણાઇ. તરત હું ઝાડ તળે જઇને મા આગળ રડી પડયો અને કહ્યું કે, મા ! જો આવું થશે તો હું મારા ગળામાં છરી ઘોંચીને મરી જઇશ.**

જો મનમાંથી કાંચનકામિનીની વાસના નિર્મૂળ થઇ તો બાકી શું રહ્યું ? કેવળ બ્રહ્માનંદજ.

શશી કરીને એક યુવક તે વખતે પરમહંસજી મહારાજ પાસે આવતો હતો. તે

પંડિત વિદ્યાસાગરવાળી કોલેજમાં બી. એ. ક્લાસના પહેલા વર્ષમાં ભણતો હતો. મહારાજશ્રીએ તેને વિષે હવે વાત કરવા માંડી.

શ્રીરામકૃષ્ણ:—આ છોકરાનું મન વાસનારહિત થાય છે ખરૂં, પણ વળી પાછું થોડા દિવસ પછી પૈસા કમાવામાં જરા જરા પરોવાય છે. વળી કેટલાક યુવકોમાં તો પહેલેથીજ પૈસા કમાવાની વાસના હોતી નથી. કેટલાક તો પરણવાની પણ સાફ ના પાડે છે.

જ્યાંસુધી કામિનીકાંચનનો મનથી પૂરેપૂરો ત્યાગ ન થયો હોય ત્યાંસુધી ઇશ્વરને ઓળખી શકાય નહિ. એક માણસ કાછીઆને હીરાની કિંમત પૂછવા ગયો. કાછીઓ કહે કે એના બદલામાં નવશેર વેંગણ આપું; એક શેર પણ વધારે આપીશ નહિ!

મહારાજશ્રીએ જોયું કે આ વાતનો મર્મ નરેન્દ્ર બરાબર સમજી ગયો છે.

શ્રીરામકૃષ્ણ:—વાહ! એની બુદ્ધિ કેવી સૂક્ષ્મ છે? ન્યાંગટા (તોતારામ) મને આ પ્રમાણે બધું ફોડવાર સમજાવતો–ગીતા ભાગવત જે કાંઇ હોય તે બરાબર મને તોડી ફોડીને સમજાવતો.

શ્રીરામકૃષ્ણ:—નાનપણમાંથીજ કામિનીકાંચન તરફ વિરાગ હોય એ બહુજ આશ્ચર્યની વાત છે. એવુ ઘણાજ થોડા માણસોમાં જોવામાં આવે છે. ઘડપણનો વિરાગ કાંઇજ કામનો નહિ. જેમ કાગડાએ કરડેલી કેરી દેવને ધરાવાય નહિજ, પણ આપણાથીએ ખવાય કે નહિ તેનો સંદેહ રહે છે; તેવીજ રીતે વિષયભોગથી ભ્રષ્ટ થયેલું મન ઇશ્વરભક્તિમાટે નિરુપયોગી હોય છે. બસ, જુવાનીમાં તો ખૂબ પાપ કરવાં અને પછી ઘડપણમાં માળા લઇને બેસવું!

અમુક મલ્લિકબાબુની મા ઘણીજ કુલીન ઘરની છે. વાત ઉપરથી વાત નીકળતાં તેણે પૂછ્યું કે વેશ્યાઓનો કદિ ઉદ્ધાર થશે કે નહિ? તેમણે તો અનેક પ્રકારના પાપાચરણ કર્યાં છે! મેં કહ્યું કે, હા, તેમનો ઉદ્ધાર થઇ શકે. જો ખરા અંતઃકરણથી પોતાનાં પાપ માટે પશ્ચાત્તાપ કરે અને સંકલ્પ કરે કે હવેથી એવાં પાપ નહિ કરવાં તો તેમનો પણ ઉદ્ધાર થાય એમાં શક નથી. છતાં માત્ર ઉપર ઉપરથી ભગવાનનું નામ લીધાથી તો કાંઇ વળે નહિ. અંતઃકરણપુર્વક પશ્ચાત્તાપ કરવો જોઇએ.

## કીર્તનાનંદ, ભાવસમાધિ અને માની પ્રાર્થના

હવે કીર્તનકારની મંડળી હાથમાં ખોલ કરતાલ લઇને સંકીર્તન કરવા આવી. તેમણે નીચલા ભાવનું ભજન ગાયું.

"કેશવ ભારતીની પર્ણકુટી આગળ શું નજરે પડે છે? શ્રીગૌરાંગની અલૌકિક તેજસ્વી મૂર્તિ ઉભી છે!

તેમના નેત્રમાંથી પ્રેમાશ્રુની ધારા ચાલી રહી છે! ગૌરાંગ ઉન્મત્ત હાથીની

માફક પ્રેમના આવેશમાં નૃત્ય કરે છે! કોઇવાર જમીનપર આળોટે છે અને અશ્રુથી તેમનો દેહ ભીંજાઇ જાય છે.

સ્વર્ગ અને મૃત્યુલોકને ભેદી નાખે એવો સિંહનાદ કરીને હરિ હરિ એવો ઉચ્ચાર કરતા કરતા આક્રન્દ કરે છે! વળી કોઇવાર દાંતમાં તૃણ લઇને, હાથ જોડીને ઘેર ઘેર દાસ્યમુક્તિની યાચના કરે છે!

તેમના સુંદર કેશનું મુંડન કરાવ્યું છે; ભગવાં વસ્ત્ર શરીરે ધારણ કર્યાં છે! આ ભક્તિ અને પ્રેમનો આવેશ જોઇને અમારાં હૃદય રડી પડે છે!

જીવોનું દુ:ખ જોઇને તેમનું હૃદય આર્દ્ર થયું છે, તેથી પોતાના સર્વસ્વનો ત્યાગ કરીને તેઓ પ્રેમભક્તિની લહાણી કરવા આવ્યા છે! પ્રેમદાસ એવી ઇચ્છા રાખે છે કે શ્રીચૈતન્યના ચરણનો દાસ બનીને હું ઘેરઘેર ભટકું!"

આ ભજન સાંભળતાં સાંભળતાં પરમહંસજી મહારાજ ભાવાવેશમાં આવી ગયા. પછી કીર્તનકારોએ કૃષ્ણના વિરહથી વ્યાકુળ બનેલી ગોપીઓની અવસ્થાના વર્ણનનું પદ ગાવા માંડયું. વ્રજાંગનાઓ માધવી કુંજમાં કૃષ્ણને શોધતી ફરે છે અને બોલે છે કે,

"હે માધવી! અમને અમારો માધવ પાછો આપ. અમને તે પાછો આપ!

અમને અમારો માધવ આપ અને અમને તારી વિનામૂલ્યની દાસીઓ તરીકે ખરીદી લે! જેમ માછલીનું જીવન જળ તેમ અમારૂં જીવન અમારો માધવ છે. હે માધવિ! તેંજ તેને છુપાવી રાખ્યો છે.

અમે તેના વગર જીવી શકનાર નથી. અમે નિર્બળ અને ભોળી સ્ત્રીઓ છીએ. હે માધવિ! માધવ વગર–માધવનાં દર્શન વગર અમે જીવન ધારણ કરી શકનાર નથી."

શ્રીરામકૃષ્ણ હવે સૂરમાં સૂર પૂરીને ગાવા લાગ્યા અને સમાધિસ્થ થઇ ગયા. તેમનો દેહ તદ્દન સ્થિર બની ગયો અને ઘણીવારસુધી એવી અવસ્થામાં પડી રહ્યા.

થોડી વાર પછી તેઓ જરા શુદ્ધિમાં આવેલા જણાયા, પણ હજી ભાવાવસ્થામાં તો હતાજ. આવી આવેશમય હાલતમાં તે પોતાના શિષ્યો સાથે વાત કરવા લાગ્યા. વળી વચમાં મા સાથે પણ વાતચીત કરતા હતા.

શ્રીરામકૃષ્ણ:—મા! તેને ખેંચી લે; હવે હું વિચાર કરી શકતો નથી! (માસ્તરને) તમારો સંબંધી–તેના તરફ મારૂં મન જરા ગયું છે. (ગિરીશને) તમે ગાળાગાળી અને એવી એવી ગલીચ વાતો બોલો છો, એ બધું છોડી દેવામાં તમારૂં કલ્યાણ છે. કેટલાકને ઘણો ખરાબ રોગ થએલો હોય છે. એ જેમ જલદી જાય તેમ સારૂં. જ્યારે ઉપાધિનો નાશ થવાનો વખત આવે છે ત્યારે અવાજ ઉત્પન્ન થાય છે. જ્યારે લાકડું બળે છે ત્યારે તેમાંથી કડકડ કરતો અવાજ નીકળે છે. બળી રહ્યા પછી તેમાંથી બિલકુલ અવાજ આવતો નથી. તમે દિનપ્રતિદિન શુદ્ધ બનતા જશો. તમારી

દિવસે દિવસે ઉન્નતિ થતી જશે. લોકો તમારી અવસ્થા જોઇને ચકિત થઈ જશે.

પરમહંસજી મહારાજનો ભાવ વધારે ને વધારે ઘનીભૂત થતો હતો. હવે તેઓ માની સાથે વાત કરવા લાગ્યા. મા ! જે સારા છે તેમને સારા કરવામાં શી બહાદુરી ? મા ! મરેલાને મારવામાં શી મોટી વાત ? ખોડા માણસને માર્યો તેમાં તમારો શો મહિમા વધ્યો ?

## હું તો રામનો દાસાનુદાસ છું !

શ્રીરામકૃષ્ણ પોતાના શિષ્યો સાથે આનંદપૂર્વક વાર્તાલાપ કરતા હતા. ચૈત્ર માસ હોવાથી ઉકળાટ ઘણો થતો હતો. દેવેન્દ્રે બધાને સારૂ કુલ્ફી ( આઇસક્રીમ ) તૈયાર કરાવી હોય એવું જણાતું હતું. થોડીવાર પછી પરમહંસજીને તથા ત્યાં આવેલા શિષ્યોને તે પીરસવામાં આવી અને તેઓ સર્વ ઘણા હર્ષથી તે ખાવા લાગ્યા. મણિ ધીમેથી બોલ્યો, 'બીજી વાર પીરસજો' ! બીજા બધા હસી પડયા. કુલ્ફીને જોઇને પરમહંસજી બરાબર નાના બાળકની માફક ખુશ ખુશ થઇ ગયા.

શ્રીરામકૃષ્ણઃ—આજે કીર્તન બહુ સારૂં થયું હતું. ગોપીઓની વિરહાવસ્થાવાળું ગીત બહુજ સુંદર હતું. હે માધવિ ! અમને અમારો માધવ પાછો આપ !

ગોપીઓનો પ્રેમોન્માદ કેવો અદ્‌ભુત છે ! તેઓ કૃષ્ણને માટે કેવી ગાંડીતુર થઇ ગઇ હતી !

પછી તેમણે એક માણસને એક શિષ્ય બતાવીને કહ્યું, એનો સખિભાવ–ગોપીભાવ છે.

રામઃ—એનામાં તો બેઉ છે. મધુરભાવ પણ છે અને જ્ઞાનનો કઠોર ભાવ પણ છે.

ગિરીશઃ—એ (રામ ) પોતાનો આપનો શિષ્ય કહેવડાવે છે !

શ્રીરામકૃષ્ણઃ—મારે શિષ્ય બિષ્ય કોઇ છેજ નહિ. હુંજ રામનો દાસાનુદાસ છું.

શેરીના કેટલાક માણસો ત્યાં આવ્યા હતા પણ તેમને જોઇને શ્રીરામકૃષ્ણજીને આનંદ થતો ન હતો. તેમણે કહ્યું, 'આ તે કાંઇ શેરી કહેવાય ! હું તો જોઉં છું કે અહિં કોઇ રહેતુંજ નથી.'

પછી દેવેન્દ્ર શ્રીરામકૃષ્ણજીને ઘરના અંદરના ભાગમાં તેડી ગયા. ત્યાં તેમને નાસ્તો કરવાની તૈયારી થતી હતી. તેઓ અંદર જઇને હસતે મોઢે પાછા આવ્યા અને દિવાનખાનામાં બેઠા. શિષ્યો પણ તેમની પાસે બેઠા હતા. ઉપેન્દ્ર અને અક્ષય તેમની ડાબી જમણી બાજુએ બેસીને પાદસેવા કરતા હતા. પરમહંસજી દેવેન્દ્રના ઘરની સ્ત્રીઓની વાત કરવા લાગ્યા.

બહુ સારી સ્ત્રીઓ છે. ગામડાની ખરીને ! ખૂબ ભક્તિ કરે છે !

મહારાજ આત્મારામમાં મસ્ત છે ! નિજાનંદમાં નીચલા ભાવવાળું ભજન ગાય છે.

"સહજ બન્યા વગર સહજને પામી શકાતું નથી.

એક ભાવનો ભિખારી ફકીર આવે છે. તે હિન્દુઓનો સાધુ છે અને મુસલમાનોનો પીર છે."

ત્યારપછી દેવેન્દ્રે તથા બીજા ભકતોએ મળીને મહારાજને ગાડીમાં બેસાડયા.

પાછા ફર્યા પછી દેવેન્દ્રે પોતાના દિવાનખાનાની દક્ષિણ તરફની પરસાળમાં આવીને જોયું તો ત્યાં તેની શેરીનો એક માણસ પાટ ઉપર પડયો પડયો ઉંઘતો હતો. દેવેન્દ્રે તેને કહ્યું કે 'ઉઠો ઉઠો.' આ શબ્દ સાંભળીને તે માણસ આંખો ચોળતો ચોળતો બેઠો થયો અને બોલ્યો, 'શું પરમહંસજી મહારાજ આવ્યા?' આ સાંભળીને બધા ખડખડ હસી પડયા. તે બિચારો મહારાજનાં દર્શન કરવા માટે તેમના આવતા પહેલાંનો અહિં આવ્યો હતો! ગરમી હોવાથી પરસાળમાં પાટ ઉપર શેતરંજી પાથરીને જરાક સૂતો અને ઘસઘસાટ ઉંઘી ગયો!

શ્રીરામકૃષ્ણ દક્ષિણેશ્વર તરફ જતા હતા. રસ્તામાં માસ્તરને તેમણે ઘણા હર્ષ સાથે કહ્યું, 'આજે કુલ્ફી બહુ ખાધી! તમે મારે સારૂ થોડી લેતા આવજો.'

## સાધના અને સાક્ષાત્કારના અનુભવવિષેની ગુહ્ય વાતચીત

૪૦ સ૦ ૧૮૮૫ એપ્રીલ તા. ૧૨, ચૈત્ર વદ ૧૩. શ્રીરામકૃષ્ણજી આજે કલકત્તે આવ્યા છે અને બળરામના દિવાનખાનામાં શિષ્યોની વચમાં બેઠા છે. કેટલાક બ્રાહ્મભકતો તથા સ્ત્રીઓ વગેરે પણ આવ્યા હતાં. સ્ત્રીઓ ચકના પડદા પાછળ બેઠી હતી. મોહિનીમોહનની સ્ત્રી કે જે હજી પુત્રશોકને લીધે લગભગ ગાંડા જેવી હતી તે અને તેના જેવી બીજી પણ અનેક દુઃખી સ્ત્રીઓ આવી હતી. તેમને એવો વિશ્વાસ હતો કે પરમહંસજી મહારાજની પાસે બેસવાથી જરૂર હૃદયને શાંતિ મળશે.

શ્રીરામકૃષ્ણઃ—કોઈ કોઇ વાર મા મારી એવી અવસ્થા કરી દેતી કે મારૂં મન નિત્યમાંથી ખસી જઇને તેની લીલામાં આવીને સ્થિર થતું તો કોઇ વાર લીલામાંથી ચલિત થઇને નિત્યમાં જતું.

જ્યારે મારૂં મન લીલામાં ઉતરી પડતું ત્યારે કોઇ વાર આખો વખત હું સીતારામનું ચિંતન કરતો, અને તે બધો વખત મને તેમના સ્વરૂપનું દર્શન થયા કરતું. આખો દિવસ રામલાલાને (અષ્ટ ધાતુની બનાવેલી રામચંદ્રજીની નાની મૂર્તિને) લઇને ફર્યા કરતો. કોઇ વાર હું નહાતો અને કોઇ વાર ખાતો. વળી કેટલીકવાર મને રાધાકૃષ્ણનો ભાવ આવતો. તેમના સ્વરૂપનું પણ મને બધો વખત દર્શન થયાં કરતું. કોઈ વાર મને શ્રીગૌરાંગનો ભાવ આવતો. તે વખતે રાધા અને કૃષ્ણ બેઉના ભાવનું મિલન થઈ જતું—પુરુષ અને પ્રકૃતિના ભાવનો સંયોગ થઇ જતો. એવી અવસ્થામાં મને બધો વખત ગૌરાંગ પ્રભુના સ્વરૂપનુંજ દર્શન થયા કરતું.

વળી મારી અવસ્થા બદલાઇ જતી અને લીલાનો ત્યાગ કરીને મારૂં મન નિત્યમાં

લીન થઇ જતું. તેવે વખતે સરગવાનું ઝાડ અને તુલસીનો છોડ મારે મનથી એક સરખાં દેખાતાં, અર્થાત્ નામ અને રૂપના ભેદ ભૂંસાઇ જતા. એવી અવસ્થામાં મને સાકારનું દર્શન કરવાનું ગમતું નહિ. હું કહેતો કે 'તમારામાં પણ સંયોગ વિયોગ એવાં દ્વન્દ્વો છે. મારે એ ન જોઇએ. મારે તો અખંડ સચ્ચિદાનંદનુંજ કામ છે.' એમ કહીને મારા ઓરડામાં જેટલી જેટલી છબીઓ હતી તે બધીને છોડી નાખતો અને કેવળ તે અખંડ સચ્ચિદાનંદ આદિ પુરુષનુંજ ચિંતન કરતો. હું દાસીભાવે રહેતો. પરમ પુરુષની દાસી.

મેં બધા પ્રકારનાં સાધન કરી જોયાં છે. સાધન ત્રણ જાતનાં હોય છે. સાત્ત્વિક, રાજસિક અને તામસિક. સાત્ત્વિક સાધન કરનાર ભક્ત ઈશ્વરને અંતઃકરણની વ્યાકુળતા સહિત બોલાવે છે અને તેના પવિત્ર નામનો જપ કરે છે. તેઓ કોઇ પણ પ્રકારના ફળની આકાંક્ષા રાખતા નથી. રાજસિક સાધનમાં નાના પ્રકારની ક્રિયાઓનો સમાવેશ થાય છે. જેમ કે આટલી વાર પુરશ્ચરણ કરવું જોઇએ, આટલા તીર્થની યાત્રા કરવી જોઇએ, પંચધૂણી તાપવી જોઇએ, ઈશ્વરની ષોડશોપચાર સહિત પૂજા કરવી જોઇએ. તામસિક સાધન કરવામાં તમોગુણનું પ્રાધાન્ય હોય છે. 'જય કાલી! કેમ! તું મને દર્શન નહિ દે? જો આજ મને દર્શન નહિ દે તો ગળામાં છરી ઘોંચીને મરી જઇશ!' એવી હઠ અને જોર કરીને ભક્તિ કરવામાં આવે છે. તામસિક સાધનામાં શુદ્ધ અશુદ્ધનો વિચાર હોતો નથી. જેમ તાંત્રિક સાધનોમાં નથી હોતો તેમ.

આવી અવસ્થામાં મને જાત જાતનાં અદ્‌ભુત દર્શન થતાં.

એકવાર મારાજ જેવી આકૃતિવાળો એક પુરુષ મારા શરીરમાં દાખલ થયો! મારા શરીર માંહેનાં છ પદ્મ પૈકી પ્રત્યેક પદ્મ સાથે તે ક્રીડા કરવા લાગ્યો. મારાં ષડ્‌પદ્મ વિકસિત થઇ ગયાં! ટક ટક અવાજ કરતો જાય અને પદ્મ સાથે ક્રીડા કરતો જાય! એક પદ્મ પ્રફુલિત થાય એટલે તેની ઉપરના પદ્મમાં દાખલ થાય! એ પ્રમાણે મૂળાધાર, સ્વાધિષ્ઠાન, અનાહત, વિશુદ્ધ, આજ્ઞા, પદ્મ, સહસ્રાર એમ એક પછી એક બધાં પદ્મ પ્રફુલિત થવા લાગ્યાં અને તે મનુષ્યાકૃતિને નીચેથી ઉપર જતી મેં પ્રત્યક્ષ રીતે દીઠી.

હું જ્યારે સાધન કરતો હતો ત્યારે ધ્યાન કરતી વખતે એક દીવાની જ્યોતની ધારણા કરતો. જાણે બિલકુલ પવન ન હોય અને દીવાની જ્યોત સ્થિરપણે બળતી હોય! જરા પણ હાલે નહિ એવી જ્યોતની હું કલ્પના કરતો.

જ્યારે બરાબર ધ્યાન લાગી જતું ત્યારે મારૂં બાહ્યજ્ઞાન વિલુપ્ત થઇ જતું.



## એકાગ્રતાની જરૂર અને તેનાં થોડાંક દૃષ્ટાંત

એક શિકારી એક પક્ષીનો શિકાર કરવાને માટે નિશાન તાકતો હતો. તેની પાસેજ થઇને વરઘોડો ગયો, સાબેલાઓ અને જાનૈયાઓ ગયા, રોશની, વાજાં અને ગાડી ઘોડાની હારની હાર તેની પાસેજ થઇને ચાલી ગઇ; પણ તે શિકારી પોતાના લક્ષ્યના ધ્યાનમાં એવો મશગૂલ થઇ ગયો હતો કે આટલી બધી ધામધૂમ સાથે વરઘોડો પસાર થઇ ગયો છતાં તેને કશી ખબરજ પડી નહિ ! તેને બાહ્યજગતનું કશું ભાનજ રહ્યું ન હતું.

એક માણસ તળાવકિનારે એકલો માછલી પકડવા બેઠો હતો. પાણીમાં નાખેલો ગલ માછલીએ પકડયો અને તેને બાંધેલી દોરી માછલીના ભારથી ખેંચાવા લાગી. તે સોટી હાથમાં લઇને એકાગ્રચિત્તે સોટી સાથે બાંધેલી દોરી ખેંચવા લાગ્યો. એવામાં તેને એક વટેમાર્ગુએ પૂછ્યું કે, ભાઇ, ફલાણા બૅનરજીનું ઘર ક્યાં આવ્યું ? પણ પેલો જવાબજ શાનો આપે ? તે તો હાથમાં સોટી પકડીને માછલીને ખેંચી કહાડવાના કામમાંજ તલ્લીન થઈ ગયો હતો. પેલો મુસાફર વારે વારે તેને મોટેથી પુછે કે, ભાઇ, ફલાણા બૅનરજીનું ઘર ક્યાં આવ્યું ? તે જરા મને બતાવશો ? પણ પેલાને તો કશાનું ભાનજ ન હતું. તે કાંઈ સાંભળી શકતોજ નહિ. આખું શરીર નિશ્ચેષ્ટ હતું. દૃષ્ટિ પાણી ઉપરજ હતી અને માત્ર તેનો એક હાથજ હાલતો હતો. પેલો વટેમાર્ગુ ચીડવાઇને ચાલતો થયો અને તે કેટલેક દૂર ગયો ત્યાર પછી ગલ ડૂબ્યો અને તેણે માછલીને પાણીમાંથી ખેંચી કહાડી. પછી રૂમાલથી મોં લૂછીને તે પેલા વટેમાર્ગુને બૂમો પાડીને બોલાવવા લાગ્યો કે, અરે ભાઈ ! સાંભળો છો કે ? સાંભળો છો કે ? પણ વટેમાર્ગુ ચીડવાઇ ગએલો તે પાછો આવે નહિ. ઘણી વાર પેલાએ બૂમો પાડી ત્યારે તે વટેમાર્ગુ પાછો આવ્યો અને બોલ્યો કે, મહાશય ! શામાટે બોલાવો છો ? ત્યારે પેલા માણસે પૂછ્યું કે તમે મને તે વખતે શું કહેતા હતા ? વટેમાર્ગુ કહે કે, મેં તમને પચાસ વાર પૂછ્યું અને હવે તમે કહો છો કે શું પૂછતા હતા ? પેલો માણસ કહે કે મારો ગલ પાણીમાં ડૂબ્યો હતો તેથી મેં તમારૂં કહેલું જરાએ સાંભળ્યું નથી !

ધ્યાન કરતી વખતે આવી એકાગ્રતા થવી જોઇએ. ધ્યેય પદાર્થ સિવાય બીજું કાંઈ દેખાયજ નહિ–બીજું કાંઇ સંભળાયજ નહિ. સ્પર્શેન્દ્રિય પણ બહેરી થઈ જાય. શરીર પર સાપ ચાલે તોપણ જણાય નહિ ! અને સાપ પણ એમજ જાણે કે પોતે કોઈ જડ પદાર્થ ઉપરજ ચાલે છે !

જ્યારે ઊંડું ધ્યાન લાગે છે ત્યારે તમામ ઇન્દ્રિઓનો વ્યાપાર બંધ પડી જાય છે. બહારના જગત્‌માંથી મન તદ્દન ખસી જાય છે. જાણે બહારના દરવાજાજ બંધ ન થઈ ગયા હોય ઇન્દ્રિઓના પાંચ વિષય છે–શબ્દ, સ્પર્શ, રસ, રૂપ અને ગંધ.

એ પાંચ વિષયો મનને બાહ્ય જગત્ તરફ ખેંચી જાય છે.

ધ્યાન કરતી વખતે શરૂઆતમાં તો ઇન્દ્રિયોના તમામ વિષયો નજર સામે ખડા થઇ જાય છે, પણ ઊંડું ધ્યાન લાગી ગયા પછી તેવું થતું નથી. બહારના વિષયો બહારજ રહી જાય છે. ધ્યાન કરતી વખતે મારી સામે રૂપીઆથી ભરેલી કોથળી, શાલ, મીઠાઇના ખૂમચા, નાકે નથની પહેરેલી સુંદર સ્ત્રીઓ વગેરેના વિચાર અને આકાર મારા મનમાં આવતા. એ વખતે હું મારા મનને પૂછતો કે 'મન ! તને આમાંનું શું ગમે છે ? આમાંનો કયો પદાર્થ ભોગવવાની તને ઇચ્છા છે ! ' મન કહે 'ના, મારે એમાંનું કાંઇ નહિ જોઈએ. ઈશ્વરના ચરણકમળ સિવાય બીજો કોઈ પણ પદાર્થ મારે જોઇતો નથી.'

## સિદ્ધિઓનો નિષેધ—શ્રીરામકૃષ્ણદેવના અનુભવ

મહારાજશ્રીના નામના પ્રતાપથી વ્યાધિ સારા થઇ શકશે એવી વાત કોઈ કોઇ વાર ગિરીશ ઘોષ બોલી જતા હતા.

શ્રીરામકૃષ્ણઃ—(ગિરીશ તથા બીજા શિષ્યોને) અક્કલ વગરના હોય તેઓજ સિદ્ધિઓ પ્રાપ્ત કરવાની અભિલાષા રાખે છે. દરદ સારાં કરવાં, લોકોને દાવા જીતાડી આપવા, પાણી ઉપર ચાલી શકવું, એવી એવી સિદ્ધિઓ મેળવવાની મૂર્ખ લોકોજ ઈચ્છા રાખે છે. જેઓ ખરા ભક્ત છે તેઓ ઇશ્વરના ચરણકમળ સિવાય બીજા કશાની ઇચ્છા રાખતા નથી. એકવાર હૃદયે મને કહ્યું કે ' મામા ! તમે માતાજીની પાસે શક્તિ માગો—કોઇક સિદ્ધિ માગી લો. ' મારો સ્વભાવ તો બાળકના જેવો છે. માતાજીના મંદિરમાં બેઠાં બેઠાં જપ કરતી વેળા મેં તો માને કહ્યું, 'મા ! હૃદય મને કહે છે કે સિદ્ધિ માગો—શકિત માગો.' આમ કહેતાંની સાથેજ મારી સામે પૂઠ કરીને ઝાડે ફરવા બેઠેલી એક ચાળીસેક વર્ષની ઘરડી વેશ્યા મારી દૃષ્ટિ આગળ ખડી થઇ. તેનું પેટ ઘણું મોટું હતું અને × × × × માએ કહ્યું, જોયું ! તું જે સિદ્ધિની વાત કરે છે તે તો આ ઘરડી વેશ્યાની વિષ્ઠા બરાબર છે ! ' મેં તેજ વખતે હૃદયને મારી પાસે બોલાવ્યો અને કહ્યું, 'તેં મને આવી ખોટી શિખામણ કેમ આપી ? તારે લીધેજ મારે આવું સાંભળવું પડયું ?'

અલબત્ત, જેઓ સિદ્ધિ મેળવે છે તેમની પ્રતિષ્ઠા જામે છે. તેઓ લોકોમાં પૂજાય છે અને એવી એવી બીજી પણ મનની અનેક ઇચ્છાઓને તેઓ તૃપ્ત કરે છે.

## ગુરુપણું અને વેશ્યાપણું બરાબર છે.

શ્રીરામકૃષ્ણઃ—ઘણા લોકોને ગુરુ બનવાની હોંસ હોય છે. પાંચ માણસો માન આપે, શિષ્યો થાય, સેવકો થાય, લોકો કહે કે ગુરુના ચરણના પ્રતાપથી આપણે આનં-

દમાં છીએ, અનેક માણસો દર્શન કરવા આવે, શિષ્યો અને શિષ્યાઓ સેવા કરે અને જે જોઇએ તે પદાર્થ હાજર થાય ! કોઇ શિષ્ય એક ચીજ ભેટ મોકલાવે તો બીજો શિષ્ય બીજી ચીજની ભેટ મોકલાવે ! વળી જો ઇચ્છા હોય તો એવી પણ શક્તિ પ્રાપ્ત થાય કે જેથી હજારો લોકોને જમાડી શકાય.

પણ ગુરુપણું અને વેશ્યાનો ધંધો બેઉ બરાબર છે. ધૂળ જેવા પૈસાને માટે, લોકોમાં પૂજાવાને માટે, શરીરની સેવા કરાવવાને માટે અને એવા વિષયભોગ માટે શું પરમાત્માને વેચવો ? જે શરીર, મન અને આત્માવડે ઈશ્વરની પ્રાપ્તિ કરવી જોઇએ તેનાવડે સામાન્ય પાર્થિવ પદાર્થો પ્રાપ્ત કરવા એ યોગ્ય નથી. એક સ્ત્રી વિષે એમ કહેવાય છે કે તેણે પોતાની જુવાનીમાં વેશ્યાનો ધંધો કરવા માંડયો. એક ઘર ભાડે રાખ્યું. વાસણકુસણ, ગાદીતકીઆ, પલંગ વગેરે આણ્યાં અને ઠાઠ-માઠથી રહેવા લાગી. તેની ખુબસુરતીને વશ થઇને ઘણા માણસો તેને ઘેર આવવા લાગ્યા, પણ એ બધાથી તે પોતે સુખી થઇ હોય એમ તેને લાગ્યું નહિ. તેને તો એમજ સમજાવા લાગ્યું કે હું જ્યારે અમુક ગૃહસ્થને ઘેર પાણીઆરી હતી ત્યારે આના કરતાં વધારે સુખી હતી. ગાદી, તકીયા, ઠાઠમાઠ વગેરે સાધારણ વસ્તુઓમાટે શું પોતાના અંતર ધર્મનો–સર્વસ્વનો નાશ કરી નાખવો ? સિદ્ધિઓ જેવી તુચ્છ વસ્તુઓ મેળવી પોતાના સર્વસ્વરૂપ પરમાત્માથી દૂર રહેનાર ગુરુઓ પણ આ વેશ્યાના જેવાજ છે !

---

## અદ્‌ભુત અનુભવ કહેતાં કહેતાં સમાધિ

શ્રીરામકૃષ્ણઃ—સાધન કરતી વખતે ધ્યાન કરતાં કરતાં બીજી અનેક વસ્તુઓ મારા જોવામાં આવતી. જ્યારે હું બિલિના ઝાડ નીચે ધ્યાન કરવા બેસતો ત્યારે પાપ પુરુષ મારી પાસે આવીને મને કેવી કેવી લાલચો બતાવતો ? એકવાર તો અંગ્રેજ સિપાઇના જેવું રૂપ ધારણ કરીને તે મારી પાસે સામે ઉભો રહ્યો. દોલત, માન, સ્ત્રીસમાગમનું સુખ, નાના પ્રકારની સિદ્ધિઓ એ બધું તે મને આપવો તૈયાર થયો. હું માને બોલાવવા લાગ્યો. આ ઘણીજ ગુહ્ય વાત છે. માએ મને દર્શન આપ્યું. મેં કહ્યું. 'મા ! પેલાને મારી કહાડ !' આહા ! તે વખતનું માનું સ્વરૂપ ! તે ભુવન-મોહનરૂપ અત્યારે મારી આંખ આગળ તરવરે છે !

આટલું બોલીને પરમહંસજી મહારાજ એકદમ બોલતા અટકી ગયા. થોડીવાર પછી તેમણે કહ્યું, એ સિવાય તો મેં બીજાં કેવું કેવું દીઠેલું ! પણ બોલવા દેતી નથી ! મારૂં મોં સીવાઇ જાય છે !

સરગવો અને તુલસી એક સરખાં દેખાય ! ભેદબુદ્ધિ રહી નહિ. વડના ઝાડ નીચે બેઠો બેઠો ધ્યાન કરતો હતો; એવામાં એક દાઢીવાળો મુસલમાન વાડકામાં ભાત લઇને

મારી સામે આવીને ઉભો. તે વાડકામાંથી તેણે બીજા મુસલમાનોને ભાત ખવરાવ્યો અને મારા મોંમાં પણ બે કોળીઆ મૂકયા. માએ મને સમજાવ્યું કે, એક છે બે નથી. એજ સચ્ચિદાનંદ નાના પ્રકારનાં રૂપ ધારણ કરે છે. તેજ જીવ, જગત્ અને સર્વ પદાર્થરૂપે દેખાય છે. આપણે ખાઈએ છીએ તે અન્ન પણ તે પોતેજ છે.

શ્રીરામકૃષ્ણ:—મારો તો બાળકના જેવો સ્વભાવ છે. જ્યારે હૃદયે કહ્યું કે, મામા! માની આગળ શકિતની વાત કરો. ત્યારે તરત હું માની પાસે ગયો. તેણે (માતાએ) મારી એવી અવસ્થા કરી મૂકી છે કે જે કોઇ મારી પાસે હોય તેની વાત મારે સાંભળવી પડે છે. નાના બાળકની પાસે કોઇ ન હોય તો તે ચારે દિશાએ અંધકાર દેખે છે. મારી પણ બરાબર તેવીજ દશા થાય છે. હૃદય મારી પાસે ન હોય તો જાણે હમણાં મારો પ્રાણ નીકળી જશે એવું થાય છે. જે નજરે પડે તેનો ભાવ આવી જાય છે! બોલતાં બોલતાંમાં ભાવનું ઉદ્દીપન થઇ જાય છે.

આટલું બોલતાંની સાથે શ્રીરામકૃષ્ણજી ભાવાવિષ્ટ થઇ ગયા. સ્થળ, સમય, કશાનું ભાન તેમને રહ્યું નહિ. પોતાના ભાવને દબાવી રાખવાનો તે ઘણાજ બળપૂર્વક યત્ન કરવા લાગ્યા. ભાવાવેશમાં તે બોલ્યા, 'અત્યારે પણ હું તને જોઉં છું; પણ મને એમ લાગે છે કે તું ચિરકાળથી મારી પાસે બેઠેલીજ છે. તું કયારે આવે છે અને કયાંથી આવે છે તે કશાની મને ખબરજ પડતી નથી!' થોડીવાર પછી તે જરા શાંત થતા જણાયા.

જ્યારે તે કાંઇક શુદ્ધિમાં આવ્યા ત્યારે કહ્યું કે મારે પાણી પીવું છે. સમાધિનો ભંગ થયા પછી મનને નીચેની ભૂમિકા ઉપર ઉતારવા માટે તેઓ હમેશાં એમજ બોલે છે. ગિરીશ હજી નવા સવા આવનાર હોવાથી પરમહંસજીની આ ટેવથી વાકેફ નથી, તેથી તે મહારાજને માટે પાણી લાવવા જતા હતા. પણ મહારાજેજ તેમને અટકાવ્યા અને કહ્યું, 'ના બાપુ, ના; અત્યારે મારાથી પાણી પી શકાશેજ નહિ.'

પરમહંસજી પોતે તથા બીજા શિષ્યો થોડી વારસુધી શાંત રહ્યા. પછી તેઓ બોલવા લાગ્યા.

શ્રીરામકૃષ્ણ:—(માસ્તરને) અરેરે! મેં કેટલી બધી ભૂલ કરી! એ બધું (ગુહ્ય વાતો) કહી નાખ્યું!

શો ઉત્તર આપવો તેની સૂઝ નહિ પડવાથી માસ્તર કાંઇજ બોલ્યા નહિ. ત્યારે મહારાજે પોતે કહ્યું, 'નહિ, નહિ, એમાં કશું ખોટું કર્યું નથી. લોકોમાં શ્રદ્ધા ઉત્પન્ન કરવાને માટે એ બધી વાતો કહી છે.'

થોડીવાર પછી જાણે તેઓ માસ્તરના કાલાવાલા કરતા હોય એવા અવાજથી બોલ્યા, 'એની સાથે (પૂર્ણની સાથે) મારો મેળાપ નહિ કરાવી આપો?'

માસ્તર:—હાજી, હમણાંજ તેને તેડી મંગાવું છું.

શ્રીરામકૃષ્ણઃ—અહિં કોઇ ચીઠ્ઠી લઈ જનાર માણસ મળે તેમ છે ?

પૂર્ણને મળવા માટે પરમહંસજી મહારાજ આટલા બધા ઉત્સુક શાથી હશે ? શું પૂર્ણ તેમના ખાસ શિષ્યોમાંનો છેલ્લોજ હશે ?

## કામિનીકાંચનનો મોહ શી રીતે છૂટે ? ઇશ્વરને ઓળખ્યા પછીજ સંસારમાં પ્રવેશ કરો.

ગિરીશ, માસ્તર તથા બીજા શિષ્યોને સંબોધન કરીને શ્રીરામકૃષ્ણજી પોતાના મહાભાવની અવસ્થાનું વર્ણન કરવા લાગ્યા.

શ્રીરામકૃષ્ણઃ—એ અવસ્થા (મહાભાવની અવસ્થા) પ્રાપ્ત થયા પછી જેટલો આનંદ પડે છે તેટલાજ પ્રમાણમાં પ્રથમ દુઃખ અને મનોવ્યથા વેઠવાં પડે છે. મહાભાવ ઇશ્વરીય ભાવ છે. તે દેહ અને મનને વલોવી નાખે છે, જાણે એક મોટો હાથી નાના ઝુપડામાં પેસે અને ભીંતોને કેવો હચમચાવી નાખે અથવા ભાગી પણ નાખે તેવીજ દશા મહાભાવ આવતાં દેહની થઇ જાય છે.

શ્રીરામકૃષ્ણઃ—(ગિરીશને) તમારે એટલે દૂરસુધી જવાની જરૂર નથી. તમારે સંસારમાં રહેવાની જરૂર છે તો ભલે તમે સંસારમાં રહો, પણ અનાસક્ત થઇને રહો. શરીરે કાદવ લાગી જાય ત્યારે તરત ખંખેરી નાખજો. સંસારરૂપી કાદવમાં, કાદવમાં રહેતી માછલીની માફક રહેજો. તે માછલી આખો વખત કાદવમાં રહે છે પણ શરીરે જરાએ કાદવ લાગવા દેતી નથી !

ગિરીશઃ—આપે પણ લગ્ન તો કર્યું છે !

શ્રીરામકૃષ્ણઃ—(હસીને) લગ્નના સંસ્કાર કરવાની ખાતર લગ્ન થઇ ગયું છે, પણ મારી હાલત એવી નથી કે હું સંસાર માંડી શકું. ગળે જનોઇ પહેરૂં છું તે પણ વારંવાર નીકળી પડે છે ! તેને પણ હું સંભાળી શકતો નથી ! આવી અવસ્થામાં હું મારો સંસાર કેવી રીતે નિભાવી શકું ?

કામિનીકાંચન એજ સંસાર. એને લીધેજ ઇશ્વરનું વિસ્મરણ થઇ જાય છે.

ગિરીશઃ—કામિનીકાંચનનો મોહ છૂટે શી રીતે ?

શ્રીરામકૃષ્ણઃ—અંતઃકરણની વ્યાકુળતા સહિત પ્રભુની પ્રાર્થના કરો. તેની પાસે વિવેકની માગણી કરો. વિવેક એટલે શું ? 'ઇશ્વર એકલોજ સત્ય છે અને બીજું બધું અનિત્ય છે' એવી દૃઢ પ્રતીતિનું નામ વિવેક. જેમ ડોળું પાણી હોય તેને ગાળવાથી કચરો જૂદો પડી જાય છે, તેમ વિવેકરૂપી ગળણીમાં ગળાયાથી અનિત્ય પદાર્થો અલગ રહી જાય છે. માટે જો તમારે સંસારમાં રહેવુંજ છે તો તેને (ઇશ્વરને) ઓળખ્યા પછીજ સંસારમાં પ્રવેશ કરો. એવી રીતે ગૃહસ્થાશ્રમમાં રહેવું તેનેજ

જ્ઞાનયુક્ત સંસાર કહે છે.

## સ્ત્રીઓમાં રહેલી મોહિનીશક્તિ

જુઓ, અવિદ્યારૂપિણી–અર્થાત્ મોહમાં પોતાના પતિને ઘસડીને ઈશ્વરથી વિમુખ કરાવનારી–સ્ત્રીઓની મોહિનીશક્તિ કેવી પ્રબળ છે ? તેઓ પુરુષને પોતાની મોહ-જાળમાં મુગ્ધ કરીને તદ્દન મૂર્ખ જેવા–પુરુષાર્થ વગરના બનાવી મૂકે છે.

એક ઉમેદવાર કોઇ શ્રીમંતને ઘેર નોકરીને સારૂ ફેરા ખાઇ ખાઇને કંટાળી ગયો પણ નોકરી મળી નહિ. હવે પેલા શેઠ સાહેબ મોટા અમલદાર હતા. તેમણે પેલા ઉમેદવારને જવાબ આપ્યો કે, જગ્યા, હમણાં જગ્યા ખાલી નથી. વખતો વખત આવીને ખબર કહાડી જજો. ખાલી પડશે તો આપીશું. એમ કરતાં કરતાં કેટલોક વખત નીકળી ગયો અને બિચારો ઉમેદવાર નિરાશ થઇને બેઠો. તેણે પોતાના કમ-નસીબની કહાણી એક મિત્રને કહી. તેણે કહ્યું કે, તારામાં કશી અક્કલ નથી ! તેં શામાટે આટલા વખત સુધી સાહેબની પાસે ફેરા ખાધા ? તું ગુલાબને ઘેર જઇને તેને રાજી કરી આવને ! કાલે સવારે તારૂં કામ થઇ જશે. હવે એ ગુલાબ તે બીજી કોઇ નહિ પણ પેલા અમલદાર સાહેબની માનીતી પત્ની હતી ! પેલો ઉમેદવાર ગુલાબબાઇની ખુશામત કરવા લાગ્યો અને કહ્યું કે, મા ! મને ના કહેશો નહિ. આટલું મારૂં કામ કરી આપો. હું ઘણો દુઃખી છું. હું બ્રાહ્મણનો છોકરો છું. બીજા કોની પાસે જાઉં ? નોકરી ચાકરી મળતી નથી અને બાઇડી છોકરાં ભૂખે મરે છે. તમે જરા મારે માટે સિફારસ કરશો તો મારૂં ગરીબનું કામ થઇ જશે. બાઇએ તેને પૂછ્યું કે, ભાઇ ! તું મારી પાસે કોને ભલામણ કરાવવા માગે છે ! ઉમેદવાર કહે કે, બીજા કોને ? શેઠ સાહેબને જરા કહેશો તો જરૂર મારૂં કામ થઇ જશે. પેલી સ્ત્રીને તેના ઉપર દયા આવી અને કહ્યું કે, જા, હું શેઠ સાહેબને કહીશ. બીજેજ દહાડે પેલા ઉમેદવારને ઘેર ઓફિસનો પટ્ટાવાળો ગયો અને કહ્યું કે આજે તને સાહેબે ઓફિસમાં તેડાવ્યો છે. તે ઓફિસમાં ગયો કે પેલા ગૃહસ્થે પોતાના ઉપરી સાહેબને કહ્યું કે, આ માણસ ઘણોજ જરૂરનો છે. એની નિમણુક કરવાથી ઓફિસનું કામ સારી રીતે થઈ શકશે.

કામિનીકાંચનના મોહમાં આ પ્રમાણે બધાએ એક પ્રકારના ભ્રમમાં પડયા છે; પણ મને પોતાને તો એ બિલકુલ ગમતું નથી. હું તો ઈશ્વર સિવાય બીજું જાણુતોએ નથી અને જાણવા માગતોએ નથી.

## સાચું બોલવું એ કળિયુગમાં તપશ્ચર્યા છે.

એક શિષ્યઃ—મહારાજ ! ' નવહુલ્લોલ ' નામનો એક પંથ હમણાં નીકળ્યો

છે. લલિતચેટરજી તેમાં દાખલ થયો છે. એ પંથના લોકો ઘણાજ અહંકારી હોય છે.

શ્રીરામકૃષ્ણઃ—દુનિયામાં નાના પ્રકારના મતપંથ ચાલે છે. બધાએ પોતાના મનમાં એમજ સમજે છે કે અમારો મત સાચો છે–અમારૂં ઘડીઆળ ખરોજ ટાઇમ આપે છે.

ગિરીશઃ—(માસ્તરને) પોપ (એ નામનો અંગ્રેજ કવિ) શું કહે છે " ઇટ ઇઝ વીથ અવર જજમેંટસ " ઇત્યાદિ

શ્રીરામકૃષ્ણઃ—એનો અર્થ શો છે ?

માસ્તરઃ—હરેક જણ એમજ માને છે કે મારૂં ઘડીઆળ સાચું છે; પણ કોઇ કોઇનું ઘડીઆળ મળતું આવતું નથી.

શ્રીરામકૃષ્ણઃ—ભલે બીજાનું ઘડીઆળ સાચું હોય યા ખોટું હોય, પણ સૂર્ય તો વખતસરજ ઉગે આથમે છે ને ? સૂર્યની સાથે આપણે આપણા ઘડીઆળને મેળવી લઇએ એટલે બસ !

એક શિષ્યઃ—અમુક માણુસ બહુ જૂઠું બોલે છે.

શ્રીરામકૃષ્ણઃ—સાચું બોલવું એ કળિયુગમાં તપશ્ચર્યા કર્યા બરાબર છે. કળિયુગમાં બીજી જાતની તપશ્ચર્યા કરવાનું બહુ કઠણ છે. જો કોઇ સત્યનેજ બરાબર વળગી રહે તો જરૂર તેને ઇશ્વરની પ્રાપ્તિ થાય. તુલસીદાસે કહ્યું છે કે—

સત્ય બચન અરૂ નમ્રતા, પર સ્ત્રી માત સમાન,
એતે સેં હરિ ના મિલે (તો) તુલસીદાસ જમાન.

કેશવસેને પોતાના બાપનું દેવું પોતાને માથે લીધું હતું. કોઇ જાતનો દસ્તાવેજ કે લખાણ હતું નહિ. બીજો કોઇ હોત તો માથે હાથ મૂકવા દેત નહિ. એક વાર હું દેવેન્દ્રની (દેવેન્દ્રનાથ ટાગોર) બ્રહ્મસમાજમાં ગયો હતો. કેશવ વેદી ઉપર બેસીને ઇશ્વરનું ધ્યાન કરતો હતો. તે વખતે તે યુવાન હતો. પણ ધ્યાનમાં તે એવો તલ્લીન થઇ ગયો હતો કે મેં તેને જોઇને સેજોબાબુને કહ્યું કે, આ છોકરાનો ગલ ડૂબ્યો છે–હવે તે મોટી માછલી પકડવાની તૈયારીમાં છે !

એક માણુસ કે જેનું નામ લેવા હું ઇચ્છતો નથી તે માણુસ દશ હજાર રૂપીઆની ખાતર કચેરીમાં જૂઠું બોલ્યો ! પોતે દાવો જીતે એવી આશાથી તે મારી પાસે આવ્યો અને મને કહ્યું કે, તમે કાલીમાતાને અર્ઘ્ય આપો. મેં મારી બાળકબુદ્ધિ પ્રમાણે અર્ઘ્ય આપ્યો ! તે મને કહે, બાબા, આ અર્ઘ્ય માતાજીને જરા અર્પણ કરો ! મારે હાથે માતાને અર્ઘ્ય અપાવવાથી પોતાની જીત થશે એવી તેને શ્રદ્ધા હતી. મને તો એ વાતની પાછળથી ખબર પડી !

એક શિષ્યઃ—વાહ ! માણુસ તો ઘણો મજાનો !

શ્રીરામકૃષ્ણઃ—અહંકાર જવો એ કાંઇ રમત વાત છે ? અહંકાર ન હોય એવા

મેં માત્ર એક બે માણસોજ જોયા છે. એક બળરામને અહંકાર નથી અને બીજો આ ! ( ગિરીશ. )જો એની જગ્યાએ બીજો કોઇ હોય તો કેટલો મિજાજી અને કેટલો તમોગુણી હોય ! વિદ્યાનો પણ માણસને અહંકાર આવે છે. મોટા બ્રાહ્મણ ( મહિમાચરણ )માં પણ હજી થોડો ઘણો અહંકાર છે.

## ત્યાગ કરવામાં પુષ્કળ મનોબળ જોઇએ.

એક શિષ્યઃ—આપની તો જાણે વાતજ જૂદી, પણ અમારા જેવાએ શું કરવું ?

શ્રીરામકૃષ્ણઃ—ઈશ્વરની પ્રાપ્તિ કરવી હોય તો તીવ્ર વૈરાગ્ય જોઇએ. જે માર્ગ, જે આચરણ ઈશ્વરના માર્ગની વિરુદ્ધ છે એમ લાગે તેનો તો ત્યાગજ કરી દેવો જોઇએ.

કામિનીકાંચન એ ઈશ્વરને માર્ગે જવામાં અંતરાયરૂપ છે, તેમાંથી તો આપણા મનને એકદમ ખેંચી લવું જોઇએ.

પરંતુ જેને ત્યાગ કરવો છે તેની પાસે ખૂબ મનોબળ અને પુષ્કળ જુસ્સો જોઇએ. લુંટતી વેળા લુંટારાને હોય છે તેવો ભારે જુસ્સો જોઇએ.

આ પછી યશોદાના વિરહની હકીકત પરમહંસજીએ કહેવા માંડી.

તમારે એ બધાની શી જરૂર છે ? તમે તમારી મેળે ભક્તિ અને પ્રેમ પ્રાપ્ત કરીને સુખે દિવસ ગુજારોને. જ્યારે કૃષ્ણ મથુરા ચાલ્યા ગયા ત્યારે તેમના વિરહથી યશોદા લગભગ ગાંડાં થઇ ગયાં. એવી હાલતમાં તે એકવાર રાધાજી પાસે ગયાં. તેમનો શોક જોઇને રાધાજીએ તેમને આદ્યશક્તિરૂપે દર્શન આપ્યું અને વરદાન માગવાનું કહ્યું પણ યશોદાએ કોઇ પણ પ્રકારનું વરદાન ન માગતાં પોતે મન, વાણી અને કર્મથી શ્રીકૃષ્ણની સેવા કરી શકે એટલુંજ માગી લીધું.

નેત્રવડે તેના ભક્તોનું દર્શન કરવું. જે જે સ્થાનોમાં તેમણે લીલા કરી હોય તે તે સ્થાનોમાં પગવડે યાત્રા કરવી; હાથવડે તેની અને તેના ભક્તોની સેવા કરવી. એ પ્રમાણે પ્રત્યેક ઇન્દ્રિયવડે તેનુંજ કામ કરવું.

આ પ્રમાણે વાત કરતાં કરતાં પરમહંસજી ભાવાવિષ્ટ થવા લાગ્યા. એકાએક તે પોતાની મેળે બોલી ઉઠયા, 'સંહાર મૂર્તિ કાલી કે નિત્ય કાલી !'

## બીજા સંસારીઓથી સત્સંગ બનેને તમારાથી કેમ ન બને ?

યશોદાની વાત પોતે બીજીવાર કહેવા જતા હતા એવામાં મહેન્દ્ર મુખરજી અને એનો નાનો ભાઈ પ્રિય મુખરજી બેઉ આવી પહોંચ્યા.

આ બે ભાઇઓ પરમહંસજી મહારાજ પાસે આવતા ત્યારે તેમની સાથે એક બીજો નાની ઉંમરનો ભક્ત પણ આવતો હતો. તેનું નામ હરિ હતું. તેનું લગ્ન થયું હતું. પરમહંસજી પ્રતિ તે ઘણીજ ભક્તિ રાખતો હતો. મહેન્દ્ર ગૌર વર્ણનો

હસમુખો બેવડા કોઠાનો હતો. તેણે આવીને પરમહંસજી મહારાજને દંડવત્ પ્રણામ કર્યા. હરિએ પણ પ્રણામ કર્યા.

શ્રીરામકૃષ્ણઃ—કેમ ? આટલા બધા દિવસ થયાં તું દક્ષિણેશ્વર આવતો નથી ?

મહેન્દ્રઃ—જી, કેદેટી ગયો હતો; કલકત્તે હતો નહિ.

શ્રીરામકૃષ્ણઃ—કેમ વારૂ ? છોકરાં છૈયાં છે નહિ; કોઇની નોકરી પણ કરવાની નથી; તોપણ અવકાશ મળતો નથી !

શિષ્યો આ સાંભળીને ચૂપ થઇ ગયા. મહેન્દ્ર પણ જરાક શરમાઇ ગયો.

શ્રીરામકૃષ્ણઃ—હું તને શા માટે કહું છું તે જાણે છે ? તારો સ્વભાવ સરળ અને ઉદાર છે અને તારા હૃદયમાં ઈશ્વર પ્રત્યે ભક્તિ છે તે માટે કહું છું.

મહેન્દ્રઃ—હાજી, આપ તો મારા ભલાને માટેજ કહો છો.

શ્રીરામકૃષ્ણઃ—વળી તારે છોકરાં છૈયાં તો છે નહિ. તે હોય તો તું કદાચ અન્ય-મનસ્ક પણ થઇ જાય ? વારૂ, તું ધ્યાન બ્યાન કરે છે કે નહિ ?

મહેન્દ્રઃ—થાય છે થોડું થોડું.

શ્રીરામકૃષ્ણઃ—એમ કરતાં કરતાં થઇ જશે.

મહેન્દ્રઃ—જી, ધ્યાન કરવામાં મને શાથી વિક્ષેપ આવતા હશે તેનું કારણ તો આપજ જાણો ! આપ જોઇ લો !

શ્રીરામકૃષ્ણઃ—આગળ ને આગળ ચાલ્યા જાઓ. ત્યારે તમને ધીરે ધીરે માલૂમ પડતું જશે કે પ્રથમ શા કારણથી વિક્ષેપ આવતા હતા ? તમે આગળ શામાટે જતા નથી ? મારી પાસે આવતા કેમ નથી ?

મહેન્દ્રઃ—કારખાનાના તથા બીજા વ્યવસાયને લીધે આવી શકાતું નથી. વળી કેદેટીના ઘરની સંભાળ લેવા માટે પણ વારંવાર જવું પડે છે.

શ્રીરામકૃષ્ણઃ—( શિષ્યો તરફ આંગળી કરીને, મહેન્દ્રને ) શું આ લોકોને ઘર-બાર નહિ હોય ? શું એમને ધંધો રોજગાર પણ નહિ હોય ? છતાં એ લોકો કેમ આવી શકે છે ?

પછી પરમહંસજી મહારાજે હરિની સાથે વાત કરવા માંડી.

શ્રીરામકૃષ્ણઃ—તું કેમ નથી આવતો ? કદાચ તારી સ્ત્રી ઘેર આવી હશે ?

હરિઃ—ના જી.

શ્રીરામકૃષ્ણઃ—ત્યારે કેમ ? શું આવવાનું ભૂલી જાય છે ?

હરિઃ—જી, જરા શરીર સારૂં ન હતું.

શ્રીરામકૃષ્ણઃ—માંદો પડયો તો ?–એની ભક્તિ કાંઇ કમ નથી. ભક્તિની અસર જોઇ ? શરૂઆતમાં તો તેનો વેગ ઘણો બળવાન હોય છે ! ( હસાહસ )

ગિરીશ બાબુ કેશવચંદ્ર સેનનું જીવનચરિત્ર વાંચતા હતા. એ પુસ્તક ત્રૈલોક્ય-

માજવાળા ત્રૈલોક્ય બાબુએ લખ્યું હતું. એમાં એવું લખ્યું હતું કે શ્રીરામકૃષ્ણ પરમહંસ પ્રથમ સંસાર તરફ ઘણા વિરક્ત હતા, પરંતુ જ્યારથી તેઓ બાબુ કેશવચંદ્ર સેનના સમાગમમાં આવ્યા ત્યારથી તેમના વલણમાં પરિવર્તન થઇ ગયું છે; અને હવે પરમહંસજી પણ માને છે કે સંસારમાં રહીને પણ ધર્મનું પાલન થઇ શકે છે. આ લખાણ પરમહંસજીના કેટલાક શિષ્યોના વાંચવામાં આવ્યું હતું. તે ઉપરથી તેમણે એ વાત મહારાજશ્રીને પણ કહી હતી. આજે ત્રૈલોક્ય બાબુ મહારાજ પાસે આવવાના છે તેથી એમની સાથે આ લખાણના સંબંધમાં વાતચીત થાય એવી શિષ્યોને ઇચ્છા હતી. તેટલા માટે તેમણે મહારાજને બધું લખાણ વાંચી સંભળાવ્યું હતું.

ગિરીશના હાથમાં ઉપરોક્ત પુસ્તક જોઇને શ્રીરામકૃષ્ણે ગિરીશ, માસ્તર, રામ તથા બીજા ત્યાં બેઠેલા શિષ્યોને કહ્યું કે.

એ લોકો પોતે સંસારમાં રચ્યાપચ્યા રહે છે તેથીજ સંસાર સંસાર કર્યા કરે છે ! કામિનીકાંચનમાં લુબ્ધ થઇ ગયા છે ! જો તેમણે તેની(ઇશ્વરની) પ્રાપ્તિ કરી હોત તો આવું બોલતજ નહિ ! એકવાર પણ જો તેમણે ઇશ્વરનો આનંદ ચાખ્યો હોત તો તેમને પણ સંસાર કાકવિષ્ઠાતુલ્ય લાગત !

મેં શરૂઆતમાં બધા તરફ વિરાગ આણીને સર્વનો ત્યાગ કર્યો હતો. સંસારી લોકોને નહિ પણ કોઇ કોઇવાર તો ભક્તજનોને પણ મારી પાસે આવવા દેતો નહિ. હમણાં હમણાંજ અમુક અમુક માણસોને આવવા દઉં છું.

## ઇશ્વરી આનંદ ચાખનારને સંસાર ફિક્કો ફસ લાગે છે.

હવે ગિરીશ બાબુ પણ ઘેર ગયા પણ થોડીવારમાંજ પાછા આવવાના હતા. જય ગોપાલ સેનની સાથે ત્રૈલોક્ય બાબુ આવી પરમહંસજીને પ્રણામ કરીને બેઠા. મહારાજે તેમને કુશળ સમાચાર પૂછ્યા. એવામાં નાનો નરેન્દ્ર આવી પહોંચ્યો અને તે પણ મહારાજને દંડવત્ પ્રણામ કરીને બેઠો. હવે ત્રૈલોક્યબાબુએ સંગીતની તૈયારી કરી.

શ્રીરામકૃષ્ણઃ—( ત્રૈલોક્યને ) અહા ! તે દિવસે તમે આનંદમયીનાં સ્તવન ગાયાં હતાં ! કેવાં સુંદર પદ ! મને તમારા સિવાય બધાનાં ગાયન ફિક્કાં લાગે છે ! તે દિવસે નરેન્દ્ર ગાતો હતો છતાં તેનું ગાયન પણ મને ગમ્યું નહિ !

ત્રૈલોક્યે 'જય શચી નંદન' વાળુ પદ ગાવા માંડયું.

પરમહંસજી મહારાજ મોં ધોવા ગયા. પડદા પાછળ બેઠેલી સ્ત્રીઓ મહારાજનાં દર્શન માટે ઉત્સુક હતી. તેમની પાસે જવાનો પણ તેમનો વિચાર હતો. ત્રૈલોક્યનું સંગીત ચાલવા લાગ્યું.

મહારાજશ્રીએ દિવાનખાનામાં પાછા આવ્યા પછી ત્રૈલોક્યને કહ્યું કે જરા આનંદ-

મયીનાં પદ ગાઓ.

ત્રૈલોકયે તે નીચલા ભાવાર્થવાળાં પદ ગાવા માંડયાં.—

" હે મા ! તમારાં માનવ બાળકો પ્રત્યે તમે કેટલો બધો પ્રેમ રાખો છો ?

અમને એમ લાગે છે કે તમારાં નેત્રમાંથી પ્રેમની ધારા વહ્યાજ કરે છે !

અમે જન્મથી તારી હજુરમાં અપરાધી ઠર્યા છીએ તોપણ પ્રેમપૂર્ણ નેત્રે અમે તારા મુખ તરફ જોઇએ છીએ અને મધુર વચનથી તને બોલાવીએ છીએ.

તમારા પ્રેમનો ભાર અમે વધારે વાર ઝીલવાને અસમર્થ છીએ.

અમારાં હૃદય ભરાઇ જાય છે અને તારા સ્નેહપૂર્ણ દર્શન માટે અમારા આત્મા ગદ્ ગદ્ બની ગયા છે; તેથી અમે તારા ચરણનું શરણ લઇએ છીએ."

આ પદ સાંભળતાં સાંભળતાંજ નાનો નરેન્દ્ર ઉંડા ધ્યાનમાં નિમગ્ન થઇ ગયો-જાણે પૂતળું હોય તેવો સ્થિર, નિશ્ચેષ્ટ બની ગયો !

શ્રીરામકૃષ્ણઃ—( માસ્તરને ) જોયું ? કેવું ઉંડું ધ્યાન લાગી ગયું છે ? તદ્દન બાહ્યજ્ઞાનરહિત બની ગયો છે !

એ પદ પૂરૂં થયા પછી શ્રીરામકૃષ્ણે ત્રૈલોકયને કહ્યું કે, મા મને ગાંડો બનાવી દે એ પદ ગાઓ.

એ પદ ગવાઇ રહ્યા પછી રામે કહ્યું કે થોડીવાર હરિનામસંકીર્તન થવા દો.

ત્રૈલોકયે ગાયું—

" મન ! એકવાર હરિ બોલ, હરિ બોલ, હરિ બોલ.

હરિ હરિ હરિ બોલ, ભવ સિંધુ પારે ચલ."

પછી "ગૌર નિતાઇ તોમરા દુભાઇ" એ પંક્તિથી શરૂ થતું પદ માસ્તર આસ્તેથી ગણગણવા લાગ્યા. મહારાજે એ પદ ગાવા ત્રૈલોકયને સૂચના કરી. ત્રૈલોક્ય તથા બધા ભક્તો મળીને એક સાથે એ પદ ગાવા લાગ્યા.

તે ગાયન પૂરૂં થતાં પરમહંસજીએ એવું બીજું ગાયન નીચલા ભાવનું આરંભ્યું.

"હરિ બોલતાં જેમનાં નેત્રમાંથી આંસુની ધારા ચાલે છે તે બે ભાઇઓ આવે છે!

જેઓ પોતે માર ખાઇને પણ પ્રેમની યાચના કરે છે તે બે ભાઇઓ આવે છે ! જેઓ એકવાર વ્રજમાં કૃષ્ણ અને બલરામરૂપે વિચર્યા હતા તે બે ભાઇઓ આવે છે ! જેઓ ચંડાલપર્યંત સર્વને આલિંગન દે છે તે બે ભાઇઓ આવે છે ! "

એ ભજનની સાથેજ પરમહંસજીએ નીચેનું પદ સામેલ કરી દીધું:—

"પ્રેમના તરંગથી નદીઆ રસ બસ બની ગયું છે."

તે પૂરૂં થતાં તેમણે બીજું ભજન ચલાવ્યું:—

"હરિ બોલ ! હરિ બોલ ! બોલતા બોલતા કોણ જાય છે ?

હે માધાઇ ! તું જા અને એકવાર તેને ઓળખી આવ.

ઘણું કરીને શ્રીગૌરાંગ જતા હશે. એમના રતુમડા ચરણમાં સુવર્ણનાં નૂપુર ઝમકી રહ્યાં છે.

એમણે માથું મુંડાવ્યું છે અને કૌપીન ધારણ કર્યું છે, અને ઉન્મત્ત જેવા વિચરે છે!"

આ ગાયન ગવાઇ રહ્યા પછી નાના નરેન્દ્રે રજા લીધી.

શ્રીરામકૃષ્ણ:—તું માબાપની ખૂબ ભક્તિ કરતો રહેજે; પણ જો તેઓ ઇશ્વરના માર્ગમાં અંતરાયરૂપ થઇ પડે તો તેમનું માનતો નહિ. ખૂબ જુસ્સો રાખજે-

**ઇશ્વરની ભક્તિ કરતાં બાપની મકદૂર શું કે અટકાવ કરે?**

નાનો નરેન્દ્ર:—કોણ જાણે મને તો એમનો જરાએ ડર લાગતો નથી!

એટલામાં ગિરીશ બાબુ ઘેર ગયા હતા તે પાછા આવ્યા. પરમહંસજી ત્રૈલોક્ય સાથે આલાપ મારતા હતા. જરા વાર આલાપ માર્યા પછી તેમણે ત્રૈલોક્યને કહ્યું, તમે એકલા આલાપ મારો. થોડી વાર તેમ કર્યા પછી તેમણે કહ્યું કે જય શચિનંદનવાળું પદ ગાઓ.

"ગૌરાંગ હસે છે, નૃત્ય કરે છે, ગાય છે' એ પંક્તિ જ્યારે ગવાઇ ત્યારે શ્રીરામકૃષ્ણજી ભાવાવિષ્ટ હાલતમાં ઉભા થયા અને એકદમ બાહ્યજ્ઞાન શૂન્ય થઇ ગયા.

થોડીવાર પછી શુદ્ધિમાં આવતાં તેમણે ત્રૈલોક્યને વિનતિ કરીને કહ્યું કે, પેલું ગાયન ગાઓ–' કિ દેખિલામ રે?'

ગાયન પૂરૂં થયું. સાંજ પડવા આવી. હજી શ્રીરામકૃષ્ણ પોતાના શિષ્યો સાથે બેસી રહ્યા હતા.

શ્રીરામકૃષ્ણ:—( રામને ) વાજીંત્ર નથી! સારાં વાજીંત્ર હોય તો ભજનની રમઝટ ખૂબ જામે છે. ( હસીને ) બળરામનાં સાજ કેવાં છે તે જાણો છો? બ્રાહ્મણની ગાય, થોડું ખાય અને દૂધ ખૂબ આપે તેનાં જેવાં છે! ( હસાહસ ) બળરામને તો ગાનાર પોતે અને વગાડનાર પણ પોતે, એ બહુ પસંદ છે! ( હસાહસ )

હવે સાંજ પડી અને બળરામના દિવાખાનામાં તેમજ પરસાળમાં દીવા સળગ્યા. શ્રીરામકૃષ્ણજીએ જગન્માતાને પ્રણામ કર્યા. આંગળીના વેઢા ગણીને મૂળમંત્રનો જપ કર્યો અને પછી મધુર હરિ નામનો ઉચ્ચાર કરવા લાગ્યા. શિષ્યો તેમની આસપાસ બેઠા છે અને એ મધુર નામનું શ્રવણ કરે છે. ગિરીશ, માસ્તર, બળરામ, ત્રૈલોક્ય તથા બીજા ઘણાક શિષ્યો હજી ત્યાં બેસી રહ્યા છે. કેશવચંદ્ર સેનના જીવનચરિત્રમાં પરમહંસજી મહારાજના સંસાર સંબંધી અભિપ્રાયમાં થએલા પરિવર્તન વિષે જે કાંઈ લખવામાં આવ્યું છે તે વિષે ત્રૈલોક્યબાબુ સાથે વિવાદ કરવો એવો સઘળા શિષ્યોએ નિશ્ચય કર્યો હતો. ગિરીશે ચર્ચાની શરૂઆત કરી. તેમણે ત્રૈલોક્યને કહ્યું કે, આપે લખ્યું છે કે એમના સંસારવિષેના મતમાં ફેરફાર થઇ ગયો છે એ

વાત ખરૂં જોતાં અસત્ય છે.

શ્રીરામકૃષ્ણ:—( ત્રૈલોક્ય તથા બીજા શિષ્યોને ) એ દિશાનો ( ઈશ્વરવિષયક ) આનંદ ચાખવા માંડયા પછી આ બધું સારૂં લાગતું નથી–ઈશ્વરનો આનંદ અનુભવ્યા પછી સંસાર ફિક્કો ફસ જણાય છે. જે શાલ ઓઢે છે તેને બનાત ગમતી નથી !

ત્રૈલોક્ય:—જેઓ સંસારમાં છે તેમને વિષે મેં લખ્યું છે; જેઓ ત્યાગી છે તેમને વિષે મેં કાંઇ લખ્યું નથી.

શ્રીરામકૃષ્ણ:—તમે લોકો આવું આવું શું બોલતા હશો ? સંસારમાંજ મોક્ષ છે, સંસારમાંજ ધર્મ છે, એવું જેઓ બોલતા ફરે છે. તેઓ જો ઇશ્વરનો આનંદ માત્ર એકજવાર પણ ચાખવા પામે તો પછી તેમને સંસાર ઉપર સુખબુદ્ધિ થાયજ નહિ અને ભૂમિકા વધતી ચાલે તેમ તેમ સાંસારિક મોહ અને ગુસ્સો કમી થતો જાઇ ધીમે ધીમે એ આનંદ એટલે દરજ્જે વધી જાય કે પછી બીજી કોઇ બાબત ગમેજ નહિ. માત્ર એ આનંદની પ્રાપ્તિને માટેજ તે પ્રવૃત્તિ કરતો ફરે. ઈશ્વરના આનંદને મુકાબલે વિષયાનંદ અથવા સ્ત્રીસમાગમનું સુખ શા હિસાબમાં છે ? એકવાર જો કોઇ એ આનંદનો સ્વાદ ચાખવાને ભાગ્યશાળી થાય તો તેનાજ અનુસંધાનમાં તે ફરતો ફરે અને સંસાર તરફ વિમુખજ થઇ જાય.

ચાતક તરસથી મરણ તુલ્ય દુ:ખ વેઠે છે, તેની છાતી ફૂંધાઇ જાય છે, તેની નજર આગળજ સમુદ્ર, નદીઓ અને સરોવરો જળથી ભરપૂર હોય છે, છતાં તે પાણીનું એક ટીપું પણ ચાખતું નથી ! તરશથી પ્રાણ જાય તોપણ નહિ તે નહિજ ! સ્વાતી નક્ષત્રના વરસાદનું બિન્દુ આકાશમાંથી પડે તેને માટેજ તે ઉત્સુકતાથી રાહ જોઇ રહે છે !

લોકો કહે છે કે બેઉ તરફ લક્ષ આપો–સંસારના કામમાં પણ અને ઈશ્વર તરફ પણ લક્ષ આપો. પણ એ કોનાથી બને ? જેમણે પ્રભુપ્રેમરૂપી નિશો પ્રથમથી સહેજસાજ પણ પીધો હોય તેઓ કદાચ તેમ કરે ખરા. માત્ર બેજ આનાનો દારૂ પીનાર માણસ સાવધ રહી શકે છે, પણ દારૂ પીને ચકચૂર થએલા માણસને તો લેશમાત્ર પણ ભાન રહેતું નથી ! તેવીજ રીતે જે ઈશ્વરપ્રેમથી ચકચૂર બનેલો હોય છે તે સંસાર તરફ લક્ષ આપી શકતો નથી.

ઇશ્વરનો આનંદ ચાખ્યા પછી બીજો એક પણ પદાર્થ ગમતો નથી. એવી અવસ્થા પછી તો કામિનીકાંચનવિષેની વાત સરખી પણ હૃદયને ખૂંચે છે ! ( શ્રીરામકૃષ્ણે એક ભજનની ધૂન ગાવા માંડી ) ' બીજા લોકોની આડી અવળી વાતો મને જરાએ ગમતી નથી. જ્યારે માણસ ઈશ્વરને માટે ગાંડો બની જાય છે ત્યારે તેને પૈસા બૈસા એમાંનું કાંઇજ ગમતું નથી. '

ત્રૈલોક્ય:—જો આપણે સંસારમાં રહેવુંજ છે તો પછી પૈસાનો સંચય કરવાની

પણ જરૂર ખરી. પાસે પૈસા હોય તોજ આપણે દાન વગેરે પરમાર્થનાં કામો—

**શ્રીરામકૃષ્ણ:—શું? પહેલા પૈસા સંઘરવા અને પછી ઇશ્વર એમ?**

**અરે ભાઇ! તમારાં દાન અને પરમાર્થ કેવાંક છે? દાન આપતી વખતે હિસાબ ગણી ગણીને આપશો. એક બાજુએ તમારા આહાર વિહાર પાછળ, સારા નરસા પ્રસંગો પાછળ, અને મોજ શોખ પાછળ હજારો રૂપીઆ કાંકરાની માફક ઉડાવો છો અને બીજી તરફ તમારાં પાડોશીનાં બચ્ચાંને સુકો રોટલો પણ ન મળે! ભલે તે મરે કે જીવે! આપણા ઘરનાં માણસ સુખી રહે એટલે બસ! અને આમ છતાં પણ તમે જીવદયા અને પરમાર્થની મોટી મોટી વાતો કરો છો!**

ત્રૈલોક્ય:—સંસારમાં પણ સારા સારા માણસો જોવામાં આવે છે. ચૈતન્ય ભગવાનનો ભક્ત પુંડરીક વિદ્યાનિધિ પણ સંસારી માણસજ હતો.

શ્રીરામકૃષ્ણ:—તેણે ગળા સુધી દારૂ (ઈશ્વરપ્રેમનો) પીધો હતો. જો તેણે જરાક વધારે પીધો હોત તો તે પણ સંસારમાં રહી શકત નહિ.

ત્રૈલોક્ય આ જવાબ સાંભળીને ચૂપ રહ્યા.

માસ્તર:—(ગિરીશને એકાંતમાં) ત્યારે આટલી વાતચીત ઉપરથી એવો સાર નીકળે છે કે એમણે (ત્રૈલોક્યે) જે લખ્યું છે તે બરાબર નથી.

ગિરીશ:—(ત્રૈલોક્યને) ત્યારે આપે જે લખ્યું છે તે વાજબી નથી ને?

ત્રૈલોક્ય:—શામાટે નહિ? સંસારમાં રહીને પણ ધર્મનું પાલન થઇ શકે છે એવું તો એ પોતે પણ માને છે ને?

શ્રીરામકૃષ્ણ:—હા, થઇ શકે; પણ પ્રથમ જ્ઞાન પ્રાપ્ત કર્યા પછી સંસારમાં દાખલ થવું; પ્રથમ ઈશ્વર અને પછી સંસાર. એવું કરશો તોજ સંસારસાગરમાં રહ્યા છતાં પણ તમારે શરીરે ડાઘો પડવા નહિ પામે અને કાદવમાં રહેતી માછલીની માફક કાદવમાં રહ્યા છતાં પણ શરીરે ચોકખા રહી શકશો.

ઈશ્વરની પ્રાપ્તિ કર્યા પછીનો ગૃહસ્થાશ્રમ તે જ્ઞાનીનો ગૃહસ્થાશ્રમ કહેવાય છે. તેવા ગૃહસ્થાશ્રમમાં કામિનીકાંચનની ગંધ હોતી નથી. કેવળ ભક્ત અને ભગવાન એજ. મારે પણ સ્ત્રી છે, મારે ઘેર પણ વાસણ કુસણ વગેરે જે જોઇએ તે છે, પણ તેથી શું થયું?

## અવતારતત્ત્વવિષે ચર્ચા

એક શિષ્ય:—(ત્રૈલોક્યને) આપના પુસ્તક ઉપરથી **મને એમ** લાગે છે કે આપ ઈશ્વરના અવતારને માનતા નથી. આપે ચૈતન્ય ભગવાનવિષે જે લખ્યું છે તે મેં વાંચ્યું છે.

ત્રૈલોક્ય:—ચૈતન્ય ભગવાન ઈશ્વરના એક અવતાર છે એ વાતનું એમણે પોતેજ

ખંડન કર્યું છે—એકવાર પુરીમાં ( જગન્નાથપુરીમાં ) જ્યારે અદ્વૈતાચાર્ય તથા બીજા ભક્તો મળીને 'તમેજ ભગવાન છો' એવા અર્થનું એક પદ ગાવા લાગ્યા ત્યારે તે પદ સાંભળીને ચૈતન્ય ભગવાને પોતાના ઓરડાનાં બારણાં બંધ કરી દીધાં હતાં! ઈશ્વરનું ઐશ્વર્ય અનંત છે. એ પોતે ( શ્રીરામકૃષ્ણ ) પણ કહે છે કે ભક્ત ઈશ્વરનું દિવાનખાનું છે. દિવાનખાનું ગમે તેવું શણગારેલું હોય પણ તેથી શું તે ઉપરાંત ઈશ્વરનું બીજું ઐશ્વર્ય છેજ નહિ એમ કાંઇ કહેવાય ?

ગિરીશઃ—મહારાજ કહે છે કે પ્રેમ એજ ઈશ્વરનો સારાંશ છે. જે મનુષ્યમાં ઈશ્વરના પ્રેમનું દર્શન થઇ શકે તેનીજ આપણને જરૂર છે. એઓ કહે છે કે ગાયનું દૂધ તેના આંચળમાં હોય છે માટે આપણને આંચળનીજ જરૂર છે. ગાયના શરીરના બીજા અવયવોની જરૂર નથી—હાથ, પગ, શિંગડાં વગેરેની જરૂર નથી. તેવીજ રીતે ઈશ્વરનો સારાંશ જે પ્રેમ છે તે ઈશ્વરના ભક્તોમાં જોવામાં આવે છે, માટે ભક્તદ્વારા આપણી હાલની બધી જરૂરીઆતો પૂરી પડે છે. આમ હોવાથી આપણે માટે તો ભક્તજ ઈશ્વરતુલ્ય છે.

ત્રૈલોક્યઃ—ઈશ્વરપ્રેમરૂપી દૂધ કેવળ ભક્તદ્વારાજ નહિ પણ અનંત પ્રણાલિકાદ્વારા વ્યક્ત થાય છે. તેની શક્તિ અનંત છે.

ગિરીશઃ—તેના પ્રેમની સાથે તેની અમુક શકિત પણ સામેલજ હોય છે.

ત્રૈલોક્યઃ—સર્વત્ર ઈશ્વરનીજ શકિત છે. જેને જેટલી જોઇએ તેટલી પોતાની ઇચ્છા મુજબ આકર્ષી શકે છે.

ગિરીશઃ—પણ કેટલાકમાં અવિદ્યાશકિત—આસુરીશકિત હોય છે.

ત્રૈલોક્યઃ—અવિદ્યા એટલે શું ? અવિદ્યા કરીને કોઇ પદાર્થ છે? અવિદ્યા તો માત્ર અભાવાત્મક શબ્દ છે. વિદ્યાનો અભાવ તે અવિદ્યા. જેમ પ્રકાશનો અભાવ તેનું નામ અંધકાર છે. અંધકાર એવો કોઇ પદાર્થ નથી. ઈશ્વરનો પ્રેમ આપણા તરફ ઘણોજ છે એ વાત ખરી; પણ જે ઈશ્વરને મન એક બિન્દુતુલ્ય છે તે આપણે હિસાબે સમુદ્રતુલ્ય છે; માટે તે આટલોજ છે અને આટલો નથી એમ કહીને શું તેને સીમાબદ્ધ કરી શકાય ?

શ્રીરામકૃષ્ણઃ—હા, હા, તમે કહો છો તે ખરૂં છે; પણ એક બિન્દુ ચાખતાંજ આપણે ચકચૂર થઇ જઇએ છીએ! આપણે તો ચકચૂર થવા સાથે કામ છે. દારૂનું એકજ ટીપું ચાખતામાં જો આપણને નિશો ચડી જતો હોય તો પછી કલાલની દુકાનમાં કેટલા મણ દારૂ છે તેનો હિસાબ કહાડવાની આપણને શી જરૂર છે? ઈશ્વરની અનંત શકિતનું માપ કહાડવાનું કામજ શું છે? જેટલી જોઇએ છીએ તેટલીજ આપણે માટે તો પૂરતી છે ને?

ગિરીશઃ—( ત્રૈલોક્યને ), આપ અવતારને માનો છો?

ત્રૈલોક્ય:—ભક્તદ્વારાજ ભગવાન અવતીર્ણ થએલા છે. સમગ્ર અનંત શક્તિનું (પ્રકટીકરણ) હોતું નથી—હોઇ શકે પણ નહિ—કોઇ પણ માનવશરીરદ્વારા તે બની શકે નહિ.

ગિરીશ:—જ્યારે તમે નાનાં બાળકને ' બ્રહ્મગોપાલ ' ગણીને તેમને પ્રસન્ન કરો છો, તો પછી મહાપુરુષને ઇશ્વર માનીને તેનું પૂજન શામાટે કરી શકાય નહિ?

શ્રીરામકૃષ્ણ:—(ત્રૈલોક્યને) તમે સમગ્ર અનંતને સ્પર્શ કરવાનાં ફાંફાં શામાટે મારો છો? મારે તમનેજ અડકવું હોય તો શું મારે તમારા આખા શરીરને અડકવું જોઇએ? જો ગંગાસ્નાન કરવું હોય તો હરદ્વારથી આરંભીને સાગરસંગમસુધીની આખીજ ગંગા નદીને ખુંદી વળવું જોઇએ? 'આપ મુએ પીછે ડૂબ ગઇ દુનિયાં,' અહંભાવ છે ત્યાંસુધીજ ભેદબુદ્ધિ રહેલી છે. અહંભાવ ટળી ગયા પછી શું રહે છે તે કોઇ કહી શકતું નથી–મોઢેથી બોલાતું નથી. જળનું ટીપું સમુદ્રમાં પડતાં ટીપા-પણું–ભિન્નપણું ટળી સમુદ્રરૂપજ બની રહે છે. તેમ અભ્યાસી જીજ્ઞાસુનો વિશુદ્ધ અહંભાવ સચ્ચિદાનંદરૂપજ બની રહે છે.

જીવબુદ્ધિ હોય છે ત્યાંસુધી એ અહંભાવ તે સમુદ્રની અંદર મૂકી રાખેલા ઘડા બરાબર છે. જ્યાંસુધી ઘડો આખો છે ત્યાંસુધીજ તે જળના બે ભાગની કલ્પના ટકી શકે છે. છતાં પણ પાણી તો એકનું એકજ! માત્ર ઘડાને લીધેજ આ બહારનું પાણી અને આ અંદરનું પાણી એવી કલ્પિત ભેદબુદ્ધિ ઉત્પન્ન થાય છે. એ ઘડો–એ અહંભાવ–ભાગી જાય એટલે પાણી બધું એકાકાર! એ પાણી કેવું છે તે મોઢેથી બોલી શકાય નહિ! બોલીજ કોણ શકે? કોના પ્રત્યે બોલે? શા કારણે બોલે?

વિવાદ પૂરો થયા પછી પરમહંસજી મહારાજે ત્રૈલોક્ય બાબુ સાથે મધુર વાર્તા-લાપ કરવા માંડયો.

શ્રીરામકૃષ્ણ:—તમે છો તો આનંદમાં ને?

ત્રૈલોક્ય:—અહિંથી ગયા એટલે તરતજ પાછા હતા તેવાને તેવાજ થઇ જવાના! અહિં બેસીએ છીએ તેટલીવાર ભક્તિનું ઉદ્દીપન ઠીક થાય છે.

શ્રીરામકૃષ્ણ:—જોડા પહેર્યાથી પગે કાંટા વાગવાનો ભય રહેતો નથી. ઇશ્વરજ સત્ય અને બીજું બધું અનિત્ય છે એવું જ્ઞાન થવાથી કામિનીકાંચન તરફનો ભય રહેતો નથી.

## સંસારાસક્ત અને ઇશ્વરાસક્ત જીવો વચ્ચેનો ભેદ

હવે ત્રૈલોક્ય બાબુને જરા ગળ્યું મોં કરાવવા માટે બળરામ તેમને અંદરના ઓ-રડામાં તેડી ગયા. શ્રીરામકૃષ્ણજી પોતાના શિષ્યો પાસે ત્રૈલોક્ય બાબુ તથા તેમના જેવોજ મત ધરાવનારા લોકોની આધ્યાત્મિક અવસ્થાનું વર્ણન કરવા લાગ્યા. રાતના નવ વાગ્યાનો સમય થવા આવ્યો.

શ્રીરામકૃષ્ણઃ—એ લોકો શું જાણે ? એ બિચારા કૂવામાંનાં દેડકાં ! કદિ બહારનું જગત્ તેમણે જોયુંજ નથી. માત્ર એક કૂવોજ જાણે ] એ ઉપરાંત મોટું જગત્ છે એ વાત એ બિચારા માની શકતા નથી. ઈશ્વરનો આનંદ પ્રાપ્ત કરવાની **ચાવી તેમને હાથ લાગી નથી,** માટેજ બાપડા ' સંસાર, સંસાર ' કરતા ફરે છે ! એમની સાથે વિવાદ શામાટે કરો છો ?

પાંચ વરસનું બાળક સ્ત્રીસુખના આનંદની કલ્પના ક્યાંથી લાવી શકવાનું હતું ? સંસારાસક્ત માણસોને ઈશ્વર વિષે અપરોક્ષ જ્ઞાન થતુંજ નથી. લોકોને મોઢેથી માત્ર સાંભળ્યું હોય તેટલા પૂરતુંજ તેમનું જ્ઞાન હોય છે. ઘરડી ડોશીઓ જ્યારે એક બીજી સાથે લડે છે ત્યારે ' તને ભગવાન જોશે ! ' ' તને ભગવાનની આણ છે ! ' એવું એવું બોલે છે તે સાંભળીને નાનાં છોકરાં પણ એવું બોલતાં શીખે છે; પણ છોકરાં એ વાક્યનો અર્થ સમજતાં હોતાં નથી ! આ લોકો પણ વાંચી તથા સાંભળી સાંભળીનેજ ઈશ્વર વિષે બોલવા મંડે છે. જાતિ અનુભવ જરાએ હોતો નથી.

વારુ, જે હશે તે હશે ! એમાં આપણને શું ? છતાં એ લોકોનો પણ અપરાધ નથી. અખંડ સચ્ચિદાનંદની ધારણા બધા માણસોથી થઈ શકે નહિજ. રામચંદ્રજીને પણ બરાબર રીતે ઓળખી લેનાર માત્ર બારજ ઋષિઓ હતા. બધા લોકો તેમને ઓળખી શક્યા ન હતા. કેટલાક તેમને સામાન્ય મનુષ્યરૂપેજ જોતા; કેટલાક તેમને સાધુ પુરુષ સમજતા. તેઓ ઈશ્વરના અવતાર છે એવું જાણનારા તો ગણ્યા ગાંઠ્યાજ હતા.

જેટલી જેની દોલત તે પ્રમાણે તે હીરાની કિંમત આંકી શકે છે. એક ગૃહસ્થે પોતાના નોકરને હીરો આપ્યો અને તેને વેચવાને બજારમાં મોકલ્યો. નોકર પ્રથમ કાછીઆને ઘેર ગયો. તેણે નવશેર વેંગણ આપવાનું કબૂલ કર્યું. નોકર કહે કે હજી જરા વધ, પણ પેલો કાછીઓ કહે કે હું તો બજારભાવ કરતાં વધારે આપું છું; પછી શેઠે નોકરને કાપડીઆને ઘેર મોકલ્યો. કાપડીઓ કાછીઆ કરતાં વધારે પૈસાદાર હતો તેથી તેણે હીરાને હાથમાં લઈને કહ્યું– 'છે તો સારો. દાગીનામાં જડવા કામ લાગશે. નવસો રૂપીઆ આપું ?' ચાકર કહે ' શેઠ હજી કાંઈ વધો. ' કાપડીઓ કહે હવે બોલીશજ નહિ. હું બજારભાવ કરતાં તને સારી કિંમત આપું છું. તને પાલવે તો આપી જા. અને જ્યારે તે ચાકર ઝવેરીને ઘેર ગયો ત્યારે ઝવેરીએ તે હીરો એક લાખ રૂપીએ માગ્યો ! આ રીતે સૌ સૌની પુંજી અને અનુભવ પ્રમાણે અવતારની કિંમત આંકી શકે છે.

સંસારમાં રહ્યાં રહ્યાં ધર્મનું પાલન થઈ શકે છે એવી આ લોકો મોટી મોટી વાતો કરે છે. પણ એ કોના જેવું છે ? જેમ એક ઓરડાની અંદર એક માણસ પૂરાઈ રહ્યો હોય, ઓરડાનાં બારીબારણાં ચોગરદમથી બંધ હોય, માત્ર ઉપરની છતમાં એકાદ નાનું સરખું બાકોરું હોઈ તેમાંથી જરાતરા અજવાળું આવતું હોય

પણ તેથી શું તે માણસ સૂર્યને જોઇ શકવાનો હતો ? તેજનું એકાદ કિરણ આવ્યું તેથી શું થઈ ગયું ? **કામિનીકાંચન એ નક્કર છત બરોબર છે.** એ છતને તોડયા વગર ઈશ્વરરૂપી સૂર્યને મન ભરીને જોઈ શકાયજ નહિ. સંસારાસક્ત લોકો પણ એક ઓરડામાં પૂરાયલા બન્દીવાન જેવાજ છે.

અવતારી પુરુષો ઈશ્વર કોટિના છે. તેઓ ખુલ્લા મેદાનમાં સ્વતંત્રપણે ફરે છે. તેઓ સંસારમાં ફસાતાજ નથી; કેદી થતાજ નથી. તેમનો અહંભાવ સંસારી લોકોના અહંભાવ જેવો પાકો હોતો નથી. સંસારી લોકોનો અહંભાવ ચારે બાજુએ બાંધેલી દિવાલ જેવો અને માથા ઉપરની નક્કર છત જેવો છે. અવતારી પુરુષોનો અહંભાવ કેવળ દેખાવ માત્રજ હોય છે. તદ્દત પાતળો—આછો બની ગએલો હોય છે અને તેની અંદરથી તેઓ પરમાત્મદર્શન પામી શકે છે. દાખલાતરીકે અમુક માણસો દિવાલવાળા ઓરડામાં ઉભા છે. ઓરડાની બેઉ બાજુએ સુંદર લીલાં ખેતરો છે. હવે એ દિવાલમાં જો મોટું બાકોરૂં પડયું હોય તો તેમાં થઇને ઓરડામાં રહ્યાં રહ્યાં પણ બહારનાં ખેતરો જોઇ શકાય છે, અને ઇચ્છા થાય ત્યારે ઓરડાની બહાર પણ જવું આવવું બની શકે છે. અવતારી પુરુષોનો અહંભાવ એ બાકોરાવાળી દિવાલ જેવો છે. ઓરડાની અંદર રહીને ખેતરો જોઈ શકાય છે એનો અર્થ એવો છે કે દેહ હોવા છતાં પણ હમેશાં ઇશ્વરની સાથે તેમનો યોગ થઇ શકે છે; અને મરજી થાય ત્યારે બાકોરાની બહારની બાજુએ જઇને સમાધિસ્થ પણ થઇ જવાય છે. એ બાકોરા મારફતે તેઓ બહારથી અંદર અને અંદરથી બહાર આવ જા કરી શકે છે.





# खंड सुडतालीशमो

## સંસારી કામના હોય ત્યાંસુધી સાધન ભજન સફળ થાય નહિ.



રામકૃષ્ણ બળરામના દિવાનખાનામાં પોતાના અનેક શિષ્યોની વચમાં હસતે મોઢે વાર્તાલાપ કરી રહ્યા છે. ઈ૦ સ૦ ૧૮૮૫ ના મે માસની નવમી તારીખ અને વૈશાખ વદ નવમીને શનિવાર છે. સાંજના ત્રણ વાગ્યાનો સુમાર થયો છે.

બળરામ ઘેર નથી. તેની તબીયત ઠીક નહિ હોવાથી તે હવા-ફેર માટે મોંગીર ગયો છે. તેની મોટી પુત્રીએ પરમહંસજી મહારાજને તથા તેમના શિષ્યને નિમંત્રણ કરીને મહોત્સવ કર્યો છે. જમીને પરવર્યા પછી મહારાજશ્રી જરા આરામ લેવા બેઠા છે.

મહારાજશ્રી માસ્તરને વારંવાર પ્રશ્ન કરે છે કે 'હું ઉદાર છું કે નહિ, તે તમે મને કહો.'

ભવનાથ:—એ શો ઉત્તર આપવાના હતા. એ તો મૌનજ ધારણ કરવાના.

એવામાં એક હિન્દુસ્તાની ભિખારી રસ્તામાં ગાતો ગાતો ત્યાં આવી પહોંચ્યો. તેની પાસેથી બે એક ભજન શિષ્યોએ સાંભળ્યાં. તેનું ગાયન નરેન્દ્રને પણ પસંદ પડયું. તેણે ગાનારને કહ્યું કે હજી બીજાં ભજન ગાઓ.

શ્રીરામકૃષ્ણ:—રહેવા દે, રહેવા દે; નથી સાંભળવાં! પૈસા કોની પાસે છે? (નરેન્દ્રને) તેંજ એની પાસે ગવડાવ્યું છે!

એક શિષ્ય:—આપ તકીએ અઢેલીને બેઠા છો તેથી એ માણસ આપને અમીર ધારે છે.!

શ્રીરામકૃષ્ણ:—એને ખબર નથી કે મારી તબીયત બગડી આવી છે તેટલા માટે આ પ્રમાણે સૂતો છું.

પછી હાજરાના અહંકારની વાત નીકળી. તે કોઈક કારણસર દક્ષિણેશ્વરના કાલી-મંદીરનો ત્યાગ કરીને ચાલ્યો ગયો છે.

નરેન્દ્ર:—હાજરા હમણાં પોતાના મનમાં એમ સમજે છે કે તેને અહંકાર ઉત્પન્ન થયો છે.

શ્રીરામકૃષ્ણ:—એના બોલવા ઉપર વિશ્વાસ મૂકાય એમ નથી. એને દક્ષિણેશ્વર પાછા આવવું છે માટે એવું બોલતો હશે. (શિષ્યોને) 'હાજરા ઘણો સારો માણસ છે' એવું એકલો નરેન્દ્રજ કહે છે.

નરેન્દ્ર:—હજી પણ તેમજ કહું છું.

શ્રીરામકૃષ્ણ:—કેમ? તેં તેને વિષે હજી પૂરૂં સાંભળ્યું નથી?

નરેન્દ્ર:—તેનામાં એકાદ દોષ હશે પણ ગુણ ઘણા છે.

શ્રીરામકૃષ્ણ:—તે નિષ્ઠાવાન છે એ વાત તો ખરી.

એક દિવસ તે મને કહેવા લાગ્યો કે હમણાં તો હું નહિ ગમતો હોઉં પણ એક દિવસ એવો આવશે કે તમેજ મને ખોળતા ફરશો! શ્રીરામપુરથી અદ્વૈતાચાર્યના વંશના એક ગોસ્વામી મને મળવા આવ્યા હતા. એકાદ બે દિવસ મારી પાસે રહેવાની તેની ઇચ્છા હતી. મેં પણ તેને રહેવાનો આગ્રહ કર્યો. આ બધું જોઇને હાજરા બોલ્યો કે 'એમને ખજાનચી પાસે મોકલી દો!' એમ કહેવાની તેની મતલબ એ હતી કે ગોસ્વામી મારી પાસે રહે અને તેને દૂધબૂધ જોઇએ તે વખતે હાજરાને પોતાના હિસ્સાના દૂધમાંથી આપવું પડે! મને રીસ ચડી તેથી મેં કહ્યું, 'સાળા! તું બોલ્યોજ શું?' ગોસ્વામી કહે, 'જવા દો; હું એને પગે પડું છું.' અરે! એની વાતજ જવા દો. સંસારમાં રહીને કામિનીકાંચનને લગતી નાના પ્રકારની પ્રવૃત્તિઓ તો કર્યાજ કરે છે—હાથમાં માળા લઇને જરાતરા જપ કરતો થયો એટલામાં ફૂલાઇ ગયો! શરમાતો નથી!

સત્ત્વગુણવડેજ ઈશ્વરની પ્રાપ્તિ થાય છે. રજોગુણ અને તમોગુણ તો ઈશ્વરથી દૂરને દૂરજ રાખે છે. સત્ત્વગુણને સફેદ રંગની ઉપમા અપાય છે, તેવીજ રીતે રજોગુણને લાલ રંગની અને તમોગુણને કાળા રંગની ઉપમા અપાય છે. મેં એકવાર હાજરાને પૂછયું હતું કે મારી પાસે આ બધા આવે છે તેઓમાંથી કોનામાં કેટલે અંશે સત્ત્વગુણનો ઉદય થયો છે, તે કહે. તેણે જવાબ આપ્યો કે, 'નરેન્દ્રમાં રૂપીએ સોળ આના જેટલો અને મારામાં (તેના પોતાનામાં) એક રૂપીઓ અને બે આના ઉપર!' મેં પૂછ્યું કે ત્યારે મારામાં કેટલો? ત્યારે તે કહે કે તમારૂં મન તો હજી લાલચને વશ છે—બારેક આના જેટલો સત્ત્વગુણ થયો હશે!

દક્ષિણેશ્વરના મંદિરમાં હાજરા જપ કરવા તો બેસે છે પણ મનમાં વિચાર કરે છે દલાલીના! આટલા હજારનું હજી દેવું છે—એ દેવું ગમે તેમ કરીને પતાવી દેવું જોઇએ! એક બાજુએ માળા ફરતી જાય અને બીજી બાજુએ આવા આવા વિચાર ચાલે! વળી રસોઇ કરનારી બ્રાહ્મણીની વાત તો મેં કહી હતી. આ બધાના સાંભ-

જાતાં કોણ એવી વાત કરે ?

શું સમજ્યા ? એક પણ કામના મનમાં રહી જાય તો ઈશ્વરની પ્રાપ્તિ થઇ શકતી નથી. ધર્મની ગતિ ઘણીજ સૂક્ષ્મ છે ! સોયના નાકામાં દોરો પેસી શકે છે પણ એ દોરામાં જરા પણ ગાંઠ રહી ગઇ હોય તો તે નાકામાં નહિ પેસે.

ત્રીશ ત્રીશ વરસસુધી જપ કર્યો પણ કેમ કશું પરિણામ નથી આવતું ? પગમાં ઘા વાગ્યો હોય તો મલમપટ્ટા બાંધવાજ પડે. એકલી દવા પીધે ઘા રૂઝાય નહિ.

જ્યાંસુધી કામના હોય ત્યાંસુધી ગમે તેટલું સાધન ભજન કરો પણ કદિ સિદ્ધિ થાયજ નહિ.

## ઉપરથી પૂરા ભક્ત પણ અંદરથી જૂદાજ પ્રકારના નીકળે છે.

ત્યાગ વગર ઈશ્વરને પામી શકાયજ નહિ. પણ મારૂં કહેવું માનશેજ કોણ ? છતાં હું ખરૂંજ કહું છું. મારા સોબતી થાય એવા માણસની હું શોધમાં ફરૂં છું. હું તો ભાવ અને આવેશના પૂતળા જેવો છું. જ્યારે કોઇ ખરેખરો ભક્ત મારા જોવામાં આવે છે ત્યારે હું મનમાં રાજી થાઉં છું કે વખતે આ માણસ મારો ભાવ ગ્રહણ કરી લે ! પણ ઉંડાણથી જોતાં તે જૂદીજ કોટીનો નીકળે છે !

મેં તમને એક ભૂતની વાત કહી હતી. તે ભૂતને એક સોબતી જોઇતો હતો. શનિવારે, મંગળવારે કોઈ ઝાડ ઉપરથી અથવા બીજી એવી ઉંચી જગ્યાએથી કોઇ પડી જતું તો તે હરખભેર દોડી જતો ! એવી આશાથી કે આ માણસ ભૂત થશે અને મારી સોબત કરશે ! પણ દરેકની બાબતમાં એમ બનતું કે તે બચી જતો !

સેજોબાબુને કોઇ કોઇવાર ભાવ આવતો. આખો વખત ઉન્મત્ત અવસ્થામાં રહેતા--કોઇ પણ કામમાં લક્ષ આપી શકે નહિ. ત્યારે લોકો કહેવા લાગ્યા કે ' આમ થશે તો એમની દોલતની કોણ વ્યવસ્થા કરશે ? નાના ભટ્ટાચારજીએ ( રામકૃષ્ણે ) નક્કી કાંઈ યુક્તિ કરી હોય એમ લાગે છે !'

## દુનિયાદારીની આસક્તિ ઉપર દૃષ્ટાંતો

નરેન્દ્ર જ્યારે નવો સવો મારી પાસે આવ્યો ત્યારે તેને છાતીએ હાથ લગાડતાંજ તે બેભાન થઇ ગયો હતો. જ્યારે તે શુદ્ધિમાં આવ્યો ત્યારે તે રડવા લાગ્યો કે 'અરે ! મને આ શું કર્યું ? મારે મા છે, બાપ છે, તેમનું શું થશે ?' પરંતુ એ મારૂં મારૂં અજ્ઞાનથીજ બોલાય છે.

પછી શ્રીરામકૃષ્ણે ગુરુશિષ્યનું દષ્ટાંત આપ્યું. શિષ્યે મરી ગયાનો ઢોંગ કર્યો, ગુરુ ત્યાં વૈદ થઇને આવ્યા અને દવાની પડીકી આપવા માંડી પણ એવી સરતે કે જો કોઇ એનું સગું એના વતી મરવા તૈયાર થાય તો એ બચે. તેની મા, સ્ત્રી

વગેરેમાંથી કોઇ તૈયાર થયું નહિ. એ બધાં સ્વાર્થનાં સગાં છે એવું નિશ્ચયપૂર્વક જ્ઞાન થયાથી શિષ્ય ઉઠીને ગુરુની સાથે ચાલતો થયો.

હું મરી જાઉં અથવા હું ઈશ્વરની ભક્તિમાં ચકચૂર થઇ જાઉં અને તેથી દુનિયાદારીનાં કામકાજમાં ધ્યાન આપી ન શકું તો મારા ઉપર આધાર રાખનાર મારા કુટુંબીઓનું શું થાય ? એવી શંકા ઘણા લોકો કરે છે. તેના જવાબમાં પરમહંસજી મહારાજે એક દૃષ્ટાંત કહ્યું:—

એક શિષ્યે પોતાના ગુરુને કહ્યું કે મારી સ્ત્રી મારા ઉપર ઘણોજ સ્નેહ રાખે છે, તેથી હું તમારી સાથે રહી શકતો નથી. હું સંસારત્યાગ કરૂં તો એ બિચારી ઝૂરી ઝૂરીને મરી જાય. હવે એ શિષ્ય હઠયોગની કેટલીક ક્રિયાઓ જાણતો હતો. ગુરુએ તેને એક એવી હિકમત શીખવી દીધી કે જેથી કરીને પોતાની મરજી મુજબ બેશુદ્ધ થઇ શકે અને દેખીતી રીતે મરી ગયા જેવોજ દેખાય. એક દિવસ તે શિષ્યના ઘરમાં એકાએક રડારોળ થઇ રહી. પાડોશીઓએ આવીને જોયું તો તે શિષ્ય પોતાના આસનપર હાથ લાંબા કરીને પડેલો છે. શ્વાસ પ્રશ્વાસ ચાલતો નથી, શરીર નિશ્ચેષ્ટ થઇ ગયું છે. બધાને એમજ લાગ્યું કે નક્કી તેનું મરણ નિપજ્યું છે. તેની સ્ત્રી ભોંયપર પછાડા નાખીને તરેહ તરેહના વિલાપ કરવા લાગી. 'ઓ મા રે ! આ તમે શું કર્યું રે ! મેં આવું નહોતું જાણ્યું રે મા !' વગેરે વગેરે. તેનાં સગાં વહાલાંઓએ શબને સ્મશાન લઇ જવાની તૈયારી કરવા માંડી. ઠાઠડી બનાવી. હવે શબને ઘરમાંથી બહાર લાવવાનું હતું. પણ તે એવું અકડાઈ ગયું હતું કે બારણામાંથી કેમે કર્યું નીકળે નહિ. એક પાડોશી કુહાડી લઈ આવ્યો અને બારસાખ કાપવા લાગ્યો. આ દરમ્યાન મરનારની સ્ત્રી ઘરના અંદરના ભાગમાં બેઠી બેઠી વિલાપ કરતી હતી. તે આ કુહાડીના ઘા સાંભળીને દોડી આવી. તેણે આવીને પૂછ્યું કે શા માટે આ બારસાખ ભાંગી નાખો છો ? પાડોશીઓ કહે કે શબ અકડાઈ ગયું છે અને હાથ બંને લાંબા રહી ગએલા હોવાથી માંહેથી નીકળી શકતું નથી. માટે બારશાખ કાપીને બહાર કહાડીશું. આ સાંભળી તે સ્ત્રી બોલી, 'નારે મા ! મારે તો રંડાપાના દહાડા કહાડવા પડશે અને છોકરાંને નાનેથી મોટાં કરવાં પડશે ! કોઈ રોટલો આપવા આવવાનું નથી ! બારસાખ કાપશો તો ખરા પણ કોઇ સમરાવવા નહિ આવે ! એમનું તો જે થવાનું હતું તે થઇ ગયું; હવે એ ગયા તે પાછા આવવાના નથી. માટે જો શબ નીકળતું ન હોય તો તેના બે કડકા કરીને કહાડો, પણ બારસાખ કાપશો નહિ.' પેલો હઠયોગી શિષ્ય આ બધું સાંભળ્યા કરતો હતો. તે એકદમ ઉઠીને બેઠો થયો અને ગુરુની પાસે જતો રહ્યો.

## નરેન્દ્રનું અદ્‌ભુત ગાન–પરમહંસદેવને સમાધિ

હવે નરેન્દ્રે ગાવા માંડ્યું:—

"હે મન! જે પ્રભુ વિપત્તિ અને ભયને નિવારે છે તેને તું શામાટે પોકારતું નથી? તું નિરંતર મિથ્યા ભ્રમણાવડે ઘોર સંસારમાં ગુંચવાઈ રહે છે, એ કેવું હાસ્યાસ્પદ છે?

તારાં સગાં અને તારી દોલત હમેશ તારી પાસે નહિ રહે. માટે તું ભ્રાંતિમાં પડીશ નહિ. અસાર વસ્તુઓને ત્યજીને તું સારને ગ્રહણ કર કે જેથી તારી સંસાર-યાતનાનો અંત આવી જાય!

જે હિતનાં વચન હું તને કહું છું તે તું સાંભળ અને કાળજીપૂર્વક હૃદયમાં ઉતારી દે. નિરંતર મોટેથી તું હરિનામની ગર્જના કર.

જો તારે આ જિંદગીમાં મુક્તિ પ્રાપ્ત કરવી હોય તો વિષયવાસનાનો ત્યાગ કર અને તેને (ઈશ્વરને) શરીર, હૃદય અને મન. અર્પણ કરીને તેનીજ સાધના કર."

પલ્ટુ:—પેલું ગાયન ગાઇશ કે?

નરેન્દ્ર:—કયું?

પલ્ટુ:—"તમારૂં અનુપમ પ્રેમપૂર્ણ મુખ જોયા પછી અમને હવે ભય શો છે? ભલેને, સંસારમાં શોક અને ઘોર વિપત્તિનું રાજ્ય વ્યાપી રહે પણ તેથી અમને શું? એ ગાયન ગા.

નરેન્દ્રે તેવા ભાવવાળું આવા ગાયન માંડ્યું—

"તમારૂં અનુપમ પ્રેમપૂર્ણ મુખ જોયા પછી હવે અમને ભય શો છે? સૂર્યનો ઉદય થતાં જેમ જગત્ અંધકારથી મુક્ત થાય છે, તેમ હે પ્રભો! તમારા મંગળમય તેજવડે અને તમારાં મધુર તેમજ શાંતિદાયક વચનવડે ભક્તનું હૃદય શોકથી મુક્ત થાય છે!

હે પ્રભો! જ્યારે તમારા પ્રેમનો અને તમારી દયાનો અમે હૃદયના ઉંડાણમાં વિચાર કરીએ છીએ ત્યારે અમારાં હૃદયની લાગણીઓ ઉછળી પડે છે અને નેત્ર-માંથી ઝરતાં અશ્રુને અમે કોઈ પણ ઉપાયે ખાળી શકતા નથી.

હે કરુણામય! તમારો જય થાઓ! તમારા આદેશનું પાલન કરતાં, તમારી સેવા બજાવતાં, તમારા પ્રેમનું કીર્તન કરતાં પ્રાણ જતો હોય તો ભલે જાઓ."

માસ્તરની સૂચનાથી એ ગાયન બીજીવાર પણ ગવાયું. માસ્તર તથા બીજા ઘણા ખરા ભક્તો હાથ જોડીને તે સાંભળવા લાગ્યા. તે પૂરૂં થયા પછી નરેન્દ્રે નીચલા ભાવનું બીજું ગાયન શરૂ કર્યું—

"હે મારા મન તું હરિરસરૂપી મદિરા પીને ઉન્મત્ત થઈ જા, એકવાર પૃથ્વી ઉપર આળોટી પડ અને હરિહરિ બોલીને આક્રન્દ કર. 'હે પ્રભુ! તું અમારી ઊર્ધ્વગતિ

કર.' એવો પોકાર કર.

હરિનામની ગંભીર ગર્જનાથી આકાશ ગજવી મૂક. બેઉ હાથ ઉંચા કરીને હરિનામનો ઉચ્ચાર કરીને નૃત્ય કર અને ઘેરેઘેર ફરીને હરિનામની લહાણી કર.

દિનપ્રતિદિન તું ઈશ્વરના પ્રેમજનિત આનંદરસમાં તરતો રહેજે. હરિનામ ગાઇને તારી તમામ કામનાઓ પૂર્ણ કરજે અને નીચ વાસનાઓને નિર્મૂળ કરી નાખજે."

ત્યાર પછી 'સ્મરજે સતત મન માહરા ચિદ્દ્ઘન નિરંજન શ્યામને' તથા 'આ જગતની રચના તમારો અપાર ચમત્કાર બતાવે છે,' એ ભાવવાળાં ગાયન પણ નરેન્દ્રે ગાયાં.

ત્યાર પછી વળી તેણે નીચલા ભાવનું ગાયન ચલાવ્યું:—

આકાશરૂપી થાળમાં સૂર્ય અને ચંદ્રરૂપી દીવા ઝળહળી રહ્યા છે અને તારામંડળ-રૂપી મોતી તેની અંદર શોભી રહ્યાં છે!

મલયાનિલથી ડોલતાં અને ફળફૂલથી ઝૂકી રહેલાં અરણ્ય વૃક્ષો આપને ચમર ઢોળી રહ્યાં છે અને અનાહત શબ્દરૂપી ભેદી શંખનાદ થઇ રહ્યો છે!

આમ છે તો પછી હે ભવખંડન પ્રભો! હું આપની આરતી કેવી રીતે ઉતારૂં?

હે મા! તું આવ; મારા હૃદયની લક્ષ્મી, મારા પ્રાણને વિનોદ આપનારી પૂતળી! તું આવ; મારા હૃદયરૂપી આસન ઉપર તું બિરાજમાન થાય કે જેથી કરીને હું તારૂં દર્શન કરૂં!

હું જન્મથી તારૂં મુખ નિહાળતો આવ્યો છું. તારૂં દર્શન જ્યારે મને નથી થતું ત્યારે મને કેટલું દુઃખ થાય છે તે તું જાણે છે. એકવાર તું મારા હૃદયકમળ-નો વિકાસ કર અને હે આનંદમયી! તું તેને ઉજ્જ્વલ બનાવી દે."

હવે નરેન્દ્ર મનમાં ગણગણવા લાગ્યો—

"હે મા! ઘોર અંધકારમાં તારૂં રૂપ ઝળહળી રહે છે તેથીજ પર્વતોની ગુફાઓમાં વસતા યોગીઓ તારૂં ધ્યાન ધરી શકે છે!."

સમાધિવિષેનું આ ભજન સાંભળતાં સાંભળતાંજ શ્રીરામકૃષ્ણ સમાધિસ્થ થઇ ગયા. નરેન્દ્રે 'હરિરસરૂપી મદિરા' વાળું ભજન બીજીવાર ગાયું. મહારાજ ભાવાવિષ્ટ હતા. તેમનું મુખ ઉત્તર દિશા તરફ હતું અને ભીંતને અઢીંગીને, પગ લટકતા રાખીને તકીઆ ઉપર બેઠા હતા. શિષ્યો તેમની આસપાસ બેઠા હતા.

## પોતાના અનુભવની વાતો

પરમહંસજી ધીરે ધીરે શુદ્ધિમાં આવવા લાગ્યા. શિષ્યો તરફ જોઇને તેમણે કહ્યું, ઈશ્વરમાં તો વિદ્યા અને અવિદ્યા બેઉ છે. વિદ્યારૂપી માયા જીવને ઈશ્વરની સમીપ લઇ જાય છે અને અવિદ્યારૂપી માયા તેને ઈશ્વરથી દૂરનો દૂરજ રાખે છે. જ્ઞાન,

ભક્તિ, દયા, વૈરાગ્ય એ વિદ્યાનાં લક્ષણ છે. એ બધા ગુણની મદદથી તે જીવને ઈશ્વરની પાસે પહોંચાડી દે છે; અને ત્યાંથી એક પગથીયું આગળ ગયા એટલે બસ, પૂર્ણ બ્રહ્મજ્ઞાન !

એવી અવસ્થા થયા પછી સ્પષ્ટ દેખાય છે—અપરોક્ષ અનુભવ થાય છે કે જાણે તેજ સર્વ રૂપે છે. જે કાંઈ જોવામાં આવે છે તે તેજ છે. ત્યાજ્ય અને ગ્રાહ્યનો આગ્રહ તેમજ રાગદ્વેષ રહેતો નથી. **सर्वं खल्विदं ब्रह्म !**

એકવાર હું ગાડીમાં બેસીને જતો હતો તેવામાં ઓટલા ઉપર ઉભેલી બે વેશ્યાઓ મારી નજરે પડી—ભગવતીઓ ! મેં તેમને જોઈને પ્રણામ કર્યા.

જ્યારે મારી એવી અવસ્થા થઈ હતી ત્યારે શરૂઆતમાં મારાથી માતાજીનું પૂજન કરી શકાતું ન હતું તેમજ ભોગ પણ ધરાવી શકાતો ન હતો. તે જોઈને હલધારી, હૃદય અને ખજાનચી કહેવા લાગ્યા કે ભટ્ટાચારજી (શ્રીરામકૃષ્ણ પોતે) માતાજીને ભોગ નહિ ધરાવે તો કરશે શું ? એમ કહીને તેઓ અમુક અપશબ્દ બોલ્યા તે મેં કાનોકાન સાંભળ્યા. છતાં હું તો હસી પડયો ! તેમના ઉપર મને જરા પણ રીસ ચઢી ન હતી. આવા પ્રકારનું બ્રહ્મજ્ઞાન થયા પછી હું ઈશ્વરની લીલાનો આનંદ ભોગવતો ફાવે ત્યાં ફરવા લાગ્યો. એક સમયે એક સાધુ અમુક શહેર જોવા નીકળી પડયો. રસ્તામાં તેને એક ઓળખીતા સાધુનો મેળાપ થઈ ગયો. તેણે પેલા સાધુને પૂછ્યું કે તમે આમ ભટકતા ફરો છો પણ મુકામનો બંદોબસ્ત કર્યો છે ? સરસામાન કોઈ ચોરી જશે. રમતા સાધુએ જવાબ આપ્યો કે, ભાઈ, મુકામની ગોઠવણ કરી ત્યાં ગાંસડાં પોટલાં મૂકી તાળું મારીનેજ ફરવા નીકળી પડયો છું !

(અર્થાત્ અપરોક્ષ સાક્ષાત્કાર થયા પછી સંસારીઓનો પરિચય તેને ટાળી શકતો નથી.)

ભવનાથઃ—એ તો ઘણી ઉંચી અવસ્થાની વાત થઈ.

મણિઃ—(સ્વગત) પ્રથમ બ્રહ્મજ્ઞાન અને પછીજ લીલા ! સમાધિ થયા પછી નીચલી ભૂમિકા ઉપર પણ આનંદનો ઉપભોગ !

## ઈશ્વર સાક્ષાત્કાર થવો સહેલો નથી, પણ ખરી વ્યાકુળતા ઉપજતાં તે અવશ્ય થાય છેજ.

શ્રીરામકૃષ્ણઃ—પણ બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત થવું એ કાંઈ સહેલી વાત નથી ! મનોનાશ થયા વગર એ બનેજ નહિ. એ પ્રાપ્ત થયા પછી ઈશ્વરચર્ચા અને ભક્તોના સમાગમ સિવાય બીજું કાંઈજ ગમતું નથી. મનોનાશ થાય ત્યારેજ એ અવસ્થા પ્રાપ્ત થાય છે. જે અહંભાવ આપણી પાસે 'હું' 'હું' કહેવડાવે છે તે અહંભાવ પણ ત્યારેજ મટે છે. એવી અવસ્થા ભક્તિથી પણ થાય છે અને જ્ઞાનમાર્ગ પ્રમાણે બ્રહ્મવિચાર

કરતાં પણ આખરે એ અવસ્થા આવી શકે છે. એમાં આત્મ અને અનાત્મ પદાર્થનો વિવેક સમજવો પડે છે. નેતિ નેતિ એવું ચિંતન કરીને અનાત્મ પદાર્થોને એક બાજુએ મૂકી દેવા પડે છે, આ જગત્ અને તે માંહેલા તમામ પદાર્થો સ્વપ્નવત્ હોવાનો વિચાર કરતાં કરતાં આખું જગત્ દૃષ્ટિ આગળથી ઉડી જાય છે અને એક આત્માજ અવશિષ્ટ રહે છે.

સાંજ પડી ગયે ઘણો સમય થઇ ગયો હતો. બળરામના દિવાનખાનામાં દીવા મૂકવામાં આવ્યા હતા. શ્રીરામકૃષ્ણ હજી પણ ભાવસ્થ હતા. શિષ્યો તેમની આસપાસ બેઠા હતા. આવેશમય સ્થિતિમાં વળી તેઓ બોલવા લાગ્યાઃ—

અહિં કોઇ બહારના માણસો નથી માટે કહું છું, **જે ઇશ્વરને ખરા મનથી ઓળખવા મથશે તેનું કાર્ય સિદ્ધ થશેજ. જરૂર સિદ્ધ થશે.** જે ઈશ્વરને માટે વ્યાકુળ છે, ઈશ્વર સિવાય બીજા કશાની ઇચ્છા રાખતો નથી તેના મનોરથ સિદ્ધ થયા વગર રહેશેજ નહિ."

આ કામ કરો, આવી રીતે ઇશ્વરને સાદ કરો. એ બધું તે (ઈશ્વર) તેમને સમજાવી દેશે.

---

## કીર્તન ચાલવા માંડતાંજ પરમહંસદેવને સમાધિ

આજે શ્રીરામકૃષ્ણ રામ બાબુને ઘેર પધાર્યા છે અને શિષ્યો સાથે આનંદપૂર્વક વાર્તાલાપ કરી રહ્યા છે.

જેઠ સુદ તેરશ અને શનિવાર છે. (૨૩ મી મે ૧૮૮૫)

કેટલીક સામાન્ય વાતચીત પછી ઓરડામાં ભજનકીર્તન કરવાની તૈયારી થવા લાગી. કીર્તનકારોએ શ્રીરામકૃષ્ણને હાથ જોડીને કહ્યું કે આપ આજ્ઞા આપો તો કીર્તનનો આરંભ કરીએ.

મહારાજશ્રીએ કહ્યું કે જરા પાણી બાણી પી લઉં.

પાણી પીધા પછી તેમણે વાટવામાંથી એલાયચી લવંગ ખાધાં અને માસ્તરને વાટવો બાંધી દેવાને કહ્યું.

કીર્તનનો આરંભ થયો. ખોલ કરતાલના વાગવાની સાથેજ મહારાજશ્રીને ભાવનું ઉદ્દીપન થવા લાગ્યું. ગૌરચન્દ્રિકા સાંભળતાં સાંભળતાં તેઓ સમાધિસ્થ થઇ ગયા. તેમની પાસે નૃત્ય ગોપાલ બેઠો હતો. તેના ખોળા ઉપર તેમણે પગ લાંબા કર્યા. તે પણ ભાવાવિષ્ટ થઇને અશ્રુપાત કરવા લાગ્યો.

શિષ્યો અનિમેષ દૃષ્ટિએ આશ્ચર્યચકિત બનીને આ અવસ્થાનું દર્શન કરવા લાગ્યા.

## ભક્તિનું બીજ એકવાર વવાયા પછી નિષ્ફળ જતુંજ નથી.

થોડીવારે પરમહંસજી શુદ્ધિમાં આવતાં વાતચીત કરવા લાગ્યા. તેમણે કહ્યું:—

જ્યારે હું ગાતો ત્યારે તોતારામ જેવો જ્ઞાની પણ રડી પડતો અને કહેતો કે આ હું શું કરૂં છું ! હું આવો જ્ઞાની થઇને રડું છું ! ( નાના નરેન્દ્રને ) ભક્તિનું બીજ એકવાર હૃદયમાં પડયું તો તેનો અંકુર ફુટયા વગર રહેશે નહિ. એટલું ખાત્રીપૂર્વક માનજો કે ભક્તિનું બીજ નિષ્ફળ જતુંજ નથી. એ તો અમરવેલની માફક જરા પાણી મળ્યું કે ફૂટી નીકળે છે અને ધીમે ધીમે તેને ફળફૂલ પણ આવે છે.

**मुशलं कुलनाशनम्।** જાદવોએ સાંબેલું ઘસી ઘસીને છેક પાતળું કરી નાખ્યું હતું તોપણ તેણે જાદવ વંશનો નાશ કરી નાખ્યો ! તેવી રીતે તમે ગમે તેટલો બ્રહ્મવિચાર કરો પણ હૃદયમાં એકવાર પેસી ગએલું ભકિતનું બીજ તમારી પાસે ફરી ફરીને હરિ હરિ બોલાવશે !

શિષ્યો ચકિતપણે આ સર્વ વિવેચન સાંભળતા હતા. પરમહંસજી મહારાજે મહિમાચરણને પૂછયું, 'કેમ ! તને શું પસંદ છે ?'

મહિમાચરણ:—કશુંએ નહિ; મને તો કેરી ખાવી ગમે છે.

શ્રીરામકૃષ્ણ:—એકલો એકલોજ ખાઇશ કે ? નહિ, પોતે પણ ખાવી અને બીજાને પણ જરા જરા આપવી હો.

મહિમાચરણ:—બીજાઓને આપવાની હાલ તો મરજી થતી નથી. આપણે જાતે ખાઇ શકીએ એટલું પણ હાલ તો ઘણું છે.

શ્રીરામકૃષ્ણ:—એક વાર તેની પ્રાપ્તિ થયા પછી બધોએ ભેદ સમજાઇ જાય છે. ક્ષુદ્રમાં ક્ષુદ્ર જંતુ પણ તે છે અને મહાન વિરાટ્ સ્વરૂપ પણ તેજ છે. અખંડ સચ્ચિદાનંદ પણ તે છે અને જીવ, જગત્ પણ તે છે. તેના સિવાય બીજું કાંઇ છેજ નહિ.

---

## ગુરુ થવાને યોગ્ય કોણ ?–વિજ્ઞાન એટલે શું ?– તેની પ્રાપ્તિના ઉપાય

એકલાં શાસ્ત્રો વાંચવાથી શો લાભ છે ? ધારણા પણ થવી જોઇએ. તે કયાં છે ? પંચાંગમાં તો વીશ હાંડા પાણી લખ્યું હોય પણ પંચાંગને નીચોવી જોશો તો માંહેથી પાણીનું એક ટીપું પણ નહિ નીકળે !

મહિમાચરણ:—અમારે દુનિયાદારીને લગતાં અનેક પ્રકારનાં કામકાજ કરવાં પડે છે તેથી સાધન કરવાનો અવકાશજ મળતો નથી.

શ્રીરામકૃષ્ણ:—એમ કેમ ? તમે તો કહો છો ને કે આ બધું સ્વપ્નવત્ છે ?

એક શિષ્ય:—મહારાજ ! સંસારી લોકોને માટે કયો માર્ગ છે ?

શ્રીરામકૃષ્ણ:—સાધુસમાગમ અને હરિકથાનું શ્રવણ.

સંસારી લોકો કામિનીકાંચનની કેફથી ઉન્મત્ત રહે છે. જેને કેફ ચડી હોય તેની કેફ ઉતારવા માટે આપણે આમલી કે લીંબુનું પાણી પાઇએ છીએ અને ખટાશની અસરથી ધીમે ધીમે કેફ ઉતરી જતાં તે શુદ્ધિમાં આવે છે. તેવીજ રીતે કામિની-કાંચનના અમલથી જેઓ બેશુદ્ધ બની ગયા હોય તેમને માટે સાધુસમાગમ એ મોટું ઔષધ છે.

સાધુસમાગમ કરીને તેમના તરફથી જે ઉપદેશ મળે તેને હૃદયમાં ધારણ કરવો જોઇએ. સદ્‌ગુરુનાં પણ અમુક લક્ષણ હોય છે. અમુક માણુસ ગમે તેટલાં શાસ્ત્ર ભણી ગયો હોય તોપણ ધારણા અને અનુભવ વગર તેમનામાં ગુરુ થવાની યોગ્યતા આવતી નથી. જે માણુસ જાતે જઇને કાશી શહેર જોઇ આવ્યો હોય તેવાજ માણુસની મદદ અને સલાહ લેવી જોઇએ. જેમને સંસારની અનિત્યતાનો અનુભવ થયો નથી એવા માણુસ ગમે તેટલા વિદ્વાન હોય તોપણ તેમના ઉપદેશથી ફાયદો થતો નથી. વિવેક વૈરાગ્ય હોય તોજ તેઓ અન્યને ઉપદેશ આપવાને યોગ્ય છે.

સંસારી લોકો કામિનીકાંચનની કેફને લીધે ઉન્મત્ત રહેતા હોવાથી એમજ માને છે કે અમેજ બધું કરીએ છીએ ! આ ઘર, આ દોલત એ બધું અમારૂંજ છે ! તેઓ કહે છે કે 'આ લોકોનું (સ્ત્રી છોકરાંનું) શું થાય ? અમે ન હોઇએ ત્યારે આ લોકો પોતાનું ગુજરાન કેવી રીતે ચલાવે ?

જ્ઞાન અને અજ્ઞાન બેઉ અંતરાયરૂપ છે. અજ્ઞાનરૂપી કાંટો કહાડી નાખવા માટે જ્ઞાનરૂપી બીજા કાંટાની જરૂર તો છેજ; પણ અજ્ઞાનરૂપી કાંટો નીકળી ગયા પછી એ અજ્ઞાનનો નાશ કરવા માટે મદદમાં બોલાવેલા જ્ઞાનને પણ એક કોરે ફેંકી દેજો. ત્યાર પછી જે અવસ્થા થશે. તેનું નામ વિજ્ઞાન. 'ઇશ્વર છે' એનું નામ જ્ઞાન છે; અને તેને વિશેષરૂપે જાણવો એનું નામ વિજ્ઞાન છે.

એજ કારણથી ભગવાને અર્જુનને કહ્યું હતું કે તું ત્રિગુણાતીત થઇ જા.

એ વિજ્ઞાનની પ્રાપ્તિ કરવા માટે શરૂઆતમાં વિદ્યારૂપી માયાનો આશ્રય લેવો પડે છે. ઇશ્વર સત્ય અને નિત્ય છે; જગત્ અસત્ય અને અનિત્ય છે; એવો વિચાર કરવો પડે છે. એનું બીજું નામ વિવેક. તે ઉપરાંત ઇશ્વરનું ધ્યાન, તેના નામગુણનું કીર્તન, સાધુસમાગમ, પ્રાર્થના, ભજન વગેરેનો સમાવેશ પણ વિદ્યારૂપી માયામાંજ થાય છે. વિદ્યારૂપી માયા એ વિજ્ઞાનરૂપી અગાસી ઉપર ચડવાનું છેલ્લું પગથીયું છે. ઉપર ગયા એટલે તો અગાસીજ ! વિજ્ઞાનજ ! અખંડ સચ્ચિદાનંદજ !

## મોટી ઉમરના સંસારીઓને કાગડે કરડેલી કેરીની ઉપમા

મોટી ઉમ્મરના સંસારી લોકો તો વળી કામિનીકાંચનની કેફથી વધારે ઉન્મત્ત

થઇ ગયેલા હોય છે. તેમને જરા પણ શુદ્ધિ હોતી નથી. એટલા માટેજ મને બાળ-બ્રહ્મચારી નિર્દોષ યુવકો વધારે ગમે છે. તેઓ જ્ઞાનને ધારણ કરવા માટે સર્વોત્તમ પાત્ર છે–ઇશ્વરની સેવાને માટે યોગ્ય છે. રીઢા થઇ ગએલા સંસારી લોકો એમાં કામના નથી. તેઓ તો કાગડે કરડેલી કેરી જેવા છે. આપણાથી પણ ખવાય નહિ તો પછી દેવને તો અર્પણ કરાયજ કેમ? એવી કેરીને ઉપયોગમાં લેવી હોય તો વખતે ગંગાજળથી પવિત્ર કરીને લેવાય. તેમ સંસારી લોકોના હૃદયમાંથી પણ કાંટા કહાડી નાખીને ઉપયોગમાં લઇએ ત્યારેજ–બ્રહ્મજ્ઞાનની દૃષ્ટિ રાખીને તેમની સાથે વ્યવહાર કરીએ ત્યારેજ આપણા મનને ઠીક લાગે. બાકી તો તેમનામાં કશી યોગ્યતા હોતી નથી.

## મનુષ્યનો છેવટનો જન્મ કેવો હોય છે?

દક્ષિણેશ્વરના મંદિરમાં પોતાના ઓરડામાં મહારાજશ્રી ભોજન કર્યા પછી નાના ખાટલા ઉપર આરામ લેવાને માટે જરાક સૂતા છે. ૧૩ મી જુન ૧૮૮૫ અને શનિવાર છે. ત્રણ વાગ્યાનો સમય થવા આવ્યો છે.

જમીન ઉપર એક સાદડી પાથરેલી છે તેના ઉપર પંડિતજી બેઠા છે અને એક શોકાતુર થએલી દુઃખિયારી બ્રાહ્મણ સ્ત્રી ઉત્તર દિશા તરફના બારણા પાસે બેઠી છે. કિશોરીલાલ પણ ત્યાં હાજર છે.

કેટલીક વાતચીત પછી પરમહંસજી કહેવા લાગ્યા.

એકવાર વિજય ગોસ્વામીની સાસુ મને કહેવા લાગી કે 'મને આ શું થયું હશે? હજી પણ મારાથી ગમે તેનું અન્ન ખવાતું નથી!' મેં કહ્યું કે માત્ર બધાનું અન્ન ખાધાથીજ કાંઇ જ્ઞાની થઇ જવાય છે? તેમ થતું હોય તો કૂતરાં બધાનું અન્ન ખાય છે, એટલે કૂતરો મોટો બ્રહ્મજ્ઞાની હોવો જોઇએ!

મેં કેશવસેનને પણ કહ્યું હતું કે હજી પણ વધારે આગળ જઇને વાત કરશો તો તમારી સમાજ બમાજ એમાંનું કશુંએ રહેશે નહિ. જ્ઞાનની અવસ્થા આવ્યા પછી સમાજ, મંડળ એ બધું મિથ્યા સ્વપ્નવત્ થઇ જાય છે.

મનુષ્યલીલાનો મર્મ સમજો છો? એની અંદરજ તેની (ઇશ્વરની) લીલાનું દર્શન થઈ શકે છે; મનુષ્યના જીવનમાં તેજ વિલાસ કરે છે; તેજ મનુષ્યમાં રહીને રસનું આસ્વાદન કરે છે.

વળી ભક્તોમાં તેનો થોડો ઘણો વિશેષ પ્રકાશ પણ માલૂમ પડે છે. અમુક ચીજ જ્યારે સારી પેઠે ચૂસીએ ત્યારેજ તેમાંનો રસ મોંમાં આવે છે. મધમાખી ફૂલને ખૂબ ચૂસે છે ત્યારેજ તેમાંનું મધ તે ચાખી શકે છે. મધ અથવા રસ બહારથી દેખાતાં નથી તેથી કરીને તે છેજ નહિ એમ કહેવાય નહિ.

આટલા બધા છોકરા મારી પાસે આવે છે. તેઓ શા કારણથી આવતા હશે? બોલો જોઇએ. જરૂર કાંઇક પૂર્વજન્મના સંસ્કાર હોવા જોઇએ.

માસ્તરઃ—હાજી, સંસ્કાર હોવા તો જોઇએજ.

શ્રીરામકૃષ્ણઃ—એનું નામજ સંસ્કાર. પૂર્વજન્મમાં એમણે ઘણાંક સારાં કર્મ કર્યાં હશે. જ્યારે માણસ છેવટનો જન્મ ધારણ કરે છે અને મુક્ત થવાનો હોય છે ત્યારેજ તે સરળ પ્રકૃતિનો થઇ અવતરે છે. કદાચ તે બહારની દૃષ્ટિએ ગાંડા જેવો પણ દેખાય છે.

ત્યાર પછી પંડિતજીએ મહારાજશ્રીને પ્રણામ કરીને રજા લીધી.

## સંસારી જીવની પીડાઓનાં દૃષ્ટાંત

શ્રીરામકૃષ્ણઃ—( માસ્તરને ) જુઓ સંસારમાં રીઢા થઇ ગએલા માણસો અને નિષ્પાપ છોકરાઓ વચ્ચે કેટલો બધો તફાવત છે? આ પંડિત બિચારો રાત દિવસ પૈસા–પૈસાજ કર્યા કરે છે! પેટને માટે કલકત્તે આવ્યો છે–કારણ કે તેમ ન કરે તો ઘરનાં બાઇડી છોકરાંનું ગુજરાન થાય નહિ. તે બિચારો ઘેરઘેર ફેરા ખાય છે. હવે એને એકાગ્રચિત્તે ઈશ્વરનું ચિંતન કરવાનો વખત ક્યારે મળતો હશે? નજ મળે.

જેઓને કામિનીકાંચનનું લફરું હોતું નથી તેઓજ ગમે ત્યારે પોતાના મનને ઈશ્વરમાં પરોવી શકે છે. એવાઓને દુનિયાદારીના માણસો પાસે બેસવું પણ ગમતું નથી. રાખાલ મને કોઇ કોઇ વાર કહે છે કે સંસારી લોકોને મારી પાસે આવતા જોઉં છું કે મારા પેટમાં ફાળ પડે છે!

મારી એવી અવસ્થા હતી ત્યારે હું પણ સંસારી લોકોને આવતા જોઇને મારા ઓરડાનાં બારણાં અટકાવી દેતો!

મારા વતનમાં હું રામ મલ્લિકને ઘણોજ ચહાતો હતો પણ તે અહિં આવ્યા હતા ત્યારે હું તેમને અડકી પણ શક્યો નહિ!

રામની સાથે નાનપણમાં મારે ખૂબ દોસ્તી હતી. અમે રાતદિવસ સાથે ને સાથેજ રહેતા હતા અને સાથેજ સૂતા હતા. તે વખતે મારી ઉમ્મર સોળ સત્તર વર્ષની હતી. લોકો મશ્કરીમાં એમ પણ કહેતા કે અમારા બેમાંથી એક જણ જો સ્ત્રી હોત તો અમે પરણત પણ ખરા! અમે બેઉ જણ એને ઘેર રમ્યા કરતા તે વખતની બધી વાતો મને અત્યારે યાદ આવે છે. તેના ઘરનાં માણસો પાલખીમાં બેસીને બહાર જતાં, અને પાલખી ઉંચકનારા ભોઇ લોકો ‘ હૈશો રામા?’ ‘ હૈશો રામા!’ કહીને ચાલતા.

અહીં રામને મળવાની મારી ઉત્સુકતા એટલી બધી થઇ ગઇ હતી કે મેં તેને તેડાવવા માટે ઘણી વાર કહેણ મોકલ્યાં હતાં. તે હમણાં વેપાર કરે છે. એક દિવસ

ારી પાસે આવ્યો હતો અને બે દિવસ અહિં રહ્યો હતો.
રામે મને કહ્યું કે મારે છોકરાં છૈયાં થયાં નથી; ભત્રિજાઓને ઉછેરીને મોટા તો તે પણ મરી પરવાર્યા. આ વાત કહેતાં કહેતાં તેણે એક ઉંડો નિઃશ્વાસ ; આંખ આંસુથી ભરાઇ ગઇ! ભત્રિજાઓને માટે તેને ઘણુંજ લાગતું હતું. તેણે મને એમ પણ કહ્યું હતું મારે પેટનાં છોકરાં ન હોવાથી મારી સ્ત્રીએ જાઓને પેટના છોકરા જેવા ગણ્યા હતા. તે પણ છોકરાઓના મરણથી વિહ્વળ ગઇ છે. મેં તેને કહ્યું કે અરે ગાંડી! શોક કર્યે તારૂં શું વળનાર છે? કાશીજા કાશી! તે બિચારો પોતાની સ્ત્રીને 'ગાંડી' કહે છે તો ખરો; છતાં પોતે પણ શોકથી બની ગયો!

પરમહંસજી મહારાજ શોક સંબંધી વિવેચન કરતા હતા તે બધું ઉત્તર તરફના શા નજીક બેઠેલી શોકાતુર બ્રાહ્મણી ઉભી ઉભી સાંભળતી હતી. તે બિચારી ોઆરી વિધવા હતી. તેણે પોતાની એકની એક પુત્રીને ઘણે મોટે ઘેર પરણાવી પુત્રીના વરને 'રાજા'નો ખિતાબ મળ્યો હતો. તે કલકત્તે રહેતો અને મોટો ોરદાર હતો. છોકરી જ્યારે પિયેર આવતી ત્યારે પોતાની સાથે સિપાઇઓ અને યારબંધ પહેરેગીરો લાવતી હતી અને તે જોઇને તેની માની છાતી હાથ હાથ ી હતી! તેની એ એકની એક છોકરી હાલ થોડા દિવસપર મરણ પામી હતી એ બાઇ કેટલાક દિવસ થયાં દક્ષિણેશ્વર આવીને રહી હતી. એમ ધારીને કે ં આવ્યાથી આશ્વાસન મળશે—આ અસહ્ય શોકના નિવારણનો કોઇ ઉપાય લાગશે.

પરમહંસજીએ ફરીથી બોલવું શરૂ કર્યું,—

શ્રીરામકૃષ્ણઃ—(તે વિધવાને તથા પોતાના શિષ્યોને) એક માણસ અહિં યો હતો. થોડીવાર બેઠા પછી તે બોલ્યો કે જરા ઘેર જઇને મારા છોકરાનું દન જોઇ આવું! મારો તો મિજાજ હાથથી ગયો અને બોલ્યા વગર રહેવાયુંજ . મેં કહ્યું, સાળા! ચાલ, નીકળ અહિંથી! ઇશ્વરના ચંદ્રવદન કરતાં તારા ોઆનું ચંદ્રવદન વધારે?

(માસ્તરને) તમે સમજ્યાને? એકલો ઇશ્વરજ સત્ય છે; બાકીનું બધું જૂઠું છે. , જગત્, ઘરબાર, છૈયાં છોકરાં—એ બધું બાજીગરની ઇન્દ્રજાળ જેવું છે! બાજીગર ી ઉપર કપડું ઢાંકીને ઢોલ વગાડતો જાય છે અને 'લગે લગે લગે' એમ મોઢેથી તો જાય છે! પછી કપડું ઉઘાડીને બધાંને ટોપલી બતાવે છે પણ તેમાં રાખેલાં આકાશમાં ઉડી ગએલાં હોય છે! એ પ્રમાણે થોડીવારમાં આંબો ઉગાડે છે, ઓ ઉડાવી દે છે અને પાછી લાવી દે છે! પણ ખરૂં જોતાં એ બધુંજ જૂઠું છે અને બાજીગર પોતેજ સત્ય છે.

અસ્તિત્વ હોય તો એકલા બાજીગરનું જ છે; તેણે ઉપજાવેલી સૃષ્ટિનું નહિ. તેવીજ રીતે ઇશ્વર એકલોજ સત્ય છે; અને તેની સૃષ્ટિ તો છે અને નથી.

જન્મ અને મૃત્યુ એ બધું બાજીગરના ખેલ જેવું છે! હમણાં છે અને હમણાં નથી! ઇશ્વિર એકલોજ સત્ય છે બાકીનું બધું જૂઠું અને અનિત્ય છે. પાણી સત્ય છે પણ પાણીના પરપોટા તો છે અને નથી. પરપોટા જે પાણીમાંથી ઉત્પન્ન થાય છે તેજ પાણીમાં સમાઇ જાય છે.

ઇશ્વિર એક મહાન્ સમુદ્ર જેવો છે. સમુદ્રમાં જેમ તરંગ ઉત્પન્ન થાય છે તેમ ઇશ્વરમાં અસંખ્ય જીવો ઉત્પન્ન થયા કરે છે, અને જેમાંથી ઉત્પન્ન થાય છે તેમાંજ તેઓ સમાઇ પાંછા જાય છે.

એકાદ મોટા પરપોટાની સાથે કોઇ કોઇ વાર પાંચ છ નાની નાની પરપોટીઓ વળગેલી જોવામાં આવે છે. તેવી રીતે એક જીવની સાથે છોકરાઓ અને છોકરીઓ–નાના નાના જીવો વળગેલા હોય છે.

ઇશ્વિરજ સત્ય છે. તેની કેવી રીતે ભક્તિ કરવી, તેની પ્રાપ્તિ કેવી રીતે થાય, એનાજ વિચાર હવે તો કરવા જોઇએ અને એ અર્થેજ પ્રયાસ કરવો જોઇએ. જૂઠો શોક કર્યાથી શું વળે?

સઘળા ચૂપચાપ બેસી રહ્યા છે. એવામાં તે વિધવાએ કહ્યું, ત્યારે હું ફરી બીજી વાર આવીશ.

શ્રીરામકૃષ્ણઃ—(વિધવાને) તમે હમણાંજ જશો? તાપ છે! આ લોકોની સાથે ગાડીમાં બેસીને જજો.

આજે જ્યેષ્ઠ માસની સંક્રાન્તિ હતી. ચારેક વાગ્યાનો સમય થયો હતો. તાપ સખ્ત હતો. એક શિષ્યે પરમહંસજી મહારાજને માટે સુખડનો નવો પંખો આણી આપ્યો હતો. તેઓ આ પંખો જોઇને ઘણા પ્રસન્ન થયા અને બોલ્યા 'વાહ! વાહ! ॐ **તત્ સત્**! કાલી!' આટલું બોલીને તેમણે તે પંખો હાથમાં લઇને પ્રથમ તે વડે દેવતાઓની છબિઓને પવન નાખ્યો. ત્યાર પછી તેમણે માસ્તરને કહ્યું, જુઓ! જુઓ! કેવી હવા આવે છે! માસ્તર પણ રાજી થઇને જોવા લાગ્યા.

## દૂષિત અહંભાવ ત્યજો અને નિર્દોષ અહંભાવ ધારણ કરો.

કૅપ્ટન આજે પોતાનાં છોકરાંઓને તેડીને દક્ષિણેશ્વર આવ્યા છે. મહારાજશ્રી તેની સાથે વાતો કરવા લાગ્યા.

માસ્તર, દ્વિજ વગેરે શિષ્યો ભોંયપર બેઠા છે. દમદમાવાળા એક બીજા માસ્તર પણ આજે આવેલા છે. શ્રીરામકૃષ્ણજી નાના ખાટલા ઉપર ઉત્તર તરફ મુખ રાખીને બેઠા છે. કૅપ્ટનને તેમણે કહ્યું કે મારા ખાટલાની એક બાજુએ મારી

સામે આવીને બેસો.

શ્રીરામકૃષ્ણઃ—મેં આ લોકોને તમારી બધી હકીકત કહી દીધી છે; તમે રોજ કેવી ભક્તિ કરો છો, કેવી પૂજા કરો છો, કેવી રીતે આરતી ઉતારો છો એ બધું મેં તેમને કહ્યું છે.

કૅપ્ટનઃ—હું તે શા હિસાબમાં?

શ્રીરામકૃષ્ણઃ—જે અહંભાવ જીવને કામિનીકાંચનમાં આસક્ત કરે છે તેવો અહંભાવજ રાખવામાં દોષ છે. હું ઈશ્વરનો દાસ છું એવો અહંભાવ રાખવામાં દોષ નથી. વળી નાના બાળકમાં જેવો અહંભાવ હોય છે તેવો અહંભાવ પણ નિર્દોષ છે. એ અહંભાવ તો માત્ર નામનોજ! જેમ સોનાની તલવાર માત્ર નામનીજ તલવાર છે અને તે કોઇનો વધ કરી શકતી નથી, તેમ બાળકનો અહંભાવ પણ નામનોજ છે! તે અહંભાવ બંધનકર્તા નીવડતો નથી. બાળકના સ્વભાવનું અવલોકન કરશો તો જણાશે કે તે ત્રણમાંથી કોઇ પણ એક ગુણને વશ નથી. એ કજીઓ કરે છે, રાગદ્વેષ કરતું માલૂમ પડે છે, પણ તે એક પળવારને માટે. રમતમાં ને રમતમાં ગંજીફાનાં પાનાંવડે ઘર બાંધે છે; તે રમતના ઘરને પોતાનું ઘર માને છે અને કોઇને અડકવા દેતું નથી; પણ જરા વાર પછી પાછું તે તેને પોતાનેજ હાથે ભાંગી નાખે છે!

હું ઈશ્વરનો દાસ છું એવો અહંભાવ અથવા નાના બાળકના જેવો અહંભાવ તદ્દન નિર્દોષ છે. એવો અહંભાવ તે ખરૂં જોતાં અહંભાવજ ન કહેવાય. જેમ સાકર મીઠાઇમાં નથી ગણાતી તેમ એ અહંભાવની ખરેખરા અહંભાવમાં ગણના થતી નથી. માંદા માણસની બીજી મીઠાઇ ખાધાથી તબીયત બગડે છે પણ સાકર તો અપાય છે અને મરડો થયો હોય તો તે મટી જાય છે. એજ પ્રમાણે ૐકારનો શબ્દ પણ શબ્દમાં ગણાતો નથી.

હું દાસ છું એવો અહંભાવ તો સાધકને માટે સહાયક છે. તેના વડે સચ્ચિદાનંદ સાથે પ્રેમ જોડી શકાય છે. એવો અહંભાવ ન હોય તો પ્રેમ ભક્તિ થાયજ કેવી રીતે?

બધા જેમના તેમ બેસી રહ્યા છે. અને કૅપ્ટન તથા શિષ્યોની સાથે પરમહંસજી મહારાજ વાતચીત કરી રહ્યા છે. એવામાં ત્યાં આગળ બ્રહ્મસમાજવાળા જય ગોપાળ સેન તથા ત્રૈલોક્ય સાન્યાલ આવી પહોંચ્યા અને મહારાજશ્રીને પ્રણામ કરીને બેઠા. મહારાજશ્રીએ પ્રસન્ન મુખાકૃતિ કરીને ત્રૈલોક્યના સામું જોઇને વાત કરવા માંડી.

શ્રીરામકૃષ્ણઃ—આપણામાં (દૂષિત) અહંભાવ રહ્યો છે તેથીજ આપણને ઈશ્વરનું દર્શન થતું નથી. ઈશ્વરના મંદિરના દરવાજાની સામે આ અહંકારરૂપી ઝાડનું થડીયું આડું પડેલું છે. તેને ઓળંગ્યા વગર ઈશ્વરના મંદિરમાં પ્રવેશ કરી શકાય તેમ નથી.

એક માણસે પિશાચની સાધના કરી હતી. જ્યારે એ પિશાચ તેને વશ થયો ત્યારે તે તેની આગળ આવીને હાજર થયો, અને બોલ્યો કે મારી પાસે શું કામ

કરાવવું છે તે કહે. જો તું મને કામ નહિ સોંપી શકે તો તારી ગરદન ભાંગી નાખીશ. પેલા માણસને જે જે કામ કરાવવાની ઇચ્છા હતી તે બધાં એક પછી એક કહ્યાં અને પેલા પિશાચે બધાં કામ પૂરાં કરી નાખ્યાં. જ્યારે તેની પાસે એક પણ સોંપવાનું રહ્યું નહિ ત્યારે પિશાચે કહ્યું કે હવે હું તારી ગરદન ભાંગ્યા વગર રહેવાનો નથી. પેલો માણસ કહે, જરા વાર સબૂર કર; હું આ આવ્યો. એમ કહીને તે પોતાના ગુરુની પાસે દોડી ગયો અને બોલ્યો, મહારાજ ! હું તો મોટા સંકટમાં આવી પડયો છું. આમ આમ બન્યું છે. હવે મારે કરવું શું ? ગુરુ કહે, તું એક કામ કર. તે પિશાચને કૂતરાની પૂંછડી સીધી કરવાનું કામ સોંપજે. તે એવી સ્થિતિ સ્થાપક છે કે ગમે તેટલી સીધી કરશે તોપણ વાંકી ને વાંકીજ થઈ જશે. પેલો પિશાચ રાતદિવસ મથ્યો પણ સીધી થાયજ નહિ. અહંભાવનું પણ તેમજ છે.

## સંસારિક ચિંતા ઇશ્વરને સોંપી નચિંતપણે પ્રભુને ભજો

જ્યાંસુધી એ અહંભાવનો ત્યાગ કરી સર્વ ચિંતા ઈશ્વરને સાપાય નહિ ત્યાં સુધી ઈશ્વરની કૃપાને માટે યોગ્યતા થતી નથી.

ગૃહસ્થને ઘેર ભંડારી અથવા મુનીમ હોય છે ત્યાંસુધી ઘરનો માલિક જાતે ઘરની કાળજી રાખતો નથી; પણ જ્યારે મુનિમ રાજીનામું આપીને જતો રહે છે ત્યારે ઘરધણી ભંડારને ચાવી લગાવી દે છે અથવા તો ત્યાંનો બંદોબસ્ત જાતે કરી લે છે.

સગીર વયના છોકરાઓની મિલ્કતની વ્યવસ્થાનો ભાર તેના ટ્રસ્ટીઓને માથે હોય છે. જ્યાંસુધી તે લાયક ઉમ્મરનો થયો હોતો નથી ત્યાં સુધી બધો કારભાર ટ્રસ્ટીઓ ચલાવે છે. તેવી રીતે જો આપણે ઈશ્વરને બધું સોંપી દઇએ અને આપણે કશુંજ કરતા નથી એવું મનમાં દૃઢ રીતે ઠસાવીએ, તથા ઈશ્વરનેજ બધી વાતનું મુખ્તિયારનામું આપી દઇએ તો તે આપણાં તમામ નાનાં મોટાં કામનો બોજો પોતાને માથે લઇ લે છે.

એકવાર વૈકુંઠમાં લક્ષ્મીજી તથા નારાયણ બેઠાં હતાં. એવામાં નારાયણ એકાએક ઉઠીને ઉભા થયા. લક્ષ્મીજી તેમના પગ ચાંપતાં હતાં તેથી તેમણે પૂછ્યું, મહારાજ! ક્યાં જશો ? નારાયણે કહ્યું કે મારો એક ભક્ત વિપત્તિમાં છે તેથી તેનું રક્ષણ કરવાને હું જાઉં છું. એમ કહીને નારાયણ ચાલતા થયા. પણ થોડીજ વારમાં પાછા આવ્યા તેથી લક્ષ્મીજીએ પૂછ્યું કે તમે ગયા શું અને આવ્યા શું ? આટલા જલદી કેમ પાછા આવ્યા ? નારાયણે હસીને જવાબ આપ્યો કે, મારો એક ભક્ત પ્રેમથી ચકચૂર બનીને અલમસ્ત હાલતમાં રસ્તે ચાલ્યો જતો હતો. રસ્તામાં ધોબીએ કપડાં ધોઇને સૂકવ્યાં હતાં તેના ઉપર પેલા ભક્તના પગ પડયા અને તે ખરાબ થયાં. ધોબી તેને લાકડી લઇને મારવા દોડયો તેથી હું તેનું રક્ષણ કરવા ગયો હતો. પણ

બન્યું, એવું કે એ ભક્ત પોતેજ પોતાનો બચાવ કરવા તૈયાર થયો અને ધોબીને સામો મારવા દોડયો ! આમ બનવાથી હું તો રસ્તામાંથીજ પાછો આવ્યો !

કેશવચંદ્ર સેનને મેં કહ્યું હતું કે અહંભાવનો તમારે ત્યાગ કરવોજ પડશે. ત્યારે કેશવ કહે, એમ થાય તો પછી મહારાજ ! મારી સમાજ બમાજનું શું થાય ?

મેં કહ્યું, વાહ ! આવો શું વિચાર રાખો છો ? તમારે માત્ર તમારા ખોટા અહંભાવનોજ ત્યાગ કરવો—જે અહંભાવ તમને કામિનીકાંચનમાં બાંધી રાખે છે તેનોજ તમારે ત્યાગ કરવાનો છે. ઉત્તમ અહંભાવ ભલે રહેવા દેજો.

## જ્ઞાનીની અવસ્થાઓ અને કર્મ

શ્રીરામકૃષ્ણ:—અમુક માણસને બ્રહ્મજ્ઞાન થયું છે કે નહિ તે જાણવાનાં ચોક્કસ લક્ષણ હોય છે. શ્રીમદ્ ભાગવતમાં જ્ઞાનીની ચાર અવસ્થાઓ બતાવેલી છે–(૧) બાળકવત્ (૨) જડવત્ (૩) ઉન્મત્તવત્ (૪) પિશાચવત્. જ્ઞાનીની કોઇવાર પાંચ વરસના બાળકના જેવી અવસ્થા થઇ જાય છે. વળી કોઇવાર તે ગાંડાની માફક વર્તે છે તો કોઇવાર જડ જેવો બેસી રહે છે. એવી અવસ્થામાં આપોઆપ સાંસારિક કર્મનો ત્યાગ થઈ જાય છે. હવે કોઈ એવી શંકા ઉઠાવે કે જનક જેવા જ્ઞાનીઓ પણ કર્મ કરતા હતા તેનું કેમ ? એનો ઉત્તર એ છે કે તે વખતના રાજા પોતાના તાબાના સદ્‌ગુણી અમલદારોના હાથમાં બધું કામ સોંપી દઇને પોતે નિશ્ચિંત રહેતા. તે વખતના અમલદાર તથા બીજા લોકો પણ ઘણા પ્રમાણિક હતા.

જ્ઞાન થયા પછી અજ્ઞાન દશાના જેટલાં અને જેવાં કર્મ થઈ શકતાં નથી.

ત્રૈલોક્ય:—ન કેમ થાય ?પાઉહારીબાવા કેવા યોગી છે છતાં લોકોના કજીઆની પતાવટ કરે છે– એટલે સુધી કે લોકો કચેરીમાં ન જતાં પોતપોતાની તકરારો તેમની પાસેજ લાવે છે અને તેઓ તેમનો ફેંસલો કરી આપે છે !

શ્રીરામકૃષ્ણ:—એ વાત ખરી છે. પણ એવા યોગી તો કોઇકજ હોય છે. એમ તો દુર્ગાચરણ ડૉક્ટર કેવો અલમસ્ત હતો ! દારૂ પીને આખો દિવસ ચકચૂર હાલતમાં પડી રહેતો. છતાં પણ જ્યારે કામ આવી પડે, કોઇ દરદીને તપાસવો પડે ત્યારે લેશમાત્ર પણ ભૂલ કરતો ન હતો ! પ્રાસવ્ય પ્રાપ્ત કરી ચૂકયા પછી પણ કર્મ કરવામાં દોષ તો કશોજ નથી; પણ એ બહુજ અઘરૂં કાર્ય છે. પુષ્કળ તપોબળ મેળવેલું હોય તોજ તે બની શકે છે. કર્તા હર્તા ઈશ્વરજ છે, તેજ બધું કરે છે. આપણે તો તેના યંત્રરૂપ છીએ; એવો ઉત્તમ ભાવ મનમાં દૃઢ થએલો હોય તોજ એ બની શકે છે.

## ઈશ્વર ઉપર આપણો પણ હક્ક છે.

કાલિકાના મંદિરમાં આવીને એકવાર સિખ સિપાઇઓ બોલ્યા કે ઈશ્વર દયામય છે. મેં પૂછ્યું તે કોના કોના ઉપર દયા રાખે છે? સિપાઇઓ કહે, 'કેમ મહારાજ! આપણા બધા ઉપર તે દયા રાખે છે.' મેં કહ્યું કે, આપણે તો તેનાં છોકરાં છીએ. છોકરાંની સંભાળ લે એમાં દયાળુપણું શાનું? છોકરાંની તેનો બાપ સંભાળ નહિ લે તો શું પાડોશી લેવાનો હતો?

(કૅપ્ટનને) વારુ, જેઓ ઈશ્વરને દયામય કહે છે તેઓ એટલો પણ વિચાર નથી કરતા કે ત્યારે આપણે શું પારકાનાં છોકરાં છીએ? આપણો પણ ઈશ્વર ઉપર હક્કજ છે!

કૅપ્ટનઃ—હાજી, પરંતુ આપણે તેના છીએ એવો ભાવ ઘણી વાર રહેતો નથી, તેથીજ એવું બોલાઇ જાય છે.

શ્રીરામકૃષ્ણઃ—ખરું છે. જ્યાંસુધી સાધક અવસ્થા હોય ત્યાંસુધી તો એમજ બને. તેનો સાક્ષાત્કાર થાય અથવા તે આપણો માતાપિતા છે એવો બરાબર અનુભવ થાય તે પછી જેમ કરો તેમ ચાલે. જ્યાંસુધી ઈશ્વરની પ્રાપ્તિ થઇ નથી ત્યાંસુધી તો એમજ લાગે છે કે આપણે તેનાં ઘણાં દૂરનાં સંબંધી છીએ—આપણે જાણે પારકાનાંજ છોકરાં છીએ!

---

## પ્રભુ ભક્તવત્સલ છે.

સાધક અવસ્થામાં તેને પિતા માતા તથા એવાં અનેક પ્રેમસૂચક નામ અપાય તો હરકત નથી. એકવાર હાજરાએ નરેન્દ્રને કહ્યું કે, ઈશ્વર તો અનંત છે; તેનું ઐશ્વર્ય પણ અનંત છે. તે શું આપણે આપેલાં કેળાં, મીઠાઇ, એવું એવું ખાતો હશે કે? તે શું આપણી પ્રાર્થના સાંભળતો હશે કે? એ તો બધી આપણા મનની કલ્પનાજ છે.

આ સાંભળતાંજ નરેન્દ્રે દશ હાથની છલંગ મારી. પછી મેં હાજરાને કહ્યું કે, તું કેવો બેવકૂફ છે? તું જો એને એવી એવી વાતો કહીને એની ભક્તિને હસી કહાડે તો પછી એ કયી ભૂમિકા ઉપર ઉભો રહે? માણસ પાસેથી આપણે તેની ભક્તિ લઇ લઇએ તો તે જીવેજ શાને આધારે? જીવીને કરે પણ શું? ઈશ્વરનું ઐશ્વર્ય અનંત છે, છતાં પણ તે ભક્તાધીન છે.

અમુક મોટા માણસનો પટ્ટાવાળો પોતાના શેઠના દિવાનખાનામાં જઇને એક કોરે ઉભો રહ્યો. તે પોતાના હાથમાં કપડે વીંટીને કાંઇક લાવ્યો હતો અને શરમાતો શરમાતો ઉભો રહ્યો હતો. શેઠે પૂછ્યું, 'કેમ રામા! તારા હાથમાં શું છે?' રામાએ શરમાતાં શરમાતાં જમરૂખ બહાર કહાડયું અને શેઠને આપતાં બોલ્યો,

'શેઠ, જરા ખાશો ?' રામાનો પ્રેમ જોઇને શેઠે તે લીધું અને ખાતાં ખાતાં બોલ્યા, ' વાહ ! રામા ! કયાંથી લાવ્યો ? બહુ મજેનું છે ! તોડતાં મહેનત તો પડી હશે ખરૂં ! '

તેવી રીતે ઇશ્વર પણ ભક્તાધીન છે. દુર્યોધને શ્રીકૃષ્ણની ઘણીએ સરભરા કરી અને કહ્યું કે આપ અહિંજ ભોજન લેજો; પણ તે તો વિદુરની ઝુંપડીમાં જઇનેજ જમ્યા ! તે ભક્તવત્સલ છે. વિદુરની ભાજી તેમણે અમૃત માનીને આરોગી !

## જ્ઞાનીને બાહ્યાચાર બહુ ગમતો નથી.

ઉચ્ચ ભૂમિકાવાળા જ્ઞાનીનું એક લક્ષણ એવું છે કે તે પિશાચ જેવો પણ દેખાય છે; પવિત્ર અપવિત્રનો વિચાર તેને બહુ રહેતો નથી.

પૂર્ણજ્ઞાની અને પૂર્ણમૂર્ખ એ બેઉનાં બહારનાં લક્ષણ સરખાંજ દેખાય છે. પૂર્ણજ્ઞાની પણ મૂર્ખની પેઠેજ સ્નાન ભોજનાદિક ક્રિયાઓ કરતાં મંત્રોચ્ચાર કરતો નથી ! દેવપૂજન કરતી વખતે ફૂલ હોય તો બાચકો ભરીને બધાંએ સામટાં ભગવાનને ચડાવી દે છે. મંત્ર બંત્ર ભણવાની વાતજ નહિ !

જ્યાંસુધી સંસારના ઉપભોગ ભોગવવાની ઇચ્છા મનમાં રહેવા પામે ત્યાંસુધી કર્મનો પરિત્યાગ થઈ શકે નહિ. જ્યાંસુધી ભોગવાસના ત્યાંસુધી કર્મ.

એક પક્ષી વહાણના થાંભલા ઉપર બેઠું હતું. વહાણ સમુદ્રમાં ચાલતું થયું અને પક્ષીને કિનારે જવાનું મન થયું. એક પછી એક કરીને તેણે ચારે દિશાએ ફાંફાં મારી જોયાં; પરંતુ કોઇ પણ દિશાએ તેની નજરે જમીન જોવામાં આવી નહિ. અંતે તે થાકીને પાછું વહાણના થાંભલા ઉપરજ નિશ્ચિંતપણે બેઠું !

એક વાર વાસનાનો નાશ થયો એટલે પછી કોઇ પ્રકારની પ્રવૃત્તિ આરંભવાની કર્તવ્યબુદ્ધિ થાયજ નહિ.

કૅપ્ટનઃ—અહાહા ! કેવું મજેનું દૃષ્ટાંત !

## અજ્ઞાનાંધકારમાંથી જ્ઞાનના પ્રકાશમાં આવવું જોઇએ.

શ્રીરામકૃષ્ણઃ—સંસારી માણસોને સુખમાટે ચારે દિશાએ ફાંફાં મારવા છતાં જ્યારે સુખની પ્રાપ્તિ થતી નથી ત્યારે તેઓ કંટાળી જાય છે. જ્યારે કામિનીકાંચનમાં આસક્ત થવાથી અંતે દુઃખી થાય છે ત્યારેજ તેમનામાં વૈરાગ્યની ભાવના જાગૃત થાય છે અને ત્યાગ તરફ તેમનું વલણ થાય છે. ભોગ ભોગવી જોયા વગર ઘણા ખરા માણસોમાં ત્યાગવૃત્તિ ઉત્પન્ન થતી નથી. ત્યાગી સાધકો બે પ્રકારના હોય છે-(૧) કુટીચક (૨) બહૂદક. કેટલાક સાધકો અનેક તીર્થ કરતા ફરે છે, એક ઠેકાણે સ્થિર થઇને રહેતા નથી, અને જ્યારે ભટકી ભટકીને થાકે છે ત્યારે એક

ઠેકાણે ઝુંપડી બાંધીને નિશ્ચિંતપણે ઈશ્વરનું ચિંતન કરે છે.

સંસારમાં આનંદ મેળવવાનાં ફાંફાં મારીએ તો ભલે; બાકી તેમાં આનંદ આપે તેવું છે શું ? કામિનીકાંચનમાંથી શું આનંદ મળવાનો હતો ? એ તો માત્ર નાશવંત આનંદ છે; હમણાં છે અને હમણાં નથી !

જ્યારે આકાશમાં વાદળાં છવાઇ જાય છે ત્યારે મોટે ભાગે સૂર્ય દેખાતો નથી. એ વખતે અજવાળા કરતાં અંધારાનો ભાગ વિશેષ હોય છે. તેવી રીતે સંસારમાં ગુથાઇ રહેવામાં સુખ કરતાં દુઃખનુંજ પ્રમાણ વિશેષ છે. કામિનીકાંચનરૂપી વાદળાં સૂર્યરૂપી ઈશ્વરને જોવાજ દેતાં નથી.

કેટલાક માણસો મને પૂછે છે કે, મહારાજ ! ઈશ્વરે સંસારને ઉત્પન્નજ શા માટે કર્યો ? એમાથી અમારે છૂટવાનો કોઇ ઉપાય હશે કે નહિ ?

મેં કહ્યું કે ઉપાય નથી એમ કેમ કહેવાય ? ઈશ્વરને શરણે જાઓ, વ્યાકુળતા સહિત તેની પ્રાર્થના કરો કે જેથી કરીને તમને તેની ભક્તિ કરવા માટે બધા પ્રકારની અનુકૂળતા મળી આવે; તેનું ધ્યાન કરવાનો શુભ યોગ પ્રાપ્ત થાય. વ્યાકુળતા સહિત તેને બોલાવશો તો તે તમારી બૂમ સાંભળ્યા વગર રહેશે નહિ.

ઈશ્વરના શરણાગત થાઓ. વ્યાકુળતાપૂર્વક તેની પ્રાર્થના કરો, તેને બોલાવો. તમારી બૂમ તેને સાંભળવીજ પડશે–તમને તમામ જાતની અનુકૂળતાઓ કરી આપવીજ પડશે.

કૅપ્ટનઃ—અહાહા ! કેવું મઝેનું !

શ્રીરામકૃષ્ણઃ—હા, તે બધી અનુકૂળતાઓ કરી આપે છે. કદાચ પોતાના ભક્તનું લગ્ન થતું પણ અટકાવી દે કે જેથી કરીને તે પોતાનું તમામ લક્ષ ઈશ્વરમાંજ પરોવી શકે. જો લગ્ન થઇ ચૂક્યું હોય તો એવું પણ થાય કે તેનો કોઇ મોટો ભાઇ ધંધે રોજગારે વળગી જાય અને તેનાં છોકરાંના ગુજરાનનો તથા કેળવણીનો ભાર પોતાને માથે લઈ લે, અને તેથી કરીને તેને પોતાનું મન સંસારમાં પરોવવાની જરૂર રહે નહિ. આવા આવા સંજોગો મળી આવવા પછી સોળે સોળ આના મન ઈશ્વરમાં પરોવી શકાય છે.

આટલું છતાં પણ કામિનીકાંચનનો ત્યાગ કર્યા વગર સઘળું નકામું. ત્યાગ થાય ત્યારેજ એકનિષ્ઠાથી–સર્વ ભાવથી સાધના થઇ શકીને અજ્ઞાન, અવિદ્યા વગેરેનો નાશ થાય છે. જ્યારે બહિર્ગોળ કાચ ઉપર સૂર્યનો પ્રકાશ પડે છે ત્યારે તમામ કિરણ એક કેન્દ્રમાં આવી જાય છે અને તેથી કરીને તેની ગરમી એવી સખત થઇ જાય છે કે તેની નીચે જે મૂકો તે સળગી ઉઠે છે. પણ એજ કાચને અંધારા ઓરડામાં મૂકી આવો તો તેના વડે કશું કામ થશે નહિ. કામ કરવું હોય ત્યારે તો ઘરનો ત્યાગ કરીને અંધકારમાંથી બહારના અજવાળામાં આવીને ઉભા રહેવું જોઇએ.

જ્ઞાન પ્રાપ્ત કર્યા પછી પણ કેટલાક લોકો સંસારમાં રહે છે.

જેઓ અજ્ઞાની છે અને ઈશ્વરને ઓળખતા નથી તેઓ જાણે માટીના ઘરમાં રહેતા હોય તેવી રીતે સંસારમાં રહે છે. અંદરના ઝાંખા પ્રકાશવડે તેઓ માત્ર પોતાના ઘરની વસ્તુઓનેજ—પોતાનાં અલ્પ સુખનેજ જોઇ શકે છે; પણ જેઓ જ્ઞાન પ્રાપ્ત કર્યા પછીજ સંસારમાં પ્રવેશ કરે છે તેઓ તો જાણે કાચના ઘરમાં રહેતા હોય તેમ ઘરમાંની વસ્તુઓ અને ઘર બહારની વસ્તુઓ—ઐહિક અને પારમાર્થિક—પોતાનું તેમજ બીજાનું બધુંએ સારી રીતે જોઇ શકે છે. જ્ઞાનરૂપી સૂર્યનો ઉજ્જવલ પ્રકાશ તેમના ઘરમાં—સંસારમાં પ્રવેશ કરે છે તેથી કરીને તેઓ ઘર માંહેની વસ્તુઓના સત્ય સ્વરૂપને જોઇ શકે છે—કયી ખરાબ છે, કયી સારી છે, કયી નિત્ય છે અને કયી અનિત્ય છે, તે બધું તેમને બરાબર સમજાઇ જાય છે.

ઈશ્વરજ વાસ્તવિકરીતે કર્તા છે અને પોતે તો તેના યંત્રરૂપ છે એવો તેમને બરાબર સાક્ષાત્કાર થઈ જાય છે.

આમ હોવાથી જ્ઞાનીને અહંકાર કરવાનો અવકાશજ નથી. જેણે મહિમ્નસ્તોત્ર લખ્યું હતું તેને અહંકાર ઉત્પન્ન થયો હતો, પણ શિવજીના પોઠીઆએ પોતાના દાંત તેને બહાર કહાડીને બતાવ્યા એટલે તરતજ તેનો અહંકાર ચૂર્ણ થઇ ગયો. તેણે જોયું તો પોઠીઆનો એક એક દાંત એક એક મંત્રની મૂર્તિરૂપજ હતો ! એનું રહસ્ય સમજ્યા ? પોઠીઆએ તેને એવું સૂચન કર્યું કે આ બધાએ મંત્રો અનાદિ છે; તમે તો માત્ર તેમનો ઉદ્ધાર કર્યો છે.

ગુરુપણું કરવું સહેલ નથી. ઈશ્વરનો આદેશ મળ્યા વિનાજ આચાર્ય બની જવાતું નથી. જે માણસ પોતાને મોઢેથી બોલે છે કે હું ગુરુ છું; તે મૂર્ખ છે. તમે ત્રાજવાં જોયાં છે ને ? હલકું હોય તેજ ઉંચે જાય છે ! જે માણસ પોતાની જાતે ઉંચો થઇ બેસે છે તેને હલકોજ જાણવો. બધાને ગુરુ થવું ગમે છે !—કોઇને શિષ્ય થવું ગમતું નથી !

ત્રૈલોક્યબાબુ પરમહંસજી મહારાજના ખાટલાની ઉત્તર તરફની ઇસ આગળ જમીનપર બેઠા હતા. હવે તે ગાવાનો વિચાર કરતા હતા. મહારાજશ્રીને તેમનું ગાયન ઘણુંજ પસંદ છે. તેઓ કહે છે કે, આહા ! તમારૂં ગાયન ! ત્રૈલોક્ય બાબુએ હાથમાં તાનપુરો લઇને ગાવા માંડયું:—

"તુજસેં હમને દિલ્લકો લગાયા, જો કુછ હય સબ તુંહિ તુંહિ હય"

આ ભજન સાંભળતાં સાંભળતાં પરમહંસજી મહારાજ ભાવાવિષ્ટ થઇ ગયા, અને અહા ! તમેજ સર્વત્ર છો ! અહા ! અહા ! એવા ઉદ્ગાર કરવા લાગ્યા.

## પરમહંસજીનાં દર્શન થતાંજ શોકસાગરમાંથી સુખસાગરમાં!
## એક દુઃખી વિધવાની વાત

તા૦ ૨૮ જુલાઇ ૧૮૮૫. આજે પરમહંસજી બાગ બજારમાં એક શોકાતુર બ્રાહ્મણીને ઘેર આવ્યા છે.

તે બ્રાહ્મણીની એક બેન છે. બેઉ બેનો વિધવા છે. તેમની સાથે તેમના ભાઇઓ કુટુંબ સાથે રહે છે. આ બાઇની એકની એક છોકરી મરી જવાથી તે અપાર શોક-સાગરમાં ડૂબી ગઇ છે.

મહારાજશ્રી પોતાના શિષ્યો સાથે તેના ઘરમાં દાખલ થયા અને અગાસીમાં તેમને માટે તૈયાર કરેલા આસન ઉપર બેઠા.

તે બાઇની વિધવા બેને અગાસી ઉપર આવીને મહારાજશ્રીને પ્રણામ કર્યા અને કહ્યું કે મારી મોટી બેન નંદ બોઝને ઘેર ગઈ છે–તમને આવતાં વાર કેમ થઈ તેની તપાસ કરવા ગઇ છે. તે હમણાં આવી પહોંચશે.

થોડીવારે તેની બેન આવી પહોંચી અને તેણે ઉપર આવીને મહારાજશ્રીને પ્રણામ કર્યા. પછી શું કરવું તેની તે બિચારીને કશી સૂઝ પડી નહિ. તેણે પ્રેમથી છલકાતે હૈયે એટલુંજ કહ્યું કે, ઓ મા! આજે મને એટલો હરખ થાય છે કે જાણે હું મરી જઇશ! તમે બોલો હું શું કરૂં કે જીવતી રહું! ઓ મા! મારી ચંડી (તેની મરનાર દીકરી) જ્યારે સાસરેથી આવતી ત્યારે તેની સાથે કેટલા સિપાઇઓ આવતા? કેટલા મંત્રીઓ આવતા? આખે રસ્તે નાગી તલવારે તેની પાછળ પહેરો કરીને ચાલતા! તે વખતે પણ આટલો હરખ ન થતો! આજ મારી ચંડીનું દુઃખ મને વિસારે પડયું. મને તો એમ થયું કે તે (પરમહંસજી) ન આવ્યા–મેં તેમને માટે તૈયારી કરી છતાં તે ન આવ્યા! આ બધું ગંગાજળ ઢોળી દઉં અને હવે એમની સાથે જાણે બોલુંજ નહિ! કોઇને ઘેર આવશે ત્યારે છાનીમાની જઇને દર્શન કરીને ચાલી આવીશ!

જાઉં–જઇને બધાને કહી આવું કે આવીને મારૂં સુખ જોઇ જાઓ! જઇને યોગીનને કહું કે આવ અને મારૂં ભાગ્ય જો!

તે બિચારી બ્રાહ્મણી વિધવા આનંદથી અધીરી–ઘેલી બની ગઇ અને ફરીથી બોલી, એક જણે એક રૂપીઓ ભરીને–પેલું શું કહે છે? (લૉટરી)–તેની ટીકીટ લીધી અને એક લાખ રૂપીઆનું ઇનામ આવ્યું; પણ તે તો એ વાત સાંભળતાંજ મરી ગયો–કાળજુંજ ફાટી ગયું! મારા સમ! મરી ગયો! ઓ મા! મારી એવી દશા થશે. જો તમે મને આશીર્વાદ નહિ આપો તો હું પણ તેની પેઠે મરી જઇશ!

મણિ તો એ બાઇનો હૃદયનો પ્રેમોન્માદ જોઇને ચકિતજ થઇ ગયો. તેણે ઉઠીને

તેને પ્રણામ કર્યા અને તેની ચરણુરજ માથે મૂકી.

તે બાઇ બોલી, અરે ! આ શું કરો છો ! એમ કહીને તેણે મણિને સામા પ્રણામ કર્યા.

મહારાજશ્રીના ભક્તોને પણ પોતાને ઘેર આવેલા જોઇને તે બાઇ ઘણીજ રાજી થઈ અને બોલી, તમે બધા આવ્યા છો; નાના નરેન્દ્રને તેડી લાવ્યા છો; શું છું એ ન આવ્યો હોત તો હસત કોણ ?

આ પ્રમાણે તે બાઈ કાંઇને કાંઇ બોલ્યા કરતી હતી. એવામાં તેની બેન ઉતાવળી ઉતાવળી ઉપર આવીને કહેવા લાગી કે, બેન ! ચાલને ! તું અહિં કેમ ઉભી રહીછે ? ચાલ્ય હેઠળ ! હું એકલી શું શું કરૂં ?

પણ તે તો આજે આનંદથી ચકચૂર બની ગઇ હતી. મહારાજશ્રીને અને તેમના શિષ્યોને જોયાજ કરતી હતી. તેમની પાસેથી તે દૂર જઇ શકતી ન હતી.

આવી રીતે થોડીકવાર સુધી બોલ્યા પછી તે બાઇએ પરમહંસજી આગળ મિષ્ટાન્ન વગેરે (બનાવી રાખ્યું હતું તે) ધર્યું. શિષ્યોએ પણ ગળ્યાં મોં કર્યાં.

હવે રાત્રિના આઠ વાગ્યાનો સુમાર થવા આવ્યો હતો. પરમહંસજી મહારાજ ત્યાંથી નીકળીને ગણુની માને ઘેર ગયા.

શ્રીરામકૃષ્ણજી ગણુની માના ઘરની પરસાળમાં બેઠા છે. ઘરના અંદરના ભાગમાં કેટલાંક વાજીંત્ર છે; તે લઇને મહારાજને પ્રસન્ન કરવા માટે કેટલાક છોકરાઓ સંગીત કરે છે.

પેલી વિધવા સ્ત્રી પણ તેમની સાથે સાથે અહિં આવી હતી. તે ઘડીમાં બહાર આવીને પરસાળના બારણા પાસે ઉભી રહેતી. શેરીના કેટલાક છોકરાઓ પરસાળના જાળીઆ ઉપર ચડીને મહારાજશ્રીનું દર્શન કરતા હતા. શેરીનાં જુવાન ઘરડાં બધાંએ પરમહંસજી મહારાજના આવ્યાની વાત સાંભળીને ઉતાવળાં ઉતાવળાં દર્શન કરવા દોડી આવ્યાં હતાં. છોકરાઓ હવે ગાવા લાગ્યા.

કેશવ કુરુ કરુણા દીને કુંજકાનનચારી,
માધવ મનમોહન, મોહન મુરલીધારી;
હરિબોલ હરિબોલ હરિબોલ, મન આમાર–
વ્રજકિશોર, કાલીયહર, કાતર ભયભંજન,
નયન વાંકા, વાંકા શિખિપાખા,રાધિકાહૃદિરંજન;
ગોવર્ધનધારણ, વનકુસુમ ભૂષણ;
દામોદર, કંસદર્પહારી, શ્યામ, રાસરસવિહારી,
હરિબોલ, હરિબોલ, હરિબોલ મન આમાર.

શ્રીરામકૃષ્ણ:—આહા ! કેવું સરસ ગીત ! સારંગી અને બીજાં વાજીંત્ર પણ કેવાં મજેનાં વગાડી જાણે છે !

એક છોકરો વાંસળી વગાડતો હતો. તેના તરફ તથા બીજા એક છોકરા તરફ આંગળી કરીને પરમહંસજીએ કહ્યું કે 'એ અને આ બરાબર જોડ છે.'

હવે તમામ વાજીંત્રોનો કૉન્સર્ટ વગાડવામાં આવ્યો. સારંગી, દિલરૂબા, વાંસળી ખંજરી તમામ વાદ્યો એક સંગીત કરીને વાગવા લાગ્યાં. જ્યારે તે વાગી રહ્યાં ત્યારે શ્રીરામકૃષ્ણે કહ્યું, 'વાહ! છોકરાઓ અજાયબ જેવું કામ કરે છે!'

એક છોકરા તરફ આંગળી કરીને તેમણે કહ્યું, એને બધું આવડે છે!

તેમણે માસ્તર તરફ ફરીને કહ્યું, 'આ લોકો બહુ સુપાત્ર છે.'

છોકરાઓ પોતાનું ગીતવાદ્ય સમાપ્ત કરી રહ્યા પછી તેમણે એવી સૂચના કરી કે પરમહંસજી મહારાજના શિષ્યોમાંથી પણ થોડાક ગાવું જોઇએ. ઉપરોક્ત વિધવા બાઇ ત્યાં ઉભી હતી. તે બારણા પાસે ઉભી બોલી, 'એમનામાંથી કોઇને ગાતાં આવડતું નથી! એક મહિમબાબુને કદાચ આવડતું હોય તો કોણ જાણે! છતાં તે પણ એમની (શ્રીરામકૃષ્ણ) સામે ગાવાનું કબૂલ કરે નહિ.'

એક છોકરો:—ન કેમ ગાય? હું મારા બાપની આગળ ગાઉં છું ને!

નાનો નરેન્દ્ર:—એ એટલે દૂર આગળ વધ્યો નથી તો!

થોડીવાર પછી પ્રસાદ આવ્યો, તે આરોગી પરમહંસજી બલરામબાબુને ત્યાં ગયા, કેમકે આજે તેઓ ત્યાંજ સૂવાના હતા.

યોગીન તેમની પગચંપી કરતો હતો. એવામાં તેઓ એકાએક બોલી ઉઠયા, 'મને તો ભૂખ લાગી છે. થોડીક રવાની ખીર હોય તો ખાઉં.'

પેલી વિધવા બાઇ મહારાજશ્રીની સાથે સાથે બળરામને ઘેર પણ આવી હતી. તેનો ભાઇ નરઘાં તબલાં સારાં વગાડી જાણતો હતો. પરમહંસજીએ તે બાઇને જોઇને કહ્યું કે હમણાં નરેન્દ્ર અથવા બીજો કોઇ ગાનાર આવી ચડશે તો એમના ભાઇને તેડાવવા પડશે.

પછી તેમણે ખીર ખાધી. યોગીન તથા બીજા કેટલાક શિષ્યો એક પછી એક ચાલ્યા ગયા હતા. મણિ તેમની પગચંપી કરતો હતો અને તેઓ તેની સાથે વાતે વળગ્યા હતા.

શ્રીરામકૃષ્ણ:—ઓહો! તેને (બ્રાહ્મણીને) કેટલો આનંદ થયો!

મણિ:—ઇસુખ્રિસ્તના જીવનમાં પણ એવોજ એક પ્રસંગ બન્યો હતો. એ કેવું અજાયબ જેવું મળતાપણું છે! ઇસુને પણ બે શિષ્યાઓ હતી. તેઓ પણ બે બેનો હતી. એકનું નામ માર્થા અને બીજીનું નામ મેરી હતું.

શ્રીરામકૃષ્ણ:—(ઉત્સુકપણે) તેમની વાત શી છે તે કહે જોઇએ.

મણિ:—ઇસુ પણ આપની પેઠેજ પોતાના ભક્તોની સાથે એ બે બેનોને ઘેર ગયો હતો. એ બેમાંની એક બાઇ ઇસુને જોઇને ભાવોલ્લાસથી ચકચૂર બની ગઇ હતી.

એક બેન ઈસુને માટે રસોઇના કામમાંજ રોકાઈ હતી. તેણે વ્યગ્ર બનીને ઇસુ પાસે આવીને ફરિયાદ કરી કે 'જુઓને, મહારાજ! મારી બેન કેવો અન્યાય કરે છે ? તે એકલી એકલી તમારી પાસે બેસી રહે છે અને મારે એકલીને માથે બધું કામ!' ત્યારે ઈસુએ કહ્યું કે 'તારી બેનનું અહોભાગ્ય છે! કેમકે મનુષ્યજીવનનું જે પ્રયોજન (અર્થાત્ ઈશ્વરપ્રત્યે પ્રેમ) છે તે તારી બેને સિદ્ધ કર્યું છે.'





# खंड अडतालीशमो

## પરમહંસજીનો મંદવાડ—ડૉકટર સરકારને ઉપદેશ





જે વિજયાદશમી છે. ઇ૦ સ૦ ૧૮૮૫ ના ઓકટોબર માસની ૧૮ મી તારીખ છે. શ્રીરામકૃષ્ણ શ્યામપુકુરવાળા ઘરમાં રહેવા આવ્યા છે. તેમની તબીયત બગડી આવી છે તેથી દવા કરાવવા માટે કલકત્તે આવ્યા છે. શિષ્યો તેમની સેવા માટે તેમની પાસેને પાસેજ રહે છે. ગૃહસ્થાશ્રમી શિષ્યો પોતાને ઘેર પણ જાય છે અને મહારાજ પાસે પણ રહે છે.

ઋતુ ઠંડી હતી. સવારના આઠ વાગી ગયા હતા. પરમહંસજી મહારાજના શરીરને સુખ નહિ હોવાથી તેઓ પથારીમાં સુઇ રહ્યા હતા. આટલું દર્દ છતાં પણ તેમનો સ્વભાવ પાંચ વર્ષના બાળકના જેવોજ કાયમ રહ્યો હતો; મા સિવાય બીજા કશાનો તેમને વિચારજ આવતો નથી. સુરેન્દ્ર આવીને તેમની પાસે બેઠો. નવગોપાલ, માસ્તર અને બીજા કેટલાક ભક્તો પણ આવી પહોંચ્યા હતા. સુરેન્દ્રને ઘેર દુર્ગાપૂજન થાય છે. મહારાજશ્રી પોતે ત્યાં જઇ શકે એવી સ્થિતિમાં ન હતા તેથી દર્શન કરવાને તેમણે પોતાના શિષ્યોને મોકલ્યા હતા. આજે સુરેન્દ્રના મનને શાંતિ ન હતી.

સુરેન્દ્રઃ—ઘેરથી નાસી આવ્યો છું.

શ્રીરામકૃષ્ણઃ—(માસ્તરને) તેમાં શું થઇ ગયું ? હૃદયમાં માની સ્થાપના થએલી હોય તો બસ.

સુરેન્દ્ર મા ! મા ! કરીને દેવીના સંબંધમાં કેટલીક વાતો કહેવા લાગ્યો, અને તેના તરફ જોઇને પરમહંસજીની આંખમાંથી પણ આંસુ વહેવા લાગ્યાં. તેમણે માસ્તર તરફ ફરીને ગદ્‌ગદ્ સ્વરે કહ્યું, 'વાહ ! કેવી એની ભક્તિ છે ! અહાહા ! તે આવી ભક્તિ કરે છે !'

શ્રીરામકૃષ્ણઃ—(સુરેન્દ્રને) ગઈ કાલે સાત અને સાડાસાત વાગ્યાની વચ્ચેના વખતમાં મને ભાવાવેશ આવ્યો હતો. તે વખતે મેં જોયું તો જાણે મારી આગળ

તારા ઘરનો દેવસેવાનો ઓરડો દેખાયો. ત્યાં મેં માતાજીની પ્રતિમા જોઇ. બધો ઓરડો તેજથી ઝળહળી રહ્યો હતો. આ ઓરડો અને તે ઓરડો એકાકાર થઇ ગયા હતા—જાણે એકજ પ્રકાશનો પ્રવાહ બે સ્થાનની વચમાં પ્રવાહિત થઇને તેમને જોડી દેતો હોય !

સુરેન્દ્રઃ—હું બરાબર તેજ વખતે માને કાલાવાલા કરતો હતો. મારા ભાઇઓ મને છોડીને ઉપર ચાલ્યા ગયા હતા. મને એવો ભાસ થયો કે જાણે માતાજી મને કહે છે કે હું બીજીવાર આવીશ !

અગીઆર વાગવા આવ્યા હતા. પરમહંસજીએ દવા ખાધી. મણિએ તેમના ખોબામાં પાણી રેડીને કોગળો કરાવ્યો.

શ્રીરામકૃષ્ણઃ—(મણિને) ચણાની દાળ ખાઇને રાખાલ માંદો પડયો છે. હમેશાં સાત્વિક આહાર કરવો. તેં ગીતા નથી વાંચી ? તું ગીતા વાંચને ! **ગીતામાં તમામ શાસ્ત્રોનો સાર છે.**

સાંજ પડતાં ડૉક્ટર સરકાર પરમહંસજી પાસે આવી પહોંચ્યા. તેમની સાથે અવતાર ઇત્યાદિ વિષે વાતચીત થયા પછી વેદાંતવિષે વાત ચાલતાં પરમહંસજી કહેવા લાગ્યાઃ—.

તમે જેમ જેમ આગળ વધતા જશો તેમ તેમ તમને ભગવાનની ઉપાધિ ઓછી થતી જણાશે.

વેદાંતનું એક દૃષ્ટાંત કહું છું તે સાંભળો. એક રાજાની પાસે એક બાજીગર જાદુના ખેલ કરવા આવ્યો. રાજાએ તેની ચાલાકી જોવાનું રાખ્યું. તે બાજીગર રાજાની સામેથી જરાક દૂર ગયો અને રાજાને એવું માલૂમ પડયું કે જાણે એક સ્વાર તેની સામે આવે છે ! તે ઘોડા ઉપર બેઠો છે અને તમામ જાતનાં હથિયાર ધારણ કર્યાં છે ! રાજા અને આખી સભા વિચાર કરે છે કે આ દેખાય છે તો સ્વાર; પણ એમાં સત્ય શું છે ? ઘોડો સાચો છે કે તેનો સાજ સાચો છે કે હથિયાર સાચાં છે ? આખરે ખરી હકીકત તેમને બતાવવામાં આવી ત્યારે તેઓ સમજ્યા કે ઘોડો, સાજ અને હથિયાર—બધાંએ જૂઠાં હતાં. માત્ર એકલો સવારજ સાચો હતો. તેવીજ રીતે 'આ જગત્ જૂઠું છે અને બ્રહ્મ એકલોજ સત્ય છે' એવો જ્ઞાન-વિચાર કરતાં કરતાં આ જગત્માંનું કશુંએ રહેશે નહિ.

તોપણ સંસાર સત્ય છે એ ભ્રમ એવો છે કે તે સહેલાઇથી જાય એમ નથી. જ્ઞાન થયા પછી પણ તેનો લેશ રહી જાય છે. સ્વપ્નમાં વાઘ જોયો હોય તો જાગી ઉઠયા પછી પણ થોડીવાર કાળજું ધડકયા કરે છે.

ચોર લોકો ખેતરમાં અનાજ કાપી જવા આવે છે તેથી કરીને ખેતરવાળા ખેતરની વચ્ચે ચાડીઆ ઉભા કરે છે. એકવાર કેટલાક ચોર એક ખેતર આગળ આવ્યા

અને ચાડીઆને માણસ ધારીને વેગળે ઉભા. ખેતરમાં પેસવાની તેમની હિંમત ચાલી નહિ. એક જણે પાસે જઇને જોયું તો ચાડીઓ નીકળ્યો! તે પોતાના સોબતીઓને કહેવા લાગ્યો કે, અલ્યા ચાલો! એ તો ચાડીઓ છે! બીહો છો શું? પણ પેલા બધાના ટાંટીયા તો લબુક લબુક થયા કરે. આખરે તે માણસે ચાડીઆને પાડી નાખ્યો અને કહ્યું કે, જુઓ એમાં કાંઇ છેજ નહિ. આમ થયું ત્યારે સર્વનો ભય દૂર થયો. તેવીજ રીતે **નેતિ નેતિ**, આ અસત્ય છે, આ અસત્ય છે, એવો વિચાર કરો તો જે મિથ્યા અધ્યાસ તમને થએલો છે તે દૂર થશે.

ડૉક્ટરઃ—આ વાત તો ઘણી સરસ કહી.

શ્રીરામકૃષ્ણઃ—હાં! કેવી વાત?

ડૉક્ટરઃ—સરસ!

શ્રીરામકૃષ્ણઃ—ત્યારે જરા 'થેંક્ યુ' તો બોલો!

ડૉક્ટરઃ—તમે બીજાના મનની વાત તો જાણી શકો છો ને? ત્યારે વિચાર કરો કે કેટલી અડચણ વેઠીને હું તમને જોવા માટે અહિં આવ્યો હઇશ?

શ્રીરામકૃષ્ણઃ—વારૂ, તોપણ 'મૂર્ખાઓની ખાતર' કાંઇક તો બોલો!

ડૉક્ટરઃ—એટલે શું?

શ્રીરામકૃષ્ણઃ—વિભીષણને લંકાની ગાદી લેવાની ઇચ્છા ન હતી. તેણે કહ્યું કે હે રામ! તમે મને મળ્યા; હવે મારે રાજપાટનું શું કામ છે? રામ કહે. 'વિભીષણ તમારી ઇચ્છાથી નહિ તોપણ મૂર્ખાઓની ખાતર રાજા થાઓ. લોકો કહેશે કે તમે રામની આટઆટલી સેવા કરી પણ તમને ફાયદો શો થયો? કાંઇ ઐશ્વર્યની પ્રાપ્તિ થઇ? એવા મૂર્ખાઓને ઉપદેશ આપવાની ખાતર તમે રાજ્ય સ્વીકારો.'

ડૉક્ટરઃ—પણ અહિં તો કોઇ મૂર્ખ નથી!

શ્રીરામકૃષ્ણઃ—અરે મૂર્ખાએ છે અને બેવકૂફ પણ છે! બધાએ છે.

ડૉક્ટરે પરમહંસજીને માટે દવા આપતાં કહ્યું કે, આ બે ગોળીઓ આપું છું પુરુષ અને પ્રકૃતિ! (હસાહસ)

શ્રીરામકૃષ્ણઃ—(હસીને) હા, તેઓ સાથે સાથેજ રહે છે. જુઓને, કબૂતરનાં કેવાં જોડાં બંધાઇ જાય છે અને નરમાદા છૂટાં પડતાંજ નથી! જ્યાં પુરુષ ત્યાં પ્રકૃતિ અને પ્રકૃતિ ત્યાં પુરુષ!

આજે વિજયાદશમી હતી તેથી પરમહંસજી મહારાજે ડૉક્ટરને કહ્યું કે, જરા ગળ્યું મોં કરીને જાઓ. શિષ્યો થોડીક મિઠાઇ લઇ આવ્યા.

ડૉક્ટરઃ—(ખાતાં ખાતાં) ખવડાવવા માટે તમને 'થેંક યુ' કહું છું; પણ મને ઉપદેશ આપ્યો તે બદલ તો નહિજ. તે ખાતેનો ઉપકાર શામાટે શબ્દવડે દર્શાવવો જોઇએ?

શ્રીરામકૃષ્ણ:—(હસીને) ત્યારે મનમાં રાખો. બોલવાની શી જરૂર છે? થોડું થોડું ધ્યાન કરતા રહેજો. (નાના નરેન્દ્ર તરફ આંગળી કરીને) જુઓ. એનું મન ઈશ્વરમાં એકદમ લીન થઇ જાય છે. એ બધી વાત મેં તમને કહી હતી—

ડૉક્ટર:—આ લોકોને કહોને?

શ્રીરામકૃષ્ણ:—જેનો જેવો અધિકાર તેને તેટલું કહેવાય. જેમ સમજણવાળી માતા પોતાનાં છોકરાંને રુચતું પચતું ખવડાવવા માટે એક ધાન્યમાંથી અનેક પ્રકારની ચીજો બનાવી દે છે. કોઇને બાસુદી ખવરાવાય અને જેની પાચનશક્તિ નબળી હોય તેને દૂધની પાતળી પાતળી કાંજીજ અપાય!

પછી ડૉક્ટર ગયા. આજ વિજયાદશમીનો તહેવાર હોવાથી બધા ભક્તોએ પરમહંસજી મહારાજને સાષ્ટાંગ પ્રણામ કર્યા અને તેમની ચરણરજ પોતાને માથે મૂકી. ત્યાર પછી તેઓ એક બીજાને સ્નેહપૂર્વક ભેટયા. પરમહંસજીના શરીરને અત્યંત પીડા થતી હતી પણ અત્યારે તેઓ પોતાનું તમામ દુઃખ ભૂલી ગયા! પરસ્પર પ્રેમાલિંગન અને ત્યાર પછી મિષ્ટાન્નનું ભોજન એ બેઉ કાર્યમાં ઘણો વખત નીકળી ગયો.

પરમહંસજી મહારાજ પાસે નાનો નરેન્દ્ર, માસ્તર તથા બીજા બેચાર શિષ્યો બેઠા હતા, અને તેઓ અત્યારે આનંદપૂર્વક વાત કરતા હતા. પ્રથમ ડૉક્ટરની વાત નીકળી.

શ્રીરામકૃષ્ણ:—હવે ડૉક્ટરને ઝાઝું કહેવાની જરૂર નથી. જ્યારે ઝાડને કાપવાનું કામ પૂરૂં થવા આવે છે ત્યારે કાપનારાઓ વેગળે જતા રહે છે, અને ઝાડ થોડીવારમાં પોતાની મેળેજ નીચે પડી જાય છે!

નાનો નરેન્દ્ર:—હા, સિદ્ધાંત તો એજ છે!

શ્રીરામકૃષ્ણ:—ડૉક્ટરની મનોવૃત્તિ હમણાં હમણાં બદલાઇ ગઇ છે, નહિ?

માસ્તર:—હા જી. અહિં આવે છે એટલે એમની બુદ્ધિ પણ જાણે કુંઠિત ન થઇ જતી હોય એવું લાગે છે. કયી દવા આપવી છે એ વિષે તો કદી તેઓ વાતજ કરતા નથી. અમે સંભારી આપીએ છીએ ત્યારે કહે છે કે, હાં! હાં! દવા આપવાની તો ખરી.

દિવાનખાનાવાળા ઓરડામાં કેટલાક શિષ્યો ગાતા હતા.

પરમહંસજી મહારાજ જે ઓરડામાં બેઠા હતા તે ઓરડામાં તેઓ આવ્યા એટલે તેમને મહારાજે કહ્યું, તમે ગાતા હતા પણ તમારો અરસપરસ મેળાપ કેમ થતો ન હતો? તમારામાંથી કોઇએ બેતાલું ગાવાની શક્તિ મેળવી હોય એમ લાગે છે!

નાના નરેન્દ્રની સાથે તેના સગાનો એક છોકરો આવ્યો હતો. તેણે કપડાંનો પુષ્કળ ઠઠેરો માર્યો હતો અને આંખે ચશ્મા મહેર્યાં હતાં. પરમહંસજી મહારાજ

નાના નરેન્દ્ર સાથે વાત કરવા લાગ્યા.

શ્રીરામકૃષ્ણ:—જુઓ, આ પેલો છોકરો રસ્તે જાય છે તેના તરફ જરા નજર કરો. કોટનાં બટન ઉઘાડાં રાખ્યાં છે! ધજાની નૅકટાઇ પવનથી ઉડે છે! કેવો વાંકો વાંકો ચાલે છે! હાથે ઘડીઆળ બાંધ્યું છે તે દેખાય એટલા માટે ડગલાની બાંય વારે વારે ઉંચી ચડાવે છે! માથે પટીઆં પાડયાં છે અને વાળને કાન આગળ વાંકડીઆ બનાવ્યા છે! ચાલતી વખતે લટકો કેવો છે! અરે, એક વાર જુઓ તો ખરા!

મોર પોતાના પીછાંને માટે ઘણો મગરૂર છે પણ પગ જુઓ તો કેવા વરવા!

વળી ઉંટનાં તો અઢારે અંગ વાંકાં—એકે દેખાવડું નહિ!

નાના નરેન્દ્રની સાથે આવેલા છોકરાએ કહ્યું કે, ઉંટ કદ્રૂપું છે છતાં પણ તેનો સ્વભાવ સારો છે.

શ્રીરામકૃષ્ણ:—ઠીક છે; પણ કાંટાવાળો પાલો ખાય છે. મોંમાંથી લોહી દદડે છે તોપણ કાંટા ખાવાનું છોડતો નથી! સંસારી માણસો પણ તેના જેવાજ છે. છોકરાં મરી જાય ત્યારે રડે છે પણ પાછાં નવાં છોકરાં પેદા કરે છે!

આજે આસો વદ ૭ ને શુક્રવાર છે. ઉપર કહી ગયા હતા તેજ બે મજલાવાળા ઘરમાં શ્રીરામકૃષ્ણજી રહે છે; કેટલાક શિષ્યો તેમની પાસે બેઠા છે. ડૉક્ટર મહેન્દ્રનાથ સરકાર અને પ્રતાપ આવી પહોંચ્યા છે.

પ્રતાપબાબુ ડૉક્ટર ભાદુડિના જમાઇ થતા હતા. પરમહંસજી મહારાજે પ્રતાપને જોઇને ડૉક્ટર ભાદુડિની પ્રશંસા કરવા માંડી.

શ્રીરામકૃષ્ણ:—(પ્રતાપને) વાહ! છેલ્લી અવસ્થા કેવી ઉત્તમ બની ગઇ છે! ઇશ્વરચિંતન, પવિત્રતા, બધાએ ગુણ તેનામાં ખીલી નીકળ્યા છે! વળી તે સાકાર અને નિરાકાર બેઉને માને છે!

માસ્તરને તીવ્ર ઇચ્છા હતી કે એકવાર પેલી ઇંટ પથરાવાળી વાત હમણાં નીકળે તો કેવું સારૂં! તેમણે નાના નરેન્દ્રને ધીમેથી કહ્યુ—પણ એટલું ધીરેથી નહિ કે મહારાજશ્રી સાંભળી ન શકે કે ડૉ૦ ભાદુડિ ઇંટ પથરાવાળી વાત કહેતા હતા તે યાદ છે કે?

શ્રીરામકૃષ્ણ:—ડૉ૦ ભાદુડિ તમારે વિષે શું બોલે છે તે જાણો છો? તમે એ બધું (ગુપ્ત મહાત્માઓ, સૂક્ષ્મ શરીર સ્વપ્નમાં જૂદું પડે છે ઇ૦) માનતા નથી; તેથી મન્વન્તર પૂરો થયા પછી તમારે ઈંટ પત્થરની શ્રેણીમાંથી જીવનનો આરંભ કરવો પડશે!

ડૉક્ટર:—ઈંટ પત્થરથી આરંભ કરીને અનેક જન્મ ધારણ કર્યાં પછી વનસ્પતિ અને જાનવરની શ્રેણીમાંથી પસાર થઇને હું ઘણે કાળે મનુષ્યના વર્ગમાં આવ્યો છું

અને ત્યાં આવ્યા પછી વળી પાછો મારે ઇંટ પત્થરથી આરંભ કરવાનો! વાહરે ડૉ૦ ભાદુડિ!

શ્રીરામકૃષ્ણ:—(ડૉક્ટરને) કાલે મને ભાવાવેશ આવ્યો હતો. તે વખતે મને જણાયું કે તમે જ્ઞાનના ભંડાર છો. પણ તમારૂં મગજ તદ્દન સૂકું દીઠું. આનંદ-રસ ચાખ્યો હોય એમ લાગ્યું નહિ.

(પ્રતાપને) એ જો એકજ વાર ઇશ્વરના આનંદનો સ્વાદ ચાખે તો પછી આખું જગત્ એમને નીચેથી ઉપરસુધી સચરાચર ઇશ્વરથીજ ભરપૂર દેખાય; હું કહું છું તે ખરૂં છે અને બીજા કહે છે તે ખોટું છે; એવો દુરાગ્રહ તદ્દન નિર્મૂળ થઇ જાય, અને એક ઘાના બે કકડા જેવું ફાવે તેમ બોલી નાખે છે તેવું બોલતા બંધજ પડે.

બધા શિષ્યો મૌન ધારણ કરીને બેસી રહ્યા છે. એવામાં પાછા એકાએક શ્રીરામકૃષ્ણ ભાવાવિષ્ટ બનીને ડૉ૦ સરકાર સાથે વાત કરવા લાગ્યા.

મહેન્દ્ર બાબુ! પૈસા પૈસા શું કરી રહ્યા છો? બાયડી! બાયડી! કીર્તિ! કીર્તિ! એવાં શામાટે વલખાં મારો છો? એ બધું જવા દઇ એકાગ્રપણે ઇશ્વરમાં તમારા મનને પરોવો અને તેના આનંદનો ઉપભોગ કરો!

ડૉક્ટર સરકાર મૂંગા મૂંગા બેસી રહ્યા. બીજા સૌ પણ મૌન બેસી રહ્યા.

## જ્ઞાનીના ધ્યાનના પ્રકાર

શ્રીરામકૃષ્ણ:—જ્ઞાની લોકો કેવી રીતે ધ્યાન કરે છે તે બધું મને ન્યાંગટા કહેતો. જાણે ઉપર નીચે ચારે દિશાએ સચરાચર જળથી ભરપૂર એક અનંત સમુદ્ર છે. જીવ જાણે તેની અંદર રહેતી એક માછલી બરોબર છે. એ માછલી આનંદપૂર્વક અનંત જળરાશિમાં તર્યા કરે છે. બરાબર ધ્યાન લાગે તો આ બાબત સાચે સાચી હોય એવું જોઇ શકાય છે.

અથવા એક અનંત સમુદ્ર છે, અને તેની અંદર એક ઘડો મૂકેલો છે. ઘડાની અંદર અને બહાર બધે પાણી છે. જ્ઞાની પુરુષ જોઈ શકે છે કે પોતાની અંદર અને બહાર સર્વત્ર એ એકજ પરમાત્મા વ્યાપી રહ્યો છે. હવે એ ઘડાને લીધેજ પાણીના બે ભાગ થતા હોય એવું દેખાય છે અને જાણે અમુક પાણી તેની અંદરનું અને અમુક પાણી તેની બહારનું એવો ભેદ ઉભો થાય છે. અહંભાવરૂપી ઘડાને લીધેજ આપણે ઇશ્વરથી ભિન્ન છીએ એવો અધ્યાસ થાય છે; પણ જો એ ઘડો ભાગી જાય—અહંભાવ દૂર થાય—તો પછી શું રહે? જે છે તેજ છે. તે શું છે તે મોઢેથી કહી શકાય એવું નથી.

જ્ઞાની પુરુષના ધ્યાન બાબત એક ત્રીજું ઉદાહરણ આપું છું. જાણે અનંત

આકાશ છે. તેમાં પાંખો ફફડાવીને પક્ષી આનંદપૂર્વક ઉડી રહ્યું છે ! આકાશ તે ચિદાકાશને ઠેકાણે અને પક્ષી તે આત્માને ઠેકાણે છે. તેના ઉડ્ડયનને પ્રતિબંધ નથી. સીધું અને સીધું–ઉંચે અને ઉંચે ચિદાકાશમાં ચડયાજ કરે છે ! એના આનંદને સીમા નથી !

ધ્યાનયોગનું આવું વિવેચન શિષ્યો આશ્ચર્યચકિત થઇને સાંભળવા લાગ્યા. થોડી વાર પછી પ્રતાપે બોલવાની શરૂઆત કરી.

પ્રતાપઃ—વિચાર કરવા જઇએ તો બધું છાયા તુલ્ય છે.

ડૉક્ટર—જગતને છાયા કહો તોપણ ત્રણ વસ્તુઓ માનવાની જરૂર છે. સૂર્ય, મૂળ વસ્તુ અને પડછાયો. મૂળ વસ્તુજ ન હોય તો પડછાયો કોનો પડવાનો હતો ? એકવાર તમે કહો છો કે ઈશ્વર સત્ય છે, અને વળી કહો છો કે સૃષ્ટિ મિથ્યા ! પરંતુ જગત્ પણ સત્ય છે.

પ્રતાપઃ—જેમ આરસીમાં પ્રતિબિંબ દેખાય છે તેમ મનરૂપી આરસીમાં જગત્ દેખાય છે.

ડૉક્ટરઃ—પણ કોઇ પણ એકાદ સત્ય વસ્તુ વગર કોનું પ્રતિબિંબ દેખાવાનું હતું ?

નાનો નરેન્દ્રઃ—કેમ ? ઈશ્વર સત્ય વસ્તુ છે, અને તેનું પ્રતિબિંબ આ જગત્ છે.

ડૉક્ટર આ જવાબ સાંભળીને ચૂપ થઇ ગયા.

## ગાંડા તો ચૈતન્યનો વિચાર કરવાથી નહિ પણ જડ વસ્તુઓનાજ વિચારથી થવાય.

શ્રીરામકૃષ્ણઃ—( ડૉક્ટરને ) શિવનાથ કહે છે કે ઈશ્વરવિષે ઝાઝો વિચાર કર્યા કરીએ તો ગાંડા થઇ જઇએ ! પણ ચૈતન્યનો વિચાર કરતાં કદિ અચૈતન્ય થવાય ખરૂં ? જે જ્ઞાનસ્વરૂપ છે, જેના પ્રકાશથી જગતનું આપણને ભાન થાય છે તેનો વિચાર કરવાથી ગાંડા થઇ જવાય એ બનેજ કેમ ?

તમારા સાયન્સમાં એવું આવે છે કે અમુક વસ્તુમાં અમુક વસ્તુ ઉમેરીએ તો અમુક પદાર્થ બને અને અમુકમાંથી અમુક કહાડી લઇએ તો અમુક તત્ત્વ રહે. એવી એવી બાબતોનો વિચાર કરવાથી કદાચ ગાંડા થઇ જવાય; કારણ કે જડ વસ્તુઓના અભ્યાસનું એવું એવું પરિણામ આવે એ કદાચ બનવા જોગ છે; પણ ચૈતન્ય સંબંધે તો તેમ બનેજ નહિ.

ડૉક્ટરઃ—નહિ, નહિ, એની મારફતે તો ઈશ્વરનું જ્ઞાન થાય છે.

માસ્તરઃ—અરે ! પણ માણસમાં તો એથી પણ વધારે સ્પષ્ટ રીતે ઈશ્વરનું દર્શન થાય છે. સાધુ મહાત્માઓમાં ઈશ્વરનો પ્રકાશ તેથી પણ વિશેષ સ્પષ્ટપણે માલમ પડે છે.

ડૉક્ટરઃ—હા, બરાબર છે. માણસમાં પણ ઈશ્વરનો પ્રકાશ છે ખરો.

શ્રીરામકૃષ્ણઃ—ઈશ્વરનો વિચાર કરતાં તે જડ થઇ જવાય ? અરે, એનાજ ચૈતન્યથી જડ અને ચેતન બધા પદાર્થો ચૈતન્યવાન બને છે, એનાજ પ્રભાવથી આપણા અવયવોનું હલન ચલન થાય છે ! તમે એમ કહો કે શરીર હાલે છે, પણ ખરૂં જોતાં તો તમારા શરીરને હલાવનાર તે છે તે તો તમે જાણતા નથી ! તમે કહો છો કે ગરમ પાણીથી હાથ દાઝયો; પણ પાણીમાં બાળવાની શક્તિ છેજ નહિ. એ તો જે ગરમી છે, અગ્નિ છે, તેને લીધેજ હાથ બળી ગયો !

તપેલીમાં વેંગણ, બટાકા બફાય છે. ત્યારે નાનાં છોકરાં કહે કે વેંગણ,બટાકાં કેવાં નાચે છે ! તેઓ જાણતાં નથી કે નીચે તાપ છે તેના જોરથીજ વેંગણબટાકાં કુદાકુદ કરે છે ! તેવી રીતે અજ્ઞાન માણસો સમજે છે કે ઇન્દ્રિયો પોતાની મેળેજ બધા વ્યાપાર કરે છે ! તેમના શરીરની અંદર જે ચૈતન્ય રહેલું છે તેનો તો તેઓ વિચારજ કરતા નથી !

---

## રાધાના જેવા પ્રેમથી પ્રેરિત થઈ હરિ બોલો, હરિ બોલો.

આજે અશ્વિન વદ અમાવાસ્યા શુક્રવાર અને ૧૮૮૫ ના નવેંબરની છઠ્ઠી તારીખ છે.

બપોરના બે વાગ્યાને સુમારે ડૉક્ટર સરકાર મહારાજને જોવા આવ્યા. તેમની સાથે પ્રૉફેસર નીલમણિ હતા. મહારાજશ્રી હસને મોઢે બેઠા હતા. ડૉક્ટરની સાથે પોતાના મંદવાડ તથા દવા સંબંધી વાતચીત થયા પછી તેમણે તેમને કહ્યું કે તમારે માટે આ પુસ્તકો મંગાવી રાખ્યાં છે; એટલે માસ્તરે ડૉક્ટરના હાથમાં રામપ્રસાદ અને કમલાકાંતનાં પુસ્તકો મૂક્યાં. ડૉક્ટરને તે માંહેનાં ભજનો સાંભળવાની ઇચ્છા હતી. મહારાજશ્રીના કહેવાથી માસ્તરે તથા બીજા એક શિષ્યે રામપ્રસાદનાં નીચલા અર્થવાળાં ભજન ગાયાં.

૧

"મારે શાંતિ જોઇએ છે પણ તે છેજ ક્યાં ? હું ક્યાંથી આવ્યો છું અને ક્યાં જાઉં છું ? ફરી ફરીને જગતમાં આવું છું અને જાઉં છું. અનેકવાર રડું છું અને અનેકવાર હસું છું. હું કયી દિશા તરફ ઘસડાઉં છું તેનો હું વિચાર કર્યા કરૂં છું.

મને કોણ રમાડે છે ? હું શા માટે રમત કરૂં છું ? જાણે મારા ઉપર કોઇએ જાદુ કર્યું હોય તેમ હું જાગતો ઉંઘું છું !

વળી હું ક્યાંથી આવ્યો છું, શા માટે આવ્યો છું અને કયી દિશા તરફ ઘસડાઇ જાઉં છું તે હું જાણતો નથી; તણાતો તણાતો હું કેટલા દેશમાં ભટકી આવ્યો છું ? ચારે દિશાએ નાના પ્રકારનો કોલાહલ મચી રહ્યો છે !

કેટલાક હસતા હસતા આવે છે, કેટલાક રડતા આવે છે, કેટલાક ગાતા ગાતા

આવે છે. વળી તેઓ હમણાં છે અને ઘડી પછી નથી ! શા માટે આવ્યા અને શા માટે ચાલ્યા ગયા અને આ બધી કયી જાતની રમત થાય છે તેનો ભેદ કેવી રીતે જાણી શકાય ?

પ્રવાહનું પાણી સ્થિર રહી શકે ખરૂં ? કિનારો હોય યા ન હોય તોપણ તે ચાલ્યુંજ જશે. આ ઘોર સ્વપ્ન કોણુ જાણે ક્યારે ભાગશે ?

હે પ્રભુ ! તમે ચૈતન્ય છો તેથી તમે મને ચેતન આપો.

હે નાથ ! હવે મને વધારે વાર ઉંઘવા દેશો નહિ—આ દારુણ, ઘોર, ઘન અંધકારમાં મને ઉંઘવા દેશો નહિ.

મારા અંધકારનો નાશ કરીને મને જ્ઞાનનો પ્રકાશ આપો. તમારા સિવાય મારે બીજા કોઇનો આધાર નથી તેથી હું તમારાં ચરણનું શરણ લઉં છું. ”

૨

“હે નિતાઈ ! તમે મને પકડી રાખો ! આજે મારા હૃદયમાં કાંઇ કાંઈ થાય છે.

નિતાઇ મનુષ્યમાં હરિનામ વહેંચવા જાય છે ત્યારે પ્રેમસરિતામાં તરંગ ઉછળે છે. એ તરંગમાં હમણાં હું તણાઇ જાઉં છું.

નિતાઇ ! જે દુઃખ મારા હૃદયમાં અત્યારે થાય છે તેનું બ્યાન હું કોની આગળ કરૂં ? મનુષ્યોનું દુઃખ જોઇને હું શોકના પ્રવાહમાં ડૂબી જાઉં છું !

“હે જગાઈ માધાઇ ! આવો, આપણે તૃપ્તિપર્યંત હરિનામનો ઉચ્ચાર કરીને નાચીએ.”

૩

રાધાના પ્રેમનો જુઆળ ઉઠે છે. તેનો પ્રેમ અસંખ્ય પ્રવાહમાં વહે છે; જેને જેટલો જોઇએ તેટલો તેને મળે છે !

પ્રેમમાં રાધાજી ઈચ્છાપૂર્વક પ્રેમની લહાણી કરે છે, રાધાના પ્રેમથી પ્રેરિત થઈ હરિ બોલો.

પ્રેમથી આત્મા ઉન્મત્ત થાય છે; પ્રેમના તરંગમાં આત્મા નૃત્ય કરે છે; આવ આવ, આપણે રાધાના પ્રેમની ખાતર હરિ બોલીએ !”

## જ્ઞાની ગુણાતીત છે—ત્યાગ જરૂરનો છે.

આજે સોમવાર તારીખ ૧૫ માર્ચનો દિવસ છે. હમણાં પરમહંસજીનું શરીર વ્યાધિગ્રસ્ત રહેતું હતું. આજે જરા ઠીક હતું અને તેઓ ધીમેથી વાત કરતા હતા. શિષ્યો સાથે પોતાના શરીર સંબંધી તેમજ ઈશ્વરસંબંધી કેટલીક વાતચીત કર્યા પછી તેઓ નરેંદ્ર તરફ સ્નેહભરી નજરથી જોઇને કહેવા લાગ્યા:—

એક ચાંડાલ માંસનું પોટલું માથે મૂકીને જતો હતો, એવામાં શંકરાચાર્ય પણ તે રસ્તે થઇને ગંગાસ્નાનમાટે જવા નીકળ્યા. પેલા ચાંડાલનો તેમના શરીરને

અકસ્માત સ્પર્શ થઇ ગયો. આથી તેમને ઘણો ક્રોધ ચડયો અને ચાંડાલને કહ્યું કે તું મને અડક્યો કેમ ? ચાંડાલ કહે, મહારાજ ! નથી તમે મને અડકયા કે નથી હું તમને અડક્યો ! તમે આ દેહ છો , મન છો અથવા બુદ્ધિ છો ? તમે પોતે કોણ છો તેનો વિચાર કરો. શુદ્ધ આત્મા તો સર્વ કાળ તદ્દન નિર્લિપ્ત છે. સત્ત્વ, રજ અને તમ એ ત્રણેમાંથી એક પણ ગુણવડે તે લિપ્ત થતો નથી.

બ્રહ્મ કેવો પદાર્થ છે ? દાખલાતરીકે વાયુ જેવો. વાયુમાં સુગંધ અને દુર્ગન્ધ બેઉ ભળી જાય છે, પણ વાયુ પોતે તો એ બેઉથી અલગજ રહે છે.

નરેન્દ્રઃ—હાજી.

શ્રીરામકૃષ્ણઃ—એજ પ્રમાણે જ્ઞાની ગુણાતીત અને માયાતીત કહેવાય છે. તે અવિદ્યા માયા અને વિદ્યામાયા બેઉથી અતીત છે. કામિનીકાંચન એ અવિદ્યા છે. જ્ઞાન, ભક્તિ, બધી વિદ્યાની વિભૂતિઓ છે. શંકરાચાર્યે લોકોને ઉપદેશ આપવાને માટે વૈરાગ્ય—એ વિદ્યામાયા રહેવા દીધી હતી. તમને બધાને મારે માટે ચિન્તા થાય છે એ ચિન્તા પણ વિદ્યામાયાથીજ . ઉત્પન્ન થઇ છે.

એ વિદ્યામાયાનો આશ્રય લીધાથી બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિ થાય છે. જેમ નીસરણીનાં એક પછી એક પગથીઆં ચડતાં ચડતાંજ આખરે અગાસીમાં પહોંચી શકાય છે તેમ.

નરેન્દ્રઃ—કેટલાક મારા ઉપર ક્રોધે ભરાય છે—મારા ત્યાગની બાબતને લીધે.

શ્રીરામકૃષ્ણઃ—( ધીમે અવાજે ) ત્યાગ જરૂરનોજ છે.

એક ચીજની પાછળ બીજી ચીજ પડી હોય અને જો આપણે તે પાછળની ચીજ લેવી હોય તો તે આગળની ચીજને ખસેડવીજ જોઇએ. ખસેડયા વગર પાછળ રહેલી વસ્તુ લેવાયજ શી રીતે ?

નરેન્દ્રઃ—હાજી, ખરૂં છે.

શ્રીરામકૃષ્ણઃ—( ધીમે અવાજે, નરેન્દ્ર ) જ્યારે આખું જગત તે ( ઈશ્વર ) મય દેખાય ત્યારે તેના સિવાય બીજું કાંઇ દેખાય કે ?

નરેન્દ્રઃ—સંસારત્યાગ કર્યાથી એવી અવસ્થા થાય ખરી ?

શ્રીરામકૃષ્ણઃ—મેં તને હમણાં શું કહ્યું ? તેરૂપજ જગત દેખાય એટલે પછી સંસાર બંસાર દેખાયજ શાનો ? જ્યાં જુઓ ત્યાં ઈશ્વરજ ઈશ્વર !

તોપણ હું તમને તનથી સર્વનો ત્યાગ કરવાનું કહું છું. અહિં જેઓ આવે છે તેમાંના કોઇ સંસારી નથી. કેટલાકને જરા જરા ઇચ્છા ( સંસારમાં રહેવાની ) હતી ખરી—સ્ત્રીનો સહવાસ કરવાની પણ ઇચ્છા હતી; ( રાખાલ, માસ્તર વગેરે જરાક હસે છે ) પરંતુ હવે તેમની એ વાસના શમી ગઇ છે.

શ્રીરામકૃષ્ણ નરેન્દ્ર તરફ પ્રેમપૂર્ણ દૃષ્ટિથી જોવા લાગ્યા. તેને નિહાળતાં નિહાળતાં આનંદથી ચકચૂર થવા લાગ્યા. શિષ્યો તરફ જોઇને તેમણે કહ્યું,— 'ખૂબ' !

નરેન્દ્રઃ-ખૂબ શું ?

શ્રીરામકૃષ્ણઃ-ખૂબ ત્યાગ કરીને આવ્યા છે.

નરેન્દ્ર તથા બીજા શિષ્યો કાંઇ બોલ્યા નહિ અને પરમહંસજી સામે જોઇ રહ્યા. થોડીવારે પરમહંસજીએ નરેન્દ્રને કહ્યું કે, કાંઇક ગા.

નરેન્દ્રે ગળામાંથી સૂર કહાડીને ગાવા માંડ્યું, તેના હૃદયમાં ત્યાગના વિચારો ઘૂમતા હોવાથી તેણે વૈરાગ્યપૂર્ણ શ્લોક પસંદ કર્યો.

**नलिनीदलगतजलमति तरलम् तद्वज्जीवनमतिशय चपलम् ।**
**क्षणमिह सज्जनसंगतिरेका भवति भवार्णव तरणे नौका ॥**

"કમળના પત્ર ઉપર પડેલા પાણીના ટીપાની પેઠે જીવન પણ અતિશય ચંચળ એટલે અસ્થિર છે. સત્પુરુષનો એક ક્ષણવાર પણ સમાગમ કર્યો હોય તો તે સંસાર-સાગર તરી જવાની નૌકાતુલ્ય નીવડે છે."



# જોઇયે છે માણસો હિન્દને

માબાપો—પ્રેમ કરનાર અને શિક્ષણ આપનાર; પરંતુ આજ્ઞા નહિ કરનાર.

શિક્ષકો—વિચાર કરતાં અને ભિન્ન મત ધરાવતાં શીખવનાર અને પોતે જે કહે તેને વેદવાક્ય તરીકે મનાવે નહિ એવા.

નેતાઓ—દિશા બતાવે; પરંતુ આજ્ઞા ન કરે એવા.

મિત્રો—મતભેદ છતાં પણ માન અને સહાયની ખરી વૃત્તિથી કામ કરનારા.

ઉપદેશકો—વાણીથીજ નહિ, પણ સદાચારથી સિદ્ધાંતો શીખવનારા.

પતિઓ—પત્નીપ્રત્યે પ્રેમ, સેવા અને સહકાર્ય કરનાર; પણ જુલમ કરીને તેનું વ્યક્તિત્વ નાશ ન કરે એવા.

દેશભક્તો—ટુકડાઓ કરતાં મૂળતત્ત્વોનો વિશેષ વિચાર કરનારા.

તરુણો—પોતાના ભૌતિક લાભો કરતાં દેશહિતની વિશેષ દરકાર રાખનારા, સેવા કરવાની અને દુઃખ સહન કરવાની સંધિઓ ખોળનારા, અન્યોની તુલના કરતી વખત આંતર્નિરીક્ષણ કરનારા અને કાંઇક જોખમ ખેડીને પણ સાધનોત્પાદક સર્ગશક્તિને કેળવનારા.

પત્નીઓ—પોતાના તરફ દાસી, પશુ અને સંતાનોત્પાદક યંત્ર જેવી વર્તણુક થવા દીધા વિના પ્રીતિ અને પાતિવ્રત્યના સદ્દગુણો જાળવનાર.

શાસકો—સત્તા ચલાવનારા નહિ; પરંતુ સ્વશાસન ચલાવવાનું શીખવનારા.

જમીનદારો—પોતાના ખેડુતોની માનવોચિત આવશ્યકતાઓનો વિશેષ વિચાર કરનારા અને પોતાની તીજોરીનો ઓછો વિચાર કરનારા.

જાહેર પુરુષો—ઉપાધિ અને જાગીર કરતાં સત્યનો વિશેષ વિચાર કરનારા.

શિક્ષણશાસ્ત્રીઓ—પંડિત કરતાં મનુષ્યપ્રાણી તરીકે વિશેષ વર્તનારા.

વ્યાખ્યાતાઓ—લોકપ્રિયતાની ઓછી દરકાર રાખી, સત્યનું સવિનય સ્પષ્ટીકરણ કરનારા.

પત્રકારો—અંગત ઇર્ષ્યાઓ બાજુ રાખી મહત્ત્વની બાબતોપર વિશેષ લખનારા.

રીપોર્ટરો—હકીકતની વિશેષ દરકાર રાખનારા, અને હકીકત કેવી હોવી જોઇએ તે સંબંધી પોતાની ઇચ્છાઓની ઓછી દરકાર રાખનારા.

સંસ્થાઓ—દેશનાં હિત અને કલ્યાણની વિશેષ કાળજી રાખનાર અને પોતાની સત્તા, લોકપ્રિયતા તથા તીજોરીની ઓછી દરકાર રાખનાર.

લાલા લજપતરાય. 'અભ્યુદય' ઉપરથી. સહજ ફેરફારસાથે.

# સારામાઠા પ્રસંગે જ્ઞાનની લ્હાણી

પોતેજ પૂર્ણ જ્ઞાની થઇને બીજાઓને જ્ઞાન આપવું એ તો કોઇકજ બને; પરંતુ મહાન જ્ઞાનીઓના જ્ઞાનોપદેશરૂપ ઉમદા પુસ્તકો તો સર્વ કોઇ બીજાઓને આપી શકે.

અનેક ઉદારાત્માઓ આ પ્રકારે પોતાના ધનનો થોડોઘણો સદુપયોગ કરેછેજ; પરંતુ દેશની વર્તમાન દશા તરફ જોતાં આ પ્રકાર સર્વત્ર મોટા પ્રમાણમાં ચાલુ થઇ એક ઉમદા સામાજીક રૂઢિરૂપે બની રહેવાની જરૂર છે.

સારામાઠા પ્રસંગો ઉપર માત્ર થોડાક વધુ ખર્ચથી (કે થોડુંક ઘી ઓછું વાપરીને પણ) શારીરિક ખાનપાન ઉપરાન્ત એવાં માનસિક ખોરાકની પત્રાવલિરૂપ ઉમદા પુસ્તકો પણ પ્રત્યેક મહેમાન વગેરેને ભેટ અપાય તો તે તેમને માટે ગમે તેવાં મિષ્ટાન્ન અને બીજી વસ્તુઓ કરતાં ઘણુંજ વધારે ઉપકારક થાય એ ખુલ્લું છે.

ઇચ્છા હોય તો, "અમુક પ્રસંગ અથવા વ્યક્તિના સ્મરણનિમિત્ત અમુક તરફથી ભેટ" કે એવુ કાંઇ મુખપૃષ્ઠપર છપાવીને, કે રબરસ્ટાંપથી છાપીને અથવા હાથવડે લખીને તેવી ભેટ આપવાથી તે પ્રસંગ અથવા વ્યક્તિના સ્મારકનો હેતુ પણ સરી રહે છે.

સસ્તા સાહિત્યદ્વારા નીકળેલાં અથવા બીજાં જે પણ પોતાને પસંદ પડે તે તે લોકોપકારક પુસ્તકો આવી રીતે પ્રત્યેક નાનામોટા તથા સારામાઠા પ્રસંગે વહેંચીને ધનના સદુપયોગનું તેમજ જ્ઞાન જેવી સર્વોપરિ વસ્તુના પ્રચારનું શ્રેય દરેક સમજુ મનુષ્યે મેળવવું ઉચિત છે.

છુટથી ખર્ચ કરવા ઇચ્છનાર રકમના પ્રમાણમાં કોઇ એક નાનામોટા ઉપકારક પુસ્તકની ખાસ આવૃત્તિ છપાવીને વહેંચી-વહેંચાવી શકે; અને મધ્યમ કે ઓછી રકમ ખર્ચવાની હોય તો પોતાને પસંદ પડે તેવા કોઇએક ઉત્તમ પુસ્તકની સામટી પ્રત ખરીદીને મહેમાનો, પડોશીઓ, જ્ઞાતિબંધુઓ, વગેરેમાં તેની લ્હાણી કરી શકે. જો એકથી વધુ જાતનાં સારાં સારાં પુસ્તકો લીધાં હોય તો ભેટ લેનારને તેમાંથી પોતાને મનગમતું પુસ્તક ઉપાડી લેવાની સગવડ પણ આપી શકાય. માત્ર પાંચ દશ રૂપિયાજ આ રસ્તે ખર્ચવા હોય તોપણ ગીતાનો ૧૮ મો અધ્યાય અથવા તો બીજી કોઇ સારી બસો ચારસો પુસ્તિકાઓની લ્હાણી વહેંચી શકાય. છેવટે એકાદ રૂપિયો ખર્ચવો હોય તો તેટલાવડે પણ ધર્મગ્રંથોમાંની અથવા બીજી અસરકારક શિખામણોનાં સો બસો હસ્તપત્ર સુખેથી વહેંચી શકાય.

ગીતાના ૧૮ મા અધ્યાયવાળી પુસ્તિકાઓ તો હરકોઇ માણસ હાલતાં ચાલતાં પણ પાવલામાં દશ પ્રત દશ જણને ભેટ આપવાનો લ્હાવો લઇ શકે.

**સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય—અમદાવાદ અને મુંબઈ.**

# उत्तम वांचनना फायदा

## ( અનેક અનુભવીઓના ઉદ્‌ગાર )

"તમે ગમે તેવી નવલકથાઓ અને બીજું જે આવ્યું તે વાંચવા મંડી પડો છો, પણ એવું તો તમે થોડું વાંચો તેમજ સારૂં. ગીતાજી વાંચો, વેદાંતનાં બીજાં પુસ્તકો વાંચો; કેમકે તેની તમારે આખા જીવનસુધી જરૂર છે."

"સ્વામી વિવેકાનંદ"

"પુસ્તકોમાં હું ગુંથાયલો રહી શકતો, તેથી મને બે માસ વધારે જેલ મળત તોપણ હું કાયર નહિ થાત; એટલુંજ નહિ પણ મારા જ્ઞાનમાં ઉપયોગી વધારો કરી શકવાથી હું ઉલટો વધારે સુખચેનમાં રહેત. હું માનું છું કે જેને સારાં પુસ્તકો વાંચવાનો શોખ છે; તે ગમે તે જગ્યાએ એકાંતવાસ સહેલાઇથી વેઠી શકે છે. ××× એક પછી બીજું, એમ પુસ્તકો વાંચતાં છેવટે તમે અંતરવિચાર પણ કરી શકશો."

"મહાત્મા ગાંધીજી"

"ગરીબોને દરિદ્રતામાંથી છોડવવાની, દુઃખીઓનાં દુઃખ દૂર કરવાની, શરીર તથા મનનો થાક ઉતારવાની, અને માંદાઓનું દર્દ ભૂલાવી દેવાની ગ્રંથોમાં જેટલી શક્તિ છે, તેટલી શક્તિ ઘણું કરીને બીજી કોઈ ચીજમાં નથી." "મારડન"

"પુસ્તકોનો સ્નેહ એ ઇશ્વરના રાજ્યમાં પહોંચવાનો પરવાનો છે."

"ખરાબ ચોપડીઓનું વાંચન; એ તો ઝેર પીવા સમાન છે."

"મહેલોથી તથા અખૂટ ભંડારથી જે સંતોષ નહિ મળે તે સંતોષ તમને ઉત્તમ પુસ્તકોથી પ્રાપ્ત થશે.

"લીલા વનમાં ભૂખે મરનાર પશુમાં અને આટલાં આટલાં વાંચવાનાં સાધન છતાં જ્ઞાનહીન રહેનારા મનુષ્યમાં શું તફાવત?"

"સહવાસથી જેમ માણસના ગુણની અને પ્રકૃતિની પરીક્ષા થાય છે, તેમ જે પુસ્તકોનો તેને શોખ હોય છે તે ઉપરથી પણ તેના વિષે અનુમાન થાય છે."

"ઉત્તમ ગ્રંથો તેનું સેવન કરનારાઓમાં ધર્મ, નીતિ, ચાતુર્ય, પ્રતિભા, શૌર્ય, ધૈર્ય તથા પરોપકારવૃત્તિને વિસ્તારે છે; અને જેમ જેમ એ દૈવી ગુણોની સત્તા જામતી ચાલે છે; તેમ તેમ દુનિયાને પીડારૂપ આસુરી ભાવોની જડ નાશ પામતી જાય છે."

"ખોરાક વિનાના શરીરની પેઠે જ્ઞાનવિનાનું મન પણ નિર્માલ્ય છે. એ જ્ઞાનને મેળવવાનું સર્વોપરિ સાધન વાચન હોવાથી જે ઘરમાં સારાં પુસ્તકો નથી, તે ઘર, ઘર નહિ પણ નિર્માલ્ય તનમનવાળાં જીવતાં મુડદાંઓને રહેવાની ઘોરજ છે."

એક વિદ્વાન ઠીકજ કહે છે કે, "વાંચવાની હોંશ છોડી દેવાના બદલામાં કોઇ મને

